Shree Jain Prachina Sahityoddhar Grathavali Series No. 6

શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થાવલિ પુષ્પ-૬

પૂર્વાચાર્ય વિરચિત

# મહાપ્રાભાવિક નવસ્મરણ

મૂળ, ગુજરાતી ભાષાંતર, વિસ્તૃત વિવેચન,
નવ પરિશિષ્ટો અને ચારસો બાર ચિત્રો સહિત

સંપાદક તથા સંશોધક
સારાભાઈ મણિલાલ નવાબ



: પ્રકાશક :
વિ. સં. ૨૦૧૭] સારાભાઈ મણિલાલ નવાબ અમદાવાદ-૧ [ઈ. સ. ૧૯૬૧

श्री वीतरागाय नमः

# બીજી આવૃત્તિનું નિવેદન

મારી ગ્રન્થાવલિના છઠ્ઠા પુષ્પની આ બીજી આવૃત્તિ લગભગ વીસ વર્ષ પછી જૈન જનતાની ઘણી જ માંગણી હોવાથી અને પ્રથમ આવૃત્તિ આજે બજારમાં એક સો રૂપિયે પણ મળવી દુર્લભ થઈ જવાથી; પ્રસિદ્ધ કરવાનું મેં સાહસ કર્યું છે અને આશા રાખું છું કે મારા અગાઉના પ્રકાશનોની માફક આ ગ્રન્થની નકલો પણ ખરીદ કરીને જૈન સમાજ મારી પ્રવૃત્તિને વધુ ઉત્તેજન આપશે.

પ્રસ્તુત આવૃત્તિમાં યંત્રાકૃતિઓ પાછળ આપવાને બદલે લખાણની સાથે સાથે આપવામાં આવેલી છે અને આ આવૃત્તિમાં પૂજ્ય પન્યાસ પ્રવર શ્રી ભદ્રંકરવિજયજીના શિષ્ય શ્રી કુંદકુંદવિજયજીનો **પરમેષ્ઠિ નમસ્કારનો પરિચય** નામનો લેખ તથા નમસ્કાર મહામંત્રના પ્રભાવની કેટલીક કથાઓ અને નમસ્કાર મહામંત્રને લગતાં પ્રાચીન સ્તોત્રો તેના ગુજરાતી ભાષાંતર સાથે પરિશિષ્ટો નંબર, ૬ થી ૯ તરીકે વધારામાં આપવામાં આવેલાં છે, તે તરફ વાંચકોનું ખાસ લક્ષ ખેંચવાની રજા લઉં છું.

વળી. **શ્રી નમસ્કાર મહામંત્રના પ્રભાવે** નામનો પૂજ્ય પન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકરવિજયજીના આજ્ઞાનુવર્તિ તપસ્વી પૂજ્ય શ્રી જયપદ્મવિજયજીનો તેઓશ્રીના અંગત અનુભવોની વાનગી સમો લેખ તેમના જ શબ્દોમાં નીચે પ્રમાણે જનતાની જાણ સારૂં આપવાનું ઉચિત ધાર્યું છે.

**'શ્રી નમસ્કાર મહામંત્રના પ્રભાવે'**

**ભયંકર ધડાકામાં અજબ બચાવ !**

સં, ૨૦૦૦ સને ૧૯૪૪ ના મુંબઈમાં ગોદીના ભયંકર ધડાકા વખતે હું ગૃહસ્થપણામાં માંડવીમાં એક પેઢીમાં બેઠો હતો ત્યારે, એક વિમાન ગોદી ઉપર જઈને તરત જ પાછું ફર્યું. અને પહેલો ભયંકર ધડાકો થયો અને મકાન ધ્રૂજી ઉઠ્યું, બારીના કાચ વગેરેના ભૂક્કા થઈ ગયા.

શ્રી નમસ્કાર મહામંત્ર ગણતો હતો, તેથી તર્ક કરીને બધાને સલાહ આપી, મામલો ગંભીર દેખાય છે, માટે જોખમ વગેરે લઈને દુકાન બંધ કરીને, પરામાં ચાલ્યા જવું. પરંતુ કોઈએ માન્યું નહિ. તમે જોઈએ તો જાવ. બધાને સંકટમાં મૂકીને એકલા જવાથી કાંઈ થાય તો, શું જવાબ આપવો ?-

જે થવાનું હશે તે થશે. નમસ્કાર મહામંત્ર ગણવાનું ચાલું હતું, એના પ્રભાવે :( એટલામાં બીજો ધડાકો થયો, તે વખતે મોટી તીજોરી પાછળ ઊભો હતો ) બાજુમાંથી ભયંકર અગ્નિની જ્વાળા પસાર થવા છતાં રક્ષા થઈ. ઠેક ઠેકાણે આગો લાગી. પછી કડક થઈને બધાને ફરજીયાત તરત રવાના કર્યા. એ ભયંકર ધડાકામાં હજારો મૃત્યુ પામ્યા. ૮ દિવસ અને રાત્રી સુધી આગ ચાલુ રહી અને કરોડોનું નુકશાન થયું તે પ્રસિદ્ધ છે. એવી ભયંકર આપત્તિ વખતે મહામંત્ર સિવાય કોણ બચાવે ?

હું મુંબઈમાં રહ્યો હતો. મહામંત્રના પ્રભાવે ટ્રામ, ટ્રેન, મોટર વગેરેના અકસ્માતમાંથી જરામાં બચી જતો. તેમજ હુંડીપત્રી, બેન્ક વગેરેમાં દરરોજ ૨૫ હજારથી લાખ સુધી ખીસ્સામાં જોખમ રહેતું પરંતુ મહામંત્રના પ્રભાવે કોઈ દિવસ ચોરનો ભય નડ્યો નહિ.

**શ્રી અનંતનાથજી** જૈન દેરાસરજી સાવ સહિસલામત બચી ગયું અને તેના પ્રભાવે ઘીબજાર વગેરે બચી ગયા. તે ચમત્કાર જોઈને તે વખતના વાઈસરોય **લોર્ડ વેવેલ** સાહેબે દેરાસરજીમાં આવીને પ્રભુજીની

પાસે ટોપી ઉતારીને નમસ્કાર કર્યા. 'તમારા ભગવાન ખરા છે, અંદરમાં ભયંકર નુકશાન થયું; પરંતુ વચમાં દેરાસરજી સેફ છે'!

## સર્પનું ઝેર ઉતરે છે!

૨૦૦૩ ના જેઠ મહિનાના દિવસો છે. સેજકપુરથી ધાંધલપુર તરફ વિહાર કરતાં ભવિતવ્યતાના યોગે, શ્રાવકે ભૂલથી બે રસ્તા ફાટતા હતાં, ત્યાંથી ડાબા હાથને રસ્તે જવા કીધું. ત્યાં પહોંચ્યા ત્યારે ડાબા હાથના રસ્તે જવું અવ્યવહારુ લાગ્યું, જેથી સાથેના મુનિરાજને કીધું. તેમણે જેમ શ્રાવકે કીધું તેમ ચાલવા કીધું. તે રસ્તે ૧૫૦-૨૦૦ પગલાં જતાં તે ભાઈને ભૂલ સમજાઈ તરત જ દોડતા બૂમ મારી ડાબે નહિ પરંતુ જમણી બાજુ જવાનું છે એટલે અમે પાછા વળ્યા.

પાછા વળતાં ઝાડીમાંથી એક હાથનો પીળા રંગનો સર્પ (પડકું) રસ્તા ઉપર આવ્યો. એને ચૂકવવા મેં એના ઉપરથી કૂદકો માર્યો, પણ પાછળથી દોટ મૂકીને પગમાં પાછળના ભાગે કરડ્યું અને ઉંધું પડ્યું (જેથી ઝેર બરાબર ચઢે) પછી એકદમ ભાગ્યું. મેં વિચાર કર્યો કે પૂર્વભવનું કંઈ માંગતો હશે તે લઈ ગયો. ઝેર ચડવા માંડ્યું. પગે કસીને પાટો બાંધી દીધો.

શ્રી નમસ્કાર મહામંત્ર તથા ઉવસગ્ગહરં સ્તોત્ર ગણતાં ધીમે ધીમે ધાંધલપુર તરફ ચાલવા માંડ્યું, અને મુશ્કેલીએ ત્યાં પહોંચ્યા. ત્યાં બેઠો તે પછી બે દિવસ તો ઊઠી શકાયું નહિ. પગ પર સોજા ચઢી ગયા. લોકો જોઈને આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે, તમે પાંચ માઈલ કેવી રીતે ચાલી શક્યા? કોઈને કરડે એટલે ગાડામાં નાખીને લઈ જાય અને ઇચ્છિત સ્થળે પહોંચીએ એટલામાં તો ખલાસ થઈ જાય. અગર કોઈક જ બચે છે. મેં તો કહ્યું કે, દેવગુરુના પસાયથી અને શ્રી નમસ્કાર મહામંત્રના તથા ઉવસગ્ગહરં સ્તોત્રના પ્રભાવે બચી ગયો છું.

## રેલ્વે પૂલ ઉપર ચમત્કારિક બચાવ!

સં. ૨૦૦૮ ના જેઠ મહિનામાં એક નાના સ્ટેશનથી નડિયાદ જતાં મોટો પૂલ છે તેમાં માણસો માટે જુદો રસ્તો હતો. તેથી પૂલ ઓળંગવા માંડ્યો. એકાદ બે ફૂટ બાકી ત્યાં પાછળથી ટ્રેન પૂલ ઉપર ચઢી જેથી આખો પૂલ ધણધણવા લાગ્યો. હું જરા પણ આગળ વધી શક્યો નહિ. **શ્રી નમસ્કાર મહામંત્ર અને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ** નું સ્મરણ કરવા લાગ્યો, અને સામી દિશામાં મોઢું રાખી ઊભો રહ્યો. એટલામાં નજીકના ફાટકનો વાવટાવાળો માણસ બૂમો મારતો મારી સામે દોડતો આવ્યો.

એટલામાં ટ્રેન પસાર થઈ ગઈ. તે કહે કે 'આ પૂલ ઉપર ઘણા બાવા-ભીખારીઓ મૃત્યુ પામ્યા છે.' ડબાનો કોઈ દરવાજો ખૂલ્લો હોય તો તે લાગે અને મૃત્યુ પામે. પરંતુ આપ સાહેબ નસીબદાર કે ગુડઝ ટ્રેન હતી, અને તેના ૨-૩ દરવાજા ખૂલ્લા હોવા છતા વચમાં ન હતા પરંતુ ફીટ હતા. જેથી બચી ગયા છો. આ પ્રભાવ બંને મંત્રનો તથા શ્રી વર્ધમાન તપની ઓળીનો!

—જય પદ્મવિજય.

તપસ્વી શ્રી જયપદ્મવિજયજીના આ સ્વાનુભવો વાંચનારને નમસ્કાર મહામન્ત્ર તરફ વધુ ભાવ અને શ્રદ્ધાથી જોવા માટે અત્યંત ઉપયોગી થશે, એમ મારું માનવું છે.

વિ૦ સંવત ૨૦૧૭
જેઠ સુદી ૧ ને સોમવાર
તા. ૧૫-૧-૧૯૬૧

સારાભાઈ મણિલાલ નવાબ.
છીપા માવજીની પોળ,
અમદાવાદ-૧

॥ श्री वीतरागाय नमः ॥

# પ્રથમ આવૃત્તિનું નિવેદન



મારી ગ્રન્થાવલિના પાંચમા પુષ્પ તરીકે 'શ્રી ભૈરવ પદ્માવતી કલ્પ' પ્રસિદ્ધ કરતી વખતના મારા નિવેદનમાં સૂચવ્યા મુજબ ગ્રન્થાવલિના છઠ્ઠા પુષ્પ તરીકે "મહાપ્રાભાવિક નવસ્મરણ" નામનો આ ગ્રંથ જાહેર જનતા સમક્ષ મૂકતાં મને અનહદ આનંદ થાય છે; અને તે પુસ્તકની તથા પ્રસ્તુત પુસ્તકની સૌથી વધુ નકલો ખરીદ કરીને મારા એક વખતના સહાધ્યાયી અમદાવાદવાળા શ્રીમાન્ દયાવારિધિ માણેકલાલ ચુનીલાલ શાહ, શેઠ માણેકલાલ પ્રેમચંદ તથા શ્રીયુત્ કરમચંદ ચુનીલાલ શેરદલાલ તેમ જ બીજા પણ મુનિ મહારાજો અને સંસ્થાઓએ અગાઉથી ગ્રાહક થઈને મને આ અમૂલ્ય પ્રકાશન જાહેરમાં મૂકવા માટે ઉત્તેજિત કર્યો છે તે માટે તે સઘળાનો આભાર માનવાની આ તક લઉં છું અને ઇચ્છું છું કે મારા હવે પછીના પ્રકાશનોની પણ વધુ પ્રમાણમાં નકલો ખરીદ કરીને બીજાં વધુ ગ્રન્થરત્નો જાહેર પ્રજા સમક્ષ મૂકવા માટે તેઓ મને વધુ તક આપશે.

શ્રીમાન્ કરમચંદ ચુનીલાલ શેરદલાલ સાથે શેઠ માણેકલાલ પ્રેમચંદને હું પ્રથમ જ વાર તેઓના બંગલે જ્યારે હું મળવા ગયો હતો ત્યારે તેઓશ્રીએ "નવસ્મરણ"ની પ્રાભાવિકતાને લગતા કોઈ વિશિષ્ટ ગ્રન્થરત્નને તૈયાર કરવાની અમૂલ્ય સૂચના મને કરી હતી, ત્યારથી પૂર્વાચાર્યોએ વિશાળ દૃષ્ટિથી અને આત્મકલ્યાણની પવિત્ર ભાવનાથી સર્જન કરેલી અને જગત્ માત્રના કલ્યાણની ભાવનાથી આશ્રય આપીને આજ સુધી સાચવી રાખેલી "નવસ્મરણ"ની મહાપ્રાભાવિકતાની સાક્ષી આપતી સાહિત્ય સામગ્રીનો નાશ થતો અટકાવવા, તથા તેના વારસદારોને તેની ખરી કિંમત સમજાવવા મને મળી શકી તેટલી સામગ્રી એકઠી કરીને આ પ્રકાશન દ્વારા જાહેરમાં મૂકવા મેં નિશ્ચય કર્યો.

### પ્રસ્તુત સંગ્રહ

આ ગ્રન્થમાં છાપવામાં આવેલા યંત્રો તથા ચિત્રો વગેરેના પ્રકાશનના સર્વ હક્ક પ્રકાશકને જ સ્વાધીન હોવાથી પ્રકાશકની લેખિત મંજુરી વિના કોઈપણ સંસ્થા અગર વ્યક્તિએ એ નહિ છાપવવા આગ્રહભરી વિનંતી છે. વળી આ અતિ દુર્લભ યંત્રો તથા ચિત્રો પૂજનીય અને વંદનીય છે, તેમ જ જ્ઞાન સ્વયં પણ પૂજ્ય છે. એટલે વાંચક અને દર્શક બંને પ્રત્યે નમ્ર વિનંતિ છે કે તેઓ કૃપા કરીને તેની જરા પણ અવગણના ન કરે.

પ્રસ્તુત સંગ્રહમાં 'નમસ્કાર માહાત્મ્ય' પૃષ્ઠ ૧ થી ૧૯ સુધી, પૃષ્ઠ ૨૦ થી ૬૭ સુધી 'શ્રી નવકારમંત્ર અને તેના વિષયમાં આવશ્યક વિચારો', તથા પૃષ્ઠ ૬૮ થી ૮૬ સુધી શ્રી નમસ્કાર મહામંત્રના મંત્રામ્નાયો તથા તેને લગતા ચાર યંત્રો, પૃષ્ઠ ૮૭ થી ૯૪ સુધી નંદનની કથા., પૃષ્ઠ ૯૫ થી ૯૬ સુધી શ્રીદેવની કથા, પૃષ્ઠ ૯૭ થી ૧૧૪ સુધી સુદર્શન શેઠની કથા વગેરે કથાઓ નમસ્કાર મહામંત્રની પ્રભાવિકતા દર્શાવવા આપવામાં આવેલી છે, વળી પૃષ્ઠ ૧૧૫ થી ૧૧૮ સુધી 'અમરકુમારની સજ્ઝાય' તથા પૃષ્ઠ ૧૧૯ થી ૧૨૧ સુધી શ્રી નવકાર મંત્રનો છંદ પણ આપવામાં આવેલો છે. તે ઉપરાંત પૃષ્ઠ ૧૨૨ થી ૧૩૪ સુધી કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરી વિરચિત યોગશાસ્ત્રમાંથી 'પદસ્થધ્યાનનું સ્વરૂપ' દર્શાવતો આઠમો પ્રકાશ તેના ગુજરાતી ભાષાંતર તથા તેને લગતી ચિત્રાકૃતિઓ ૧૯ (ઓગણીશ) સૌથી પ્રથમ જ વાર આ ગ્રંથમાં રજૂ

કરીને યોગશાસ્ત્રના અભ્યાસીઓની સુગમતા માટે મારા તરફથી પ્રયાસ કરવામાં આવ્યો છે, વળી ચિત્ર નંબર ૨૪ અને ૨૫મા દક્ષિણાવર્ત અને શંખાવર્તનું ધ્યાન ધરવા માટે બે પંજાની ચિત્રાકૃતિઓ પણ રજૂ કરવામાં આવેલી છે.

પૃષ્ઠ ૧૩૫ થી ૧૪૯ સુધી શ્રીભદ્રબાહુસ્વામી વિરચિત ' ઉવસગ્ગહર સ્તોત્ર ' તેના અર્થ સહિત તથા બારમી સદીમાં થએલા શ્રી ચંદ્રાચાર્ય અને શ્રી પાર્શ્વદેવ ગણિવિરચિત બંને મંત્રમય ટીકાઓના આધારે સત્તાવીશ યંત્રાકૃતિઓ પણ પ્રથમ જ વાર અત્રે રજૂ કરવામાં આવેલી છે, જે વાંચવાથી આ સ્તોત્રની મહત્તા કેટલી છે તે તુરત જ જણાઈ આવશે. વળી પૃષ્ઠ ૧૫૦ થી ૨૨૮ સુધી ' ઉવસગ્ગહર સ્તોત્ર 'ના પ્રભાવને દર્શાવતી ' પ્રિયંકર નૃપકથા 'નું શુદ્ધ ગુજરાતી ભાષાંતર શ્રીયુત્ રતિલાલ દીપચંદ દેસાઈ પાસે કરાવીને આપવામાં આવ્યું છે. આ કથાનું ભાષાંતર પ્રથમ ' શ્રી જૈન ધર્મ પ્રસારક સભા ' તરફથી કરાવવામાં આવેલું છે, પરંતુ તેમાં ઘણી જ અશુદ્ધિઓ રહી ગએલી હોવાથી ભાઈશ્રી રતિલાલભાઈ પાસે ફરી નવેસરથી ભાષાંતર કરાવવામાં આવ્યું છે.

પૃષ્ઠ ૨૨૯ થી ૨૪૯ સુધી તપાગચ્છાધિરરાજ શ્રીમુનિસુંદરસૂરિ વિરચિત ' શ્રીસંતિકર સ્તોત્ર ' તેના વિસ્તારાર્થ સાથે તથા તેને લગતા પ્રાચીન ચિત્રપટમાંનું એક ચિત્ર અને તેમાં જણાવેલ ચોવીશ યક્ષો, ચોવીશ યક્ષિણી, નવ ગ્રહ તથા દશ દિગ્પાલનાં ચિત્રો " નિર્વાણ કલિકા " ગ્રંથના આધારે આચાર્ય મહારાજ શ્રી જયસિંહસૂરિજી પાસે ચીતરાવીને પ્રથમ જ વાર રજૂ કરવામાં આવેલ છે. ' શ્રીસંતિકર સ્તવન 'માં વર્ણવેલ સોળ વિદ્યાદેવીઓનાં પ્રાચીન તાડપત્રનાં ચિત્રો મારા તરફથી પ્રસિદ્ધ થયેલ " જૈન ચિત્રકલ્પદ્રુમ " નામના ગ્રન્થમાં ચિત્ર નંબર ૧૬ થી ૩૧ સુધી પ્રસિદ્ધ થઈ ગએલાં હોવાથી અત્રે તેનાં નવીન ચિત્રો આપવા યોગ્ય ધાર્યું નથી. પૃષ્ઠ ૨૫૦ ૨૫૪ સુધી ' શ્રી સંતિકર સ્તવામ્નાય ' વિધિ સહિત આપવામાં આવેલ છે.

પૃષ્ઠ ૨૫૫ થી ૨૫૯ સુધી " શ્રી તિજયપહુત્ત ( સત્તરિસય ) મૂળ તથા અર્થ સહિત અને પૃષ્ઠ ૨૬૦ થી ૨૭૧ સુધી ' શ્રી તિજયપહુત્ત સ્તોત્ર 'ને લગતા મંત્રામ્નાયોનું વિવેચન તથા તેને લગતી જુદી જુદી જાતની ૨૦ ( વીસ ) યંત્રાકૃતિઓ આપવામાં આવી છે.

પૃષ્ઠ ૨૭૨ થી ૨૮૭ સુધી શ્રીમાનતુંગસૂરિ વિરચિત ' શ્રી નમિઊણ સ્તોત્ર ' મૂળ, અર્થ તથા ' મંત્રાધિરાજ ચિંતામણિ ' નામના ગ્રન્થમા છપાયેલ મંત્રમય ટીકાનું ગુજરાતી ભાષાંતર, તેને લગતા મંત્રો તથા ૨૦ ( વીસ ) યંત્રાકૃતિઓ અને સ્તોત્રના ભાવને દર્શાવતાં શ્રીયુત્ નાથાલાલ છગનલાલ શાહ પાલનપુરવાળાના સંગ્રહની નવસ્મરણની સચિત્ર હસ્તપ્રતમાના ચાર ચિત્રો પણ સૌથી પ્રથમ અત્રે રજૂ કરવામાં આવેલ છે

પૃષ્ઠ ૨૮૮ થી ૩૧૪ સુધી શ્રી નંદિષેણ મુનિ વિરચિત ' શ્રી અજિત શાંતિસ્તવન ' મૂળ, ભાવાર્થ તથા છંદોનાં લક્ષણો ભાવનગરની ' શ્રી આત્માનંદ સભાના ' પંચ પ્રતિક્રમણ ' ઉપરથી આપવામાં આવેલાં છે, તથા શ્લોકોનો ભાવ દર્શાવતાં પાંચ પ્રાચીન ચિત્રો પણ શ્રીયુત્ નાથાલાલભાઈ પાલનપુરવાળાના સંગ્રહની હસ્તપ્રતમાંથી સૌથી પ્રથમવાર રજૂ કરવામાં આવેલ છે.

પૃષ્ઠ ૩૧૫ થી ૪૦૮ સુધી ' શ્રી ભક્તામરસ્તોત્ર 'નાં મૂળ ૪૮ કાવ્યો, તેનું સમશ્લોકી ભાષાંતર, શ્લોકાર્થ તથા સ્તોત્રના પ્રભાવને લગતી ૨૮ અઠ્ઠાવીશ કથાઓ શ્રી ગુણાકરસૂરિ કૃત સંસ્કૃત ટીકા ઉપરથી ભાષાંતર કરીને તથા તેના મંત્રામ્નાયો વિધિ સહિત રજૂ કરવામાં આવ્યા છે. કથાઓની ફૂટનોટો

વાંચવાથી આ કથાઓમાં કેટલેક સ્થળે ગામોનાં નામોનાં રૂપાંતરો કરીને પછીના લેખકોએ પોતપોતાનાં નામો ઉપર આ કથાઓને ચઢાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે તુરત જ જણાઈ આવશે. પૃષ્ઠ ૪૦૯ થી ૪૫૯ સુધી ભક્તામરનાં ૪૮ કાવ્યો પૈકી દરેકે દરેક કાવ્યને લગતાં પ્રાચીન બબ્બે યંત્રોની વિધિ તથા તેને લગતી ચિત્રાકૃતિઓ સૌથી પ્રથમ જ વાર શુદ્ધ રૂપે આ ગ્રન્થમાં રજૂ કરવામાં આવ્યાં છે અને સાથે સાથે શ્રી હરિભદ્રસૂરિ કૃત તંત્રો પણ દરેક કાવ્ય ઉપર રજૂ કરવામાં આવ્યાં છે. આ ગ્રન્થમાં ભક્તામરને લગતાં શ્લોકાનુરૂપ ચિત્રો રજૂ કરવાની મારી તીવ્ર ઇચ્છા હોવા છતાં જે જે વ્યક્તિઓ પાસે તેની હસ્તપ્રતો હતી, તે તે વ્યક્તિઓ તરફથી ચિત્રો લેવા માટે મને મંજૂરી નહિ મલવાથી ચિત્રો રજૂ કરી શક્યો નથી તે માટે વાંચકોની ક્ષમા માગું છું.

પૃષ્ઠ ૪૬૦ થી ૪૮૮ સુધી 'કલ્યાણ મંદિર સ્તોત્ર' મૂળ ભાવાર્થ, મંત્રામ્નાય તથા શ્રીયત્ જસવંતરાય જૈની દિલ્હીવાળાના સંગ્રહની હસ્તપ્રતનાં શ્લોકાનુરૂપ ચિત્રો તથા શ્રીયુત્ મોતીલાલ થપ્પાવાળાની હસ્તપ્રતનાં આજુબાજુનાં શાહજહાં બાદશાહના સમયની મોગલ કલમથી ચિતરાએલાં સુંદર ચિત્રો પણ સૌથી પ્રથમ રજૂ કરવામાં આવ્યાં છે. આ બંને હસ્તપ્રતો દિલ્હીથી પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજીએ મને મોકલાવી આપી હતી, તે માટે તેઓશ્રીનો આભાર હું જેટલો માનું તેટલો ઓછો જ છે. પૃષ્ઠ ૪૮૯ થી ૫૦૨ સુધી 'કલ્યાણમંદિરના મંત્રામ્નાયો' નામના પ્રકરણમાં કલ્યાણ મંદિરને લગતી ૪૩ તેંતાલીસ યંત્રાકૃતિઓ કે જેનાં ચિત્રો પ્રસ્તુત ગ્રન્થમાં આપવામાં આવેલાં છે, તેનાં વિધિ, વિધાન તથા તેનાથી થતા ફાયદાઓ પણ સાથે સાથે દર્શાવવામાં આવેલ છે. આ યંત્રની હસ્તપ્રત શ્રીયુત્ નાથુરામજી પ્રેમીદ્વારા શ્રી સુખાનંદજી ધર્મશાળામાં આવેલ શ્રી પન્નાલાલજી એલક સ્થાપિત શ્રી સરસ્વતી જૈન પુસ્તકાલયમાંથી મલી હતી, તે માટે તેઓશ્રીનો તથા તે સંસ્થાના સેક્રેટરી શ્રીયુત્ રામપ્રસાદજી જૈનનો પણ અત્રે આભાર માનું છું.

પૃષ્ઠ ૫૦૩ થી ૫૦૮ સુધી 'બૃહત્ શાંતિ' મૂળ તથા ભાવાર્થ સાથે આપવામાં આવેલ છે. આ ઉપરાંત 'શ્રી ભૈરવ પદ્માવતી કલ્પ'ના કર્તા શ્રી મલ્લિષેણસૂરિ વિરચિત 'વિદ્યાનુશાસન' નામના ગ્રન્થ ઉપરથી પ્રાચીન 'શ્રી ઋષિમંડલ સ્તવ' તથા તેનું ગુજરાતી ભાષાંતર તેને લગતા એક નવીન યંત્ર તથા અમેરિકાના બોસ્ટન મ્યુઝિયમમાં આવેલ પ્રાચીન યંત્રના ચિત્ર સાથે પરિશિષ્ટ ૧ તરીકે, 'શ્રી નવગ્રહ મંત્રાક્ષર સ્તવ' પણ મારી પાસેના એક હસ્તલિખિત પત્ર ઉપરથી તેના ગુજરાતી ભાષાંતર સાથે અને નવે ગ્રહોની પીડાના નિવારણની જૈન મતાનુસારે વિધિ સહિત તદ્દન પહેલી જ વખત પરિશિષ્ટ ૨ તરીકે, 'શ્રી મહાલક્ષ્મી અષ્ટક' પરિશિષ્ટ ૩ તરીકે, 'માણિભદ્રજીનો છંદ' પરિશિષ્ટ ૪ તરીકે અને 'ભૈરવાષ્ટક' પણ મારા જ સંગ્રહમાંના છુટા પત્રો ઉપરથી પરિશિષ્ટ ૫ તરીકે તદ્દન પહેલી જ વાર 'ક્ષેત્રપાલ'ના પ્રાચીન ચિત્ર સહિત આપવામાં આવેલ છે. વળી પ્રસ્તુત ગ્રન્થમાં ચોવીશ તીર્થંકરનાં પ્રાચીન ચિત્રો શ્રીયુત્ ફૂલચંદજી ઝાબક (ફલોધીવાળા)ના સંગ્રહની હસ્તપ્રત ઉપરથી આપવામાં આવેલાં છે. આ ગ્રન્થમાં પ્રગટ કરવામાં આવેલી કૃતિઓમાંથી પ્રેરણા લઈને કોઈ મહાનુભાવ બતાવેલી વિધિ અનુસાર મંત્રસાધના કરીને જિનશાસનની કીર્તિ પ્રસરાવવા ઉદ્યુક્ત થશે તો મારી આ સંગ્રહ પ્રગટ કરવાની મહેનત સફળ થએલી લેખીશ.

આ ગ્રન્થમાં બતાવેલા પ્રયોગોમાં કેટલેક ઠેકાણે મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન, વિદ્વેષણ વગેરે કર્મોના ઉલ્લેખો કરવામાં આવેલા છે, તેનો દુરુપયોગ નહિ કરવા વાંચકોને મારી નમ્ર અને આગ્રહભરી વિનંતિ છે, છતાં પણ તેનો કોઈ દુરુપયોગ કરશે, તો તેના પાપનો ભાગીદાર હું નથી કારણ કે આવા મન્ત્રામ્નાયના ગ્રન્થો પ્રગટ કરવાનો મારો ઉદ્દેશ મુખ્યત્વે કરીને આ છિન્નભિન્ન થઈ ગએલા સાહિત્યનો

ઉદ્ધાર કરીને એકત્ર કરવાનો છે અને તે કરેલો ઉદ્ધાર જિનશાસનની રક્ષા નિમિત્તે ભવિષ્યમાં કોઈક વખત ઉપયોગમાં આવશે તે છે.

## ઋણસ્વીકાર

આ ગ્રન્થમાં છાપવામાં આવેલી કૃતિઓ પૈકી જે જે કૃતિઓ બીજી સંસ્થાઓની અથવા તો બીજી વ્યક્તિઓની છે તે તે સંસ્થાઓનો તથા વ્યક્તિઓનો નામનિર્દેશ કરવાનું રહી ગએલ હોય તો તે બદલ તેઓની ક્ષમા ચાહું છું.

વળી ગ્રન્થમાં છપાવેલાં પ્રાચીન ચિત્રો સિવાયનાં બધાંયે યંત્રો તથા ચિત્રોની આકૃતિઓ જ્યોતિષ શિલ્પ-શાસ્ત્ર તથા મંત્રશાસ્ત્રના જાણકાર વયોવૃદ્ધ ગુરુદેવ શ્રીજયસિંહસૂરીશ્વરજીએ પોતાની છાસઠ વર્ષની ઉંમરે પોતાના હાથે જ ચીતરીને આપવામાં જે અથાગ શ્રમ લીધો છે તે માટે હું તેઓશ્રીનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

પ્રસ્તુત ગ્રન્થ દયાવારિધિ માણેકલાલ ચુનીલાલ શાહ. રૂના દલાલ અમદાવાદવાળાને તેટલા જ માટે સમર્પિત કરવામાં આવેલો છે કે મારી સાહિત્યપ્રવૃત્તિને વધુમાં વધુ ઉત્તેજિત કરવામાં તેઓશ્રીનો મુખ્ય ફાળો છે. તેમના જેવા ઉદાર ગૃહસ્થોની ઉત્તેજના વિના આર્થિક સંકડામણના સમયમાં આવા મહામૂલ્ય ગ્રન્થોનું પ્રકાશન થઈ શકે જ નહિ.

આ પુસ્તકના ટાઈટલનું, બ્લોકોનું તથા બ્લોકો છાપવાનું કામકાજ સુંદર રીતે કરી આપવા તથા પુસ્તકને સુંદર બનાવવા માટે વખતોવખત સૂચનો કરવા માટે 'કુમાર પ્રિન્ટરી'ના સંચાલક શ્રીયુત્ બચુભાઈ રાવતનો, મૂળ,-સંસ્કૃત તથા ગુજરાતી ભાષાંતરનું છાપકામ કરી આપવા માટે 'શ્રી શારદા મુદ્રણાલય'ના વ્યવસ્થાપકોનો, તથા કવર ડીઝાઈન બનાવી આપવા માટે મુરબ્બી શ્રી રવિશંકર રાવળનો અત્રે આભાર માનું છું.

અંતમાં આ પ્રકાશન પછી મારા તરફથી 'શ્રી ઘંટાકર્ણ મંત્ર તંત્ર કલ્પાદિ સંગ્રહ' નામનું પુસ્તક તૈયાર થાય છે તે તરફ વાંચકોનું ધ્યાન ખેંચીને મારું આ નિવેદન સમાપ્ત કરવાની રજા લઉં છું.

ભાદરવા સુદી પંચમી ( મહા માંગલ્ય પંચમી )
નવી પથ્થરચાલ–વડોદરા

—સારાભાઇ મણિલાલ નવાબ

॥ श्री वीतरागाय नमः ॥

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

આ ચરાચર સૃષ્ટિના દરેકે દરેક સંપ્રદાયોના મહાપુરુષોએ પોતપોતાના ઈષ્ટદેવોના ગુણાનુવાદ ગાવા માટે પ્રાતઃસ્તુતિઓ વગેરેની રચનાઓ કરેલી છે. તેવી જ રીતે પ્રાતઃસ્મરણીય પંડિત પ્રવર જૈનાચાર્યોએ પણ દરેક સમયે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરીને સ્તુતિ–સ્તોત્રાદિક સાહિત્યની રચના વિશાળ પ્રમાણમાં કરીને, જૈન સાહિત્યને વધુને વધુ પ્રમાણમાં નવપલ્લવિત કરવામાં પોતપોતાનો ફાળો આપ્યો છે.

જૈન સાહિત્યરૂપી વિશાળ મહાસાગરના ઉદરમાં છૂપાયેલાં એવાં ૧૧૦ અપૂર્વ સ્તોત્રમૌક્તિકોનો સંગ્રહ કરી, દક્ષિણવિહારી સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રીઅમરવિજયજીના શિષ્ય શ્રીચતુરવિજયજીના હાથે સંશોધન કરાવી ઈ. સ. ૧૯૩૨માં મારા તરફથી જૈનસ્તોત્રસંદોહના પ્રથમ વિભાગ ( કિંમત રૂા. ૧૫–૦૦ ) તરીકે અને ઇ. સ. ૧૯૩૬માં તેઓશ્રીના જ શુભહસ્તે સંશોધન કરાવી જૈનસ્તોત્રસંદોહના બીજા ભાગ (મંત્રાધિરાજ ચિંતામણિ કિંમત ૨૫–૦૦ ) તરીકે, પુરુષાદાની શ્રીપાર્શ્વનાથ પ્રભુને લગતાં મંત્રયંત્રાદિ તેમ જ યમકશ્લેષાદિથી અલંકૃત ૬૪ ( ચોસઠ ) સ્તોત્રો અને તેને લગતા ૬૫ ( પાંસઠ ) યંત્રોના આર્ટ પેપર ઉપર છાંપેલા ચિત્રો સહિત તથા ઈ. સ. ૧૯૩૭માં ગુજરાત કૉલેજના સંસ્કૃત તથા અર્ધ માગધીભાષાના અધ્યાપક પ્રોફેસર કે. વી. અભ્યંકર પાસે સંશોધન કરાવી "ભૈરવપદ્માવતીકલ્પ" નામે જૈન મંત્રશાસ્ત્રનો મહાન ગ્રન્થ ( કિંમત રૂા. ૫૦–૦૦ ) તેને લગતા પ્રાચીન યંત્રોના ચિત્રો સહિત પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. જે ગ્રન્થોનો એતદ્દેશીય તેમ જ પાશ્ચાત્ય વિદ્વાનોએ સાભાર–સ્વીકાર કરી મારા ઉત્સાહમાં વધારો કર્યો છે અને મને આ ગ્રંથ બહાર લાવવા ઉત્સુક કર્યો છે.

જૈનાચાર્યોએ રચેલા સેંકડો સ્તુતિ–સ્તોત્રો પૈકી જુદા જુદા સમયે અને જુદા જુદા મહાપુરુષોએ રચેલાં પ્રસ્તુત ગ્રન્થમાં છપાયેલાં ' નવ સ્મરણો ' જૈન સમાજમાં તેની પ્રભાવિકતાને લીધે વધારે માન્ય અને પ્રચલિત હોવાથી જ પ્રસ્તુત ગ્રન્થ પ્રસિદ્ધિમાં મૂકવા હું ઉત્સુક થયો છું. પ્રસ્તુત ગ્રન્થનું નામ જે "મહાપ્રાભાવિક નવસ્મરણ" રાખવામાં આવ્યું છે તે ખરેખર વાસ્તકવિક જ છે અને તેની વાસ્તવિકતાની ખાત્રી વાંચકોને પ્રસ્તુત ગ્રન્થમાં આપવામાં આવેલી તે તે સ્મરણના પ્રભાવને લગતી કથાઓ સ્વયં આપશે અને વાંચક પોતે પણ તે નવે સ્મરણોનો નિત્યપાઠ કરીને તેનો લાભ મેળવીને સ્વયં ખાત્રી કરી જોશે એટલે તેને તે બાબતમાં સંદેહ જરાએ રહેશે નહિ; જૈન સમાજમાં જન્મેલો નાનામાં નાનો જૈન બાલક પણ આ નવસ્મરણથી અજ્ઞાત નથી અને તેથી જ પ્રસ્તુત નવ સ્મરણોને લગતું ઘણું જ સાહિત્ય આજ સુધીમાં પ્રકાશિત થએલું મલી આવે છે, પરંતુ આ નવે સ્મરણોને લગતાં યંત્રો, મંત્રો, તંત્રો તેના વિધિ, વિધાન તથા તેના પ્રભાવને લગતી કથાઓ એક જ ગ્રંથમાં એકત્ર કરીને પ્રકાશિત કરવાનો મારા આ પ્રયાસ પહેલાં કોઈપણ સંસ્થા અથવા વ્યક્તિ તરફથી પ્રયાસ કરવામાં આવ્યો હોય એવુ મારા ખ્યાલમાં નથી.

' સ્મરણ ' એટલે જે વસ્તુની વારે ઘડી હૃદયમાં યાદી આવ્યા કરતી હોય, જેને આપણે ચાલુ ભાષામાં સંભારણા કહીએ છીએ અને એવાં સંભારણાં તો વહાલામાં વહાલા ઇષ્ટ જનનાં જ હોઈ શકે, જ્યારે આ ' સ્મરણો ' તો ઇષ્ટ જનોને પણ ઇષ્ટ એવા ઇષ્ટદેવના છે એટલે તેનું નામ ' સ્મરણ ' આપવું તે વાસ્તવિક જ છે. હવે અહીંયાં પ્રશ્ન એ થાય છે કે આવાં સ્મરણોની સંખ્યા નવ જ કેમ રાખવામા

આવી, આઠ નહિ, સાત નહિ, દશ, અગિયાર નહિ પણ નવની જ સંખ્યા કેમ? નવની જ સંખ્યા રાખવાનો પૂર્વ પુરુષોનો હેતુ શો હશે તે તો મારા જેવાએ કલ્પના કરવી બહુ મુસ્કેલ છે, તો પણ મને લાગે છે કે નવકારના પદ નવ, તત્ત્વો પણ નવ, સિદ્ધચક્રજીના પદ પણ નવ, તેમ સ્મરણ પણ નવ જ રાખવાનો હેતુ નવનો અંક અક્ષય છે તે પણ હોય. કારણ કે એકથી નવ અંકોમાં એકલો નવનો જ અંક અક્ષય છે અને તેનો ક્ષય કદાપી પણ થતો જ નથી. દા. ત. ૯×૧=૯ ૯×૨=૧૮=૯ ૯×૩=૨૭=૯ નવની સંખ્યાને ગમે તેટલી સંખ્યાએ ગુણશો તો જે ગુણાકાર આવશે તેનો સરવાળો પાછો નવ જ આવીને ઊભો રહેશે, આ જ પ્રમાણે તમારી ઇચ્છા મુજબ સેંકડો, હજારો અથવા લાખોનો અંક લખો અને તે અંકનો અનુક્રમે સરવાળો કરો જ્યાં નવાંક શેષ નહીં આવે ત્યાં શેષાંક તે લખેલી રકમમાંથી બાદ કરશો તો જે રકમ શેષ રહે તેમાથી જ્યાં સુધી નવાંક નહિ આવે ત્યાંસુધી ગણશો એટલે છેવટમાં નવાંક જ અવશેષ આવીને ઊભો રહેશે. દા. ત. ૧૭૭૩૭નો આંક લીધો તેનો આખરે અવશેષ નવાંક આ પ્રમાણે આવશે:—

૧૭૭૩૭=૨૫
૭———
૨૫

૧૭૭૧૨=૧૮=૯ આ પ્રમાણે નવાંક હમેશાં અખંડિત છે, તે કદાપિ ખંડિત થતો નથી અને તેથી જ આ સ્મરણોની, તત્ત્વોની, નવકારના પદોની અને સિદ્ધચક્રના પદોની સંખ્યા પણ પૂર્વ પુરુષોએ નવની રાખી હોય એમ લાગે છે.

**૧. નમસ્કાર મંત્ર:**—આ નવ સ્મરણોમાં પણ પ્રથમ સ્થાન નવકારને આપવાનું પણ તેજ કારણ છે અને આ નવકાર મંત્ર તે જૈન શાસનના સારભૂત ચૌદ પૂર્વમાથી ઉદ્‌ધૃત કરેલો છે અને તેથી જ તે ચિંતામણિ અને કામકુંભથી પણ અધિક ફલને આપવાવાળો છે. વળી આ નમસ્કાર મહામંત્રના નવપદોમાં અનુક્રમે અણિમા વગેરે અષ્ટસિદ્ધિ સમાએલ છે, જે આગળ વ્યાકરણના ન્યાયે પણ સાબીત કરી બતાવેલી છે. નવકાર મન્ત્રની શરૂઆત ક્યારથી થઈ તે સંબંધમાં લખતા એક પ્રાચીન કવિતમાં જણાવ્યું છે કે:—

"આગે ચૌવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત."

વળી તેના મહિમા સંબંધી સિદ્ધસેનસૂરિએ બનાવેલ 'નમસ્કાર માહાત્મ્ય' પણ શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ વિ. સં. ૧૯૭૬ માં છપાવેલ 'કૂર્માપુત્ર ચરિત્ર અને શ્રી નમસ્કાર મહાત્મ્ય' નામની પુસ્તિકા ઉપરથી 'નમસ્કાર મહાત્મ્ય' શરૂઆતમાં જ પાના ૧ થી ૧૫ ઉપર અહીં પ્રસંગોપાત ઉપયોગી જાણી ફરીથી છપાવેલ છે, જે વાચી જવા વાંચકોને ભલામણ છે.

**૨ ઉવસગ્ગહર સ્તોત્ર**— નવ સ્મરણો પૈકીનું બીજું 'ઉવસગ્ગહર સ્તોત્ર' તેના નામ પ્રમાણે જ મહાપ્રાણુ સ્તોત્ર છે. અને તેનો નિત્યપાઠ કરનારના ઉપસર્ગો તેનાથી દૂર થાય છે, તે વાતનો અનુભવ મને પોતાને જ ઘણી વખત થએલો છે. આ સ્તોત્રના કર્તા શ્રુતકેવલિ શ્રીભદ્રબાહુસ્વામી જ છે અને તેઓ જ્યોતિષી વરાહમિહીરના ભાઈ નથી એમ મારૂં પોતાનું માનવું છે અને તેથી જ મારા તરફથી જૈન સાધુ સંમેલનની કમિટી તરફથી છપાતાં 'શ્રી જૈનસત્યપ્રકાશ' નામના માસિકમા 'ઉવસગ્ગહર સ્તોત્ર' એ નામથી લેખમાળા ચાલુ આવ્યા કરે છે, જે વાંચી લેવા વાંચકોને ભલામણ છે.

**૩ સંતિકર સ્તોત્ર**—આ સ્તોત્ર પણ તેના નામ પ્રમાણે શાંતિનું કરનારૂં છે અને તેની ઉત્પત્તિ પણ સંઘના ઉપદ્રવની શાંતિ માટે જ થઈ હતી જે હકીકત આ પ્રમાણે છેઃ—

તપગચ્છ નાયક શ્રીસોમસુંદરસૂરિના પટ્ટપ્રભાવક સહસ્રાવધાની શ્રીમુનિસુંદરસૂરિએ મેવાડ દેશમાં આવેલા દેવકુલપાટક નામના નગરને વિષે સંઘમાં અકસ્માત્ મરકીનો ઉપદ્રવ થવાથી પીડા પામતા લોકોને જોઈ અત્યન્ત કરૂણાવાળા અને ગુરૂના પ્રસાદથી વિદ્યાને પામેલા તે મહાપુરુષે સંઘમાં મરકીની શાંતિને માટે સૂરિમંત્રના આમ્નાયવાળું શ્રીશાંતિનાથ જિનનું આ સ્તોત્ર રચ્યું છે અને તેની શરૂઆત 'સંતિકર' શબ્દથી થતી હોવાથી સ્તોત્રનું નામ પણ 'સંતિકર સ્તોત્ર' રાખવામાં આવેલું છે.

આ મહાપુરુષ શ્રીમુનિસુંદરસૂરિનો વિ. સં. ૧૪૩૬ ની સાલમાં જનમ, વિ. સં. ૧૪૪૩ ની સાલમાં દીક્ષા, સં. ૧૪૬૬ માં ઉપાધ્યાય પદ અને સં. ૧૪૭૮ ની સાલમાં આચાર્યપદ અને વિ. સં. ૧૫૦૩ ની સાલમાં શ્રીકોરંટા નગરે ૬૭ વર્ષની ઉમરે સ્વર્ગવાસ થયો હતો, તેઓને શ્રીકૃષ્ણ સરસ્વતીનું બિરૂદ પણ મળેલું હતું.

**૪ તિજયપહુત્ત સ્તોત્ર**—આ સ્તોત્રનું નામાભિધાન પણ તેના આદ્યપદ ઉપરથી પડેલું છે. અને તેનું 'સત્તરિસયથુત્તં' એવું બીજું નામ તેમાં એકસોને સિત્તેર જિનેશ્વરોની સ્તુતિ હોવાથી પડેલું છે. શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મ્હેસાણાવાળા પંચપ્રતિક્રમણમાં આ સ્તોત્રના કર્તા તરીકે શ્રીમાનદેવસૂરિનો ઉલ્લેખ કરેલો છે, જે આ પ્રમાણે છેઃ—

"શ્રીમાનદેવસૂરિએ કોઈક વખતે શ્રીસંઘમાં વ્યન્તરે કરેલ ઉપસર્ગનું નિવારણ કરવા આ સ્તોત્ર રચ્યું છે, એવો સંપ્રદાય છે." પરંતુ અજાયબીની વાત તો એ છે કે પ્રભાવકચરિત્રમાં ઉલ્લેખાએલ 'શ્રીમાનદેવસૂરિ પ્રબંધ'માં અથવા તો 'વીરવંશાવલિ' વગેરે ઐતિહાસિક ગ્રંથોમાં આ વાતનો નામનિર્દેશ સુદ્ધાં પણ કરવામાં આવ્યો નથી. મારી માન્યતા પ્રમાણે ઉપરોક્ત ઉલ્લેખ શ્રીહર્ષકીર્તિસૂરિકૃત સપ્તસ્મરણ ટીકા ઉપરથી કરવામાં આવ્યો હશે. ગમે તેમ, પણ આ સ્તોત્ર પ્રાચીન તો છે જ કારણ કે તેના અનુકરણ રૂપે બે બીજાં સ્તોત્રો હસ્તિમાં આવેલાં છે, જે પૈકી પ્રથમ સ્તોત્ર શ્રી **નન્નસૂરિ** કૃત પ્રસ્તુત ગ્રંથનાં પાના ૩૦૩ ઉપર આપવામા આવેલ છે, અને તેઓએ આ સ્તોત્રનું નામ 'સત્તરિસય' જ રાખ્યું છે, જે ઉલ્લેખ આ પ્રમાણે છેઃ—

**"सिरि नण्णसूरि पणयं सत्तरीसय जिणवराणं भत्तीइ ।**
**भवियाण कुणउ संतिं रिद्धिबुद्धिधिइकित्तिं ॥८॥**

અર્થાત્—શ્રીનન્નસૂરિથી નમસ્કૃત આ ૧૭૦ જિનેશ્વરો ભક્તિ કરનાર ભવ્ય જીવોને શાંતિ, ઋદ્ધિ, બુદ્ધિ ધૃતિ અને કીર્તિ આપો."

બીજું સ્તોત્ર શ્રી**હરિભદ્રસૂરિ**એ રચેલું છે અને તેનું નામ પણ 'સત્તસરિસય' જ રાખવામાં આવેલું છે, જે પ્રસ્તુત ગ્રંથના પાના ૩૦૪ અને ૩૦૫ ઉપર છપાવવામાં આવેલ છે. આ સ્તોત્રની શરૂઆત તેઓ નીચે પ્રમાણે કરે છેઃ—

**"आनंदोल्लासनमत्त्रिदशपतिशिरःप्रसूनपूज्यपदं ।**
**जिनसप्ततिशतमानम्य वच्मि तस्यैव संस्तवनम् ॥१॥**

અર્થાત્—આનંદના ઉલ્લાસપૂર્વક નમસ્કાર કરતા ઇન્દ્રોના મસ્તક ઉપર રહેલાં પુષ્પો વડે પૂજાએલા છે ચરણકમલો જેઓના એવા ૧૭૦ જિનેશ્વરોને નમસ્કાર કરીને તેઓનું જ સ્તવન રચું છું."

તેઓશ્રીએ સ્તોત્રના અંતમાં પોતાનું નામ પણ સૂચવેલું છે:—

"इति सप्ततिशतजिनपतिसंस्तवनं ये प्रपठ्य पटुमतयः।
ध्यायति मनसि तेषां तु हरिभद्रं पदं सुचिरम् ॥१५॥

અર્થાત્—આ ૧૭૦ જિનેશ્વરોનું સ્તવન જે મનુષ્ય નિર્મલ બુદ્ધિપૂર્વક મનમાં ધ્યાવે છે તે દીર્ઘકાલીન સુખથી મનોહર (મોક્ષ) સ્થાન મેળવે છે."

ઉપરોક્ત પ્રથમ સ્તોત્રાનુકૃતિના કર્તા શ્રીનન્નસૂરિ તે વિક્રમની નવમી સદીમાં વિદ્યમાન શ્રીબપ્પભટ્ટિસૂરિજીના ગુરુભાઈ હોવા જોઈએ, અને તેથી આ સ્તોત્રની ઉત્પત્તિ પણ વિક્રમની નવમી સદીમાં જ થઈ હોવાનું કહી શકાય, જ્યારે બીજી સ્તોત્રાનુકૃતિના કર્તા શ્રીહરિભદ્ર તે નીચે દર્શાવેલા ત્રણ હરિભદ્રસૂરિમાંથી એક હોવા જોઈએ

૧. ૧૪૪૪ પ્રકરણોના કર્તા 'યાકિની મહત્તરા સુનુ'ના નામથી પ્રખ્યાતિ પામેલા છે તે, તેઓનો સત્તા સમય વિક્રમની આઠમી શતાબ્દિનો છે.

૨. વડગચ્છીય શ્રીચન્દ્રસૂરિના શિષ્ય કે જેઓએ પરમાર્હત્ કુમારપાલના રાજ્યાવસરે અણહિલપુરપત્તનમાં વિ. સં. ૧૨૧૬ માં આઠ હજાર શ્લોક પ્રમાણ પ્રાકૃત તથા અપભ્રંશ ભાષામાં શ્રીનેમિનાથચરિત્રની રચના કરી છે. વળી તેઓએ ચોવીશે તીર્થંકરોના ચરિત્રો રચ્યા હોવાનું જણાય છે. તેમાંના ચન્દ્રપ્રભુ ચરિત્ર તથા મલ્લિનાથ ચરિત્રની હસ્તપ્રતો તો પાટણ વગેરે સ્થળોના ભંડારોમાં વિદ્યમાન છે.

૩. બૃહદ્ગચ્છીય શ્રીમાનદેવસૂરિના શિષ્ય શ્રીજિનદેવોપાધ્યાયના શિષ્ય કે જેઓ ગૂર્જરેશ્વર મહારાજાધિરાજા સિદ્ધરાજ જયસિંહદેવના સમયમાં વિદ્યમાન હતા, કારણ કે તેઓએ વિ. સં. ૧૧૭૨ માં બંધસ્વામિત્વ નામના ત્રીજા કર્મગ્રન્થની વૃત્તિ, વિ. સં. ૧૧૮૫ માં પ્રશમરતિ વૃત્તિ, સંગ્રહણીસૂત્રવૃત્તિ, મુનિપતિ ચરિત્ર તથા શ્રેયાંસનાથ ચરિત્ર વગેરેની રચનાઓ કરેલી છે.

આ ત્રણ હરિભદ્રસૂરિ પૈકીના કયા હરિભદ્રસૂરિએ આ 'સત્તરિસય સ્તોત્ર'ની તથા ભક્તામર સ્તોત્રના યંત્ર, તંત્ર, વગેરેની રચના કરી હશે એ નિશ્ચિતપણે કહી શકાય તેમ નથી જ. છતાં પણ જો તેઓ પ્રથમ વર્ણવેલ હરિભદ્રસૂરિ હોત તો તેઓની કૃતિના પ્રાન્તે 'વિરહ' શબ્દ અંકિત હોત, અને તે પ્રમાણે નહિ હોવાથી તેઓ ઉપરોક્ત વડગચ્છીય જિનચન્દ્રસૂરિ શિષ્ય અથવા તો બૃહદ્ગચ્છીય શ્રીમાનદેવસૂરિ શિષ્ય શ્રીજિનદેવ ઉપાધ્યાયના શિષ્ય હોવા જોઈએ. આ પુરાવા ઉપરથી એટલું તો સાબીત થઈ શકે છે કે આ તિજયપહુત્ત સ્તોત્રના રચયિતા વિક્રમની નવમી શતાબ્દિ પહેલાનાં કોઈપણ મહાપુરુષ છે.

**૫ નમિઊણ સ્તોત્ર**—આ સ્તોત્રનું નામ પણ સ્તોત્રની શરૂઆતના '**नमिऊण**' શબ્દથી પડેલું છે. તેનું બીજું નામ 'ભયહર સ્તોત્ર' છે અને સ્તોત્રમાં પણ જુદા જુદા શ્લોકોમાં ભયોનું વર્ણન છે. આ સ્તોત્રના કર્તા શ્રીમાનતુંગસૂરિ છે અને તેઓશ્રીને આ સ્તોત્રમાં ગુપ્ત રહેલો '**नमिऊण पास विसहर वसह जिण फुलिंग**' નામનો અઢાર અક્ષરનો મન્ત્ર નાગરાજ ધરણેન્દ્રે તેઓશ્રીના માનસિક રોગના નિવારણ માટે આપ્યાનો ઉલ્લેખ પ્રભાવકચરિત્રના 'શ્રીમાનતુંગસૂરિ પ્રબંધ' નામના બારમા પ્રબંધમાં નીચે મુજબ કરેલો છે:—

"कदापि कर्मवैचित्र्यात्तेषां चित्तरुजाभवत् ।
कर्मणा पीडिता यस्मात् शलाकापुरुषा अपि ॥१५९॥
धरणेन्द्रस्मृते राज्ञा पृष्टोऽनशनहेतवे ।
अवादीदायुरद्यापि स तत्संह्रियते कथम् ॥१६०॥
यतो भवादृशामायुर्बहुलोकोपकारकम् ।
अष्टादशाक्षरं मन्त्रं ततस्तेषां समर्पयत् ॥१६१॥
ह्रियते स्मृतितोयेन रोगादि नवधा वयम् ।
अन्तर्ययौ ततः श्रीमान् धरणो धरणीतलम् ॥१६२॥
ततस्तदनुसारेण स्तवनं विदधे प्रभुः ।
ख्यातं भयहरं नाम तदद्यापि प्रवर्त्तते ॥१६३॥
हेमंतशतपत्रश्रीर्देहे स्तोममहोनिधेः ।
सूरेरजनि तस्याहो सुलभं तादृशां ह्यदः ॥१६४॥
सायं प्रातः पठेदेतत्स्तवनं यः शुभाशयः ।
उपसर्गा व्रजंतस्य विविधा अपि दूरतः ॥१६५॥

અર્થાત્—કોઈકવાર કર્મની વિચિત્રતાથી તેઓશ્રીને માનસિક રોગ થયો, કારણ કે જે કર્મોએ શલાકા પુરુષોને પણ છોડ્યા નથી તે કર્મોથી તેઓ પણ પીડા પામ્યા. એટલે તેઓશ્રીએ નાગરાજ ધરણેન્દ્રનું સ્મરણ કર્યું અને તેને અનશનને માટે પૂછ્યું ત્યારે ધરણેન્દ્રે જવાબ આપ્યો કે 'હે ભગવન્! અદ્યાપિ આપનું આયુષ્ય બાકી છે, તો તે ક્ષીણ કેમ થઈ શકે? કારણ કે આપશ્રી જેવાની વિદ્યમાનતા ઘણા પ્રાણીઓને ઉપકારરૂપ છે.' એમ કહીને ધરણેન્દ્રે તેઓશ્રીને અઢાર અક્ષરનો (ચિંતામણિ મંત્ર) આપ્યો, કે જેના સ્મરણરૂપી જલથી નવ પ્રકારના રોગોનો નાશ થાય. આ પ્રમાણેનો અઢાર અક્ષરનો મંત્ર માનતુંગસૂરિને અર્પણ કરી ધરણેન્દ્ર પોતાના સ્થાનમાં પાતાલલોકમાં ચાલ્યો ગયો.

પછી પરોપકારપરાયણ તેઓ શ્રીમાન માનતુંગસૂરિએ તે મંત્રાક્ષરો ગર્ભિત નવીન ભયહર સ્તવની રચના કરી કે જે અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે. તે મંત્રાક્ષરોના પ્રભાવથી આચાર્ય મહારાજનો દેહ હેમંત ઋતુનાં કમળની શોભા સમાન થઈ ગયો, કારણ કે અદ્ભુત ગુણોના નિધાન એવા તેઓને શું દુર્લભ હોય? જે ભવ્યપુરુષ આ ભયહર (નમિઊણ) સ્તવનો સવારે અને સાંજે શુભ ભાવથી પાઠ કરે છે તેના વિવિધ ઉપસર્ગો દૂર થાય છે."

અત્યારનાં જમાનામાં કેટલાક સાધુવર્ગો આ ભયહર સ્તોત્રનો પાઠ સવારમાં નહીં કરવાનું કહે છે અને આ સ્તોત્રમાં પાર્શ્વનાથપ્રભુના ઉપસર્ગનું વર્ણન આવતું હોવાથી તેનો પાઠ કરનારને ઉપસર્ગ થાય છે એવી રીતે શ્રાવકોને સમજાવે છે, તેઓને આ 'માનતુંગસૂરિપ્રબંધ'નો ૧૬૫ મો શ્લોક વાંચીને લક્ષમાં લેવા મારી નમ્ર વિનતિ છે.

પ્રસ્તુત સ્તોત્રની મંત્રમય સંસ્કૃત ટીકા સૌથી પ્રથમ મારા તરફથી પ્રસિદ્ધ થએલ 'મંત્રાધિરાજ ચિંતામણિ' નામના ગ્રંથના પાના ૧૪ થી ૨૯ સુધી છપાવવામાં આવેલ છે, તેના ઉપરથી ગુજરાતી ભાષાંતર કરીને પ્રસ્તુત ગ્રંથમાં તેને લગતી ચિત્રાકૃતિઓ કે જેની સંખ્યા ૨૧ છે તે પણ આપવામાં આવી

છે. આ મંત્રમય ટીકા કયા મહાપુરુષે રચેલી છે તેનો ઉલ્લેખ કાંઈ મલી આવતો નથી. પરંતુ તેની પ્રથમ ગાથાની ટીકામાં દર્શાવેલા બીજા અને ત્રીજા યંત્રમાં 'સપ્તતિ શત યંત્ર'ની રચના મલી આવે છે, તેથી મંત્રમય ટીકાના રચયિતા મહાપુરુષ 'તિજયપહુત્ત સ્તોત્ર'ની ઉત્પત્તિ પછી થયા હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. વળી બીજા યંત્રની સાથે જ ટીકાકાર ઘંટાકર્ણના મંત્રાક્ષરોનો ઉલ્લેખ વિસ્ફોટકના નાશને માટે કરે છે, તે ઉપરથી એમ પણ સાબીત થઈ શકે છે કે તેઓશ્રી–ટીકાકાર–ના સમયમાં **'ઘંટાકર્ણ મંત્ર'** વધારે પ્રચલિત હશે, આ ટીકામાં મલી આવતા મંત્રાક્ષરો આ પ્રમાણે છે:—

**"ॐ घण्टाकर्ण! महावीर! सर्वव्याधिविनाशक!**
**विस्फोटकभये प्राप्ते रक्ष रक्ष महाबल स्वाहा.**"–મંત્રાધિરાજ ચિંતામણી પાનું ૧૫

પ્રસ્તુત મંત્રમય ટીકા ઉપરાંત 'ચિંતામણિ મંત્ર' ગર્ભિત બીજા પણ નીચે મુજબના સ્તોત્રરત્નો 'મંત્રાધિરાજ ચિંતામણી' નામના પુસ્તકમાં પ્રગટ થએલાં છે:—

"૧ શ્રી માનતુંગસૂરિ શિષ્ય શ્રી ધર્મઘોષસૂરિ વિરચિત 'ચિંતામણિકલ્પ' -પાનું ૩૦ થી ૩૪, ૨ 'ચિંતામણિ સંપ્રદાય,' ૩ 'ચિંતામણી કલ્પસાર,' ૪ શ્રીતરૂણપ્રભસૂરિ વિરચિત 'શ્રીપાર્શ્વજિન સ્તોત્ર' ૫ શ્રીકમલપ્રભાચાર્ય વિરચિત 'શ્રીપાર્શ્વપ્રભુ સ્તવન' ૬ શ્રીરત્નકીર્તિસૂરિ વિરચિત 'શ્રીપાર્શ્વજિન સ્તવન' ૭ શ્રીજિનપતિસૂરિ વિરચિત 'શ્રીચિંતામણિ પાર્શ્વનાથ સ્તોત્ર' ગુજરાતી ભાષાંતર સાહિત પાનું ૪૪ થી ૪૭."

પ્રસ્તુત સાતે સ્તોત્રો 'ચિંતામણિ મંત્ર ગર્ભિત' છે અને તે ઉપરાંત બીજાં સ્તોત્રો પણ મન્ત્રામ્નાયવાળાં છે જેમાંના કેટલાકના નામો આ પ્રમાણે છે:—

"**૧ श्रीपार्श्वः पातु वो नित्यं०** થી શરૂ થતું 'મંત્રાધિરાજ સ્તોત્ર' પાના ૪૧ થી ૪૪ સુધી મૂળ તથા પાના ૩૩૨ થી ૩૩૮ સુધી તેનું ગુજરાતી ભાષાંતર અને તે સ્તોત્ર ઉપરથી પૂજ્ય શ્રીજયસિંહસૂરિજી મહારાજ સાહેબે તૈયાર કરેલો 'ચિંતામણિયંત્ર' તથા ૨. શ્રીમેરુતુંગસૂરિ વિરચિત '**ॐ नमो देवदेवाय०**' થી શરૂ થતું મંત્રગર્ભિતસ્તોત્ર, ૩. શ્રીપૂર્ણકલશગણિ વિરચિત મન્ત્રયન્ત્રાદિ તથા ઔષધ ભેષજાદિ ગર્ભિત સ્વોપજ્ઞ ટીકા તથા પ્રાચીન ગુજરાતી ભાષામાં તેઓએ જ કરેલા ભાષાંતર સહિત 'શ્રી સ્તંભનપાર્શ્વજિનસ્તવ' પાનાં ૫૦ થી ૬૯ સુધી, ૪ મહાશ્રાવક **સિવનાગ** કે જેઓએ કોટિધ્વજ હોવા ઉપરાંત નાગરાજ ધરણેન્દ્રને આરાધીને સર્વ સિદ્ધિ કરનાર તથા જાપ કે હોમાદિક વિના તુરત જ વિષનો નાશ કરનાર એવો મંત્ર ધરણેન્દ્રની પાસેથી મેળવ્યો હતો કે જે મન્ત્રના પ્રભાવથી તેઓ ફૂંક અને પોતાના હાથના સ્પર્શમાત્રથી આઠે નાગકુળોના વિષનો નાશ કરતા હતા. અને તેથી જ ભવ્ય જનોના કલ્યાણને માટે તે મન્ત્રની રચના અને પ્રભાવયુક્ત 'ધરણોરગેન્દ્ર૦' શબ્દથી શરૂ થતુ મહાપ્રાભાવિક 'શ્રીપાર્શ્વનાથસ્તોત્ર' બનાવેલું હતું તે પણ તેઓની પોતાની જ ટીકા સહિત પાના ૭૦ થી ૮૭ સુધી અને તેને લગતી ઓગણીશ યંત્રાકૃતિઓ પણ આપેલી છે. વળી મહામન્ત્ર ગર્ભિત '**श्री महेन्द्र०**'થી શરૂ થતું 'શ્રી કલિકુંડપાર્શ્વજિન સ્તવન' શ્રી અજિતસિંહાચાર્ય વિરચિત 'અટે મટે મન્ત્ર ગર્ભિત શ્રી પાર્શ્વનાથ સ્તોત્ર' શ્રી સંઘવિજયગણિ વિરચિત મંત્રમય 'શ્રી પાર્શ્વસપ્તતીર્થી સ્તવન' વગેરે સ્તવનો પણ વાંચકોને એક વાર જોઈ જવા મારી નમ્ર વિનંતિ છે."

**૬ અજિતશાંતિ સ્તવન**—આ સ્તવનનું નામ પણ તેની અંદર કરવામાં આવેલી શ્રીઅજિતનાથ તથા શાંતિનાથની સ્તુતિ ઉપરથી પડેલું છે. આ સ્તવનના કર્તા તરીકે શ્રીનંદિષેણ મુનિ છે તે બાબતમાં તો બધાયે પૂર્વાચાર્યો એક મત છે, પરંતુ તેઓની પરંપરા માટે બે મત છે,

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મ્હેસાણા તથા શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર તરફથી પ્રસિદ્ધ થએલ 'પંચપ્રતિક્રમણસૂત્ર'માં તેના રચયિતા સંબંધી નીચે મુજબ ઉલ્લેખ કરેલો છેઃ—

"પૂર્વે વર્દ્ધમાન જિન શિષ્ય શ્રીનંદિષેણજી શ્રીશત્રુંજયતીર્થે યાત્રા માટે ગએલા ત્યાં મૂળપ્રાસાદમાં પ્રથમ તીર્થંકર શ્રીઆદિનાથને નમસ્કાર કરીને પછી બે પ્રાસાદમાં રહેલા અજિતનાથ અને શાંતિનાથને નમસ્કાર કરી તે બંને પ્રાસાદની વચ્ચે કાયોત્સર્ગે રહ્યા. યથાશક્તિ કાયોત્સર્ગ પૂર્ણ કરીને શ્રીઅજિતનાથ અને શાંતિનાથ જિનની એક સાથે સ્તુતિ કરી. આ વિષે કોઈ આચાર્ય એમ કહે છે કે—આ શ્રીનંદિષેણ-ગણિ શ્રીનેમિનાથ ભગવંતના શિષ્ય હતા, અને તેઓ જ્યારે શ્રીશત્રુંજય તીર્થે યાત્રાએ આવેલા ત્યારે ઉત્તર અને દક્ષિણ દિશામાં રહેલા શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથના બે પ્રાસાદના અંતરાળે રહીને શ્રીઅજિતનાથ અને શાંતિનાથની સ્તુતિ એક સાથે કરી.

શ્રી શત્રુંજય મહાકલ્પને વિષે કહ્યું છે કેઃ—

**" नेमिवयणेण जत्तागएण जहिं नंदिसेणगणिवइणा ।**
**विहिओ अजिअसंतिथओ जयउ तयं पुंडरियं तित्थं ॥**

આ પ્રમાણે શ્રીઅજિતશાંતિ સ્તવનના કર્તા શ્રી નંદિષેણને કોઈ શ્રીમહાવીર જિનના શિષ્ય અને કોઈ શ્રીનેમિજિનના શિષ્ય કહે છે."

આ સ્તવનના રચયિતા શ્રી નંદિષેણ ગણિ તે શ્રીમહાવીર જિનના શિષ્ય નહિ પણ શ્રીનેમિનાથના શિષ્ય હોવાના વધુ પૂરાવા જે મને મળી આવ્યા છે તે નીચે પ્રમાણે છેઃ—

૧ શ્રાવક ભીમસી માણેક તરફથી પ્રસિદ્ધ થએલ 'પંચપ્રતિક્રમણ સૂત્ર'નાં પાના ૨૮૨ ઉપર અજિત શાંતિ સ્તવના ૩૭ મા શ્લોકના અર્થમાં આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છેઃ—

"અહીયાં કેટલાએક વૃદ્ધ પુરુષો એમ કહે છે કે શ્રીશત્રુંજયની ગુફાયેં શ્રીઅજિત, શાંતિ ચોમાસું રહ્યા હતા, પછી તે બંને તીર્થંકરના પૂર્વાભિમુખ દેરાં થયાં, તિહાં એકદા શ્રીનેમિનાથના ગણધર, શ્રીનંદિ-ષેણસૂરિ તીર્થયાત્રાયેં આવ્યા થકા શ્રીઅજિતશાંતિ સ્તવનની રચના કીધી."

૨ મારી ગ્રન્થાવલિના પહેલાં પુષ્પ તરીકે પ્રસિદ્ધ થએલ 'જૈનસ્તોત્ર સંદોહ ભાગ, ૧ લા'ના પાના ૧૧૨ ઉપર શ્રીધર્મઘોષસૂરિ વિરચિત મહામન્ત્ર ગર્ભિત અજિતશાંતિ સ્તવના ૩ જા અને ચોથા શ્લોકમાં આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છેઃ—

**" वासासु विहिअवासा सुविहिअसित्तुंजए अ सित्तुंजे ।**
**तहिं रिट्ठनेमिणो रिट्ठनेमिणो वयणओ जेउ ॥ ३ ॥**
**देविंदथुआ थुणिआ वरविज्जा णंदिसेणगणिवइणा ।**
**समयं वरमंतसधम्मकित्तिणा अजियसंतिजिणा ॥ ४ ॥ "**

૩ મુનિમહારાજ શ્રીવીરવિજયજી દ્વારા સંપાદિત શ્રીજિનપ્રભસૂરિ વિરચિતાવસૂરિ સહિત 'શ્રીઅજિત-શાંતિ સ્તવન' નામના પુસ્તકના ૪૧ મા તથા ૪૨ મા પાના ઉપર શ્રીજિનપ્રભસૂરિ એ ૩૭ મા કાવ્યની ટીકામાં કરેલો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ—

**" नन्दिषेणश्चेह श्रेणिकपुत्रो नेमिगणधरो वा, श्रेणिकपुत्रोऽन्यो वा कश्चिन्महर्षि न सम्य-गवगम्यते, केचित्त्वाहुः ? श्रीशत्रुञ्जयान्तर्गुहायामजितशान्तिनाथौ वर्षारात्रीमवस्थितौ,**

तयोश्चैत्यद्वयं पूर्वाभिमुखं जातमनुपसरः समीपेऽजितचैत्यं च मरुदेव्यन्तिके शान्तिचैत्यं, श्रीनेमिनाथगणधरेण नन्दिषेणाख्येन नेमिवचनात्तीर्थयात्रोपगतेन तत्राजितशान्तिस्तवरचना कृतेति ॥ ३७ ॥

ઉપરોક્ત ત્રણે ઉલ્લેખો પૈકી ત્રીજા ઉલ્લેખના કર્તા શ્રીજિનપ્રભસૂરિ જેવા ઐતિહાસિક પુરુષના સમયમાં પણ આ અજિતશાંતિના રચનાર શ્રીવર્દ્ધમાન જિનશિષ્ય અને પૂર્વાવસ્થામાં શ્રી શ્રેણિક મહારાજાના પુત્ર શ્રીનંદિષેણજી હોવા જોઇએ તે બાબતમાં મતભેદ ચાલતો હતો, અને તેથી જ આના રચયિતા કોના શિષ્ય હતા તે સંબંધી નિશ્ચય કરવો મુશ્કેલ જણાય છે અને **तत्त्वं तु केवलिगम्यम्** લખીને આ ચર્ચા સમાપ્ત કરૂં છું, વળી પ્રસ્તુત ગ્રંથમા વાંચકોને ઉપયોગી ધારીને 'અજિતશાંતિ સ્તવન'ના છંદોનાં લક્ષણોની સમજુતી તે તે છંદની નીચેના ભાગની ફુટનોટોમાં આપેલી છે, જે શ્રીજૈન આત્માનંદ સભા ભાવનગરવાળા તરફથી પ્રસિદ્ધ થએલા પંચ પ્રતિક્રમણ સૂત્ર ઉપરથી લેવામાં આવેલ છે અને તે માટે તે સંસ્થાના કાર્યવાહકોનો અત્રે આભાર માનવાની તક લઉં છું.

**૭ ભક્તામર સ્તોત્ર**—આ સ્તોત્રનું નામ પણ તેના પ્રારંભિક પદ ઉપરથી પડ્યું છે. વળી આ સ્તોત્ર ઉપરોક્ત ૭ સ્મરણોની માફક પ્રાકૃત ભાષામાં નહિ પણ સંસ્કૃત ભાષામાં ને વસંતતિલકા છંદમાં રચાએલું છે. શ્રીઉમાસ્વાતિ વાચક વિરચિત શ્રીતત્ત્વાર્થાધિગમસૂત્રની માફક જૈનોના શ્વેતામ્બર અને દિગમ્બર એ બંને સમ્પ્રદાયોને માન્ય છે. પરંતુ બંનેની માન્યતામાં પદ્યની સંખ્યા વિષે મતભેદ છે. શ્વેતામ્બરોની માન્યતા મુજબ આ સ્તોત્રના પદ્યની સંખ્યા ૪૪ છે, જ્યારે દિગંમ્બરોની માન્યતા પ્રમાણે તે ૪૮ પદ્યનું છે. પ્રસ્તુત ગ્રંથમા તેથી જ **गम्भीरतार** થી શરૂ થતા ૩૨ થી ૩૫ સુધીના શ્લોકો સ્તોત્રના બીજા ૪૪ શ્લોકો પૈકીના ટાઈપોથી ઝીણા ટાઈપોમા છપાવવામા આવેલા છે.

**સ્તોત્રનું પદ્યપ્રમાણ**—૪૮ પદ્યોની માન્યતા શ્વેતાંબરોમાં પણ પહેલાં હતી અને જો તેમ ન હોત તો પ્રસ્તુત ગ્રંથમા આપેલા શ્રીહરિભદ્રસૂરિ કૃત યન્ત્રોની સંખ્યા ૪૮ ની નહિ પણ ૪૪ ની જ હોવી જોઈતી હતી, એટલે આપણને એમ માનવાને કારણ મલે છે કે ભક્તામરના ૪૮ શ્લોકો ઉપર જુદાજુદા ૪૮ યન્ત્રો તથા તન્ત્રોના રચયિતા શ્રીહરિભદ્રસૂરિના સમયમાં તો ભક્તામરના શ્લોકોની સંખ્યા ૪૮ શ્વેતામ્બર સમ્પ્રદાયમાં પ્રચલિત હતી; કારણ કે ચોથા સ્મરણ તિજયપહુત્તની સ્તોત્રાનુકૃતિના રચયિતા હરિભદ્રસૂરિ સંબંધી ચર્ચા કરતાં મેં જે ત્રણ હરિભદ્રસૂરિનો ઉલ્લેખ કરેલો છે તે ત્રણે શ્વેતામ્બરાચાર્યો જ હતા, વળી દિગંબરોમાં તે નામના કોઈ આચાર્ય થઈ ગયા હોવાનો ઉલ્લેખ સુદ્ધાં પણ નથી હવે પ્રશ્ન એ થાય છે કે આ યન્ત્રો તથા તન્ત્રોના રચયિતા હરિભદ્રસૂરિ કયા હોવા જોઈએ? મારી માન્યતા પ્રમાણે તો ઉપર ઉલ્લેખાએલ ત્રણ પૈકી બીજા અથવા તો ત્રીજા હરિભદ્રસૂરિની જ રચેલી આ યંત્રાકૃતિઓ તથા તંત્રો વગેરે હોવા જોઈએ. વળી આ **गम्भीरतार०** થી શરૂ થતા ચાર શ્લોકો ઉપરાંત બીજા પણ ચાર શ્લોકો મલી આવે છે જે નીચે પ્રમાણે છે—

"विष्वग्विभोः सुमनसः किल वर्षयन्ति ।
दिग्वन्यनाः सुमनसः किमु ते वदन्ति ॥
त्वत्सङ्गताद्दिमतां जगती समस्ता-
स्त्यामोदिनी विहसना मुदयेन धाम्नः ॥१॥
हेधापिदुस्तरतम श्रमविप्रणाशा-
त्साक्षात्सहस्रकरमण्डलसम्भ्रमेण ॥

वीक्ष्य प्रभोर्वपुषि कञ्चनकाञ्च नाभे ।
प्रोद्‌बोधनं[1] भवति कस्य न मानसाब्जम् ॥२॥

भाषाविशेषपरिणामविधौ पटिष्ठो ।
जीवादितत्त्वविशदीकरणे समर्थः ॥
दिव्यध्वनिर्ध्वनितदिग्वलयस्तवार्ह-
न्नाकर्षति प्रवरमोक्षपथे मनुष्यान्[2] ॥३॥

विश्वैकजैत्रभटमोहमहामहेन्द्रं ।
सद्यो जिगाय भगवान् निगदन्निवेत्थम् ॥
सन्तर्जयन् युगपदेव भयानि पुंसां ।
मन्द्रध्वनिर्नदति दुन्दुभिरुच्चकैस्ते ॥४॥"

આ ચાર શ્લોકો સિવાય બીજી જાતના પણ ચાર શ્લોકો છે એવું સ્વર્ગસ્થ યતિ શ્રીબાલચંદ્રસૂરિ ખામગાંવવાળા મને ગઈ સાલના શિયાળામાં મુંબાઈ મુકામે વાલકેશ્વર પર આવેલા બાબુના દેરાસરની બાજુના ઉપાશ્રયે મલ્યા હતા ત્યારે કહેતા હતા અને તે ચાર શ્લોકો પોતે ખામગાવ જઈને મને મોકલાવી આપવા પણ કહ્યું હતું; પરંતુ ત્યાં પહોંચતાં જ તેઓનો ટુંક વખતમાં સ્વર્ગવાસ થવાથી તે શ્લોકો હું અહીં આપી શક્યો નથી.

વળી ભક્તામરના શ્લોકોની સંખ્યા ચુંમાલીશ હોવાના સમર્થનમાં વૃદ્ધ પરંપરા એવી છે કે આ અવસર્પિણીકાળમાં 'ભરત' ક્ષેત્રમાં થઈ ગએલા ૨૪ જિનેશ્વરો અને અત્યારે 'મહાવિદેહ' ક્ષેત્રમાં વિહરતા ૨૦ જિનેશ્વરો મળી ૪૪ ની સંખ્યા થાય છે. આ સંખ્યાત્મક જ આ સ્તોત્ર છે, અને તે કારણને લીધે એનું એકેક પદ્ય એકેક જિનેશ્વરની સ્તુતિ રૂપ છે. આ વિષયની વિશેષ ચર્ચા જાણવાની ઇચ્છા વાળાએ શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડના ગ્રન્થાંક ૭૯ ની પ્રસ્તાવના જોઈ જવા મારી ભલામણ છે. વળી જૈન શ્વેતામ્બર ભંડારોમાં આવેલી યંત્રોવાળી લગભગ સો ઉપરાંત હસ્તલિખિત પ્રતો મે તપાસી જોઈ છે, તે બધી પ્રતોમાં પણ અડતાલીસ ગાથાઓ અને તેને લગતા અડતાલીસ જ યંત્રો મલી આવે છે, આ અડતાલીસ યંત્રો સિવાયના બીજા ચુંમાલીશ યંત્રો વાળી પ્રત કોઈપણ શ્વેતામ્બર ભંડારમાં મારા જોવામાં અથવા સાંભળવામાં પણ આવી નથી અને ઋદ્ધિના પદો પણ અડતાલીસ જ છે. તેથી યંત્રો પણ અડતાલીસ અને કાવ્ય પણ અડતાલી જ હોવા જોઈએ. પછી ચાર કાવ્યો **गम्भीरतार०** થી શરૂ થતા હો કે **दिव्यस्त्रिभो०** થી શરૂ થતા હો, યા ત્રીજા હો તે બાબતનો વાંધો નથી, એટલે મારી માન્યતા પ્રમાણે તો ભક્તામરના પ્રાચીન ટીકાકાર શ્રી ગુણાકરસૂરિના સમય પછી એટલે કે વિ. સં. ૧૪૨૬ પછીથી શ્વેતામ્બર સંપ્રદાયમાં ભક્તામરના ૪૪ શ્લોકો હોવાની માન્યતા શરૂ થઈ હોવી જોઈએ અને તે માન્યતા શાથી શરૂ થઈ હશે તે નક્કી કરી શકવું બહુ મુશ્કેલ છે, કારણ કે તેઓએ ટીકા ૪૪ શ્લોક ઉપર રચી છે. અને ત્યાર પછીના ભક્તામર

---

१ 'प्रोद्‌बोधितं' એવો પણ પાઠ છે.

२ 'दिव्यो ध्वनितदिग्वलयस्तवार्हन् !,
व्याख्यातुरुत्सुकतेऽत्र शिवाध्वनीयाम् ।
तत्त्वार्थदेशनविधौ ननु सर्वजन्तुं,
भाषाविशेषमधुरः सुरसार्थपेय· ॥३॥" આ પ્રમાણે પણ પાઠ છે.

પાદપૂર્તિ કાવ્યો પણ મોટે ભાગે ચુંમાલીશ જ શ્લોકો પર રચાયાં છે. ગમે તેમ હો બંને માન્યતાઓ પ્રાચીન છે અને યંત્રો પણ બંને પ્રકારના અડતાલીસ કાવ્યો ઉપર મલવાથી મેં પણ પ્રસ્તુત ગ્રંથમાં અડતાલીસ જ કાવ્યો આપવા ઉચિત ધારીને અડતાલીસ કાવ્યો છપાવેલાં છે.

**ભક્તામર સ્તોત્રની કથાઓ**—ભક્તામર સ્તોત્રના પ્રભાવને લગતી કથાઓમાં સૌથી પ્રાચીન કથાઓ ગુણાકરસૂરિની ટીકામાં મલી આવે છે અને તે જ કથાઓનું અક્ષરે અક્ષર અનુકરણ કરીને 'ભક્તામર કથા સંગ્રહ' કૃતિ રચાઈ છે, ફક્ત કથાઓમાં ઠેકાણે ઠેકાણે ગામનું નામ અથવા તો શેઠનું અગર મુનિનું નામ ફેરવી નાંખવામાં આવ્યું છે, બાકી વાસ્તવિક રીતે બંને કથાઓ સાથે રાખીને વાંચવાથી તુરત જ જણાઈ આવે છે કે કેટલાંક નામોની ફેરબદલી કરવા સિવાય બ્રહ્મચારી રાયમલ્લે નવીન કૃતિ રચી જ નથી. વળી રાયમલ્લ વિરચિત 'ભક્તામર કથા સંગ્રહ' વિ. સં. ૧૯૧૪ માં હિન્દી જૈનસાહિત્ય પ્રસારક કાર્યાલય, મુંબાઈ તરફથી પસિદ્ધ થએલ 'ભકતામર કથા' નામના ગ્રન્થમાં હિન્દીભાષામાં તથા શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહ તરફથી ગુજરાતી ભાષામાં સ્વ. પૂ. લાધાજી સ્વામી ગ્રંથમાળાના મણકા ૫ મા તરીકે વિ. સં. ૧૯૭૮ મા 'શ્રીભક્તામર–મંત્ર માહાત્મ્ય' નામના પુસ્તકની બીજી આવૃત્તિમાં છપાએલ 'શ્રીભક્તામર કથા સંગ્રહ'માં જે કથાઓ છપાવેલી છે તેના સાથે મેળવતાં જ્યાં જ્યાં તે બંને પ્રકાશકોએ નામોનો ફેરફાર કર્યો છે, ત્યાં ત્યાં મેં પ્રસ્તુત ગ્રંથની ફુટનોટોમાં તે તે બાબતોનો નિર્દેશ કરેલો છે. અજાયબાની વાત તો એ છે કે બને પ્રકાશકોએ શ્રીયુત રાયમલ્લ બ્રહ્મચારીની કથાઓ છપાવી છે તો પણ પોતપોતાના સંપ્રદાયને પુષ્ટિ આપતાં નામની ફેરબદલી કરી નાખી છે, ગુણાકરસૂરીની ટીકાની કથાઓમાં આપેલાં નામો ઘણાં ખરા ઐતિહાસિક દૃષ્ટિએ પૂરવાર થઈ શકે તેવાં છે, ત્યારે 'ભક્તામર કથા સંગ્રહ'ના બંને પ્રકાશનોમાં આપવામાં આવેલાં નામો કોઈપણ રીતે ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય પૂરવાર થઈ શકે તેમ નથી, અરે ! પોતપોતાના સંપ્રદાયના મમત્વમાં તો ગુજરાતની રાજધાની અણહિલપુરમાં કુમારપાલ નામનો રાજા થઇ ગયો હતો અને જે વાત દીવા જેવી સત્ય છે તેને બદલે પણ એક ઠેકાણે ૧૦ મા તથા ૧૧ મા શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથામાં શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહ દ્વારા પ્રકાશિત પુસ્તકની બીજી આવૃત્તિના પાના ૨૮ ઉપર આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છે,—

" અણહિલપુર નામનું એક ભવ્ય અને સુંદર શહેર હતું. તે શહેરનો ન્યાયી, નીતિમાન અને પ્રજાપાળક દયાળુ 'અરિમર્દન' નામે રાજા હતો. તે નગરમાં 'કમદી' નામનો એક વણિક રહેતો હતો."

હિન્દી જૈન સાહિત્ય પ્રસારક કાર્યાલય તરફથી પ્રકાશિત 'ભક્તામર કથા' નામના ગ્રન્થના પાના ૨૫ ઉપર આ બાબતનો આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છે.—

" અણહિલ નામકા એક શહેર હૈ, ઉસકા રાજા હૈ પ્રજાપાલ, વહાં એક કમદી નામકા વૈસ્ય રહતા હૈ."

વાસ્તવિક રીતે ગુણાકરસૂરિની ટીકાના આધારે પ્રસ્તુત ગ્રન્થના પાના ૩૩૨ ઉપર આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

" અણહિલપુર પાટણ નામના ભવ્ય અને સુંદર શહેરમાં ન્યાયી, નીતિપરાયણ અને ચૌલુક્ય વંશમાં ઉત્પન્ન થએલો કુમારપાલ નામનો રાજા રાજ્ય કરતો હતો" વગેરે.

આ એક જ ઉલ્લેખ ઉપરથી વાંચકોને માલુમ પડશે કે ટીકાકાર શ્રી ગુણાકરસૂરિની કથાઓ ઐતિહાસિક દૃષ્ટિએ કેટલી બધી સત્ય છે, જ્યારે ઉપરોક્ત બંને પ્રકાશનોમાં છપાએલ કથાઓ ઐતિહાસિક દૃષ્ટિએ કેટલી અસત્ય છે. આ લખીને ઉપરોક્ત બંને પ્રકાશકોને ઉતારી પાડવાનો ઉદ્દેશ મારો જરાએ નથી, પરંતુ વિદ્વાનો પણ સંપ્રદાયના મમત્વના અંગે કેટલી ગંભીર ભૂલો કરી બેસે છે તે જ બતાવવાનો મારો

ઉદ્દેશ છે. આ કથાઓમાં આવા તો પુષ્કળ ફેરફારો કરેલા છે, પરંતુ તે બધાંને માટે ચર્ચા કરવાનું આ સ્થાન નથી.

પ્રસ્તુત ગ્રંથમાં આપેલી કથાઓ માટે મેં જે જે પુસ્તકોનો ઉપયોગ કર્યો છે. તેની સંજ્ઞા આ પ્રમાણે છેઃ—

**क** 'શ્રીભક્તામર સ્તોત્ર સાર્થ' પ્રકાશક અમૃતલાલ સુખલાલ વહોરા, અમદાવાદ

**ख** 'શ્રીભક્તામર–મંત્ર–માહાત્મ્ય' પ્રકાશક ચુનીલાલ વર્ધમાન શાહ. અમદાવાદ

**ग** 'ભક્તામર કથા' પ્રકાશક હિન્દી–જૈનસાહિત્ય પ્રસારક કાર્યાલય, મુંબાઈ.

## ભક્તામર સ્તોત્રના મંત્રો તથા યંત્રો—

ભક્તામર સ્તોત્રનું બીજું નામ મંત્રશાસ્ત્ર પણ છે. મંત્રશાસ્ત્રના વિદ્વાનોનો મત છે કે ભક્તામરના દરેક શ્લોકોમાં ભારે ખૂબીની સાથે મંત્રનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે, પરંતુ તે સમાવેશ કેવી રીતે કરવામાં આવ્યો છે, તેનું જ્ઞાન નહિ હોવાથી તે બતાવી શકવા હું અસમર્થ છું. પરંતુ એટલું તો નિર્વિવાદ કહી શકું છું કે ગુજરાતના દરેકે દરેક શ્વેતાંબર જૈન ભંડારોમાં તેના યંત્રોની હસ્તલિખિત પ્રતિઓ મલી આવે છે જેની સંખ્યા સો ઉપરની છે. વળી અજાયબીની વાત તો એ છે કે તે બધી પ્રતિઓમાં ૪૮ કાવ્યો અને તેના ઉપર એકેક યંત્ર આપેલો છે. આ બધી હસ્તપ્રતો એક જ જાતના યંત્રોની છે અને તે યંત્રો બીજા નહિ પણ ઉપરોક્ત 'ભક્તામર કથા' નામના હિંદી પુસ્તકમાં તથા 'ભક્તામર–મંત્ર–માહાત્મ્ય' નામના ગુજરાતી પુસ્તકમાં છપાએલા છે તે જ છે. પરંતુ તે યંત્રો શિલા છાપમાં છપાએલા છે અને મલી આવતી હસ્તપ્રતો સાથે મેળવતાં તેમાંના યંત્રોમા મોટા ભાગે ભૂલો રહી ગએલી છે એવું માલુમ પડવાથી તે અડતાલીસે યંત્રોની આકૃતિઓ મંત્રશાસ્ત્રના જાણકાર વિદ્યમાન આચાર્ય મહારાજ શ્રીજયસિંહ-સૂરિજી પાસે ફરીથી નવી તૈયાર કરાવીને પ્રસ્તુત ગ્રંથમાં છપાવવામાં આવી છે. આ યંત્રો માટે નીચે મુજબની પ્રતોનો મુખ્યત્વે ઉપયોગ કરવામાં આવેલો છે અને તે માટે તે તે પ્રતોના માલિકોનો અત્રે હું આભાર માનું છું,

૧ મૂળ પાઠ–આચાર્ય મહારાજ શ્રીજયસિંહસૂરિજીના સંગ્રહની બબે યંત્રોવાલી હસ્તપ્રત.

૨ **क** સંજ્ઞાવળી આચાર્ય મહારાજ શ્રીવિજયપ્રભસૂરિજીના સંગ્રહની બે બે યંત્રોવાલી હસ્તપ્રત

૩ **ख** સંજ્ઞાવાળી આચાર્ય મહારાજ શ્રીવિજયપ્રભસૂરિજીના સંગ્રહની એકેક યંત્રવાલી હસ્તપ્રત.

૪ **ग** સંજ્ઞાવાળી વડોદરા વાલા વૈદ્ય જમનાદાસ ચુનીલાલના સંગ્રહની એકેક યંત્રવાલી હસ્તપ્રત.

૫ **घ** સંજ્ઞાવાળી ચુનીલાલ વર્ધમાન શાહે છપાવેલી 'શ્રીભક્તામર–મંત્ર–માહાત્મ્ય'વાળી પુસ્તિકા

ઉપરોક્ત યંત્રો સિવાય શ્રીહરિભદ્રસૂરિ કૃત ૪૮ યંત્રોવાળી આચાર્ય મહારાજ શ્રીજયસિંહસૂરિજીના સંગ્રહની અને આચાર્ય મહારાજ શ્રીવિજયપ્રભસૂરિજીના સંગ્રહની મલીને બે પ્રસ્તપ્રતો ઉપરથી બીજા ૪૮ યંત્રો પ્રથમ જ વાર પ્રસ્તુત ગ્રંથમાં છપાવવામાં આવેલાં છે. આ યંત્રોની ચિત્રાકૃતિઓ પણ આચાર્ય મહારાજ શ્રીજયસિંહસૂરિજીએ તૈયાર કરી આપેલી છે, અને તે માટે તેઓશ્રીનો અત્રે આભાર માનવાની તક લઉં છું. આચાર્ય મહારાજ શ્રીજયસિંહસૂરિજીની હસ્તપ્રતમાં હરિભદ્રસૂરિકૃત ૪૩ મા યંત્રની આકૃતિ ન હતી અને આચાર્ય મહારાજ શ્રીવિજયપ્રભસૂરીજીના સંગ્રહની હસ્તપ્રતમાં તો ૪૩ મા યંત્ર ઉપરાંત ૪૬ મા ૪૭ મા અને ૪૮ મા યંત્રની પણ ચિત્રાકૃતિઓ નહિ હોવાથી શ્રીહરિભદ્રસૂરિકૃત ૪૩ મા યંત્રની આકૃતિ મુંબાઈના રહીશ મુરબ્બી શ્રી મોહનલાલ ભગવાનદાસ સોલિસીટરના સંગ્રહની હસ્તપ્રત ઉપરથી અત્રે આપવામાં આવી છે અને તે માટે તેઓશ્રીનો પણ અત્રે આભાર માનું છું.

યંત્રો ઉપરાંત શ્રીગુણાકરસૂરીની ટીકામાં આપેલા મન્ત્રામ્નાયો તથા તેની વિધિ પણ પ્રસ્તુત ગ્રંથમાં આપવામાં આવેલી છે અને તે મન્ત્રામ્નાયો માટે શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ગ્રન્થાંક ૭૯માં છપાવેલી 'ભક્તામર–કલ્યાણમંદિર–નમિઊણસ્તોત્રત્રય' નામના પુસ્તકમાં ગુણાકરસૂરિની ટીકાનો તથા મારા પોતાના સંગ્રહની એક હસ્તપ્રતનો ઉપયોગ કરવામાં આવેલો છે અને તેની વિધિ માટે આચાર્ય મહારાજ શ્રીવિજયપ્રભસૂરિજીના સંગ્રહની નવ પાનાની 'ભક્તામરવિધિ' નામની હસ્તપ્રતનો ઉપયોગ કરવામાં આવેલો છે અને તે માટે તેઓ સઘળાનો હું અત્યંત ઋણી છું. આ મંત્રામ્નાયો અને યંત્રો ઉપરાંત ભક્તામર સંબંધી બીજું કાંઈ મંત્ર સાહિત્ય મારા જોવામા આવ્યું નથી, છતાં પણ પ્રસ્તુત પુસ્તકનો કોઈ પણ વાંચક મહાશયને જાણવામાં એવુ બીજું સાહિત્ય આવે તો તે તરફ મારું ધ્યાન ખેંચવાની મહેરબાની કરશે તો ભવિષ્યમાં તે છપાવવાનો પણ હું પ્રબંધ કરીશ.

### ભક્તામર સ્તોત્રની ઉત્પત્તિ—

આ સ્તોત્રના રચનાર શ્રીમાનતુંગસૂરિજી છે. તે બાબતમાં શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયનાં બધાંયે વિદ્વાનો એકમત હતા અને છે. પરંતુ તેઓ ક્યારે થઈ ગયા તે બાબતમાં મતભેદ હોવાને લીધે તેઓશ્રીના સત્તા સમયને માટે મળી આવતો સૌથી પ્રાચીન પુરાવો પ્રભાવક ચરિત્રના બારમા પ્રબંધમાં છે તેનો, તથા 'વીરવંશાવલિ'માં આપેલી હકીકતોનો ઉલ્લેખ કરવાનું હું યોગ્ય માનું છુ અને વિશેષ જાણવાની ઇચ્છાવાળાને શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડના ગ્રન્થાંક ૭૯ની પ્રસ્તાવના વાંચી જવા ભમાણ કરું છું:—

"માનતુંગસૂરિ ગૃહસ્થ અવસ્થામાં બનારસના રહેવાસી ધનદેવ શેઠના પુત્ર હતા, તેઓએ પ્રથમ ચારૂકીર્તિ નામના દિગંબર મુનિ પાસે દીક્ષા લીધી હતી, અને તે વખતે તેઓનું નામ મહાકીર્તિ રાખવામાં આવ્યું હતું, પરંતુ પાછળથી તેઓએ પોતાની બહેનના કહેવાથી જિનસિંહસૂરિ નામના શ્વેતાંબરાચાર્ય પાસે દીક્ષા ધારણ કરી હતી. આ વખતે બનારસમા હર્ષદેવ નામનો બ્રહ્મક્ષત્રિય જાતિનો રાજા રાજ્ય કરતો હતો. ત્યારે એ જ રાજા હર્ષના માનીતા મયૂર અને બાણ નામના બે બ્રાહ્મણ પંડિતો ત્યાં રહેતા હતા, આ બને પંડિતોએ પોતાની વિદ્યા અને કલાથી રાજા હર્ષદેવનું મન પોતાના તરફ આકર્ષિત કર્યું હતું.

એક વખત રાજાએ કહ્યું કે :—"આજકાલ બ્રાહ્મણોમાં જેટલી શક્તિ છે તેટલી શક્તિ બીજા દર્શનના વિદ્વાનોમા જોવામાં આવતી નથી."

આ સાંભળીને મંત્રીએ કહ્યું કે :—'હે સ્વામિન્! આપ જે કહો છો તે સત્ય જ હશે, પરંતુ આજકાલ આપના જ નગરમાં માનતુંગસૂરિ નામના એક જૈન આચાર્ય છે તેઓ પણ સારા વિદ્વાન અને સમાગમ કરવા યોગ્ય છે, જો આપશ્રીની ઇચ્છા હોય તો તેઓને બોલાવીયે.'

રાજાએ આજ્ઞા આપી એટલે મંત્રી પ્રાર્થના કરીને માનતુંગસૂરિને રાજસભામાં લઈ ગયો. રાજાએ આચાર્યને ઉદ્દેશીને કહ્યું :—'આજના વખતમાં બ્રાહ્મણો જેવી શક્તિ ધરાવે છે તેવી બીજા કોઈનામાં છે? મયૂર પંડિતે સૂર્યને પ્રસન્ન કરીને પોતાનો કોઢ રોગ મટાડયો અને બાણ કવિએ ચંડીને પ્રસન્ન કરીને પોતાના હાથ પગ નવા પ્રાપ્ત કર્યા. શું આવી શક્તિ બીજા કોઈનામાં છે? જો તમો પણ કાંઈ જાણતા હો તો બતાવો.

રાજાનાં આવાં વચનો સાંભળીને આચાર્ય બોલ્યા કે :—'હે રાજન્! અમો ગૃહસ્થ નથી કે વિદ્યા અને ગુણનું પ્રદર્શન કરીને રાજાઓની પાસેથી ધન પ્રાપ્ત કરીએ, અમો જે કાંઈ કરીએ તે કેવળ ધર્મને

માટે જ. આચાર્યનાં આવાં નિરીહ વચનો સાંભળીને રાજાએ સેવકોને આજ્ઞા આપી કે–'આમને સાંકળોથી બાંધીને અંધારી કોટડીમાં પૂરીદ્યો' સેવકોએ રાજાની આજ્ઞાનું પાલન કરીને માનતુંગસૂરિને અંધારી કોટડીમાં કેદ કર્યા, પરંતુ માનતુંગસૂરિએ ત્યાં જ પોતાના ઈષ્ટદેવ આદિનાથની 'ભક્તામર' આ શબ્દથી શરૂ થના સ્તોત્રથી સ્તવના કરી અને પોતે બંધનમુક્ત થઈ સ્વયં છૂટીને રાજાની પાસે આવીને રાજાને મળ્યા. આચાર્યની આવી અદ્ભુત શક્તિ નજરે જોઈને રાજા ઘણો પ્રસન્ન થયો, અને તે જ સમયથી તે જૈનધર્મ અને જૈનસાધુઓનો ભક્ત થયો."

પ્રસ્તુત પ્રભાવક ચરિત્રના ઉલ્લેખથી 'વીરવંશાવલિ'માં આ સ્તોત્રની ઉત્પત્તિ સંબંધી ઉલ્લેખ જુદી જાતનો મળી આવે છે, જે આ પ્રમાણે છેઃ—

"માલવ દેશના ઉજ્જન નામના નગરમાં વૃદ્ધ ભોજદેવ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેની સભામાં મયૂર અને બાણ નામના બે બ્રાહ્મણ પંડિતો હતા, એક વખતે તે બંને જણા વાદવિવાદ કરતા રાજસભામાં અહંકાર કરવા લાગ્યા. એક કહે હું વિદ્વાન છું અને બીજો કહે કે હું વધારે વિદ્વાન છું. આ પ્રમાણે બંને જણને એક બીજા પ્રત્યે અદેખાઈ કરતા દેખીને રાજા ભોજે કહ્યું કે–'હે વિદ્વાનો! તમે બંને જણા કાશ્મીર દેશમાં જાઓ, ત્યાં રહેલી શારદાદેવી જેઓને વિદ્યાવંત કહે તે મોટો પંડિત.' આ પ્રમાણેનાં રાજાનાં વચન સાંભળી બને જણા કાશ્મીર તરફ ગયા, અનુક્રમે ઘણો માર્ગ ઓળંગી શારદાના મંદિરે પહોંચ્યા. ભોજન કરીને બંને જણા સાંજના વખતે સૂતા હતા, તે વખતે સરસ્વતીએ પરીક્ષા કરવાને માટે અર્ધજાગતા એવા મયૂરને સમસ્યા પૂછી કે–

"**शतचंद्रं नभस्तलम्**"

તે સાંભળી મયૂરે કહ્યું કે–

"**दामोदरकराघातविह्वलीकृतचेतसा ।**
**दृष्टं चाणूरमल्लेन शतचंद्रंनभस्तलम् ॥ १ ॥**"

કૃષ્ણના કરાઘાતથી આકુળવ્યાકુલ થએલ ચાણુરમલ્લે આકાશતલમાં સેંકડો ચંદ્રો જોયા. આ પ્રમાણે મયૂરે સમસ્યા પૂરી કરી.

તે સાંભળી પુનઃ બાણને પરીક્ષા માટે સરસ્વતીએ સમસ્યાનું પદ પૂછ્યું કે–

"**शतचंद्रं नभस्तलम्**"

તે સાંભળી અર્ધજાગતા એવા બાણે કહ્યું કે–

"**यस्यामुत्तंगसौधाग्रे विलोलवदनांबुजे ।**
**विरराज विभावर्यां शतचंद्रं नभस्तलं ॥ १ ॥**"

આ પ્રમાણે બાણે પણ સમસ્યા પૂર્ણ કરી. તે બંનેની વાણી સાંભળી સરસ્વતીએ કહ્યું કે તમે બંને વિદ્વાન છો. આ પ્રમાણે વિદ્વાનનું બિરુદ મેળવી કેટલાક દિવસે બંને ઘેર આવ્યા. બંનેને પંડિત જાણવા છતાં પણ મયૂરને વૃદ્ધ જાણી ભોજે ઘણો આદર સત્કાર કર્યો. એટલે દ્વેષે ભરાએલો એવો બાણ પોતાના બંને હાથ અને પગો કપાવી નાખીને ચંડીના મંદિરમાં પેઠો. ચંડીકાની ૬૧ કાવ્યથી સ્તુતિ કરી એટલે ચંડી પ્રત્યક્ષ થઈ અને બોલી કે–'હું તારા ઉપર તુષ્ટમાન થઈ છું તું વરદાન માંગ.' આ સાંભળીને બાણે કહ્યું કે લોકોને આશ્ચર્ય પમાડવા માટે મારા હાથ અને પગ હતા તેવા કરી દો. દેવીએ તે પ્રમાણે

કરી દીધા એટલે દેવીએ તેને નવા હાથપગ આપ્યા છે તેવો તે બાણ પંડિત નગરની મધ્યમાં થઈ રાજદરબારમાં આવ્યો. બાણને મહા પ્રતિભાશાળી જાણી રાજાએ તેનો આદર સત્કાર કર્યો અને આવો ચમત્કાર દેખી વૃદ્ધ ભોજરાજા સભા સમક્ષ સઘળા પંડિતોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે–" શૈવ દર્શન વિના આવો ચમત્કાર બીજા કોઈ દર્શનમાં નથી."

રાજાનું આ પ્રમાણેનું બોલવું સાંભળીને રાજાનો એક કામદાર જૈન હતો, તેણે કહ્યું કે–' હે રાજન્! આ જ નગરમા મહા મત્રવાદી અને વિદ્યાપાત્ર એવા માનતુંગસૂરિ નામના જૈનાચાર્ય નિવાસ કરે છે.'

તે સાંભળીને વૃદ્ધ ભોજરાજાએ શ્રીમાનતુંગસૂરિને રાજદરબારમાં તેડાવ્યા. અને વંદન–નમસ્કાર કરી કહેવા લાગ્યો કે–' હે દર્શનીય મહાપુરુષ! તમે તમારો ચમત્કાર બતાવી જિનશાસનનો મહિમા વધારો.'

ત્યારે શ્રીમાનતુગસૂરિએ વૃદ્ધ ભોજરાજાને કહ્યું કે–' પગથી કે કંઠ લગી અડતાલીસ તાળા સહિત બેડીઓથી મારા શરીરને મજબુત બાધો, રાજાએ દરબારમાં બેઠેલા સઘળા મનુષ્યોના દેખતા તેમજ કર્યું અને તેઓને ત્યાંથી ઉપડાવી ઓરડામાં ઘાલી બારણે તાળા દઈ રક્ષકો મૂકયા અને રક્ષકોને કહ્યું કે સાવધાન રહેજો.'

ગુરુ મહારાજે ઓરડામાં બેઠા બેઠા શ્રીઋષભદેવની સ્તુતિરૂપ ' ભક્તામર સ્તોત્ર'ની નવીન રચના કરી અને તે સ્તોત્રના પ્રભાવથી શ્રીઋષભદેવની કીંકરી ચક્રેશ્વરીદેવી આવીને હાજર થઈ. એકેક કાવ્યે એકેક તાળું ઉઘડે એમ કહેતાં થકા '**आपादकंठमुरुशृंखलवेष्टितांगा०**' એ બેંતાલીસમું કાવ્ય કહેતાં થકાં સર્વ સાંકળો ભાંગી ગઈ અને ઓરડાનાં બારણાં ઉઘડી ગયાં અને આચાર્ય મહારાજ રક્ષકની પાસે આવી ઊભા રહ્યા સેવકે આ પ્રમાણે આચાર્ય મહારાજને જોઈ, રાજાને ખબર આપી. ગુરુને કચેરીમાં આવેલા દેખી રાજાએ ગુરુને નમસ્કાર કર્યો, અને આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કે–' ધન્ય એ ધર્મ! ધન્ય એ જૈનદર્શન! કે જ્યાં આવા મહાપ્રાભાવિક આમ્નાયના જાણકાર શ્રીમાનતુગસૂરિ જેવા રત્નત્રયીના આરાધક છે.'

ગુરુમહારાજને મહાનિસ્પૃહી અને નિર્લોભી જાણી, વૃદ્ધ ભોજદેવે ગુરુને કહ્યું કે, આપે શેનું સ્મરણ કીધું? ત્યારે ગુરુએ કહ્યુ કે ભક્તામર સ્તોત્ર રૂપી ઋષભદેવ ભગવાનની સ્તુતિનું સ્મરણ કીધું.

વૃદ્ધ ભોજરાજાએ પછી ગુરુ મહારાજને કહ્યું કે–જે સ્તોત્રમાં બંધનો તુટયા એવા મંત્રામ્નાયો છે તે કહો–તે વખતે આચાર્ય મહારાજે સ્વર પદ અક્ષર મંત્ર યુક્ત દરબાર સમક્ષ પ્રગટપણે શ્રી ભક્તામર સ્તોત્ર કહ્યુ. તે સાંભળીને વૃદ્ધ ભોજરાજાએ આચાર્ય મહારાજને મહામહોત્સવ સહિત શાલાએ મોકલાવ્યા. તે દિવસથી શ્રીભક્તામર સ્તોત્રનો મહિમા પૃથ્વીને વિષે વિસ્તર્યો અને શ્રી જિનશાસનની કીર્તિ વધી. આ પ્રમાણે ભક્તામર સ્તોત્રની ઉત્પત્તિ જાણવી

–વીરવંશાવલિ પાનું ૧૮, ૧૯.

વીરવંશાવલિ ઉર્ફે તપાગચ્છ વૃદ્ધ પટ્ટાવલિ મૂળ પ્રાચીન ગુજરાતી ભાષામાં જ છપાએલી હોવાથી ઉપરોક્ત ઉલ્લેખ ચાલુ ગુજરાતી ભાષામાં કરેલો છે.

પ્રબંધમાં માનતુંગસૂરિના સમયનો નિર્દેશ કર્યો નથી, પણ માનતુંગસૂરિના પ્રશંસક રાજા શ્રીહર્ષનો રાજ્યત્વ સમય વિ સં. ૬૬૩ થી વિ. સં. ૬૭૪ સુધીનો ગણાય છે. તેથી માનતુંગસૂરિનો સમય પણ વિક્રમની સાતમી સદીનો હોવો જોઈએ.

વીરવંશાવલિમાં તથા બીજી પટ્ટાવલિઓ વગેરેમાં પણ ભક્તામર સ્તોત્રના કર્ત્તા માનતુંગસૂરિને ઉજ્જયિનીના રાજા વૃદ્ધ ભોજના સમકાલીન જણાવ્યા છે, અને કર્નલટોડના લખવા પ્રમાણે વૃદ્ધ ભોજનો સમય પણ વિક્રમનો સાતમો સૈકો (વિ. સં. ૬૩૧) છે. એટલે તેઓશ્રી સાતમી સદીમાં જ વિદ્યમાન હોવાનો વધારે સંભવ છે, અને હું પોતે પણ તેઓશ્રીનો સમય સાતમી સદીનો હોય એમ માનું છું.

**૮ કલ્યાણમંદિર સ્તોત્ર**—આ સ્તોત્રનું નામાભિધાન પણ તેના આદ્યપદ ઉપરથી જ પડેલું છે. પ્રસ્તુત સ્તોત્રમાં પુરિસાદાણી શ્રીપાર્શ્વનાથની સ્તુતિ છે, અને તે સ્તુતિ કલ્યાણના મંદિરરૂપ જ છે, તે બાબતમાં કોઈ જાતની શંકા નથી. વળી આ સ્તોત્રના પદ્યોની સખ્યા પણ ભક્તામર સ્તોત્રના પદ્યોની સંખ્યા બરાબર ૪૪ જ છે તેમાં શરૂઆતના ૪૩ શ્લોકો વસંતતિલકા છંદમાં અને છેવટનો એક શ્લોક આર્યાવૃત્તમાં રચાએલો છે. શ્રીભક્તામર સ્તોત્ર તથા પ્રસ્તુત કલ્યાણમંદિર સ્તોત્ર–યુગલનું તુલનાત્મક પર્યાલોચન દે. લા. પુ. ફંડના ગ્રન્થાંક ૭૧ ની પ્રસ્તાવનાના પાના ૧૯ થી ૩૧ સુધી વિસ્તારથી કરેલું હોઈ તે ચર્ચા અહીં ઉપસ્થિત કરવી અસ્થાને છે.

**ઉત્પત્તિ**—પ્રસ્તુત સ્તોત્રના રચયિતા શ્રીસિદ્ધસેનદિવાકરસૂરિ છે, અને તેની ઉત્પત્તિ સંબંધમાં પ્રભાવક ચરિત્રમાં 'વૃદ્ધવાદિ પ્રબંધ' નામના આઠમા પ્રબંધમાં આ પ્રમાણે ઉલ્લેખ છે—

ઉજ્જયિની નગરીમાં દારિદ્રયરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન એવો વિક્રમાદિત્ય નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં કાત્યાયન ગોત્રમાં ઉત્પન્ન થએલ દેવર્ષિ બ્રાહ્મણની સ્ત્રી દેવશ્રી બ્રાહ્મણીની કુક્ષિમાંથી ઉત્પન્ન થએલ સિદ્ધસેન નામે એક વિદ્વાન વિપ્ર રહેતો હતો. તે સર્વશાસ્ત્રોમાં પારંગત એવો એકવાર માર્ગમાં જૈનાચાર્ય વૃદ્ધવાદીસૂરિને મળ્યો. એટલે તેણે પ્રશ્ન કર્યો કે–'હે મુનિનાથ! આજકાલ વૃદ્ધવાદી અહીં વિદ્યમાન છે?'

ત્યારે આચાર્ય મહારાજે જવાબ આપ્યો કે–'હું પોતે જ તે વૃદ્ધવાદી છું, એમ સમજી લે.'

સિદ્ધસેને કહ્યું કે–'મારે તેમની સાથે વિદ્વદ્ ગોષ્ઠી કરવાની ઇચ્છા છે, માટે અહીં જ આપણે તે કરવા બેસીએ, કે જેથી લાંબા વખતનો મારો સંકલ્પ સિદ્ધ થાય.'

આ સાંભળીને વૃદ્ધવાદીસૂરિ બોલ્યા કે–'જો એમ હોય, તો પોતાના હૃદયને સંતોષ પમાડવા માટે આપણે વિદ્વાનોની સભામાં કેમ ન જઈએ? કારણ કે સુવર્ણની પ્રાપ્તિ થતી હોય, તો પિત્તળને કોણ ગ્રહણ કરે? એમ કહ્યા છતાં પણ જ્યારે તેણે 'મારે તો અહીં જ વાદ કરવો છે' એવો પોતાનો કદાગ્રહ ન મૂક્યો, ત્યારે આચાર્ય મહારાજે એ વાત કબુલ કરી અને ત્યાં હાજર રહેલા એવા ગોવાળોને તે વખતે સભાસદો તરીકે નીમ્યા. પછી સિદ્ધસેને પોતાનો પક્ષ સ્થાપન કરતાં કહ્યું કે–'સર્વજ્ઞ કોઈ છે જ નહિ. કારણ કે આકાશપુષ્પના દૃષ્ટાંતની માફક પ્રત્યક્ષ, અનુમાનાદિક પ્રમાણોથી ઉપલબ્ધ નથી.' એમ કહીને તે મૌન રહ્યો.

તે વખતે ગોવાળોને સંતોષ પમાડતાં વૃદ્ધવાદી કહેવા લાગ્યા કે–'આ સિદ્ધસેનનું કથન તમે કાંઈ સમજી શકયા કે નહિ?'

તેઓ બોલ્યા કે–'ફારસીભાષા જેવું અવ્યક્ત વચન શી રીતે સમજી શકાય?'

આ સાંભળીને વૃદ્ધવાદી બોલ્યા–'હે ગોવાળો! એનું વચન હું બરાબર સમજી શકયો છું, એ કહે છે કે–'જિન–વીતરાગ નથી.' માટે તમે સત્ય કહી બતાવો કે તમારા ગામમાં વીતરાગ સર્વજ્ઞ છે કે નહિ?'

તે બધા બોલી ઉઠ્યા કે-'જૈન ચૈત્યમાં જિન સર્વજ્ઞ વિદ્યમાન છે, માટે એનું વચન મિથ્યા છે આ પ્રમાણ વિનાના વિપ્ર વચનને અમે માન્ય કરતા નથી.'

પછી આચાર્ય મહારાજ પુન. કહેવા લાગ્યા કે-'હે વિપ્ર ! હુ સત્ય વચન કહું છું તે સાંભળ- પ્રનાતિશય ક્યાંક તરતમતામાં વિરામ પામે છે, પરમાણુઓમાં જેમ ન્યૂનાધિકતા છે, તેમ અતિશયમાં પણ તે સ્ફુટ છે. અને લઘુ કે ગુરુતર, પરમાણુ અને આકાશમા પણ ઉપલબ્ધ છે પ્રજ્ઞાનો અવધિ તે કેવળજ્ઞાન સિદ્ધ જ છે. એ જ્ઞાન તો ગુણ છે, માટે વિચાર કર, તેના આધાર રૂપ કોઈ દ્રવ્ય પણ હોવું જ જોઈએ. તે આધાર રૂપ દ્રવ્ય તે જ સર્વજ્ઞ છે. એમ સર્વજ્ઞની સિદ્ધિ થઈ જ જાય છે.'

આ પ્રમાણે વચન વિસ્તારથી વૃદ્ધવાદીસૂરિએ પોતાને પંડિત માનનાર એવા સિદ્ધસેન બ્રાહ્મણને જીતી લીધો કારણ કે આવા સમર્થ વિદ્વાન આગળ તે શું માત્ર છે ?

સિદ્ધસેન પણ હર્ષાશ્રુથી લોચનને આર્દ્ર બનાવતો કહેવા લાગ્યો કે-'હે ભગવાન ! પ્રથમ તો તમે પોતે જ ખરેખરા સર્વજ્ઞ છો કે મને જીતી લીધો, તો હવે મેં પૂર્વે કરેલ પ્રતિજ્ઞા પ્રમાણે તમે મને શિષ્ય થવાની અનુમતિ આપો અર્થાત્ મને આપશ્રીનો શિષ્ય બનાવો.' કારણ કે મે પૂર્વે એવી પ્રતિજ્ઞા કરી છે કે-'જેને હું ઉત્તર આપવા સમર્થ ન થાઉ, તેનો શિષ્ય બનું.' એટલે ગુરુ મહારાજે પોતે તત્પર થએલ એવા સિદ્ધસેન બ્રાહ્મણને જૈન વિધિ પ્રમાણે દીક્ષા આપી અને તેનું કુમુદચંદ્ર એવું નામ પાડ્યું. પછી બાણની માફક પોતાની તીક્ષ્ણ અને પ્રકૃષ્ટ પ્રતિભાના બળે કુમુદચંદ્ર મુનિ તે કાળના સર્વ સિદ્ધાંતના સત્વર પારગામી થઇ ગયા. ગુરુએ પણ પ્રમોદપૂર્વક તેઓને આચાર્યપદે સ્થાપન કર્યા. પૂર્વે તેમનું નામ તો પ્રસિદ્ધ હતુ જ અને આ વખતે વધારે વિખ્યાત થયું. પછી ગુરુમહારાજે શ્રીસિદ્ધસેનસૂરિને ગચ્છ ભળાવીને પોતે અન્યત્ર વિહાર કર્યો, કારણ કે ગુરુ દૂર રહીને જ શિષ્યનો પ્રભાવ જુએ છે.

એક વખત શ્રીસિદ્ધસેનસૂરિએ પોતાની કવિત્વ શક્તિથી વિક્રમાદિત્ય રાજાને ખુશી કર્યો હતો અને તે વખતે રાજાએ તેમને એક ક્રોડ સોનૈયા આપવા માંડ્યા પણ તેઓએ તે દ્રવ્ય સાધારણ ખાતાના ફંડમાં અપાવ્યું અને તેથી ગરીબ શ્રાવકોનો અને જિનમંદિરોનો ઉદ્ધાર કરાવ્યો.

એકવાર તેઓશ્રી ચિતોડગઢ ગયા હતા, ત્યાં તેમની નજરે એક વિચિત્ર સ્તંભ પડ્યો. જે ન પથરનો હતો, ન માટીનો અને ન લાકડાનો, તેથી આચાર્ય મહારાજે તેની બારીક તપાસ કરી તો તે લેપમય લાગ્યો આથી તેમણે વિરુદ્ધ દ્રવ્યોથી ઘસીને તેને એક છિદ્ર પાડ્યું તો તે પુસ્તકોથી ભરેલો જણાયો. આચાર્ય મહારાજે તેમાથી એક પુસ્તક કાઢીને તેનું એક પત્ર લઈને વાચ્યું, એટલામાં તો તે પુસ્તક તેમના હાથમાંથી અદૃષ્ટ દેવતાએ ઝુટવી લીધું, પણ તેમાંથી તેઓશ્રીને સુવર્ણસિદ્ધિયોગ અને સરસવોથી સુભટ નિપજાવવાની વિધિ-આ બે પ્રયોગો યાદ રહી ગયા. એક વખતે વિહાર કરતા કરતા તેઓશ્રી છેક પૂર્વ દેશમા ગયા, ત્યા તેઓ કર્માર ગામમાં ગયા, જ્યાં દેવપાલ રાજાની તેઓને મુલાકાત થઈ. ધર્મકથાથી આચાર્ય મહારાજે દેવપાલને જૈનધર્મ તરફ ખેંચ્યો અને પોતાનો મિત્ર બનાવ્યો. આચાર્ય મહારાજ દેવપાલના આગ્રહથી ત્યાં જ રહ્યા હતા તેવામા કામરૂદેશનો રાજા વિજયવર્મા મ્હોટી સેનાની સાથે દેવપાલના નગર ઉપર ચઢી આવ્યો શત્રુની ચઢાઈ અને તેના અધિક બલની વાત દેવપાલે સિદ્ધસેનસૂરિને કહીને જણાવ્યું કે આ પ્રબલ શત્રુ સામે ટકી રહેવા જેવુ મ્હારી પાસે દ્રવ્ય અને સેનાનું બલ નથી, આ ઉપરથી સિદ્ધસેને સુવર્ણસિદ્ધિથી દ્રવ્ય અને સર્ષપના પ્રયોગથી ઘણા સુભટો ઉપજાવીને તેને સહાયતા કરી અને દેવપાલે આ અણધારી મદદથી વિજયવર્મા ઉપર જીત મેળવી. પોતાને મુંઝવણરૂપ અંધકારમાં પ્રકાશ આપ્યો તેથી દેવપાલે સિદ્ધસેનને 'દિવાકર' એ વિશેષણથી બોલાવ્યા. દેવપાલે એ પછી સિદ્ધસેનને અતિ-

શય માન આપ્યું, તે એટલે સુધી કે તેમને આગ્રહ કરી કરીને પાલખી અને હાથી ઉપર બેસાડવા માંડ્યા, દાક્ષિણ્યતાને વશ થએલા આચાર્ય મહારાજ પણ રાજાના આ આગ્રહને પાછો ઠેલી ન શક્યા અને શિથિલાચારમાં પડી ગયા.

વૃદ્ધવાદીસૂરિએ સિદ્ધસેનની આ પ્રમાદિ અવસ્થાના સમાચાર લોકોના મુખથી સાંભળ્યા અને તેઓ વિહાર કરીને કર્માંરપુર આવ્યા અને પાલખીમાં બેસીને ફરતા સિદ્ધસેનને યુક્તિથી સમજાવીને શિથિલાચાર છોડાવ્યો અને તે પછી તેઓને ગચ્છનો ભાર સોંપીને વૃદ્ધવાદીસૂરિએ પરલોકવાસ કર્યો.

સિદ્ધસેનદિવાકરસૂરિએ એક વખત મૂલ જૈન આગમો જે પ્રાકૃત ભાષામાં બનેલાં છે, તે સંસ્કૃત ભાષામાં ફેરવી નાખવાનો વિચાર કર્યો, પરન્તુ એમના એ સંકલ્પથી શ્રમણસંઘે એમને ઠપકો આપીને બાર વર્ષ પર્યન્ત ગચ્છ અને સાધુ વેષ છોડી દઈને ચાલ્યા જવાની સજા ફરમાવી અને કહ્યું કે— 'જો તમારાથી જૈનધર્મની કોઈ મ્હોટી ઉન્નતિ થએલી સંઘ જોશે તો બાર વર્ષની અંદર પણ તમોને આ ગુન્હાની માફી આપીને સંઘમાં લઈ લેવામાં આવશે' સિદ્ધસેને આ પારાંચિત નામનું પ્રાયશ્ચિત સ્વીકાર્યું અને ગચ્છ છોડીને ગુપ્ત વેષમાં નીકળી ગયા. સાત વર્ષ સુધી આમતેમ ભ્રમણ કરીને અવધૂત વેષધારી સિદ્ધસેન ઉજ્જયિનીમાં ગયા અને કવિતાથી વિક્રમરાજાનું મનરંજન કરીને તેની સભાના પંડિત થઈને રહ્યા.

એક વખતે સિદ્ધસેન દિવાકર વિક્રમાદિત્ય રાજાની સાથે કુંડગેશ્વર નામના શિવમંદિરમાં ગયા. પરન્તુ ત્યાં શિવને નમસ્કાર કર્યો નહિ. રાજાએ તેનું કારણ પૂછતાં તેઓએ કહ્યું કે–'મ્હારો પ્રણામ સહન કરે તે દેવ બીજા જાણવા, આ દેવથી મ્હારો પ્રણામ સહન થઈ શકે નહિ' રાજાને આ સાંભળીને વધારે આશ્ચર્ય થયું અને આગ્રહપૂર્વક કહ્યું, તે ઉપરથી સિદ્ધસેન દિવાકરે 'કલ્યાણ મંદિર'૦ ઈત્યાદિ પદોથી શરૂ થતા અભિનવ સ્તોત્રની રચના કરીને સ્તુતિ કરવા માંડી અને આ સ્તોત્રનું તેરમું કાવ્ય બોલતા ધરણેન્દ્ર નામનો નાગરાજ ત્યાં આવ્યો અને તેના પ્રભાવથી શિવલિંગ ફાટીને નીચેથી શ્રીપાર્શ્વનાથ તીર્થંકરની પ્રતિમા પ્રગટ થઈ, તે જોઈને સિદ્ધસેને વિશેષ ભક્તિથી સ્તુતિ કરીને રાજાને કહ્યું કે.–"અમારો પ્રણામ સહન કરે તે દેવ આ છે' આ આશ્ચર્યથી રાજા સિદ્ધસેન દિવાકરનો પરમભક્ત બન્યો અને જૈનધર્મનો સહાયક થયો. શ્રમણસંઘે પણ શેષ પાંચ વર્ષનું પ્રાયશ્ચિત માફ કરીને સિદ્ધસેનને સંઘમાં લઈ લીધા."

સિદ્ધસેનસૂરિના સમય માટે ઘણો જ મતભેદ છે. પરન્તુ તે માટે શ્રીઆત્માનંદ જૈન સભા ભાવનગર તરફથી વિ. સંવત ૧૯૮૭ માં પ્રસિદ્ધ થએલા 'શ્રીપ્રભાવક ચરિત્ર'માં ઈતિહાસ પ્રેમી મુનિમહારાજ શ્રીકલ્યાણવિજયજીએ લખેલા 'પ્રબન્ધપર્યાલોચન' માં ઘણી ચર્ચા કરીને નિશ્ચિત કરેલો ચોથાથી પાચમા સૈકાની વચલો સમય જ મને વધારે વાસ્તવિક લાગે છે.

### કલ્યાણમંદિરના મન્ત્રો તથા યંત્રો—

કલ્યાણમંદિર સ્તોત્રના મન્ત્રામ્નાયો જે પ્રસ્તુત પુસ્તકમાં છપાવવામાં આવેલા છે તે આચાર્ય મહારાજ શ્રીજયસિંહસૂરિજીના સંગ્રહની હસ્તલિખિત પ્રત ઉપરથી લેવામાં આવેલા છે અને તે માટે તેઓશ્રીનો હું આભાર માનું છું. આ મન્ત્રામ્નાયોના રચનાર વિક્રમની અગિયારમી સદી પછીના કોઈ વિદ્વાન હોય તેમ લાગે છે; કારણ કે આ મન્ત્રામ્નાયમાં આપવામાં આવેલા મોટા ભાગના મંત્રો મહાનમંત્રવાદી શ્રીમલ્લિષેણસૂરિ વિરચિત 'શ્રીભૈરવપદ્માવતીકલ્પ' નામના મારા તરફથી પ્રસિદ્ધ થએલા પુસ્તકમાં આપવામાં આવેલા છે, જ્યારે મલ્લિષેણસૂરિનો સમય વિક્રમની અગિયારમી શતાબ્દિનો છે.

વળી કલ્યાણમંદિર સ્તોત્રના ૪૩ તેતાલીશ યંત્રો જે પ્રસ્તુત પુસ્તકમાં પ્રથમ જ વાર મારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે મુંબાઈની શ્રીપન્નાલાલજી ઐલક દિગંબર જૈન સરસ્વતી ભવનના સંગ્રહની હસ્તપ્રત ઉપરથી લેવામાં આવ્યા છે અને તેનો ઉપયોગ કરવા દેવા માટે તે સંસ્થાના કાર્યવાહકો તથા તે ભવનના સેક્રેટરી શ્રીયુત્ રામપ્રસાદજી જૈનનો પણ અત્રે આભાર માનું છું. પ્રસ્તુન યંત્રોને માટે બીજી હસ્તપ્રતો મેળવવા માટે મારા તરફથી ગુજરાત, મારવાડ અને મેવાડના ઘણાખરા ભંડારોમાં તપાસ કરવામાં આવી હતી, પરન્તુ તેની બીજી પ્રતો નહિ મલવાથી એક જ હસ્તપ્રત ઉપરથી આ યંત્રાકૃતિઓ આચાર્ય મહારાજ શ્રીજયસિંહસૂરિજી પાસે જ તૈયાર કરાવી આપવામાં આવી છે, એટલે કદાચ અન્ય કોઈ વિદ્વાન મહાનુભાવોના જોવામાં આ યંત્રોની બીજી હસ્તપ્રતો આવે તો મને લખી જણાવવાથી તેમાં રહી ગયેલી ભૂલો જો માલુમ પડશે તો સુધારવા પ્રયત્ન કરીશ.

૯ **બૃહત્શાંતિ સ્તોત્ર**—આ સ્તોત્રમાં મુખ્યત્વે કરીને શાંતિનાથ ભગવાનની સ્તુતિ હોવાથી અને તેનો ઉપયોગ ખાસ કરીને પાક્ષિક, ચૌમાસિક તથા સાંવત્સરિક પ્રતિક્રમણના અંતભાગમાં તથા સ્નાત્ર પ્રતિષ્ઠાદિક મહોત્સવોના માંગલિક મહોત્સવોની શાંતિ અર્થે થતો હોવાથી તેનું નામ 'શાંતિ સ્તોત્ર' વાસ્તવિક જ છે, અને શ્રીમાનદેવસૂરિ કૃત બીજું શાંતિ સ્તોત્ર વિદ્યમાન હોવાથી અને તેનું નામ 'લઘુશાંતિ' સ્તોત્ર હોવાથી જ આ સ્તોત્રનું નામ 'બૃહત્ શાંતિ સ્તોત્ર' રાખવામાં આવ્યું છે.

આ બૃહત્ શાંતિ સ્તોત્રના રચના કરનાર મહાપુરુષના સંબંધમાં પણ મતભેદ છે.

૧—**अहं तित्थयरमाया** એ ગાથાની ટીકા લખતાં ટીકાકાર શ્રીહર્ષકીર્તિસૂરિ લખે છે કે—શ્રીનેમિનાથ ભગવાનની માતા શિવાદેવી કહે છે કે—હું તીર્થંકરની માતા શિવાદેવી નામની તમારા નગરને વિષે રહું છું. તે ઉપરથી શિવાદેવી માતાએ દેવીપણાની અવસ્થામાં આ શાંતિ રચી છે, એમ નિર્ણય થાય છે.

—શ્રીજૈન શ્રેયસ્કર મંડળ, મહેસાણાના પંચપ્રતિક્રમણની ચોથી આવૃત્તિ. પાનું ૪૩૫

૨—વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ વિરચિત 'અર્હદભિષેક વિધિ' નામના ગ્રન્થના 'શાંતિપર્વ' નામના સાતમા પર્વરૂપે આ બૃહત્શાંતિ મલી આવે છે. તેની હસ્તલિખિત પ્રતિ પંડિત સુખલાલજી દ્વારા સંપાદિત અને આત્માનંદ જૈન પુસ્તકપ્રચારક મંડલ. આગ્રા દ્વારા પ્રકાશિત હિંદી પંચપ્રતિક્રમણની પ્રથમ આવૃત્તિના પાના ૨૮૭ માં જણાવ્યા પ્રમાણે પાટણના એક ભંડારમાં છે, જેના ઉપર સંવત ૧૩૫૮ મા ઉપકેશગચ્છીય પં૦ મહીચન્દ્રે લખ્યાનો ઉલ્લેખ છે.

ઉપરોક્ત પુસ્તકમાં પંડિતજીએ તે હસ્તલિખિત પ્રતિમાં અને પ્રચલિત 'બૃહત્શાંતિ' માં જે જે પાઠ ફેર છે તે પણ જણાવ્યા છે.

વાદિવેતાલ શાંતિસૂરિની વિદ્યમાનતા વિક્રમની અગિયારમી સદીમાં હતી, તેથી આ 'બૃહચ્છાંતિ' નો રચનાકાળ પણ અગિયારમી સદીમાં કહી શકાય,

૩—ઉપરોક્ત બંને ઉલ્લેખો સિવાય એક ત્રીજો ઉલ્લેખ મન્ત્રવાદી શ્રીમલ્લિષેણસૂરિએ રચેલા 'વિદ્યાનુશાસન' નામના મંત્રશાસ્ત્રના ગ્રન્થના ૨૪ અધિકારો પૈકીના વીશમા 'શાંતિવિધાન' નામના અધિકારમાં પત્ર ૬૧ થી ૬૯ શ્લોક સુધીના 'શાંત્યષ્ટક' નામના સ્તોત્ર પછી '૩ૐ **पुण्याहं पुण्याहं**०'થી શરૂ થતો પાઠ છે, તે પાઠનો અહીં સમગ્ર ઉલ્લેખ નહિ કરતા ઉપરોક્ત પાટણવાળો વાદિવેતાલ શાંતિસૂરી વિરચિત 'અર્હદ્જન્માભિષેક વિધિ' ની હસ્તપ્રત સાથે આ 'શાંતિવિધાન'નો પાઠ મેળવીને તે સંબંધી

એક વિસ્તૃત લેખ તૈયાર કરીને 'જૈન સત્યપ્રકાશ' માસિક દ્વારા પ્રકાશિત કરવાનો વિચાર રાખું છું, અને તેથી જ અહીંયા માત્ર ઉલ્લેખ જ કરવાનું મેં ઉચિત ધાર્યું છે.

શ્રીમલ્લિષેણસૂરિનો સમય પણ વિક્રમની અગિયારમી સદીનો જ છે તેથી હાલમાં તો એટલું નિશ્ચિત થાય છે કે આ 'બૃહચ્છાંતિ સ્તોત્ર' અગિયારમી સદી પછીનું તો નથી જ.

મારી માન્યતા પ્રમાણે શ્રીહર્ષકીર્તિસૂરિએ જે ગાથાનો આધાર રાખીને આ કૃતિ નેમિનાથ ભગવાનની માતા શિવાદેવીએ દેવીપણાની અવસ્થામાં રચ્યાનો જે નિર્ણય કર્યો છે, તે વાસ્તવિક નથી. કારણ કે ઉપરોક્ત 'શાંતિપર્વ'માં અથવા તો 'શાંતિવિધાન'માં પાછળની ગાથાઓનો ઉલ્લેખ સુદ્ધાં પણ નથી અને તેથી '**नृत्यंति नित्यं**'૦ થી શરૂ થતી પાછળની પાંચે ગાથાઓ પાછળથી પ્રક્ષિપ્ત કરેલી છે એવું સાબિત થાય છે, એટલે શ્રીહર્ષકીર્તિસૂરિનો નિર્ણય પાયા વગરની ઈમારત જેવો મને તો લાગે છે.

શ્વેતામ્બર મૂર્તિપૂજકોમાં શ્રીખરતરગચ્છને માનવાવાળાઓ આ નવસ્મરણો પૈકી શ્રીઅજિત શાંતિ સ્તવન શ્રીનંદિષેણકૃત, શ્રીમાનતુંગસૂરિકૃત નમિઊણ સ્તોત્ર તથા શ્રીભદ્રબાહુસ્વામીકૃત શ્રીઉવસગ્ગહર સ્તોત્ર એ ત્રણ, તથા શ્રીજિનવલ્લભસૂરિકૃત લઘુઅજિતશાંતિ સ્તોત્ર અને શ્રીજિનદત્તસૂરિ વિરચિત ગુરુપારતંત્ર્ય સ્તોત્ર ગાથા ૨૧, સર્વાધિષ્ઠાયિકસ્મરણ સ્તોત્ર ગાથા ૨૬; તથા વિઘ્નવિનાશિસ્તોત્ર ગાથા ૧૪ એ ચાર, કુલ મલી 'સપ્તસ્મરણ'ની માન્યતા ધરાવે છે.

**મન્ત્ર**—મન્ત્ર એટલે અમુક પ્રકારના અક્ષરોની સંકલના. જેમ આકર્ષણશીલ વિદ્યુત્‌ના સમાગમથી તણખો ઉત્પન્ન થાય છે, તેમ જુદા જુદા સ્વભાવવાળા અક્ષરોની યથાયોગ્ય રીતે સંકલના–ગૂંથણી કરવાથી કોઈ અપૂર્વ શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. એ તો જાણીતી વાત છે કે મહાપુરુષોએ ઉચ્ચારેલા સામાન્ય શબ્દોમાં પણ અદ્દ્ભુત સામર્થ્ય રહેલું છે; તો પછી ઉદ્દેશપૂર્વક વિશિષ્ટ વર્ણોની સંકલનાથી યોજેલા પદોના સામર્થ્યની તો વાત જ શી? આવા પદોના–મન્ત્રપદોના રચયિતા જેટલે અંશે સંયમ અને સત્યતાના પાલક હોય તેટલે અંશે તેમાં વિશિષ્ટતા સંભવે છે; તેથી જ મંત્રની ભાષામાં પરિવર્તન કરવામાં આવે તો તે મંત્રની ગરજ સારી શકે નહિ. મન્ત્ર ઘણા જ પ્રકારના હોય છે; કેટલાક યોગ સાધનાના માટે અને કેટલાક રોગોની શાંતિ માટે ઉપયોગી હોય છે; કેટલાક લક્ષ્મીની પ્રાપ્તિ માટે હોય છે અને કેટલાક દુશ્મનોનો નાશ કરવા માટે હોય છે.

કેટલાકોનું એવું માનવું છે કે પ્રાચીન સમયમાં જે મંત્રો હતા તેનો નાશ થઈ ગએલો છે અને જો તેમ ન માનવામાં આવે તો આજકાલ તે મંત્રોના અધિષ્ઠાયક દેવો તેમના આરાધકોને પ્રત્યક્ષ કેમ નથી થતા? કારણ કે આ પુણ્યભૂમિ ભારતમાં હજારો નહિ પણ લાખો મનુષ્યો વિદ્યમાન છે કે જેઓ વધારે નહિ તો એકમાળા તો નમસ્કાર મહામંત્રની તથા બીજા જૈનમંત્રોની ગણે છે જ. આ માળા ગણનારાઓ મોટા ભાગે બે પ્રકારના હોય છે–એક તો ધનવાન અને બીજા નિર્ધન–એમાં ધનવાનો પાસે દ્રવ્યાદિ સાધન હોવા છતાં પણ આધિ અને વ્યાધિથી રહિત તેઓ હોતા નથી, એટલે કે મહાપ્રભાવશાળી એવા મંત્રની માળા ગણવા છતાં પણ તેઓને આધિ અને વ્યાધિ સતાવી રહેલી હોય છે; બીજી શ્રેણીના માણસો પૈકીના હજારો પુરુષો એવા પણ જણાઈ આવે છે કે જેઓને શરીર ઢાંકવા વસ્ત્ર પણ પૂરેપૂરાં હોતાં નથી તથા પેટનો ખાડો પૂરવા માટે પૂરૂં અન્ન પણ મળતું નથી. આ પ્રમાણે દેખીને એકલું આશ્ચર્ય નહિ પણ મોટી અજાયબી ઉત્પન્ન થાય છે કે કલ્પવૃક્ષથી પણ અધિક મહિમાવાળા સર્વ અભીષ્ટ તથા યાવત્ મોક્ષ સુખને પણ આપનાર મહાપ્રાભાવિક મન્ત્રોના આરાધકોની આવી શોચનીય દશા કેમ? શું

શાસ્ત્રોમાં જે પ્રમાણે વર્ણન કરેલું છે તે પ્રમાણે તે મંત્રોનો મહિમા નથી ? શું પૂર્વાચાર્યોએ તેનો કલ્પવૃક્ષથી પણ અધિક મહિમા ગાયો છે તે ખોટો જ ગાયો છે ? કે મંત્રોનું આરાધન કરવાવાળા વિશુદ્ધ ભાવથી તેનું આરાધન નથી કરતા ? અથવા આરાધકોની શ્રદ્ધામાં ખામી છે ? ના, ના, આ તો કેવલ કલ્પના માત્ર છે, કારણ કે પહેલાનાં જ્ઞાની પુરુષો એવા ન હતા કે જેઓ મંત્રના નામે દુનિયાને છેતરે. અને પૂર્વાચાર્યોએ કલ્પવૃક્ષથી અધિક મહિમા જે મંત્રોનો ગાયો છે તે પણ વાસ્તવિક છે, તેમાં જરા માત્ર સંદેહને સ્થાન નથી; કારણ કે પરોપકાર પરાયણ, ત્રિકાલદર્શી, મહાનુભાવ પૂર્વાચાર્યોના વિશુદ્ધ ભાવથી નીકળેલા હૃદયંગમ શબ્દો સર્વથા ભ્રમવગરના, પ્રમાણભૂત અને પૂર્વાપર વિરોધ વગરના હોવાથી અત્યંત માનનીય છે. આરાધન કરવાવાળાઓમાથી કોઈક વિરલ જ એવા હશે કે જેઓ શ્રદ્ધા વગર અથવા તો દુનિયાને દેખાડવા માટે જ એનું આરાધન કરતા હશે, બાકી મોટા ભાગને માટે તો છાતી ઠોકીને એમ કહી શકાય કે તેઓ પૂર્ણ ભક્તિ, અવિકલ પ્રેમ, દૃઢશ્રદ્ધા અને પૂર્ણ ઉત્સાહ સાથે તેનુ ગુણન, મનન અને ધ્યાન કરે છે.

અહીયાં ફરી પણ એનો એ પ્રશ્ન ઉપસ્થિત થય છે કે જો આ મંત્રો અતિશય પ્રભાવશાલી અને પૂર્વાપર વિરોધ વગરના છે અને તેના મહિમા સંબંધી મહાનુભાવ પૂર્વાચાર્યોના વાકયોમાં લેશ માત્ર શંકાને સ્થાન નથી તથા તેનું આરાધન કરવાવાળાઓ પણ વિશુદ્ધભાવ અને દૃઢશ્રદ્ધાથી એકાગ્રચિત્તે તેનું ધ્યાન ધરે છે તો પછી એવું તે શું કારણ છે કે તે મહાપ્રભાવશાલી મંત્રો લૌકિક સુખ અગર તે સંબંધી ઈચ્છિત પદાર્થો પણ મેળવી આપતા નથી તો સિદ્ધિ સુખ તો કયાંથી જ મેળવી આપે ? પાઠક ગણ ! આ પ્રશ્નોના ઉત્તરમાં કેવલ એ જ ઉત્તર છે કે, ઉક્ત મહામંત્રોનાં જે ગુણન અને ધ્યાન કરવામા આવે છે તે તે વિષયના જોઈતા જ્ઞાનનો અભાવ હોવાથી યથાર્થ વિધિપૂર્વક કરવામાં નથી આવતાં, અને તેથી જ કાંઈ પણ ફલ પ્રાપ્ત થતું દેખાતું નથી. મંત્રોની આરાધનાના સંબંધમા ખાસ કરીને ધ્યાનમાં એ રાખવાની જરૂરીઆત છે કે મંત્રોની આરાધના બહુ જ શુદ્ધિપૂર્વક કરવી જોઈએ. અક્ષર વગેરેના ઉચ્ચારમાં હ્રસ્વ, દીર્ઘ વગેરેનો પૂર્ણ વિચાર કરવો જોઈએ કારણ કે શ્રીમાન્ સમંતભદ્રે કહ્યુ છે કે—

**'न हि मन्त्रोऽक्षरन्यूनो निहन्ति विषवेदनाम् ।'**

અર્થાત્—અક્ષરથી ન્યૂન મંત્ર વિષની પીડાનો નાશ કરી શકતો નથી. અહીંયા આચાર્યનો કહેવાનો આશય એ છે કે અશુદ્ધ મંત્રથી કોઈ પણ જાતનું કાર્ય સિદ્ધ થતું નથી. શુદ્ધિ ઉપરાંત સાધનાને લગતી કેટલીક બાબતો ખાસ વિચારણીય છે, જે નીચે મુજબ છે.

**પાત્રતા—**

સાધકમાં માનસિક અને શારીરિક બળની પૂર્ણતા હોવી જોઈએ મનમાં ખરાબ વિકાર, અશુદ્ધ ભાવના અને અપવિત્રતા હોવી જોઈએ નહીં. કુંભક, રેચક અને પૂરક યોગનો અભ્યાસ કરી મનને એક જ સ્થળે રોકી રાખતાં શીખવું જોઈએ અને શરીર પણ અત્યંત સહનશીલ બનાવવાની આવશ્યકતા છે. કારણ કે મંત્રાદિ સિદ્ધ કરનારાઓ ઉપર પ્રતિસમય અનેક ઉપદ્રવ અનેક કષ્ટ અને અનેક આપદાઓ ઝઝુમ્યા કરે છે. એ સર્વ ઉપર વિજય પ્રાપ્ત ન કરી શકે તો સાધકના હાલ બૂરા થાય છે 'ધોબીનો કુતરો નહી ઘરનો કે નહીં ઘાટનો' એવી દશા પ્રાપ્ત કરે છે.

મંત્રની સાધના કરતાં અમુક માણસ ગાંડો થઇ ગયો, અમુક માણસ મૃત્યુ પામ્યો વગેરે અનેક દૃષ્ટાંતો સાભળવામાં આવે છે. તે સર્વનું મુખ્ય કારણ સાધકમાં શારીરિક અને માનસિક

બળની ખામી છે. હરકોઈ મંત્રની સાધના કરતાં પહેલાં સાધકે પોતાનામાં માનસિક અને શારીરિક બળ કેટલું છે તે જરૂર તપાસવું જોઈએ; જો તેવા બળની યોગ્યતા પોતાનામાં જણાય તો કોઈપણ જાતની શંકા રાખ્યા વિના આરાધનાની શરૂઆત કરી દેવી, અને જો ખામી માલુમ પડે તો રાત દિવસ અભ્યાસ કરી શારીરિક તથા માનસિક શક્તિ સંપાદન કરી પછી આરાધના શરૂ કરવી જોઈએ. અભ્યાસ કરવા છતાં પણ જો પોતે તેટલી યોગ્યતા પ્રાપ્ત કરી શકે નહિ તો આરાધનાનું કામ છોડી દેવું જોઈએ. વળી ઇંદ્રિય અને કષાયનો જય, મિતાહારીપણું, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, મૌન, દયા, દાક્ષિણ્યતા અને પરોપકારીત્વતા વગેરે ગુણો કેળવવાની ખાસ જરૂર છે, સાધકના લક્ષણોની પુરેપુરી માહિતી મેળવવા માટે 'ભૈરવપદ્માવતીકલ્પ'નો 'સાધકલક્ષણ' નામનો પહેલો અધિકાર જોઈ જવા વાંચક વર્ગને મારી ભલામણ છે.

**ગુરુગમની જરૂર**—ચારિત્ર શુદ્ધયાદિ ગુણો મેળવ્યા સિવાય ગુરુની પ્રસન્નતા થાય નહીં અને તે સિવાય સદ્‌વિદ્યાની પ્રાપ્તિ થવી એ આકાશ–કુસુમવત્ છે. હરકોઈ વિદ્યામાં ગુરુની ખાસ જરૂર હોય છે, તે સિવાય યથાર્થ રીતે સમજણ પડી શકે નહીં. હરહંમેશના વ્યાવહારિક કાર્યોમાં પણ વડીલોની જરૂર પડે છે, તો પછી મંત્ર સાધનાદિ જેવા ગહનકાર્યમાં ગુરુગમ સિવાય નાસીપાસ થવાય તો તેમાં નવાઈ જેવું પણ શું છે?

**સાધ્યાદિક ભેદ જાણવાની રીત**—

દેવાદિકની પ્રતિષ્ઠામાં તેમજ લગ્નાદિ પ્રસંગે વર્ગમેળ, રાશિમેળ, તારામૈત્રી વગેરે જોવામાં આવે છે તેવી રીતે મંત્રાદિકમાં પણ સાધ્યાદિ ભેદો તપાસવાની ખાસ આવશ્યકતા છે. સાધ્ય અને સાધકનો મેળ ન ખાય તેમાં મંત્રાદિક આરાધન કરતાં, કરાવતાં અનેક વિઘ્ન ઉપસ્થિત થાય છે અને અંતે તેનું પરિણામ અનિષ્ટ આવે છે.

સાધ્યાદિ ભેદો તપાસવાની અનેક રીતો જોવામાં આવે છે. તેમાંની (૧) ભદ્રગુપ્તાચાર્ય વિરચિત શ્રી અનુભવસિદ્ધ મંત્રદ્વાત્રિંશિકા પ્રમાણે, (૨) શ્રીમલ્લિષેણસૂરિ વિરચિત 'ભૈરવપદ્માવતીકલ્પ'ના અનુસારે, (૩) સિદ્ધનાગાર્જુનકૃત 'કક્ષપુટક'ના મત પ્રમાણે, (૪) મંત્રપદ્ધતિના મતે તથા (૫) એક છુટક પાના ઉપરથી એમ પાંચ રીતો મારી ગ્રંથાવલિ તરફથી પ્રસિદ્ધ થએલ 'મંત્રાધિરાજ ચિંતામણિ' નામના પુસ્તકના પ્રાસંગિક નિવેદનના પાના ૯ થી ૧૩ માં છપાવવામાં આવેલી હોવાથી અત્રે તે રીતો છાપવામાં આવી નથી.

**સકલીકરણ**—

૧ ॐ **नमो अरिहंताणं ह्रां शीर्षं रक्ष रक्ष स्वाहा ।**
૨ ॐ **नमो सिद्धाणं ह्रीं वदनं रक्ष रक्ष स्वाहा ।**
૩ ॐ **नमो आयरियाणं ह्रूं हृदयं रक्ष रक्ष स्वाहा ।**
૪ ॐ **नमो उवज्झायाणं ह्रौं नाभिं रक्ष रक्ष स्वाहा ।**
૫ ॐ **नमो लोए सव्वसाहूणं ह्रः पादौ रक्ष रक्ष स्वाहा ।**

આ પ્રમાણે અંગન્યાસ કરી પંચાંગની રક્ષા કરવી અથવા **क्षि प ॐ स्वा हा** આ પાંચ બીજાક્ષરોથી પણ પંચાંગની રક્ષા કરી શકાય છે. 'સકલીકરણ'ના વિષયમાં વધારે જાણવાની ઈચ્છાવાળા જીજ્ઞાસુએ 'ભૈરવપદ્માવતીકલ્પ'નો 'સકલીકરણ વિધિ' નામનો બીજો અધિકાર જોઈ જવા મારી વિનંતિ છે.

આ ઉપરાંત ભૂમિશોધન, સ્નાન, વસ્ત્રપરિધાન કરવાનાં મંત્રો વગેરે પણ પ્રસ્તુત 'ભૈરવપદ્માવતીકલ્પ'માં આપેલા હોવાથી અત્રે આપવામાં આવ્યા નથી.

**દીપનાદિ પ્રકાર**—દીપનથી શાંતિકકર્મ, પલ્લવથી વિદ્વેષણ, સંપુટથી વશીકરણ, રોધનથી બંધન, ગ્રથનથી આકર્ષણ અને વિદર્ભણથી સ્તંભન કર્મ થાય છે. આ ૭ ભેદો દરેક મંત્રોને લાગુ પડે છે. તેનાં ઉદાહરણ આ પ્રમાણે—

૧ મંત્રની શરૂઆતમાં નામ સ્થાપન કરવું તે દીપન–દેવદત્ત હ્રીં.

૨ મંત્રના અંતભાગમાં નામ દર્શાવવું તે પલ્લવ–હ્રીં દેવદત્ત.

૩ મત્રના મધ્યભાગમાં નામ દર્શાવવું તે સંપુટ–હ્રીં દેવદત્ત હ્રીં.

૪ મંત્રની શરૂઆતમાં અને મધ્યમાં નામોલ્લેખ કરવો તે રોધન–દેવ હ્રીં દત્ત હ્રીં.

૫ એક મંત્રાક્ષર, બીજો નામાક્ષર, ત્રીજો મંત્રાક્ષર અને ચોથો નામાક્ષર, એવી રીતે સંકલિત કરવાં તે ગ્રથન–હ્રીં દેહ્રીં વહ્રીં દહ્રીં ત્ત

૬ મંત્રના બબ્બે અક્ષરો બાદ એકેક નામાક્ષર મૂકવો તે વિદર્ભણ–હ્રીં હ્રીં દે હ્રીં હ્રીં વ હ્રીં હ્રીં દ હ્રીં હ્રીં ત્ત

વાંચકોની સુગમતાની ખાતર અહિંયા મંત્રાક્ષરોની જગ્યાએ હ્રીં અને નામાક્ષરની જગ્યાએ દેવદત્તનો ઉપયોગ કરવામાં આવ્યો છે. કાર્ય ઉપસ્થિત થયે હ્રીંના બદલે મંત્રાક્ષર અને દેવદત્તના બદલે નામના અક્ષરો મૂકવાનું ખાસ ભૂલવું નહિ.

**પંચોપચાર પૂજા**—મંત્રની આરાધના દરમ્યાન સાધકે દરરોજ સાધ્ય દેવની પંચોપચાર પૂજા કરવી જોઈએ તે આ પ્રમાણે—

૧ આહ્વાનન–ॐ **ह्रीं नमोऽस्तु भगवति ! पद्मावति ! देवि ! एहि एहि संवौषट् ।**

૨ સ્થાપના–ॐ **ह्रीं नमोऽस्तु भगवति ! देवि ! तिष्ठ तिष्ठ ठः ठः ठः ।**

૩ સન્નિધીકરણ–ॐ **ह्रीं नमोऽस्तु भगवति ! पद्मावति ! देवि ! मम सन्निहिता भव भव वषट् ।**

૪ પૂજન–ॐ **ह्रीं नमोऽस्तु भगवति ! पद्मावति ! देवि ! गन्धादीन् गृण्ह गृण्ह नमः ।**

૫ વિસર્જન–ॐ **ह्रीं नमोऽस्तु भगवति ! पद्मावति ! देवि ! स्वस्थानं गच्छ जः जः जः ।**

ઉપર પ્રમાણે પ્રથમ આવાહન કરીને, પછી સ્થાપના કરવી જોઈએ, ત્યારપછી સન્નિધીકરણ, પછી પૂજન અને અંતમાં વિસર્જન કરતી વખતે દરેકના જુદા જુદા મંત્રાક્ષરો બોલવા જોઈએ, તેમાં '**भगवति ! पद्मावति ! देवि !**'ની જગ્યાએ જે દેવ અથવા દેવીની આરાધના કરવાની હોય તેનું નામ બોલવાનું ખાસ ધ્યાન રાખવું અને વિસર્જનનો મંત્ર બોલ્યા પછી નીચેના શ્લોકો પણ બોલવા.

आह्वाननं नैव जानामि न च जानामि पूजनम् ।
विसर्जनं न जानामि प्रसीद परमेश्वरि ॥
आज्ञाहीनं क्रियाहीनं मन्त्रहीनं च यत् कृतम् ।
क्षमस्व देवि ! तत् सर्वं प्रसीद परमेश्वरि ॥

દેવીની જગ્યાએ દેવની આરાધના કરવી હોય તો **परमेश्वरि**ની જગ્યાએ **परमेश्वर** અને **देवि**ની જગ્યાએ **देव** શબ્દ બોલવાનું ભૂલવું નહીં.

આ પ્રમાણે અનેક બાબતો મંત્ર સાધકે જાણવાની જરૂર હોય છે. આ વિધિને કોઈએ પણ સંપૂર્ણ વિધિ માની લેવાની ભૂલ કરવી નહિ

વિધિ સહિત જાપ કરવા છતાં પણ જો જાપ કરનારનું ભાગ્ય પ્રતિકૂળ હશે તો ગમે તેટલા જાપ કરવા છતાં પણ મંત્ર ફલ નહિ આપે; બધી બાબતોમાં કર્મસત્તા બલવાન છે. વળી મત્રોના જાપની બાબતમાં શ્રદ્ધા એ મોટામાં મોટી ચીજ છે; શ્રદ્ધા વિના વ્યાપારાદિકમાં પણ લાભ મળતો નથી તો પછી મંત્ર તો ક્યાંથી જ ફલ આપે? અગર જો તમારૂં ભાગ્ય અનુકૂળ હશે તો મંત્રના અધિષ્ઠાયકદેવ અદશ્ય રહીને તમોને જવાબ આપશે, પરંતુ આ સમયમાં પ્રત્યક્ષ નહિ આવે.

વળી પાછો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો મનુષ્યનું ભાગ્ય જ સાનુકૂળ હોય તો પછી મંત્રનું આરાધન કરવાની જરૂર શી? આના જવાબમાં મહાનુભાવ! આપે સમજી લેવું જોઇએ કે જ્યારે તકદીર અનુકૂળ હોય છે, ત્યારે જ યથોચિત યોગ મળી આવે છે. અગાઉ આપણે જણાવી ગયા છીએ કે વિશિષ્ટ પ્રકારના અક્ષરોના સંયોગનું નામ મંત્ર છે. મંત્રનો પાઠ કરવાથી જે આંદોલનો ફેલાય છે તેનાથી એક જાતની અસર વાતાવરણમાં પેદા થાય છે. અવધિજ્ઞાની દેવતાઓ પોતાના જ્ઞાનના બળે સ્વર્ગમાં રહ્યા રહ્યા પણ જાણી શકે છે કે અમુક વ્યક્તિ મંત્રનો પાઠ કરે છે અને મને યાદ કરે છે. પહેલાંના સમયમાં જ્યારે મહાપુરુષો અને ભાગ્યશાળીઓ હયાત હતા, ત્યારે દેવતાઓ હાજર રહેતા હતા, જેનાં વર્ણનો આપણને શાસ્ત્રોમાંથી મળી આવે છે. તીર્થંકરો, ચક્રવર્તીઓ, વાસુદેવો તથા બલદેવોની પાસે દેવતાઓ પ્રત્યક્ષ આવતા હતા. હાલના જમાનામાં મંત્ર, યંત્ર, તંત્ર અને ઔષધિઓની શક્તિ દિન પર દિન ઓછી થતી જાય છે અને આવી હાલતમાં મત્રો જોઈએ તેવું ફલ ન પણ આપી શકે તો નવાઈની વાત નથી. દા. ત. ચિંતામણિ રત્ન જેવાં રત્ન, પારસમણિ અને ચિત્રાવેલી જેવી અમૂલ્ય વસ્તુઓ પણ હાલના જમાનામાં જોવામાં અગર જાણવામાં પણ આવતી નથી, તેથી તે વસ્તુઓ જ વિદ્યમાન ન હતી તેમ મંત્રો વગેરે જૂઠા છે તેમ પણ માની લેવાની જરૂરત નથી. તેથી સમયાનુસાર અને પોતપોતાના ભાગ્યાનુસાર જે જે મંત્રો હાલમાં વિદ્યમાન છે તેનાથી જ સંતોષ માનવો જોઈએ. બાકી કહ્યું પણ છે કેઃ—

**निर्बीजमक्षरं नास्ति, नास्तिमूलमनौषधं ।**
**निर्धना पृथ्वि नास्ति, आम्नायाः खलु दुर्लभाः ॥**

અર્થાત્-દુનિયામાં જેટલા અક્ષર છે તે સર્વ શક્તિવાળા છે (અને તેમનું શ્રવણ તથા પઠન કરવાથી એક જાતની અસર પેદા થાય છે, જેમકે કોઈ વ્યક્તિ આપણને સારા શબ્દોથી બોલાવે તો આપણે રાજી થઈએ છીએ અને ખરાબ શબ્દોથી બોલાવે તો આપણે નારાજ થઈએ છીએ, આ પ્રમાણે અક્ષરોની શક્તિ સાબીત થાય છે). જગતમાં જેટલી વનસ્પતિઓ છે તે પણ બધી શક્તિવાળી છે, પૃથ્વી પણ ધન વગરની નથી કારણ કે તેના પેટાળમાં જુદા જુદા રત્નોની ખાણો છે અને તે જ માટે શાસ્ત્રોમાં પૃથ્વીને રત્નગર્ભા કહેવામાં આવી છે. પરંતુ દરેક વસ્તુઓની યથોચિત માહિતી પામવી દુર્લભ છે.

મનુષ્યપ્રકૃતિ સ્વાભાવિકતયા ચમત્કારપ્રિય હોય છે જનતાનો મ્હોટો ભાગ સિદ્ધિઓ ખોળે છે અને તેના માટે બનતા પ્રયત્નો આદરે છે. છતાં જ્યારે નિષ્ફળતા પ્રાપ્ત કરે છે ત્યારે દ્રાક્ષાના સ્વાદથી અતૃપ્ત રહેલા શિયાળની માફક 'યંત્રો મંત્રો આદિ સર્વ કાલ્પનિક છે, શક્તિસંપ્રદાયની અસર દરમ્યાન ઉપજાવી કાઢેલાં છે' વગેરે અનેક દોષારોપણ કરી, એ વિદ્યાને વખોડવા મંડી જાય છે. પરંતુ આ વિદ્યાઓ જો સર્વથા ખોટી હોત તો ભૂતકાળમાં થઈ ગએલા ત્યાગી, વૈરાગી શ્રીવજ્રસ્વામી, વાદિદેવસૂરિ, કલિકાલ સર્વજ્ઞ

શ્રીહેમચંદ્રસૂરિ જેવા મહાપુરુષો આ વિદ્યાઓ ઉપર વિશેષ લક્ષ આપત જ નહિ. દરેકે દરેક સંપ્રદાયમાં મંત્ર યંત્રાદિને લગતા પ્રાચીન સમયમાં રચાએલા વિવિધ જાતના ગ્રંથો દષ્ટિગોચર થાય છે અને કેટલાય મહાત્માઓની ચમત્કારિક કથનીઓ આપણા સાંભળવામાં આવે છે, તો પછી તે વિદ્યાને સર્વથા ખોટી તો શી રીતે કહી શકાય ?

કાણો ઘડો સમુદ્રમાં ગયા છતાં ભરાય નહીં, જગતભરની સૂક્ષ્મસાં સૂક્ષ્મ વસ્તુને પ્રગટ કરનારા સૂર્યના પ્રકાશમાં ઘુવડ દેખી શકે નહિ તેમ આપણને કોઈપણ પ્રકારે સદ્વિદ્યાની પ્રાપ્તિ થતી નથી તેમાં દોષ કોનો ?, આપણો પોતાનો કે અન્ય કોઇનો ? મારી સામાન્ય બુદ્ધિ પ્રમાણે તો એ વિદ્યાને લગતી ઘણી ઘણી બાબતો જાણવાની હોય છે, તેનો અભાવ જ કારણભૂત છે.

### મંત્રોની પ્રાચીનતા—

મારા સાંભળવા અને વાંચવા પ્રમાણે પૂર્વે વિદ્યાપ્રવાદ* નામના પૂર્વમાં એવા અનેક વિધાનો હતા કે જેનાથી પૂર્વાચાર્યો દરેક પ્રસંગે શાસનની રક્ષાઓ કરતા. ‘ વિદ્યા ’ શબ્દનો અર્થ આ સ્થળે ‘ જ્ઞાનાત્મક વિદ્યા ’ નહીં પણ ‘ મંત્રસ્વરૂપિણી અક્ષરાત્મક વિદ્યા ’ સમજવાનો છે. ઉપરોક્ત પૂર્વાત્મક વિદ્યાઓનો તો આજે નાશ થએલો છે, છતાં એમના વિષયનો મહિમા હજુ સુધી ઘણો તાજો છે. તમે કોઈપણ આસ્તિક ભારતવાસીની આગળ ‘ વિદ્યા ’ અથવા એનો જ બીજો પ્રકાર ગણાતા ‘ મંત્ર ’ની વાત કરો, તો તે ઘણી જ શ્રદ્ધાથી સાંભળશે. ભારતવર્ષની પ્રજાને આ વિષય ઉપર લાંબા કાળથી અચળ શ્રદ્ધા છે. અજ્ઞાન બાળકોમાંથી પણ એવાં થોડાં જ નીકળશે કે જેઓ વિદ્યા મંત્રના ચમત્કારોની વાતોથી તદ્દન અનભિજ્ઞ હોય ભારતવર્ષના ધર્મશાસ્ત્રો, પુરાણો, કથાગ્રંથો અને મહાપુરુષોનાં ચરિત્રો પૈકી કોઈપણ વિષયનું પુસ્તક જુઓ વિદ્યા મંત્ર અથવા તેના પ્રભાવ સંબંધમાં કંઈ ને કંઈ લખેલું તેમાં મળી આવશે જ.

આ ઉપરથી પાઠકગણ જોઈ શકશે કે પૂર્વે ભારતવર્ષમાં આ વિદ્યામંત્રનો પ્રચાર ઘણો અસાધારણ હતો. પાચમીથી દસમી સદી સુધીના પાંચસો વર્ષના ગાળામાં આ વિષયના નાના મોટા બેથી અઢી હજાર જેટલા ગ્રંથો તો એકલા બૌદ્ધ ભિક્ષુઓએ જ બનાવ્યા હતા. આ ઉપરથી ભારતવર્ષમાં મંત્રવિદ્યાનો ફેલાવો કેટલો હોવો જોઈએ તેનું અનુમાન કરી શકાશે. બૌદ્ધ સંપ્રદાયમાં આ વિષયના ગ્રંથોની બહુલતા હોવાથી જ હાલના વિદ્વાનોનું માનવું છે કે મંત્રવિદ્યા તથા તંત્રવિદ્યાના ગ્રંથો જૈનોએ બૌદ્ધ સંપ્રદાયના અનુકરણ રૂપે તૈયાર કર્યા છે તેનું એક કારણ એ પણ છે કે જૈન સંપ્રદાયના તે વિષયના ગ્રંથો થોડા ઘણા અપવાદ સિવાય હજુ સુધી અપ્રસિદ્ધ છે. તેથી જ ‘ શ્રીભૈરવપદ્માવતી કલ્પ ’ નામના ગ્રંથની પ્રસ્તાવનાના વિદ્વાન લેખક શ્રીયુત્ મોહનલાલ ભગવાનદાસ સોલિસીટર જૈનાગમોમાંથી પુરાવાઓ આપીને સાબિત કરવાના છે+ કે જૈન સંપ્રદાયમા બૌદ્ધ સંપ્રદાયની અસર પહેલાં પણ જૈનાચાર્યો આ વિદ્યાથી અનભિજ્ઞ ન હતા.

વિદ્યામંત્રના પ્રચારની દૃષ્ટિએ આ તો એક સાધારણ વાત થઈ. પરંતુ જૈન સમાજનો આ વિષયમાં કેટલો આદર હતો તે બતાવવાની ખાસ જરૂર છે. બૌદ્ધ લોકોએ આ વિષયને જેમ ધાર્મિક રૂપ આપી, અવશ્ય કર્તવ્ય તરીકે તેનો સ્વીકાર કર્યો હતો અને વાતવાતમાં તેનો ઉપયોગ કરતા હતા તેટલી હદે જૈનાચાર્યો બીલકુલ ગયા નહોતા તેઓ મંત્રશાસ્ત્રનો અભ્યાસ કરતા એટલું જ નહિ પણ કોઈ કોઈ

* મલ્લિષેણસૂરિ વિરચિત ‘ વિદ્યાનુશાસન ’ નામના ગ્રન્થની શરૂઆતમાં જ ‘ વિદ્યાપ્રવાદ ’ પૂર્વનો કેટલોક ભાગ પોતાના સમયમાં હયાત હતો એવો ઉલ્લેખ શ્રીમલ્લિષેણસૂરિએ કરેલો છે.

+ આ પ્રસ્તાવના હજુ તેઓ શ્રી લખી રહ્યા છે.

પ્રસંગે પતિત સાધુ અથવા ગૃહસ્થોની ખુશામત કરીને પણ આ જ્ઞાનની પ્રાપ્તિ કરતા* હતા, છતાં પણ એનો ઉપયોગ લાભાલાભ જોઇને શાસન રક્ષાના કારણ નિમિત્તે જ કરતા. વજ્રસ્વામી, પ્રિયગ્રન્થિસૂરિ, આર્ય-ખપટ, આર્યમંગુ, પાદલિપ્તસૂરિ, માનદેવસૂરિ, સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ, માનતુંગસૂરિ, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ, શ્રીજિનદત્તસૂરિ, શ્રીજિનપ્રભસૂરિ, વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ, શ્રીમલ્લિષેણસૂરિ, શ્રીશાંતિચંદ્ર ઉપાધ્યાય વગેરે અનેક પ્રાચીન તેમજ અર્વાચીન આચાર્યો આ વિષયના અનુભવી મંત્રવાદીઓ હતા. આર્યસ્થૂલભદ્ર જેવા સ્થવિર પણ કારણ વિના આ શક્તિનો ઉપયોગ કરવાથી શિક્ષાને પાત્ર થયા હતા. અને આવા સખત પ્રતિબંધના કારણથી જ બૌદ્ધોની માફક જૈનોમાં આ મંત્રવાદથી આચાર માર્ગમાં વિકૃતિ થવા પામી નથી. બીજું એ પણ કારણ છે કે જ્યારે બીજા લોકો ઐહિક ફળની આશાથી જ મંત્ર અને વિદ્યા જપતા ત્યારે પણ જૈનચાર્યોનો આમાં મુખ્ય ઉદ્દેશ કર્મનિર્જરાનો હતો. સૂરિમંત્રનું અનુષ્ઠાન જે લગભગ પ્રત્યેક જૈનાચાર્યને કરવું પડતું તેનો પણ ફલાદેશ કર્મનિર્જરાને લગતો હતો. બૌદ્ધ અને ખાસ કરીને શાક્ત લોકોના મંત્રવાદથી જૈનોના મંત્ર અને વિદ્યાઓ તદ્દન પવિત્ર અને નિર્દોષ વિધિ સાધ્ય હોવાથી પણ મન્ત્રવાદ જૈન આચારોમાં વિકૃતિ ઉત્પન્ન કરી શક્યો નથી.

સ્ત્રીદેવતાધિષ્ઠિત તે વિદ્યા અને પુરુષદેવતાધિષ્ઠિત તે મન્ત્ર, અથવા જેનો પાઠ કરવા માત્રથી જ કાર્યની સિદ્ધિ થાય તે મન્ત્ર અને જપ હોમાદિ વિધિ સાધ્ય તે વિદ્યા, એમ બે પ્રકારે મંત્ર અને વિદ્યાનો ભેદ જૈન ગ્રંથકારોએ બતાવ્યો છે. જૈનોની માન્યતા પ્રમાણે હજારો વિદ્યાઓ છે, જેમાં નીચે લખેલી સોળ વિદ્યાઓ મુખ્ય છે, ૧ રોહિણી, ૨ પ્રજ્ઞપ્તિ, ૩ વજ્રશૃંખલા, ૪ વજ્રાંકુશી, ૫ અપ્રતિચક્રા, ૬ નરદત્તા, ૭ કાલી, ૮ મહાકાલી, ૯ ગૌરી, ૧૦ ગાંધારી, ૧૧ મહાજ્વાલા, ૧૨ માનવી, ૧૩ વૈરોટયા, ૧૪ અચ્છુપ્તા ૧૫ માનસી અને ૧૬ મહામાનસી. આ સોળ વિદ્યાઓની અધિષ્ઠાયક સોળ દેવીઓ પણ એ જ નામની માનેલી છે, જે વિદ્યાદેવીઓના નામથી ઓળખાય છે. એ વિદ્યાદેવીઓની પ્રાચીન તાડપત્રની પ્રતિકૃતિઓ માટે જુઓ 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રંથમાં ચિત્ર નં. ૧૬ થી ૩૧ સુધી.

**આમ્નાય ગ્રન્થો**—શું એ અફસોસનો વિષય નથી કે આ રત્નપ્રસૂતા ભારતભૂમિમાં ઉત્પન્ન થવા છતાં પણ પૂર્વાચાર્યો વિરચિત અને સંગ્રહિત ઉત્તમોત્તમ મંત્રામ્નાયના ગ્રન્થોની કાંઇ પણ દરકાર નહિ રાખતાં પ્રમાદજન્ય ઘોરનિદ્રામાં સૂતાં સૂતાં તે રત્નોને આપણે હાથમાથી ગુમાવી રહ્યા છીએ જો આપણામાં પ્રમાદ ન હોત તો 'વિદ્યાપ્રવાદ' આદિ મહાગ્રન્થો આપણા હાથમાંથી નાશ પામ્યા હોત? જો આ વિષય પરત્વે આપણી ઉપેક્ષાવૃત્તિ ન હોત તો હજારો વિદ્યાઓમાંથી આજે આંગળીના વેઢે ગણી શકાય તેટલા જ આમ્નાયના ગ્રન્થો મળતા હોત? આપણને વારસામાં મળેલા આ વિષયના બધા યે ગ્રન્થો સાચવી રાખ્યા હોત તો શું એવો સંભવ પણ હતો કે આપણું આ પ્રકારે અધઃપતન થાત? એક બાજુ આપણે પોતાની પાસેના આ વિષયના અમૂલ્ય ગ્રન્થોનો નાશ થવા દીધો અને બીજી બાજુ આપણામાં આ વિષયનું જ્ઞાન જે અવિચ્છિન્ન પરંપરાએ ગુરુગમથી ઉતરી આવતું હતું તેનો હ્રાસ થતો ગયો તથા તે તરફના અજ્ઞાનને લીધે ત્રીજી બાજુ 'મંત્રવિદ્યાના'નો પ્રચાર એ પાપ છે એવા અવાજો ઉઠાવનાર કેટલીક વ્યક્તિઓએ જૈન સમાજને ભડકાવી મૂક્યો. આવા સમયમાં આ વિષયના નવીન ગ્રન્થરત્નોની શોધ અને સંચય થઈ શકે એમ આશા તો ક્યાથી જ રાખી શકાય?

જૈનો વીતરાગ ભગવાનના ઉપાસક હોવાથી એમનું મુખ્ય ધ્યેય મોક્ષ છે અને મોક્ષાભિલાષી ખરા

*"विज्जाग उभयं सेवे त्ति। उभयं णाम पासत्थ गिहत्था ते विज्जमन्त जोगादिणिमित्तं सेवे इत्यर्थः॥" —निशिथचूर्णि १, ७०.

૩૦

જૈનો રાગદ્વેષાદિ દોષ રહિત શ્રીજિનેશ્વર દેવ સિવાય અન્યદેવોની કદી પણ ઉપાસના કરે નહિ; તથાપિ જેઓ તેટલી હદે પહોંચ્યા નથી એવા ઐહિક સુખના અભિલાષી ભવાભિનંદી જીવોને પણ સ્વાર્થ સાથે પરમાર્થ સધાય તેવા હેતુથી જ ભયાપહારક, રોગોપશામક, સંપદ્ વિજયાદિ પ્રાપક અને સર્વમનઃકામનાદાયક એવા મંત્રો, યંત્રોની પૂર્વાચાર્યોએ યોજના કરેલી છે.

પરિવર્ત્તન શીલ સંસારમાં એવી એક પણ વસ્તુ નથી કે જે દરેકે દરેક બાબતમાં દેશ–કાળ આદિના પરિવર્ત્તન સાથે નવો અવતાર ધારણ ન કરે. આ અટલ નિયમથી આપણું મંત્ર–યંત્રાદિક સાહિત્ય પણ વંચિત નથી રહી શક્યું, અર્થાત્ જગતની અનન્ય વિભૂતિનું પોતામાં દર્શન કરનાર અને તે જ વસ્તુનો બીજાને સાક્ષાત્કાર કરાવનાર તીર્થંકર દેવ આદિ જેવી મહાવિભૂતિઓને લગતું મંત્ર–યંત્રાદિક સાહિત્ય ઉપરોક્ત શાશ્વત નિયમથી અસ્પૃષ્ટ નથી રહી શક્યું, એ આપણે આપણા સમક્ષ વિદ્યમાન વિવિધ મંત્ર–યંત્રાદિ વિષયક સાહિત્યનું દિગ્દર્શન કરતાં સહેજે જોઈ શકીએ છીએ.

એક સમય એવો પણ હતો કે જ્યારે, અત્યારે આપણી નજર સામે મંત્રોપાસનાને લગતું જે વિવિધ સાહિત્ય વિદ્યમાન છે તે લેશ પણ ન હતું; તેમ છતાં એક–બીજા દર્શન, એક–બીજા સંપ્રદાય અને એક બીજી પ્રજા સાથેના સહવાસને લીધે જૈન સમાજની અભિરૂચિને તે તરફ વળેલી જોઇ ધર્મધુરંધર જૈનાચાર્યોએ એ પ્રકારના સાહિત્ય નિર્માણ તરફ પોતાની નજર દોડાવી અને ક્રમે ક્રમે એ જાતિના સાહિત્યનો સાગર રેલાવવા લાગ્યો હતો, જે આપણી બેદરકારીથી આજે લગભગ નાની સરિતા જેટલો પણ નથી રહ્યો, તે શું ઓછી દિલગીરીની વાત છે?

મારા આ પુસ્તકના અંગે જે જે કોઈ પુસ્તકોનાં આધારો લેવામા આવ્યા છે, તે તે પુસ્તકોના પ્રકાશકો તથા સંપાદકોનો, અગાઉથી ગ્રાહક થઈને મને ઉત્તેજન આપનાર મુનિમહારાજો તથા ગૃહસ્થોનો, આભાર માનવાની આ તક લઉં છું, સાથે સાથે વિદ્વાન વાંચકો ને વિનંતિ કરૂં છું કે મારા દૃષ્ટિ દોષથી યા પ્રેસ દોષથી જે કાંઈ ભૂલો રહી જવા પામી હોય તે મને સુચવવા મહેરબાની કરશે તો હું તેઓનો ઉપકાર માનીશ. વળી આ ગ્રંથમાં જે કોઇ આગમવાક્યથી વિરૂદ્ધ મારાથી અણજાણપણે લખાઈ ગયું હોય તે માટે મિથ્યા દુષ્કૃત દઉં છું.

વિ૦ સંવત ૧૯૯૪
આશો સુદી બીજ રવિવાર
તા ૨૫–૯-૧૯૩૮

**સારાભાઈ મણિલાલ નવાબ.**
નવી પત્થરચાલ કૉલેજ સામે
**વડોદરા.**

# વિષયાનુક્રમ

# ચિત્રાનુક્રમણિકા



॥ ॐ ह्रीं श्रीं पार्श्वनाथाय नमः ॥

# મહાપ્રાભાવિક નવસ્મરણ.

## નમસ્કાર માહાત્મ્ય*

ત્રણ જગતના ગુરુ અને કલ્પવૃક્ષ સમાન તથા મુક્તિરૂપ રમણીના અદ્વિતીય કામુક પ્રથમ તીર્થંકર **શ્રીઋષભદેવસ્વામીને** નમસ્કાર થાઓ. જેઓ તપ અને જ્ઞાનરૂપી ધનના સ્વામી છે તથા જેઓના ચરણ કમળને ઈન્દ્રો પણ નમસ્કાર કરે છે અને જેઓ **સિદ્ધસેનના** સ્વામી છે તેઓ **શ્રીશાંતિનાથ** પ્રભુને નમસ્કાર થાઓ. **શ્રીમુનિસુવ્રત** સ્વામીને, **અનંતનાથ** પ્રભુને, તથા **શ્રીઅરિષ્ટનેમિ** પ્રભુને નમસ્કાર થાઓ. શ્રીમાન્ **પાર્શ્વનાથ** સ્વામીને, પ્રભુ **શ્રીમહાવીરસ્વામીને** તથા બીજા સર્વ જિનેશ્વરોને નમસ્કાર થાઓ. **અચ્છુપ્તા, અંબિકા, બ્રાહ્મી, પદ્માવતી** અને **સરસ્વતી** વગેરે દેવીઓ કે જે માતા તુલ્ય ગણાય છે તેઓ મને પુરુષાર્થની પરંપરા આપો. પુણ્યરૂપ શરીરને ઉત્પન્ન કરનારી, પાળનારી અને શુદ્ધિ કરનારી તથા હંસ રૂપ આત્માને વિશ્રામ લેવા માટે કમળ સરોવર સમાન પંચપરમેષ્ઠિની નમસ્કૃતિ સદા જયવંતી વર્તો. આ ચાર ગતિરૂપ સંસાર જો કે કટુક છે, તો પણ મને મનુષ્યજન્મ અને દીર્ઘાયુષ મળવાથી મારે તો માન્ય કરવા લાયક છે; કારણ કે તે જન્મ અને દીર્ઘાયુષના આશ્રયથી જ મને જિનેશ્વરદેવનું શાસન (જૈન ધર્મ) પ્રાપ્ત થએલ છે.

શ્રીજિનશાસનરૂપ મનુષ્ય ક્ષેત્રને વિષે પાંચ મેરૂ સમાન અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુઓને નમસ્કાર હો. જે ભવ્ય પ્રાણીઓ "नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं" આ પાંચ પદોનું ભાવ-

* શ્રી જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર તરફથી વિ૦ સં૦ ૧૯૭૬ માં પ્રસિદ્ધ થએલા 'નમસ્કાર માહાત્મ્ય અને કૂર્માપુત્ર ચરિત્ર'પરથી આ સારીએ કૃતિ અત્રે રજુ કરવામાં આવી છે.

પૂર્વક સ્મરણ કરે છે, તેઓને ભવભ્રમણ ક્યાંથી હોય ? સાક્ષાત્ તીર્થંકરની વાણીના પાંત્રીસ અતિશયો જેવા આ પંચ પરમેષ્ટિ નમસ્કારના પાંચ પદોના પાંત્રીસ અક્ષરો તમને લક્ષ્મીની પ્રાપ્તિને માટે થાઓ. આદિ અંત રહિત તે પંચ પરમેષ્ટિના ત્રણ લોકને પવિત્ર કરનાર શ્લોકો વડે **સિદ્ધસેનની** વાણી પોતાના આત્માની શુદ્ધિને કરે છે.

જેઓએ અરિહંત ભગવંતનું શરણ ગ્રહણ કર્યું હોય છે, તેઓને નરનાથ રાજાઓ વશવર્તી થાય છે, દેવેન્દ્રો તેમને નમસ્કાર કરે છે તથા તેઓને સર્પાદિકથી ભય ઉપજતો નથી. જે ભવ્ય પ્રાણી અરિહંતને પૂજે છે, તેના પર મોહ દ્રોહ કરી શકતો નથી, તે નિરંતર હર્ષ પામે છે અને શીઘ્રપણે મોક્ષમાં જાય છે. જેઓને કેવળજ્ઞાનીઓ પ્રદક્ષિણા દેવા વડે પૂજે છે–અર્ચે છે તે અનંત ગુણ અને રૂપવાળા અરિહંત ભગવંતના માહાત્મ્યને કોણ જાણે છે ? બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર વગેરે દેવોને પણ જે રાગદ્વેષાદિક રિપુઓ (શત્રુઓ) એ અત્યંત વિડંબના પમાડી છે, તે શત્રુઓને એકલા જિનેશ્વરોએ–અરિહંત ભગવંતોએ જ હણ્યા છે. આત્મા અને કર્મ બંને ક્ષીર નીરની જેમ નિરંતર મળેલા છે તેનું હંસની જેમ જે વિવરણ–પૃથક્કરણ તે એક જિનેશ્વર ભગવંતો જ કરે છે. જેમ **સ્મૃ** (સંભારવું) અને **ધ્યૈ** (ધ્યાન કરવું) એ જોડાક્ષરવાળા ધાતુઓના અક્ષરો સ્વભાવથી જ જોડાએલા છે, તેમ જ આત્મા અને કર્મ સ્વભાવથી જ જોડાએલા છે, તેઓના સંયોગને બીજા મહાત્માઓ પણ જાણી શકતા નથી. બીજ અને અંકુરાની જેમ તથા કુકડી અને ઇંડાની જેમ આત્મા અને કર્મ અનાદિ કાળથી પરસ્પર મળેલાં છે. તેમાં અમુક પ્રથમ અને અમુક પછી ઉત્પન્ન થએલાં છે એવું પૂર્વાપરપણું સર્વથા પ્રકારે અસંભવિત જ છે. જેઓ પ્રાણીઓને કર્મરૂપ પાશથી તાયી–રક્ષણ કરનારા છે, જેઓ ભવસમુદ્રમાં ડુબતા પ્રાણીઓને તારનાર છે તથા જેઓ તત્ત્વજ્ઞાનીઓના સ્વામી છે તે જિનેશ્વર ભગવંતોનું અમે ધ્યાન કરીએ છીએ. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો ણંકાર અક્ષર એવું બતાવે છે કે જેનો આત્મા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ તત્ત્વોથી પવિત્ર થએલો હોય તે મોક્ષ પદને–સિદ્ધિ સુખને પામે છે. માથું બાંધેલો, સરલ સીધી ત્રણ રેખાવાળો અને મસ્તક પર અનુસ્વારવાળો णं એવો અક્ષર જે પુરુષ હમેશાં બોલે છે, તે પુરુષ ત્રણે કાળ મન, વચન અને કાયાની શુદ્ધિ વડે સરલ થઈને ત્રણ ભુવનના મુગટરૂપ થાય છે–સિદ્ધિપણાને પામે છે. સાત ક્ષેત્રની જેમ સફળ અને સાત ક્ષેત્રની જેમ શાશ્વતા આ પ્રથમ પદના સાત અક્ષરો **नमो अरिहंताणं** મારા સાત ભયોનો નાશ કરો.

**શ્રીસિદ્ધસેન આચાર્યે રચેલા નમસ્કાર માહાત્મ્યનો**
**પ્રથમ પ્રકાશ સંપૂર્ણ.**

જે સ્થાને સિદ્ધના જીવો રહેલા છે તે સ્થાને તે સિદ્ધોને જન્મ નથી, મરણ નથી, ભય નથી, પરાભવ નથી તથા ક્લેશનો લેશ પણ નથી. મોચાના (કેળના) સ્તંભની જેમ સર્વથા પ્રકારે સાર રહિત આ સંસાર ક્યાં અને લોકના અગ્રભાગે રહેલા લોકના સારભૂત સિદ્ધના જીવોનો વૈભવ ક્યાં ? જેઓ લોકમાં સિત-ઉજ્વલ ધર્મવાળા છે, શુકલ લેશ્યાવાળા છે, શુકલ ધ્યાનવાળા છે અને નિર્મળ કીર્તિવાળા છે તે સિદ્ધો અમોને સિદ્ધિના આપનાર થાઓ. સિદ્ધાણં એ શબ્દમાં દ્ધા અક્ષર હોવાથી સત્પુરુષોને સ્વર્ગ અને મોક્ષનું દાન[1] કરવામાં તથા દુર્ગતિમાં પડતા ધારણ[2] કરવામાં સિદ્ધોની એકી વખતે જ શક્તિ છે એમ હું માનું છું. [3]અથવા આ બે અક્ષરવાળા સિદ્ધ શબ્દમાં 'દ્ધ' એ બે અક્ષરનો યોગ[4] છે તેથી તે સત્પુરુષોને યોગથી[5] ઉત્પન્ન થનારૂં મોક્ષરૂપ ફળ આપવાનું કહે છે. જ્ઞાન અને ક્રિયા એ બેનો પરસ્પર યોગ (સંબંધ) કોઈ અપૂર્વ છે, કેમકે તે સ્ત્રી પુરુષના યોગની જેમ પરમાત્માથી ઉત્પન્ન થએલા આનંદને ઉત્પન કરે છે. પુરુષનું ભાગ્ય પાંગળું-પંગુ જેવું છે અને ઉદ્યમ એ અંધ જેવો છે, તેથી કરીને જેમ આંધળા અને પાંગળાનો યોગ થવાથી ગમન ક્રિયાની સિદ્ધિ થાય છે, તેમ જ્ઞાન અને ક્રિયાનો યોગ થવાથી મોક્ષ-પદની સિદ્ધિ થાય છે. ખડ્ગ અને ઢાલની જેવા જ્ઞાન અને ચારિત્ર એ બંનેને ધારણ કરનાર વીર પુરુષ સમકિતરૂપ બખતરને ધારણ કરી સંસારરૂપ રણસંગ્રામમાં જયપણાને પામે છે. જેવી રીતે પક્ષીને પોતાની બે પાંખો ઇચ્છિત સ્થાને પહોંચાડે છે તેવી રીતે નિશ્ચળ અને વિસ્તારવાળા શ્રેષ્ટ તપ અને શમ એ બંને મળીને પ્રાણીને ઈચ્છિત સ્થાને (મોક્ષ સ્થાને) પહોંચાડે છે. ધુરંધર બળદની જેમ ઉત્સર્ગ અને અપવાદ એ બંને મળીને શીલાંગ રૂપ રથ પર આરૂઢ થએલા પ્રાણીને ક્ષણવારમાં મોક્ષરૂપ નગરે પહોંચાડે છે. નિશ્ચય અને વ્યવહાર એ બે નયો આલોક તથા પરલોકમાં નિરંતર ઉદ્યોત-પ્રકાશ કરવા માટે સૂર્ય અને ચંદ્રની જેમ જાગૃત છે. મનની શુદ્ધિ એ આભ્યંતર તત્ત્વ છે અને સંયમ એ બાહ્ય તત્ત્વ છે. તે બંનેનો યોગ થવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, તેથી કરીને હે આત્મા ! તે બંનેનું તું સેવન કર. જેમ એક ચક્રવડે રથ ચાલતો નથી અને એક પાંખ વડે પક્ષી ઉડી શકતું નથી, જેમ દશકની અંદર નવ સુધીની સર્વ સંખ્યાનો સમાવેશ થઇ જાય છે, તે જ પ્રમાણે અનેકાંતપક્ષ રૂપી સમુદ્રમાં નદી-ઓની જેમ સર્વ એકાંતપક્ષોનો સમાવેશ થઈ જાય છે, પરંતુ તુચ્છ એટલે અલ્પ વિષયવાળા એકાંતપક્ષમાં અનેકાંતપક્ષની સંપદાઓનો સમાવેશ થઈ શકતો નથી; કેમકે દરિદ્રીના ઘરમાં ચક્રવર્તિની સમૃદ્ધિઓનો સમાવેશ થઈ શકતો નથી. કદાચ કોઈ ઠેકાણે એકાંતપક્ષનો આભાસ જણાતો હોય તો તે અનેકાંતપક્ષથી ઉત્પન્ન થએલો છે એમ

૧—૨ **दा** અને **धा** ધાતુને એકત્ર કરી **द्धा** અક્ષર બનાવેલો છે. ૩ અહીંથી આરંભીને ણંકારનું વર્ણન આવે ત્યાં સુધી **द्धा** એ જોડાક્ષર હોવાથી તેને અનુસરતું વર્ણન કરવામાં આવ્યું છે. ૪ સંબંધ-જોડાક્ષર ૫ મન, વચન અને કાયાના યોગથી અથવા યોગ-સમાધિથી.

જાણવું; કેમકે વાટ, તેલ અને પાત્ર વગેરે સામગ્રીનો સંયોગ થવાથી જ દીપક ઉત્પન્ન થાય છે. સત્ત્વ અને અસત્ત્વ, નિત્ય અને અનિત્ય, તથા ધર્મ અને અધર્મ એ વગેરે ગુણો ળબે મળેલા છે; તે જ સત્પુરુષોને કાર્યની સિદ્ધિ બતાવી આપે છે. તેથી કરીને હે ભવ્યજીવો! જો સિદ્ધિપદની ઇચ્છા હોય તો બુદ્ધિના આઠ ગુણરૂપ મંત્રનો જાપ કરી એકાંતપક્ષ ગ્રહણ કરવાનો કદાગ્રહ છોડી દઇને તત્ત્વને માટે જ યત્ન કરો. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો ૐકાર એવું દેખાડે છે કે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નવાળો આત્મા શૂન્ય સ્વભાવને–મોક્ષને પામે છે. શુભ અને અશુભ સર્વ કર્મનો ક્ષય થવાથી આત્માનું જે ચૈતન્ય સ્વરૂપ મોક્ષસ્થાનમાં ભાસે છે તે જ શૂન્ય સ્વભાવપણું કહેવાય છે. ઔદારિકાદિક પાંચ શરીરનો નાશ કરનાર અને મોક્ષરૂપ પાંચમી ગતિને આપનાર આ પાંચ અક્ષરો 'नमो सिद्धाणं' તમોને પંચત્વ (મરણ) વગેરેના પ્રપંચથી એટલે જન્મ, જરા, મરણાદિક આ સંસારના સ્વભાવથી રક્ષણ કરો.

## દ્વિતીય પ્રકાશ સંપૂર્ણ.

જેઓએ આચાર્યના ચરણકમળોનો આશ્રય કર્યો હોય છે તે પ્રાણીઓને વિષે તમોગુણ હોતો નથી અને બાહ્ય સુખવાળો સત્ત્વગુણ પણ હોતો નથી, તેમજ મન, વચન અને કાયાનું કાંઈ પણ કષ્ટ હોતું નથી. મોહના પાશમાં ફસાએલા પ્રાણીઓને પણ આચાર્ય ભગવાન કેશિ નામના ગણધરની જેમ મોહથી મૂકાવે છે, તે મહદ્ આશ્ચર્ય છે. જેઓનામાં મનોહર આચારો રહેલા છે, જેઓનામાં મોક્ષનો સંગમ કરાવનારા આગમો (શ્રુતજ્ઞાન) રહેલ છે અને જેઓનામાં ખોટ વિનાના કેવળ આવકના જ ઉપાયો રહેલા છે, તેઓને પંડિતો આચાર્ય કહે છે, યથાર્થ તત્ત્વની પ્રરૂપણા કરનાર, યમ નિયમાદિકને વિષે યત્ન કરનાર અને પોતાના આત્મરૂપ યજ્ઞનું જ યજન–પૂજન કરનાર આચાર્ય ભગવાન નિરંતર મારું શરણ હો. જેઓ રિપુ–શત્રુ અને મિત્રને વિષે, સુખ અને દુ:ખને વિષે, મોક્ષ અને સંસારને વિષે તથા ધનાઢ્ય અને નિર્ધનને વિષે સમદૃષ્ટિવાળા હોય તેઓને જ યતિઓના સ્વામી (આચાર્ય) કહેલા છે. યા–જે કોઈપણ પ્રકારની નિર્મળ સિદ્ધિઓ છે અને જે કોઈપણ પ્રકારની ઉજ્વળ લબ્ધિઓ છે, તે સર્વ કમળને ભમરીની જેમ આચાર્ય ભગવાનને વરે છે–પ્રાપ્ત થાય છે. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો ૐકાર એવું બતાવે છે કે જેઓ ત્રણ વર્ગને વિષે સમાન દૃષ્ટિવાળા હોય છે, તેઓ સત્પુરુષોના શિરોમણિરૂપ થાય છે; તેમાં ધર્મ, અર્થ અને કામ અથવા શત્રુ, મિત્ર અને ઉદાસીન અથવા રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ વર્ગ કહેવાય છે. સાત તત્ત્વ[1]રૂપ કમળના

૧. નવ તત્ત્વો પૈકી પુણ્ય, પાપનો બન્ધતત્ત્વમાં સમાવેશ કરવાથી સાત તત્ત્વો થાય છે.

વનને વિકસ્વર કરવામાં સૂર્યના કિરણો જેવા આ ત્રીજા પદના સાત અક્ષરો 'नमो आयरियाणं' સાત નરક પૃથ્વીરૂપ દુર્ગતિનો નાશ કરો.

## તૃતીય પ્રકાશ સંપૂર્ણ.

ઉપાધ્યાયનો આશ્રય કરનાર સુજ્ઞ મનુષ્ય કુત્સિત પાખંડીઓથી પરાભવપણાને પામતો નથી–પરાજય પામતો નથી, મન, વચન અને કાયા એ ત્રણ દંડ વડે વિડંબણા પામતો નથી તથા ક્રોધાદિક કષાયો વડે દંડાતો નથી. જે મનુષ્ય ઉપાધ્યાયની સેવા કરે છે તે મનુષ્યના શરીરમાંથી મોમા એટલે મા–લક્ષ્મી, ઉમા–કીર્તિ, હ્રી, ધૃતિ અને બ્રાહ્મી એ દેવીઓ દૂર થતી નથી એવી સિદ્ધ ભગવાનની આજ્ઞા છે, જેઓ મૂર્તિમાન (દેહધારી) ઉદય છે, જેઓ સમકિતદૃષ્ટિવાળાનો ઉત્સવ છે અને જેઓ શ્રેષ્ઠ બુદ્ધિનો ઉત્સાહ છે, તેઓ ઉપાધ્યાય કહેવાય છે. જેઓ વચન, શરીર અને વયથી વૃદ્ધિ પામેલા છે, જેઓ હિંસાની વાતથી પણ રહિત છે અને જેઓ વેદ વિદ્યાને વશ રહેલા છે અર્થાત્ વેદના પારગામી છે તે ઉપાધ્યાયની તું સેવા કર. એકાંત અનિત્યપક્ષ અને એકાંત નિત્યપક્ષનો જય કરવાથી ઉત્પન્ન થએલી ઉપાધ્યાયની કીર્તિરૂપ ભંભાનો જ્ઞાત્કાર શબ્દ સર્વ દિશાઓમાં વ્યાપી રહ્યો છે. યા–જે (શિષ્યોને) સાત નયની કુશળતા પ્રાપ્ત થાય છે, જે અન્યના આગમશાસ્ત્રોમાં ચતુરાઈ પ્રાપ્ત થાય છે અને જે દ્વાદશાંગીરૂપ સૂત્રની પ્રાપ્તિ થાય છે તે સર્વ ઉપાધ્યાય વિના શી રીતે પ્રાપ્ત થાય ? ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વાર વાળો ણંકાર અહીં એમ બતાવે છે કે વિનય, શ્રુત અને શીળ વગેરે ગુણો મોક્ષપ્રાપ્તિ માટે જાગૃત છે. સાત રજ્જુ પ્રમાણ ઊર્ધ્વલોકના માર્ગનો પ્રકાશ કરવામાં દીપક સમાન મહા ઉજ્જવળ એવા આ ચોથા પદના સાત અક્ષરો 'नमो उवज्झायाणं' મારા સપ્ત વ્યસનનો નાશ કરનારા થાઓ.

## ઇતિ ચતુર્થ પ્રકાશ.

સાધુની સેવા કરનારા મનુષ્યોને વ્યાધિ પીડા કરતો નથી, દરિદ્રપણું પ્રાપ્ત થતું નથી, ઇષ્ટ વસ્તુનો વિયોગ થતો નથી, તથા મનમાં ઉદ્વેગ થતો નથી. સાધુના ધ્યાનરૂપ અમૃતરસના અંજન વડે જેઓનાં મનરુપ નેત્રો આંજેલાં હોય છે, તે મનુષ્યોને ચાર પ્રકારનો દુઃખરૂપ અંધકાર અંધતાનું કારણ થતો નથી. મોક્તા ત્યાગ કરનાર અભ્યંતર શત્રુ (રાગાદિક)નો નાશ કરનાર અને મોક્ષલક્ષ્મીએ કટાક્ષપૂર્વક જોએલા મુનિઓ અત્યંત હર્ષને પામે છે. લોભરૂપ વૃક્ષનું ઉન્મૂલન કરવામાં નદીના વેગ–પૂર સમાન, લોકને વિષે

ઉત્તમ ચારિત્રવાળા તથા લોકમાં ઉત્તમતાને પામેલા ત્રીજા[1] સ્થાનવાળા તે સાધુઓ અમારાં પાપનો નાશ કરો.

પૂજ્ય સાધુજન મૂળ ગુણ તથા ઉત્તર ગુણના સમૂહરૂપી ઉદ્યાનમાં મનરૂપ મૃગની સાથે એકાંતમાં ઇચ્છા પ્રમાણે ક્રીડા કરે છે. શ્રુતના પારગામી સંવિગ્ન સાધુને વિષે જે આ એકાકીપણું છે તે દક્ષિણાવર્ત શંખને વિષે રહેલા સિદ્ધસરિતાના જળ જેવું છે. સાધુ એકાકી રહેવાથી ક્રોધવડે વિહ્વળ થતા નથી, એકલા રહેનાર સાધુ માનને કરતા નથી, એકલા રહેનાર સાધુ કપટ (માયા)નો આરંભ કરતા નથી અને એકાકી વિચરતા સાધુને તૃષ્ણા (લોભદશા) લુટી શકતી નથી, રાજર્ષિઓમાં મુખ્ય શ્રીનમિ વગેરે પ્રત્યેકબુદ્ધો એકત્વ તત્ત્વને વહન કરવાથી જ મોક્ષે ગયા છે. સર્વથા પ્રકારે જીવાદિ તત્ત્વોને જાણનાર અને નિરંતર ચિત્તમાં સંવેગને ધારણ કરનાર સાધુઓનું એકાકીપણું જ સમતારૂપી અમૃતની નીક સમાન છે. દ્વ અક્ષરની જેમ બબે સંઘાતે–સાથે રહેલા આ યુગના સાધુઓ જો પોતે ઇન્દ્રિયોને વશ કરનાર હોય છે તો તેઓ સ્વાર્થને સાધનારા થઈ શકે છે. દ્વ એવી સંજ્ઞાવડે એમ જણાય છે કે મન, વચન અને કાયાના યોગવડે ઇન્દ્રિયોને વશ કરનારા સાધુઓ બબે સાથે રહીને જ કલ્યાણને પામે છે, એમ ગુરુ પરંપરાનો ઉપદેશ પણ છે. જો ઇન્દ્રિયોને વશ રાખનાર હોય તો બે માણસોનું પણ એકાકીપણું નિઃશંકપણે સિદ્ધ થાય છે, પરંતુ જેની ઇન્દ્રિયો પોતાને વશ ન હોય એવો એકાકી માણસ પણ હજાર જેવો જ છે. નેત્રની જેમ જેમનો સંકોચ, વિસ્તાર, નિદ્રા અને જાગૃતિ સરખા હોય એવા બે મનુષ્યો દર્શનને માટે (સમકિત પ્રાપ્તિને માટે) સમર્થ થાય છે, પરંતુ એક માણસ કોઈપણ કૃત્ય સંપૂર્ણ કરી શકતો નથી. એકલો માણસ વિડંબનાનું સ્થાન થાય છે, એકલો માણસ પોતાનો સ્વાર્થ સાધવા સમર્થ થઈ શકતો નથી. અને એકલા માણસનો લોકમાં કે લોકોત્તરમાં પણ વિશ્વાસ આવતો નથી. ભાવના ધ્યાનથી નિશ્ચય કરેલા તત્ત્વમાં જેનો આત્મા લીન થયો હોય એવા મમતા રહિત સાધુ કદાચ લાખ માણસોની મધ્યમાં રહ્યા હોય તો પણ તેઓનું એકાકીપણું નાશ પામતું નથી. સામ્ય–સમતારૂપી અમૃતના તરંગોથી ભરપૂર, સાર અસારનું વિવેચન કરનાર અને ભાવસિદ્ધ કહેવાતા સાધુઓ ઘણા ભેગા થઈને એકત્ર રહે તો પણ તેઓને કાંઈ પણ હાનિ થતી નથી. મનની સ્થિરતા વડે નિશ્ચળ અને વૃક્ષાદિકની જેમ ક્રિયાને નહીં કરનારા મુનિઓનો જે એકત્ર સહવાસ તે ભાવનારૂપી લતાઓના મંડપ સમાન છે. ચિત્રમાં આળેખેલા સૈન્યની જેમ મન, વચન અને કાયા વડે વિકાર રહિત મુનિઓ એકઠા રહે તો પણ તેઓને અરતિ ક્યાંથી હોય ? જેમ ઘણા નિર્જીવ પદાર્થો એકત્ર કરીએ તો પણ તેમાં ચૈતન્ય આવતું–હોતું નથી, જેમ ઘણા બીકણ પુરુષોને એકત્ર કરવાથી પણ

૧ પહેલું સ્થાન આચાર્ય, બીજું સ્થાન ઉપાધ્યાય અને ત્રીજું સ્થાન સાધુ.

તેઓનામાં પરાક્રમ આવતું નથી, તેમ ઘણા મુનિઓ એકઠા થયા છતાં પણ તેઓનામાં લેશ પણ ક્લેશ ઉદ્ભવતો નથી. મૂઢ બુદ્ધિવાળો જે પુરુષ પાંચ છ સાધુઓના ભેગા રહેવાથી પણ ગ્લાની થાય છે એમ માનતો હોય તો તે મૂઢ એક ઠેકાણે રહેલા અનંત સિદ્ધોની સાથે રહેવાની ઇચ્છા કેમ કરી શકશે ?

જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રણ મહારત્નને ધારણ કરનાર સાધુઓને રાગાદિકના ઉપદ્રવોથી ભયંકર એવા સન્માર્ગ ઉપર એકલા ચાલવામાં ક્ષેમકુશળતા રહેલી નથી. એકલાને સુકૃતનો વિકાસ થતો નથી, એકલાનું ઇચ્છિત પ્રયોજન સિદ્ધ થતું નથી, એકલાને વાંછિત અર્થની પ્રાપ્તિ થતી નથી અને એકલો માણસ મોક્ષ મેળવવાને માટે સમર્થ થતો નથી. જેમ શ્લેષ્મની વ્યાધિવાળાને સાકર આપવી ઉચિત નથી અને તાવવાળાને ઘૃતવાળું ભોજન આપવું યોગ્ય નથી તેમ અગીતાર્થ મુનિને એકલા રહેવું ઉચિત નથી. પ્રાયે કરીને એકલો માણસ ચોર જેવો લાગે છે, બે માણસ સાથે હોય તો પણ તેમના પર કવચિત્ ધૂર્તપણાની શંકા થાય છે, ત્રણ મનુષ્ય સાથે હોય તો તે વિશ્વાસનું સ્થાન છે અને ઘણાનો સમૂહ હોય તો તે રાજા જેવો શોભે છે. તીર્થંકર તથા પ્રત્યેકબુદ્ધ વગેરે એકલા જ વિચરે છે; એવા દૃષ્ટાંતો આપી બીજા મુનિઓએ એકલા વિચરવું યોગ્ય નથી. કારણ કે જ્ઞાનચક્ષુવાળાની સાથે ચર્મચક્ષુવાળાએ સ્પર્ધા કરવી યોગ્ય નથી.

ચાર ગતિરૂપ સંસારમાં ભ્રમણ કરનારા સર્વ પ્રાણીઓને પુણ્ય પાપ નિરંતર સાથે હોવાથી તેઓમાં એકલાપણું ઘટતું જ નથી. જેનામાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા વગેરે સંજ્ઞાઓ, કૃષ્ણલેશ્યા વગેરે દુષ્ટ લેશ્યાઓ અને રાજકથા વગેરે વિકથાઓ માર્મિકાની જેમ ચપળતા ઉત્પન્ન કરે છે, તે એકલો કેમ હોઈ શકે ? અવિરતિરૂપી દુષ્ટ પ્રિયા શાકિનીની જેમ જેને નિરંતર ગળી જવા પ્રયત્ન કરે છે, તે એકલો કેમ હોઈ શકે ? સંતોષને નહીં પામેલું ઇન્દ્રિયોરૂપી કુટુંબ જેના શરીરને નિઃશંકપણે પંચાગ્નિની જેમ બાળ્યા કરે છે, તે એકલો કેમ હોઈ શકે ? જેમ દૂધની સાથે દૂધ મળવાથી, દીવાની સાથે દીવો મળવાથી તથા અમૃતની સાથે અમૃત મળવાથી તે સર્વ પદાર્થો એકપણાને પામે છે, તેમ મુનિ પણ મુનિની સાથે રહેવાથી એકપણાને જ પામે છે. અન્ય મુનિની સાથે રહ્યા છતાં પણ મુનિ એકલો જ કહેવાય છે. ઉન્મત્ત પિત્રાઈઓની માફક કષાયો જેના શરીરને ક્ષણવાર પણ મૂકતા નથી, તેને એકાકીપણાનું સુખ કયાંથી હોય ? પોતાના મન, વચન અને કાયાથી ઉત્પન્ન થએલા અશુભ વ્યાપારો કુપુત્રની જેમ જેનો નાશ કરનારા થાય છે, તેને એકાકીપણાનું સુખ શી રીતે હોય ? છળને જોનારા પ્રમાદ, મિથ્યાત્વ અને રાગાદિક જેના ખરાબ પાડોશી જેવા છે, તેને એકાકીપણાનું સુખ શી રીતે હોય ? જે મહાપુરુષ આ સર્વથી રહિત હોય તે મનુષ્યોના સમૂહમાં રહ્યા હોય તો પણ એકલા જ છે; કેમકે મનુષ્યોથી ભરપૂર એવા નગરમાં પણ રહેલો છતાં પણ પરદેશી

મનુષ્ય એકલો જ કહેવાય છે; અને જે મુનિ આ સર્વ સંજ્ઞા, કષાય, ઇન્દ્રિયાદિથી સહિત હોય તે કદાચ અરણ્યાદિકમાં રહેલો હોય તો પણ તેનું એકાકીપણું નિષ્ફળ છે; કેમકે જાર, ધૂર્ત, ગૃઢચર અને ચોર એ સર્વ શું એકલા નથી ભમતા ?

પુણ્ય પાપનો ક્ષય થવાથી મુક્તિને પામેલા પરમાત્માને વિષે અનાહારપણાની જેમ નિરંતર સત્ય એવું એકાકીપણું પ્રતિષ્ઠા પામેલું છે. અથવા તો આ જિનાગમને વિષે કોઇપણ હકીકતનો સર્વથા નિષેધ છે જ નહીં, તેથી કરીને શ્રેષ્ઠ મુનિઓ સારી રીતે લાભ અને અલાભને જાણીને લાભવાળા કાર્યને વિષે જ પ્રયત્ન કરે છે–પ્રવર્તે છે.

અહો ! સાધુઓ કાંઇપણ હૂ–હોમ કરતા નથી, દાન દેતા નથી, તપ કરતા નથી, જાપ પણ કરતા નથી, માત્ર ક્રિયા રહિત થઇને મોક્ષપદ જ સાધે છે. સાધુઓ હૂ હૂ નામના ગંધર્વના ગાયન સાંભળવામાં, અમૃતરસનો આસ્વાદ લેવામાં, મંદાર પુષ્પોની સુગંધ લેવામાં, દેવશય્યાનો સુખકારક સ્પર્શ કરવામાં અને દેવાંગનાઓનું રૂપ જોવામાં પણ લુબ્ધ થતા નથી; ત્યારે શું તેઓ વૃક્ષો છે ? બાળકો છે ? કે શું પશુઓ છે ? ના, તેઓ વૃક્ષ, બાળક કે પશુ નથી, પરંતુ તેઓ નિરંજન ( કર્મ–લેપ રહિત ) મુનિઓ છે. ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો ણંકાર અહીં એમ જણાવે છે કે સદાચારનું આચારણ કરનારા મહામુનિઓએ ત્રણ ગુપ્તિને આચરવામાં રેખા પ્રાપ્ત કરેલી હોય છે. નયના ભેદ, જીવની રક્ષા અને અમૃતના કુંડની જેવી આકૃતિવાળા આ નવ અક્ષરો 'नमो लोए सव्वसाहूणं' મને ધર્મને વિષે નવો નવો ભાવ આપો.

## પંચમ પ્રકાશ સંપૂર્ણ.

**एसो पंचनमुक्कारो, सव्वपावप्पणासणो ।**
**मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥**

અર્થાત્–એ પાંચ પરમેષ્ઠિને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે અને સર્વ મંગળોમાં પ્રથમ મંગળ છે. જે મનુષ્ય આ નમસ્કાર મહામન્ત્રનું ત્રિકાળ ધ્યાન ધરે છે, તેને શત્રુ પણ મિત્ર રૂપ થાય છે, વિષ પણ અમૃત રૂપ થાય છે, શરણ રહિત અરણ્ય પણ વાસગૃહ રૂપ થાય છે, તેને સર્વ ગ્રહો અનુકુળ થાય છે, ચોરો યશ કરનારા થાય છે, સર્વ અપશુકનાદિ પણ શુભ ફળને આપનારા થાય છે, બીજાએ પ્રયોગ કરેલા મંત્ર, તંત્ર અને યંત્રાદિક પણ તેનો પરાભવ કરી શકતા નથી, સર્વ પ્રકારની શાકિની પણ માતાની તુલ્ય તેનો દ્રોહ કરી શકતી નથી, તેની પાસે સર્પો પણ કમળની નાળ જેવા થઇ જાય છે, સિંહો પણ શિયાળ જેવા થઇ જાય છે, હસ્તિઓ પણ હરણીઆં જેવા થઈ જાય છે, રાક્ષસો પણ તેની રક્ષા કરે છે, ભૂતોનો સમૂહ પણ તેની વિભૂતિને

માટે થાય છે; પ્રેત પણ તેને પ્રીતિને કરનારા થાય છે, ચેટક પણ તેના દાસ થઈ જાય છે, યુદ્ધ તેને ધન આપનારૂં થાય છે, રોગો પણ તેને ભોગ આપનારા થાય છે, વિપત્તિ પણ સંપત્તિને માટે થાય છે અને સર્વ પ્રકારનું દુઃખ પણ તેને સુખ આપનાર થાય છે:

જેમ ગરૂડનો ગંભીર સ્વર સાંભળીને ચંદનના વૃક્ષો સર્પોથી મુક્ત થાય છે, તેમ પંચ નમસ્કારનો ગંભીર સ્વર સાંભળવાથી પણ બંધનયુક્ત મનુષ્ય બંધનોથી મુક્ત થાય છે. જેઓના ચિત્તમાં એક નમસ્કારનું જ સ્મરણ થતું હોય તેઓને જળ, સ્થળ, સ્મશાન, પર્વત, દુર્ગ અને બીજા તેવા જ કષ્ટકારી સ્થાનોમાં કદાચ કષ્ટ આવી પડે તો પણ તે ઉત્સવ રૂપ જ પરિણમે છે.

પુણ્યાનુબંધી પુણ્યવાળો જે પુરુષ વિધિપૂર્વક પરમેષ્ઠિ નમસ્કાર મહામન્ત્રનું ધ્યાન કરતો હોય છે, તેને તિર્યંચગતિ કે નરકગતિ પ્રાપ્ત થતી જ નથી. ચક્રવર્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ અને બળદેવ વગેરેના ઐશ્વર્યની સંપદાઓ નમસ્કારના પ્રભાવરૂપી સમુદ્રને કાંઠે રહેલા મુક્તાફળની જેમ સુલભ થાય છે. આ મંત્રનો વિધિપ્રમાણે પ્રયોગ કરવાથી તે વશીકરણ, ઉચ્ચાટન, ક્ષોભ, સ્તંભન અને મૂર્છા વગેરે કાર્યોમાં પણ સિદ્ધિને આપનારો થાય છે; વિધિ પ્રમાણે સ્મરણ કરેલો આ મંત્ર અર્ધ નિમેષ માત્રમાં જ પર વિદ્યાનો નાશ કરનારો થાય છે; તથા ક્ષુદ્ર દેવતાઓએ જે રૂપાદિકનું પરિવર્તન કર્યું હોય તેનો પણ નાશ કરે છે, સ્વર્ગ, મર્ત્ય અને પાતાલ એ ત્રણ ભુવન રૂપી રંગમંડપને વિષે કોઈ પણ પ્રકારે કોઈ પણ પ્રાણીને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને આશ્રયીને આશ્ચર્યકારક જે કાંઈ પણ અતિશય જોવામાં કે સાંભળવામાં આવે તે સર્વ નમસ્કારમંત્રની આરાધનાના માહાત્મ્યથી જ ઉત્પન્ન થએલો છે તેમ જાણવું. તિર્ચ્છાલોકમાં જે ચંદ્ર વગેરે જ્યોતિષી દેવો છે, પાતાળમાં ચમરેંદ્ર વગેરે દેવો છે. ઊર્ધ્વલોકમાં સૌધર્માદિક દેવલોકને વિષે જે ઇંદ્રદિક દેવો છે, અને તેની ઉપર પણ જે અહમિંદ્ર દેવતાઓ છે, તેઓની સર્વ સમૃદ્ધિઓ પંચપરમેષ્ટિ રૂપ કલ્પવૃક્ષના અંકુરો, પલ્લવો, કળિઓ કે પુષ્પો સમાન છે. જેઓ નમસ્કારરૂપી મોટા રથ ઉપર આરૂઢ થાય છે, તેઓ વિઘ્ન રહિત મોક્ષસ્થાને પહોંચી જાય છે, ગયા છે અને જવાના છે. જો આ મંત્ર અત્યંત દુર્લભ એવા મોક્ષને પણ આપનારો છે, તો પછી પ્રસંગે પ્રાપ્ત થનારા બીજાં લૌકિક સુખો આપે તેમાં તો શું આશ્ચર્ય ?

જેઓ મન, વચન અને કાયાની શુદ્ધિવડે એક લાખ નમસ્કાર મન્ત્રનો જાપ કરે છે, તેઓ જૈનસંઘને પૂજવા લાયક તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે છે. હે મિત્ર! જો તારું મન નમસ્કારમંત્રનું ધ્યાન કરવામાં લીન નથી થયું, તો પછી ચિરકાળ સુધી આચરણ કરેલા તપ શ્રુત અને ચારિત્રનું શું ફળ ? જે અસંખ્ય દુઃખોના ક્ષયનું કારણ કહેલો છે, જે આલોક અને પરલોકના સુખ આપવામાં કામધેનુ સમાન છે અને અજ્ઞાનરૂપી જે અંધકારનો દીવાના, સૂર્યના, ચંદ્રના કે બીજા કોઇ પણ પ્રકારના પ્રકાશથી નાશ નથી થતો તે અંધકારનો નમસ્કારમંત્રના પ્રકાશથી નાશ થાય છે.

હે બંધુ ! કૃષ્ણ અને સાંબ વગેરેની જેમ ભાવનમસ્કાર કરવામાં તું તત્પર થા અને કૃષ્ણના સેવક વીરસાળવી અને કૃષ્ણના અભવ્ય પુત્ર પાલક વગેરેની જેમ દ્રવ્ય નમસ્કાર કરી ફોગટ આત્માને વિડંબણા ન પમાડ. જેમ નક્ષત્રોના સમૂહનો સ્વામી ચંદ્ર છે, તેમ સર્વ પુણ્યસમૂહનો સ્વામી ભાવનમસ્કાર છે. આ જીવે ભાવનમસ્કાર વિના નિષ્ફળ દ્રવ્યલિંગો (સાધુવેષ) અનંતીવાર ગ્રહણ કરીને મૂકી દીધાં છે. વિધિ પૂર્વક નમસ્કાર-મંત્રનો આઠવાર, આઠસોવાર, આઠ હજારવાર કે આઠ કરોડ વાર જાપ કર્યો હોય તો તે ત્રણ ભવની અંદર મોક્ષપદને આપે છે.

હે ધર્મબંધુ ! સરલતાથી તને વારંવાર પ્રાર્થનાપૂર્વક કહું છું કે સંસારરૂપી સમુદ્રને તરવામાં પ્રવહણ સમાન આ મંત્ર ગણવામાં તું શિથિલ ન થા–અનાદરવાળો ન થા. કારણકે આ ભાવનમસ્કાર ઉત્કૃષ્ટ–સર્વોત્તમ તેજ છે, સ્વર્ગ અને મોક્ષનો માર્ગ છે તથા દુર્ગતિનો નાશ કરવામાં પ્રલયકાળના અગ્નિ સમાન છે.

ભવ્યપ્રાણીઓ અંતકાળની આરાધના સમયે આ મંત્રને વિશેષે કરીને સારી રીતે ભણે, ગણે, સાંભળે કે તેનું ધ્યાન કરે તો તે મંગળની પરંપરા રૂપ થાય છે. જેમ ઘરમાં આગ લાગે ત્યારે બુદ્ધિમાન તે ઘરનો સ્વામી બીજી બધી વસ્તુઓને કોરાણે મૂકીને દારિદ્રયનો નાશ કરવામાં સમર્થ એવા એક સારભૂત મહારત્નને જ ગ્રહણ કરે છે, અથવા કોઈ મોટો સુભટ અકાળે ઉત્પન્ન થએલા ઉપદ્રવ વખતે વજ્રદંડની જેવું સારભૂત અમોઘ એવું શસ્ત્ર જ ધારણ કરે છે, તે જ પ્રમાણે જીવ મરણ સમયે પ્રાયે કરીને સર્વ શ્રુતસ્કંધનું (સર્વશાસ્ત્રોનું) ચિંતવન કરી શકતો નથી, તેથી કરીને ધીર બુદ્ધિવાળો અને દેદીપ્યમાન શુભ લેશ્યાવાળો સત્ત્વવાન જીવ દ્વાદશાંગીના સારભૂત પંચપરમેષ્ઠિ નમસ્કાર-મંત્રનું જ એકાગ્ર ચિત્તે ધ્યાન કરે છે. સમુદ્રમાંથી અમૃતની જેમ, મલયાચળ પર્વત ઉપરથી ચંદનની જેમ, દહીંમાંથી માખણની જેમ અને રોહણાચળ પર્વત પરથી વજ્રરત્નની આગમાંથી ઉદ્ધરેલા સર્વશ્રુતના સારભૂત અને કલ્યાણના નિધિ સમાન આ પંચપરમેષ્ઠિ નમસ્કારમંત્રને કોઈક ધન્ય પુરુષો જ સેવે છે.

શરીરથી પવિત્ર થઈ, પદ્માસને બેસી, હાથવડે યોગમુદ્રા ધારણ કરી, સંવિગ્ન મનવાળા ભવ્યપ્રાણીએ સ્પષ્ટ, ગંભીર અને મધુર સ્વરે સંપૂર્ણ પંચનમસ્કારમંત્રનો ઉચ્ચાર કરવો; આ ઉત્સર્ગ વિધિ જાણવો. અપવાદ વિધિ આ પ્રમાણેઃ–અને જો કદાચ શરીરના ગ્લાનપણાને લઈને તે પ્રમાણે કરવા સમર્થ ન હોય; તો તે પંચપરમેષ્ઠિ પદોના પહેલા પહેલા અક્ષર 'असिआउसा' આ મંત્રનું સ્મરણ કરે. આ પાંચ અક્ષરના સ્મરણથી પણ અનંતા જીવો યમરાજના બંધનથી મુક્ત થયા છે. કદી આ પાંચ અક્ષરરૂપ મંત્રનું સ્મરણ ન કરી શકે તો અર્હંત્, અરૂપી (સિદ્ધ), આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ પાંચે પરમેષ્ઠિના પહેલા પહેલા અક્ષર લઈ તેને સંસ્કૃતના સંધિ નિયમ પ્રમાણે એકત્ર

કરવા. તે આ પ્રમાણે अं+अ+आ=उ+ओ+म्=ॐ આ રીતે જિનેશ્વર ભગવંતોએ કહેલો આ ૐકાર એટલે પ્રણવબીજ મુક્તાફળ રૂપ જીવોની અર્થાત્ મુક્તાત્માઓની પ્રગટ છીપલી સમાન છે, મોહરૂપી હસ્તીને વશ કરવામાં અંકુશ સમાન છે. અને સંસારની પીડાનો નાશ કરવામાં કટારી સમાન છે. સ્વર્ગના દ્વારને ઉઘાડવાની કુંચી સમાન આ ૐકાર રૂપી તત્ત્વનું ધ્યાન કરનાર મહાત્માઓ જીવતાં ભોગને પામે છે અને મૃત્યુ પામીને મોક્ષસુખ પામે છે.

મરણ સમયે સર્વથા ૐકારનું સ્મરણ કરવામાં પણ પોતે અશક્ત હોય તો, તે ધર્મિષ્ટ મનુષ્યે પોતાની પાસે રહેલા એવા ધર્મબંધુ પાસેથી આ મંત્રનું શ્રવણ કરવું, અને તે વખતે પોતાના ચિત્તમાં આ પ્રમાણે ભાવના ભાવવી કેઃ—"અહો! કોઈ પુણ્યશાળી બંધુએ અકસ્માત્ મારા ઉપર કેવું અમૃત છાંટયું કે જેનાથી મારાં સર્વ અંગો આનંદમય થયા? કારણ કે હમણાં મને તેણે ઉત્કૃષ્ટ પુણ્યરૂપ, ઉત્કૃષ્ટ કલ્યાણ રૂપ અને ઉત્કૃષ્ટ મંગલના કારણરૂપ પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો. અહો! આ પંચનમસ્કાર મંત્રનું શ્રવણ કરવાથી મને દુર્લભ વસ્તુનો લાભ થયો! અહો! મને પ્રિય વસ્તુનો સમાગમ થયો! અહો! મને તત્ત્વનો પ્રકાશ થયો! અહો! મને સારભૂત વસ્તુની પ્રાપ્તિ થઈ! આજે મારાં કષ્ટો નાશ પામ્યાં, મારાં પાપકર્મ દૂર ગયાં અને આજે મને સંસાર સાગરનો સામો કિનારો પ્રાપ્ત થયો. પંચનમસ્કાર મંત્રનું શ્રવણ કરવાથી આજે મારો પ્રશમરસ, દેવગુરુની આજ્ઞાનું પાલન, નિયમ, તપ અને જન્મ એ સર્વ સફળ થયું. જેમ અગ્નિનો તાપ સુવર્ણને તેજ પ્રાપ્ત કરાવે છે, તેમ આ મારી વિપત્તિ (મરણ) પણ મને તેજ પ્રાપ્ત કરાવનારી થઈ, કેમકે આજે મને મહામૂલ્ય પંચપરમેષ્ઠિમય તેજ પ્રાપ્ત થયું છે." આ પ્રમાણે પ્રશમરસના ઉલ્લાસપૂર્વક પંચનમસ્કારમંત્રનું સ્મરણ કરી ક્લિષ્ટ (અશુભ) કર્મનો નાશ કરી બુદ્ધિમાનપુરુષ સદ્ગતિને પામે છે. નમસ્કારમંત્રની ભક્તિ કરનાર પ્રાણી ઉત્તમ દેવપણાને પ્રાપ્ત કરી ત્યાંથી ચ્યવી શ્રેષ્ઠકુળમાં મનુષ્ય જન્મ ધારણ કરી આઠ ભવની અંદર સિદ્ધિપદને પ્રાપ્ત કરે છે.

## ષષ્ઠ પ્રકાશ સંપૂર્ણ

સર્વ કાળે સર્વ ક્ષેત્રમાં નિરંતર નામ, આકૃતિ (સ્થાપના), દ્રવ્ય અને ભાવવડે ત્રણ લોકને પવિત્ર કરનારા જિનેશ્વરો મારું શરણ હો. તે જિનેશ્વરો અતીત કાળે **કેવળજ્ઞાની** વગેરે થયા હતા, વર્તમાન કાળે **ઋષભદેવ** વગેરે થયા છે અને આગામી કાળે **પદ્મનાભ** વગેરે થવાના છે; **સીમંધરસ્વામી** વગેરે વિહરમાન તીર્થંકરો છે, **ચંદ્રાનન, વારિષેણ, વર્ધમાન** અને **ઋષભ** એ ચાર શાશ્વતા તીર્થંકરો છે, જિનેશ્વરો વર્તમાનકાળે સર્વ (૫) મહાવિદેહ, સર્વ (૫) ભરત અને સર્વ (૫) ઐરાવતના મળી સંખ્યાતા હોય છે અને અતીત તથા અનાગત કાળને આશ્રયીને અનંતા હોય છે. તે સર્વ તીર્થંકરો કેવળજ્ઞાનના

પ્રકાશથી દેદીપ્યમાન હોય છે, અઢાર પાપસ્થાન રહિત હોય છે, તેઓના ચરણકમળને અસંખ્ય ઇંદ્રો વંદન કરે છે, ઉત્તમ આઠ પ્રાતિહાર્યો અને ચોત્રીશ અતિશયોએ કરીને સહિત તેઓ હોય છે, ત્રણ જગતના આત્માઓને સમકિત આપનારી તેઓની ધર્મદેશના પાંત્રીશ ગુણો વડે અલંકૃત હોય છે, અનુત્તર વિમાનમાં રહેલા દેવો તેઓનું હમેશાં સ્મરણ કરે છે તથા બીજાઓ જે ન આપી શકે તેવા મોક્ષમાર્ગને તેઓ આપનારા હોય છે.

જિનેશ્વર દેવનું સમ્યક્ પ્રકારે દર્શન થાય ત્યારે પ્રાણીઓના પાપ દૂર નાશી જાય છે, આધિ (મનની પીડા) અને વ્યાધિ (શરીરની પીડા) નાશ પામે છે તથા દરિદ્રતાનો નાશ થાય છે. જે જિહ્વા જિનેંદ્રના માહાત્મ્યની ક્ષણે ક્ષણે સ્તુતિ ન કરે તે નિંદવા લાયક માંસના ટુકડા રૂપ જિહ્વા શા ઉપયોગની છે ? જે કાન અરિહંત ભગવંતના મનોહર ચારિત્રરૂપી અમૃતના સ્વાદને ન જાણતા હોય તો તે કાન અથવા છિદ્રમાં કાંઈ પણ તફાવત નથી. સર્વ અતિશયો સહિત જિનેશ્વરદેવની પ્રતિમા જે નેત્રોએ જોઈ નથી તે નેત્ર વાસ્તવિક રીતે નેત્ર નથી, પરંતુ મુખરૂપી ઘરનાં જાળીઆં માત્ર છે.

અનાર્ય દેશમાં વસનાર શ્રીમાન્ **આર્દ્રકુમાર** અરિહંત પ્રભુની પ્રતિમાને જોઇને સંસારસાગરના પારગામી થયા. **શય્યંભવ** નામના બ્રાહ્મણને જિનપ્રતિમાના દર્શનથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું અને તેથી તેણે સદ્ગુરુના ચરણકમળની સેવા કરીને ઉત્તમ સ્વાર્થ સાધ્યો. અહો ! **વજ્રકર્ણ** રાજા સત્ત્વવાળા મનુષ્યોને વિષે મુગટ સમાન થયો કે જેણે સર્વ રાજ્યાદિકનો નાશ ઉપસ્થિત થવા છતાં પણ જિનેશ્વરદેવ સિવાય બીજાને નમસ્કાર કર્યો નહિ. વાનરદ્વીપના સ્વામી **વાલી**નું ચિત્ત દેવતત્ત્વમાં અને ધર્મતત્ત્વમાં નિશ્ચળ હતું, અહો ! તેનું તેજ પૂજવા લાયક હતું, મહાસતી **સુલસા** સદ્ધર્મમાં અત્યંત દૃઢ હતી, તેથી જ શ્રીજગદ્ગુરૂ **મહાવીરસ્વામી**એ કુશળ વાર્તામાં તેની સંભાવના કરી હતી (અર્થાત્ તેને સુખશાતાના સમાચાર અને ધર્મલાભ કહેવરાવ્યા હતા).

**સેડુક** નામના બ્રાહ્મણનો જીવ દેડકો થયા પછી શ્રી**મહાવીરસ્વામીને** વંદન કરવા જતાં માર્ગમાં જ શ્રેણિક રાજાના અશ્વના પગ તળે ચગદાઈને મરણ પામી પ્રભુ વંદનનું ધ્યાન હોવાથી સૌધર્મ દેવલોકમાં શક્રેન્દ્રનો સામાનિક દેવ થયો. **હાસા** અને **પ્રહાસા** નામની દેવીઓનો પતિ દેવ હતો તે પણ આભિયોગિક કર્મ કરવાપણાંથી મનમાં અત્યંત ખેદ પામ્યો હતો, તેથી પોતાના આત્માને તે દુષ્કર્મથી મુક્ત કરવા માટે દેવાધિદેવની પ્રતિમા તેણે પૃથ્વીપર પ્રસિદ્ધ કરી હતી. શ્રી**ચેટક** મહારાજાએ શ્રીજિનેશ્વરદેવના ચરણ-કમળની સેવા વડે પોતાના સર્વ પાપના તાપનો નાશ કર્યો હતો, તેથી તેનો પ્રતાપ ત્રણ ભુવનમાં પ્રસિદ્ધ હતો અને તે ઇંદ્રના હૃદયમાં પણ નિવાસ પામ્યો હતો. સર્વ દેવેંદ્રો સંસારનો પાર પામવા માટે નંદીશ્વરાદિક તીર્થના અલંકારરૂપ શાશ્વતા જિનચૈત્યોમાં અઠ્ઠાઈ મહોત્સવ કરે છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે સ્વયંભૂરમણ નામના છેલ્લા સમુદ્રમાં જિન-

બિંબના આકારવાળા મત્સ્યને જોઈ બીજા મત્સ્યને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે, સમકિત પામે છે અને નમસ્કાર મંત્રનું ધ્યાન કરી મત્સ્યો ત્યાંથી મરીને સ્વર્ગે જાય છે.

મનુષ્ય, દેવ અને અસુરકુમારનું ચક્રવર્તિપણું (સ્વામી પણું) જે નિઃશંકપણે ભોગવાય છે તે જિનેશ્વર દેવના ચરણની કૃપાના એક લેશની જ લીલા છે. મનુષ્યલોકમાં ચક્રવર્તિ વગેરે રાજાઓ, સ્વર્ગલોકમાં ઇંદ્રાદિક દેવો અને પાતાળમાં ધરણેંદ્ર વગેરે ભુવનપતિના ઇંદ્રો જિનેશ્વરદેવની ભક્તિથી જ જયવંતા વર્તે છે. જિનેશ્વરદેવની આજ્ઞાને મુગટની જેમ મસ્તકે ધારણ કરીને અગ્યાર રૂદ્રો (મહાદેવો) માંથી કેટલાક સંસારસાગરને તરી ગયા છે અને બાકીના હવે તરવાના—મોક્ષે જવાના છે. જેમ અગ્નિની જવાળા જળમાં લીન થઈ જાય છે અને જેમ વિષનો પ્રભાવ અમૃતને વિષે લીન થઈ જાય છે, તેમ જિનેશ્વરદેવના સમભાવમાં **શંકર** વગેરે દેવોની કથાનો વિસ્તાર લીન થઈ જાય છે. આવા જિનેશ્વરદેવોના ચરિત્રોનો વિચાર કરતાં સત્પુરુષો આ સંસારમાં પણ આનંદમગ્ન રહે છે; તેથી તેઓ મોક્ષની પણ ઇચ્છા કરતા નથી, તે યોગ્ય જ છે.

જેમ જળ વડે તૃષા શાંત થાય છે તથા અન્ન વડે ક્ષુધા શાંત થાય છે, તેમ જિનેશ્વદેવના એક દર્શન માત્રથી જ સંસારની પીડા માત્ર શાંત થાય છે. સમતાને ધારણ કરનાર મહાત્માઓ ભલે કરોડો વર્ષ પર્યંત સમ્યક્પ્રકારે સમાધિને સેવ્યા કરે, પરંતુ તેઓ જિનેશ્વરદેવની આજ્ઞા સ્વીકાર્યા વિના મોક્ષે જવાના નથી. જેઓ જિનધર્મને સ્વીકારતા નથી, તેઓ ભલે નિયાણા રહિત દાન કરે, નિર્મળ શીળનું પાલન કરે, તથા ઉત્કૃષ્ટ તપસ્યા કરે તો પણ તેઓને મોક્ષ મળતો નથી.

જેમ સૂર્ય વડે દિવસ જણાય છે, ચંદ્ર વડે પૂર્ણિમા જણાય છે અને વૃષ્ટિ વડે સુભિક્ષ થાય છે, તેમ જિનેશ્વરના ધર્મ વડે જ અવ્યય પદ—મોક્ષપદ પ્રાપ્ત થાય છે. જેમ દ્યૂત પાસાને આધીન છે અને ખેતી વૃષ્ટિને આધીન છે, તેમ મોક્ષપુરમાં વસવું તે જિનેશ્વરના ધ્યાનને આધીન છે. ત્રણ જગતની લક્ષ્મી પ્રાપ્ત થવી સુલભ છે, તથા અણિમાદિક અષ્ટસિદ્ધિઓની પ્રાપ્તિ પણ સુલભ છે, પરંતુ જિનેશ્વરદેવના ચરણકમળની રજના કણીયાઓ પણ પ્રાપ્ત થવા અત્યંત દુર્લભ છે. અહો! મહા કષ્ટ! મહા કષ્ટ! કે જિનેશ્વરદેવને પામ્યાં છતાં પણ કેટલાક જીવો સૂર્યને પામ્યા છતાં ઘુવડની જેમ અત્યંત મિથ્યાદૃષ્ટિવાળા રહે છે. મહાદેવ બ્રહ્મા, વિષ્ણુ, પરમાત્મા, સુગત, અલક્ષ્ય તથા સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના સ્વામી—એ સર્વ જિનેશ્વર જ છે. બુદ્ધ અને મહાદેવ વગેરે લૌકિક દેવોનો સત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણના વિષયવાળું જ જ્ઞાન છે, પરંતુ જે જ્ઞાન લોકોત્તર સત્ત્વથી ઉત્પન્ન થાય છે તે સર્વ જિનેશ્વરોને વિષે જ રહેલું છે. રોહણાચળ પર્વતની જેવા જિનેશ્વર પરમાત્મા પાસેથી વિવિધ પ્રકારનાં (યમ નિયમાદિ) રત્નો લઈને પંડિતોરૂપી વ્યાપારીઓએ સુવર્ણરૂપ (સારા અક્ષરવાળા ગ્રંથરૂપી) આભૂષણો બનાવી પોત-

પોતાના માનેલા હરિહરાદિક દેવોને વિષે સ્થાપન કર્યા, તેથી તે ગ્રંથોરૂપી ભૂષણો કાળે કરીને તે તે દેવોના નામથી પ્રસિદ્ધ થયાં છે.

જેમ મેઘનું જળ જ તળાવ વગેરેમાં પડયું હોય છે, તો પણ માણસો કહે છે કે:—"આ પાણી તળાવમાં ઉત્પન્ન થયું છે." તે જ પ્રમાણે લોકાગ્ર ઉપર આરૂઢ થએલા જિનેશ્વરદેવના વચનો જ હરિહરાદિકને વિષે પડયાં છે, છતાં તે વચનો હરિહરાદિકનાં છે એમ અજ્ઞાની લોકો બોલે છે. વળી જે જે નામો પ્રમાણથી લોકોત્તર સત્ત્વને કહેનારાં છે, તે તે નામો અરિહંતનાં જ છે એમ તું જાણ. રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણના આભાસથી ઉત્પન્ન થએલા બ્રહ્માદિક નામો કરોડોવાર અનંતા સંસારમાં ભમતાં મારા જેવાને પણ કદી પ્રાપ્ત થાય છે, પોતાના દેવના (વિષ્ણુના) હજાર નામ સાંભળીને મૂઢ માણસ હર્ષિત થાય છે; કેમકે શીયાળને બોરની પ્રાપ્તિ થવાથી મોટો ઉત્સવ થાય છે, પરંતુ સિદ્ધના અનંત ગુણો હોવાથી જિનેશ્વરના નામો અનંત છે અથવા તેઓ નિર્ગુણ હોવાથી તેઓનું એકે નામ નથી. તો તેઓના નામની સંખ્યા કોણ કહી શકે? રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણથી રહિત પરમેષ્ટિના પ્રભાવથી જ આ જગત્ અજ્ઞાનરૂપી પંકમાં ડુબી જતું નથી, હું માનું છું કે ત્રણલોકના નાથ અરિહંત મોક્ષમાં જતી વખતે આ જગતનું પાપમાંથી રક્ષણ કરવા માટે વહાલા એવા પણ પુણ્યને અહીં જ મૂકી ગયા છે. સમિતિમાં ઉદ્યમવંત પ્રભુ પાસેથી નાશીને પાપ ભવરૂપી અરણ્યમાં ગયું. આ કારણથી જ પુણ્ય પાપ રહિત થએલા ભગવાન જિનેશ્વરદેવ લોકાગ્રરૂપી મહેલમાં આરૂઢ થઇ મુક્તિરૂપી સ્ત્રી સાથે ક્રીડા કરે છે. જિનેશ્વર દાતાર છે, જિનેશ્વર ભોક્તા છે, આ સર્વ જગત જિનરૂપ છે, જિન સર્વત્ર જયવંતા છે અને જે જિન છે તે આ છે. આ પ્રમાણે ધ્યાનરસના આવેશથી તેમાં તન્મય પણાને પામેલા ભવ્ય પ્રાણીઓ આ લોક તથા પરલોકમાં નિર્વિઘ્નપણે સમગ્ર લક્ષ્મીને પામે છે.

## સપ્તમ પ્રકાશ સંપૂર્ણ.

અરિહંતોને પણ માન્ય કરવા લાયક તથા જેઓનાં આઠે કર્મો ક્ષીણ થઇ ગયાં છે. એવા પંદર પ્રકારના સિદ્ધ ભગવંતોનું સત્પુરુષો સ્મરણ ન કરે? કર્મલેપ રહિત, ચિદાનંદરૂપ, રૂપાદિક રહિત, સ્વભાવથી જ લોકના અગ્રભાગને પામેલા, અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર અને અનંતવીર્યને પામેલા, સાદિ અનંત સ્થિતિવાળા, એકત્રીશ ગુણોવાળા પરમેશ્વરરૂપ અને પરમાત્મ સ્વરૂપ સિદ્ધ ભગવંતો મારું નિરંતર શરણ હો. છત્રીશ ગુણો વડે શોભતા ગણધરો (આચાર્યો) મારું શરણ હો. સર્વ સૂત્રોનો ઉપદેશ કરનારા ઉપાધ્યાયો મારું શરણ હો. ક્ષાંતિ વગેરે દશ પ્રકારના ધર્મમાં લીન થએલા, સદા સામાયિકમાં સ્થિર

રહેલા, જ્ઞાનાદિક ત્રણ રત્નને ધારણ કરનારા તથા અત્યંત ધૈર્યવાળા સાધુઓ મારું શરણ હો. જેમ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને કરનારા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને વિષે તત્ત્વથી ભેદ નથી જે ચરાચર જગતના આધારરૂપ કહેલો છે, એવો કેવળીભાષિત ધર્મ મારું ઉત્કૃષ્ટ શરણ હો.

ધર્મરૂપી હિમાચળ પર્વત જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયી રૂપ ત્રિપથગા (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ માર્ગે જનારી ગંગા)ના તરંગો વડે ત્રણભુવનને પવિત્ર કરનારો છે. વિવિધ પ્રકારના દૃષ્ટાંત અને હેતુની ઉક્તિ સંબંધી વિચારના સમૂહવાળા અને એકાંતવાદની સ્થિતિનું ખંડન કરનારા સ્યાદ્વાદ તત્ત્વમાં હું લીન થયો છું.

સર્વજ્ઞના સમાગમમાં નવતત્ત્વરૂપી અમૃતનો કુંડ રહેલો છે, તે ગંભીરતાનું સ્થાન છે, તેથી તે સિદ્ધાંત મને પાતાળ જેવો ઉંડો ગંભીર ભાસે છે. શ્રીમાન્ જિનાગમ સર્વ જ્યોતિષીઓને માન્ય છે, મધ્યસ્થપણાનો આશ્રય કરનાર છે, રત્નાકરવડે વીંટાયેલ છે તથા અનંતદર્શનવાળો છે. સુમનસનાં એક સ્થાન રૂપ, બે લોકની ઉપર રહેનાર તથા વિકસ્વર શાશ્વત જ્યોતિરૂપ, પરમેષ્ટિની વાણી શોભે છે. શ્રીધર્મરૂપી રાજાની રાજધાનીરૂપ, દુષ્કર્મ-રૂપી કમળોના વનને બાળી નાખવામાં હિમરૂપ અને સંદેહના સમૂહરૂપ લતાને છેદવામાં કુહાડી સમાન જિનેશ્વરદેવની વાણી અમારા કલ્યાણને વૃદ્ધિ પમાડો.

આ પ્રથાણે ધ્યાનરૂપ સમુદ્રમાં જેનો અંતરાત્મા મગ્ન થએલો હોય છે તેની કર્મ-ગ્રંથિ માટીના કાચા ઘડાની જેમ વિલય થઈ જાય છે, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મીની લીલાને પ્રકાશ કરનાર તથા ચક્રવર્તિપણું, સ્વર્ગ અને મોક્ષને આપનાર પંચ-નમસ્કાર મહામંત્ર નિરંતર જયવંત વર્તો.

સરસ્વતી નદીને કાંઠે **શ્રીસિદ્ધપુરપાટણમાં સિદ્ધસેનસૂરિની** વાણીએ
આ શ્રીસિદ્ધચક્રનું માહાત્મ્ય ગાયું છે.

**આઠમો પ્રકાશ સંપૂર્ણ**

# શ્રીનવકાર મન્ત્ર અને તેના વિષયમાં આવશ્યક વિચારો

## શ્રીનવકાર સૂત્ર.

नमो अरिहंताणं । नमो सिद्धाणं । नमो आयरियाणं । नमो उवज्झायाणं । नमो लोए सव्वसाहूणं । एसो पंचनमुक्कारो । सव्वपावप्पणासणो । मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं ॥

ભાવાર્થ—શ્રીઅરિહંત ભગવાન્, શ્રીસિદ્ધ ભગવાન્, શ્રીઆચાર્ય મહારાજ શ્રી ઉપાધ્યાયજી મહારાજ; તથા અઢીદ્વીપમાં વર્તતા સર્વ સાધુઓ (એ પાંચ પરમેષ્ઠિઓ)ને મારો નમસ્કાર થાઓ, આ પાંચ (પરમેષ્ઠિ)ને કરેલો નમસ્કાર સર્વ પાપોનો નાશ કરનાર અને સર્વ પ્રકારના (લૌકિક અને લોકોત્તર) મંગલોને વિષે પ્રથમ મંગલ છે.

પ્રથમ અરિહંત પદનું વર્ણન આ પ્રમાણે:—

વિસ્તારાર્થ—અહિંયાં નમઃ એ નૈપાતિક પદ છે, તે દ્રવ્ય તથા ભાવના સંકોચાર્થે છે. કહ્યું છે કે:—'नेवाइयं पयं दव्वं भावसंकोयण पयत्थो' માટે નમઃ એ પદ વડે હાથ, પગ અને મસ્તકે કરી સુપ્રણિધાનરૂપ જે નમસ્કાર કરવો તે હાથ, પગ અને મસ્તકાદિનું જે હલન ચલન કરવાથી થાય છે તે દ્રવ્યસંકોચ જાણવો, અને વિશુદ્ધ મનનો નિયોગ તે ભાવસંકોચ જાણવો. એટલે દ્રવ્ય અને ભાવથી નમસ્કાર થાઓ. કેટલીક પ્રતોમાં 'नमो'ના સ્થાને 'णमो' પદ દેખાય છે તો એમાંથી અહીયાં કયું પદ શુદ્ધ જાણવું ? **વરરુચિ** આચાર્યના મતે 'नमो' પદ શુદ્ધ નથી, કારણ કે नमस् શબ્દ જે અવ્યય છે તેનો ઉક્ત આચાર્યના મતે પ્રાકૃતમાં 'णमो' શબ્દ જ બને છે, તેનું કારણ એ છે કે:— "नो णः सर्वत्र"[1] આ તેઓનું સૂત્ર છે, તેનો અર્થ એ થાય છે કે:—"પ્રાકૃતમાં સર્વત્ર (આદિમાં તથા અંતમાં) નકારના સ્થાને ણકાર થઈ જાય છે." પરંતુ કલિકાલસર્વજ્ઞ શ્રી **હેમચન્દ્રસૂરીશ્વરજી**ના મતે 'नमो' અથવા 'णमो' એ બન્ને પદ બની શકે છે અર્થાત્ બન્નેએ શુદ્ધ છે, કારણ કે તેઓનું સૂત્ર છે કે:—'वा दौ'[2] આ સૂત્રનો અર્થ એ થાય છે કે:—

"શરૂઆતમાં વર્ત્તમાન સંયોગ રહિત નકારના સ્થાને ણકાર વિકલ્પ કરવાથી થઈ જાય છે." એટલે **શ્રીહેમચન્દ્રાચાર્ય**ના મતે ઉક્ત બંને પદો શુદ્ધ છે. પરંતુ શ્રીનવકાર મન્ત્રમાં 'णमो' પદનું જ ઉચ્ચારણ કરવું જોઇએ પણ 'नमो' પદનું નહીં, કારણ કે શરૂઆતમાં રહેલા 'णमो' પદમાં અણિમા સિદ્ધિ સમાએલી છે, જેનો સમાવેશ 'नमो' પદમાં થઈ શકતો નથી.

---

१-सर्वत्र नकारस्य स्थाने णकारो भवतीति सूत्रार्थः ।
२-आदौवर्तमानस्यासंयुक्तस्य नकारस्य णकारो भवतीति सूत्रार्थः ।

પ્રશ્ન—'णमो' પદમાં અણિમા સિદ્ધિ કેવી રીતે સમાએલી છે ?

ઉત્તર—'णमो' પદમાં જે અણિમા સિદ્ધિ સમાએલી છે તેના કારણો આ પ્રમાણે છેઃ—

'णमो' એ પદ સંસ્કૃતના 'नमः' શબ્દથી બને છે અને 'नमः' શબ્દ 'णम्' ધાતુને असुच् પ્રત્યય લગાડવાથી બને છે, ઉક્ત ધાતુનો નમવું એવો અર્થ થાય છે, તથા નમવું અથવા નમ્રતા એ મનોવૃત્તિનો ધર્મ છે, કે જે (મનોવૃત્તિ) આ લોકમાં સર્વથી સૂક્ષ્મ માનવામાં આવે છે, તેથી જ 'णमो' પદના ધ્યાનથી અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

સંસ્કૃતના 'मनः' પદના જો આદિ તથા અંતના અક્ષરોનો વિપર્યય (પરિવર્તન) કરવામાં આવે તો પણ 'णमो' પદ થઈ જાય છે. (કારણ કે પ્રાકૃતમાં અક્ષરોનું પરિવર્તન થએલું પણ જણાઈ આવે છે જેમકે करेण=कणेरू, वाराणसी=वाणारसी, आलानन्=आणालो, अचलपुरम्=अलचपुरम्, महाराष्ट्रम्=मरहट्टं, ह्रदः=द्रहो, ઇત્યાદિ, તથા મનોગતિનું અતિ સૂક્ષ્મપણું હોવાને લીધે 'णमो' પદના ધ્યાનથી અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

अणिमा શબ્દ अणु શબ્દના ભાવ અર્થમાં इमन् પ્રત્યય લાગવાથી બને છે, આ અણિમા શબ્દથી જ પ્રાકૃત શૈલીથી 'णमो' શબ્દ બને છે (કારણ કે પ્રાકૃતમાં સ્વર, સન્ધિ, લિંગ, ધાત્વાર્થ ઇત્યાદિ સર્વેના 'बहुलम्' આ આધિકાર સૂત્રના પ્રયોગ અનુસાર વ્યત્યય આદિ બને છે), તે આ પ્રમાણે—પ્રક્રિયા દશામાં 'अणु इमा' આ સ્થિતિ છે, હવે अणु શબ્દનો ઉકાર માની આગળ ગયો અને ગુણ થઈને 'मो' બની ગયો, શરૂઆતનો अकार णकारની આગળ ગયો અને णकार સંપૂર્ણ થયો, તેથી 'णइमो' એવું પદ બન્યું, ઈકારનો લોપ કરવાથી 'णमो' પદ બની ગયું, 'णमो' પદના ધ્યાનથી અણિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

આદિ अकारनो લોપ કરવાથી તથા 'स्वराणां स्वराः' એ સૂત્રથી इकारના સ્થાનમાં अकार તથા अकारના સ્થાનમાં ओकारनो આદેશ કરવાથી પ્રાકૃતમાં अणिमा શબ્દથી 'णमो' પદ બની જાય છે, તેથી તેના ધ્યાનથી અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

પ્રાકૃતમાં 'णम्' શબ્દ વાકયાલંકાર અર્થમાં આવે છે, અલંકાર બે પ્રકારના છે શબ્દાલંકાર તથા વાકયાલંકાર, એવી જ રીતે વાકય પણ અર્થ વિશિષ્ટ શબ્દોની સંયોજનાથી બને છે શબ્દ અને અર્થનો વાચ્ય વાચક ભાવરૂપ મુખ્ય સંબંધ છે. તેથી 'णम्' પદથી આ અર્થનો બોધ થાય છે કે શબ્દ અને અર્થના મુખ્ય સંબંધની બરાબર આત્માનો જેની સાથે મુખ્ય સંબંધ છે તેની સાથે ધ્યાન કરવું જોઇએ, આત્માનો મુખ્ય સંબંધ અંદર રહેલા સૂક્ષ્મ શરીર સાથે છે, તેથી સ્થૂલ ભૌતિક વિષયોનો પરિત્યાગ કરીને આન્તરં સૂક્ષ્મ શરીરમાં અધિષ્ઠિત થઇને આત્માએ પોતાને ધ્યાન કરવા યોગ્યનું સ્મરણ અને ધ્યાન કરવું જોઇએ, પહેલાનાં 'ओ' શબ્દથી ધ્યાનની રીત જાણવી જોઇએ, 'ओ' अकार તથા उकारના સંયોગથી બને છે, अकारનું સ્થાન કંઠ છે તથા उकारનું સ્થાન ઓષ્ટ છે, કંઠ

સ્થાનમાં ઉદાન[1] વાયુનો નિવાસ છે, યોગ વિદ્યામાં નિષ્ણાત મહાત્માઓનું મન્તવ્ય છે કે ઓષ્ઠાવરણના મારફત ઉદાન વાયુનો વિજય કરવાથી અણિમા સિદ્ધિ થાય છે, તેથી એ સિદ્ધ થએથી ઓષ્ઠોને બંધ કરી ઉદાન વાયુનો સંયમ કરી; સ્થૂલ ભૌતિક વિષયોથી ચિત્તવૃત્તિને દૂર કરી, આન્તર સૂક્ષ્મ શરીરમાં અધિષ્ઠિત થઇને, યથાવિધિ પોતાના ધ્યેયનું ધ્યાન કરવાથી જેવી રીતે યોગાભ્યાસી માણસો અણિમા સિદ્ધિને પ્રાપ્ત કરે છે તેવી જ રીતે ઉક્ત ક્રિયાના અવલંબન પૂર્વક 'णमो' પદનાં સ્મરણ અને ધ્યાનથી અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, તેથી માનવું જોઇએ કે 'णमो' પદમાં અણિમા સિદ્ધિ સમાએલી છે.

'णम्' એટલે આદિ શક્તિ ઉમાનું ધ્યાન કરવું જોઇએ, ઓકાર અક્ષરથી ઉપર પ્રમાણે ધ્યાનની રીતિ જાણવી જોઇએ, એટલે ઓષ્ઠ બંધ કરી ઉદાનવાયુનો સંયમ કરી આદિ શક્તિ ઉમાનું ધ્યાન ધરવામાં આવે છે. મહામાયા આદિ શક્તિ ઉમા સૂક્ષ્મરૂપે સર્વના હૃદયમાં રહેલી છે. જેમકે કહ્યું છે કેઃ—

**या देवी सर्वभूतेषु, सूक्ष्मरूपेण तिष्ठति ।**
**नमस्तस्यै नमस्तस्यै, नमस्तस्यै नमोनमः ॥१॥**

અહીંઆં મહામાયા આદિ શક્તિ ઉમા જેવી રીતે પ્રસન્ન થઇને ધ્યાન ધરનાર માણસોને અણિમા સિદ્ધિ આપે છે, તેવી રીતે 'णमो' પદના ધ્યાનથી અણિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેથી 'णमो' પદમાં અણિમા સિદ્ધિ સન્નિવિષ્ટ છે, અથવા 'णमो' શબ્દની સિદ્ધિ આ પ્રકારે જાણવી જોઇએ કે 'न उमा' એવી સ્થિતિ છે, અહીંઆં नञ् અવ્યય નિષેધ અર્થનો વાચક નથી; પરંતુ 'अब्राह्मणमानय' ઇત્યાદિ પ્રયોગોની સમાન સમાનતા અર્થ વાચક છે, તેથી આ અર્થ થાય છે કે–ઉમાની માફક જે મહામાયા આદિશક્તિ છે તેનું ધ્યાન કરનાર મનુષ્ય ધ્યાન ધરીને અણિમા સિદ્ધિ પ્રાપ્ત કરે છે, આ વ્યવસ્થામાં 'उमा' શબ્દના ઉકારનો પ્રાકૃત શૈલીથી લોપ થઈ જાય છે, તથા આકારના સ્થાને '**स्वराणां स्वराः**' એ સૂત્રથી ઓકાર આદેશ થઈ જાય છે તથા પ્રથમ સ્થિત नकारના સ્થાનમાં '**नोणः सर्वत्र**' આ સૂત્રથી णકાર આદેશ થઈ જાય છે, એ રીતે 'णमो' શબ્દની સિદ્ધિ થઈ જાય છે. હવે તાત્પર્ય એ છે કે જેવી રીતે ઉમાની સમાન મહામાયારૂપ આદિ શક્તિનું ધ્યાન ધરીને ધ્યાન ધરનાર મનુષ્ય અણિમા સિદ્ધિ પ્રાપ્ત કરે છે, તેવી જ રીતે 'णमो'પદના ધ્યાનથી અણિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેથી 'णमो' પદમાં અણિમા સિદ્ધિ સન્નિવિષ્ટ છે.

---

**૧. रक्तो हृत्कंठतालुभ्रूमध्यमूर्ध्नि च संस्थितः । उदानो वश्यतां नेयो गत्वागतिनियोगतः ॥१८॥**
— યોગશાસ્ત્ર પ્રકાશ ૫ મો શ્લોક. ૧૮

અર્થાત્–ઉદાન વાયુનો રંગ લાલ છે, હૃદય, કંઠ, તાળવું, ભ્રકુટિના મધ્યભાગમાં અને મસ્તકમાં તેનું સ્થાન છે ગતિને અગતિના પ્રયોગથી તેને વશ કરવો.

'णमो' પદનો ણકાર અણિમા શબ્દની મધ્યમાં રહેલો છે તથા અંતમાં મકાર સમાન સંબંધવાળો છે, તેથી 'णमो' પદના જપ અને ધ્યાનથી અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. 'णमो' પદને પ્રથમ રાખવાનું કારણ પણ એ જ છે, અર્થાત્ ઉપાસનારૂપ ક્રિયા વાચક શબ્દને પ્રથમ તથા ઉપાસના કરવા યોગ્ય દેવ વાચક શબ્દનું પછી કથન કર્યું છે, અર્થાત્ 'अरिहंताणं णमो' ઇત્યાદિ પાઠ નહીં રાખતાં 'णमो अरिहंताणं ઇત્યાદિ પાઠ રાખ્યો છે અને તે જ કારણથી ણકાર અક્ષરનું અશુભપણું હોવા છતાં પણ તે જ્ઞાન વાચક હોવાથી મંગલ સ્વરૂપ છે તેથી પ્રથમ મંગલને માટે અક્ષરને સિદ્ધિ ગર્ભિત દેખાડવાને માટે 'णमो' પદને પહેલું સ્થાન આપવામાં આવ્યું છે.

અથવા 'ण, मा, उ,' આ અક્ષરોના સંયોગથી 'णमो' શબ્દ બને છે, તેથી આ અર્થ થાય છે કે ધ્યાન કરનાર મનુષ્ય ણકાર સ્થાન બ્રહ્માંડમાં, मा અર્થાત્ લક્ષ્મી ભગવતીની, उ અર્થાત્ અનુકંપાનું ધ્યાન ધરે છે તથા લક્ષ્મી ભગવતીનું રૂપ સૂક્ષ્મ છે, તેથી ઉક્ત ક્રિયા કરવાથી જે પ્રકારે તેણે અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, તેવી જ રીતે 'णमो' પદના ધ્યાનથી અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, તેથી 'णमो' પદમાં અણિમાસિદ્ધિ સન્નિવિષ્ટ છે.

વળી વિશેષ વાત એ છે કે 'णम्' એ પદમાં અધિક વિશેષતા–મહત્ત્વતા એ છે કે આ પદમાં સર્વ સિદ્ધિઓને આપવાની શક્તિ વિદ્યમાન છે, એને લખવાની રીતિના વિષયમાં કહેવામાં આવ્યું છે કેઃ—

कुण्डलीत्त्वगता रेखा, मध्यतस्तत ऊर्ध्वतः ।
वामादधोगता सैव, पुनरूर्ध्वं गता प्रिये ! ॥ १ ॥
ब्रह्मेशविष्णुरूपा सा, चतुर्वर्गफलप्रदा ।
ध्यानमस्य णकारस्य, प्रवक्ष्यामि च तच्छृणु ॥ २ ॥
द्विभुजां वरदां रम्यां, भक्ताभीष्टप्रदायिनीम् ।
राजीवलोचनां नित्यां, धर्मकामार्थमोक्षदाम् ॥ ३ ॥
एवं ध्यात्वा ब्रह्मरूपां, तन्मन्त्रं दशधा जपेत् ॥ ४ ॥
—इति वर्णोद्धारतन्त्रे ॥

ણકાર અક્ષરના મધ્યભાગમાં કુણ્ડલી રૂપ રેખા છે, તેની પાછળ તે ઉપરની તરફ ગએલી છે, ફરી તે જ ડાબી તરફથી નીચેની તરફ ગઈ છે અને હે પ્રિયે! ફરી તે જ ઉપર ગએલી છે–૧

તે (ત્રિવિધ રેખા) બ્રહ્મા, મહેશ અને વિષ્ણુ રૂપ છે, અને ચતુર્વર્ગ રૂપ ફલને (તે) દેવાવાળી છે, હવે હું એ ણકારના ધ્યાનને કહું છું, તું તે સાંભળ–૨

બે હાથવાળી, વરદાનને આપવાવાળી, સુંદર રૂપવાળી, ભક્તજનોને અભીષ્ટ ફળને આપવાવાળી, કમલના સમાન નેત્રોવાળી, તે બ્રહ્મરૂપાનું ધ્યાન કરીને તેને દશ પ્રકારે જપે-૩, ૪

એના સ્વરૂપના વિષયમાં કહેલું છે કે:—

णकारं परमेशानि, या स्वयं परकुण्डली।
पीत विद्युल्लताकारं, पञ्चदेवमयं सदा ॥ १ ॥
पञ्च प्राणमयं देवि, सदा त्रिगुणसंयुतम्।
आत्मादितत्त्वसंयुक्तं, महामोह प्रदायकम् ॥ २ ॥

—इति कामधेनुतन्त्रे ॥

હે પરમેશ્વરિ ! જે સ્વયં પર કુણ્ડલી છે તે ણકાર જાણો, તેનું સ્વરૂપ પીળા રંગની વીજળીના જેવું છે તથા તેનું સ્વરૂપ હમેશાં પંચદેવમય છે-૧

હે દેવિ ! તેનું સ્વરૂપ પાંચ પ્રાણમય છે, હમેશાં ત્રણ ગુણોએ કરીને સહિત (તે) રહે છે, તેમાં આત્મા આદિ તત્ત્વ સંયુક્ત રહે છે તથા તે મહામોહને આપવાવાલો છે.-૨

ઉક્ત ણકારના ચોવીસ નામ કહેલાં છે:—

णो निर्गुणं रतिर्ज्ञानं, जम्भनः पक्षिवाहनः
जया शम्भो नरकजित्, निष्फला योगिनीप्रियः ॥ १ ॥
द्विमुखं कोटवी श्रोत्रं, समृद्धिर्बोधनी मता।
त्रिनेत्रो मानुषीव्योम, दक्षपादांगुलेर्मुखः ॥ २ ॥
माधवः शङ्खिनीवीरो, नारायणश्च निर्णयः ॥ ३ ॥

—ઇતિ નાનાતન્ત્રશાસ્ત્રમ્

નિર્ગુણ, રતિ, જ્ઞાન, જમ્ભન, પક્ષિવાહન, જયા, શમ્ભુ, નરકજિત્, નિષ્ફલા, યોગિની-પ્રિય, દ્વિમુખ, કોટવી, શ્રોત્ર, સમૃદ્ધિ, બોધની, ત્રિનેત્ર, માનુષી, વ્યોમ, દક્ષના પગની આંગલીનું મુખ, માધવ, શંખિની, વીર, નારાયણ અને નિર્ણય-૧, ૨, ૩

હવે વિચાર કરવાનો વિષય એ છે કે-ણકારની આકૃતિને બ્રહ્મા, મહેશ અને વિષ્ણુ રૂપ કહેવામાં આવ્યાં છે, ચતુર્વર્ગ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) રૂપ ફલને આપવા-વાળી કહી છે, ણકારનું ધ્યાન તેની અધિષ્ઠાત્રી વરદા દ્વારાએ કરવાનું કહ્યું છે, ણકારનું સ્વરૂપ પીળી વિજળીના સમાન કહ્યું છે, જે વૃષ્ટિનું સૂચક છે. જેમ કહ્યું પણ છે કે:—

वाताय कपिला विद्युत्, आतपायातिलोहिनी।
पीता वर्षाय विज्ञेया, दुर्भिक्षाय सिता भवेत् ॥ १ ॥

અર્થાત્-કપિલ (ભુરા) વર્ણની વિજળી પવનના માટે છે, અતિ લાલ રંગની વિજળી

તાપના માટે છે, પીળા રંગની વિજળી વૃષ્ટિના માટે છે તથા સફેદ રંગની વિજળી દુકાળને માટે છે (તેમ જાણવું).

ભાવાર્થ એજ છે કે ણકારનું સ્વરૂપ વૃષ્ટિની સમાન સર્વ સુખદાયક છે, વળી ણ કારનું સ્વરૂપ પંચદેવમય કહેલું છે, પાંચ દેવ એ જ પાંચ પરમેષ્ટિ જાણવા જોઈએ. જેવી રીતે અહીંઆં ણ કારનો પાંચ પરમેષ્ટિઓની સાથે સંયોગ કરવામાં આવેલો છે, જેમ 'अरिहंताणं' 'सिद्धाणं' 'आयरियाणं' 'उवज्झायाणं' 'सव्वसाहूणं' અને કેવલ એ જ કારણથી સિદ્ધિઓનાં આઠે પદોમાં 'णम्' નો સંયોગ કરવામાં આવેલો છે, વળી ણકારને પાંચ-પ્રાણમય કહેવામાં આવેલ છે. કારણ કે યોગિ લોકો પાંચ પ્રાણોનો સંયમ કરીને સિદ્ધિને પ્રાપ્ત થાય છે, તેથી સ્પષ્ટભાવ એ છે કે જેવી રીતે ધ્યાન કરનાર મનુષ્ય બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ રૂપ ણકારના સ્વરૂપનું તેની અધિષ્ઠાત્રી દેવી **વરદા**નું ધ્યાન કરીને ચિંતન કરે છે તથા સિદ્ધિને પ્રાપ્ત કરે છે, જેવી રીતે શ્રીજૈનસિદ્ધાંતના અનુયાયી પંચ પરમેષ્ટિ રૂપ પાંચ દેવનું ધ્યાન ધરીને સિદ્ધિને પ્રાપ્ત કરે છે, જેવી રીતે તાંત્રિક લોકો તેના યોગિનીપ્રિય નામનું સ્મરણ કરીને યોગિનીની ઉપાસનાથી સિદ્ધિને પ્રાપ્ત કરે છે અને જેવી રીતે સાંખ્ય મતને માનવાવાળાઓ તેને જ્ઞાન સ્વરૂપ માનીને તથા નરકજિત્ માનીને નિર્ગુણરૂપમાં તેનું ધ્યાન કરીને સિદ્ધિને પ્રાપ્ત કરે છે, તેવી જ રીતે મનુષ્ય માત્ર સરલતાથી 'णमः પદના જપ અને ધ્યાનથી સર્વ સિદ્ધિઓને પ્રાપ્ત કરી શકે છે, તેથી 'णमो' પદમાં અણિમા સિદ્ધિ સન્નિવિષ્ટ છે, તથા આગળના સિદ્ધિને દેવાવાળા સાત પદોમાં પણ 'णम्' નો પ્રયોગ કરવામાં આવેલો છે.

પ્રશ્ન—'णमो अरिहन्ताणं' એ પદની જગ્યાએ જુદા જુદા ગ્રન્થોમાં ત્રણ પ્રકારના પાઠ મળી આવે છે. પહેલો 'णमो अरहन्ताणं' બીજો 'णमो अरिहन्ताणं' તથા ત્રીજો 'णमो अरुहन्ताणं' એવો પાઠ મળી આવે છે, તો એ ત્રણે પ્રકારના પાઠોનો અર્થ એક છે કે પાઠભેદથી તેઓના અર્થ પણ જુદા જુદા થાય છે?

ઉત્તર—નમસ્કાર કરવાને યોગ્ય અરિહંત એક જ હોવા છતાં પણ તે તે સંબંધી ગુણોની અપેક્ષાએ ઉક્ત ત્રણે પ્રકારના પાઠોના અર્થ પણ જુદા જુદા થાય છે.

પ્રથમ 'णमो अरहन्ताणं' એટલે. नमोऽर्हद्भ्यः પાઠ છે, જે અતિશય પૂજાને अर्हति એટલે યોગ્ય છે તેઓને अरहन्त કહીએ. અર્થાત્ સુરવર નિર્મિત અશોકાદિક આઠ મહાપ્રાતિહાર્યરૂપ[1]

૧ અશોકાદિક આઠ મહાપ્રાતિહાર્ય આ પ્રમાણે છે —
**अशोकवृक्षः सुरपुष्पवृष्टिर्दिव्यध्वनिश्चामरमासनञ्च ।**
**भामण्डल दुन्दुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणां ॥**
અશોકવૃક્ષ ૧, દેવોએ કરેલી પુષ્પની વૃષ્ટિ ૨, દિવ્ય ધ્વનિ ૩, ચામર ૪, આસન ૫, ભામંડલ ૬, દુન્દુભિ ૭, અને છત્ર ૮.

પૂજાને જે યોગ્ય છે, તેને अरहंत કહીએ. કહ્યું છે કેઃ—अरहंति वंदणनमंसणाइ, अरहंति पूअसक्कारं। सिद्धिगमणं च अरहा, अरहंता तेण वुच्चंति ॥ १ ॥ અર્થાત્—વંદના અને નમસ્કાર કરવાને યોગ્ય, પૂજા અને સત્કાર કરવાને યોગ્ય તથા સિદ્ધિ ગમનને યોગ્ય હોવાથી જિન ભગવાન્ अरहंत કહેવાય છે; તે અરહંતોને દ્રવ્ય ભાવપૂર્વક નમસ્કાર થાઓ.

અથવા 'अ' કહેતાં અવિદ્યમાન છે 'रह' કહેતાં એકાંત રૂપ દેશ તથા 'अंत' કહેતાં ગિરિગુફા આદિનો મધ્યભાગ, જેની દૃષ્ટિથી ગુપ્ત નથી અર્થાત્ જેઓ સમસ્ત ગુપ્તમાં ગુપ્ત વસ્તુઓના સમૂહને પણ જાણે છે, તેઓને अरहंत કહેવાય છે; તે અરહંતોને દ્રવ્ય અને ભાવપૂર્વક નમસ્કાર થાઓ.

અથવા 'अ' કહેતાં અવિદ્યમાન છે એટલે નથી 'रह' કહેતાં રથ (આદિ રૂપ પરિગ્રહ) તથા 'अन्त' કહેતાં વિનાશનું કારણ ( જરા આદિ અવસ્થા ) તે જેમને અવિદ્યમાન છે તેઓને अरहंत કહેવાય છે, તે અરહંતોને દ્રવ્ય અને ભાવપૂર્વક નમસ્કાર થાઓ.

અથવા 'अरहंताणं' એ પ્રાકૃત પદનું સંસ્કૃતમાં 'अर्हद्भ्यः' પણ થઈ શકે છે, એનો અર્થ એ થાય છે કે-પ્રકૃષ્ટ રાગાદિના હેતુભૂત એવા મનોજ્ઞ જે વિષય તેનો સંપર્ક હોવા છતાં પણ જેઓ પોતાના વીતરાગત્વ સ્વભાવને ત્યજતા નથી, તેઓ अरहंत કહેવાય છે; તે અરહંતોને ભાવપૂર્વક નમસ્કાર થાઓ. કહ્યું છે કેઃ—

थुइवंदणमरहंता, अमरिंद नरिंद पूयमरहंता।
सासयसुहमरहंता, अरहंता हुंतु मे सरणं ॥१॥

અર્થાત્—સ્તુતિ અને વંદનને યોગ્ય, ઈન્દ્રો અને નરેન્દ્રોની પૂજાને યોગ્ય, વળી, શાશ્વત સુખને યોગ્ય જે અરહંત છે, તે મને શરણુ થાઓ.

'णमो अरिहन्ताणं' એટલે नमोऽर्हद्भ्यः પાઠ છે 'अरि'—આઠ કર્મરૂપ શત્રુને 'हंताणं' કહેતાં હણનાર એવા શ્રીઅરિહંત ભગવાનને દ્રવ્ય અને ભાવપૂર્વક નમસ્કાર થાઓ. કહ્યું પણ છે કેઃ—

'अट्ठविहंपि अ कम्मं, अरिभूयं होइ सयलजीवाणं।
तं कम्ममरिहंता, अरिहंता तेण वुच्चंति ॥१॥

અર્થાત્—આઠ પ્રકારનાં જે કર્મ છે કે જે સર્વ જીવોને શત્રુ રૂપ છે, એવા કર્મ રૂપ શત્રુનો નાશ કરવાવાળા હોવાથી, તેઓ અરિહંત કહેવાય છે.

અથવા अरिहननात् અરિહંત એટલે સંસારરૂપી ગહન વનને વિષે અનેક દુઃખોને પમાડનાર એવા મોહાદિક શત્રુનો નાશ કરવાવાલા અરિહંત, તથા रजोहननात् અરિહંત એટલે સૂર્યમંડલને ઢાંકણુવાળા વાદળાંની સમાન આત્માના જ્ઞાનાદિ ગુણોને ઢાંકવાવાળા ચાર ઘાતિકર્મરૂપ રજ, તે રૂપ શત્રુનો નાશ કરવાવાલા અરિહંત, તથા પાંચે ઇન્દ્રિયોના ત્રેવીશ વિષય, ચાર કષાય, બાવીશ પરિષહ, આત્મોત્થિત અને પરકૃત એવી બે પ્રકારની

વેદના અને અનુલોમ તથા પ્રતિલોમ એવા બે પ્રકારના ઉપસર્ગ ઇત્યાદિ સર્વ પ્રકારના શત્રુઓના નાશ કરવાવાલા અરિહંત ભગવાનને દ્રવ્ય અને ભાવ પૂર્વક નમસ્કાર થાઓ.

તથા અરિહંત ભગવાનની સહાયથી મોક્ષરૂપ નગરની પ્રાપ્તિ થાય છે માટે સાર્થવાહ, અરિહંત ભગવાનની સહાયથી ભવ સમુદ્રનો પાર પમાય છે માટે નિર્યામક, તથા પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વ, એ ચાર પ્રકારના જીવોને માહણ માહણ એવો શબ્દ કહે, તેથી સર્વ જીવો પર કૃપાવાળા અને નિર્વાણરૂપ વન પ્રત્યે પહોંચાડવાવાળા હોવાથી મહાગોપ, એ ત્રણે ઉપમાઓ જેઓને વિષે યથાર્થ રીતે ઘટે છે, એવા શ્રીઅરિહંત ભગવાનને દ્રવ્ય અને ભાવપૂર્વક નમસ્કાર થાઓ.

ત્રીજો 'णमो अरुहंताणं' એટલે नमोऽरुहद्भ्यः પાઠ છે. अरुहद्भ्यः અહીં 'रूह्' બીજ તંતુ તે સંતાને એ ધાતુનું 'रूह्'પદ છે એટલે ક્ષીણકર્મબીજપણા થકી જેમને ફરી સંસાર મધ્યે 'रुहंत' કહેતાં ઉપજવું अ કહેતાં નથી એટલે अरुहंत કહીએ અર્થાત્ બીજનું વિસ્તાર પણું નથી. હવે કોઈ પણ ભવ થતો નથી માટે अरुहंत કહીએ. કહ્યું પણ છે કેઃ—

' दग्धे बीजे यथाऽत्यन्तं, प्रादुर्भवति नांकुरः ।
कर्मबीजे तथा दग्धे, न रोहति भवांकुरः ॥१॥

અર્થાત્—જેવી રીતે કોઈ બીજ ઘણું જ બળી ગએલું હોય તેને વાવ્યા છતાં પણ અંકુરા પ્રગટ ન થાય, તેવી રીતે કર્મરૂપ બીજ બળી જવાથી ભવરૂપ અંકુરો ઉત્પન્ન થતો નથી.

ઉપરના લક્ષણોવાળા ભગવાનને નમસ્કાર કરવાનું કારણ શું ? આ સંસારરૂપ મહા ભયંકર ગહન વનમાં ભ્રમણ કરીને દુઃખિત થએલા જીવોને અનુપમ આનંદરૂપ જે પરમપદ રૂપ મોક્ષ નગર, તેને પામવા માટે માર્ગ દેખાડનારા હોવાથી સર્વ જીવો પ્રત્યે પરમ ઉપકારવાળા હોવાથી તેઓને નમસ્કાર કરવો યોગ્ય છે, તેથી તેઓને અવશ્ય નમસ્કાર કરવો જોઇએ. શ્રીઅરિહંત ભગવાનનું ધ્યાન ચંદ્રમંડલના જેવા સફેદ વર્ણથી કરવું જોઇએ અર્થાત્ શ્રીઅરિહંત ભગવાનનો વર્ણ સફેદ છે.

પ્રશ્ન—'अरिहंताणं'પદમાં મહિમા સિદ્ધિ કેવી રીતે સમાએલી છે ?

ઉત્તર—'अरिहंताणं'પદમાં જે મહિમા સિદ્ધિ સમાએલી છે તેનાં કારણ આ છેઃ—

'अरिहंताणं'એ પ્રાકૃત પદનો સંસ્કૃત પર્યાય (એકાર્થ વાચક શબ્દ) 'अर्हताम्' છે, 'अर्ह पूजायाम्' અથવા 'अर्ह प्रशंसायाम्'એ ધાતુથી अर्हत् શબ્દ બને છે, તેથી જેઓ પૂજા અને પ્રશંસા કરવા યોગ્ય છે તેઓને अर्हत् કહે છે, પૂજા અને પ્રશંસાનો હેતુ મહત્ત્વ અર્થાત્ મહિમા છે, તાત્પર્ય એ છે કે મહિમાથી યુક્ત अर्हतोનું ધ્યાન કરવાથી મહિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

'अर्हत्' શબ્દની વ્યાખ્યામાં ઘણું કરીને બધાએ ટીકાકારોએ એવી વ્યાખ્યા કરી છે કે:—"જેઓ ઈન્દ્રાદિ દેવોથી નમસ્કાર કરાએલા અને આઠ મહાપ્રાતિહાર્યોથી યુક્ત હોવાને લીધે પૂજાને યોગ્ય છે તેઓને અર્હત્ અથવા જિન કહે છે" ભલા એવા મહત્ત્વથી યુક્ત અર્હતોનાં ધ્યાનથી महिमा સિદ્ધિની પ્રાપ્તિ કેમ ન થાય? તેથી માનવું જોઈએ કે 'अरिहंताणं'પદમાં મહિમા સિદ્ધિ સન્નિવિષ્ટ છે.

સિદ્ધિનો મધ્યાક્ષર हकार ઉક્ત પદની મધ્યમાં છે તેથી શબ્દ સામર્થ્યથી પણ 'अरिहंताणं'પદના ધ્યાનથી महिमा સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

'अरिहंताणं'એ પદનો સંસ્કૃત પર્યાય 'अरिहन्तृणाम्'પણ થાય છે, અર્થાત્ જેઓ ઈન્દ્રિયના વિષયોનો તથા કામાદિ શત્રુઓનો નાશ કરે છે તેઓને अरिहन्तृ (अरिहन्त) કહે છે. કામાદિ શત્રુઓનું દમન અથવા નાશ કરવો એ મહાત્માઓ તથા મહાનુભાવોનું કાર્ય છે, તેથી શ્રીઅરિહન્તરૂપી મહાનુભાવોનું ધ્યાન કરવાથી મહિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

'अरिहंताणं'એ પદમાં યોગીજનોની ક્રિયાની અનુસાર મહિમા સિદ્ધિ માટે આ ક્રિયાનો પ્રતિભાસ થાય છે કે યોગિજન'अ' અર્થાત્ કંઠસ્થાનમાં સ્થિત ઉદાન વાયુને 'र' અર્થાત્ બ્રહ્માણ્ડ સ્થાનમાં લઈ જાય છે, પછી 'इ' અર્થાત્ તાલુ પ્રદેશમાં તેનો સંયમ કરે છે, સાથે 'हं' અર્થાત્ અનુનયનો પ્રકાશ કરે છે, અને 'ताणं' અર્થાત્ દાંતોના મંડલને તથા ઓષ્ઠોને વિસ્તૃત રાખે છે. આ પ્રકારનો અભ્યાસ કરવાથી તે યોગિજનોને જે પ્રકારે મહિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, તે પ્રકારે 'अरिहंताणं'પદનું ધ્યાન તથા જપ અને સ્મરણ કરવાથી મહિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. આ બાબતમાં એ પણ જાણી લેવું જોઈએ કે અણિમા સિદ્ધિની પ્રાપ્તિને માટે ઉદાન વાયુના સંયમની સાથે યોગીજનોને ઓષ્ઠોને બંધ કરવા પડે છે, એનું કારણ એ છે કે ઓષ્ઠોને બંધ કરવાથી બહારનો પવન અંદર પ્રવેશ કરી શકતો તથી તથા પ્રાણાયામ પૂર્વક ઉદાન વાયુનો સંયમ થવાથી શ્વાસ ગતિ પણ રોકાઈ જવાથી નાસિકા દ્વારાએ પણ બહારનો પવન અંદર પ્રવેશી શકતો નથી, કિંતુ અંદરનો પવન પણ સંયમના પ્રભાવથી બળી જાય છે, એ પ્રમાણે થવાથી સૂક્ષ્મપણા મારફતે તેને અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, પરંતુ મહિમા સિદ્ધિમાં દાંતોના મંડલને તથા ઓષ્ઠોને ખુલ્લા રાખવા પડે છે, એ માટે સંયમ ક્રિયાની વિશેષતા દ્વારા અમિત પવનના પ્રવેશથી યોગી મહત્ત્વતાને ધારણ કરી શકે છે, વિજ્ઞાનને જાણવાવાળાઓ આ પ્રકારને સારી રીતે જાણે છે કે દરેક સેકંડે કેટલાએ હજાર મણ પવનનો ભાર અમારા શરીર પર પડે છે તે સઘળોએ ભાર સંયમ ક્રિયા વિશેષદ્વારા યોગીજન પોતાના શરીરમાં પ્રવિષ્ટ કરી લે છે તથા તેને મહિમાના રૂપમાં પરિણત કરી લે છે; હા. એમાં વિશેષતા એ છે કે યોગાભ્યાસી પુરુષ પોતાની શક્તિની મારફત પવનના જેટલા

ભાગને લેવાની ઇચ્છા હોય તેટલો જ લે છે, એટલે કે પોતે જેટલું મોટું રૂપ ધારણ કરવા ચાહે છે તેટલું જ કરી શકે છે.

શ્રી નવકાર મહામન્ત્રનું પહેલું પદ અને પહેલી સંપદાનું આ પ્રમાણે વિસ્તારથી વર્ણન જાણવું.

બીજા સિદ્ધપદનું વર્ણન આ પ્રમાણેઃ

'णमो सिद्धाणं'કહેતાં नमो सिद्धभ्यः એ પ્રમાણે સંસ્કૃત અર્થ થાય છે. અહીંઆં 'सित्'કહેતાં બદ્ધ એટલે ચિરકાલનો બાંધેલો એવો અષ્ટકર્મરૂપ કાષ્ટનો ભારો, તેને શુક્લધ્યાન રૂપી જાજ્વલ્યમાન અગ્નિએ કરી 'ध्मातं'ધમ્યો છે–બાળીને ભસ્મ કીધો છે જેણે તેઓને નિરુક્તિના વિધિ પ્રમાણે સિદ્ધ કહીએ.

અથવા–'षिधु गतौ'એ ધાતુથી 'सिद्ध' શબ્દ બને છે; તેથી અપુનરાવૃત્તિ એટલે જ્યાંથી પાછું ન અવાય એવી મોક્ષનગરી તરફ જેઓ ગયા છે તેઓને સિદ્ધ કહીએ.

અથવા–જેઓનું કોઈ પણ કાર્ય અપરિપૂર્ણ નથી રહ્યું તેઓને સિદ્ધ કહીએ.

અથવા–જેઓ શિક્ષા કરનાર શાસ્ત્રકથક થયા તેઓને સિદ્ધ કહીએ.

અથવા–શાસનને પ્રવર્ત્તાવનાર થઈને સિદ્ધરૂપ માંગલ્યપણાનો જેઓ અનુભવ કરે છે તેઓને સિદ્ધ કહીએ.

અથવા–જેઓ નિત્ય અપર્યવસિત અનંતસ્થિતિને પામ્યા છે તેઓને સિદ્ધ કહીએ.

અથવા–જેઓથી ભવ્યજીવોને ગુણસમૂહની પ્રાપ્તિ થાય છે તેઓને સિદ્ધ કહીએ. કહ્યું પણ છે કેઃ—

'ध्मातं सितं येन पुराण कर्म यो वा गतो निर्वृत्तिसौधमूर्ध्नि ।
ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थः यः सोऽस्तु सिद्धः कृतमङ्गलो मे ॥१॥

અર્થાત્–'જેઓએ [પ્રથમ] બંધાએલાં પ્રાચીન કર્મો બાળીને ભસ્મ કરી નાખ્યા છે, જેઓ મુક્તિરૂપ મહેલના શિરોભાગમાં બિરાજમાન થએલા છે, જેઓ શાસ્ત્રના કહેનાર અને અનુશાસન કર્તા છે તથા જેઓના સર્વ કાર્ય પરિપૂર્ણ થઈ ગએલા છે તેવા સિદ્ધ ભગવાન મારું મંગલ કરો.

ઉપરના લક્ષણોએ કરીને યુક્ત એવા ભગવાનને નમસ્કાર કરવાનો શું હેતુ છે?

અવિનાશી એવા અનંત ચતુષ્ક એટલે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અને અનંતવીર્ય રૂપ ગુણો જેઓને પ્રગટ થયા છે, તે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, વીર્યાદિક ગુણયુક્તપણે કરી સ્વવિષય પ્રમોદ પ્રકર્ષ ઉત્પાદને કરી આનંદ ઉત્પાદન કરવાને લીધે ભવ્ય જીવોને અત્યંત ઉપકારના હેતુભૂત છે માટે તેઓને નમસ્કાર કરવો ઉચિત છે. એવા સિદ્ધ ભગવાનનું ઉગતા સૂર્ય સમાન રક્તવર્ણથી ધ્યાન કરવું જોઈએ.

પ્રશ્ન—'सिद्धाणं' પદમાં ગરિમા સિદ્ધિ કેવી રીતે સમાએલી છે?

ઉત્તર—'सिद्धाणं' પદમાં જે ગરિમા સિદ્ધિ સમાએલી છે તેના કારણો આ પ્રમાણે છેઃ—

'सिद्धाणं' પદ આખુંએ ગુરૂ માત્રાઓથી બનેલું છે અને પોતાના સ્વરૂપથી જ ગુરૂભાવ એટલે ગરિમાનું સૂચક છે, તેથી એના ધ્યાનથી તથા જાપથી ગરિમા સિદ્ધિની પ્રપ્તિ થાય છે.

સિદ્ધિ પદ એટલે મોક્ષમાં ગએલા જીવો સિદ્ધ કહેવાય છે, સિદ્ધિ પદ બધાથી મોટું છે તેથી સિદ્ધિપદમાં સ્થિત મહાત્માઓના ધ્યાનથી ગરિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

'सिद्धा'પદ એ અર્થ સૂચવે છે કે—'सिद्धा' એ નામની સિદ્ધેશ્વરી યોગિનીનું ધ્યાન ઉપાસકો કરે છે તથા'णम्' ની બાબતમાં પહેલાં કહી ગયા છીએ કેઃ—'णम्'ના જાપ અને ધ્યાનથી પંચ પ્રાણોનો સંયમ થાય છે, તેથી તાત્પર્ય એ છે કે 'णम्' ના ધ્યાન અને જાપની સાથે 'सिद्धा' અર્થાત્ સિદ્ધેશ્વરીનું ધ્યાન કરી તેની કૃપાથી ઉપાસક લોકો ગરિમા સિદ્ધિને પ્રાપ્ત કરે છે (કારણ કે સિદ્ધેશ્વરી ગરિમા સિદ્ધિની અધિષ્ઠાત્રી તથા દેવાવાળી છે) જેમકે—'सिद्धा' એ નામ જ ગુરૂ-સ્વરૂપ હોવાથી ગરિમા સિદ્ધિનું દેવાપણું સિદ્ધ થાય છે, તેવી જ રીતે ધ્યાન કરનાર પુરુષ 'सिद्धाणं' એ પદનો જાપ અને ધ્યાન કરવાથી સહેજમાં ગરિમા પ્રાપ્ત કરી શકે છે.

'सिद्धाणं' એ પદમાં म ગણુ છે, (કારણ કે 'मस्त्रिगुरुः' આ કથનાનુસાર ત્રણ ગુરૂ-વર્ણોનો એક म ગણુ થાય છે), જો 'म गुरू' એ પદનું પરિવર્તન કરી નાખે તો પ્રાકૃતશૈલીથી ગરિમા શબ્દ બની જાય છે તથા 'सिद्धागं' પદ ગુરૂરૂપ 'म' એટલે म ગણુ છે, તેથી તેના ધ્યાનથી ગરિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. આ બાબતમાં એક શંકા થઈ શકે છે કે म ગણુ રૂપ એટલે ત્રણ ગુરૂમાત્રાઓથી યુક્ત તો 'लालाजी', 'रामूजी', 'कोडूजी', 'कालूजी' ઇત્યાદિ અનેક શબ્દ છે, તો પછી તેઓના જાપ અને ધ્યાનથી ગરિમા સિદ્ધિની પ્રાપ્તિ કેમ થતી નથી? આનો ઉત્તર એ છે કે—શબ્દ વિશેષમાં જે દૈવી શક્તિ સ્વભાવથી સન્નિવિષ્ટ હોય છે અને જેનો પહેલાનાં મહાત્માઓએ તેને અનુકૂલ વ્યવહાર કર્યો છે, તેને અનુ-સરીને તે શબ્દમાં તે શક્તિ માનવી જોઇએ, જૂઓ! કૂપ, સૂપ, યૂપ, ધૂપ, પૂપ, આદિ શબ્દોમાં શરૂઆતના એક જ અક્ષરમાં કેટલી શકિત છે કે જે તેના પરિવર્ત્તનથી ન તો તેનો તે અર્થ રહે છે અને ન તો તેમાં વાચ્યપદાર્થ પ્રકાશનની શકિત રહે છે, તે જ નિયમને અનુસરીને म ગણુ રૂપ જે 'सिद्धाणं'પદ છે, તેમાં જાપ આદિ દ્વારા ગરિમા સિદ્ધિ આપવાની શકિત છે; તે શકિત म ગણુ રૂપ બીજા શબ્દોમાં સંભવી શકતી નથી. કિંતુ 'सिद्धाणं' એ પદમાં 'सिद्धा' અને 'णं' એ બે પદોના સંયોગથી ગરિમા સિદ્ધિ આપવાની શકિત રહેલી છે, જે બીજા એવા જ પર્યાય વાચક શબ્દોનો સહયોગ કરવાથી પણ નથી સંભવી શકતી, દા. ત. જો આપણે 'सिद्धा' ના પર્યાયવાચક 'निष्पन्ना' અથવા

'सम्पन्ना' શબ્દને 'णं' શબ્દની સાથે જોડી દઈએ એટલે 'सिद्धाणं' ના બદલે તેના પર્યાયવાચક રૂપ 'निष्पन्नाणं' અથવા सम्पन्नाणं' શબ્દનો પ્રયોગ કરીએ, અથવા તો 'णम्'ના પર્યાય વાચક 'खलु' વગેરે શબ્દોને 'सिद्धा' પદની સાથે જોડી દઈએ તો પણ તેમાં તે શક્તિ કદાપિ હોઈ શકતીજ નથી, તેનું પ્રત્યક્ષ ઉદાહરણ જોઇ લો કે मृग અને पशु જો કે બંને શબ્દ પર્યાય વાચક છે, તો પણ 'पति' શબ્દની સાથે જોડી દેવાથી જુદા જુદા અર્થ બની જાય છે એટલે કે मृगपति શબ્દ સિંહનો તથા पशुपति શબ્દ મહાદેવનો દ્યોતક બની જાય છે, તેથી માનવું પડશે કે શબ્દ વિશેષમાં વાચ્ય વિશેષની જે સ્વભાવ સિદ્ધ દ્યોતક શક્તિ છે તે શક્તિ બહારની વિશેષતા આદિ દ્વારા કદાપિ મળતી આવતી નથી અથવા તાત્પર્યવાચક શબ્દ દ્વારાએ પણ સર્વથા મળતી આવતી નથી.

એ પણ કારણ હોઈ શકે છે કે સિદ્ધિ દાયક પદોમાં सिद्धाणं' એ પદ ત્રીજું છે, તેથી તે ત્રીજી ગરિમા સિદ્ધિ આપવાવાળું છે.

શ્રીનવકાર મહામન્ત્રનું બીજું પદ અને બીજી સંપદાનું વર્ણન વિસ્તારથી આ પ્રમાણે જાણવું.

ત્રીજા આચાર્યપદનું વર્ણન આ પ્રમાણે :—

'णमो आयरियाणं' કહેતાં नमः आचार्येभ्यः, 'आ' એટલે મર્યાદાએ 'चर्यते' એટલે સેવન કરીએ અર્થાત્ જિનશાસનના અર્થનો વિનયપૂર્વક ઉપદેશ કરે છે તેને આચાર્ય કહેવાય છે, તેને 'णमो' કહેતાં નમસ્કાર થાઓ. કહ્યું પણ છે કે:—

सुत्तत्थविउलक्खणजुत्तो गच्छस्स मेढिभूओ अ।
गणतत्ति विप्पमुक्को, अत्थं वाएइ आयरिओ ॥१॥'

અર્થાત્—સૂત્ર અને અર્થ એ બંનેને જાણનાર લક્ષણોથી યુક્ત તથા ગચ્છના નાયક સ્વરૂપ આચાર્ય ગચ્છની તપ્તિ (રાગદ્વેષની આકુલતા)થી રહિત થઇને અર્થની વાચના કરે છે.

અથવા જ્ઞાનાચારાદિ પાંચ પ્રકારનો આચાર, અથવા 'आ' એટલે મર્યાદાએ 'चार' એટલે વિહાર રૂપ આચારને પાલવામાં પોતે 'साधु' એટલે ભલા ચતુર છે તથા પ્રકર્ષે કરીને બીજાને તે આચાર પાલવાનો ઉપદેશ દેવાથી તથા ઉત્કૃષ્ટ પણે બીજા સાધુ પ્રમુખને તે આચાર બતલાવવાથી આચાર્ય કહીએ. કહ્યું પણ છે કે:—

'पंचविहं आयारं, आयरमाणा तहा पयासंता।
आयारं दंसंता, आयरिआ तेण वुच्चंति' ॥१॥

અર્થાત્—પાંચ પ્રકારના આચારનું પોતે સેવન કરનાર તથા તેનો ઉપદેશ કરનાર

અને બીજાને તેનું પડિલેહણાદિ દ્વારા આચરણ કરી બતાવનાર છે માટે તે આચાર્ય કહેવાય છે.

અથવા 'आ' એટલે 'ईषत्' કહેતાં અપરિપૂર્ણ જે 'चार' કહેતાં હેરિક એટલે શિષ્ય તે આચાર તે ચાર કલ્પ કહીએ, એટલે યુક્તાયુક્ત વિભાગ નિરૂપણ કરવામાં અનિપુણ એવા વિનયવંત શિષ્યને સત્ય ઉપદેશ દેનાર હોવાથી આચાર્ય કહેવાય છે.

પ્રશ્ન—ઉક્ત લક્ષણોથી યુક્ત એવા આચાર્યને નમસ્કાર કરવાનો શું હેતુ છે?

ઉત્તર—આચારનો ઉપદેશ કરવાથી જેઓને પરોપકારી પણું પ્રાપ્ત થયું છે તથા જેઓ ૩૬ છત્રીસ ગુણોએ કરીને સુશોભિત છે, યુગપ્રધાન છે, સર્વ જનોના મનને પ્રસન્ન કરવાવાળા છે, તથા સંસારી જીવોમાંથી ભવ્યજીવોને જિનવાણીનો ઉપદેશ આપી પ્રતિબોધ પમાડીને કોઈને સમકિતની પ્રાપ્તિ કરાવે છે, કોઇને દેશવિરતિની પ્રાપ્તિ કરાવે છે, કોઇને સર્વવિરતિની પ્રાપ્તિ કરાવે છે તથા કેટલાક જીવો તેઓનો ઉપદેશ સાંભળી ભદ્ર પરિણામી થાય છે, એવા ઉપકારના કરનાર, શાંતમુદ્રાના ધરનાર, ઉક્ત આચાર્ય ક્ષણમાત્ર પણ કષાયથી ગ્રસિત હોતા નથી, તેથી તેઓ અવશ્ય નમસ્કાર કરવા યોગ્ય છે.

વળી, તે આચાર્ય નિત્ય પ્રમાદ રહિત રહીને વિશુદ્ધ ધર્મનું કથન કરે છે, રાજકથા, સ્ત્રીકથા, દેશકથા, ભક્તકથા, સમ્યક્ત્વમાં શિથિલતા અને ચારિત્રમાં શિથિલતા ઉત્પન્ન કરવાવાળી એવી અનુચિત કથાઓનો ત્યાગ કરે છે. વળી, મલ તથા માયાથી દૂર છે તથા સારણા, વારણા, ચોયણા અને પડિચોયણાદિકે કરી દેશ અને કાલને અનુસરીને શિષ્યાદિકને પ્રવચનનો અભ્યાસ કરાવનારા છે, સાધુ જનોને ક્રિયાની ધારણા કરાવે છે, વળી, જેમ સૂર્યનો અસ્ત થયા પછી ઘરની અંદર ઘટ પટાદિક પદાર્થ ન દેખાય તથા દીવો સળગાવવાથી તે બધા પદાર્થો દેખવામાં આવે, તેમ જ કેવલજ્ઞાન રૂપી સૂર્ય સમાન શ્રીતીર્થંકર દેવ મુક્તિ ગયા પછી ત્રણ ભુવનના પદાર્થોને પ્રકાશિત કરવામાં દીપક સમાન એવા શ્રી આચાર્ય જ છે, તેથી તેઓને અવશ્ય નમસ્કાર કરવો જોઇએ. જે ભવ્યજીવ એવા આચાર્યોને નિરંતર નમસ્કાર કરે છે તે જીવને ધન્ય છે તથા તેમને નમસ્કાર કરવાવાળાના ભવનો જલ્દી અંત આવે છે. એવા આચાર્ય ભગવંતનું સુવર્ણવર્ણે ધ્યાન કરવું.

પ્રશ્ન—आयरियाणं' એ પદમાં લઘિમા સિદ્ધિ શી રીતે સમાએલી છે?

ઉત્તર—'आयरियाणं' પદમાં જે લઘિમા સિદ્ધિ સમાએલી છે તેનાં કારણો આ પ્રમાણે છેઃ—

'लघु' શબ્દને ભાવ અર્થમાં इमन् પ્રત્યય લગાડવાથી 'लघिमा' શબ્દ બને છે. પ્રકાશ હમેશાં સાથમાં રહેવા વાલાની સંમુખ થાય છે, તેથી અર્થાપત્તિથી लघिमा શબ્દમાં એ આશય ગર્ભિત છે કે, જેની મધ્યમાં બે લઘુ અક્ષર વિદ્યમાન હોય, એવું પદ 'आयरियाणं' છે, તેથી તેનો જાપ અને ધ્યાનથી લઘિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

પ્રથમ કહી ગયા છીએ કે જેઓ મર્યાદાપૂર્વક એટલે વિનયપૂર્વક જૈનશાસનના અર્થનો ઉપદેશ કરે છે, અથવા ઉપદેશ સાંભળવાવાળા જેઓનું સેવન કરે છે તેઓ આચાર્ય કહેવાય છે, અથવા જ્ઞાનાચાર આદિ પાંચ પ્રકારના આચારનું પાલન કરવામાં જેઓ અત્યંત કુશલ છે તથા બીજાઓને તેનું પાલન કરવાનો ઉપદેશ કરે છે તેઓ આચાર્ય કહેવાય છે, અથવા જેઓ મર્યાદાપૂર્વક વિહાર રૂપ આચારનું વિધિપૂર્વક પાલન કરે છે તથા બીજાઓને તેનું પાલન કરવાનો ઉપદેશ કરે છે તેઓ આચાર્ય કહેવાય છે, અથવા યોગ્યાયોગ્યના વિભાગનો નિશ્ચય કરવામાં અજાણ એવા શિષ્યજનોને સત્ય ઉપદેશ દેવાને લીધે આચાર્ય કહેવાય છે.

આચારનો ઉપદેશ દેવાને કારણે આચાર્યો પરોપકાર તત્પર હોય છે, યુગપ્રધાન કહેવાય છે, સર્વ મનુષ્યોના મનને પ્રસન્ન કરવાવાળા હોય છે, તેઓ સંસારમાં રહેલા જીવોમાંથી ભવ્યજીવોને જિનવાણીનો ઉપદેશ આપી તેઓને પ્રતિબોધ કરે છે, તેઓના ઉપદેશથી કોઇને સર્વવિરતિની પ્રાપ્તિ થાય છે, કોઇક જીવો તેઓનો ઉપદેશ સાંભળીને ભદ્ર પરિણામી થઈ જાય છે, તેઓ હમેશાં પ્રમાદ રહિત હોવાને લીધે અપ્રમત્ત ધર્મનું કથન કરે છે, તેઓ દેશ, કાલને ઉચિત જુદા જુદા ઉપાયોથી શિષ્ય વગેરેને પ્રવચનનો અભ્યાસ કરાવે છે, સાધુજનોને ક્રિયાની ધારણા કરાવે છે તથા કેવલજ્ઞાન રૂપી સૂર્ય સમાન શ્રીતીર્થંકર ભગવંતોના મુક્તિગમન પછી તેઓના કહેલા ત્રણે લોકમાં વર્તી રહેલા પદાર્થોનો પ્રકાશ આચાર્ય મહારાજ જ કરે છે.

આચાર્યોનો આ સ્વાભાવિક સ્વભાવ છે કે ઉપદેશાદિક મારફતે તેઓ કોઇને કેટલોએ સુયોગ્ય બનાવી દે તો પણ તેને પોતાનાથી નાનો સમજશે અને એ બરાબર પણ છે કારણ કે નાનો સમજ્યા વિના જ્ઞાનદાન, ઉપદેશ, આચાર તથા ક્રિયાનું પરિપાલન કરાવવું તથા અનેક ઉપાયોથી પ્રતિબોધ કરવો, ઇત્યાદિ કાર્ય નથી થઈ શકતા. તેથી લોકમાં રહેલા જીવ સમૂહની તરફ લાઘવ સ્વભાવથી જોનાર આચાર્યોના ધ્યાનથી લઘિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

ચરકઋષિએ આચાર્યના સંબંધમાં લખ્યું છે કેઃ—

**'पर्यवदातश्रुतं परिंदृष्टकर्माणं दक्षशुचिं जितहस्तमुपकरणवन्तं सर्वेन्द्रियोपपन्नं प्रकृतिज्ञं प्रतिपत्तिज्ञमनुपस्कृतविद्यमनसूयकमकोपनं क्लेशक्षमं शिष्यवत्सलमध्यापकं ज्ञान-दानसमर्थमित्येव गुणो ह्याचार्यः सुक्षेत्रमार्तवोमेघ ईव शस्यगुणैः सुशिष्यमाशु वैद्यगुणैः सम्पादयति, तमुपसृत्यारिराधयिपुरुपचरेदग्निवच्च देववच्च राजवच्च पितृवच्च भर्तृव-च्चाप्रमत्तस्तत्प्रसादात् कृत्स्नं शास्त्रमधिगम्य शास्त्रस्य दृढतायामभिधानसौष्ठवस्यार्थस्य विज्ञाने वचनशक्तौ च भूयः पयतेत सम्यक् ॥ १ ॥ "**

અર્થાત્—વિશુદ્ધ, શાસ્ત્રના જ્ઞાનવાળા, સારા કાર્યનો વિચાર કરનાર, દક્ષ, કુશલ,

પવિત્ર, જિતહસ્ત, સર્વ સામગ્રીએ કરીને સહિત, સર્વ ઇન્દ્રિઓથી યુક્ત અને સર્વની પ્રકૃતિઓને જાણનાર, સિદ્ધાન્ત અથવા સિદ્ધિને જાણવાવાળા, ઉપસ્કારથી રહિત વિદ્યાવાળા, અસૂયા નહીં કરવાવાળા, ક્રોધરહિત, ક્લેશ સહન કરવાને સમર્થ, શિષ્યો તરફ વાત્સલ્યતાને ધરનાર, શિષ્યોને અધ્યાપન કરાવનાર તથા જ્ઞાનદાન આપવામાં સમર્થ, એ પ્રકારના ગુણોથી યુક્ત આચાર્ય સારા શિષ્યને તુરત જ વૈદ્યકના ગુણોથી એવી રીતે સમ્પન્ન કરી દે છે કે જેવી રીતે વર્ષાઋતુનો મેઘ સારા ક્ષેત્રને ધાન્યના ગુણોથી સમ્પન્ન કરી દે છે. તે માટે શિષ્યની ફરજ છે કે આરાધના કરવાની ઇચ્છાથી આચાર્યની પાસે જઇને પ્રમાદ રહિત થઇને અગ્નિની સમાન, દેવની સમાન, રાજાની સમાન, પિતાની સમાન અને સ્વામીની સમાન તેઓને જાણીને તેઓની સેવા કરે, તથા તેઓની કૃપાથી સર્વ શાસ્ત્રોને જાણીને શાસ્ત્રની દૃઢતાને માટે વિશુદ્ધ સંજ્ઞાથી વિશિષ્ટ અર્થ જાણવા માટે તથા વચનશક્તિને માટે ફરી પણ સારી રીતે પ્રયત્ન કરતા રહેવું જોઇએ.

હવે આ કથનમાં એ સમજવું જોઇએ કે ચરકઋષિએ આચાર્યના જે ગુણો કહ્યા છે, તે ગુણોથી યુક્ત મહાનુભાવોની પાસે સંસાર લઘુ છે, એટલે ઉક્ત ગુણ વિશિષ્ટ આચાર્યોથી સમસ્ત સંસાર શિક્ષા લેવા યોગ્ય છે તથા સંસાર એવા મહાત્માઓને પોતાના ગુરુ માનીને તથા પોતાને લઘુ માનીને શિક્ષા લઈ જ રહ્યો છે. આની આગળ ઉક્ત ઋષિએ આચાર્યોના કર્તવ્ય બતલાવ્યાં છે, તેની પછી આચાર્યના સંબંધમાં શિષ્યનું એ કર્તવ્ય બતલાવ્યું છે કે—"શિષ્ય આરાધનાની ઇચ્છાથી આચાર્યની પાસે જાય અને પ્રમાદ રહિત થઇને તેઓની અગ્નિ, દેવ, રાજા, પિતા અને સ્વામીની માફક સેવા કરે." હવે વિચારવાનું અહીંઆં એ છે કે આચાર્યની અગ્નિ, દેવ, રાજા, પિતા અને સ્વામીની સમાન સેવા બતાવીને તેઓનું કેટલું ગૌરવભર્યું સ્થાન બતાવ્યું છે, વિચારો કે જે આચાર્ય અગ્નિ, દેવ, રાજા, પિતા અને સ્વામીની બરાબર છે, તેઓનાથી મોટા અર્થાત્ તેઓના ગુરુ શું કોઈ હોઈ શકે છે? નહીં; આખો સંસાર તેમની આગળ લઘુ છે. આ બાબતમાં કદાચ કોઈ આ પ્રમાણે શંકા કરે કે:—"ઠીક–આચાર્ય સર્વના ગુરુ છે અને તેઓની અપેક્ષાએ શિષ્ય લઘુ છે, પરંતુ જ્યારે શિષ્ય આચાર્યની સઘળી વિદ્યાઓ ગ્રહણ કરી લે ત્યારે તો તે તેઓની સમાન થઈ જ જશે, પછી તેને લઘુ કેવી રીતે કહી શકો છો." આનો ઉત્તર ચરકઋષિએ પોતાના કથનમાં પોતે જ આપેલો છે કે—"આચાર્યની કૃપાથી સર્વ શાસ્ત્રોને જાણીને શાસ્ત્રની દૃઢતાને માટે વિશુદ્ધ સંજ્ઞાથી વિશિષ્ટ અર્થને જાણવાને માટે તથા વચન શક્તિના માટે ફરી પણ સારી રીતે પ્રયત્ન કરતા રહેવું." આ કથનનું તાત્પર્ય એ જ છે કે શિષ્ય આચાર્ય પાસેથી તેઓની સઘળી વિદ્યાઓ જાણી લઇને પણ તેઓની બરાબરી કરી શકતો નથી, અર્થાત્ તેઓની અપેક્ષાએ લઘુ જ છે; કારણ કે પોતાને લઘુ માનવાથી જ તે આચાર્યના આશ્રય રૂપ પોતાના કર્તવ્યનું પાલન

કરી શકે છે, તેથી ઉક્ત કથનથી સિદ્ધ થાય છે કે આચાર્ય સમસ્ત જગત્‌ના ગુરુ એટલે શિક્ષા દેવાવાળા છે અને તેઓની પાસેથી સમસ્ત જગત્ લઘુ એટલે શિક્ષા લેવા યોગ્ય છે, કારણ કે આચાર્યોનું શિક્ષાદાનપણું પોતાને ગુરુ માનવાથી તથા જગતનું શિક્ષાગ્રહણપણું પોતાને લઘુ માનવાથી જ સંભવી શકે છે, તાત્પર્ય એ છે કે આવા આચાર્યોના સંબંધમાં સર્વે મનુષ્યોએ પોતાનામાં લઘુભાવ જાણવો જોઈએ તથા લઘુભાવને જ હૃદયમાં રાખીને તેઓનું આરાધન અગર સેવન કરવું જોઈએ, તેથી સ્પષ્ટ છે કે–'आयरियाणं' એ પદના જાપ અને ધ્યાનથી લઘિમા સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

શ્રીનવકાર મહામન્ત્રનું ત્રીજું પદ અને ત્રીજી સંપદાનું વર્ણન વિસ્તારથી આ પ્રમાણે જાણવું.

ચોથા ઉપાધ્યાયપદનું વર્ણન આ પ્રમાણે :—

'णमो उवज्झायाणं' કહેતાં नमः उपाध्यायेभ्यः, 'उप' કહેતાં સમીપ રહેલા તથા આવેલા એવા જે સાધુ પ્રમુખ તેઓ પ્રત્યે જે 'अज्झाय' કહેતાં અધ્યાય એટલે સિદ્ધાંતનું અધ્યયન કરાવે, તથા જેઓની પાસે આવી अधीयते કહેતાં ભણાય છે તેઓને ઉપાધ્યાય કહેવાય છે, તેઓને 'णमो' કહેતાં નમસ્કાર થાઓ.

અથવા "उप–समीपे सूत्रतो जिनप्रवचनमधीयते प्रकर्षतया ज्ञायते स्मर्यते वा शिष्य जनैर्यैभ्यस्ते उपाध्यायाः" इति व्युत्पत्तेः। " અર્થાત્ જેઓની પાસે જવાથી જિન પ્રવચનના સૂત્રોના અર્થને ભણાય અથવા સ્મરણ કરાય છે તેઓને ઉપાધ્યાય કહીએ. કહ્યું પણ છે કેઃ—

"**बारसङ्गो जिणक्खाओ, सज्झाओ कहिओ बुहेहिं ।**
**तं उवइसन्ति जम्हा, उवज्झाया तेण वुच्चन्ति ॥१॥**"

અર્થાત્—જિનેશ્વરોએ ભાખેલી દ્વાદશાંગીને બુદ્ધિમાન્ સ્વાધ્યાય કહે છે, તેઓ જે કારણે દ્વાદશાંગીનો ઉપદેશ આપે છે, તે કારણ માટે તેઓને ઉપાધ્યાય કહીએ.

અથવા—"**उत्ति उवओग करणे, जत्ति जाणस्स होइ निद्देसे ।**
**एएण हुंति उज्झा, एसो अन्नोवि पज्जाओ ॥१॥**"

અર્થાત્—उકાર જે છે, તે ઉપયોગ કરવાને અર્થે છે, તેથી उ કહેતાં उव થયો અને उव પછી જજ્જો છે, તે जકાર વર્ણથી ધ્યાનનો નિર્દેશ કહ્યો છે. એમ उ અને ज એ બે અક્ષરથી उवज्झाय પદ થાય છે. આ પર્યાયાર્થ છે. વળી પર્યાય ફેર નામ આ પ્રમાણે છેઃ—

"**उत्ति उवओग करणे, पत्ति अ पावपरिवज्जणे होइ ।**
**झत्ति अ जाणस्स कए, उत्ति अ ओसक्कणा कम्मे ॥**"

અર્થાત્—उ જે છે તે ઉપયોગને માટે છે અને, प છે તે પાપને સમસ્ત પ્રકારે વર્જવાને માટે છે, અને ज છે તે ધ્યાન કરવાને માટે છે. વળી ओ વર્ણ તે કર્મથકી છુટવાને માટે છે. એ રીતે ચાર અક્ષર મલીને उपाज्झाओ થાય છે, તે પણ પર્યાયાંતરે ઉપાધ્યાયનું જ નામ જાણવું.

અથવા उपाधान એટલે ઉપાધિ અથવા सन्निधि તે પાસે રહેવું, તે ઉપાધિને વિષે આય એટલે લાભ છે શ્રુતનો જેઓ થકી અથવા ઉપાધિ એટલે વિશેષણાદિકના પ્રસ્તાવક થકી શોભન ઉપાધિનો આય એટલે લાભ છે જેઓથી તેઓને ઉપાધ્યાય કહીએ. એટલે જેઓની પાસે રહેવાથી શ્રુતનો લાભ થાય છે તેઓને ઉપાધ્યાય કહીએ, જેઓની દ્વારાએ ઉપાધિ એટલે પદવીની પ્રાપ્તિ થાય છે તેઓને ઉપાધ્યાય કહીએ.

અથવા "उपाधेरिष्टफलस्य आयस्य प्राप्तेः हेतुत्त्वं येपुविद्यते ते उपाध्यायाः"। અર્થાત્ જેઓમાં સ્વભાવથી જ ઇષ્ટફલની પ્રાપ્તિનું કારણપણું રહેલું છે તેઓને ઉપાધ્યાય કહીએ.

અથવા "उपहन्ते आधेर्मानस्या व्यथाया आयः प्राप्तिर्यैस्ते उपाध्यायाः"। અર્થાત્—આધિ જે મનની પીડા તેનો લાભ, અધિ એટલે દુર્બુદ્ધિ તેનો લાભ, તથા દુર્ધ્યાનની પ્રાપ્તિનો જેઓની દ્વારા નાશ થાય છે તેઓને ઉપાધ્યાય કહીએ. એવા ઉપાધ્યાયનું મરકત મણિની માફક નીલવર્ણે ધ્યાન કરવું જોઇએ.

પ્રશ્ન—"उवज्झायाणं" એ પદમાં પ્રાપ્તિ સિદ્ધિ કેવી રીતે સમાએલી છે?

ઉત્તર—"उवज्झायाणं" પદમાં જે પ્રાપ્તિ સિદ્ધિ સમાએલી છે તેના કારણો આ પ્રમાણે છે:—

ઉપાધ્યાય પદનો અર્થ પ્રથમ લખી ગયા છીએ કે:—"જેઓની પાસે રહીને તથા આવીને શિષ્યો અધ્યયન કરે છે તેઓને ઉપાધ્યાય કહે છે, અથવા પાસે રહેલા અથવા આવેલા એવા સાધુ લોકોને સિદ્ધાન્તનું અધ્યયન કરાવે છે તેઓને ઉપાધ્યાય કહે છે, અથવા જેઓની પાસે નિવાસ કરવાથી શ્રતનો લાભ થાય છે તેઓને ઉપાધ્યાય કહે છે, અને જેઓની દ્વારા ઉપાધિ એટલે શુભ વિશેષણાદિ પદવીની પ્રાપ્તિ થાય છે તેઓને ઉપાધ્યાય કહે છે" ઉક્ત શબ્દાર્થથી તાત્પર્ય એ નીકળે છે કે આરાધના રૂપી સામીપ્ય કરણથી "उवज्झायाणं" એ પદ દ્વારા પ્રાપ્તિ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

ઉપાધ્યાય પદનો પદચ્છેદ આ પ્રકારે છે:—'उप', अधि, आय' આ ત્રણ શબ્દોમાંથી 'उप' અને 'अधि' એ બંને અવ્યય છે તથા મુખ્ય પદ 'आय' છે અને તેનો અર્થ પ્રાપ્તિ થાય છે, તેથી ઉક્ત શબ્દનો આશય એ છે કે 'उप' એટલે સામીપ્યકરણ વગેરે દ્વારા 'अधि' એટલે અંતઃકરણમાં ધ્યાન કરવાથી જેની દ્વારા 'आय' એટલે પ્રાપ્તિ થાય છે તેઓને ઉપાધ્યાય કહે છે, તેથી શબ્દાર્થ દ્વારા જ સિદ્ધ થાય છે કે 'उवज्झायाणं' એ પદના જાપ અને ધ્યાનથી પ્રાપ્તિ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

શ્રી નવકાર મહામન્ત્રનું ચોથું પદ અને ચોથી સંપદાનું વર્ણન વિસ્તારથી આ પ્રમાણે જાણવું.

પાંચમા સાધુ પદનું વર્ણન આ પ્રમાણેઃ—

'णमोलोए सव्वसाहूणं' એટલે नमो लोके सर्वसाधुभ्यः । અર્થાત્—અઢીદ્વીપ પ્રમાણ લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

'ज्ञानादिशक्त्या मोक्षं साधयन्तीति साधवः ।' અર્થાત્—જેઓ જ્ઞાનાદિ શક્તિ દ્વારા મોક્ષનું સાધન કરે છે તેઓને સાધુ કહે છે. તથા જેઓ સર્વ પ્રાણી માત્રને વિષે સમપણું ધ્યાવે, તેને નિરૂક્તિ ન્યાયે કરીને સાધુ કહીએ, કહ્યું પણ છે કેઃ—

' निव्वाण साहए जोए, जम्हा साहन्ति साहुणो ।
समाय सव्वभूएसु, तम्हा ते भाव साहुणो ॥१॥ "

અર્થાત્—સાધુ લોકો મોક્ષને સાધવાના જે યોગ તેને જાણીને તેની સાધના કરતા હોવાથી તથા જગતના સમસ્ત પ્રાણીઓ તરફ સમભાવ પણું ધરતા હોય છે તે કારણ માટે તેઓ ભાવસાધુ કહેવાય છે.

અથવા જેઓ સંયમના સત્તર ભેદોને ધારણ કરે છે તેઓને સાધુ કહેવાય છે. કહ્યું પણ છે કેઃ—

" विसवसुहनियत्ताणं, विसुद्धचारित्तनियमजुत्ताणं ।
तच्चगुणसाहयाणं, साहणकिच्चुज्जुयाण नमो ॥ "

અર્થાત્—જેઓ વિષયના સુખોથી નિવૃત્ત છે, વિશુદ્ધ ચારિત્રના નિયમોએ કરીને યુક્ત છે, યથાર્થ સાધુના ગુણોના સાધક છે તથા મોક્ષ સાધનને માટે ઉદ્યુક્ત છે તે સાધુઓને નમસ્કાર થાઓ. વળી કહ્યું પણ છે કેઃ—

" किं पिच्छसि साहूणं, तवं व नियमं व संयमगुणं वा ।
तो वंदसि साहूणं, एअं मे पुच्छिओ साह ॥१॥ "

અર્થાત્—અરે પ્રાણી! સાધુ તે પોતાના ગુણે કરીને જ સાધુ હોય, તે માટે તું સાધુના સામું શું જુએ છે? તું શું તપશ્ચર્યાનો ગુણ દેખે છે? અથવા નિયમ દેખે છે? અથવા શું સંયમનો ગુણ દેખે છે? તે ગુણ દેખીને ત્યાર પછી શું સાધુને વાંદીશ? એ હું તને પૂછું, તેનો ઉત્તર આપ.

એનો શિષ્ય ઉત્તર આપે છે—

" असहाइसहायत्तं, करेंति मे संजमं करंतस्स ।
एएणं कारणेणं, णमामि हं सव्वसाहूणं ॥१॥ "

સહાય વિનાના અને સંયમનું આચરણુ કરતા મને સહાય કરે છે, માટે સર્વ સાધુઓને હું વાંદું છું.

જેવી રીતે ભમરો સુગંધી ફૂલ પર બેસીને તેનો પરાગ લઇને બીજે ફૂલે જાય, એમ અનેક ફૂલો પર ભમી ભમીને પોતાના આત્માને સંતુષ્ટ કરે છે, પરંતુ તે ફૂલને જરાએ હાનિ પહોંચાડતો નથી, તેવી જ રીતે સાધુ પણ અનેક ઘર ભમી ભમીને બેંતાલીશ દોષ રહિત શુદ્ધ આહાર વહોરી લાવી પોતાના પિંડનું–શરીરનું પોષણુ કરે છે, પાંચે ઇન્દ્રિયોને વશમાં રાખે છે, પાંચે ઇન્દ્રિયોના વિષયોને જીતે છે. પોતે ષટ્કાય જીવની રક્ષા કરે છે અને ઉપદેશ આપી બીજાઓ દ્વારા કરાવે છે, વળી, સત્તર ભેદ સહિત સંયમની આરાધના કરે છે, સર્વ જીવ પ્રત્યે દયાના પરિણામ રાખે છે, અઢાર હજાર શીલાંગ રથના ધોરી, અચલ અને અડગ ચારિત્રના પાલનાર, એવા મુનિવરોને જયણાપૂર્વક વાંદીને પોતાના આત્માને પવિત્ર કરવો જોઇએ. વળી, તેઓ નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિના ધરનાર, બાર પ્રકારના તપ કરવામાં શૂરવીર, આત્માર્થી, વળી, આરંભ સમારંભના આદેશ તથા ઉપદેશથી પર, જેઓને લોકોને ભેગા કરવાની વૃત્તિ નથી, અને વંદન તથા પૂજનની ઇચ્છાથી પર છે એવા સાધુઓનું દર્શન તો જો મહદ્દૂપુણ્યનો ઉદય હોય તો જ પમાય છે. અને તેથી એવા સાધુઓને નમસ્કાર અવશ્ય કરવો જોઇએ. આવા સાધુ મહાત્માઓનું ધ્યાન આષાઢ મહિનાના મેઘ સમાન શ્યામવર્ણથી કરવું જોઇએ.

પ્રશ્ન—'णमो लोए सव्वसाहूणं' એ પાંચમા પદમાં 'लोए' એ પદના કથનથી શું ભાવ નીકળે છે ?

ઉત્તર—'लोए' એ પદના કથનનું પ્રયોજન નીચે મુજબ છે:

(૧) અઢીદ્વીપમાં જ મનુષ્યની ઉત્પત્તિ હોવાથી સાધુઓનું નિવાસસ્થાન અઢી દ્વીપપ્રમાણ લોક પ્રદેશમાં જ છે.

(૨) 'लोए' એ પદ મધ્ય મંગલના માટે છે; કારણ કે 'लोकृ दर्शने' એ ધાતુથી 'लोक' શબ્દ બને છે. તથા બધાએ દર્શનાર્થક ધાતુ જ્ઞાનાર્થક માનવામાં આવે છે અને જ્ઞાન મંગલ સ્વરૂપ છે, તેથી મધ્યમાં મંગલ કરવાને માટે આ પદમાં 'लोए' પદ રાખવામાં આવ્યું છે.

(૩) ત્રીજું કારણુ એ પણુ છે કે 'सव्वसाहूणं' એ પદમાં પ્રાકામ્ય સિદ્ધિ સન્નિવિષ્ટ છે (જેનું વર્ણન આગળ કરવામાં આવેલું છે), કારણુ કે સાધુજન ઇચ્છા રહિત હોય છે, તેઓના સંબંધમાં 'लोए' પદ એ વાતને સૂચિત કરે છે કે તે સાધુજનોને જે ઇચ્છા ઉત્પન્ન પણુ થાય છે તે જ્ઞાન સહચારિણી જ હોય છે એટલે રજોગુણુ અને તમોગુણની વાસનાથી રહિત સાત્વિકી ઇચ્છા હોય છે અને તેની આરાધના દ્વારા જે કોઈ સાધક

પ્રાકામ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે તેની કામના પણ રજોગુણ અને તમોગુણથી રહિત સાત્ત્વિકી જ હોય છે.

પ્રશ્ન—'णमो लोए सव्वसाहूणं' એ પાંચમા 'सव्व' એટલે 'सर्व' શબ્દનો પ્રયોગ કેમ કરવામાં આવેલો છે, જો સર્વ શબ્દનો પ્રયોગ કદાચ ન કર્યો હોત તો પણ 'साहूणं' એ બહુવચનાન્ત શબ્દ છે તેનાથી સર્વ અર્થ સમજી શકાય અને તેથી જ પહેલાનાં ચાર પદોમાં સર્વ શબ્દનો પ્રયોગ નહીં કરવામાં આવ્યો હોય ?

ઉત્તર—ઉક્ત પાંચમા પદમાં 'सव्वसाहूणं' એ પદમાં જે સાધુ શબ્દની સાથે સર્વ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે તેનાં આ કારણો છેઃ—

(૧) સર્વ શબ્દ એ વાતને પ્રકટ કરે છે કે સાધુજન સર્વકાર્ય સમર્થક હોય છે અને તેથી જ આ પદમાં પ્રાકામ્ય સિદ્ધિ સન્નિવિષ્ટ છે.

(૨) અપ્રમત્તાદિક, પુલાકાદિક, જિનકલ્પિક, પ્રતિમાકલ્પિક, યથાલન્દકલ્પિક, પરિહાર-વિશુદ્ધિ કલ્પિક, સ્થવિર કલ્પિક, સ્થિત કલ્પિક, સ્થિતાસ્થિત કલ્પિક તથા કલ્પાતીત વગેરે ભેદો વાળા, પ્રત્યેકબુદ્ધ, સ્વયંબુદ્ધ અને બુદ્ધબોધિતરૂપ ભેદો વાળા, તથા ભારત આદિ ભેદો વાળા તથા સુષમ દુષમાદિક વિશેષિત સર્વ સાધુઓનું સ્પષ્ટરીતે ગ્રહણ થઈ જાય તે માટે સર્વ શબ્દને આ પદમાં ગ્રહણ કરવામાં આવ્યો છે.

(૩) 'सव्वसाहूणं' આ પ્રાકૃત પદનો અનુવાદ 'सर्वसाधूनाम्' પણ થઈ શકે છે, જેનો અર્થ એ છે કે સાધુજન सार्व્વ એટલે સર્વ જીવોનું હિત કરવા વાળા છે, અથવા 'सर्वैर्नयैर्विशिष्टत्त्वात्सर्वोऽर्हद्धर्मः तत्र भवाः सार्वाः'। એટલે સર્વ નયોથી વિશિષ્ટ એવા આર્હત્ ધર્મનો સ્વીકાર કરેલા એવા જે સાધુઓ તેઓને નમસ્કાર થાઓ.

(૪) 'सव्वसाहूणं' એ પ્રાકૃત પદનો સંસ્કૃતાનુવાદ 'श्रव्यसाधूनाम्' પણ થઈ શકે છે, તેનો અર્થ એ થશે કે–શ્રવ્ય એટલે શ્રવણ કરવાને યોગ્ય જે વાક્ય છે તેના વિષયમાં જે સાધુ છે તેઓને શ્રવ્ય સાધુ કહે છે.

(૫) અથવા 'सव्वसाहूणं' નો સંસ્કૃતાનુવાદ 'सव्यसाधूनाम्' પણ થાય છે, તેનો અર્થ એ છે કે–सव्य એટલે અનુકૂલ કાર્યના વિષયમાં જેઓ સાધુ અર્થાત્ નિપુણ છે.

(૬) આ પદમાં 'लोक' શબ્દથી અઢીદ્વીપમાં રહેતા એવા સર્વ મનુષ્યોનું ગ્રહણ થાય છે, કે જે નવસો યોજન પ્રમાણ ઉંચાઈમાં છે અને એકહજાર યોજન પ્રમાણ નીચાઈમાં છે, કિંતુ કોઈક લબ્ધિવાળા સાધુજનો મેરૂ ચૂલિકા સુધી પણ તપસ્યા કરતા માલુમ પડી આવે છે, એ પ્રકારે લોકમાં જ્યાં જ્યાં જે જે સાધુઓ હોય તે સર્વેને નમસ્કાર થાઓ એ શબ્દનું તાત્પર્ય છે.

પ્રશ્ન—'सव्वसाहूणं' એ પદમાં પ્રાકામ્ય સિદ્ધિ શી રીતે સમાએલી છે ?

ઉત્તર—'सव्वसाहूणं' એ પદમાં જે પ્રાકામ્ય સિદ્ધિ સમાએલી છે તેના કારણો આ છેઃ—

(૧) પહેલાં કહી ગયા છીએ કે:-"જ્ઞાનાદિ રૂપ શક્તિ દ્વારાએ જેઓ મોક્ષની સાધના કરે તેઓને સાધુ કહે છે, જેઓ સર્વ પ્રાણીઓ પર સમાનભાવ ધારણ કરે છે અથવા જેઓ ચોરાશી લાખ જીવયોનિમાં ઉત્પન્ન થએલા સમસ્ત જીવો તરફ સમભાવ ધારણ કરે છે તેઓને સાધુ કહે છે, અથવા જેઓ સંયમના સત્તર ભેદોને ધારણ કરે છે અને અસહાયકોને તપસ્યા આદિમાં સહાયતા આપે છે તેઓને સાધુ કહે છે અથવા જેઓ સંયમ પાળવાવાળા જનોને સહાયતા કરે છે તેઓને સાધુ કહે છે.'

મોક્ષમાર્ગમાં સહાયક હોવાને લીધે તેઓ પરોપકારી હોય છે; તેઓ પાંચ ઇંદ્રિયોને પોતાના કાબુમાં રાખીને તેના વિષયોમાં પ્રવૃત્તિ નથી કરતા, ષટ્કાય જીવોની પોતે રક્ષા કરે છે અને બીજાઓ પાસે કરાવે છે, વિશિષ્ટ સત્તર ભેદે સંયમનું આરાધન કરી સમસ્ત જીવો પર દયાના પરિણામ રાખે છે, અઢાર હજાર શીલાંગ રથના ધોરી હોય છે અને અડગ આચારનું પરિપાલન કરે છે, નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિનું પાલન કરે છે, બાર પ્રકારની તપસ્યામાં પોતાની શક્તિને ફોરવે છે, આત્માના કલ્યાણનું હરહમેશ ધ્યાન રાખે છે. આરંભ સમારંભના આદેશ તથા ઉપદેશથી અલગ રહે છે, મનુષ્યોનો સમાગમ, વંદન અને પૂજન વગેરેની ભાવનાથી સદા દૂર રહેવાવાળા હોય છે, તાત્પર્ય એ છે કે તેઓને કોઇપણ જાતની કામના હોતી નથી અર્થાત્ તેઓ સર્વથા પૂર્ણેચ્છાવાળા હોય છે, તેથી પૂર્ણ કામ હોવાના કારણે તેઓનું ધ્યાન કરવાથી ધ્યાન કરનારને પણ પૂર્ણ કામતા અર્થાત્ પ્રાકામ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

(૨) 'साध्नोति स्व पर कार्याणि साधयति इति साधुः।' એટલે જેઓ બીજાના કાર્યોને સિદ્ધ કરે છે તેઓનું નામ સાધુ છે, સાધુ શબ્દનો આ અર્થ જ એ વાતને પ્રકટ કરે છે કે સાધુજન બીજાઓની કામના તથા તે સંબંધી કાર્યોને પૂર્ણ કરે છે; તેથી માનવું જોઈએ કે 'सव्वसाहूणं' એ પદના ધ્યાનથી પ્રાકામ્ય સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૩) **શ્રીહેમચન્દ્રાચાર્ય** મહારાજે સાધુ અને મુનિ શબ્દને એકાર્થ વાચક કહેલ છે, તે મુનિ અગર સાધુનું લક્ષણ લૌકિક શાસ્ત્રો મધ્યે **પદ્મપુરાણમાં** જે લખેલું છે તેનો ટુંકાણમાં એ આશય છે કે 'જે કાંઈ મલી આવે તેમાં સંતોષ માનનાર, સમાન ચિત્તવાળો, ઈંદ્રિયોને જીતવાવાળો, ભગવાનના ચરણોનો આશ્રય રાખવાવાળો, કોઈની પણ નિંદા નહીં કરવાવાળો, જ્ઞાની, કોઈની પ્રત્યે પણ વૈરભાવ નહિ રાખવાવાળો, દયાવાન્, શાંતિવાળો, પાખંડ તથા અહંકારથી રહિત તથા કોઈપણ જાતની ઈચ્છાથી રહિત જે વીતરાગ (રાગથી રહિત) મુનિ છે તે આ સંસારમાં સાધુ કહેવાય છે, લોભ, મોહ, મદ, ક્રોધ અને કામાદિથી રહિત, સુખી, ભગવાનના ચરણોનો આશ્રય લેવાવાળો, સહનશીલ તથા સર્વેને સમાન

નજરે જોવાવાળો જે પુરુષ છે તેને સાધુ કહે છે, સમાન ચિત્તવાળો, પવિત્ર, સર્વ પ્રાણિયો પ્રત્યે દયા રાખવાવાળો, તથા વિવેકી જે મુનિ છે તે જ ઉત્તમ સાધુ છે, સ્ત્રી, પુરુષ અને સંપત્તિ વગેરે વિષયોમાં જેનું મન અને ઇન્દ્રિઓ ચલાયમાન નથી થતી, જે પોતાના ચિત્તને હમેશાં સ્થિર રાખે છે, શાસ્ત્રના પઠન પાઠનમાં જેની પૂર્ણ ભક્તિ છે, તથા જે નિરંતર ભગવાનના ધ્યાનમાં તત્પર રહે છે તે જ ઉત્તમ સાધુ છે.' વગેરે સાધુઓના લક્ષણોથી વાંચક! જાની ચૂકયા હશે કે તે રાગથી રહિત, સર્વ ઇચ્છાઓથી પરિપૂર્ણ તથા બીજાઓની ઇચ્છાઓને પૂર્ણ કરવાવાળા હોય છે, તેથી માનવું જોઈએ કે એતદ્ગુણ વિશિષ્ટ સાધુઓના ધ્યાનથી પ્રાકામ્ય સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૪) ગરૂડપુરાણમાં પણ કહ્યું છે કેઃ—

'न प्रहृष्यति सम्माने, नावमानेन कुप्यति ।
न क्रुद्धः परुषं ब्रूया-देतत् साधोस्तु लक्षणम् ॥ १ ॥'

અર્થાત્—જેઓ સન્માન કરવાથી પ્રસન્ન થતા નથી તથા અપમાન કરવાથી ગુસ્સે થતા નથી તથા ગુસ્સે થઈને કદી પણ કઠોર વચન બોલતા નથી, એ જ સાધુ પુરુષનાં લક્ષણ છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે માન અથવા અપમાનમાં જેઓને હર્ષ અગર ક્રોધ થતો નથી એટલે કે જેઓની ઇચ્છા માત્રનો નાશ થયો છે તેઓને સાધુ કહે છે. ભલા! એવા સાધુ પુરુષની આરાધના કરવાથી પ્રાકામ્ય સિદ્ધિ કેમ ન પ્રાપ્ત થાય?

(૫) વન્હિપુરાણમાં સાધુના સ્વભાવના વિષયમાં કહ્યું છે કેઃ—

'त्यक्तात्मसुखभोगेच्छाः, सर्वसत्त्वसुखैषिणः ।
भवन्ति परदुःखेन, साधवो नित्यदुःखिताः ॥ १ ॥'
परदुःखातुरा नित्यं, स्वसुखानि महान्त्यपि ।
नापेक्षन्ते महात्मानः, सर्वभूतहिते रताः ॥ २ ॥
परार्थमुद्यताः सन्तः, सन्त. किं किं न कुर्व्वते ।
तादृगप्यम्बुधेर्वारि, जलदैस्तत्प्रपीयते ॥ ३ ॥
एक एव सतां मार्गो, यदङ्गीकृतपालनम् ।
दहन्तमकरोत् क्रोडे, पावकं यदपाम्पति ॥ ४ ॥
आत्मानं पीडयित्वाऽपि, साधुः सुखयते परम् ।
ह्लादयन्नाश्रितान् वृक्षो, दुःखञ्च सहते स्वयम् ॥ ५ ॥

અર્થાત્—જેઓએ પોતાના સુખભોગ અને ઇચ્છાનો પરિત્યાગ કરેલો છે તથા સર્વ પ્રાણી માત્રના સુખના જેઓ અભિલાષી હોય છે; એવા સાધુ પુરુષ બીજાના દુઃખથી સદા દુઃખી રહે છે એટલે બીજાના દુઃખોને દેખી શકતા નથી.–૧

હમેશાં બીજાના દુઃખોથી વ્યાકુલ રહે છે અને પોતાના મહાન સુખોની પણ જેઓ અભિલાષા નથી કરતા તથા સર્વ પ્રાણીઓના હિતમાં જેઓ તત્પર રહે છે, તેઓ જ મહાત્મા છે.–૨

સાધુજન બીજાઓના કાર્ય માટે ઉદ્યત થઈને શું શું નથી કરતા, જુઓ! વરસાદ સમુદ્રમાંથી ખારૂં પાણી પણ બીજાઓને ઉપકારના માટે પી લે છે.–૩

સાધુ પુરુષોનો અંગીકૃત કરેલા માર્ગનું પાલન કરવું એ જ માર્ગ છે, જુઓ! સંમુદ્રે પ્રજ્વલિત (વડવાનલ) અગ્નિને પોતાની ગોદમાં ધારણ કરી રાખેલો છે.–૪

સાધુ પુરુષો પોતાની જાતે પીડા પામીને પણ બીજાને સુખી કરે છે, જુઓ! વૃક્ષ પોતે દુઃખ વેઠીને પણ બીજાને આનંદ આપે છે.–૫

સાધુ પુરુષોનો આ સ્વભાવ હોવાથી તેઓની આરાધનાથી પ્રાકામ્ય સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૬) આચારનું યથાર્થ વિજ્ઞાન અને પરિપાલન કરતા હોવાને લીધે સાધુને આચાર રૂપ માનવામાં આવ્યા છે, અને તેથી જે પ્રકારે આચારના પરિપાલનથી ધર્મની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે સાધુની આરાધનાથી ધર્મની પ્રાપ્તિ થાય છે. તથા ધર્મ સર્વ કામનાઓને પૂર્ણ કરવાવાળો છે તે જગત્પ્રસિદ્ધ બીના છે, તેથી સાધુની આરાધનાથી પ્રાકામ્ય નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**વિષ્ણુપુરાણ**માં 'साधु' એ પદના ઉચ્ચારણ માત્રથી સર્વ કામનાઓની સિદ્ધિ પ્રાપ્ત થાય છે એવો ઉલ્લેખ કરેલો છે, તેથી માનવું પડશે કે 'सव्वसाहूणं'એ પદના ધ્યાન અને જાપથી પ્રાકામ્ય સિદ્ધિની પ્રાપ્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે.

(૮) 'सव्वसाहूणं'એ પદમાંનો 'सव्व'શબ્દ વિશેષે કરીને દ્યોતક છે કે–આ પદના ધ્યાનથી સર્વ કામનાઓની સિદ્ધિ થાય છે, કારણ કે–सर्वान् (कामान्) साधयन्ति इति सर्वसाधवस्तेभ्यः' એટલે સર્વ કામો [ઈચ્છાઓ] ને જે પૂર્ણ કરે છે તેઓને સાધુ કહે છે.

શ્રી નવકાર મહામન્ત્રનું પાંચમું પદ અને પાંચમી સંપદાનું વિસ્તારથી વર્ણન આ પ્રમાણે જાણવું.

પ્રશ્ન—આ પાંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવો તે સંક્ષેપથી કરવો કે વિસ્તારથી કરવો? તેમાં જો સંક્ષેપથી નમસ્કાર કરવો એમ કહેશો તો સિદ્ધ અને સાધુઓ પ્રત્યે જ નમસ્કાર કરવો યુક્ત છે. કારણ કે એ બંનેને નમસ્કાર કરવાથી અરિહંત, આચાર્ય અને ઉપાધ્યાયનું પણ ગ્રહણ થઈ જાય છે, કારણ કે અરિહંત, વગેરે જે ત્રણ છે તે પણ સાધુપણું છોડતા

નથી અને જો તમે કહેશો કે વિસ્તારથી નમસ્કાર કરવો તો ઋષભાદિ ચોવીશ તીર્થંકરોને વ્યક્તિ સમુચ્ચારણ પૂર્વક એટલે જૂદું જૂદું નામ લઈને નમસ્કાર કરવો જોઇએ.

ઉત્તર—અરિહંતને નમસ્કાર કરવાથી જે ફલની પ્રાપ્તિ થાય છે તે ફલની પ્રાપ્તિ સાધુને નમસ્કાર કરવાથી થતી નથી, જેમકે રાજાને નમસ્કાર કરવાથી જે ફલની પ્રાપ્તિ થાય છે તે મનુષ્યમાત્રને નમસ્કાર કરવાથી થતી નથી, તે માટે વિશેષતાને લઇને પ્રથમ અરિહંતને નમસ્કાર કરવો યોગ્ય છે.

પ્રશ્ન—ન્યાયની વાત તો એ છે કે જે સર્વથી મુખ્ય હોય, તેનું નામ પ્રથમ ગ્રહણ કરવું જોઈએ; તો અહીંઆં પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરતાં પ્રથમ શ્રીઅરિહંતને નમસ્કાર કીધો, પરંતુ ન્યાયની રીતે તો અહીંયાં પંચ પરમેષ્ઠીમાં સર્વથા કૃતકૃત્ય પણે કરીને સિદ્ધનું પ્રધાન પણું છે; અર્થાત્ પાંચેમાં સિદ્ધ મુખ્ય છે; તેથી પ્રથમ સિદ્ધને નમસ્કાર કરીને પછી અનુક્રમે અરિહંતાદિકને નમસ્કાર કરવો યુક્ત છે.

ઉત્તર—આપણે સિદ્ધને પણ શ્રીઅરિહંતના ઉપદેશથી જ જાણીએ છીએ, વળી, જુઓ! અરિહંત જ તીર્થની પ્રવર્ત્તના કરે છે અને ઉપદેશ આપીને ઘણા જીવો પર ઉપકાર કરે છે, એટલું જ નહીં, પરંતુ સિદ્ધ પણ શ્રીઅરિહંતના ઉપદેશથી જ ચારિત્ર અંગીકાર કરીને કર્મ રહિત થઈ સિદ્ધપણું પામે છે, માટે શ્રીઅરિહંતને જ પ્રથમ નમસ્કાર કરવો યોગ્ય છે.

પ્રશ્ન—જો એમ ઉપકારીપણું ચિંતવી નમસ્કાર કરીએ તો આચાર્યાદિકને પ્રથમ નમસ્કાર કરવો યુક્ત થશે. કારણ કે કોઈ વખતે તેઓથી પણ અરિહંતાદિકનું જાણ પણું થાય છે, માટે આચાર્યાદિક પણ મોટા ઉપકારી છે તેથી તેઓને પ્રથમ નમસ્કાર કરવો યુક્ત છે.

ઉત્તર—આચાર્યને ઉપદેશ આપવાનું સામર્થ્ય અરિહંતના ઉપદેશથી જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ આચાર્યાદિ સ્વતંત્રતાથી ઉપદેશ ગ્રહણ કરી અર્થજ્ઞાપનનું સામર્થ્ય પ્રાપ્ત કરી શકતા નથી, તાત્પર્ય એ છે કે અરિહંત જ મુખ્યત્વે કરીને સર્વ પદાર્થનું જ્ઞાન કરાવવાવાળા છે, તેથી પ્રથમ નમસ્કાર કરવો તેઓને જ યોગ્ય છે. વળી, આચાર્યાદિકોને પ્રથમ નમસ્કાર કરી પછી શ્રીઅરિહંતને નમસ્કાર કરવો યોગ્ય નથી. કહ્યું પણ છે કેઃ—

**'पुव्वाणुपुव्वि न कमो, नेव व पच्छाणुपुव्वि एस भवे।**
**सिद्धाईआ पढमा, बीआए साहुणो आइ ॥ १ ॥**
**अरहन्ता उवएसेणं, सिद्धाणं जन्ति तेण अरिहाइ।**
**णवि कोवि परिसाए, पणमित्ता पणमई रन्नोत्ति ॥ २ ॥'**

ઉપર જે પ્રશ્નોત્તરો જણાવી ગયા તેનો સંબંધ આ ગાથાઓ સાથે છે. વળી, લોકોમાં પણ પર્ષદાને પ્રણામ કરીને પછી રાજાને કોઈ પ્રણામ કરતું નથી, તો અહીંઆં આચાર્યાદિક

તો પર્ષદા રૂપ છે અને શ્રીઅરિહંત તે રાજારૂપ છે માટે પ્રથમ શ્રીઅરિહંતને નમસ્કાર કર્યા પછી આચાર્યાદિકને કરવો યુક્ત છે.

પ્રશ્ન–છઠ્ઠા પદથી લઈને નવમા પદ સુધીમાં એમ કહેવામાં આવ્યું છે કે–'एसो पंचनमुक्कारो' એટલે એ પાંચેને કરેલો નમસ્કાર, 'सव्वपावप्पाणासणो' સર્વ પાપનો નાશ કરનાર છે તથા 'मङ्गलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं' સર્વ મંગલોને વિષે પહેલું મંગલ છે. આ વિષયમાં પ્રશ્ન એ છે કે મંગલ કોને કહે છે અને મંગલ કેટલા પ્રકારના હોય છે તથા એ પાંચને કરેલો નમસ્કાર પથમ મંગલ શી રીતે છે?

ઉત્તર—મંગલ શબ્દની વ્યુત્પત્તિ એ છે કે—मङ्गति हितार्थे सर्पति, मङ्गति दूरं दुष्टमनेन अस्माद्वेति मङ्गलम्' અર્થાત્ જે સર્વ પ્રાણીઓના હિતને માટે દોડે છે તેને મંગલ કહે છે; અથવા જેની મારફતે દુર્દૈવ, દુર્ભાગ્ય દૂર ભાગી જાય છે તેને મંગલ કહે છે. તાત્પર્ય એ છે કે જેનાથી હિત અને અભીષ્ટ પદાર્થની પ્રાપ્તિ થાય છે તેનું નામ મંગલ છે.

મંગલ બે પ્રકારના છે–એક દ્રવ્ય મંગલ એટલે લૌકિક મંગલ, તથા બીજું ભાવમંગલ એટલે લોકોત્તર મંગલ જાણવું. તેમાં દહીં, અક્ષત, કેસર, ચંદન અને ધરો વગેરે લૌકિક મંગલ છે, તે મંગલ અનેકાંતિક તથા અનાત્યંતિક જાણવું, એટલે સર્વદા તથા સર્વદા મંગલરૂપ નહીં રહેવાવાળું જાણવું અને તે પણ નામ મંગલ, સ્થાપના મંગલ અને દ્રવ્ય મંગલરૂપ છે અને એ ત્રણ મંગલથી વાંછિતાર્થની સિદ્ધિ થતી નથી, પરંતુ તેનાથી વિપરીત એકાંત મંગલ તથા આત્યંતિક મંગલ એટલે સર્વથા અને સર્વદા મંગલરૂપ રહેવાવાળું તે ભાવમંગલ જાણવું; એ મંગલ વિશેષે કરીને ઇચ્છિતાર્થ સિદ્ધિને આપનાર છે, તેથી દ્રવ્ય-મંગલની અપેક્ષાએ ભાવમંગલ પૂજનીય તથા ઉત્તમ છે. તે ભાવમંગલ જપ, તપ તથા નિયમ વગેરે ભેદોથી અનેક પ્રકારનું છે; તેમાં પણ આ પંચ પરમેષ્ઠી નમસ્કારરૂપ મંગલ સર્વથી ઉત્તમ છે. તેથી એ વિશેષે કરીને ગ્રહણ કરવું, એનાથી મોક્ષ સુખની પ્રાપ્તિ થાય છે, કારણ કે જે પરમેષ્ઠીઓને નમસ્કાર કરવામાં આવે છે તેઓ લોકોત્તમ તથા શરણાગત વત્સલ છે. કહ્યું પણ છે કેઃ–'अरिहन्ता मंगलं, सिद्धा मंगलं, साहु मंगलं. केवलि पण्णत्तो धम्मो मंगलं'। અર્થાત્ અરિહંત મંગલરૂપ છે, સિદ્ધ મંગલરૂપ છે, સાધુ મંગલરૂપ છે તથા કેવળી ભગવંતે પ્રરૂપેલો ધર્મ મંગલરૂપ છે.

પ્રશ્ન–'પરમેષ્ઠી નમસ્કાર મહાસ્તોત્ર'ના કર્તા શ્રી **જિનકીર્તિ**સૂરિએ સ્વોપજ્ઞવૃત્તિના પ્રારંભમાં આ મહામંત્રને અડસઠ અક્ષરવાળો કહેલો છે, તો એના અડસઠ અક્ષર કેવી રીતે જાણવા જોઇએ તથા આ મહામન્ત્ર અડસઠ અક્ષરોવાળો હોવાનું શું કારણ છે?

ઉત્તર–આ નવકાર મન્ત્રમાં નવ પદ છે, તેમાંથી શરૂઆતના પાંચ પદ કે જેનું વિસ્તૃત વર્ણન આપણે કરી ગયા છીએ તે જ મૂલમન્ત્ર સ્વરૂપ છે, તેમાં વ્યંજનો સહિત

હ્રસ્વ અને દીર્ઘ વર્ણોની ગણતરી કરવાથી પાંત્રીસ અક્ષરો થાય છે તથા પાછળના જે ચાર પદ છે જેનું વિસ્તૃત વર્ણન હવે પછી કરવામાં આવનાર છે તે ચૂલિકાના છે, તેમાં મૂલ મન્ત્રના પ્રભાવનું વર્ણન કરવામાં આવેલું છે, તે ચારે પદોમાં વ્યંજનો સહિત હ્રસ્વ અને દીર્ઘ અક્ષરોની ગણતરી કરવાથી તેત્રીસ અક્ષરો થાય છે, આ બંને સંખ્યાઓને ભેગી કરવાથી કુલ અડસઠ અક્ષર થાય છે, તેથી આ મહામન્ત્રને અડસઠ અક્ષરોથી વિશિષ્ટ કહેલ છે.

આ મહામન્ત્રમાં અડસઠ અક્ષરોની સ્થાપના કરવાનું પ્રયોજન એ છે કે એમાં પાંચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરવામાં આવેલો છે તથા એમાં નવ પદ છે, જેના ભંગોની ક્રિયા (પ્રક્રિયા) જુદી જુદી છે, તેથી આ મહામન્ત્રને નવકારમન્ત્ર કહે છે, પાંચને નવથી ગુણવાથી પીસ્તાલીસ થાય છે; એને દોઢા કરવાથી સાડા સડસઠ થાય છે; એમાં અડધો ઉમેરવાથી અડસઠ થાય છે, હવે એનું તાત્પર્ય એ છે કે જેઓ નવપદોની પ્રક્રિયાથી પાંચ પરમેષ્ઠિઓનું ધ્યાન કરે છે, અર્થાત્ એ પ્રકારથી પીસતાલીસ સંખ્યાને જેઓ પ્રાપ્ત કરે છે, તેઓનો હિસાબ કિતાબ સંસારથી દોઢો (નિઃશેષ) થઇ જાય છે અર્થાત્ આ રીતે તેઓ સાડાસડસઠ સંખ્યાને પ્રાપ્ત કરે છે; સંસારથી લેખાના દોઢા થઈ ગયા પછી તેઓને માટે સંસારમાં માત્ર અડધી ક્ષણ જ રહે છે, તે અર્ધક્ષણ વીત્યા પછી (અર્થાત્ અડધાનું જોડાણ થવાથી) તે અડસઠ થઇ જાય છે અર્થાત્ સિદ્ધિ સ્થાનને પામે છે.

પ્રશ્ન—કેટલાક લોકો 'हवइ मंगलं'ના સ્થાનમાં 'होइ मंगलं' પાઠ માનીને ચૂલિકા સંબંધીના પાછળના ચાર પદોમાં બત્રીશ જ અક્ષરો માને છે, શું તે બરાબર નથી?

ઉત્તર—'हवइ'ના સ્થાનમાં 'होइ' શબ્દ બોલવાથી જો કે અર્થમાં તો કોઈ પણ જાતનો ફરક પડતો નથી, પરંતુ 'होइ' શબ્દ બોલવાથી ચાર પદોમાં બત્રીશ અક્ષરોનું હોવું દૂષણરૂપ છે, કારણકે મૂલમન્ત્રના ૩૫ તથા પછીના ચાર પદોમાં 'हवइ' બોલતાં તેત્રીશ અક્ષરોનું જોડાણ કરવાથી જ ૬૮ અક્ષર થાય છે, પહેલાં જણાવી ગયા છીએ તે પ્રમાણે જેનું હોવું આવશ્યક છે. જુઓ!

**શ્રીમહાનિશીથ** સૂત્રમાં કહ્યું છે કે:—

**"तहेव इक्कारस पयपरिच्छिन्नति आलावगतित्तीसअक्खरपरिमाणं, एसो पंच णमुक्कारो सव्वपावप्पणासणो मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं चूलम्।"**

અર્થાત્—પરમેષ્ઠી નમસ્કારરૂપ મૂલમન્ત્ર અગિયાર પદો યુક્ત છે એટલે શરૂઆતના પાંચ પદ રૂપ મૂલમન્ત્રમાં કુલ અગિયાર પદ છે, તેનો પ્રભાવ બતાવનારા પાછલા ચાર પદોના અક્ષરોનું પરિમાણ તેત્રીશ છે. તે આ પ્રમાણે 'एसो पंच णमुक्कारो, सव्वपावप्पणासणो, मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं' એવું ચૂલિકામાં કથન છે. **પ્રવચનસારોદ્ધારની** ૭૯ ગાથામાં કહ્યું છે કે:—

'पंच परमिट्ठि मंते, पए पए सत्त संपया कमसो ।
पज्जंत सत्तरक्खर, परिमाणा अट्ठमी भणिया * ॥७१॥

જો કે 'हवइ मंगलं' ના સ્થાને होइ मंगलं એવો પાઠ બોલવાથી અર્થ વિભેદ કાંઈ નથી, તથાપિ 'हवइ मंगलं' પાઠ જ બોલવો કે જેથી ચાર પદોમાં ૩૩ અક્ષર થઈ જાય. કારણ કે **નમસ્કારાવલિ** ગ્રન્થમાં કહ્યું છે કેઃ—" કોઇ કાર્ય વિશેષ ઉપસ્થિત થાય ત્યારે જે વખતે ચૂલિકાના ચાર પદોનું જ ધ્યાન કરવાનું હોય તે વખતે બત્રીશ પાંખડી કમલની રચના કરી એકેકો અક્ષર એકેક પાંખડીમાં સ્થાપન કરવો અને તેત્રીશમો અક્ષર મધ્ય કર્ણિકામાં સ્થાપન કરીને ધ્યાન કરવું જોઇએ." તેથી જો 'होइ मंगलं' એવો પાઠ માનવામાં આવે તો ચારે પદોમાં ૩૨ જ અક્ષર થાય અને તે બત્રીસ અક્ષરથી બત્રીસ પાંખડીઓ પૂરાય અને મધ્યમ કર્ણિકા ખાલી રહી જાય, તેથી 'हवइ मंगलं' એવો પાઠ માનીને પાછળના ચાર પદોમાં તેત્રીશ જ અક્ષર માનવા જોઈએ.

પંચપરમેષ્ઠીને નમસ્કાર કરીને તેઓના એકસોને આઠ ગુણરૂપ મન્ત્રનો જાપ કરીએ તે ૧૦૮ ગુણ આ પ્રમાણે છેઃ—

वारस गुण अरिहंता, सिद्धा अट्ठेव सूरि छत्तीसं ।
उवज्झाया पणवीसं, साहू सगवीस अट्ठसयम् ॥१॥

અર્થાત્—અરિહંતના બાર ગુણ છે, સિદ્ધના આઠ ગુણ છે, આચાર્યના છત્રીશ ગુણ છે, ઉપાધ્યાયના પચીશ ગુણ છે અને સાધુના સત્તાવીશ ગુણ છે, આ સર્વ મળીને પંચ પરમેષ્ઠીના ૧૦૮ ગુણ છે અને તેથી જ નવકારવાળીના મણકા પણ ૧૦૮ હોય છે.

પંચપરમેષ્ઠીના ગુણો દર્શાવતું ચૈત્યવંદનઃ—

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમી જે ભાવે ।
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે ॥૧॥
આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય ।
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં સુખ થાય ॥૨॥
અષ્ટોત્તર સય ગુણ મલીએ, એમ સમરો નવકાર ।
**ધીરવિમલ** પંડિત તણો, **નય** પ્રણમે નિત સાર ॥૩॥

પ્રસંગોપાત નવકારવાલીના ગુણ દર્શાવતી પ્રાચીન ગુજરાતી સજ્ઝાય વાંચકોને ઉપયોગી જાણી અત્રે આપવી યોગ્ય ધારી છે. જે આ પ્રમાણે છેઃ—

બાર જપૂં અરિહંતના, ભગવંતના રે ગુણ ગાઉં નિશ દીશ ।
સિદ્ધ આઠ ગુણ જાણિયેં, વખાણીયેં રે ગુણ સૂરિ છત્રીશ ॥
નોકારવાલી વંદીયેં ॥૧॥

* અર્થાત્—પંચ પરમેષ્ઠી મન્ત્રને વિષે પ્રત્યેક પદ પ્રમાણ સંપદા કહી છે, એ પ્રમાણે સાત પદની સાત સંપદાઓ અનુક્રમે થાય અને છેલ્લી આઠમી સંપદા સત્તર અક્ષર પ્રમાણ જાણવી.

ચિર નંદિયે રે ઉઠી ગણીયે સવે(વા) ૨ ।
સૂત્ર તણા ગુણ ગૂંથિયા, મણીઆ મોહન રે મહ મોટો મેર ॥
નોકારવાલી વંદીયે ॥૨॥

પચવીશ ઉવજ્ઝાયના, સત્તાવીશ રે ગુણ શ્રીઅણગાર ।
એકસો આઠ ગુણે કરી, ઇમ જપિયે રે ભવિયણ નવકાર ॥
નોકારવાલી વંદીયે ॥૩॥

મોક્ષ જાપ અંગુઠડે, વૈરી જૂઠડે રે તર્જની અંગુલી જોય ।
બહુ સુખ દાયક મધ્યમા, અનામિકા રે વશ્યારથ હોય ॥
નોકારવાલી વંદીયે ॥૪॥

આકર્ષણ ટચી અંગુલી, વલી સુણજો રે ગણવાની રીતિ ।
મેરુ ઉલ્લંઘન મ મ કરો, મ મ કરજો રે નખ અગ્રે પ્રીતિ ॥
નોકારવાલી વંદીયે ॥૫॥

નિશ્ચલ ચિત્તે જે ગણે, જે ગણે સંખ્યાદિકથી એકાંત ।
તેહને ફલ હોએ અતિ ઘણું, ઇમ બોલે રે જિનવર સિદ્ધાંત ॥
નોકારવાલી વંદીયે ॥૬॥

શંખ પ્રવાલ ફ(સ્ફ)ટિકમણિ, પત્તા જીવ (પુત્રજીવી) રતાંજલી મોતી સાર ।
રૂપ સોવન રયણ તણી, ચંદન અવર અગરને ઘનસાર ॥
નોકારવાલી વંદીયે ॥૭॥

સુંદર રૂદ્રાક્ષની, જપમાલિકા રે રેશમની અપાર ।
પંચ વરણ સમ સૂત્રની, વલી વસ્તુ વિશેષ તણી ઉદાર ॥
નોકારવાલી વંદીયે ॥૮॥

ગૌતમ પૂછંતે કહ્યો, મહાવીરે રે એ સયલ વિચાર ।
**લબ્ધિ** કહે ભવિયણ સુણો, ગણજો ભણજો રે નિત્ય નિત્ય નવકાર ॥
નોકારવાલી વંદીયે ॥૯॥

અરિહંત ભગવંતના આઠ પ્રાતિહાર્ય અને ચાર અતિશય મળીને કુલ બાર ગુણ છે તે આ પ્રમાણેઃ—

**'अशोकवृक्षः सुरपुष्पवृष्टिर्दिव्यध्वनिश्चामरमासनं च ।**
**भामण्डलं दुन्दुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥१॥**

૧ અશોકવૃક્ષ—જ્યાં જ્યાં અરિહંત ભગવાન વિચરે છે ત્યાં ત્યાં સમવસરણની રચના કરવામાં આવે છે. તે સમવસરણની મધ્યમાં મહાવિસ્તીર્ણ, ફૂલોનો સમૂહ તથા તેમાં લુબ્ધ થએલા ભ્રમરોના સમૂહથી યુક્ત શીતલ સુંદર છાયા સહિત, મનોહર, લાંબી શાખાઓ

વાળા, ભગવાનના શરીરથી બાર ઘણી ઉંચાઇના અશોકવૃક્ષની રચના દેવો કરે છે, જેની નીચે બિરાજમાન થઇને પ્રભુ ધર્મોપદેશ આપે છે.

૨ સુરપુષ્પવૃષ્ટિ—સમવસરણમાં દેવતાઓ જલ તથા સ્થલને વિષે ઉત્પન્ન થએલાં ફૂલો જેવાં કે શ્વેત, લાલ, પીળાં, લીલાં તથા શ્યામ એ પાંચે વર્ણોના વિકસ્વર સરસ સુગંધીવાળા, જેના ડીટાં નીચે રહેલાં છે અને મુખ ઉપર રહેલાં છે તેવાં સચિત્ત ફૂલની વૃષ્ટિ સમવસરણની જમીનને વિષે ચારે તરફ એક યોજન પ્રમાણ ભૂમિ મધ્યે જાનુ સુધી કરે છે. અહીંઆં ફૂલ વિષે મતાંતર છે, કોઇ કહે છે કે અચિત્ત ફૂલ હોય છે, કોઈ કહે છે કે જાળીબંધ હોય છે, કોઇ કહે છે કે કયારા રૂપ હોય છે. એટલે જ્યાં સાધુ, મનુષ્ય અને દેવતા બેસે છે ત્યાં પુષ્પવૃષ્ટિ નથી હોતી અને બાકીની જગ્યામાં ચારે તરફ હોય છે, આ પ્રમાણે મતાંતર છે. પરંતુ ખરૂં જોતાં તો સમસવરણમાં સર્વત્ર ફૂલની વૃષ્ટિ તો દેવતાઓ કરે જ છે. પરંતુ ફૂલોને જે ઇજા નથી થતી તેનું કારણ તો અચિંત્ય શક્તિના ધણી એવા શ્રીઅરિહંત ભગવાનનું માહાત્મ્ય (મહાન્ અલૌકિક પ્રભાવ) છે. એમ **શ્રી આવશ્યક ચૂર્ણિ**માં કહેલું છે. તેની સાખ **શ્રીમલયગિરિ** મહારાજે **શ્રીઆવશ્યક નિર્યુક્તિ**ની વૃત્તિમાં આપેલી છે. માટે સમવસરણ મધ્યે સચિત્ત ફૂલોની વૃષ્ટિ દેવતાઓ સર્વત્ર કરે છે તે વાત નિર્વિવાદ સાબિત થાય છે.

૩ દિવ્યધ્વનિ—જે સમયે અરિહંત ભગવાન અત્યંત મધુર સ્વર વડે સરસ અમૃતરસ સમાન સમસ્ત લોકને આનંદ આપનારી વાણીએ કરીને ધર્મદેશના આપે છે, તે સમયે જો કે પ્રભુની વાણી અતિ મધુરમાં મધુર હોવા છતાં પણ દેવતાઓ પ્રભુની વાણીને દિવ્ય એવા ધ્વનિ વડે પૂરે છે. પ્રભુ જે દેશના આપે છે તે માલકોશ રાગમાં આપે છે અને પ્રભુ માલકોશ રાગે જે સમયે દેશના આપવી શરૂ કરે, તે વખતે પ્રભુની બંને બાજુએ રહેલા દેવતાઓ વેણુ, વીણા વગેરેના શબ્દોએ કરીને તે વાણીને વિશેષે મધુર અને મનોહર કરે છે.

૪ ચામર—તંતુ સમૂહથી યુક્ત કેળના થાંભલાની સમાન જેના મનોહર સુવર્ણદંડને વિષે રત્નો જડેલાં છે અને તે રત્નોના કિરણોની કાંતિ ઇન્દ્રધનુષની કાંતિના જેવી ફેલાઈ રહેલી છે, એવા રત્નજડિત સુવર્ણની ડાંડીવાળા શ્વેત ચામરો ભગવંતને દેવતાઓ વીંઝે છે.

૫ આસન—મેરૂ શિખરની સમાન ઉંચું, રત્નજડિત સુવર્ણ સિંહાસન કે જે કર્મરૂપ શત્રુ સમૂહનો નાશ કરવાને સાક્ષાત્ સિંહ સમાન છે, એવું સિંહાસન દેવતાઓ બનાવે છે. અને તે પર બેસીને પ્રભુ ધર્મદેશના આપે છે.

૬ ભામંડલ—શરદ્ઋતુના સૂર્યના કિરણોની સમાન અત્યંત તેજસ્વી એવું પ્રકાશ મંડલ એટલે ભામંડલ પ્રભુના મસ્તકની પાછળના ભાગમાં દેવતાઓ રચે છે, તેમાં ભગવાનનું

તેજ સંક્રમે છે. તેમ ન કરવામાં આવે તો ભગવાનના મુખ સન્મુખ કોઇનાથી જોઇપિણ શકાય નહિ.

૭ દુંદુભિ—પ્રભુના સમવસરણ વખતે દેવતાઓ દુંદુભિ વગાડે છે, તે એમ સૂચવે છે કે–હે ભવ્ય પ્રાણીઓ ! તમે શિવપુરના સાર્થવાહ સમાન આ પ્રભુની સેવા કરો, તેમના શરણે જાઓ.

૮ છત્ર—સમવસરણમાં દેવતાઓ ભગવાનના મસ્તક ઉપર શરદ્ચંદ્ર જેવા ઉજ્વળ અને મોતીની માલાઓથી સુશોભિત ઉપરાઉપરી ત્રણ ત્રણ છત્રો દરેક દિશાએ રચે છે. ભગવાન પોતે સમવસરણમાં પૂર્વાભિમુખ બેસે છે અને ત્રીજી ત્રણ દિશાઓમાં દેવતાઓ ભગવંતના જ પ્રભાવથી પ્રતિબિંબો રચીને સ્થાપે છે, તેથી કુલ બાર છત્રો તે વખતે હોય છે. અન્ય વખતે ત્રણ જ છત્ર હોય છે. સમવસરણ ન હોય ત્યારે પણ આ આઠ પ્રાતિહાર્યો તો પ્રભુની સાથે હોય જ છે.

ચાર મૂળ અતિશય આ પ્રમાણે છેઃ—

૯ અપાયાપગમાતિશય—અપાય એટલે ઉપદ્રવ તેનો અપગમ એટલે નાશ. તે સ્વાશ્રયી અને બે પ્રકારનો છે. તેમાં પરાશ્રયી અપાયાગમ અતિશય એ કે–જેનાથી અન્યનો ઉપદ્રવ નાશ પામે, એટલે કે ભગવાન જ્યાં વિચરતા હોય ત્યાં દરેક દિશામાં પચીશ પચીશ યોજન અને ઊર્ધ્વ તથા અધો સાડાબાર સાડાબાર યોજન એમ સર્વ મળી સવાસો યોજન સુધી રોગ, મરકી, વૈર, અવૃષ્ટિ, અતિવૃષ્ટિ વગેરે થાય નહીં. હવે સ્વાશ્રયી અપાયાપગમાતિશયના દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકાર છે. તેમાં દ્રવ્યથી અપાય એટલે સર્વ પ્રકારના રોગો, તે પોતાને તો સર્વથા ક્ષય થયા હોય છે. તથા ભાવથી અપાય એટલે અઢાર પ્રકારના અભ્યંતર દોષો, તે પણ પોતાને સર્વથા નાશ પામેલા જ હોય છે. તે અઢાર દોષો આ પ્રમાણે જાણવા–૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉપભોગાંતરાય, ૫ વીર્યાંતરાય, ૬ હાસ્ય, ૭ રતિ, ૮ અરતિ, ૯ ભય, ૧૦ શોક, ૧૧ જુગુપ્સા, ૧૨ કામ, ૧૩ મિથ્યાત્વ, ૧૪ અજ્ઞાન, ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ અને ૧૮ દ્વેષ.

૧૦ જ્ઞાનાતિશય—પ્રભુ કેવળજ્ઞાનં વડે સર્વ લોકાલોકનું સંપૂર્ણ સ્વરૂપ જાણે છે.

૧૧ પૂજાતિશય—શ્રીતીર્થંકર સર્વને પૂજ્ય છે, એટલે કે રાજા, વાસુદેવ, બળદેવ, ચક્રવર્તિ, દેવતાઓ અને ઇંદ્રો વગેરે સર્વે તેમને પૂજે છે, અથવા તેમને પૂજવાની અભિલાષા કરે છે.

૧૨ વચનાતિશય—શ્રીતીર્થંકરની વાણી દેવ, મનુષ્ય અને તિર્યંચ સર્વે પોત પોતાની ભાષામાં સમજે છે. કેમ કે તેઓની વાણી પાંત્રીશ ગુણોએ કરીને યુક્ત છે, તે પાંત્રીશ ગુણો આ પ્રમાણે છે.—૧ સર્વ ઠેકાણે સમજાય તેવી, ૨ યોજનપ્રમાણ ભૂમિમાં

દરેકને સરખી રીતે સંભળાય તેવી, ૨ પ્રૌઢતાવાળી, ૪ મેઘ જેવી ગંભીર, ૫ સ્પષ્ટ શબ્દવાળી, ૬ સંતોષ ઉપજાવનારી, ૭ દરેક સાંભળનાર મને જ કહે છે એમ સમજે તેવી, ૮ પુષ્ટ અર્થવાળી, ૯ પૂર્વાપર વિરોધ ન આવે તેવી, ૧૦ મહાપુરુષને છાજે તેવી, ૧૧ સંદેહ વિનાની, ૧૨ દૂષણ રહિત અર્થવાળી, ૧૩ કઠણ વિષય પણ સુગમ લાગે તેવી, ૧૪ જ્યાં જેવું શોભે તેવું બોલાય તેવી, ૧૫ ષટ્દ્રવ્ય અને નવતત્ત્વની પુષ્ટિ કરે તેવી, ૧૬ પ્રયોજનવાળી, ૧૭ પદરચનાવાળી, ૧૮ ષટ્દ્રવ્ય અને નવતત્ત્વની પટુતાવાળી, ૧૯ મધુરતાવાળી, ૨૦ બીજાનો મર્મ ન ભેદાય તેવી ચતુરાઈવાળી, ૨૧ ધર્મ અને અર્થ એ બે પુરુષાર્થને સાધનારી, ૨૨ દીપકની જેમ અર્થનો પ્રકાશ કરનારી, ૨૩ પરનિંદા અને આત્મશ્લાઘા રહિત, ૨૪ કર્ત્તા, કર્મ, ક્રિયાપદ, કાળ અને વિભક્તિવાળી, ૨૫ સાંભળનારને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી, ૨૬ વક્તા સર્વ ગુણ સંપન્ન છે એમ સ્પષ્ટ જણાઈ આવે તેવી, ૨૭ ધૈર્યતાવાળી, ૨૮ વિલંબતા રહિત, ૨૯ ભ્રાંતિરહિત, ૩૦ સર્વ શ્રોતા પ્રાણી પોતપોતાની ભાષામાં સમજે તેવી, ૩૧ સારી બુદ્ધિ ઉત્પન્ન કરે તેવી, ૩૨ પદના એટલે શબ્દના અર્થને અનેક અર્થપણે બોલે તેવી, ૩૩ સાહસિકપણે બોલે તેવી, ૩૪ પુનરૂક્તિ દોષરહિત, ૩૫ તથા સાંભળનારને ખેદ ન ઉપજે તેવી.

સિદ્ધ ભગવાનનાં આઠ ગુણ આ પ્રમાણે:—

**नाणं च दंसणं चेव, अव्वाबाहं तहेव सम्मत्तं ।**
**अक्खयठिइ अरुवी, अगुरुलहु वीरीयं हवइ ॥१॥**

૧ અનંતજ્ઞાન—જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થવાથી કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે, તેનાથી સર્વ લોકાલોકનું સ્વરૂપ જાણે છે.

૨ અનંતદર્શન—દર્શનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થવાથી કેવળદર્શન પ્રાપ્ત થાય છે, તેનાથી સર્વ લોકાલોકના સ્વરૂપને દેખે છે.

૩ અવ્યાબાધ સુખ—વેદનીયકર્મનો સર્વથા ક્ષય થવાથી સર્વ પ્રકારની પીડા રહિત નિરૂપાધિપણું પ્રાપ્ત થાય છે. તે સુખનું વર્ણન કરતાં કહ્યું છે કે:—વ્યવહારીઆનાં સુખ, રાજાનાં સુખ, બલદેવનાં સુખ, વાસુદેવનાં સુખ, ચક્રવર્તિનાં સુખ, અસંખ્યાતા ભવનપતિ, વ્યંતર તથા જ્યોતિષ દેવોનાં સુખ, બાર દેવલોકના દેવતાનાં સુખ, નવ ગ્રૈવેયકના દેવતાનાં સુખ, પાંચ અનુત્તર વિમાનવાસી દેવ, એ સર્વનાં સુખથી અનંતગણું અધિક સુખ સિદ્ધના જીવોને છે. તે સુખનો અનુભવ સિદ્ધ વિના બીજા કોઈને પણ થઈ શકે નહિ. જેમ મૂંગો માણસ સાકર ખાય, તેનો સ્વાદ પોતે જાણે બીજાને કહી શકે નહિ, તેમ સિદ્ધના અનંતસુખને કેવલજ્ઞાની જ્ઞાનના બળે કરીને જાણે છે પણ તે સુખ વચનાતીત હોવાથી કહી શકે નહિ.

૪ અનંતચારિત્ર—મોહનીય કર્મનો સર્વથા ક્ષય થઈ જવાને લીધે ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થાય છે, તેથી સિદ્ધ ભગવાન આત્મસ્વભાવમાં સદા અવસ્થિત રહેલા છે.

૫ અક્ષયસ્થિતિ—આયુષ્યકર્મનો સર્વથા ક્ષય થઈ જવાને લીધે અનંતસ્થિતિ પ્રાપ્ત થાય છે. સિદ્ધની સ્થિતિની આદિ છે, પણ અંત નથી, તેથી સાદિ અનંત કહેવાય છે.

૬ અરૂપીપણું—નામકર્મનો સર્વથા ક્ષય થવાથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શરહિત થાય છે, કેમ કે શરીર હોય તો જ વર્ણાદિક હોય છે, પણ સિદ્ધ ભગવંતને શરીર નથી, તેથી તેઓને અરૂપીપણું પ્રાપ્ત થાય છે.

૭ અગુરૂલઘુ—ગોત્રકર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે, પણ તેથી ભારે હળવા કે ઉંચ નીચપણાનો વ્યવહાર રહેતો નથી.

૮ અનંતવીર્ય—અંતરાયકર્મનો સર્વથા ક્ષય થવાથી અનંતદાન, અનંતલાભ, અનંતભોગ, અનંતઉપભોગ અને અનંતવીર્ય પ્રાપ્ત થાય છે, એટલે કે સમગ્ર લોકને અલોક કરી શકે અને અલોકને લોક કરી શકે તેટલી સિદ્ધમાં સ્વાભાવિક શક્તિ હોય છે, છતાં તે સિદ્ધોએ કદી પણ તેવું વીર્ય ફોરવ્યું નથી, ફોરવતા નથી અને ફોરવશે પણ નહીં, કેમકે તેમને પુદ્ગલની સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી. આ અનંતવીર્યના ગુણથી પોતાના આત્મિક ગુણોને જે રૂપે છે તે રૂપે જ ધારી રાખે છે, ફેરફાર થવા દેતા નથી.

આચાર્યના છત્રીશ ગુણો આ પ્રમાણેઃ—

**पंचिंदिअसंवरणो, तह नवविहबंभचेरगुत्तिधरो ।**
**चउविहकसायमुक्को, इअ अट्ठारस गुणेहिं संजुत्तो ॥१॥**
**पंचमहव्वयजुत्तो, पंचविहायारपालणसमत्थो ।**
**पंचसमिओ तिगुत्तो, छत्तीसगुणो गुरु मज्झ ॥२॥**

શ્લોકાર્થ—પાંચ ઇન્દ્રિઓના વિષયને સંવરનાર, તથા નવપ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર, ચાર પ્રકારના કષાયથી મુક્ત, એ અઢાર ગુણે કરીને સંયુક્ત, તથા પાંચ મહાવ્રતે કરીને યુક્ત, પાંચ પ્રકારના આચાર પાલવાને સમર્થ, પાંચ પ્રકારની સમિતિ તથા ત્રણ પ્રકારની ગુપ્તિને ધારણ કરનાર એવા છત્રીશ ગુણવાળા મારા ગુરુ છે.

વિસ્તારાર્થ—પાંચ ઇન્દ્રિઓના વિષયને સંવર કરનાર તે આ પ્રમાણેઃ—

૧ સ્પર્શનેન્દ્રિય—કોમળ વસ્તુનો સ્પર્શ થતાં તેને સુખકારી માની તેના પ્રત્યે રાગ તથા કર્કશ વસ્તુનો સ્પર્શ થતાં તેના પ્રત્યે દ્વેષ નહિ ધારણ કરનાર.

૨ ઘ્રાણેન્દ્રિય—સુગંધીદાર વસ્તુની સુગંધ આવવાથી તેના પ્રત્યે રાગ તથા દુર્ગંધવાળી વસ્તુની દુર્ગંધ આવવાથી તેના પ્રત્યે દ્વેષ નહિ ધરનાર.

૩ જિહ્વેન્દ્રિય—સારો સ્વાદિષ્ટ આહાર મલવાથી તેના પ્રત્યે રાગ તથા અસ્વાદિષ્ટ આહાર મલવાથી તેના પ્રત્યે દ્વેષ નહિ ધારણ કરનાર.

૪ શ્રોત્રેન્દ્રિય - પોતાને અનુકુળ એવા મીઠા સંગીત વગેરેના સુંદર સ્વરો પ્રત્યે રાગ તથા બિભત્સ અવાજ પ્રત્યે દ્વેષ નહિ ધારણ કરનાર.

૫ નેત્રેન્દ્રિય—આંખોને અનુકુળ પદાર્થો પ્રત્યે રાગ તથા પ્રતિકુળ પદાર્થો પ્રત્યે દ્વેષને નહિ ધારણ કરનાર, આ રીતે પાંચે ઇન્દ્રિયોના વિષયને સંવર કરનાર.

નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર તે આ પ્રમાણેઃ—

૬ સ્ત્રી, પશુ કે નપુંસકનો નિવાસ હોય ત્યાં શીલવ્રત ધારીએ રહેવું નહિ.

૭ સ્ત્રીની કથા ન કરવી તથા સ્ત્રીની સાથે વાતચીત ન કરવી.

૮ સ્ત્રીઓના એક આસન પર એટલે શયન, આસન, પાટ, પાટલા ઉપર જ્યાં સ્ત્રી બેઠી હોય તે સ્થાને બે ઘડી વીતી ગયા પહેલાં બેસવું નહિ, અને જે આસન ઉપર પુરુષ બેઠો હોય તે સ્થાને સ્ત્રીએ પ્રહર સુધી બેસવું નહિ.

૯ સ્ત્રીના અંગોપાંગ ધારી ધારીને જોવા કે ચિંતવવા નહિ.

૧૦ ભીંત, પડદા વગેરેના ઓથે સ્ત્રી પુરુષ કામક્રીડા કરતાં હોય અથવા તે સંબંધી વાત કરતા હોય ત્યાં બેસવું નહિ.

૧૧ પૂર્વાવસ્થામાં સ્ત્રીની સાથે જે કામક્રીડા કરી હોય તેનું સ્મરણ ન કરવું.

૧૨ બ્રહ્મચારીએ સરસ સ્નિગ્ધ–રસકસવાળો માદક આહાર લેવો નહિ.

૧૩ શરીરની વિભૂષા એટલે શૃંગારાદિક વડે શોભા કરવી નહિ.

૧૪ ક્ષુધા શાંત થાય તેનાથી વધારે નીરસ આહાર પણ કરવો નહિ. આ નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર.

૧૫ ૧૬, ૧૭, ૧૮ ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોથી મુક્ત.

પાંચ મહાવ્રતે કરીને યુક્ત તે આ પ્રમાણેઃ—

૧૯ 'सव्वाओ पाणाइवायाओ वेरमणं' અર્થાત્–મન, વચન અને કાયાએ કરી છ કાયના જીવોને હણે નહિ, હણાવે નહિ તથા હણનારની અનુમોદના કરે નહિ.

૨૦ 'सव्वाओ मुसावायाओ वेरमणं' અર્થાત્–ક્રોધ, લોભ, ભય તથા હાસ્યાદિકથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ તથા ભાવ સંબંધે મન, વચન તથા કાયાએ કરી પોતે જુઠું બોલે નહિ, બીજાની પાસે જુઠું બોલાવે નહિ તથા જુઠું બોલનારની અનુમોદના કરે નહિ.

૨૧ 'सव्वाओ अदिन्नदाणाओ वेरमणं' અર્થાત્–પારકું અદત્ત પોતે તૃણ માત્ર લે નહિ,

બીજાની પાસે લેવરાવે નહિ, લેનારને અનુમોદે નહિ. અદત્તાદાનના તીર્થંકર અદત્ત, ગુરુઅદત્ત, સ્વામિઅદત્ત તથા જીવઅદત્ત એ ચાર ભેદો છે તે વિસ્તાર ભયથી અત્રે વર્ણવ્યા નથી.

૨૨ 'सव्वाओ मेहुणाओ वेरमणं' અર્થાત્-દેવ, મનુષ્ય તથા તિર્યંચની સ્ત્રી સંબંધી મન, વચન અને કાયાએ કરીને મૈથુન સેવે નહિ, સેવરાવે નહિ, સેવનારને સારો માને નહિ.

૨૩ 'सव्वाओ परिग्गहाओ वेरमणं' નવવિધ પરિગ્રહ તથા ધાતુમાત્ર મૂર્છા રૂપે રાખે નહિ, ધર્મના સહાયક ઉપકરણોથી અધિક ઉપકરણ પણ રાખે નહિ, રખાવે નહિ અને રાખનારની અનુમોદના કરે નહિ. આ પાંચ મહાવ્રતે કરીને યુક્ત.

પાંચ પ્રકારના આચાર તે આ પ્રમાણે:—

૨૪ જ્ઞાનાચાર-જ્ઞાન પોતે ભણે, બીજાને ભણાવે, ભણનારની અનુમોદના કરે; જ્ઞાન પોતે લખે, બીજા પાસે લખાવે તથા લખનારની અનુમોદના કરે.

૨૫ દર્શનાચાર-પોતે સમ્યક્ત્વ પાળે, બીજાને સમ્યક્ત્વ પમાડે અને સમ્યક્ત્વથી પડતો હોય તેને પડતો બચાવીને સ્થિર કરે.

૨૬ ચારિત્રાચાર-પોતે ચારિત્ર પાળે, બીજાને ચારિત્ર પળાવે, જે કોઇ શુદ્ધ ચારિત્ર પાળતા હોય તેની અનુમોદના કરે.

૨૭ તપાચાર-બાહ્ય અને અભ્યંતર એવો બાર પ્રકારનો તપ પોતે કરે, બીજા પાસે તપ કરાવે અને તપ કરનારની અનુમોદના કરે.

૨૮ વીર્યાચાર-મન, વચન અને કાયાની શક્તિને ધર્મમાં જોડવા રૂપ ત્રણ પ્રકારના વીર્યની શુદ્ધિ. આ પાંચ પ્રકારનો આચાર પાલવાને સમર્થ.

પાંચ સમિતિ આ પ્રમાણે:—

૨૯ ઇર્યાસમિતિ-માર્ગમાં જતાં આવતાં જીવોની રક્ષા માટે ઉપયોગ પૂર્વક ચાલવું તે.

૩૦ ભાષાસમિતિ-પાપ રહિત અને કોઈ પણ જીવને દુઃખ ઉત્પન્ન ન થાય તેવું વચન બોલવું તે.

૩૧ એષણાસમિતિ-આહાર, વસ્ત્ર, પાત્ર વગેરે શુદ્ધ વિધિપૂર્વક દોષ ટાળીને ગ્રહણ કરવાં તે.

૩૨ આદાનભંડનિક્ષેપણા સમિતિ-જીવરક્ષા માટે જયણાપૂર્વક વસ્ત્ર, પાત્રાદિ લેવાં મૂકવાં તે.

૩૩ પારિષ્ઠાપનિકા સમિતિ-જીવની રક્ષા પૂર્વક શુદ્ધ ભૂમિને વિશે યતનાથી મળ, મૂત્ર, શ્લેષ્મ વગેરે પરઠવવાં તે.

ત્રણ ગુપ્તિ આ પ્રમાણે:—

૩૪ મનોગુપ્તિ-પાપ કાર્યના વિચારથી મનને અટકાવવું તે.

૩૫ વચનગુપ્તિ–નિરવદ્ય વચન પણ કારણ વિના બોલવા નહિ તે.

૩૬ કાયગુપ્તિ–શરીરને પાપ માર્ગથી અટકાવવું તથા યતનાપૂર્વક જગ્યાને પૂંજી પ્રમાર્જી ઉઠવું, બેસવું, જવું, આવવું વગેરે ક્રિયા કરવી તે. આ ત્રણ ગુપ્તિને ધારણ કરનાર.

ઉપાધ્યાયના પચીશ ગુણ આ પ્રમાણેઃ—

**एकादशाङ्गानि द्वादशोपाङ्गानि पठति पाठयति एवं त्रयोविंशतिः २३ चरणसित्तरि १ करणसित्तरि १ सर्व मलीने २५।**

અર્થાત્—આચારાંગ ૧, સૂત્રકૃતાંગ ૨, સ્થાનાંગ ૩, સમવાયાંગ ૪, ભગવતી ૫, જ્ઞાતાધર્મકથા ૬, ઉપાસકદશાંગ ૭, અંતગડ ૮, અનુત્તરોવવાઈ ૯, પ્રશ્નાવ્યાકરણ ૧૦ અને વિપાક ૧૧, એ અગિયાર અંગ. તથા ઉવવાઈ ૧, રાયપસેણી ૨, જીવાભિગમ ૩, પન્નવણા ૪, જંબુદ્વીપપન્નત્તિ ૫, ચંદપન્નત્તિ ૬, સૂર્યપન્નત્તિ ૭, કપ્પિયા ૮, કપ્પવડંસિયા ૯, પુપ્ફિઆ ૧૦, પુપ્ફચૂલિયા ૧૧ અને વન્હિદશાંગ ૧૨, એ બાર ઉપાંગને ભણે તથા ભણાવે તેથી ૨૩ ગુણ થયા અને ચરણસિત્તરિ ૧ તથા કરણસિત્તરિ ૧ ને પાળે એ બે ગુણ મળતાં, સર્વ મળીને ૨૫ ગુણ ઉપાધ્યાયના જાણવા.

સાધુના સત્તાવીશ ગુણ આ પ્રમાણેઃ—

**छव्वय छक्कायरक्खा पंचिंदियलोहनिग्गहो खंती।**
**भावविशुद्धी पडिलेहणाइ करणे विसुद्धी अ ॥१॥**
**संजमजोएजुत्तो, अकुसलमणवयणकायसंरोहो ।**
**सीआइपीडसहणं, मरणंतुवसग्गसहणं च ॥२॥**

અર્થાત્–પ્રાણાતિપાત વિરમણ આદિ પાંચ મહાવ્રત તથા રાત્રિભોજન વિરમણ મળી કુલ છ વ્રત પાલે; પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય તથા ત્રસકાય એ છ કાયની રક્ષા કરે. પાંચ ઇંદ્રિયો તથા લોભનો નિગ્રહ કરે, ક્ષમા કરે, ચિત્તની નિર્મલતા રાખે, શુદ્ધ રીતે વસ્ત્રાદિક બાહ્ય ઉપકરણોનું પડિલેહણ કરે, સંયમયોગમાં યુક્ત રહે અર્થાત્ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને પાળે, તથા નિદ્રા, વિકથા અને અવિવેકનો ત્યાગ, અકુશળ મનનો નિરોધ, અકુશળ વચનનો નિરોધ, અકુશળ કાયાનો નિરોધ, શીતાદિક પરિષહોનું સહન કરવું તથા મરણાંત ઉપસર્ગ પણ સહન કરવા. આ પ્રમાણે સાધુના ૨૭ ગુણ જાણવા.

પાંચે પરમેષ્ઠીના મળીને કુલ એકસો આઠ ગુણો આ પ્રમાણે વિસ્તારથી જાણવા.

પ્રશ્ન–છઠ્ઠું પદ 'एसो पंचणमुकारो' છે. પરંતુ કેટલેક ઠેકાણે "एसो पंचणमोक्कारो' પાઠ પણ જોવામાં આવે છે; તો એમાંથી કયો પાઠ વાસ્તવિક છે?

ઉત્તર-સંસ્કૃતનો જે નમસ્કાર શબ્દ છે, તેનું પ્રાકૃતમાં 'नमस्कार परस्परे द्वितीयस्य'એ સૂત્રથી 'णमोक्कारो'પદ બને છે. હવે જે કેટલેક ઠેકાણે 'णमुक्कारो' પાઠ જોવામાં આવે છે

તેની સિદ્ધિ આ પ્રકારે થઈ શકે છે કેઃ–'ह्रस्व संयोगे'આ સૂત્રથી દૃષ્ટ પ્રયોગના અનુસારે 'ओ'કારના સ્થાનમાં 'उ'કાર આદેશ કરવાથી 'णमुक्कार' પદ બની શકે છે, તેથી જ કેટલેક ઠેકાણે તે પાઠ જોવામાં આવે છે. તથા 'શ્રીપંચ પરમેષ્ઠિ નમસ્કાર મહાસ્તોત્ર'ના કર્તા **શ્રીજિનકીર્તિસૂરિએ** પણ પ્રારંભમાં 'परमिट्ठिणमुक्कारं'એવો પાઠ લખ્યો છે. પરંતુ શ્રી મન્ત્રરાજગુણકલ્પમહોદધિના કર્તા **શ્રીજયદયાલુ શર્મા** ઉપરોક્ત ગ્રન્થના પૃષ્ઠ ૧૯૭ પર લખે છે કેઃ–"हमारी सम्मति मे "णमोक्कारो"ही ठीक है; क्योंकि विधान सामर्थ्य से यहां पर ओकारके स्थानमें उकारादेश नहीं होगा, हृषीकेशजी ने भी स्वप्राकृत व्याकरण का पर्याय वाचक प्राकृत पद "णमोक्कारो', ही लीखा है."

'एसो पंचणमुक्कारो'એ પદનો અર્થ એ છે કે–એ પાંચેને નમસ્કાર. કારણ કે 'पंचानां सम्बन्धे पंचभ्यो वा नमस्कारः इति पंचनमस्कारः' એ પ્રકારે તત્પુરુષ સમાસ થાય છે. પરંતુ કદાચ કોઇ આ પદનો આ પ્રમાણે અર્થ કરે કે 'એ પાંચ નમસ્કાર' તો એ અર્થ બરાબર નથી. કારણ કે આ દશામાં ઉક્ત દ્વિગુ સમાસનો પ્રયોગ સ્ત્રી લિંગમાં અથવા નપુંસક લિંગમાં થાય, જેમ કે 'त्रिलोकी' 'त्रिभुवनम्' 'पंचपात्रम्' ઇત્યાદિ પદોમાં થાય છે. પરંતુ અહીંઆં પુરુષ લિંગનું પ્રતિપાદન છે; તેથી દ્વિગુ સમાસ નહીં કરતાં ઉપર લખ્યા પ્રમાણે તત્પુરુષ સમાસ જ કરવો જોઈએ.

પ્રશ્ન–'पंचणमुक्कारो'એ પદમાં ઈશિત્વ સિદ્ધિ કેવી રીતે સમાએલી છે?

ઉત્તર–'पंचणमुक्कारो'એ પદમાં જે ઇશિત્વ સિદ્ધિ સમાએલી છે તેનું કારણ આ પ્રમાણે છેઃ—

(૧) 'पंच' શબ્દથી પંચ પરમેષ્ઠિઓનું ગ્રહણ થાય છે તથા જે પરમ એટલે સર્વથી ઉત્તમ સ્થાન પર સ્થિત છે તેઓને પરમેષ્ઠી કહે છે, સર્વોત્તમ સ્થાન પર સ્થિત હોવાથી પરમેષ્ઠી બધાનાં ઇશ એટલે સ્વામી છે. તથા 'नमस्कार' શબ્દ પ્રણામનો વાચક છે, તેથી ઇશ સ્વરૂપ પરમેષ્ઠીઓને નમસ્કાર કરવાથી ઇશિત્વ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. કારણ કે ઉત્તમ સ્વામીઓનો એવો સ્વભાવ જ હોય છે કે તે પોતાના આશ્રિતો તથા આરાધકોને વૈભવ સંબંધમાં પોતાની જ સમાન બનાવી દે છે.

(૨) 'पंचणमुक्कारो'એ જે પ્રાકૃતનું પદ છે તેનો, સંસ્કૃતમાં પર્યાય 'प्राञ्चनमकारः' થાય છે. તેનો અર્થ એ છે કે 'प्रकर्षेण अञ्चयन्ते पूज्यन्ते सुरासुरैरष्टप्रातिहार्यैर्येते प्राञ्चा जिनास्तेषां नमस्कारः प्राञ्चनमस्कारः' એટલે જેઓની પૂજા સૂર, અસૂર આઠ પ્રાતિહાર્યો દ્વારા પ્રકર્ષભાવથી કરે છે તેઓનું નામ 'प्राञ्च' એટલે 'जिन' છે. તેઓને જે નમસ્કાર કરે છે તેનું નામ 'प्राञ्चनमस्कार' છે. સારાંશ એ છે કે 'પ્રાંચ નમસ્કાર' શબ્દ 'જિન નમસ્કાર' વાચી છે. ઉપરોક્ત ગુણ વિશિષ્ટ જિન ભગવાન સર્વ ચરાચર જગતના ઇશિ એટલે સ્વામી છે, તેથી તેઓના ઇશિત્વ ભાવના કારણે 'पंचणमुक्कारो'એ પદથી ઇશિત્વ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૩) 'पंचणमुक्कारो' એ પ્રાકૃત પદનો પર્યાય ઉપર લખી ગયા તે પ્રમાણે 'प्राञ्च नमस्कारः' જાણવો. તથા 'प्राञ्चन्ति सिद्धिधाम इति प्राञ्चाः सिद्धाः' અહીંયાં પ્રાંચ શબ્દથી સિદ્ધોને જાણવા. સિદ્ધ પુરુષ પાછા ફરીથી સંસારમાં નહીં આવવાવાળા હોવાથી મોક્ષ નગરીના ઇશ થાય છે, અથવા શાસનના પ્રવર્તક બનીને સિદ્ધિરૂપથી મંગલના ઇશ થાય છે. અથવા તેઓના કારણે ભવ્યજીવ ગુણ સમૂહના ઇશ થાય છે, તેથી 'प्राञ्च' શબ્દથી સિદ્ધિરૂપ ઈશીનું ગ્રહણ થાય છે, તેથી 'पंचणमुक्कारो' એ પદની આરાધનાથી તથા જાપથી ઈશિત્વ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે એમ જાણવું જોઇએ.

પ્રશ્ન—સાતમું પદ 'सव्वपावप्पणासणो' છે, એ પદને અહીંયાં કેમ કહેવામાં આવ્યું છે. કારણ કે આઠમા અને નવમા પદમાં કહેવામાં આવેલું છે કેઃ—"(આ પંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે" તો એનું પ્રથમ માંગલિક પણું હોવાથી અર્થાપત્તિ પ્રમાણ દ્વારા એ વાત સિદ્ધ જ થઈ જાય છે કેઃ—"આ સર્વ પાપોનો નાશક છે." કારણ કે પાપોના નાશ વિના માંગલિક પણું હોઇ જ શકતું નથી, તેથી આ સાતમા પદનો પ્રયોગ વ્યર્થ કર્યો છે એમ માલુમ પડે છે.

ઉત્તર—આઠમા અને નવમા પદમાં જે એમ કહેવામાં આવ્યું છે કેઃ—"(આ પંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે" આ કથન દ્વારાએ જો કે અર્થાપત્તિ પ્રમાણથી એ વાત સિદ્ધ થઈ જાય છે કે 'આ સર્વ પાપોનો નાશક છે.' તો પણ આ સાતમું પદ કહેવાનું પ્રયોજન એ છે કે—આ પંચ નમસ્કારથી પ્રથમ સર્વ પાપોનો મૂલ સહિત નાશ થઇ જાય છે, તે પછી નમસ્કાર કરવાવાળાને માટે તે સર્વોત્તમ મંગલ થાય છે. જો આ સાતમા પદનું કથન કર્યું હોત તો પણ આઠમા અને નવમા પદના વાક્યાર્થ પાપોનું નષ્ટ થવું તો અર્થાપત્તિ પ્રમાણ દ્વારા સમજી શકાતું હતું; પરંતુ તેનો સમૂલ ક્ષય થવાનું સિદ્ધ થઈ શકતું ન હતું. જુઓ ! નાશ ત્રણ પ્રકારના થાય છે—ક્ષય, ઉપશમ અને ક્ષયોપશમ—એમાંથી સમૂલ નાશને ક્ષય કહે છે. જેમ કે **શ્રીનન્દીસૂત્રમાં** કહ્યું છે કેઃ—'क्षयो निर्मूलमपगमः' એટલે નિર્મૂલ નાશનું નામ ક્ષય છે, કે જેના હોવાથી ફરી તેની ઉત્પત્તિ હોઈ શકતી નથી. શાંતદશાને ઉપશમ કહે છે, જેમ કે **શ્રીનન્દીસૂત્રમાં** કહ્યું છે કેઃ—'अनुद्रेकावस्योपशमः' એટલે અપ્રગટ અવસ્થાને ઉપશમ કહેવાય છે, શાંતાવસ્થા તેને કહે છે કે જેમાં (કર્મની) અવસ્થા દબાઈ રહે છે. જેમકે—અંગારાને રાખથી દબાવી દેવામાં આવે તો તેની ગરમીનું માન માલુમ પડતું નથી એટલે કે તેની ઉષ્ણતા ઉપશમાવસ્થામાં રહે છે, અને તેથી ઉપર નાખેલા તણખલા વગેરેને તે બાળી શકતી નથી. પરંતુ રાખને દૂર કરવાથી પછી તે અગ્નિ પવનના સંયોગથી પ્રબલ થઇને દહનક્રિયા કરી શકે છે; તેવી જ રીતે કર્મોની પણ ઉપશમાવસ્થા જાણવી. તથા ક્ષયોપશમ તે અવસ્થાને કહે છે કે જેમાં કર્મનો એક ભાગ સમૂલ નાશ પામે છે તથા બાકીનો

ભાગ શાંતાવસ્થામાં હોય છે. આ અવસ્થામાં પણ કર્મની કારણ સામગ્રી પ્રાપ્ત થતાં ફરી વૃદ્ધિ થાય છે. તો અહીંયાં જે સાતમું પદ કહેવામાં આવ્યું છે તેનું પ્રયોજન એ છે કે આ પાંચ નમસ્કારથી સમસ્ત પાપોનો ઉપશમ અથવા ક્ષયોપશમ થઇને ઉત્તમ મંગલ નથી થતું, પરંતુ સમસ્ત પાપોનો સમૂલ નાશ થઇને ઉત્તમ મંગલ થાય છે જેનાથી તે પાપોની ફરી કોઈ પણ સમયે ઉત્પત્તિ થતી નથી.

પ્રશ્ન—સાતમું પદ કહેવાનું પ્રયોજન તો અમારી સમજમાં આવી ગયું, પરંતુ એમાં 'सव्व' એટલે 'सर्व' શબ્દનો પ્રયોગ કેમ કરવામાં આવ્યો છે. કારણ કે 'पावप्पणासणो' એટલું જ જો કહેવામાં આવ્યું હોત તો પણ 'पापानि प्रणाशयतीति पापप्रणाशनः' આ વ્યુત્પત્તિ દ્વારા એ અર્થ થઈ શકતો હતો કેઃ—"આ પંચ નમસ્કાર સર્વ પાપોનો નાશ કરવાવાળો છે." પછી 'सव्व' શબ્દનો પ્રયોગ કેમ કરવામાં આવ્યો ?

ઉત્તર—'पापानि प्रणाशयतीति पापप्रणाशनः' આ વ્યુત્પત્તિ દ્વારા જો કેઃ—"આ પંચ નમસ્કાર સર્વ પાપોનો નાશ કરવાવાળો છે" એવો અર્થ સિદ્ધ થઈ શકતો હતો, તો પણ આ અર્થનું પરિજ્ઞાન વિદ્વાનોને જ થાય, બીજાઓ જેમ 'पापानि प्रणाशयतीति पापप्रणाशनः' આ વ્યુત્પત્તિ દ્વારા સર્વ પાપોનો નાશ કરવાવાળાને પાપપ્રણાશન કહે છે, તેવી જ રીતે 'पापं प्रणाशयतीति पापप्रणाशनः' આ વ્યુત્પત્તિ દ્વારા એક પાપ અથવા થોડાં પાપોનો નાશ કરવાવાળાને પણ 'पापप्रणाशन' કહી શકે છે, તેથી જો 'सव्व' શબ્દનો પ્રયોગ ન કરવામાં આવ્યો હોત તો આ શંકા ઊભી થઈ શકત કેઃ—"આ પંચ નમસ્કાર એક પાપનો નાશ કરે છે અથવા થોડાં પાપોનો નાશ કરે છે અથવા સઘળાં પાપોનો નાશ કરે છે" તેથી આ શંકાનું સર્વથા નિવારણ કરવાને માટે સર્વ સાધારણ બુદ્ધિવાળાઓ પણ સત્ય અર્થ હૃદયમાં સમજી શકે તે માટે 'सव्व' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

પ્રશ્ન—આ મન્ત્રનું આઠમું તથા નવમું પદ 'मंगलाणं च सव्वेसिं' 'पढमं हवइ मंगलं' આ પ્રમાણે છે. એ બંનેનો ભેગો અર્થ '[આ પંચ નમસ્કાર] સર્વ મંગલોમાં પહેલું મંગલ છે!' આ પ્રમાણે થાય છે. હવે આ બાબતમાં પૂછવાનું એ છે કે આઠમા પદમાં 'सव्वेसिं' એ કથન દ્વારા સર્વ શબ્દનો પ્રયોગ કેમ કરવામાં આવ્યો છે, જો તેનો પ્રયોગ ન પણ કરવામાં આવ્યો હોત તો પણ 'मंगलाणं' એ બહુવચનાન્ત પદથી સર્વ શબ્દના અર્થનું જ્ઞાન થઈ શકતું હતું, તેથી 'सव्वेसिं' એ પદ નકામું હોય તેમ લાગે છે.

ઉત્તર—જો કે 'मंगलाणं'એ બહુવચનાન્ત પ્રયોગથી સર્વ શબ્દના અર્થનું જ્ઞાન થઈ શકતું હતું તો પણ જગત્ હિતકારી વિષયનું પ્રકાશક જે વચન હોય છે તે સર્વ સાધારણ જનોને સમજણ પડે તેવી રીતે હોય છે, તેથી સર્વ સાધારણ જનોને સુખપૂર્વક સ્પષ્ટ રીતિથી વાચ્યાર્થનું જ્ઞાન થાય, તે માટે 'सव्वेसिं' એ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. બીજું કારણ એ પણ છે કે લોકમાં અનેક સંખ્યાવાલા જે મંગલ છે તેમાંથી થોડાંએક

મંગલોનો બોધ કરાવવા માટે પણ 'मंगलाणं' એ બહુવચનાન્ત પદનો પ્રયોગ થઈ શકે છે, તેથી 'मंगलाणं' એ બહુવચનાન્ત પ્રયોગથી પણ થોડાં એક મંગલ ન સમજી જવાય પરંતુ સર્વ મંગલોનું ગ્રહણ થઈ જાય, તે માટે સર્વ શબ્દ તેના વિશેષણ તરીકે રાખવામાં આવ્યો છે.

પ્રશ્ન—'मंगलाणं च सव्वेसिं' એ આઠમું પદ ન કહેતાં જો કેવલ 'पढमं हवइ मंगलं' એ નવમા પદનું જ કથન કરવામાં આવ્યું હોત તો પણ અર્થાપત્તિ દ્વારાએ આઠમા પદના અર્થનું જ્ઞાન થઈ શકતું હતું. જુઓ ! જો એમ કહીએ કે:—"(આ પંચ નમસ્કાર) પ્રથમ મંગલ છે" તો પ્રથમ પણાની અન્યથા અસિદ્ધિ હોવાથી અર્થાપત્તિ પ્રમાણ દ્વારા આ અર્થની પ્રતીતિ સ્વયં થઈ જાય છે કે:—"(આ પંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે" તો 'मंगलाणं च सव्वेसिं' આ આઠમા પદનું કથન કેમ કરવામાં આવ્યું ?

ઉત્તર—આઠમા પદનો પ્રયોગ ન કરતાં જો કેવલ નવમા પદનું કથન કરવામાં આવ્યું હોત તો તેના કથનથી પણ અર્થાપત્તિ દ્વારા આઠમા પદના અર્થનું જ્ઞાન થઈ શકતું હતું. એટલે કે:—"(આ પંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પહેલું મંગલ છે." એ અર્થ સમજી શકાતો હતો, પરંતુ યાદ રાખવું જોઇએ કે કથિત અર્થની પ્રતીતિ અર્થાપત્તિ દ્વારા કેવલ વિદ્વાનોને જ થઈ શકતી હતી, તથા પહેલાં કહી ગયા છીએ કે જગત્ હિતકારી વિષયનું પ્રકાશક જે વચન હોય છે તે સર્વ સાધારણને સમજણ પડે તેવી રીતે હોય છે, જો આઠમા પદનું કથન ન કરતાં કેવલ નવમા પદનું જ કથન કરવામાં આવ્યું હોત તો સામાન્ય જનોને સ્પષ્ટ રીતિએ આ અર્થની પ્રતીતિ થઈ શકતી ન હતી કે:— "(આ પંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે" તે માટે સર્વ સાધારણને સુખ પૂર્વક ઉક્ત અર્થનું જ્ઞાન થવાને માટે આઠમા પદનું કથન કરવામાં આવ્યું છે. આઠમા પદના કથનનું બીજું કારણ એ પણ છે કે આઠમા પદનું કથન ન કરતાં કેવલ નવમા પદનું જ કથન કરવામાં આવ્યું હોત તો વ્યાકરણાદિ ગ્રન્થોને અનુસારે પ્રથમ શબ્દને ક્રિયા વિશેષણ માનીને તેનો એ પણ અર્થ થઈ શકતો હતો કે "(આ પંચ નમસ્કાર) પ્રથમ અર્થાત્ પૂર્વકાલમાં (પરંતુ ઉત્તર કાલમાં નહિ) મંગલરૂપ છે" એવા અર્થની સંભાવના હોવાથી પંચ નમસ્કારનું સર્વ કાલમાં મંગલરૂપપણું સિદ્ધ થઈ શકતું ન હોવાથી આઠમા પદનું કથન કરી તથા તેમાં નિર્ધારણ અર્થમાં છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ કરી આ અર્થ સ્પષ્ટરૂપમાં પ્રગટ કરી દીધો કે:—"(આ પંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે." આઠમા પદના કથનનું ત્રીજું કારણ એ છે કે 'मंगलाणं' આ પદમાં વશિત્વ સિદ્ધિનો સમાવેશ થઈ જાય છે (જેનું વર્ણન આગળ કરવામાં આવેલું છે). જો આઠમા પદનું કથન ન કરવામાં આવ્યું હોત તો તેની અંદર રહેલા 'मंगलाणं' પદમાં

વશિત્વ સિદ્ધિના સમાવેશની અસિદ્ધિ થઈ જાત, તેથી આઠમા પદનું જે કથન કરવામાં આવ્યું છે તે નિરર્થક નથી.

પ્રશ્ન—'मंगलाणं' એ પદમા વશિત્વ સિદ્ધિ શી રીતે સમાએલી છે?

ઉત્તર—'मंगलाणं' એ પદમાં વશિત્વ સિદ્ધિ જે રીતે સમાએલી છે તેનાં કારણો આ પ્રમાણે છે:—

(૧) આ સંસારમાં ધર્મ ઉત્કૃષ્ટ મંગલરૂપ છે, જેમ કે **શ્રીદશવૈકાલિક સૂત્રમાં** કહ્યું છે કે:—

**"धम्मो मंगलमुक्किट्ठं, अहिंसासंजमो तवो।**
**देवावि तं नमं संति, जस्स धम्मे सया मणो ॥१॥"**

અર્થાત્—અહિંસા, સંયમ અને તપ સ્વરૂપ ધર્મ જ ઉત્કૃષ્ટ મંગલરૂપ છે, તેથી જેનું મન ધર્મમાં સદા તત્પર રહે છે તેને દેવતા પણ નમસ્કાર કરે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે ધર્મનું નામ 'मंगल' છે, તેથી 'मंगलाणं' એ પદના ધ્યાનથી ધર્મનું ધ્યાન તથા આરાધના થાય છે એમ માનવું જોઇએ. વળી, ધર્મની આરાધનાના કારણે દેવતા પણ વશીભૂત થઇને તેને પ્રણામ કરે છે, તો પછી અન્ય પ્રાણીઓ વશીભૂત થાય એમાં તો નવાઈ જ શી છે. તેથી સ્પષ્ટરીતિથી સિદ્ધ થાય છે કે 'मंगलाणं' એ પદના જાપ અને ધ્યાનથી વશિત્વ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૨) 'मंगल' શબ્દની વ્યુત્પત્તિ 'मङ्गति हितार्थं सर्पति, मङ्गति दूरं दूष्टमनेन अस्माद्वेति मंगलम्' આ પ્રમાણે છે એટલે જે સર્વ પ્રાણીઓના હિતના માટે દોડે છે તેને મંગલ કહે છે. અથવા જેની મારફતે દુર્ભાગ્ય, દુષ્કૃત દૂર ભાગી જાય છે તેને મંગલ કહે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેનાથી અભિષ્ટ ફલની પ્રાપ્તિ થાય છે તેનું નામ મંગલ છે: તથા આ વાત પ્રસિદ્ધ છે કે મનુષ્યના અભિષ્ટની સિદ્ધિ ત્યારે જ થઈ શકે છે કે જ્યારે સર્વ પ્રાણી તેને અનુકૂલ હોય અને સર્વ પ્રાણીનું અનુકૂલ હોવું તેને જ વશિત્વ એટલે વશમા હોવું કહેવાય છે. તેથી 'मंगलाणं' એ પદનાં જાપ અને ધ્યાનથી વશિત્વ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૩) શકુન શાસ્ત્રકારોએ મોર, ઘોડો, હાથી, ગધેડો, કોયલ કબૂતર વગેરે પ્રાણીઓનું ડાબી બાજુથી નીકળવું તથા કેટલાંક પ્રાણીઓનું જમણી બાજુથી નીકળવું જે મંગલરૂપ બતાવ્યું છે તેનું તાત્પર્ય પણ એ છે કે એ પ્રકારે નીકળવાથી અનુકૂલતા દ્વારાએ તેઓનું વશિત્વ પ્રગટ થાય છે. એટલે એ પ્રકારે નીકળવા દ્વારાએ તે એ વાતનું સૂચન કરે છે કે અમે બધાં તમારી અનુકૂલ છીએ; તેથી તમારૂં કાર્ય સિદ્ધ થશે (આ પ્રકારે બધા શકુનો સંબંધમાં જાણવું જોઇએ). કહેવાનું તાત્પર્ય એ છે કે:—"લૌકિક વ્યવહારથી

પણ 'મંગલ' શબ્દ વશિત્ત્વનું સૂચન કરે છે." તેથી જાણી લેવું જોઈએ કે 'मंगलाणं' એ પદના જાપ અને ધ્યાનથી વશિત્ત્વ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે તથા એ પદમાં વશિત્ત્વ સિદ્ધિ સમાએલી છે.

(૪) સંસારમાં બ્રાહ્મણ, ગાય, અગ્નિ, સોનું, ઘી, સૂર્ય, જલ અને રાજા એ આઠ મંગલ માનવામાં આવે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે મંગલવાચ્ય પદાર્થોની સંખ્યા આઠ હોવાથી 'મંગલ' શબ્દ આઠ સંખ્યાને સૂચવે છે (જેમકે બાણોની સંખ્યા પાંચ હોવાથી બાણ શબ્દથી પાંચ સંખ્યાનું ગ્રહણ થાય છે તથા નેત્રોની સંખ્યા બે હોવાથી નેત્ર શબ્દથી બે સંખ્યાનું ગ્રહણ થાય છે) તેવી જ રીતે અહીંઆં તે આઠની સંખ્યા વિશિષ્ટ વશિત્ત્વ (આઠમી) સિદ્ધિની સૂચક છે, તે મંગલ એટલે આઠમી સિદ્ધિ વશિત્ત્વનો જેમાં 'अ' એટલે સારી રીતે 'न' એટલે બંધન છે, એવું 'मंगलाणं' પદ છે, તેથી સમજી લેવું જોઈએ કે 'मंगलाणं' એ પદમાં આઠમી સિદ્ધિ વશિત્ત્વ સમાએલી છે.

(૫) 'મંગલ' શબ્દ ગ્રહ વિશેષનો પણ વાચક છે, અને તે મંગલ દક્ષિણદિશા ૧, પુરુષ ક્ષત્રિય જાતિ ૨, સામવેદ ૩, તમોગુણ ૪, તિક્તરસ ૫, મેષરાશિ ૬, પ્રવાલ ૭, અને અવંતિ દેશ ૮, એ આઠનો અધિપતિ છે. અષ્ટાધિપતિત્વ રૂપ મંગલ શબ્દમાં વર્ણકાંક્ષાથી વશિત્ત્વ સિદ્ધિ પણ સમાએલી છે, તેથી 'मंगलाणं' એ પદના જાપ અને ધ્યાનથી વશિત્ત્વ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

પ્રશ્ન—આ નવકાર મન્ત્રનું નવમું પદ 'पढमं हवइ मंगलं' છે. તેમાં ઉત્તમ, ઉત્કૃષ્ટ અને પ્રધાન ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ નહિ કરતાં 'प्रथम' શબ્દનો પ્રયોગ કેમ કરવામાં આવ્યો છે ?

ઉત્તર—ઉત્તમ વગેરે શબ્દોનો પ્રયોગ નહિ કરતાં 'प्रथम्' શબ્દનો જે પ્રયોગ કરવામાં આવ્યો છે, તેનું કારણ એ છે કે 'पृथु विस्तारे' એ ધાતુથી 'प्रथम' શબ્દ બને છે, તેથી તેનો પ્રયોગ કરવાથી 'આ પંચ નમસ્કાર સર્વ મંગલોમાં ઉત્તમ મંગલ છે તથા તે (મંગલ) હમેશાં વૃદ્ધિ પામ્યા કરે છે, એટલે તેમાં કોઈ પણ વખતે કોઈ પણ રીતે ન્યૂનતા થતી નથી, પરંતુ વૃદ્ધિ જ થયા કરે છે.' આ પ્રકારનો ધ્વનિ નીકળે છે, જો 'प्रथम' શબ્દનો પ્રયોગ ન કરતાં તેના સ્થાનમાં ઉત્તમ, ઉત્કૃષ્ટ, પ્રધાન ઇત્યાદિ કોઈ પણ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો હોત તો આ ધ્વનિ નીકળી શકત નહિ, તેથી ઉત્તમ આદિ શબ્દોનો પ્રયોગ નહિ કરતાં 'પ્રથમ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

પ્રશ્ન—આ નવમા પદમાં 'हवइ' આ ક્રિયાપદનો પ્રયોગ કેમ કરવામાં આવ્યો ? આ ક્રિયાપદનો પ્રયોગ ન પણ કરવામાં આવ્યો હોત તો પણ 'हवइ' ક્રિયાપદના અધ્યાહાર રહેવાથી તેનો અર્થ સમજી શકાત. કારણ કે વાક્યોમાં પ્રાયઃ 'अस्ति' 'भवति' ઈત્યાદિ પદોના આધ્યાહાર થવા છતાં પણ તેનો અર્થ સમજી શકાય છે.

ઉત્તર– નિઃસંદેહ બીજા વાક્યોની માફક આ પદમાં પણ 'हवइ' ક્રિયાપદનો પ્રયોગ ન કરવાથી પણ તેનો અધ્યાહાર થઈ શકે છે, તો પણ અહીંયાં જે ઉક્ત ક્રિયાપદનો પ્રયોગ કર્યો છે તેનું પ્રયોજન એ છે કે ઉક્ત મંગલની વિદ્યમાનતા કાયમ રહે છે. કહેવાનું તાત્પર્ય એ છે કેઃ—"આ પંચ નમસ્કાર સર્વ મંગલોમાં ઉત્તમ મંગલ છે તથા તે મંગલ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે અને નિરંતર વિદ્યમાન રહે છે." જો 'हवइ' આ ક્રિયાપદનો પ્રયોગ ન કરવામાં આવ્યો હોત તો 'તેની નિરંતર સત્ત રહે છે' આ અર્થની પ્રતીતિ થઇ શકત નહિ.

પ્રશ્ન—નવમા પદના અંતમાં 'मंगलं' એ પદનો પ્રયોગ કેમ કરવામાં આવ્યો ? જો તેનો પ્રયોગ ન પણ કરવામાં આવ્યો હોત તો પણ 'મંગલ' પદનો અધ્યાહાર થઇ શકત. એટલે '(આ પંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પ્રથમ છે' એટલું કહેવાથી પણ 'પ્રથમ મંગલ છે' આ અર્થની પ્રતીતિ સ્વયમેવ થઇ શકતી હતી, જેમકે 'कवीनां कालिदासः श्रेष्ठः' ઇત્યાદિ વાક્યોમાં કવિ આદિ શબ્દોનો પ્રયોગ ન કરવાથી પણ તેના અર્થની પ્રતીતિ સત્યમેવ થઈ જાય છે.

ઉત્તર—'मंगलं' આ પદનો પ્રયોગ ન કરવામાં આવ્યો હોત તો પણ તેના અર્થની પ્રતીતિ જો કે નિઃસંદેહ થઇ શકતી હતી, પરંતુ પહેલાં કહી ચૂક્યા છીએ કે 'જગતનું કલ્યાણ કરવા વાળા કથન કરવા યોગ્ય વિષયનાં કથનમાં આદિ, મધ્ય અને અંતમાં મંગલ કરવાનું મહાપુરુષોએ કહેલું છે. એમ કરવાથી તેનો પાઠ કરનાર, શીખવનાર અને ચિંતન કરનારનું સર્વદા મંગલ થાય છે, તથા પ્રતિપાદ્ય વિષયની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઈ તેની સર્વદા પ્રવૃત્તિ થાય છે.' તેથી અહીંયાં અંતમાં મંગલ કરવાને માટે 'मंगलं' આ પદનો સાક્ષાત્ પ્રયોગ કરવામાં આવ્યો છે, એટલે મંગલાર્થ વાચક 'मंगलं' શબ્દ રાખવામાં આવ્યો છે.

---

# પરમેષ્ઠિ નમસ્કારનો પરિચય*

**जीयात् पुण्याङ्गजननी पालनी शोधनी च मे।**
**हंसविश्रामकमल-श्रीः सदेष्ट नमस्कृतिः ॥१॥**

અર્થ–જે માતાની જેમ પુણ્યરૂપી શરીરને ઉત્પન્ન કરે છે, પાલન પોષણ કરે છે, પવિત્ર રાખે છે અને જીવરૂપી હંસને વિશ્રામ લેવા માટે કમલની શોભાને ધારણ કરે છે, તે શ્રીપંચપરમેષ્ઠિ નમસ્કૃતિ હમેશાં જયવંતી રહો. (૧)

શ્રીઅરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, આ પાંચને જૈન શાસનમાં પંચ પરમેષ્ઠિની સંજ્ઞા કરવામાં આવી છે. ઇષ્ટ નમસ્કૃતિ, પરમેષ્ઠિ નમસ્કાર અને નમસ્કાર મહા-મંત્ર પણ એનાં જ બીજાં નામો છે. આ પંચ પરમેષ્ઠિઓના ગુણોના ખ્યાલથી તેમના પ્રત્યે નમ્રતાનો ભાવ પ્રગટે છે. તેથી સંક્ષેપમાં તેમનું સ્વરૂપ નીચે રજુ કરવામાં આવે છે.

૧–શ્રીઅરિહંત પરમાત્મા મોક્ષમાર્ગના આદ્ય ઉપદેશક હોવાથી વિશ્વ ઉપર એમનો ઉપકાર મહાન અને અજોડ છે. મોક્ષનો માર્ગ ચર્મચક્ષુને અગોચર હોય છે. કેવળજ્ઞાનરૂપી ચક્ષુ વિના તે સાક્ષાત્ જોઇ કે જાણી શકાતો નથી. શ્રીઅરિહંત પરમાત્માઓના આત્માઓ સમગ્ર જગતનું કલ્યાણ કરવાની સર્વહિતકારિણી પ્રકૃષ્ટ શુભ ભાવના સહિત પૂર્વભવોમાં મોક્ષમાર્ગની એવી સુંદર આરાધના કરે છે કે જેથી ચરમ ભવમાં તેઓ ત્રણ જ્ઞાન સહિત જનમે છે, યોગ્ય અવસરે સંયમ સ્વીકારે છે, અપ્રમત્તભાવે સંયમનું પાલન કરે છે, ઘાતીકર્મ ખપાવે છે; અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે. કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી સાક્ષાત્ મોક્ષમાર્ગને જ્ઞાનચક્ષુથી જોઈ સત્ય મોક્ષ માર્ગ જગતને બતાવે છે. એમના બતાવેલ માર્ગે પ્રયાણ કરી અનેક આત્માઓ પોતાનું શુદ્ધપદ પ્રાપ્ત કરે છે અને અજરામર બને છે. ભવિષ્યમાં પણ આ મોક્ષમાર્ગનો પ્રવાહ ચાલુ રહે તે માટે શ્રીઅરિહંત પરમાત્માઓ તીર્થની સ્થાપના કરે છે અને એ તીર્થના આલંબનથી અનેક ભવ્યાત્માઓ મોક્ષપદને પ્રાપ્ત કરે છે. ટુંકાણમાં ત્રણે કાળમાં મોક્ષનો માર્ગ ચાલુ રહે છે, તેમાં મુખ્ય ફાળો શ્રીઅરિહંત પરમાત્માઓનો હોય છે. અને એથી એમનો ઉપકાર અજોડ અને મહાન બની જાય છે. એવા ઉપકારી અરિહંતોને નમસ્કાર કરવાથી કૃતજ્ઞતા ગુણ પ્રકટે છે.

૨–સિદ્ધ પરમાત્માઓનો મુખ્ય ગુણ અવિનાશીપણું છે. સિદ્ધ પરમાત્માના આ અવિ-નાશીપણાનો ગુણ સમગ્ર મુમુક્ષુ આત્માઓનું લક્ષ્યબિન્દુ છે. શ્રીઅરિહંત પરમાત્માઓ પણ દીક્ષા અંગીકાર કરતી વખતે સિદ્ધપદને નમસ્કાર કરે છે. અને જગતને સિદ્ધપદને માર્ગે દોરવે છે, માટે જ અનુપમ ઉપકારી તરીકે તેમની ગણત્રી થાય છે. જગતના તમામ પદાર્થો

* 'નમસ્કાર માહાત્મ્ય' ના પાચમા શ્લોક ઉપરનું આ વિવેચન મુનિ શ્રીકુંદકુંદવિજયજીએ તૈયાર કરેલું છે.

ઉપર કાળની અસર છે. આ એક જ પદ એવું છે કે જેના ઉપર કાળની પણ અસર નથી. આ પદ પ્રાપ્ત કર્યા પછી જીવ પોતાના સ્વરૂપને કદી પણ છોડતો નથી, માટે જ સિદ્ધપદ અવિનાશી પદ કહેવાય છે. સિદ્ધ પરમાત્માઓના અવિનાશી સ્વરૂપનો વિચાર જીવને સિદ્ધ બનવાની અચિંત્ય પ્રેરણા આપે છે, હિંમત આપે છે, દિલાસો આપે છે અને જીવમાં છુપાયેલ વીર્યોલ્લાસમાં અપૂર્વ વૃદ્ધિ કરાવે છે. શ્રીસિદ્ધ પરમાત્માઓને નમસ્કાર કરવાથી આપણા આત્મામાં સત્તાગત રહેલ સિદ્ધપણું પ્રગટ થાય છે.

૩–નમસ્કારમાં ત્રીજું પદ આચાર્યવર્યોનું છે. મુમુક્ષુઓ માટે મોક્ષ એ સાધ્ય છે અને સદાચરણ એ સાધન છે. કારણ વિના કાર્યની પ્રાપ્તિ થાય નહિ. જેને મોક્ષની ઇચ્છા હોય તેણે મોક્ષના અનન્ય સાધનભૂત સદાચારને પણ જીવનમાં અપનાવવો જ રહ્યો. આ ત્રીજા પદમાં રહેલા આત્માઓ પોતે સદાચારનું પાલન કરે છે. અને જગતને પણ એ માર્ગે ચાલવાની સતત્ પ્રેરણા પોતાના જીવનથી અને ઉપદેશથી આપે છે. પંચાચારના પાલનમાં જગતના તમામ સુંદર આચારોનો સમાવેશ થઈ જાય છે. આ સદાચારનું પાલન અથવા આ સદાચાર ઉપરનો પ્રેમ જીવમાં મોક્ષ પ્રાપ્તિની યોગ્યતા પ્રાપ્ત કરાવે છે. તે સિવાય સદ્ગતિમાં ગમન કરવા માટે જીવ પાંગળો બની જાય છે. ત્રીજા પદને નમસ્કાર એટલે સદાચારની પૂજા અથવા સદાચાર ઉપરના પ્રેમની અભિવ્યક્તિ. સાચા ભાવથી સદાચાર કે સદાચારીને કરેલો નમસ્કાર કોઈ કાળે નિષ્ફળ જતો નથી.

૪–નમસ્કારમાં ચોથું પદ ઉપાધ્યાય મહારાજાનું છે. એમનો મુખ્ય ગુણ વિનય છે. આ વિનય ગુણ મોક્ષમાર્ગમાં ઘણો જ ઉપયોગી છે. એના વિના મોક્ષમાર્ગમાં એક ડગલું પણ આગળ વધી શકાતું નથી. ખરી રીતે વિનયથી જ મોક્ષમાર્ગની શરૂઆત થાય છે. નમસ્કાર પણ એક પ્રકારનો વિનય જ છે. વિનય વિના ઉત્તમ પ્રકારની વિદ્યા એટલે મોક્ષની વિદ્યા પ્રાપ્ત થતી નથી. અને વિદ્યા–જ્ઞાન–વિના મોક્ષની પ્રાપ્તિ પણ થતી નથી. બધા ગુણોનું મૂળ વિનય છે. આ ચોથા પદમાં રહેલા આત્માઓ પોતે વિનય ગુણનું પાલન કરે છે અને બીજાને પણ વિનયગુણનું શિક્ષણ આપે છે. આ પદને નમસ્કાર એટલે વિનયગુણને નમસ્કાર. આત્મિક ગુણોની પ્રાપ્તિમાં એવો નિયમ છે કે જે આત્મા જે ગુણને હાર્દિક રીતે ઇચ્છે છે, અને તેને પ્રાપ્ત કરવા અંતઃકરણથી પ્રયાસ કરે છે, તે ગુણ તેનામાં પ્રગટ થયા વિના રહેતો નથી. ગુણો બહારથી આવતા નથી પણ અંદરથી જ પ્રગટે છે. તે માટે હૃદયની સચ્ચાઇ પૂર્વકની તીવ્ર તાલાવેલી જોઇએ. આ પદને નમસ્કાર કરવાથી વિનયગુણની પ્રાપ્તિ થાય છે. આ વિનયગુણ એટલે બાહ્ય અભ્યંતર સર્વ પ્રકારની ઋદ્ધિસિદ્ધિઓનું ઉત્પત્તિ સ્થાન. વિનય ગુણની પ્રાપ્તિ માટે ગુણી આત્માઓને ભાવપૂર્વક નમસ્કાર કરવો જોઇએ. ભાવનમસ્કાર એટલે તે ગુણને પ્રાપ્ત કરવાની તીવ્ર તાલાવેલી પૂર્વક મન, વચન, કાયાની શુભ પ્રવૃત્તિ.

૫– નમસ્કારમાં પાંચમું પદ સર્વ સાધુઓનું છે. પ્રાપ્ત થએલ શક્તિ અને સામગ્રીનો જો સદુપયોગ કરવામાં ન આવે તો, તે દિનપ્રતિદિન શક્તિહીન–ક્ષીણ–બનતી જાય છે. અને તેનો યોગ્ય સદુપયોગ કરવામાં આવે તો તે શક્તિ અને સામગ્રી ઉત્તરોત્તર વધુને વધુ તીવ્ર–સતેજ બનતી જાય છે. કોઇને પણ સહાય કરવાની જેનામાં વૃત્તિ નથી એનામાં સાધુતા કદી પણ ઝળકી શકતી નથી, એટલું જ નહિ, પણ પ્રાપ્ત શક્તિનો સદુપયોગ ન કરવાથી જીવ એવા પ્રકારનું આવરણ ઉપાર્જન કરે છે કે તેના યોગે તેને ભવિષ્યમાં અધિક પ્રકાશ મળતો અટકી જાય છે. આ રીતે પ્રાપ્તશક્તિનો સદુપયોગ ન કરવો તે પરિણામે પોતાના જ અહિતમાં પરિણમે છે. સાધુપદને પ્રાપ્ત થએલ વિવેકી આત્મા પ્રકૃતિના આ સનાતન નિયમને સારી રીતે જાણતો હોવાથી પોતાને પ્રાપ્ત થએલ તમામ શક્તિઓને સ્વપરનું અહિત ન થાય અને હિત થાય તેવી રીતે સતત્ સત્કાર્યોમાં જોડી દે છે. પરના હિતકાર્યમાં એને કદી પણ થાક લાગતો નથી. કારણ કે પારકાના હિતમાં જ તેને પોતાનું હિત બરાબર સમજાઇ ગયું હોય છે.

અનાદિથી આ જીવ અશુદ્ધ વૃત્તિથી ખરડાયેલો છે. તેથી સ્વાર્થવૃત્તિ તેનામાં સહજ છે. એ સ્વાર્થવૃત્તિ જ જીવમાં રહેલ પશુતાનો અંશ છે. એના યોગે જ જગતમાં અનેક પ્રકારની અથડામણો–સંઘર્ષો ઊભા થાય છે. અને બીજાને સહાય કરવાની વૃત્તિ, એ દિવ્યતાનું ઝરણું છે. ભાવ ઐશ્વર્યની સુવાસ છે. આ સહાયવૃત્તિ સહજ નથી, તે કેળવવાની ચીજ છે. ઘણાકાળ સુધી આદર અને સત્કાર પૂર્વકના સતત્ અભ્યાસ વિના તે સ્થિર થતી નથી. જીવમાં આ સહાયવૃત્તિ–બીજાને સહાયક થવાની વૃત્તિ–જગાડવાનો અમોઘ ઉપાય સાધુપદને ભાવથી નમસ્કાર કરવો તે છે. આ સહાય થવાની વૃત્તિ જગાડવાથી સ્વાર્થવૃત્તિનો વિલોપ થાય છે.

તાત્પર્ય એ છે કે સેવા ગુણ (સહાય વૃત્તિ)ના વિકાસ વિના સાચો વિનય ગુણ પ્રગટી શકતો નથી. વિનય ગુણનું સ્વરૂપ જ એવું છે કે તેમાં બાહ્ય સેવા અને હૃદયનો પ્રેમ આ બન્ને વસ્તુ જોઇએ ત્યારે જ તે વિનય ગુણ સાચા ગુણ રૂપે બની શકે. વિનયગુણના વિકાસ વિના સદાચારની વિદ્યા–મોક્ષમાર્ગનું સાચું જ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી, અને સદાચારની વિદ્યા–મોક્ષમાર્ગના સાચા જ્ઞાન વિના સદાચારનું પૂર્ણ પાલન થઈ શકતું નથી. સદાચારના પૂર્ણ પાલન સિવાય સિદ્ધપદની પ્રાપ્તિ થઇ શકતી નથી. અને સિદ્ધપદ પ્રાપ્તિની અભિલાષા અરિહંત પદના આરાધન વિના શક્ય નથી.

આ રીતે એક અપેક્ષાએ પાંચે પદો કાર્યકારણરૂપ હોવાથી સામાન આદરણીય બને છે. કાર્યસિદ્ધિની ઇચ્છાવાળો સાચા કારણોની કદી પણ ઉપેક્ષા કરે નહિ. એટલું જ નહિ પણ વાસ્તવિક કારણોના આસેવનમાં જ તે પોતાનું તમામ પરાક્રમ ફોરવે છે. વાસ્તવિક કારણોમાં

મંડયા રહેવું એ જ કાર્યસિદ્ધિનો અમોઘ મંત્ર છે. હમેશાં સેવન કારણોનું કરવાનું હોય છે. કાર્ય તો એના કાળે આવીને ઊભું રહે છે.

એક ગામથી બીજે ગામ જવું હોય ત્યાં વચ્ચે ચાલવાની ક્રિયા, ગામ પ્રાપ્તિમાં કારણ છે. જો પ્રયાણનું કામ ચાલુ હોય તો ગામ તો પોતાની મેળે આવીને ઊભું રહે છે. તેવી જ રીતે વાસ્તવિક કારણોના આસેવનમાં મંડયા રહેવાથી એના ફળ રૂપે જે કાર્ય થવાનું છે, તે તો એના કાળે આવીને ઊભું જ રહે છે. એ પ્રમાણે કાર્ય–કારણની સનાતન વ્યવસ્થા છે.

પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવાથી જેમ સહાયવૃત્તિ, વિનય, સદાચાર, અવિનાશીપણું અને પરોપકાર વગેરે લોકોત્તર ગુણો પ્રત્યે પ્રેમ જાગે છે, તેમ બીજા પણ અનેક લાભો થાય છે. ખરી રીતે આ પાંચ નમસ્કાર એક મહાન શક્તિ છે. અથવા શક્તિનો પુંજ છે. પ્રતિપક્ષી વસ્તુને હઠાવવા માટે હમેશાં શક્તિની જરૂર પડે છે. અનાદિકાળથી આ જીવના સાચા પ્રતિપક્ષી કોઈ હોય તો આઠ પ્રકારનાં કર્મો છે. એ કર્મોમાં પણ મોહનીય કર્મ મુખ્ય છે. આઠે કર્મોના નાયકના સ્થાને છે. એ મોહનીય કર્મના બે પ્રકાર છે. એક દર્શન મોહનીય અને બીજું ચારિત્ર મોહનીય. આ મોહનીય કર્મને જીતવાથી બીજાં કર્મોનું બળ જર્જરિત થઈ જાય છે. આ પરમેષ્ઠિ નમસ્કારથી મોહ કર્મનો સમૂળ નાશ થાય છે. મોહના નાશથી બીજાં કર્મો અવશ્ય નાશ પામે છે એટલા માટે જ નવકારમાં "सव्वपावप्पणासणो" એવું પદ મૂકયું છે.

હવે નમસ્કારથી મોહનીય કર્મ શી રીતે નાશ પામે છે, તે વિચારીએ. મોહનીય કર્મમાં પણ દર્શન મોહનીય બળવાન છે. નવકારનાં પ્રથમ પદ "नमो अरिहंताणं"થી દર્શન મોહનીય કર્મ જીતાય છે. દર્શન મોહ એટલે ઉલટી માન્યતા. અરિહંતને ભાવથી નમસ્કાર કરવાથી જીવ સીધી માન્યતામાં આવે છે. જીવની ઉંધી માન્યતા એ જ દર્શન મોહનું મોટું બળ છે. અને ભાવથી અરિહંતને નમે છે, એટલે ઉંધી માન્યતા ટળે છે. ખરી રીતે એ અરિહંતના માર્ગને નમ્યો. સન્માર્ગને નમે એટલે તેની ઉન્માર્ગરૂચિ ટળી અને એ સન્માર્ગ રૂચિવાળો બન્યો. એથી દર્શન મોહનું મર્મસ્થાન ભેદાઈ જાય છે અને પછી ક્રમે ક્રમે તે સર્વથા પણ જીતાઈ જાય છે.

સામાન્યથી પણ નમવાનો પરિણામ વખણાય છે. પણ જ્યારે એ નમસ્કારના વિષય તરીકે અરિહંત પરમાત્માઓ આવે છે, ત્યારે તો એ નમસ્કારની શક્તિ અચિન્ત્ય સામર્થ્યવાળી બની જાય છે. નમસ્કાર હોય પણ નમસ્કારના વિષય તરીકે કાર્યસિદ્ધિ કરવામાં અચિન્ત્ય શક્તિ ધરાવનારા જો અરિહંત પરમાત્માઓ ન હોય તો આટલું સામર્થ્ય ન પ્રગટે, અને નમસ્કારના વિષય તરીકે ભલે અરિહંત હોય પણ ભાવનમસ્કાર ન હોય તો પણ આટલું સામર્થ્ય ન પ્રગટે. પરંતુ જ્યારે ભાવનમસ્કાર અને નમસ્કારના વિષય તરીકે અરિહંત

પરમાત્માઓ આવે છે, ત્યારે અનાદિકાળથી મિથ્યાત્વભેદનનું કાર્ય જે બીજી રીતે બની શક્યું ન હતું તે સિદ્ધ થાય છે. આવા બળવત્તર પ્રતિપક્ષીને સહેજમાં જીતનાર હોવાથી નમસ્કાર એ મહાન શક્તિ અથવા શક્તિનો પુંજ છે, એમ કહેવું સર્વથા ઉચિત છે.

મોહનો પહેલો પ્રકાર દર્શન મોહ છે. અને બીજો પ્રકાર ચારિત્રમોહ છે. ચારિત્રમોહના ૨૫ ભેદ છે. પણ તેમાં—ક્રોધ, માન, માયા અને લોભ—આ ચાર મુખ્ય છે. હવે નમસ્કાર મહામંત્રના પવિત્ર પદોથી આ ચારે કષાયોનો શી રીતે નાશ થાય છે તેને પણ પશ્ચાનુપૂર્વિથી વિચારીએ.

"नमो लोए सव्वसाहूणं" પદથી ક્રોધને જીતવાનું બળ પ્રગટે છે. કારણ કે ભાવ સાધુતાને વરેલા મુનિવરો સતત રીતે ક્ષમાને આસરે રહીને ક્રોધને જીતવાને કટીબદ્ધ થયા હોય છે. એટલા માટે સાધુઓને ક્ષમાશ્રમણ—ક્ષમા પ્રધાન—સાધુ તરીકે સંબોધવામાં આવે છે. તેમની છાયામાં આવનાર બીજા પણ ક્રોધને જીતવા માટે સામર્થ્યવાળા બની શકે છે. અને એમનામાં ક્ષમા ગુણનો પ્રાદુર્ભાવ થાય છે.

"नमो उवज्झायाणं" ઉપાધ્યાય પદને નમસ્કાર કરવાથી માન નામનો બીજો કષાય દોષ ટળે છે, અને નમ્રતા ગુણ પ્રગટે છે. ઉપાધ્યાય પોતે વિનય ગુણને વરેલા હોય છે. જે ગુણ જેણે આત્મસાત કર્યો હોય તેમની પાસે વસવાથી બીજામાં પણ એ સામર્થ્ય પ્રગટે છે, જેમ તીર્થંકરના સમવસરણમાં જાતિ વૈરભાવવાળા પ્રાણીઓ પણ પ્રભુના સાન્નિધ્યમાં વૈરભાવ ભૂલી જાય છે. જ્યાં વિનય-નમ્રતા હોય ત્યાં માન કે અભિમાન ટકી શકે નહિ.

"नमो आयरियाणं" પ્રાપ્ત શક્તિને ગોપવવી અર્થાત્ તેનો સદુપયોગ ન કરવો તે માયાચાર છે. સદાચારની ક્રિયાઓમાં સંલગ્ન રહેલા ભાવાચાર્યો પોતાનું બળ જરા પણ ગોપવતા નથી. આચાર્યપદને નમવાથી શક્ય ક્રિયામાં પરાક્રમ ફોરવવાનું બળ આવે છે અને તેથી માયાચાર નામનો (માયા) દોષ ટળે છે. માયા ટળે એટલે સરળતા નામનો ગુણ પ્રગટે.

"नमो सिद्धाणं" સિદ્ધ પરમાત્માની અનંતી ઋદ્ધિનું દર્શન થયા પછી દુન્યવી ઋદ્ધિનો લોભ રહેતો નથી. ભમરો ત્યાં સુધી જ ગુંજારવ કરે છે કે જ્યાં સુધી તેણે પુષ્પનો પરાગ મેળવ્યો નથી. જીવને દુન્યવી પદાર્થોનો લોભ ત્યાં સુધી જ રહે છે કે જ્યાં સુધી આત્માની અનંતઋદ્ધિનું દર્શન થયું નથી. સિદ્ધપદને નમવાથી વાસ્તવિક રીતે તો પોતાના આત્મામાં જ રહેલ અનંત ઋદ્ધિસિદ્ધિનું દર્શન થાય છે અને તેથી તેનો બીજો દુન્યવી લોભ ટળી જાય છે અને સંતોષવૃત્તિ પ્રગટે છે.

पुण्याङ्गजननी—આ રીતે પંચપરમેષ્ઠિ નમસ્કારથી મોહનીય કર્મના મુખ્ય ભેદરૂપ દર્શન મોહનીય અને ક્રોધ, માન, માયા અને લોભાદિ મહાન દોષો ટળે છે. તેથી આ

ક્રિયા અચિન્ત્ય પ્રભાવશાળી મનાય છે. અનુભવી પુરુષોએ આ નમસ્કારની ક્રિયાનો પ્રભાવ જાતે અનુભવ્યો છે અને કેવળ કરૂણાબુદ્ધિથી જગત સમક્ષ અનેક રીતે જાહેર પણ કર્યો છે. અદ્દ્ભૂત સામર્થ્યવાળી નમસ્કારની ક્રિયામાં મહાજ્ઞાની ગણાતા પુરુષો પણ મુગ્ધ બન્યા છે. એના ગુણગ્રામ ગાવામાં કદી પણ એમણે થાક અનુભવ્યો નથી. અને જે રીતે જગતના જીવોને આ નમસ્કારની ક્રિયા પ્રત્યે રૂચિ, પ્રેમ અને આદર પ્રગટે તે રીતે કરવા અથાગ પ્રયત્ન પણ સેવ્યો છે.

શ્રીસિદ્ધસેનાચાર્ય વિરચિત શ્રીનમસ્કાર માહાત્મ્યમાં આ નમસ્કારની ક્રિયાને **પુણ્યરૂપી શરીરને જનમ આપનારી માતાની ઉપમા આપી છે.** માતા જેમ બાહ્ય શરીરને જનમ આપે છે, તેમ નમસ્કારરૂપી માતા પુણ્યરૂપી શરીરને ઉત્પન્ન કરે છે. બાહ્ય શરીરને જનમ આપનાર માતા છે, આ વાત જગપ્રસિદ્ધ છે. આ પ્રસિદ્ધ વાત દ્વારા જે વાત નક્કર સત્ય હોવા છતાં જગતના જીવોને ખ્યાલ બહાર છે, તે વાત લક્ષ્ય ઉપર લાવવા માટે નમસ્કારને પુણ્યરૂપી શરીરને ઉત્પન્ન કરનાર માતાની ઉપમા આપી છે. નમસ્કારની ક્રિયા વિના પુણ્યરૂપી શરીર ઉત્પન્ન થઈ શકતું નથી. અને પુણ્યરૂપી શરીરની હૈયાતિ વિના બાહ્ય શરીરની કે કોઈ પણ સામગ્રીની સફળતા થઈ શકતી નથી. અર્થાત્ બાહ્ય શરીર આદિ સાધનો લાભકારક બનતાં નથી, પણ ઉલટાં અનેક રીતે હાનિકારક બને છે.

વળી, બાહ્ય શરીરમાં પણ નિરોગિતા, દીર્ઘાયુષીપણું, સુંદરતા, નિર્દોષતા, આદેયતા, શ્લાઘનીયતા, સહૃદયતા, સૌમ્યતાદિ ગુણો અંદરના પુણ્યરૂપી શરીરની હૈયાતિ વિના પ્રગટી શકતા નથી. શરીરની નિર્દોષતા, સ્વભાવની સુંદરતા અને બાહ્ય ઐશ્વર્ય, પુણ્યરૂપી આંતરિક શરીરનાં મૂર્ત પ્રતીકો છે. એક કારણ છે અને બીજું કાર્ય છે. એક જ સમયે જનમેલા બે બાળકોના સ્વભાવ, બળ, બુદ્ધિ, વૈભવ, આરોગ્ય અને અભિરતિમાં ફરક પડે છે, તેનું કોઈ ચોક્કસ આંતરિક કારણ માનવું જોઇએ. અને તે જે છે તે જ પુણ્યરૂપી શરીર છે. જેનું પુણ્યરૂપી આંતરિક શરીર પુષ્ટ હોય છે, તેને ઉત્તમ વસ્તુઓ સ્વયમેવ આવી મળે છે.

અહીં પુણ્યરૂપી શરીર એટલે પુણ્યાનુબંધિ પુણ્ય સમજવું. જનમાંતરમાંથી જીવ જ્યારે આવે છે, ત્યારે તેની સાથે બે શરીર હોય છે. એક કાર્મણ અને બીજું તૈજસ. આ બે શરીરો જીવને અનાદિથી હોય છે અને સંસાર પર્યન્ત રહે છે. આ બેમાં કાર્મણ શરીર એટલે કર્મશરીર. એ કર્મરૂપી શરીર જેવા પ્રકારનું લઈ આવ્યો હોય છે, તેવા પ્રકારનું (ત્રીજું) બાહ્ય શરીર અને વૈભવ આદિની સામગ્રી તેને મળે છે. તેમાં જો પુણ્યની પ્રબળતા હોય તો કાર્મણ શરીર પુણ્યશરીર કહેવાય છે. આ પુણ્યાનુબંધિ પુણ્ય ઉત્તમ વસ્તુઓમાં ઉત્તમ રૂચિ કરાવી આપે છે, તેથી પ્રશસ્ય ગણાય છે. મોક્ષને અનુકૂલ ઉત્તમોત્તમ પ્રકારની સામગ્રી મેળવી આપવામાં તે અગ્રગણ્ય ભાગ ભજવે છે.

કર્મ પરતંત્ર દશામાં રહેલો જીવ અનાદિ અસદ્ અભ્યાસના યોગે સહજભાવે અશુભમાં તન્મય બની જાય છે. જીવની આ અશુભ દશા શુભ આલંબન વિના ટળતી નથી, અને એ શુભ આલંબનોની પ્રાપ્તિ પુણ્યાનુબંધિ પુણ્ય વિના સુલભ નથી.

જીવને બનવું છે સર્વ કર્મથી રહિત સિદ્ધ. આરાધક માત્રનું આ જ અંતિમ ધ્યેય હોય છે, પણ એ દશા પ્રાપ્ત કરવા માટે વચ્ચે એક અવસ્થામાંથી અવશ્ય પસાર થવું પડે છે. એ અવસ્થાનું નામ કુશલાનુબન્ધિ કર્તવ્યોમાં આત્માને ઓતપ્રોત બનાવી દેવો. આ વાત દૃષ્ટાન્તથી વિચારીએ.

કોઈ માણસને ભીંત ઉપર એક સુંદર ચિત્ર આલેખવાની ઇચ્છા થઇ. આ કાર્ય માટે પ્રથમ ભીંતને યોગ્ય બનાવવી પડે છે. એટલે એમાંથી ખાડા ટેકરા દૂર કરી, જમીનને સરળ લીસી અને પાણીદાર બનાવવી પડે છે. પોતાનું ચિત્ર તેમાં ઝળકી ઉઠે તે માટેના તમામ ઉપાયો કરવા પડે છે. એ બધું થયા પછી જ તેમાં આળેખેલું ચિત્ર પ્રતિષ્ઠાને પામે છે. અહીં ત્રણ અવસ્થા થઇ. પ્રથમ ભીંત ચિત્ર માટે અયોગ્ય હતી તે. તેને ઉપાયો દ્વારા યોગ્ય બનાવી તે તેની બીજી અવસ્થા. અને એ બન્યા પછી જ તેમાં ચિત્ર પ્રતિષ્ઠાને પામ્યું એ તેની ત્રીજી અવસ્થા. આમાં વચ્ચે યોગ્ય ઉપાયો દ્વારા ભીંતને યોગ્ય બનાવવાની ક્રિયા કરી ન હોત તો કદી પણ તેમાં ચિત્ર ઝળકી શકત નહિ. તેમ અહીં પણ જીવ અનાદિકાળથી અશુભ ભાવમાં રમણતા કરે છે. તેને પ્રથમ પુણ્યાનુબન્ધિ પુણ્યથી ઉત્પન્ન થતા ઉત્તમોત્તમ નિમિત્તોના બળથી શુભ ભાવમાં લાવવો પડે છે. અને એ રીતે જીવમાં શુભ પ્રતિષ્ઠા થયા પછી એટલે અણુએ અણુમાં શુભભાવની એકમેકતા થયા પછી જ જીવરૂપી ભીંત ઉપર શુદ્ધનો રંગ ચડી શકે છે. અહીં પણ ત્રણ અવસ્થા થઈ. પ્રથમ અશુભ અવસ્થા. તેને તે તે ઉપાયો વડે શુભ બનાવી. અને એ શુભ બન્યા પછી તેના ઉપર શુદ્ધ દશા રૂપી રંગ ચડયો. આ અનાદિનો ક્રમ છે. જે કોઈ શુદ્ધ દશા પામ્યા છે, તે બધા આવી રીતે ક્રમસર વિકાસ કરીને જ. અશુભની રૂચિ બેઠી છે ત્યાં સુધી શુભ આલંબનની ખૂબ જ જરૂર છે. શુભના બળથી અશુભનો રાગ ટળી ગયા પછી શુભ પોતાની મેળે જ ખસી જાય છે. કારણ કે—તે સજ્જન મિત્ર જેવો છે. જરૂર હોય ત્યાં સુધી સહાયમાં ઊભો રહે અને જ્યારે જરૂર ન દેખે ત્યારે પોતાની મેળે ખસી જાય. એનું મુખ્ય કામ અશુભને કાઢવાનું છે. જેમ એરંડિયું પેટમાં ભરાયેલા જુના મળને કાઢી પોતે પોતાની મેળે નીકળી જાય તેમ. આ રીતે પુણ્યાનુબન્ધિ પુણ્ય અશુભની રૂચિ દૂર કરાવે છે. અને મોક્ષને અનુકૂલ ઉત્તમ વસ્તુઓમાં ઉત્તમ રૂચિ કરાવી આપે છે. આવા કુશલાનુબંધિ પુણ્યને ઉત્પન્ન કરનાર નમસ્કાર મહામંત્ર હોવાથી તેને પુણ્યરૂપી શરીરને ઉત્પન્ન કરનાર માતાની ઉપમા આપી છે. ખરી રીતે તો ઉત્તરોત્તર તેનાથી મોક્ષ જ મળે છે પણ અહીં સાધ્ય દશાને ગૌણ રાખી સાધનદશાને મુખ્ય બનાવી આ ફળ દર્શાવ્યું છે. આ ઉપરથી એમ પણ ફલિત થાય છે કે સાધ્ય કરતાં સાધનની મહત્તા

જરા પણ ઓછી નથી. કાર્યસિદ્ધિના ઇચ્છુકને જેટલી કિંમત કાર્યની હોય છે, એટલી જ કિંમત તેના સાધનની હોય છે. જો કારણ વિના કાર્ય થતું જ ન હોય તો કારણની ઉપેક્ષા એ કાર્યની જ ઉપેક્ષા છે અને કારણનો આદર એ કાર્યનો જ આદર છે.

જમીનમાં પાણી પ્રગટ કરવું એ કાર્ય છે અને કુવો ખોદવાની ક્રિયા એ કારણ છે. જે માણસ વાસ્તવિક કારણોનું આસેવન કરે છે, તેનું કાર્ય અવશ્ય સિદ્ધ થાય છે; અને કારણોનો અનાદર કરી આસેવન ન કરે તો કદીપણ કાર્યસિદ્ધિ ન થાય. યોગ્ય ભૂમિમાં કુવો ખોદતાં ખોદતાં જ જેમ પાણીની સર પોતાની મેળે પ્રગટે છે, તેમ શુભ અનુષ્ઠાનોમાં મંડ્યા રહેવાથી આત્માની શુદ્ધિરૂપી કાર્ય પણ પોતાની મેળે થાય છે. વસ્ત્રને ઉજ્જ્વળ બનાવવું એ કાર્ય છે અને ધોવાની ક્રિયા એ કારણ છે. ધોવાની ક્રિયાથી જેમ વસ્ત્રમાં ઉજ્જ્વલતા આપોઆપ પ્રગટે છે, તેમ શુભ અનુષ્ઠાનોમાં સંલગ્ન રહેવાથી આત્મારૂપી વસ્ત્રમાં પણ ઉજ્જ્વલતા આપોઆપ પ્રગટે છે. આ બધા કાર્યોમાં સાધનની જ મહત્તા છે. એ સાધનનો આદર એ કાર્યોનો જ આદર છે. અને સાધનનો અનાદર, સાધનની ઉપેક્ષા કે સાધનમાં મધ્યસ્થતા એ કાર્ય પ્રત્યે અનાદર, ઉપેક્ષા અને મધ્યસ્થતામાં પરિણમે છે.

મુમુક્ષુઓ માટે મોક્ષ એ સાધ્ય છે. એ વાત જેટલી નિશ્ચિત છે તેટલી જ એ મોક્ષ કુશલાનુબંધિ પુણ્યની પુષ્ટિ વિના કદી પણ પ્રાપ્ત થઈ શકતો નથી, એ વાત પણ એટલી જ નિશ્ચિત છે. અને એ **કુશલાનુબંધિ અનુષ્ઠાનની પ્રાપ્તિ પરમેષ્ઠિ નમસ્કાર વિના થતી નથી માટે અહીં પરમેષ્ઠિ નમસ્કારને મોક્ષના અનન્ય કારણભૂત પુણ્યાનુબંધિ પુણ્યની જનની તરીકે કહી છે.**

पालनी—પુત્રને જનમ આપી દેવા માત્રથી માતાનું કાર્ય પૂરું થઈ જતું નથી. જનમ આપવા કરતાં પણ પાલન–પોષણ કરવામાં વધારે જવાબદારી અદા કરવી પડે છે. આ બધી જવાબદારી માતા બરાબર અદા કરે છે. જગતમાં પાલ્ય–પાલક સંબંધો અનેક પ્રકારના છે. રાજા પ્રજાનું પાલન કરે છે. પતિ પત્નીનું પાલન કરે છે. શેઠ નોકરનું પાલન કરે છે. પણ આ બધા પાલન કોઈ પણ પાલક પોતાનું સ્વત્વ આપીને પોતાના આશ્રિતનું પાલન કરતો નથી. જ્યારે માતા પોતાનું સ્વત્વ આપીને–પોતાનું હીર આપીને–પોતાના સુખ, સગવડ, શાન્તિ અને સર્વસ્વના ભોગે પુત્રનું પાલન કરે છે. માત્ર પાલન કરે છે એટલું જ નહિ પણ પોતાના જીવનમાં સુંદર સંસ્કારોનું સિંચન કરીને પુત્રમાં તે વારસો ઉતારે છે. બાળકને હજારો ઉપદેશ જે અસર ન કરે તે અસર માતાનું આચરણ કરે છે. બાળકની અવ્યક્ત અવસ્થામાં ઉપદેશ કારગત નીવડતો નથી પણ માતાના પ્રકૃતિગત સુંદર સંસ્કારોની અસર તેના જીવન ઉપર પડે છે. મોટે ભાગે તે વખતે મળેલ સારા–માઠા સંસ્કારો પ્રમાણે જ બાળકનું જીવન ઘડાય છે. અહિંસાપ્રેમી માતાના બાળકો સ્વાભાવિક રીતે જ દયાળુ બને છે. ઉત્તમ બન્યા વિના ઉત્તમતાના સંસ્કાર આપી શકાતા નથી. આજસુધીમાં

અનેક મહાપુરુષોની જગતને ભેટ મળી છે, તેના મૂળમાં જો તપાસવામાં આવે તો ઉત્તમ નરરત્ન તરીકેનું ઘડતર કરવામાં મુખ્ય ફાળો, ત્યાગ અને વાત્સલ્યની મૂર્તિ એવી માતાનો અથવા માતા જેવું હૃદય ધરાવનારા પવિત્ર આત્માઓનો જણાયા સિવાય રહેશે નહિ. પોતાના સર્વસ્વના ભોગે માતા પુત્રનું પાલન કરે છે. છતાં તેમાં બીજી એક વિશેષતા એ છે કે એને કદિ એવો વિચાર સુદ્ધાં પણ આવતો નથી કે હું આમાં કંઈ ઉપકાર કરૂં છું. કદાચિત્ પુત્ર અયોગ્ય નીવડે તો પણ માતા પોતાના હૃદયમાં પુત્રના અવગુણને સ્થાન આપતી નથી, પણ તેની ઉન્નતિ કેમ થાય તેની જ અહર્નિશ ચિંતા કરે છે. આ હૃદય માતાને જ વર્યું હોય છે. અને તેથી જ નીતિ–માર્ગાનુસારીના ગુણોમાં વડીલવર્ગની ગણત્રીમાં માતાને સૌથી પ્રથમ ગણવામાં આવી છે. માતાની આ બધી વિશેષતાઓ જગતને માન્ય છે. અને જેના દિલમાં જે વસ્તુની મહત્તા અંકાઈ ગઈ હોય, તેને તે પ્રસિદ્ધ દૃષ્ટાન્ત દ્વારા ઉપદેશ આપવાથી અલ્પપ્રયાસે અપ્રસિદ્ધ વસ્તુ પણ સમજાવી શકાય છે. નમસ્કારને માતા કહેવામાં પૂર્વ પુરુષોએ એ જ રીતને અખત્યાર કરી છે. અહીં નમસ્કારરૂપી માતાનો વિચાર કરવાનો છે. નમસ્કારરૂપી માતા માત્ર પુણ્યાનુબંધિ પુણ્યરૂપ શરીરને જનમ આપે છે, એટલું જ નહિ પણ પુણ્ય શરીરનું પાલન–પોષણ પણ તે જ કરે છે. ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ થયા પછી તેનો સદુપયોગ કરવો એ જ એની પુષ્ટિ છે. નમસ્કારથી પુણ્ય બંધાય છે, તે કુશલાનુબંધિ હોય છે એ ઉત્તરોત્તર પુષ્ટ બનતું જાય છે અને પૂર્ણ વિકાસમાં પરિણમે છે.

નમસ્કારની રૂચિ વિના પણ કદાચ ઉંચું પદ મલી જાય પણ તે પરિણામે લાભકારક બનતું નથી, કારણ કે નમસ્કારની રૂચિ વિના બંધાયેલ પુણ્ય, વિપાક કાળે જીવને ભાન ભૂલો બનાવી વધારે અંધકારમાં ધકેલી દે છે. નમસ્કારની રૂચિપૂર્વક જે વિકાસ થાય છે, તે જ પરિણામે હિતકારક બને છે આનું નામ જ સાચું પોષણ છે. નમસ્કાર, વસ્તુને મેળવી પણ આપે છે અને સદુપયોગ પણ તે જ કરાવે છે. માટે તે કુશલાનુબંધિ પુણ્ય કહેવાય છે. આ કુશલાનુબંધિ પુણ્યની સહાય વિના જેમ ઉત્તમ સામગ્રીનો સદુપયોગ સુલભ નથી, તેમ તેની સહાયતા વિના ઉત્તમ સામગ્રીનો સદુપયોગ પણ સુલભ નથી. આત્મવિકાસના ઇચ્છુક ભવ્યાત્માઓને નમસ્કારથી પ્રાપ્ત થનાર કુશલાનુબંધિ પુણ્યની સહાય વિના ચાલી શકતું નથી. ચોર અને શ્વાપદ આદિથી ભરપુર ભયંકર અટવીમાં સમર્થ વળાવો જેમ અટવીનું ઉલ્લંઘન કરાવી ઇચ્છિતસ્થાને પહોંચાડે છે, તેમ પુણ્યાનુબંધિ પુણ્યરૂપી વળાવો પણ રાગદ્વેષ આદિ દોષોરૂપી ચોર અને શ્વાપદોથી ભરપુર ભયંકર ભવઅટવીનું ઉલ્લંઘન કરાવી ઇચ્છિતસ્થાન મોક્ષનગરમાં પહોંચાડવામાં સહાય કરે છે. આ બધાનું પણ મૂળ નમસ્કાર હોવાથી નમસ્કારને અહીં પુણ્યરૂપી શરીરને જનમ આપનારી અને પોષણ કરનારી માતા તરીકે કહેવામાં આવ્યો છે. આથી નમસ્કાર પ્રત્યે અધિક આદર પ્રગટે એ સહજ છે,

શોધની—માતા જેમ પુત્રને જનમ આપે છે અને પુત્રનું પાલન–પોષણ કરે છે, તેમ પુત્રને સ્વચ્છ રાખવાનું કાર્ય પણ માતા જ કરે છે. તેમ અહીં પણ નમસ્કાર જેમ પુણ્યરૂપી શરીરને જનમ આપે છે, અને તેનું પાલન–પોષણ કરે છે, તેમ તેને પવિત્ર રાખવાનું કાર્ય પણ તે જ કરે છે. પુણ્યરૂપી અંગને પવિત્ર રાખવાનો અર્થ એ કે પુણ્યાનુબંધિ પુણ્યને સાનુબંધ કરે છે. તેમાં પૌદ્ગલિક આશંસાદિ દોષરૂપી મલિનતા ન ભળે તેની કાળજી રાખે છે. ઉત્તરોત્તર વધુ ને વધુ કુશલાનુબંધિ બનાવી જીવની અધિક અધિક શુદ્ધિ કરે છે. અને શુદ્ધિની પરાકાષ્ઠા અર્થાત્ મોક્ષપદ સુધી પહોંચાડે છે.

કુશલાનુબંધિ પુણ્યનો સ્વભાવ જ એવો છે કે તે ઉત્તરોત્તર અધિક અધિક વિકાસમાં સહાયક બને છતાં લૌકિક કીર્તિ આદિની આશંસા અથવા પ્રાપ્ત ગુણસ્થાનકો પ્રત્યે આસંગાદિ દોષો આવી જવાનો સંભવ છે, તેને દૂર કરી, આત્મવિકાસની પરાકાષ્ઠાએ પહોંચાડે છે. જીવની સંપૂર્ણ શુદ્ધિ કરાવે છે. નમસ્કાર રૂપી માતાની એ જ વિશેષતા છે કે તે પુણ્યરૂપી અંગનું એવું પોષણ અને શોધન કરે છે કે તેના પરિણામે જીવની સંપૂર્ણ શુદ્ધિ આપોઆપ થઈ જાય છે.

જંગલમાં વસતા ભીલભીલડીનો વિકાસ નમસ્કારના આરંભથી થયો હતો તેથી એ વિકાસનો અંત ઉત્તરોત્તર અધિકાધિક વિકાસમાં પરિણમ્યો.

हंसविश्रामकमलश्रीः—નમસ્કાર એ જીવરૂપી હંસને વિશ્રાંતિ માટે કમલની શોભા સમાન છે.

સંસારમાં જીવને ક્યાંય વિશ્રાન્તિ નથી. કષાયરૂપી તાપથી સતત આ જીવ તપી રહ્યો છે. કર્મરૂપી મેલથી ખરડાઈ રહ્યો છે. તૃષ્ણારૂપી તૃષાથી તૃષાતુર બની રહ્યો છે. આવી દશામાં શાન્તિ ક્યાંથી હોય ? ઉલટી દિશામાં દોડી દોડીને જીવ થાકી ગયો છે. વિશ્રાન્તિ માટે જ્યાં જ્યાં દોડે છે, ત્યાં જીવને ક્યાંય વિસામો મળતો નથી. જગતમાં વિસામો અનેક પ્રકારનો ગણાય છે. લોભીને ધનપ્રાપ્તિ વિસામો લાગે છે. કામીને રાગના સાધન વિસામો લાગે છે. રોગીને આરોગ્યની પ્રાપ્તિ વિસામો લાગે છે. ભુખ્યાને ભોજન અને તરસ્યાને પાણી વિસામો લાગે છે. અને બોજાવાળાને બોજો દૂર થાય એ વિસામો લાગે છે. પણ આ બધા સાચા વિસામા નથી, માત્ર દુઃખના ક્ષણિક પ્રતિકાર છે. ખરેખરો અને છેલ્લો વિસામો ભાવથી નમસ્કારની પ્રાપ્તિ થવી તે છે. તે સિવાયના વિસામા થોડી વાર કામચલાઉ વિશ્રાંતિ ભલે આપે પણ પરિણામે જીવના થાકને ઉલટા વધારી દે છે. તે વિસામો સાચો વિસામો ગણાય કે જેની પ્રાપ્તિ પછી જીવમાં વિશ્રાન્તિ ઉત્તરોત્તર વધતી જ રહે. અને એવો વિસામો નમસ્કારની પ્રાપ્તિથી મળે છે. નમસ્કારની પ્રાપ્તિથી જીવનું ભાવદારિદ્રય ટળી જાય છે. કીનારે આવેલા વહાણ જેવી સ્થિતિએ પહોંચે છે. તેથી તેનો આંતરિક આનંદ વધતો જ રહે છે. જીવરૂપી હંસને જો પંચપરમેષ્ઠિ નમસ્કારરૂપી

સુશોભિત કમળની શ્રેણિમાં લીન બનાવવામાં આવે તો જ એને અનુપમ વિશ્રાન્તિ મળી શકે છે. મહાજ્ઞાનીઓ પણ આત્માની સાચી વિશ્રાન્તિ માટે આ મંત્રનું જ ધ્યાન ધરે છે. આ મંત્રના ધ્યાનમાં જીવ પરોવાઈ જાય તો એને ચારે બાજુથી વિશ્રાન્તિ આપોઆપ આવીને મળે છે.

આ રીતે નવકારના ગુણો અપાર છે અને તેથી જ વિવેકી આત્માઓ પ્રતિદિન આ નવકારનું આદરપૂર્વક આરાધન કરે છે. આ અસાર સંસારમાં નવકારમંત્ર એ જ એક સારભૂત વસ્તુ છે. આ ઇષ્ટ નમસ્કૃતિ સદા જયવંત રહો. સૌ કોઈ આદરપૂર્વક નવકારની આરાધના કરી શાશ્વત સુખને પ્રાપ્ત કરો. '

—મુનિ શ્રી કુંદકુંદવિજયજી

---

# શ્રી નમસ્કાર મહામન્ત્રના મન્ત્રામ્નાયો

१ पञ्चानामादिपदानां पञ्चपरमेष्ठिमुद्रया जापे कृते समस्तक्षुद्रोपद्रवनाशः कर्मक्षयश्च। तत्र कर्णिकायामाद्यस्पदम्, शेषाणि चत्वारि सृष्टया शङ्खावर्त्तविधिनासकलस्य १०८ स्मरणे शाकिन्यादयो न प्रभवन्ति ॥

નમસ્કાર મહામન્ત્રના શરૂઆતના પાંચ પદોનો પરમેષ્ઠિમુદ્રા વડે જાપ કરવાથી સર્વ જાતના ઉપદ્રવોનો નાશ થાય છે તથા કર્મોનો ક્ષય થાય છે. પાંચપદો પૈકીનું પ્રથમ પદ ॐ ह्रीं णमो अरिहंताणंની [ચતુર્દલ કમલની] કર્ણિકામાં સ્થાપના કરીને બાકીના ચાર પદોની અનુક્રમે [ચાર દલોમાં] સ્થાપના કરીને (આકૃતિ માટે જુઓ યંત્ર નં. ૧) શંખાવર્ત્તવિધિથી તે પાંચે પદોનું ૧૦૮ વાર સ્મરણ કરવાથી શાકિની વગેરે ઉપદ્રવ કરી શકતાં નથી.

॥ આત્મશુદ્ધિ મંત્ર. ॥

२ ॐ ह्रीं णमो अरिहन्ताणं ॐ ह्रीं णमो सिद्धाणं, ॐ ह्रीं णमो आयरियाणं, ॐ ह्रीं णमो उवज्झायाणं, ॐ ह्रीं णमो लोएसव्वसाहूणं ॥

મન્ત્રનો જાપ કરવાની શરૂઆતમાં આત્મશુદ્ધિને માટે ઉપર લખેલા મન્ત્રનો એક હજાર આઠવાર જાપ કરીને મન્ત્રનો જાપ શરૂ કરવો જોઇએ.

॥ ઇંદ્રાહ્વાનન મંત્ર ॥

३ ॐ ह्रीं वज्राऽधिपतये आँ ह्राँ पेँ ह्रूँ ह्रौं श्रूँ ह्रूँ क्षः ॥ આ મન્ત્રનો એકવીશ વખત જાપ કરીને પ્રાણ પ્રતિષ્ઠા કરવી, પછી આ જ મન્ત્રથી પોતાની ચોટલી, ઉત્તરાસંગ, કંકણ, કુંડલ, વીંટી તથા કપડાં વગેરે મન્ત્રીને બધી સામગ્રીને શુદ્ધ કરવી.

४ ॐ ह्रीं श्रीं वद वद वाग्वादिन्यै नमः स्वाहा ॥ આ મન્ત્રથી કવચની નિર્મળતા કરવી જોઈએ.

५ ॐ णमो अरिहन्ताणं श्रुतदेवि प्रशस्तहस्ते हूँ फट् स्वाहा ॥ આ મન્ત્રથી પોતાના બંને હાથોને ધૂપના ધૂમાડા પર રાખીને નિર્મળ કરવા જોઇએ.

६ ॐ णमो ॐ ह्रीं सर्वपापक्षयंकरी ज्वालासहस्रप्रज्वलिते मत्पापं जहि जहि दह दह क्षाँ क्षीं क्षूँ क्षें क्षः क्षीरधवले अमृतसंभवे बंधान बंधान (बंधय बंधय?) हूँ फट् स्वाहा॥ આ મન્ત્રથી શરીર શુદ્ધ કરવાથી તથા અંતઃકરણ નિર્મળ રાખવાથી તત્કાલ મન્ત્રની સિદ્ધિ થાય છે.

७ ॐ ऋषभेण पवित्रेण पवित्रीकृत्य आत्मानं पुनीमहे स्वाहा ॥ આ મન્ત્રથી અંતઃકરણની શુદ્ધિ કરવી જોઇએ. અદેખાઇ, દ્વેષ, ખરાબ વિચારો, ક્રોધ, માન, માયા, લોભનો ત્યાગ કરવો જોઇએ અને અસત્ય બોલવાથી દૂર રહેવું જોઇએ.

**८ ॐ नमो भगवते झौं ह्रीं चन्द्रप्रभाय चन्द्रमहिताय चन्द्रमूर्त्तये सर्वसुखप्रदायिन्यै स्वाहा ॥** આ મન્ત્રથી પોતાના મુખકમલને પવિત્ર બનાવવું. ગંભીરતા, સરલતા તથા નમ્રતાનો ભાવ ધારણ કરવો.

**९ ॐ ह्राँ क्षीं महामुद्रे कपिलशिखे हूँ फट् स्वाहा ॥** આ મન્ત્રથી પોતાના નેત્રો પવિત્ર કરવા.

**१० ॐ नमो भगवति ज्ञानमूर्त्तिः सप्तशतक्षुलकादि महाविद्याधिपतिः विश्वरूपिणि ह्रौं ह्रँ क्षीं क्षीं ॐ शिरस्त्राण पवित्रीकरणं ॐ णमो अरिहन्ताण शीर्ष रक्ष रक्ष हूँ फट् स्वाहा ॥** મસ્તકશુદ્ધિ મન્ત્ર.

**११ ॐ णमो सिद्धाणं हर हर शिरो रक्ष रक्ष हूँ फट् स्वाहा ॥** મસ્તક રક્ષા મન્ત્ર.

**१२ ॐ णमो आयरियाणं शिखां रक्ष रक्ष हूँ फट् स्वाहा ॥** શિખાબન્ધન મન્ત્ર. આ મન્ત્રથી ચોટલી બાંધવી.

**१३ ॐ णमो उवज्झायाणं एहि एहि भगवति वज्रकवचं वज्रिणि रक्ष रक्ष हूँ फट् स्वाहा ॥** મુખ રક્ષા મન્ત્ર. આ મન્ત્રથી મુખના તમામ અવયવોની રક્ષા ભાવવી.

**१४ ॐ णमो लोए सव्वसाहूणं क्षिप्रं साधय साधय वज्रहस्ते शूलिनि दुष्टं रक्ष रक्ष आत्मानं रक्ष रक्ष हूँ फट् स्वाहा ॥** આ ઈન્દ્રકવચ મન્ત્રથી દેવ ભય તથા અન્ય કોઈ ઉપદ્રવ ઉપસ્થિત થતા નથી.

**१५ ॐ अरिहय सर्वं रक्ष रक्ष हूँ फट् स्वाहा ॥** મન્ત્રની સાધના વખતે કૌટુમ્બિક ઉપદ્રવ ઉપસ્થિત ન થવા પામે તે માટે આ મન્ત્રથી કુટુંબ—પરિવારની રક્ષા માટે પ્રાર્થના કરવી, જેથી મન્ત્રસાધન નિર્વિઘ્નપણે થઈ શકે.

**१६ ॐ ह्रीं क्ष्रीं फट् स्वाहा किटि किटि घातय घातय परं विघ्नान् छिन्द छिन्द परं मन्त्रान् भिन्द भिन्द क्षः फट् स्वाहा ॥**

આ મન્ત્રથી રક્ષા કરવાથી મન્ત્રસાધનામાં બીજાઓનાં મન્ત્ર બલથી કોઈ જાતનું વિઘ્ન આવવાનું હોય તેની અટકાયત થાય છે. સર્વ દિશાઓના સર્વપ્રકારના ઉપદ્રવોને રોકવા માટે આ મન્ત્રનો જાપ કરવો જોઈએ.

મહારક્ષા સર્વોપદ્રવશાન્તિ મન્ત્ર

**१७ × ॐ णमो अरिहन्ताणं शिखायां, ॐ णमो सिद्धाणं मुखावरणे,[१] ॐ णमो**

× 'શ્રીનવકાર મહામન્ત્ર કલ્પ' તથા 'જૈન બાલ ગુટકા દુસરા ભાગ' એ નામના પુસ્તકોમાં આ મન્ત્રની શરૂઆતના પાંચે પદોમાં ૐ શબ્દ નથી, એવી જ રીતે 'શ્રીમન્ત્રરાજગુણકલ્પમહોદધિ' નામના પુસ્તકમાં બીજા, ત્રીજા અને ચોથા પદોમાં ૐ શબ્દ નથી, પરંતુ પોતાના રચેલા યોગપ્રકાશ નામના ગ્રન્થના ૮ મા પ્રકાશના ૭૨ મા શ્લોકમાં કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીએ કહ્યું છે કે —

आयरियाणं अङ्गरक्षा, ॐ णमो उवज्झायाणं आयुधम्, ॐ णमो लोए सव्वसाहूणं मौर्वी, एसो पञ्च णमोक्कारो पादतले वज्रशिला, सव्वपावप्पणासणो वज्रमयः प्राकारश्चतुर्दिक्षु, मङ्गलाणं च सव्वेसिं खादिराङ्गारखातिका, पढमं हवइ मंगलं प्राकारोपरि वज्रमयं ढक्कणम्। इति महारक्षा सर्वोपद्रवविद्रावणी ॥

અર્થાત્—ॐ णमो अरिहन्ताणं એ પદનો ઉચ્ચાર કરીને શિખા સ્થાનમાં જમણો હાથ ફેરવવો જોઇએ. ॐ णमो सिद्धाणं એ પદનો ઉચ્ચાર કરીને મુખ પર હાથ ફેરવવો જોઇએ. ॐ णमो आयरियाणं એ પદનો ઉચ્ચાર કરીને શરીર પર હાથ ફેરવવો જોઈએ. ॐ णमो उवज्झायाणं એ પદનો ઉચ્ચાર કરીને પોતે ધનુષ બાણને જોઈ રહ્યો છે તેમ માને–જાણે. ॐ णमो लोए सव्वसाहूणं એ પદનો ઉચ્ચાર કરીને પોતાના આયુષ્યને સ્થિર જાણે. एसो पंच णमोक्कारो એ પદનો ઉચ્ચાર કરીને મન્ત્ર જપનાર જે આસન પર બેઠેલ હોય તે આસન પર ચારે તરફ હાથ ફેરવીને મનમાં એવો વિચાર કરે કે:—"હું વજ્રશિલા પર બેઠો છું, જેથી જમીન અથવા પાતાલમાંથી કોઈ પણ જાતનું વિઘ્ન ઉપસ્થિત ન થાય." सव्वपावप्पणासणो આ પદનો ઉચ્ચાર કરીને મનમાં એવો વિચાર કરે કે:—"મારી ચારે તરફ લોહમય કિલ્લો છે." આ વખતે પોતાના આસનની ચારે તરફ ફરતી ગોળ આડ બાંધી લેવી જોઇએ. मंगलाणं च सव्वेसिं આ પદનો ઉચ્ચાર કરીને મનમાં એવો વિચાર કરે કે:—"લોહમય કોટની પાછળ ચારે તરફ ખેરના અંગારાથી ભરેલી ખાઈ ખોદેલી છે." અને पढमं हवइ मंगलं એ પદનો ઉચ્ચાર કરીને મનમાં એવો વિચાર કરે કે:—"લોહમય કોટની ઉપર વજ્રમય ઢાંકણું રહેલું છે. આ મહારક્ષા (વિદ્યા) સર્વોપદ્રવોનો નાશ કરનાર છે.

### આત્મરક્ષા મંત્ર

૧૮ ॐ णमो अरिहन्ताणं [२]ह्रां हृदयं रक्ष रक्ष हुँ फट् स्वाहा, ॐ णमो सिद्धाणं ह्रीं शिरो रक्ष रक्ष हुं[३] फट् स्वाहा, ॐ णमो आयरियाणं ह्रूँ शिखां रक्ष रक्ष [४]हुं फट् स्वाहा, ॐ णमो उवज्झायाणं ह्रैं एहि एहि भगवति [५]वज्रकवचं [६]वज्रिणि वज्रिणि रक्ष रक्ष [७]हुं फट् स्वाहा, ॐ णमो लोए सव्वसाहूणं ह्रः [८]क्षिप्रं क्षिप्रं साधय साधय वज्रहस्ते शूलिनि

मंत्रः प्रणवपूर्वोयं फलमैहिकमिच्छुभिः ।
ध्येयः प्रणवहीनस्तु निर्वाणपदकांक्षिभिः ॥ ७२ ॥

આ લોકના ફલની ઇચ્છા રાખવાવાળા મનુષ્યોએ આ મન્ત્રનું પ્રણવ (ॐ) સહિત ધ્યાન કરવુ જોઇએ તથા મોક્ષપદની ઇચ્છા રાખવાવાળા મનુષ્યોએ પ્રણવ રહિત આ મન્ત્રનું ધ્યાન કરવું જોઇએ; તેથી જ અહીંઆં પાંચે પદોની શરૂઆતમાં ॐ શબ્દ મૂકવામાં આવ્યો છે.

૧ मुखाभ्यर्णे इति क पाठः २ 'શ્રીનવકાર મહામત્ર કલ્પ' નામના પુસ્તકમાં હ્રાંની જગ્યાએ ॐ, ૩ हुंની જગ્યાએ ह्रूं, ૪ हुँની જગ્યાએ ह्रूँ, ૫ वज्रकवचंની જગ્યાએ वज्रकवचे, ६ वज्रिणि वज्रिणिની જગ્યાએ वज्रपाणि, ૭ हुँની જગ્યાએ ह्रूं, ૮ क्षिप्रं क्षिप्रंની જગ્યાએ क्षिप्रं.

दुष्टान् रक्ष रक्ष [1]हुँ फट् स्वाहा, एसो पञ्च [2]णमोक्कारो वज्रशिला प्राकारः, सव्वपावप्पणासणो [3]अमृतमयी परिखा, मङ्गलाण च सव्वेसिं महावज्राग्नि प्राकारः, पढमं हवइ मंगलं [4]उपरि वज्रशिला, इन्द्रकवचमिदम्, आत्मरक्षायै उपाध्यायादिभिः स्मरणीयम् ॥

અર્થાત્—આ ઇન્દ્રકવચ છે, ઉપાધ્યાય આદિએ પોતાની રક્ષા માટે તેનું સ્મરણ કરવું જોઇએ. ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં તથા માર્ગમાં જતાં કોઈપણ જાતની અકસ્માત્ આપત્તિ ઉપસ્થિત થાય તો તે વખતે આ મન્ત્રનું તરત જ મનમાં વારંવાર સ્મરણ કરવાથી ઉપદ્રવ દૂર થાય છે અને પોતાની રક્ષા થાય છે.

### વશીકરણ મંત્ર

**૧૯ ॐ ह्रीं णमो [5]अरिहन्ताणं, ॐ ह्रीं [6]णमो सिद्धाणं, ॐ ह्रीं णमो आयरियाणं, ॐ ह्रीं णमो उवज्झायाणं, ॐ ह्रीं णमो लोए सव्वसाहूणं, [7]ॐ ह्रीं णमो [8]णाणस्स, ॐ ह्रीं णमो दंसणस्स, अमुकं मम [9]वश्यं कुरु कुरु स्वाहा ॥**

વિધિઃ—આ મન્ત્રનો સવાલાખ પ્રથમ જાપ કરીને મન્ત્ર સિદ્ધ કર્યા પછી જેને વશ કરવો હોય તેનું નામ 'अमुकं' ની જગ્યાએ મન્ત્ર સહિત એકવીશ વાર જપીને અને એક એક જાપે એકેક એ પ્રમાણે પાઘડી (ફેંટા)ના છેડે અથવા ખેસના છેડે એકવીશ ગાંઠ વાળીને તે પાઘડી માથા ઉપર પહેરીને જેને વશ કરવો હોય તેની પાસે જાય તો સામો મનુષ્ય વશ થાય છે.

### મસ્તકવેદના દૂર કરવાનો મન્ત્ર

**૨૦ ॐ णमो अरिहन्ताणं[10], ॐ णमो सिद्धाणं, ॐ णमो आयरियाणं, ॐ णमो उवज्झायाणं, ॐ णमो लोए सव्वसाहूणं, ॐ णमो [11]नाणाय ॐ णमो दंसणाय[12], ॐ णमो चारित्ताय[13], ॐ णमो तवाय[14], ॐ ह्रीं त्रैलोक्यवशंकरी ह्रीं स्वाहा ॥**

---

૧ हुंनी જગ્યાએ हूँ, ૨ णमोक्कारो ની જગ્યાએ नमुक्कारो, ૩ अमृतमयी ની જગ્યાએ अमृतमयो, છાપેલાં છે પરંતુ તે બધા શબ્દો અશુદ્ધ અને બરાબર યુક્તિ સંગત નહી હોવાથી ઉપરોક્ત શબ્દ કાયમ રાખેલા છે. ૪ વળી, पढमं हवइ मगलं ની આગળના શબ્દો તે પુસ્તકમાં છાપેલા જ નથી. જ્યારે 'મન્ત્રરાજ ગુણકલ્પ મહોદધિ'માં ઉપર પ્રમાણેના પાઠો બરાબર આપેલા છે અને તે યુક્તિ સંગત હોય તેમ મને લાગે છે. —સંપાદક

૫ 'જૈન બાલગુટકા દુસરા ભાગ' નામના પુસ્તકમાં अरिहन्ताणंની જગ્યાએ अरहन्ताणं પાઠ છે. ૬ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ' નામના પુસ્તકમાં णमोની જગ્યાએ પ્રથમનાં બધાંએ પદોમાં नमो પાઠ છે. ૭ 'જૈન બાલગુટકા'માં પ્રથમનાં પાંચ પદો સિવાય બીજાં એ પદો નથી. જ્યારે 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં બધાંએ પદો છે. ૮ णाणस्सની જગ્યાએ नाणस्स પાઠ હોવો જોઈએ, પણ પ્રતનાં આ પાઠ હોવાથી અત્રે કાયમ રાખ્યો છે. ૯ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં वश्यंની જગ્યાએ वशो શબ્દ છે પણ તે બંને પાઠોનો અર્થ એકસરખો છે.

૧૦ 'જૈન બાલગુટકા'માં ॐ णमो अरहन्ताणं એવો પાઠ છે ૧૧ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં नाणाय ના બદલે नाणस्स, ૧૨ અને दंसणाय ના બદલે दंसणस्स તથા ૧૩ चारित्तायના બદલે चारित्तस्स એવો પાઠ છે, જ્યારે ૧૪ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં તથા 'જૈન બાલગુટકામાં' 'ॐ णमो तवाय એ પદ જ નથી.

આ મન્ત્ર સર્વકાર્યોની સિદ્ધિ કરનાર છે. આંખમાં મીઠાના પાણીના છાંટા ઉડવાથી પીડા થતી હોય અથવા માથું દુખતું હોય, આધાશીશી ચઢતી હોય તે વખતે સ્વચ્છ જલ મન્ત્રીને તેના છાંટા નાખીને પાણી પીવરાવવાથી માથાની તથા આંખની પીડા દૂર થાય છે. **'શ્રીનવકાર મહામન્ત્ર કલ્પ'**માં લખ્યા પ્રમાણે સકલીકરણ કરીને આ મન્ત્રને સાધ્ય કર્યા પછી જલ વગેરે મન્ત્રિત કરીને પાવાથી સઘળાં પ્રયોજન સિદ્ધ થાય છે. પરંતુ અકાર્યને માટે આ મન્ત્રનો પ્રયોગ કરવો ઉચિત નથી કારણ કે સમકિતવંત પ્રાણીઓએ સુકાર્ય તરફ જ દૃષ્ટિ રાખવી જોઈએ.

### વશીકરણ મન્ત્ર

**૨૧ ॐ ह्रीं[1] णमो लोए सव्वसाहूणं ॥**

આ મન્ત્રને સિદ્ધ કર્યા પછી ઉત્તર ક્રિયામાં [2]ऐँ ह्रीँ સહિત જાપ કરતાં કરતાં નવા તથા શુદ્ધ વસ્ત્રને ૧૦૮ વાર ગાંઠો દઈને શિલા પર પછાડતો જાય એ રીતે કરવાથી વશીકરણ થાય છે.

### તાવ નિવારણ મન્ત્ર

**૨૨ ॐ ह्रीं[3] णमो लोए सव्वसाहूणं, ॐ ह्रीं णमो उवज्झायाणं ॐ ह्रीं णमो आयरियाणं ॐ ह्रीं णमो सिद्धाणं, ॐ ह्रीं णमो अरिहन्ताणं ॥**

એક સફેદ શુદ્ધ ધોએલી ચાદર લઈને તેના એક ખુણા પર મન્ત્ર બોલતા બોલતા ગાંઠ વાળવાની માફક ખુણાને વાળીને ૧૦૮ વાર તે ખુણા પર તે પ્રમાણે મન્ત્ર બોલીને તે ચાદરને ગાંઠ વાળવી, પછી, તે ગાંઠ વાળેલી ચાદર રોગીને ઓઢાડવી અને વાળેલી ગાંઠ રોગીના માથા તરફ રાખવાથી રોગીનો ચોથીઓ, એકાંતરો તથા વેલાજ્વર વગેરે ગમે તેવો તાવ ઉતરી જાય છે; જ્યાંસુધી તાવ ન ઉતરે ત્યાંસુધી ચાદર રોગીએ ઓઢી રાખવી, જ્યાંસુધી જપ કરે ત્યાંસુધી ધૂપ દેતા રહેવું, પરંતુ નવા તાવમાં આ મન્ત્રનો પ્રયોગ ન કરવો, કારણ કે આ પ્રયોગ જુના તાવનો નાશ કરનાર છે.

### ચોર વૈરી નિવારણ મન્ત્ર

**૨૩ ॐ ह्रीं णमो [4]अरिहन्ताणं, ॐ ह्रीं णमो सिद्धाणं, ॐ ह्रीं णमो आयरियाणं, ॐ ह्रीं णमो उवज्झायाणं, ॐ ह्रीं णमो लोए सव्वसाहूणं ॥**

---

૧ 'શ્રીનવકારમહામન્ત્ર કલ્પ'માં णमो ની જગ્યાએ नमो પાઠ છે, અને

૨ ह्रींની જગ્યાએ ऐँ પાઠ છે પરંતુ બંને પાઠો શુદ્ધ નથી.

૩ 'જૈન બાલ ગુટકા'માં ऐं ह्रीँ દરેક પદને અંતે બોલવા જોઈએ એવો પાઠ છે, જ્યારે શ્રી 'મન્ત્રરાજ ગુણકલ્પ મહોદધિ'માં દરેક પદના અંતે એકલો ह्रीं બોલવો જોઈએ એવો પાઠ છે. પરંતુ મારી માન્યતા પ્રમાણે ॐ ની સાથે ह्रीं બોલવો જોઈએ એમ વધારે યુક્તિ સંગત લાગે છે. —સંપાદક

૪ 'જૈન બાલગુટકા'માં अरहंताणं પાઠ છે.

આ મન્ત્રનો પ્રથમ સવાલાખ જાપ કરીને સિદ્ધ કર્યા પછી જરૂરત પડે ત્યારે થોડી વખત સ્મરણ કરવાથી તુરત જ કાર્યની સિદ્ધિ થાય છે. આ પિસ્તાલીશ અક્ષરની વિદ્યાનું સ્મરણ એવી રીતે કરવું જોઇએ કે સ્મરણ કરતી વખત આપણને પોતાને પણ ન સંભળાય. દુષ્ટ અથવા ચોર વગેરેના ભય વખતે અથવા મોટી આપત્તિવાળા સ્થાનમાં આ વિદ્યાનું સ્મરણ કરવાથી તથા જલવૃષ્ટિ માટે તેનો જાપ ઉપાશ્રયમાં કરવાથી આપત્તિઓનું નિવારણ થાય છે. ચોરોની આપત્તિ વખતે આ મન્ત્ર ભણીને ચારે દિશાઓમાં ફૂંક મારવાથી અને વિશેષે કરીને જે દિશામાં ચોરો હોય તે દિશામાં ફૂંક મારવાથી તુરત ચોરની આપત્તિનો નાશ થાય છે.

### બંદીખાના નિવારણ મન્ત્ર

२४ **णंहृसाव्वसपलो मोण, णंयाज्झावउमोण, णंयारियआमोण, णंद्धासिमोण, णंताहंरिअमोण ॥**

આ મન્ત્ર નવકાર મન્ત્રના ૩૫ અક્ષર લખવાથી બનેલો છે જો બની શકે તો ૭, ૧૧ તથા ૨૧ દિવસમાં સવાલાખ જાપ પુરો કરવો અને સવાલાખ જાપ પુરો ન થઈ શકે તો કેદમાં જેટલો જેટલો ટાઇમ મલે તેટલો તેટલો સમય આ મન્ત્રાક્ષરોનો જાપ કરે તો તુરત કેદખાનામાંથી છુટે અગર તો અદાલતમાં અપીલ વગેરે કરવાથી છુટે; પરંતુ જાપ કરતી વખતે મન સ્થિર રાખવું જોઇએ. આ જ વિદ્યાને સિદ્ધ કરીને કાળાં વસ્ત્ર પર પોતાનાં લોહી વતી શત્રુનું નામ લખવાથી શત્રુનો નાશ થાય છે.

### સંકટમોચન મન્ત્ર

२५ **ॐ ह्रीं [1]णमो अरिहन्ताणं, ॐ ह्रीं णमो सिद्धाणं, ॐ ह्रीं णमो आयरियाणं, ॐ ह्रीं णमो उवज्झायाणं, ॐ ह्रीं णमो लोए सव्वसाहूणं ॥**

આ મન્ત્રનો ૧૨૫૦૦ જાપ કરીને પછીથી નીચેના નવાક્ષરી મન્ત્રનો જાપ કરવો.

### નવાક્ષરી મન્ત્ર

२६ **ॐ ह्रीं अर्हं नमः क्ष्वीं स्वाहा ॥**

આ મન્ત્રનો ઉચ્ચાર રહિત જાપ કરવાથી દુષ્ટ, તસ્કરનો ભય તથા અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વખતે આ મન્ત્રનો ઉપયોગ કરવાથી તે તે ભયોનું નિવારણ થાય છે.

### ભય નિવારણ મન્ત્ર

२७ **ॐ ह्रीं णमो भगवओ[2] अरिहन्ता सिद्ध आयरिय उवज्झाय सव्वसाहुय[3] सव्वधम्मतित्थयराणं, ॐ णमो[4] भगवईए सुअदेवयाए, ॐ णमो भगवईए[5] संतिदेवयाए**

१ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં પાચે પદોમાં ણમોની જગ્યાએ નમો પાઠ છે.

२ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં ह्रीं णमो भगवओ પાઠ નથી, ૩ य પાઠ નથી, ૪ णमोની જગ્યાએ नमो પાઠ છે, ૫ ॐ णमो भगवईए પાઠ નથી.

**[1]सव्वप्पवयण [2]देवयाणं, दसण्हं [3]दिसापालाणं, पंचण्हं लोगपालाणं, ॐ ह्रीं अरिहन्त देवं नमः ॥**

આ મન્ત્રને સિદ્ધ કર્યા પછી વાદ વિવાદ અથવા જય માટે ૧૦૮ વખત જાપ કરવાથી જય પ્રાપ્ત થાય છે. વળી, આ મન્ત્રથી સાત વાર મન્ત્રીને વસ્ત્રના છેડે ગાંઠ બાંધીને તે વસ્ત્ર પહેરવાથી માર્ગમાં ચોર, સર્પ તથા સિંહ વગેરે જંગલી જનાવરોનો ભય ઉપસ્થિત થતો નથી.

### વૈરનાશક મન્ત્ર

**૨૮ [4]णंद्दूसाव्वसपलोमोण, णंयाज्झावउमोण, णंयारियआमोण, णंद्धासिमोण णंताहंरिअमोण ॥**

આ મન્ત્રનો અગાઉ ૨૪ મા મન્ત્ર તરીકે ઉલ્લેખ કરી ગયા છીએ, છતાં અહીંયાં તેનો ઉપયોગ અલગ હોવાથી ફરીથી ઉલ્લેખ કરેલો છે. આ મન્ત્રનો ચોથ અથવા ચૌદશના દિવસે જાપ શરૂ કરી વિધિ સહિત સવાલાખ જાપ કરવાથી સિદ્ધ થયા પછી દુશ્મનની સામે નવકાર મન્ત્રના ઉચ્ચારપૂર્વક એક ચપટી ભરીને ધૂળ નાખવાથી વૈરભાવનો નાશ થઈને મિત્રતા થાય છે.

### સર્વ કાર્યસાધક મંત્ર

**૨૯ ॐ [5]णमो [6]अरिहंताणं, ॐ णमो सिद्धाणं, ॐ णमो आयरियाणं, ॐ णमो उवज्झायाणं, ॐ णमो लोए सव्वसाहूणं, ॐ ह्रां ह्रीं [7]ह्रूं ह्रौं [8]ह्रः स्वाहा ॥**

આ મન્ત્રનો પ્રથમ ઉચ્ચાર રહિત એક ચિત્તે સવા લાખ જાપ કરીને સિદ્ધ કર્યા પછી આ મન્ત્રથી મન્ત્રેલું જલ છાંટવાથી તથા પાન કરવાથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

**૩૦ ॐ ह्रां ह्रीं ह्रूं [9]ह्रौं ह्रः असिआउसा स्वाहा ॥**

આ મન્ત્રનો સવાલાખ જાપ કરીને સિદ્ધ કરવાથી મનમાં ચિંતવેલા કાર્યો સિદ્ધ થાય છે. મન્ત્ર સિદ્ધ કર્યા પછી રોજ એક માલા (૧૦૮ વાર) ગણવાથી સર્વ લાભને આપનારો આ મન્ત્ર છે.

### કર્મનાશક મન્ત્ર

૩૧ **णमो अरिहन्ताणं** એ પદનું બ્રહ્મરન્ધ્રમાં, **णमो सिद्धाणं** એ પદનું મસ્તકમાં **णमो**

---

૧ सव्वप्पवयणनी જગ્યાએ सव्व पवयण પાઠ છે, ૨ देवयाणंની જગ્યાએ देवाणं પાઠ છે, ૩ दसण्हं दिसापालाणं પાઠ નથી. ૪ णंद्दू० ના બદલે णंहु० એવો પાઠ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં છે.

૫ 'શ્રીનવકારમહામન્ત્રકલ્પ'માં णमो ના સ્થાને પાંચે પદોમાં नमो પદ છે. ૬ 'જૈન બાલગુટકા દૂસરા ભાગ'માં अरहंताणं પાઠ છે. ૭ 'શ્રીનવકારમહામન્ત્રકલ્પ'માં ह्रूँ પાઠ છે, જ્યારે 'જૈન બાલગુટકા દૂસરા ભાગ'માં આ પાઠ જ નથી. ૮ 'શ્રીમન્ત્રરાજગુણકલ્પમહોદધિ'માં ह्रौं ને સ્થાને ह्रौं પાઠ છે, પરંતુ તે પ્રસદોષ હોય એમ મને લાગે છે. ૯ 'શ્રીમન્ત્રરાજગુણકલ્પમહોદધિ'માં ह्रूँ પાઠ છે,

आयरियाणं એ પદનું જમણા કાનમાં, णमो उवज्झायाणं એ પદનું ગર્દન અને માથાની સંધિના પાછલના ભાગમાં, णमो लोअे सव्वसाहूणं એ પદનું ડાબા કાનમાં અને एसो पञ्चणमोक्कारो, सव्वपावप्पणासणो, मङ्गलाणं च सव्वेसिं, તથા पढमं हवइ मङ्गलं એ ચારે પદોનું જમણી બાજુથી સર્વે વિદિશાઓમાં પદ્માવર્તનની સમાન ધ્યાન કરવાથી કઠીણ કર્મોનો પણ મનની સ્થિરતા રહેવાના કારણે નાશ થાય છે. (આકૃતિ માટે જુઓ નવ૦ યંત્ર. ૨)

## સફલતાકારક સકલીકરણ મન્ત્ર

૩૨ पढमं हवइ मङ्गलं એ પદને મસ્તક પર રહેલી શિલા સમાન જાણો, णमो[1] अरिहन्ताणं એ પદને અંગુઠામાં જાણો, णमो सिद्धाणं એ પદને તર્જની આંગળીઓમાં જાણો, णमो आयरियाणं એ પદને મધ્યમા આંગળીઓમાં જાણો, [2]णमो उवज्झायाणं એ પદને અનામિકા આંગળીઓમાં જાણો, णमो लोए सव्वसाहूणं એ પદને કનિષ્ઠિકા આંગળીઓમાં જાણો, एसो [3]पञ्चणमोक्कारो એ પદને વજ્રમય કિલ્લો જાણો, सव्वपावप्पणासणो એ પદને પાણીથી ભરેલી ખાઈ જાણો, [4]मङ्गलाणं च सव्वेसिं એ પદને ખેરના અંગારાથી ભરેલી ખાઈ જાણો–આ પ્રમાણે સકલીકરણ ક્રિયાથી આત્માની રક્ષા કરવી; વળી, આ મન્ત્ર અત્યંત સફલતા કારક છે.

## સર્વસિદ્ધિદાયક મન્ત્ર

**૩૩ ॐ ह्रीं[5] श्रीं अर्हं अ सि आ उ सा नमः ॥**

આ મન્ત્રની શુદ્ધોચ્ચાર પૂર્વક આરાધના કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

## બંદીખાના નિવારણ મંત્ર

**૩૪ ॐ [6]णमो अरि[7]हन्ताणं ज्म्ल्व्र्यूं नमः, ॐ णमो सिद्धा[8]णं झ्म्ल्व्र्यूं नमः, ॐ णमो आयरियाणं [9]स्म्ल्व्र्यूं नमः, ॐ णमो उवज्झायाणं [10]ह्म्ल्व्र्यूं नमः, ॐ णमो लोए सव्वसाहूणं क्ष्म्ल्व्र्यूं नमः अमुकस्य बंदि मोक्षं कुरु कुरु स्वाहा ॥**

કોઈ મિત્ર યા સ્વજન કોર્ટ કચેરીની સજા પામીને કેદમાં પડ્યો હોય તેને છોડાવવા માટે કેદમાં પડેલી વ્યક્તિનો મિત્ર યા કુટુંબી આ પ્રયોગ આ પ્રમાણે કરે:—

આ મન્ત્રની સાધના કરતી વખતે મન્ત્રાક્ષરોને એક પટ્ટ પર અષ્ટગંધથી લખવા, પટ્ટ

---

૧–૨ 'શ્રીનવકારમહામન્ત્ર કલ્પ'મા णमो ના સ્થાને नमो પાઠ છે. ૩ 'શ્રીનવકાર૦' णमोक्कारोના સ્થાને नमुक्कारो પાઠ છે. ૪ આ પાઠ 'શ્રીમન્ત્રરાજગુણકલ્પમહોદધિ'માં નથી. ૫ 'શ્રીમન્ત્રરાજગુણકલ્પમહોદધિ'ના સંપાદક પૃષ્ઠ ૧૫૦ની ફુટનોટ ૧ માં જણાવે છે કે:–'ह्रीं की अपेक्षा ह्रां पाठ ठीक प्रतीत होता है' પરંતુ મારી માન્યતા પ્રમાણે અહીંયાં ह्रां પાઠ બરાબર છે. ૬ 'શ્રીનવકાર૦'મા णमोના સ્થાને नमो પાઠ છે. ૭ 'શ્રીજૈન બાલગુટકા દુસરા ભાગ'માં अरहंताणं પાઠ છે. ૮ 'શ્રીનવકારમહામન્ત્રકલ્પ'માં सव्वसिद्धाणं પાઠ છે. ૯ ઉપરોક્ત ગ્રન્થમાં र्म्ल्व्र्यूं પાઠ છે, क ગ્રંથમા म्म्ल्व्र्यूं પાઠ છે. ૧૦ 'જૈન બાલ ગુટકા દુસરા ભાગ'માં ठ्म्ल्व्र्यूं પાઠ છે.

સોનાનો, ચાંદીનો યા તાંબાનો જેવી શક્તિ હોય તેવો લેવો. મન્ત્રવાળા પટ્ટને બાજોઠ પર સ્થાપન કરવો. પછી શ્રીપાર્શ્વનાથપ્રભુનું બિંબ યા પ્રભુનું સુંદર કળાપૂર્ણ ભાવવાહી ચિત્ર પોતાની સામે સ્થાપન કરવું અને ચિત્રની જમણી બાજુએ ઘીનો દીવો તથા ડાબી બાજુએ સુગંધીદાર ધૂપ રાખવો; ત્યાર પછી સફેદ જાઈના સ્વચ્છ પાંચસો ફૂલ લાવીને તે ફૂલમાંથી એકેક ફૂલ લઈને મન્ત્ર બોલતા જવું અને તે મન્ત્રેલા ફૂલને મન્ત્રપટ ઉપર ચઢાવતા જવું, આ પ્રમાણે કરવાથી બંદીવાન તુરત છુટે. ફૂલ ચઢાવવાની ક્રિયા તથા મન્ત્ર બોલવાની ક્રિયા ઊભા ઊભા કરવી.

વળી, આ જ મન્ત્રનો રાતે સૂઈ રહેતી વખતે ઊભા ઊભા કાર્યોત્સર્ગમાં જાપ કરીને સૂઈ રહે તો સ્વપ્નમાં શુભાશુભ દેખાય છે. શય્યા પર સૂઈ રહેતી વખતે મસ્તક પૂર્વદિશા તરફ રાખીને સૂઈ રહેવાનું ખાસ યાદ રાખવું.

### દ્રવ્ય પ્રાપ્તિ મન્ત્ર

**૩૫ अरिहन्त सिद्ध आयरिय उवज्झाय साहू[1] ॥**

આ સોળ અક્ષરવાલી વિદ્યાનો ૨૦૦ વાર જાપ કરવાથી ચાર ઉપવાસનું ફલ પ્રાપ્ત થાય છે. વળી, આ મન્ત્રનો સવાલાખ જાપ કરવાથી દ્રવ્યની પ્રાપ્તિ થાય છે. અને વિદ્યાધ્યયનમાં સહાયતા મળે છે.

### કલ્યાણકારક મંત્ર

**૩૬ [2]असिआउसा ॥**

अ અક્ષરનું મુખકમલમાં सि અક્ષરનું મસ્તકમાં आ અક્ષરનું નાભિકમલમાં, उ અક્ષરનું હૃદયકમલમાં અને सा અક્ષરનું કંઠ પ્રદેશમાં ધ્યાન ધરવાથી કલ્યાણની પરંપરા પ્રાપ્ત થાય છે. (આકૃતિ માટે જુઓ નવ૦ યંત્ર ૩.)

### મહાકલ્યાણકારી મંત્ર

**૩૭ ॐ असिआउसा नमः ॥**

આ મન્ત્રનો સવાલાખ જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. આ મન્ત્ર સિદ્ધ થએથી મહાકલ્યાણને કરવાવાળો તથા અનેક પ્રકારની સંપદાને આપવાવાળો થાય છે.

### ભયહર મંત્ર

૩૮ ॐ णमो अरिहंताणं એ પદ નાભિમાં, ॐ णमो सिद्धाणं એ પદ હૃદયમાં, ॐ

---

૧ 'શ્રીમન્ત્રરાજગુણકલ્પમહોદધિ'માં 'साधु' એવો પાઠ છે. 'શ્રીનવકાર મહામન્ત્ર કલ્પ'માં सव्व साहू પાઠ છે, 'જૈન બાલ ગુટકા દૂસરા ભાગ'માં सव्व साहूणं પાઠ છે, પરંતુ 'साधु' એ સંસ્કૃત શબ્દને બદલે 'साहू' પ્રાકૃત શબ્દ જ વાસ્તવિક છે, જ્યારે બીજા બે પાઠોમાં તો એક પાઠમાં અઢાર અક્ષર થાય છે અને બીજા પાઠમાં ઓગણીશ અક્ષર થાય છે. તેથી ઉપરનો પાઠ જ વાસ્તવિક છે. ૨ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં अ सि आ उ सा नमः પાઠ છે.

णमो आयरियाणं એ પદ કંઠ વિષે, ॐ णमो उवज्झायाणं એ પદ મુખને વિષે, ॐ णमो लोए सव्वसाहूणं એ પદ મસ્તકને વિષે ચિંતવીને सर्वाङ्गेषुમાં रक्ष रक्ष हिलि हिलि मातङ्गिनी स्वाहा ॥ (આકૃતિ માટે જુઓ નવ૦ યંત્ર ૪.) આ પ્રમાણે મનમાં ઉપર કહેલા પાંચે પદો ચિંતવીને આખા મન્ત્રનો ૧૦૮ વાર જાપ કરવાથી સર્વે જાતના ભયો દૂર થાય છે. દેવનાગરી લિપિમાં જે જે શબ્દો લખ્યા છે તે જ મન્ત્ર છે.

## રક્ષા મંત્ર.

**૩૯ ॐ ह्रीं [1]णमो अरिहन्ताणं पादौ रक्ष रक्ष, ॐ ह्रीं णमो सिद्धाणं कटिं रक्ष रक्ष ॐ ह्रीं णमो आयरियाणं नाभिं रक्ष रक्ष, ॐ ह्रीं णमो उवज्झायाणं हृदयं रक्ष रक्ष, ॐ ह्रीं णमो लोए सव्वसाहूणं ब्रह्माण्डं रक्ष रक्ष, ॐ ह्रीं एसो पञ्चणमोक्कारो[2] शिखां रक्ष रक्ष, ॐ ह्रीं सव्वपावप्पणासणो आसनं रक्ष रक्ष, ॐ ह्रीं मङ्गलाणं च सव्वेसिं पढमं हवइ मङ्गलं आत्मचक्षुः परचक्षुः रक्ष रक्ष ॥**

આ મન્ત્રને સિદ્ધ કર્યા પછી કાર્ય પડે એકવીશ વાર જપવાથી ગમે તેવા ભયમાં પણ રક્ષા થાય છે.

## વશીકરણ મંત્ર

**૪૦ [3]ॐ णमो[4] अरिहन्ताणं[5] अरे अरिणि मोहिणि अमुकं मोहय मोहय स्वाहा ॥**

આ મન્ત્રથી ચોખા અથવા ફૂલને [૧૦૮ વાર] મન્ત્રી સ્ત્રીને માથે મૂકવાથી સ્ત્રી વશ થાય છે. વળી, આ મન્ત્રનું ૧૦૮ વાર નિત્ય સ્મરણ કરવાથી લાભ થાય છે, પરંતુ લાભને માટે મન્ત્ર ગણતી વખતે अमुकं શબ્દ સિવાયનો મન્ત્ર ગણવો અને વશીકરણ કર્મને માટે अमुकंની જગ્યાએ જે સ્ત્રીને વશ કરવી હોય તેનું નામ સ્મરણ કરવું.

## ભૂતાદિ ભય નિવારણ મંત્ર

**૪૧ ॐ ह्रीं अ सि आ उ सा सर्वदुष्टान् स्तंभय स्तंभय मोहय मोहय अंधय अंधय मुकवत्कारय[7] कुरु कुरु ॐ दुष्टान् ठः ठः[8] ॥**

જે વખતે દુશ્મન સામેથી હુમલો કરવા આવે તે વખતે આ મન્ત્રનો ૧૦૮ વાર મુઠ્ઠી બંધ કરીને જાપ કરીને તે મુઠ્ઠી દુશ્મનના સામી ઉગામવાથી દુશ્મન નાશી જાય છે.

તથા કોઈ બાલક અથવા સ્ત્રીને ભૂત, પિશાચ અગર ચુડેલનો ઉપદ્રવ થતો હોય તો

---

૧ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં नमो પાંચે પદોમાં છે.

૨ 'શ્રીનવકારમહામન્ત્રકલ્પ'માં नमुक्कारो પાઠ છે.

૩ 'શ્રીમન્ત્રરાજગુણ કલ્પમહોદધિ'માં ॐ ह्रौं પાઠ છે. ૪ 'શ્રીનવકાર મહામન્ત્રકલ્પ'માં नमो પાઠ છે. ૫ 'શ્રીજૈન બાલગુટકા દુસરા ભાગ'માં अरहंताणं પાઠ છે. ૬ 'શ્રીમન્ત્રરાજ૦'માં આ પાઠ નથી. ૭ 'શ્રીનવકાર૦'મા मुरय कुरुय એવો પાઠ છે. ज પ્રતમાં मूकवत्साय પાઠ છે. ૮ 'શ્રીનવકાર૦'માં ठः ठः ठ. પાઠ છે, ત્યારે 'જૈનબાલ૦'માં ठ. ठ ठः ठ એવો પાઠ છે.

આ મન્ત્રનો મુઠ્ઠી બંધ કરીને ૧૦૮ વાર જાપ કરીને સવાર અને સાંજે ઝાંડે-ઉંજે તો ભૂતાદિકનો ઉપદ્રવ શાંત થાય અથવા ઇશાન તરફ મુખ રાખીને અડધી રાતના સમયે આઠ રાત્રી પર્યંત મન્ત્રની સાધના પ્રથમ કરીને, પછી ધૂપ અને દીવો કરીને ફક્ત ૧૧૦૦ અગીઆરસો જાપ કરવાથી વ્યંતરના ઉપદ્રવની શાંતિ થાય છે.

### બંદીખાના નિવારણ મંત્ર

૪૨ ॐ णमो[1] [2]अरिहन्ताणं, [3]ॐ णमो सिद्धाणं, ॐ णमो आयरियाणं, ॐ णमो उवज्झायाणं, ॐ णमो लोए सव्वसाहूणं झुलु झुलु[4] कुलु कुलु चुलु चुलु मुलु मुलु स्वाहा ॥

સમ ધાતુની યા તાંબાની થાળી ઉપર પ્રથમ અષ્ટગંધથી મન્ત્ર લખીને સવા લાખ જાપ કરીને મન્ત્ર સિદ્ધ કર્યા પછી ૨૧ વખત ૨૧ કાંકરી મન્ત્રીને એકેક કાંકરી હાથમાં લઈ મન્ત્ર બોલીને ફૂંક મારીને તે કાંકરી માછીની જાળ પર તે જોઈ શકે નહિ તેવી રીતે નાખવાથી જાળમાં એક પણ માછલી આવતી નથી.

તથા બંદીખાનામાં પડેલો માણસ સવાલાખ જાપ પૂરા થતાં જ અગર તે પહેલાં બંદીખાનામાંથી છુટો થાય છે. પરંતુ જાપ કરતી વખતે ધૂપ, દીપ તૈયાર રાખવા જોઇએ અને મન્ત્રનો જાપ દરરોજ નિયમિત સમયે કરવો એ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ.

### ચૌરભય નિવારણ મંત્ર

૪૩ ॐ णमो अरिहंताणं अभिणिमोहिणि मोहय मोहय स्वाहा ॥

માર્ગમાં જતી વખતે આ વિદ્યાનું સ્મરણ કરવાથી ચોરનો ભય ઉત્પન્ન થતો નથી.

### સર્વ સમ્પત્તિદાયક ત્રિભુવનસ્વામિની વિદ્યા

૪૪ ॐ ह्रीं श्रीं ह्रूं[5] क्लीं असिआउसा चुलु चुलु हुलु हुलु[6] कुलु कुलु[7] मुलु मुलु[8] इच्छियं मे कुरु कुरु स्वाहा ॥

આ ત્રિભુવનસ્વામિની વિદ્યા છે. આ વિદ્યા ચમેલીના (જાઈના) ૨૪૦૦૦ ચોવીશહજાર ફૂલ લઈને એકેક ફૂલ પર એકેક મન્ત્ર જપવાથી સિદ્ધ થાય છે, અને વિદ્યા સિદ્ધ થયા પછી દરરોજ એકેક માલા જપવાથી પુત્ર પ્રાપ્તિ તથા લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

### વિદ્યાપ્રાપ્તિ મંત્ર

૪૫ ॐ ह्रीं[9]असिआउसा नमोऽर्हं वादिनि[10] सत्यवादिनि[11] वाग्वादिनि वद वद मम

---

૧ 'શ્રીનવકાર૦ પાંચે પદોમાં नमो પાઠ છે. ૨ શ્રીજૈનબાલ૦' अरहताणं પાઠ છે. ૩ 'શ્રીજૈનબાલ૦' ॐ णमो सिद्धाणंથી ॐ णमो उवज्झायाणं સુધીનો પાઠ નથી. ૪ 'શ્રીજૈનબાલ૦' झुलु झुलु પાઠ નથી. ख પ્રતમાં हुलु हुलु પાઠ છે. ૫ શ્રીનવકાર૦'માં ह्री પાઠ નથી, 'મંત્રરાજ૦'માં हं પાઠ છે. ૬ 'શ્રીનવકાર૦'માં हुलु हुलु પાઠ છે પણ તે પ્રેસ દોષ હશે એમ લાગે છે. ૭ 'શ્રીજૈનબાલ૦'માં આ પાઠ નથી. ૮ 'શ્રીજૈનબાલ૦'માં मुलु मुलु પાઠ છે, પરતુ પ્રેસદોષ લાગે છે. ૯ 'શ્રીનવકાર૦'માં ह्रीं પાઠ નથી. ૧૦ 'શ્રીનવકાર૦'માં वाचिनी પાઠ છે. ૧૧ 'શ્રીનવકાર૦'માં सत्यवाचिनी પાઠ છે.

वक्त्रे[1] व्यक्त वाचया सत्यंब्रूहि[2] सत्यंब्रूहि सत्यंवद अस्खलित प्रचारं तं देवं[3] मनुजासुर-सहसी[4] ॐ अर्हं[5] असिआउसा नमः स्वाहा ॥

આ વિદ્યાનો એક લાખવાર જાપ કરવાથી સિદ્ધ થાય છે, અને તે સિદ્ધ થએલી વિદ્યાથી વાદવિવાદમાં જીત થાય છે અને સર્વ જાતની વિદ્યાઓની પ્રાપ્તિ થાય છે.

### શાંતિદાયક મંત્ર

૪૬ ॐ अर्हं असिआउसा नमः ॥

આ મન્ત્રનું નિત્ય સ્મરણ કરવાથી શાંતિદાયક છે અને દરેક જાતની સંપત્તિ આપનાર તથા ક્લેશાદિકનો નાશ કરનાર છે.

### વસ્તુવિક્રય મંત્ર

૪૭ नट्ठट्ठमयट्ठाणे पणट्ठ कमट्ठ नट्ठ संसारे। परमट्ठनिट्ठियट्ठे अट्ठगुणाधीसरं वंदे ॥

આ મન્ત્રની સાધના કાળી ચઉદશના દિવસે સંધ્યા વીતી ગયા પછી એક પ્રહર રાત્રી પસાર થયા બાદ શરૂ કરે, જાપ કરતી વખતે જયણા સહિત ધૂપ, દીપ રાખે, કટપત્ર તેલ તથા ગુગલનો હોમ જયણા સહિત કરે. પ્રતિદિન બે હજાર જાપ કરીને મન્ત્ર સિદ્ધ કરે. મન્ત્ર સિદ્ધ કર્યા પછી જે વસ્તુ વેચવી હોય તે વસ્તુને ઉપરોક્ત મન્ત્રથી એકવીશ વખત મન્ત્રીને વેચવાથી મન માન્યા મૂલ્ય ઉપજે.

### રક્ષા મંત્ર

૪૮ ॐ थम्मेह[6] जल जलणं मम[7] अमुकस्य[8] घोरुवसग्गं पणासेउ स्वाहा ॥ *

આ વિદ્યા ચંદન વગેરે દ્રવ્યોથી લાકડાના પાટીઆ પર ૧૦૮ વાર નવકારના સ્મરણ સાથે તેનું સ્મરણ કરીને લખવી તથા પાટીઆની સુગંધી પુષ્પ વગેરેથી પૂજન–અર્ચન કરીને સિદ્ધ કરવાથી આ વિદ્યા દરેક પ્રકારના ભયોનું નિવારણ કરે છે.

---

૧ 'શ્રીનવકાર૦'માં वक्र પાઠ છે. ૨ 'શ્રીનવકાર૦'માં सत्यंथुहि सत्यथुहि પાઠ છે. ૩ 'શ્રીજૈનબાલ૦'માં तं देवं ના બદલે सदैव પાઠ છે. क પ્રતમાં सदेव પાઠ છે. ૪ 'શ્રીજૈનબાલ૦'માં सदसि क પ્રતમાં मनुजासरसी પાઠ છે. 'શ્રીજૈનબાલ૦'માં असहँ પાઠ છે તે બરાબર નથી. ૫ 'શ્રીજૈનબાલ૦'માં स्वाहा પાઠ નથી. ૬ 'શ્રી મન્ત્રરાજ'માં थम्मेउ પાઠ છે. ૭ 'मम'ની જગ્યાએ અંતમાં છઠ્ઠી વિભક્તિ સહિત પરના નામનો ઉચ્ચાર કરવો જોઈએ, ૮ 'अमुकस्य'ની જગ્યાએ અંતમાં છઠ્ઠી વિભક્તિ સહિત પરના નામનો ઉચ્ચાર કરવો જોઈએ, એટલે પોતાને યા બીજાને માટે જાપ કરવો હોય ત્યારે પોતાના યા બીજાના નામનો ઉચ્ચાર કરવો જોઈએ, પરંતુ બંનેના નામનો નહિ.

* આ વિદ્યાનો 'શ્રીભૈરવપદ્માવતીકલ્પ' નામના મારા તરફથી પ્રસિદ્ધ થએલા ગ્રંથમાં 'ક્રોધાદિસ્તમ્ભનયન્ત્રાધિકાર' નામના પાંચમા પરિચ્છેદના ચોથા શ્લોકની ટીકામાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે.—

આ વિદ્યાનું હૃદયકમલમાં ૧૦૮ વાર સ્મરણ કરે તો ચાર ઉપવાસનું ફળ મળે છે.

### લક્ષ્મીદાયક વિદ્યા

**૪૯ ॐ ह्रीं अर्हत* उत्पत उत्पत स्वाहा ॥**

આ પણ ત્રિભુવનસ્વામિની વિદ્યા છે, તેનું નિત્ય સ્મરણ કરવાથી વાંછિત ફલ તથા લક્ષ્મીને આપવાવાળી થાય છે.

### ચોરભયનિવારક મંત્ર

**૫૦ ॐ णमो अरिहन्ताणं[1] धणुं धणुं महाधणुं महाधणुं[2] स्वाहा ॥**

આ મન્ત્રનો પ્રથમ સવાલાખ જાપ કરીને સિદ્ધ કર્યા પછી જરૂર પડે મન્ત્રના અક્ષરોનું ધ્યાન પોતાના લલાટ વિષે કરે તો ચોર સ્તંભિત થાય છે અને જમણા હાથથી ખડીથી મન્ત્ર લખતો જાય અને ડાબા હાથથી ભુસીને મુઠ્ઠી બંધ કરતો જાય અને એવો ખ્યાલ કરે કે મારા ડાબા હાથમાં ધનુષ્ય છે, એવી રીતે થોડી વાર લખીને તથા ભુસીને મુઠ્ઠી બંધ કરી જાપ કરે, જાપ પૂર્ણ થએથી મુઠ્ઠી ઉઘાડીને જે દિશામાં ચોરાદિનો ભય હોય તે દિશામાં હાથમાંથી કાંઈ વસ્તુ ફેંકતો હોય તેવી રીતે હાથ લાંબો કરે તો ચોરના ભયનું નિવારણ થાય છે અને ચોર પલાયન થઈ જાય છે.

### શુભાશુભ દર્શક મંત્ર

**૫૧ ॐ ह्रीं अर्हं नमः[3] क्ष्वीं स्वाहा ॥**

આ મન્ત્રનો જાપ કર્યા પહેલાં રાત્રિએ સૂઈ જતાં પહેલાં આખા મસ્તક[4] પર ચંદન લગાવીને ચંદન સુકાઈ ગયા બાદ ૧૦૮ વાર આ મન્ત્રનો જાપ કરીને ભૂમિ શય્યા પર સૂઈ જાય તો સ્વપ્નમાં શુભાશુભ માલુમ પડે છે.

### પ્રશ્નોત્તર દર્શક મંત્ર

**૫૨ ॐ णमो[5] भगवइ सुअदेवयाए सव्वसुअमायाए बारसंग पवयण जणणीए सरस्सईए**

---

वलयमन्त्रोद्धारः—

ॐ थम्भेइ जलजलणं चिंतियमित्ते पचणमयारो । अरिमारि चोरराउलघोरुवसग्गं पणासेउ स्वाहा ॥

—प्राकृतमन्त्रोऽयम् । ભૈરવપદ્માવતીકલ્પ પૃષ્ઠ ૨૫.

આ મન્ત્રથી ઉપજાવેલા યંત્રો માટે જુઓ 'ભૈરવપદ્માવતીકલ્પ'માં યંત્ર નંબર. ૧૭-૧૮ ૧૯-૨૦-૨૧ ની આકૃતિઓ.

* ख પ્રતમાં अर्हं પાઠ છે. ૧ જૈન બાલ૦' अरहंताणं પાઠ છે. ૨ धणुं महाधणुं પાઠ છે. ख પ્રતમાં धणुं धणु महाधणु महाधणु પાઠ છે. ૩ 'જૈનબાલ૦' नमः પાઠ નથી. ૪ 'શ્રીનવકાર૦'મા મસ્તકપર ના બદલે પોતાના હાથોમાં ચંદનાને લેપ કરવો તેમ લખેલું છે, પરંતુ મારી માન્યતા પ્રમાણે હાથોમાં અગર મસ્તકમાં પણ નહિ, પણ કપાળ પર લેપ કરવાનો હોવો જોઈએ. —સંપાદક

૫ 'શ્રીનવકાર૦'માં नमो પાઠ છે.

**सच्च[1]वायणि सुयवउ[2] अवतर[3] अवतर देवी मम शरीरं पविस पुच्छं[4] तस्स भविस्स[5] जणमयहरिए अरिहंत सिरि[6] सिरिए स्वाहा ॥**

આ મન્ત્રને પ્રથમ સાધ્ય કર્યા પછી કોઈપણ જાતનું ભવિષ્વ જાણવા માટે ૧૦૮ વાર જાપ કરીને પવિત્રપણે રાત્રે ભૂમિશય્યા પર સૂઈ જવાથી ધારેલા પ્રશ્નનો જવાબ સ્વપ્નમાં મળે છે. મન્ત્રની શરૂઆતમાં ॐ णमो अरिहन्ताणं, ॐ णमो सिद्धाणं, ॐ णमो आयरियाणं, ॐ णमो उवज्झायाणं ॐ णमो लोए सव्वसाहूणं એ પાંચ પદ વધારીને ૧૦૮ વાર કાગળ પર લખીને રોગીના હાથમાં તે લખેલો કાગળ આપવાથી રોગીના સર્વ રોગ નાશ પામે છે.

### રક્ષા મંત્ર

**૫૩ ॐ णमो[7] अरिहंताणं[8], ॐ णमो सिद्धाणं. ॐ णमो आयरियाणं, ॐ णमो उवज्झायाणं, ॐ णमो लोए सव्वसाहूणं, एसो पंच णमोक्कारो[9], सव्वपावप्पणासणो मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं, ॐ ह्रीं हूँ[10] फट् स्वाहा ॥**

આ રક્ષા મન્ત્ર છે, તેનું નિત્ય સ્મરણ કરવાથી સર્વ કાર્યોમાં રક્ષા થાય છે.

### સર્વ સિદ્ધિદાયક મંત્ર

**૫૪ ॐ ह्रीं [11]णमो अरहन्ताणं[12] सिद्धाणं सूरीणं[13] उवज्झायाणं साहूणं मम ऋद्धि वृद्धि[14] समीहित कुरु कुरु स्वाहा ॥**

આ મહામન્ત્રનો દરરોજ પવિત્રપણે સવાર, બપોર અને સાંજે દરેક વખતે બત્રીશ વાર સ્મરણ—જાપ કરવાથી દરેક પ્રકારની સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે અને લક્ષ્મીનો લાભ થાય છે. ૨૧ દિવસ સવાર, બપોર અને સાંજે ત્રણે વખત એકેક (બે ઘડીનું) સામાયિક કરીને જાપ કરવાથી આ મન્ત્ર સિદ્ધ થાય છે. આખાએ સામાયિકમાં આ મન્ત્રનો જ જાપ કરવો જોઇએ. આ પ્રમાણે કરવાથી દ્રવ્યનો લાભ થાય છે અને સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

---

૧ 'શ્રીનવકાર'માં सच्च वायणि પાઠ છે. ૨ 'શ્રીજૈનબાલ૦'માં सवणवणे પાઠ છે અને 'શ્રીનવકાર'માં सुवयउ પાઠ છે. ख પ્રતમા આ પાઠ નથી ૩ 'શ્રીજૈનબાલ૦'માં अवतरની પહેલાં ॐ પાઠ છે. ૪ 'શ્રીજૈનબાલ૦'માં पुछं એવો પાઠ છે. ૫ 'શ્રીનવકાર૦'મા पविस्स પાઠ છે અને 'શ્રીજૈનબાલ૦'માં पविससत्व પાઠ છે. ૬ 'શ્રીનવકાર૦'મા सिरि પાઠ નથી. ૭ 'શ્રીનવકાર૦' णमो ના બદલે પાંચે પદોમાં नमो પાઠ છે. ૮ 'શ્રીજૈનબાલ૦' अरहंताणं પાઠ છે. ૯ 'શ્રીનવકાર૦'માં नमुक्कारो પાઠ છે. ૧૦ 'શ્રીનવકાર૦'માં हूँ પાઠ છે. ख પ્રતમાં हूं પાઠ છે ૧૧ 'શ્રીનવકાર૦'માં તથા 'જૈનબાલ૦' ह्रीं પાઠ નથી. ૧૨ 'શ્રીનવકાર૦'મા अरिहन्ताणं પાઠ છે. ૧૩ 'શ્રીજૈનબાલ૦' आयरियाग પાઠ છે. ૧૪ 'શ્રીનવકાર૦' ऋद्धि वृद्धि પાઠ છે.

### પરદેશ લાભ મંત્ર

**૫૫ ॐ णमो[1] अरिहन्ताणं[2] नमो भगवइए[3] चंदावइए[4] महाविज्जाए[5] सत्तट्ठाए गिरे गिरे[6] हुलु हुलु चुलु चुलु मयूरवाहिनिए स्वाहा[7] ॥**

આ મન્ત્રનો જાપ પોષ વદિ ૧૦ (ગુજરાતી માગશર વદિ ૧૦) ના દિવસે ઉપવાસ કરીને પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા આગળ દશ હજાર જાપ તો જરૂર કરવો જોઈએ અથવા ઓછામાં ઓછો ૧૦૮ વખત અને તે દિવસે શરૂ કરીને હમેશાં તેનો ૧૦૮ વખત જાપ સિદ્ધ થયા સુધી કરવો. સિદ્ધ થયા પછી સારા મુહૂર્તમાં પરદેશ ગમન કરીને જે ગામમાં વ્યાપારાર્થે જવું હોય તે ગામમાં પ્રવેશ કરતી વખતે આ મન્ત્રનું ૧૦૮ વખત સ્મરણ કરે તો પરમલાભ થાય અને ધનની પ્રાપ્તિ થાય. જે દિવસે નગરમાં વ્યાપારાર્થે જવું હોય તે દિવસે મંગલવાર ન હોવો જોઈએ એટલું ખાસ ધ્યાનમાં રાખવું. કારણ કે મંગલવારના દિવસે પ્રવેશ કરનારને મહાન ખોટ તથા દેવાળું કાઢવાનો વખત આવે.

### પરમ કલ્યાણ મંત્ર

**૫૬ ॐ[8] अर्हं असिआउसा णमो[9] अरिहन्ताणं नमः ॥**

આ મન્ત્રનું હૃદયકમલમાં ૧૦૮ વાર ધ્યાન કરવાથી એક ઉપવાસનું ફલ પ્રાપ્ત થાય છે.

વળી, એક લોટામાં પવિત્ર પાણી લઈને તેમાંથી પાણીની અંજલિ ભરીને ૨૧ વાર મન્ત્ર ભણીને જ્યાં અગ્નિ લાગી હોય તેની આજુબાજુ ફરતી તે મન્ત્રેલા પાણીની ધારા દઈને અગ્નિ અટકાવ્યા પછી ફરી અંજલિમાં પાણી લઈને તે પાણીને ફરી ૨૧ વાર મંતરીને તે મન્ત્રેલા પાણીના છાંટા નાખવાથી અગ્નિના ઉપદ્રવની શાંતિ થાય છે; પરંતુ આ બધી ક્રિયા પહેલાં મન્ત્રને સિદ્ધ કર્યા પછી જ ફલદાયક થાય છે તે ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ.

### સર્પ ભયહર મંત્ર

**૫૭ ॐ ह्रीं अर्हं असिआउसा अनाहत विजये अर्हं नमः ॥**

આ મન્ત્રની સાધના કરીને સાધ્ય કર્યા પછી દરરોજ સવાર, બપોર તથા સાંજના સ્મરણ કરવાથી તથા દરેક દિવાળીના દિવસે ૧૦૮ વાર જાપ કરવાથી જીંદગી પર્યંત સર્પનો ભય હોતો નથી. વળી, સર્વત્ર જય થાય છે.

### શુભાશુભ જાણવાનો મંત્ર

**૫૮ ॐ णमो अरिहा[10] ॐ भगवउ बाहुबलीस्स इह समणस्स अमले विमले निम्मल**

---

૧ 'શ્રીનવકાર૦'માં नमो પાઠ છે. ૨ 'શ્રીજૈનબાલ૦'માં अरहताणं પાઠ છે. ૩ 'જૈનબાલ૦'માં ॐ णमो चंगवइए એવો પાઠ છે. ૪ 'શ્રીનવકાર૦'માં चन्दाइये અને 'શ્રીજૈનબાલ૦'માં चंदायइए પાઠ છે. ૫ 'શ્રીજૈનબાલ૦' આ પાઠ નથી, જ્યારે 'શ્રીનવકાર૦'માં महाविज्ञाए પાઠ છે. ૬ 'શ્રીજૈનબાલ૦'માં मोर मोर પાઠ છે. ૭ 'જૈનબાલ૦' स्वाहा પાઠ નથી. ૮ 'શ્રીનવકાર૦'માં ॐ नमो આ મન્ત્રની શરૂઆતમાં વધારે છે. અને 'શ્રીજૈનબાલ૦'માં ॐ णमो પાઠ છે. ૯ 'શ્રીમંત્રરાજ૦'માં णमोની જગ્યાએ नमो પાઠ છે. ૧૦ 'શ્રીનવકાર૦' अरिह પાઠ છે.

नाण पयासिणि ॐ णमो[1] सच्च[2] भासइ अरिहा सच्च[3] भासइ केवलीणं पवणं सच्च वयणेणं सच्च[4] होउ मे स्वाहा ॥

આ મન્ત્રનું ધ્યાન રાત્રિના સમયે ઊભા ઊભા કાર્યોત્સર્ગમાં કરે અને નિદ્રા આવે તે વખતે ધ્યાન પૂર્ણ કરીને ભૂમિપર સંથારે સૂઈ જાય તો સ્વપ્નમાં શુભાશુભ જે થવાનું હોય તે માલુમ પડે.

### વાદજીતન મંત્ર

**૫૯ ॐ हंस ॐ ह्रीं[5] अर्हं ऐं श्रीं असिआउसा नमः ॥**

પ્રથમ આ મન્ત્રનો એક લાખ અથવા સવાલાખ જાપ કરીને સિદ્ધ કર્યા પછી કોઇની સાથે વાદવિવાદ કરવો હોય ત્યારે ઉચ્ચાર કર્યા વગર ૨૧ વાર આ મન્ત્રનો જાપ કરીને વિવાદ શરૂ કરવાથી વિવાદમાં જીત થાય છે.

### ઐશ્વર્યદાયક મંત્ર

**૬૦ ॐ ह्रीं वरे सुवरे असिआउसा नमः ॥**

આ વિદ્યાનું સવાર, બપોર અને સાંજે એકાંતમાં દરરોજ ૧૦૮ વખત સ્મરણ કરવાથી સર્વ પ્રકારની સંપત્તિ અને લક્ષ્મી તથા ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે,

### લક્ષ્મીદાયક મંત્ર

**૬૧ ॐ ह्रीं ह्रूं णमो अरिहन्ताणं [6]ह्रौं नमः ॥**

આ મન્ત્રનું સવાર, બપોર અને સાંજે સફેદ ફૂલો વડે એકાંતમાં નિરંતર ૧૦૮ વખત સ્મરણ કરવાથી સર્વ સંપત્તિ તથા લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

### દ્રવ્યપ્રાપ્તિ મંત્ર

**૬૨ अरिहंत सिद्ध आयरिय उवज्झाय सव्वसाहूणं ॥**

આ મન્ત્રનો વિધિપૂર્વક સવાલાખ જાપ કરે તો અઢળક દ્રવ્યની પ્રાપ્તિ થાય છે.

### અભ્યુદયદાયક મંત્ર

**૬૩ ॐ ह्रीं श्रीं प्लुं प्लुं अर्हं ई ऐं क्लीं प्लु प्लु (प्लुँ प्लुँ ?) नमः ॥**

આ પરમેષ્ઠિ મન્ત્રનો જાપ કરવાથી સર્વ પ્રકારના અભ્યુદયની પ્રાપ્તિ થાય છે.

### કાર્યસિદ્ધિદાયક મંત્ર

**૬૪ ॐ ऍं[7] ह्रीं श्रीं क्लीं क्लौं ब्लूं अर्हं नमः ॥**

---

૧ 'શ્રીનવકાર૦'માં णमो ના બદલે नमो પાઠ છે. ૨–૩–૪ 'શ્રીનવકાર૦'માં सच्च ના બદલે सव्व પાઠ છે. ૫ 'શ્રીનવકાર૦'માં अर्हं ના બદલે अहे પાઠ છે જે પાઠ સંદિગ્ધ છે. ૬ 'શ્રીનવકાર૦'માં ह्रौंના બદલે ह्रीं પાઠ છે જે વાસ્તવિક લાગતો નથી. ૭ શ્રીનવકાર૦'માં ऍं પાઠ નથી.

આ મન્ત્રનો પ્રથમ એકવીશ હજાર જાપ કરીને મન્ત્ર સિદ્ધ કર્યા પછી, સવાર, બપોર અને સાંજે નિરંતર સ્મરણ કરવાથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

### ક્લેશનાશક મંત્ર

**૬૫ ॐ ह्रीं श्रीं अमुकं दुष्टं साधय साधय असिआउसा नमः ॥**

આ મન્ત્રની એકવીશ દિવસ સુધી સવારમાં માળા ફેરવીને, જ્યારે કાર્ય પડે ત્યારે ૧૦૮ વખત જાપ કરવાથી શત્રુના ભયનો તથા ક્લેશાદિક આપત્તિનો ક્ષય થાય છે.

### રોગનિવારક મંત્ર

**૬૬ ॐ [1]णमो सव्वोसहिपत्ताणं, ॐ णमो खेलोसहिपत्ताणं, ॐ णमो जलोसहिपत्ताणं, ॐ णमो सव्वोसहिपत्ताणं स्वाहा ॥**

આ મન્ત્રની દરરોજ એક માળા ફેરવવાથી રોગની પીડા શાંત થાય છે તથા વ્યાધિનું દર્દ ઓછું થાય છે.

### વ્રણહર મંત્ર

**૬૭ [2]ॐ णमो जिणाणं जावयाणं तिण्णाणं तारयाणं बुद्धाणं बोहयाणं न य पूई न सोणिणं पपणं सव्ववापणं[3] वणं मा पच्चउ मा दुक्खउ मा कुट्टउ [4]ॐ ठः ठः स्वाहा ॥**

આ મન્ત્રથી રખીઆ મન્ત્રીને ઘા વગેરેમાં લગાવવાથી વ્રણની પીડા દૂર થઈ જાય છે.

### સૂર્ય, મંગલની પીડા નિવારણ મંત્ર

**૬૭ ॐ ह्रीं णमो सिद्धाणं ॥** સૂર્ય અને મંગલ બંને ગ્રહોની અગર તેમાંના એક ગ્રહની પીડાની શાંતિને માટે જ્યાં સુધી ગ્રહની પીડા રહ્યા કરે ત્યાં સુધી દરરોજ એક હજાર જાપ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે.

### ચંદ્ર, શુક્રની પીડા નિવારણ મંત્ર

**૬૯ ॐ ह्रीं णमो अरिहंताणं ॥** ચન્દ્ર અને શુક્ર બંનેની દૃષ્ટિ પીડાકારી હોય તે વખતે નિરંતર એક હજાર જાપ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે.

---

૧ "શ્રીનવકાર૦"માં णमोના બદલે ચારે પદોમાં नमो પાઠ છે. ૨ 'મંત્રરાજ'માં ॐ પાઠ નથી. ૩ 'નવકાર૦'માં सव्ववाएणंના બદલે सव्वा वायेण એવો પાઠ છે અને આગળના પાઠો તદ્દન અશુદ્ધ હોવાથી તેનો ઉલ્લેખ અત્રે કર્યો નથી. ૪ આ 'ॐ' શબ્દ અહીયાં હશે કે કેમ તેમાં સંદેહ છે, પરંતુ પ્રતમાં હોવાથી અહીંયાં કાયમ રાખ્યો છે. 'નવકાર૦'માં તો વળી ॐ ॐ પાઠ છે.

### બુધની પીડા નિવારણ મંત્ર

૭૦ **ॐ ह्रीं णमो उवज्झायाणं ॥** બુધની દશા હાનિકારક હોય તો નિરંતર એક હજાર આ મન્ત્રનો જાપ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે.

### ગુરૂની પીડા નિવારણ મંત્ર

૭૧ **ॐ ह्रीं णमो आयरियाणं ॥** ગુરૂની દૃષ્ટિ હાનિકારક હોય તો નિરંતર એકહજાર આ મન્ત્રનો જાપ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે.

### શનિ, રાહુ તથા કેતુની પીડા નિવારણ મંત્ર

૭૨ **ॐ ह्रीं णमो लोए सव्वसाहूणं ॥** આ મન્ત્રનો હરહમેશ એક હજાર જાપ કરવાથી શનિ, રાહુ અને કેતુની દૃષ્ટિ હાનિકારક હોય તો પણ કાંઈ તે નુકશાન કરતી નથી.



# નંદનની કથા.*



જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં ધર્મક્રીડાના સ્થાનરૂપ **અયોધ્યા** નામની એક નગરી છે કે જ્યાં કૌતુકથી આવેલ શેષનાગની લક્ષ્મીને લુંટનાર કિલ્લો, ઘણા કાંગરાથી શોભે છે. ત્યાં શત્રુઓની રમણીઓને વૈધવ્ય આપવામાં સમર્થ એવો **સામવર્મ** નામે રાજા હતો. પોતાના તાબે કરેલ દિશારૂપી સ્ત્રીઓને જે પોતાના પ્રતાપના મિષથી કુંકુમના લેપની શોભા પમાડતો હતો. તેને લક્ષ્મી સમાન મનોહર એવી **લક્ષ્મી** નામે રાણી હતી. ત્રિવર્ગનું સેવન કરતાં તે બંને પોતાના શ્લાઘનીય જનમને વ્યતીત કરતા હતા. એવામાં રાણીને મન્મથ સમાન મનોહર પુત્ર ઉત્પન્ન થયો. જે સર્વ લોકોને આનંદ પમાડનાર હોવાથી **નંદન** એવા નામથી વિખ્યાત થયો. કાંતિમાં ચંદ્રમા સમાન શોભાયમાન તે કુમાર, દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો અને સમય આવતાં વિનયરૂપ આકાશમાં સંચરતાં તેણે સમસ્તકળાઓ ધારણ કરી.

એકદા તે રાજકુમારે ક્રીડા પૂર્વક નગરીમાં ભમતાં, નગરીને ઉત્સવમય જોઇને તેણે કોઈ પુરુષને પૂછયું કે-"પ્રતિમંદિરે ધ્વજાઓ ઉંચી કરવામાં આવેલ છે અને કનકના સ્તંભો પર મણિના તોરણો બાંધવામાં આવેલ છે—એમ આ નગરીને ઉત્સવમય બનાવવાનું શું કારણ હશે ?" ત્યારે તે પુરુષ બોલ્યો કે:—"અહીં પૂર્વે કોટવાળે પાસેની નદીના પ્રવાહમાં તણાતું એક બીજોરાનું ફળ જોયું. એટલે નદીમાં પ્રવેશ કરીને ફળ લઇને તેણે મહારાજાને અર્પણ કર્યું, જેથી વર્ણ, ગંધ અને રસથી ઉત્કૃષ્ટ એવું તે ફળ જોતાં રાજા ભારે પ્રમોદ પામ્યો. પછી તેણે કોટવાલને સન્માન આપતાં પૂછયું કે—"આ ફળ તને કયાંથી મળ્યું ?" તે બોલ્યોઃ—"હું નદીના પ્રવાહમાંથી એ લઈ આવ્યો." ત્યારે રાજાએ કહ્યું:—'જ્યાં એ ઉત્પન્ન થયું છે, તે વનની તપાસ કરો.' પછી આગળ જતાં નદીના કિનારે તે વૃક્ષ, તેના જોવામાં આવ્યું. ત્યાં જે પ્રવેશ કરીને ફળ ગ્રહણ કરે, તે મરણ પામે. એમ તેના જાણવામાં આવતાં એ હકીકત તેણે રાજાને નિવેદન કરી. એટલે રાજાએ તેને આદેશ કર્યો કે:—"ત્યાં વારા પ્રમાણે એક એક પુરુષને પ્રવેશ કરાવીને તારે દરરોજ એક એક ફળ લાવવું." એમ તે ફળ લાવવામાં પ્રતિદિન એક એક પુરુષનો નાશ થવા લાગ્યો. આથી નગરજનો ભારે વિષાદમાં પડ્યા.

એ પ્રમાણે કેટલોક કાળ જતાં એક વખતે **જિનદાસ** શ્રાવકનો વારો આવ્યો. એટલે નમસ્કારમંત્ર બોલતાં તે નદીમાં પડ્યો. તે સાંભળીને પૂર્વભવે કરેલ વ્રતની વિરાધના યાદ કરતાં તે વનનો અધિષ્ઠાયક વ્યંતર પ્રતિબોધ પામ્યો. જેથી પ્રત્યક્ષ થઈ, તે શ્રાવકને નમન

* 'કુમારપાળ પ્રતિબોધ' ગુજરાતી ભાષાંતરના, પાના ૪૨૯થી ૪૩૬ પરથી આ કથા લેવામાં આવી છે.

કરીને વ્યંતર હર્ષપૂર્વક કહેવા લાગ્યો કે:—"તારા પોતાના સ્થાન પર રહેતાં જ તને દરરોજ હું એક એક ફળ આપતો રહીશ." એટલે તે શ્રાવકે નિવૃત્ત થઈને એ વૃત્તાંત રાજાને નિવેદન કર્યો. પછી તે દરરોજ વ્યંતર થકી એક એક ફળ ઓશીકા પાસે પામતો અને રાજાને અર્પણ કરતો. આથી રાજાએ સંતુષ્ટ થઈને તેનો ભારે સત્કાર કર્યો. હે કુમાર! એમ અકાળ મરણની નિવૃત્તિથી રાજાએ નગરમાં મહોત્સવ કરાવ્યો છે."

એ રીતે મહોત્સવનું કારણ સાંભળીને રાજકુમાર કહેવા લાગ્યો કે:—"અહો! આ ભવમાં પણ પરાભવને પરાસ્ત કરનાર એવા નમસ્કારમંત્રનો મહિમા જગતમાં પ્રગટ છે." પછી કુમારે મુનિ પાસે જઈને વિધિપૂર્વક મંત્રની જેમ પંચનમસ્કાર મંત્રનો અભ્યાસ કર્યો અને તે ત્રિકાળ તેનું સ્મરણ કરવા લાગ્યો.

એકદા કોઇ પુરુષે આવીને રાજકુમારને વિનંતી કરી કે:—"એક સિદ્ધપુરુષે મને ચેટક મંત્ર આપેલ છે. તેની છ માસ પર્યંત મેં પૂર્વ સેવા સાધી અને હવે ઉત્તર સેવા સાધવાની મારે બાકી છે, તે સર્વ લક્ષણયુક્ત ઉત્તરસાધક વિના થઇ શકે તેમ નથી, અને તેવો તો તું એક જ છે. માટે મંત્ર સિદ્ધિમાં હે કુમાર! તું મને મદદ કર." એટલે અન્યના ઉપરોધને માનવાના પ્રધાન ગુણથી કુમારે તેનું વચન કબુલ રાખ્યું. કારણ કે મહાપુરુષો સ્વભાવથી જ પરોપકાર કરવામાં સાવધાન હોય છે. પછી કૃષ્ણ ચતુર્દશીની રાત્રે રાજકુમાર સાથે તે સાધક પુરુષ, પૂજાના સાધનો લઈને સ્મશાનમાં આવ્યો. જે સ્મશાન કયાંક શરદઋતુનાં વાદળાં સમાન શ્વેત અને ઘણાં હાડકાંથી વ્યાપ્ત હતું, કયાંક ચિતાનળની જ્વાળાઓના સમૂહથી આકાશને જાણે પલ્લવિત બનાવતું હતું, કયાંક હાડપિંજરો અને યમ સમાન ભાસતા વેતાલોથી ભીષણ હતું, કયાંક શંકા વિના ક્રીડા કરતી શાકિનીઓથી વ્યાપ્ત હતું, કયાંક ઘુવડોના ઘુત્કારયુક્ત અને કયાંય શીયાળના ઘોર અવાજથી ગાજતું હતું. ત્યાં પુષ્પ, દીપ અને નૈવેદ્યયુક્ત મંડળ રચીને તે સાધક મંત્રપૂર્વક અગ્નિકુંડમાં આહુતિ નાંખવા લાગ્યો અને ઉત્તરસાધક કુમાર નમસ્કારનું સ્મરણ કરતો ઊભો રહ્યો. ત્યાં ત્રાસ ઉપજાવે તેવા ઘણા ભયંકર બનાવો પ્રગટ થવા લાગ્યા. એવામાં 'આ તરવારથી પદ્મની જેમ તારૂં મસ્તક કાપી નાંખીશ' એમ બોલતો અને અટ્ટહાસ્ય કરતો રાક્ષસ તે સાધક તરફ દોડ્યો. ત્યાં કુમાર તરત વચમાં પડીને કહેવા લાગ્યો કે:—"હું ઉત્તરસાધક હાજર હોવા છતાં સાધકનો વધ કરવાને એ કોણ તૈયાર થયો છે?" ત્યારે રાક્ષસ બોલ્યો કે:—"મેં આકાશમાં દિવ્ય રમણી બતાવી, જેને જોતાં એ ક્ષોભ પામ્યો. તેથી એ સાધક દોષિત હોવાથી વધ્ય છે." એટલે નંદનકુમારે કહ્યું કે:—"આ સાધકનું જે ચિત્તથી પણ બુરૂં ચિંતવશે, તેને હું જાતે પકડીને નિગ્રહ કરીશ." એમ બોલતો કુમાર જેમ જેમ રાક્ષસની પાસે જવા લાગ્યો, તેમ તેમ રાક્ષસ પણ ઉતાવળે પગલે પાછળ પાછળ હઠવા લાગ્યો. ત્યારે કુમાર બોલ્યો કે: "તારામાં તાકાત હોય, તો સામે આવીને ઊભો રહે. આ પ્રમાણે ભાગતો કેમ જાય છે?"

રાક્ષસે કહ્યું:-'હે ભદ્ર! તું જે મંત્ર સંભારે છે, તેના પ્રભાવથી અગ્નિની જેમ તારૂં તેજ સહન કરવાને હું સમર્થ નથી. તેથી હું પાછળ પાછળ હઠતો જાઉં છું. હું તને સિદ્ધ થયો છું, માટે મને મૂકી દે. હવે તારૂં દુઃસાધ્ય પણ ચિંતિત અભીષ્ટ સાધી આપીશ.' ત્યાં રાજકુમારે કહ્યું કે:—"તું આ સાધકને સિદ્ધ થા." ત્યારે રાક્ષસ બોલ્યો કે:-"એનામાં તેવી યોગ્યતા નથી કે જેથી એવી સિદ્ધિને એ પામી શકે, છતાં એ તારો આશ્રિત થઈને પણ સર્વ અભીષ્ટ પામી શકશે." એમ કહીને રાક્ષસ અંતર્ધ્યાન થઇ ગયો.

એ બનાવ જોઈને સાધક તે મંત્રસાધનાથી નિવૃત્ત થઈને કુમારને કહેવા લાગ્યો કે: —"મને **ચેટક** દેવ સિદ્ધ થયો કે જેણે વિશ્વમાં ચિંતામણી સમાન તમને સેવવાનો મને આદેશ કર્યો." પછી સ્વ ભવને આવીને કુમારે સાધકને મુનિની પાસે નમસ્કાર મંત્ર શીખવાડયો એટલે તે નિરંતર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો.

**ચેટક**ના પ્રભાવથી સાધક સહિત આકાશ માર્ગે જગત જોવાને ભમતાં કુમાર એક વખત **મિથિલા** નગરીમાં આવી પહોંચ્યો, કે જે તળીયે સ્ફટિકરત્નથી મઢેલા શ્રેષ્ઠ સાત સુવર્ણમય ભવનોથી દેદીપ્યમાન થઈને, આકાશમાં રહેલ વિમાનોથી ગાજતા ગીર્વાણ નગરની શોભાને જીતતી હતી. એ નગરીના ઉપવનમાં જાણે જિનપૂજા માટે આવેલ દેવાંગનાઓ હોય તેવી મણિની પૂતળીઓથી અભિરામ એવું **શ્રીનમિનાથ** ભગવંતનું પવિત્ર મંદિર હતું. ત્યાં પ્રવેશ કરતાં જ **શ્રીનમિનાથ** પ્રભુની પ્રતિમા જોઈ વિકાસ પામતા મુખથી કુમાર પ્રમોદ પૂર્વક આ પ્રમાણે બોલવા લાગ્યો:—

**"प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमंकः कामिनीसंगशून्यः ।**
**करयुगमपि धत्ते शस्त्रसंबंधवंध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव" ॥१॥**

અર્થાત્:—હે નાથ! તમારી દૃષ્ટિ પ્રશમરસથી ભરપૂર છે, મુખકમળ પ્રસન્ન છે, ઉત્સંગ કામિનીના સંગ રહિત છે તથા હસ્તયુગલ તે શસ્ત્રના સંબંધથી રહિત છે, માટે જગતમાં આપ જ એક વીતરાગ દેવ છો.

પછી **શ્રીનમિનાથ** પ્રભુને વંદન કરી કૌતુકથી જિનમંદિરનું અવલોકન કરતાં ત્યાં કુમારે એક ભાગમાં **ગાંધારી** દેવીની મૂર્તિ જોઈ અને એ દેવીની પૂજા કરતી કોઈ રમણી રાજકુમારને જોઈ મનમાં વિચાર કરવા લાગી કે:—'આ કોઈ મનોહર આકૃતિવાળો ભાગ્યશાળી પુરુષ છે.' એમ ધારી બંને હસ્તની અંજલિ જોડીને તે સ્ત્રી કહેવા લાગી કે:—"હે પ્રભો! મહેરબાની કરીને અહીં બેસો અને આપનું પવિત્ર નામ જણાવી મને આભારી કરો." એટલે પરના અનુગ્રહ માટે સાવધાન એવા કુમારે ત્યાં બેસીને દૃષ્ટિ સંજ્ઞાથી આદેશ કર્યો કે:-"એના પ્રશ્નનો જવાબ આપ." ત્યારે સાધક બોલ્યો કે—"આ **અયોધ્યા**ના રાજાનો **નંદન** નામે કુમાર છે અને પૃથ્વીમાં ભ્રમણ કરતાં કરતાં અહીં આવી ચડયો છે." એમ સાંભળતાં જ તે રમણી કહેવા લાગી કે:—"પંચ પરમેષ્ઠિના

પ્રભાવથી અત્યારે મારી સખીનું પુણ્યવૃક્ષ ફળ્યું, માટે તેને તમારા આગમનજન્ય સમાચાર જણાવીને હું જેટલામાં અહીં આવું તેટલો વખત તમે અહીં જ રાહ જોતા બેસજો." એમ કહીને તે સ્ત્રી તરત ત્યાંથી ચાલી ગઇ. ત્યારે **નંદને** સાધકને કહ્યું કે:—"એ સ્ત્રી મારૂં સ્વરૂપ જાણીને કયાંક ચાલી ગઇ, તેનું શું કારણ હશે ?" સાધક બોલ્યો:—"બીજું શું હોય ? વિશાળ કુળમાં ઉત્પન્ન થએલી કોઈ રમણી અનુરાગથી તમારા નિવેદનને ઇચ્છતી હશે, તેને હર્ષપૂર્વક નિવેદન કરવાને એ સ્ત્રી તરત અહીંથી ચાલી ગઈ. કારણ કે ભાગ્યવંત પુરુષોને પગલે પગલે સંપત્તિ પ્રાપ્ત થાય છે."

તે સ્ત્રીએ જઇને **નંદનના** આગમનની વાત રાજપુત્રીને કહી સંભળાવી, જે સાંભળતાં મેઘધ્વનિથી મયૂરીની જેમ તે હર્ષ પામી. પછી તે સ્ત્રીની સાથે અત્યંત ઉત્કંઠાયુક્ત રાજકુમારી શિબિકામાં બેસીને પૂજાને બ્હાને પોતાના પરિવાર સહિત તે ચૈત્યમાં આવી. તેને જોતાં જ આશ્ચર્યચકિત થએલ **નંદન** જાણે કામવેદના જાગી હોય તેમ મસ્તક ધુણાવતો સાધકને કહેવા લાગ્યો કે:—"હે કુવલય ! તું રાત્રે વિકાસ પામે છે, તે યુક્ત છે. હે ચંદ્ર ! તારી કળા અવર્ણનીય છતાં તું વારંવાર ગુપ્ત પ્રચાર કરે છે, તે પણ યોગ્ય છે. હે વિદ્રુમ ! તેં સમુદ્ર પ્રવેશ કર્યો, તે પણ ઉચિત કર્યું છે. હે કમળ ! તું જળમાં રહે છે, તે પણ ઠીક છે. હે કુંદ ! તેં વનમાં જઇને વાસ કર્યો, તે પણ સારૂં કર્યું. કારણ કે આ રમણીના નેત્ર, મુખ, અધર, હસ્ત અને દાંતની શોભાથી તમારી કાંતિ પરાભવ પામી હશે."

હવે રાજકુમારની રમણીયતા જોતાં મનમાં વિસ્મય પામેલી રાજપુત્રી પોતાની સખીને કહેવા લાગી કે:—"હે કંદર્પ ! તું હવે તારા રૂપને તજી દે, કારણ કે તું અનંગ તરીકે પ્રસિદ્ધ છે. હે ચંદ્ર ! તું કલંકી છે, માટે સૌંદર્ય–લક્ષ્મીનો તારે મદ કરવો ઉચિત નથી. હે શક્ર ! તારૂં શરીર તો નિમેષ રહિત હજાર નેત્રોથી વ્યાપ્ત છે, તો તારી રમ્યતા શું માત્ર છે ? પરંતુ આ એક પુરુષ જ મારી દૃષ્ટિમાં અમૃત વરસાવે છે."

પછી કેતકીપત્ર સમાન કટાક્ષથી વારંવાર **નંદનને** જોઇને રાજકુમારી ચૈત્યમાં જિનપૂજા કરવા ચાલી ગઈ. એવામાં તે સ્ત્રી કુમાર આગળ બેસીને કહેવા લાગી કે:—"હે સ્વામીન્ ! હું ભારે ઉત્સુકતાથી ચાલી ગઈ તેનું કારણ સાંભળો:—

"અહીં મેઘ નામે રાજા છે કે જેણે શત્રુરૂપ પર્વતોના ક્રોધરૂપ દાવાનળને પ્રકૃષ્ટ તરવારરૂપ જળધારાથી અટકાવેલ છે, તેની **જયાવલી** રાણીની કુક્ષિરૂપ છીપમાં ઉત્પન્ન થએલ અને વિશ્વના વિભૂષણરૂપ **મુક્તાવલી** નામે પુત્રી થઈ. તે બાલ્યવય ઉલ્લંઘી સમસ્ત કળાનો અભ્યાસ કરતાં અનુક્રમે રૂપવૃદ્ધિને વૃદ્ધિ પમાડનાર એવા યૌવનને પામી.

એક વખતે કૌતુકથી તે વરસાદના પ્રચુર જળથી ભરપૂર નગરની નજીકમાં નદી નિહાળવાને ગઈ. ત્યાં ઉંચે ઉછળી રહેલા મોટા કલ્લોલયુક્ત તે નદી ઓળંગવાને અસમર્થ બનેલા ઘણા લોકો નદીના એ ને તટ પર ભેગા થયા હતા. એવામાં કોઈ સ્ત્રીએ નદીના એક તટથી

બીજા તટ પર જવાની ઈચ્છા કરી. ત્યાં નદીના બંને તટ એકત્ર મળી ગયા. એટલે તે માર્ગે બીજા તટ પર આવીને તે રમણી પ્રમોદપૂર્વક તરત પોતાની સખીને મળી. એ બનાવ જોતાં બધા લોકો આશ્ચર્યથી ચકિત થઈ ગયા. ત્યારે રાજકન્યાએ પેલી રમણીને પૂછયું કે–"ભદ્રે! આ શું આશ્ચર્ય?" તે બોલી કે:–"આ જ નગરમાં **દત્ત** નામે શ્રેષ્ઠી છે, તેની હું **સોમા** નામે પુત્રી છું. આ **વિમલા** નામે બાળપણાની મારી સખી છે. એક વખત તેની સાથે હું સાધ્વીઓ પાસે ગઇ, ત્યાં પ્રભાવયુક્ત પંચનમસ્કાર સાંભળતાં જ મેં તેનો સ્વીકાર કર્યો. પછી બીજા નગરમાં હું પરણી ત્યાંથી આજે હું અહીં આવી અને **વિમલા** સખીને તટ પર રહેલ જોઇને તેને મલવાની મને ઉત્કંઠા થઇ, એટલે નદીમાં પ્રવેશ કરવાને ઈચ્છતી મેં પંચનમસ્કારનું ચિંતવન કર્યું. તેના પ્રભાવથી નદીના બંને તટ સાથે મળી જતાં હું અહીં આવીને મારી સખીને આનંદપૂર્વક મળી."

એમ નમસ્કાર મંત્રનો પ્રભાવ સાક્ષાત્ નજરે જોતાં રાજકન્યા બોલી કે:–"અહો! પંચનમસ્કાર તો આ લોકમાં પણ ભારે લાભદાયક છે. પછી **વિમલા** સાથે હું અને એ રાજકન્યા પણ સાધ્વી પાસે જઇને નમસ્કાર મંત્ર શીખી અને દરરોજ આ ચૈત્યમાં આવીને એ મંત્રને હું ચિંતવવા લાગી, ત્યારથી રાજકન્યાની સાથે મારે મિત્રતા થઇ.

એક વખતે એ રાજકન્યાને વિચાર આવ્યો કે:–"મારો પતિ કોણ થશે?" ત્યારે **ગાંધારી** દેવીએ એને સ્વપ્નમાં જણાવ્યું કે–"**અયોધ્યા**ના સ્વામીનો પુત્ર **નંદન** નામનો રાજકુમાર તારો પતિ થશે." એમ સાંભળતાં તે પરમ પ્રમોદ પામી અને એ હકીકત તેણે મને કહી સંભળાવી.

આ વૃત્તાંતને ન જાણતાં તેના પિતાએ **કોશાંબી** પતિના પુત્ર **સૂરસેન** સાથે એ રાજકન્યાનો આદરપૂર્વક સંબંધ કર્યો, એટલે–'ચતુરંગ સેના સહિત તે મને અહીં પરણવાને આવ્યો છે અને આજ રાત્રે મારૂં લગ્ન છે.' એમ સાંભળતાં એ રાજસુતા ભારે ખેદ પામી. વળી, એ ખેદ પૂર્વક ચિંતવવા લાગી કે:–'એવાં મારાં ભાગ્ય નથી કે જેથી હું વલ્લભને પામી શકું. શું **ગાંધારી** દેવતાનું પણ વચન મિથ્યા થશે? કે દૈવે આવા સંયોગો ઊભા કર્યા. ચર્મચક્ષુયુક્ત મારા પિતાએ તો મારું ચિત્ત ન જાણવાથી ભલે એમ કર્યું, પણ દિવ્યચક્ષુવાળા દૈવે આમ શા માટે કર્યું?' એમ તે અત્યંત ચિંતાતુર બની ગઇ. માટે હે કુમાર! તમે એને પરણીને નિશ્ચિંત કરો." એમ કહીને **વિમલા** તે રાજકન્યાને ત્યાં લઈ આવી.

આ સાંભળીને રાજકુમાર **નંદન** બોલ્યો કે:–"તારી સખી તો નિષ્ઠુર જેવી લાગે છે, કે દૂરથી આવેલ અમારૂં એ કાંઇ આતિથ્ય પણ કરતી નથી."

ત્યારે રાજકુમારી બોલી કે:–"હે કુમાર! અત્યારે બીજું આતિથ્ય કરવાનો ક્યાં સમય છે?" એમ કહીને તેણે હર્ષપૂર્વક સખીના હાથે કુમારના કંઠમાં પુષ્પમાળા પહેરાવી અને તાંબૂલ આપ્યું; એટલે કુમારે પણ પોતાના કંઠમાંથી હાર કહાડીને સખીના હાથે રાજકન્યાના કંઠે આરોપણ કર્યો, જેથી તે અમૃતથી સિંચન પામી હોય તેમ પોતાને ધન્ય માનવા લાગી,

એવામાં કંચુકીએ ત્યાં આવીને રાજકન્યાને નિવેદન કર્યું કે:–"વિવાહ-લગ્નનો સમય પાસે હોવાથી દેવી તમોને બોલાવે છે."

ત્યાં રાજબાળા કુમારને કહેવા લાગી કે:–"હે સ્વામિન્! કહો, હવે શું કરૂં?"

કુમારે કહ્યું:–"પ્રિયે! જા. વિષાદ શા માટે કરે છે?"

એટલે રાજકન્યા **વિમલાની** સાથે ઘેર આવી. પછી સાંજે રાજકુમાર પણ સાધક સહિત ત્યાં ગયો અને અવસર આવતાં **મુક્તાવલીનું** રૂપ કરીને સાધકને **સૂરસેન** કુમાર સાથે પરણાવી દીધો. અહીં **ચેટક** દેવે પોતે વિવાહ મંગલ રચીને **વિમલાની** સાક્ષીએ તેણે કુમારને રાજકન્યા પરણાવી.

હવે **સૂરસેન** પોતાના આવાસમાં આવી સાધકને કહેવા લાગ્યો કે:–"હે પ્રિયે! તને પરણીને આજે હું લોકોત્તર (બધાં કરતાં અધિક) થયો છું."

ત્યારે સાધકે કહ્યું:–"ખરેખર! તમે લોકોત્તર (લોક કરતાં વિલક્ષણ) જ બન્યા છો." એમ કહેતાંની સાથે જ તેણે પોતાનું પુરુષરૂપ પ્રગટ કર્યું.

આથી **સૂરસેન** વિલક્ષ બનીને કહેવા લાગ્યો કે:–"શું તું પુરુષ છે?"

એટલે સાધક સાક્ષાત્ પુરુષ થઈને કહેવા લાગ્યો કે:–"હા, હું પુરુષ છું."

ત્યારે **સૂરસેન** બોલ્યો કે:-"તું કોણ છે અને આ કામમાં તને કોણે આજ્ઞા કરી છે.?"

તે બોલ્યો કે:-"હું **નંદન** રાજપુત્રનો સેવક છું અને તેણે જ મને આ કાર્યમાં નિયુક્ત કર્યો છે."

ત્યારે **સૂરસેને** કહ્યું કે:-"અહો! એ રાજકન્યાને પણ તે જ પરણ્યો હશે."

સાધક બોલ્યો કે:-'એ બાબતમાં સંદેહ શો છે?"

આથી **સૂરસેન** ગુસ્સે થઇને કહેવા લાગ્યો કે:–"અરે! આ દુષ્ટે મારૂં અપમાન કર્યું, માટે સત્વર એનો નિગ્રહ કરો." એમ આદેશ આપતા સુભટોએ તે સાધકને બાંધી લીધો.

એવામાં સાધકે પોતે બંધન તોડી **નંદન** પાસે આવીને તેણે બધો વૃત્તાંત નિવેદન કર્યો. ત્યાં કોપાયમાન થએલ **સૂરસેન** હસ્તી, અશ્વ, રથ અને પાળાઓથી સજ્જ થઇને **નંદનની** સાથે યુદ્ધ કરવાને સામે આવ્યો. એવામાં:–'કન્યાએ પોતે અન્ય પુરુષને પરણીને મારૂં વચન અન્યથા કર્યું' એમ ચિંતવીને તેનો પિતા **મેઘ** મધ્યસ્થ થઇ રહ્યો.

અહીં મનમાં લેશ પણ ક્ષોભ ન પામતાં રાજકુમારી આગળ બેઠેલ **નંદન** કુમારે સાધકને હુકમ કર્યો કે:-"આ ભેગા થઇને કોલાહલ કરતા શીયાળીયાઓને સત્વર દૂર કરી દે." એટલે નમસ્કાર મંત્રના પ્રભાવથી અંગ પર આવતા શસ્ત્રઘાતને વિફળ બનાવી ક્ષણવાર રમુજીત કરી, લોકોને વિસ્મય પમાડતા સાધકે **સૂરસેનની** સમસ્ત સેનાને ચેષ્ટા રહિત બનાવી દીધી. તેમાં કેટલાક સુભટો ધનુષ્ય ખેંચી ઉભા રહેલા, કેટલાક તરવાર ઉપાડી તૈયાર થએલા અને કેટલાક ભાલા ઉંચા કરીને સજ્જ બનેલા એ બધા જેમના તેમ બળહીન બનીને સ્તંભિત થઈ રહ્યા.

ત્યારે **સૂરસેન** ચિંતવવા લાગ્યો કે:–"અહો ! આ તો મહા પ્રભાવશાળી **નંદન**કુમાર મારે નમસ્કાર કરવા યોગ્ય છે, કે જેનો સેવક પણ આવી દિવ્યશક્તિ ધરાવે છે." એમ દેવતા પાસેથી તેના નમ્ર વિચારો જાણવામાં આવતાં સાધકે તેને મુક્ત કર્યો. એટલે સૂરસેને **નંદન**ને નમસ્કાર કરી ખેદપૂર્વક જણાવ્યું કે:–"પોતાની શક્તિને ન જાણતાં સિંહનો કોપ જેમ મેઘમાં નિષ્ફળ જાય, તેમ પરાભવ પામતાં મારો ક્રોધ તે તારામાં નિષ્ફળ નિવડ્યો. હે મહાનુભાવ! એ મારો અપરાધ તું ક્ષમા કર." આથી **નંદન**કુમારે પ્રસન્ન થઈને તેનો યોગ્ય સત્કાર કર્યો.

પછી **મેઘ**રાજાએ **સૂરસેન**ને પોતાની ભાણેજ પરણાવી અને વસ્ત્રાલંકારથી તેનો સત્કાર કરી વિસર્જન કરતાં તે પોતાની નગરીમાં ગયો.

**મેઘ**રાજાએ કેટલાક દિવસ ત્યાં **નંદન**કુમારને આગ્રહથી રાખીને હસ્તી, અશ્વો, દ્રવ્ય અને આભરણાદિક આપી તેનો ભારે સત્કાર કર્યો. એમ ત્યાં કેટલોક વખત નિર્ગમન કરી, મેઘરાજાની અનુજ્ઞા મેળવી હસ્તી, અશ્વો, રથ અને પદાતિઓ સહિત **નંદન**કુમાર **મુક્તાવલી**ને લઈને પુનઃ તે અયોધ્યામાં આવ્યો. ત્યાં **સામવર્મ** રાજાએ અત્યંત પ્રમોદ પામીને તેને રાજ્યગાદીપર બેસાર્યો અને પોતે સંયમ લઈ તીવ્ર તપ તપીને સ્વર્ગે ગયો. અહીં જિનપૂજા આચરતાં, સાધુઓની ભક્તિ કરતાં ન્યાય અને કૃપાથી પૃથ્વીનું પાલન કરતાં અને **મુક્તાવલી** સાથે સંસાર–સુખ–ભોગવતાં **નંદન**રાજા રાજ્ય ચલાવવા લાગ્યો. ત્યાં જે રાજાઓ તેના પૂર્વજોના તાબે ન હતા, તે પણ નમસ્કારના પ્રભાવથી વિના યત્ને **નંદન**નૃપને વશ થયા.

એવામાં એકદા ત્યાં **ચંદન** નામના અવધિજ્ઞાની ગુરુ આવ્યા. એટલે **નંદન**રાજા રાણી **મુક્તાવલી**ને સાથે લઈને તેમને ભક્તિથી વંદન કરવા ગયો. ત્યાં ગુરુને વંદન કરીને પૂર્વના અભ્યાસથી રાજાએ કહ્યું કે:–"હે ભગવન્! તમારા પર અમને અધિક ભક્તિ અને પ્રેમ કેમ આવે છે?" ત્યારે મહારાજ બોલ્યા:—

"અહીં જ નગરના ઉપવનમાં એક શુકમિથુન (શુક પક્ષીનું જોડલું) રહેતું હતું. એક વખતે ત્યાં પ્રતિમાએ રહેલ મુનિને જોતાં તે પ્રમોદ પામ્યું. એટલે કૃપાળુ મુનિએ તે બંનેનું ચિત્ત જાણીને તેમને પરમેષ્ઠિ નમસ્કાર મંત્ર શીખવાડ્યો. પછી તે બંને એ મંત્રને નિરંતર સંભારવા લાગ્યા. હે રાજન્! તે શુક મરણ પામીને તું રાજા થયો, શુકી તે મરણ પામીને આ તારી રાણી થઈ અને હું તે મુનિ છું."

એમ સાંભળતાં તેઓને પોતાનો પૂર્વભવ યાદ આવ્યો, એટલે **નંદન** રાજાએ પોતાની રાણી સહિત **ચંદનાચાર્ય** પાસે સમ્યક્ત્વ આદર્યું, અને અનુક્રમે તેમણે શ્રાવકના બાર વ્રત સ્વીકાર્યા. એ પ્રમાણે ઉભય ભવમાં સુખકારી નમસ્કાર મંત્રનું ફળ જાણવામા આવતાં પોતાની પ્રિયા સહિત રાજા નિરંતર તેનું સ્મરણ કરી સ્વર્ગના સુખ અને અનુક્રમે મોક્ષ પદને પણ પામ્યો.

---

# શ્રીદેવની કથા*

———— ૦ ————

**કાંપિલ્ય** નામના નગરમાં **શ્રીહર્ષ** નામે રાજા હતો. તેને સાક્ષાત્ કુબેર જેવો **શ્રીદેવ** નામે પુત્ર હતો. એકદા સર્વ રાજાઓને જીતવાની ઈચ્છાથી **શ્રીહર્ષ** રાજા પોતાનાં 'સૈન્ય સમૂહથી વસુધાને પણ ચલાયમાન કરતો તે દિગ્યાત્રા માટે ચાલ્યો. પરંતુ **કામરૂપ** નગરનો રાજા દુર્જય હોવાથી તે બંનેની વચ્ચે ચિરકાલપર્યંત યુદ્ધ ચાલ્યું; પણ કોઈનો જય કે પરાજય થયો નહિ. એટલે દેવોએ **શ્રીહર્ષ**ને યુદ્ધથી અટકાવ્યો, તેથી તે પોતાના નગરમાં જઈ પુત્રને રાજ્ય પર બેસાડી પોતે પ્રવ્રજ્યા અંગીકાર કરી. **શ્રીદેવ** પણ પિતાના વૈરને સંભાળી મંત્રીઓએ અટકાવ્યા છતાં પણ હઠ કરીને તે રાજાને જીતવા ચાલ્યો. ત્યાં ચિરકાલ યુદ્ધ કરતાં પણ જય ન થતાં સૈન્યમાં ભંગાણ થયું, એટલે તે એકલો ભાગીને કોઈ મહા અટવીમાં પહોંચ્યો. કારણ કે તે વખતે તેનામાં માત્ર સ્વલ્પ બળ રહ્યું હતું, ત્યાં તૃષાકુલ એવા તેને એક ભીલે પાણી પાયું. પછી ત્યાં વનમાં ભમતાં ભમતાં તેણે એક મહામુનિને જોયા. તે મહામુનિએ પણ તેની આગળ ધર્મનો ઉપદેશ કર્યો. અને વિશેષે કરીને નમસ્કાર મહામંત્રના પદો કહી બતાવ્યા. કહ્યું છે કેઃ—

**"जो गुणइ लक्खमेगं पूएइ विहीइ जिणनमुक्कारं।**
**सो तईअभवे सिज्झइ, अहवा सत्तट्ठमे जम्मे" ॥१॥**

અર્થાત્—જે ભવિક મનુષ્ય પૂર્ણ વિધિથી એકલાખ વાર નમસ્કાર મંત્રની ગણના કરે, તે ત્રીજે ભવે સિદ્ધ થાય અથવા તો સાતમે અગર આઠમે ભવે તે સિદ્ધ થાય. આ નમસ્કાર મહામંત્રનો જો એકાગ્રતાથી લાખવાર સર્વોત્તમ જાપ થાય, તો તીર્થંકર પદની પ્રાપ્તિ થાય અને મધ્યમ જાપ થાય તો ચક્રવર્તી પ્રમુખ સમ્રાટ પદની પ્રાપ્તિ થાય, અને સામાન્ય જાપ કરતાં પણ પ્રાણીઓને સામ્રાજ્ય લક્ષ્મી પ્રાપ્ત થાય છે. માટે હે ભદ્ર! તું પણ શઠતા રહિત થઈને જાપ કર; આટલું કહીને પુનઃ તે મુનિ **શ્રીદેવ**ને કહેવા લાગ્યા કેઃ—"હે ભદ્ર! આ સામે પ્રાસાદ જુએ છે! તે પણ નમસ્કાર મહામંત્રનું ફળ છે.

પ્રથમ દેવલોકમાં **હેમપ્રભ** નામે એક દેવ હતો, તેણે એક સમયે કોઈક કેવલી મુનિને પુછ્યું કેઃ—"હે ભગવન્! મને સમ્યક્ત્વ થશે કે નહિ અને હવે મારો જનમ કઈ યોનિમાં અને ક્યાં થશે?"

આ પ્રશ્નના ઉત્તરમાં કેવલી ભગવંત બોલ્યા કેઃ—"હે દેવ! અહીંથી ચ્યવીને આ જ વનમાં વાનર થઈશ અને તને કષ્ટથી ધર્મપ્રાપ્તિ થશે."

---

* ઉપદેશ સપ્તતિકા ભાષાંતર પૃ. ૧૫૩ થી ૧૫૬

આ પ્રમાણે સાંભળીને તે દેવે પોતાના માત્ર પ્રબોધને માટે પ્રત્યેક શિલાઓ પર નમસ્કાર મહામંત્રની પંક્તિઓ કોતરી રાખી. કાલાંતરે તે દેવ ચ્યવીને વાનર થયો અને તે પદોની પંક્તિઓ જોઇને તેને પોતાના દેવભવનું સ્મરણ થયું. પછી તે ત્યાં અનશન કરી મનમાં તે નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતાં કરતાં મૃત્યુ પામીને ફરીથી પાછો તે જ વિમાનમાં પૂર્વ નામ ધારી દેવ થયો. તે દેવે પોતાના આગામી બોધને માટે પણ મનમાં પ્રસન્ન થઇને અહીંઆં **શ્રીશાંતિનાથ** પ્રભુનું આ ઉન્નત ચૈત્ય કરાવ્યું છે.

આ પ્રમાણે સાંભળીને **શ્રીદેવે** પણ તે મુનિની પાસે વારંવાર સમ્યક્ પાઠ કરીને નમસ્કાર મંત્રને પોતાના નામની જેમ અસ્ખલિત કર્યો. અને તે જ ચૈત્યમાં **શ્રીશાંતિનાથ** પરમાત્માની સન્મુખ રહીને વિધિપૂર્વક તેણે શ્રીનમસ્કાર મહામંત્રનો એકલાખ વાર જાપ કર્યો અને તે જાપની સમાપ્તિ થતાં **હેમપ્રભદેવ** તેના પર સંતુષ્ટ થયો. તેથી તે પુણ્યવંતને તેણે **અમોઘવિજયા** નામની શક્તિ આપી તથા **કાંપિલ્ય** નગરમાં લઈ જઇને દેવતાએ તેને પોતાના રાજ્ય પર ફરીથી સ્થાપન કર્યો અને તેથી સમસ્ત રાજમંડળમાં તે અગ્રપદને પામ્યો. વળી **કામરૂપ** નગરનો રાજા પણ તેનો દાસ થઈ રહ્યો. અહો ! શ્રીનમસ્કાર મહામંત્રનો મહિમા ખરેખર ! કોઈ અનુત્તર જ છે. કહ્યું છે કેઃ—

**"अहो पंचनमस्कारः कोऽप्युदारो जगत्सु यः ।**
**संपदोऽष्टौ स्वयं धत्ते, दत्तेऽनन्तास्तु ताः सताम् ॥"**

અર્થાત્:—અહો ? જગતમાં પંચ નમસ્કારની કોઈ અજબ ઉદારતા છે, કે પોતે આઠ સંપદાને ધારણ કરે છે અને સજ્જનોને તે અનંત સંપદા આપે છે. શ્રીનમસ્કાર મંત્રની ગણના કરવામાં તત્પર એવો તે રાજા મરણ પામીને માહેંદ્ર દેવલોકમાં દેવતા થયો.

**इति नमस्कृतिसंस्मृतिजं फलं, श्रुतिपुटैः परिपीय शरीरिणः ।**
**हृदि जपंतु तमेव नमंतु च, प्रणयतः परमेष्ठिपदाम्बुजम् ॥१॥**

આ પ્રમાણે નમસ્કારના સ્મરણથી થતા ફળને કાનથી સાંભળીને ભવ્યજનો તેને જ અંતરમાં ધારણ કરે અને પરમેષ્ઠિના પદકમળને પ્રેમથી નમસ્કાર કરે.

# સુદર્શન શેઠની કથા.

---

**सीलं कुलआहरणं, सीलं रूवं च उत्तमं होइ ।**
**सीलं चिय पंडित्तं, सीलं चिय निरूवमं धम्मं ॥१॥**

અર્થાત્:—શીલ એ કુળનું સાચું આભૂષણ છે, શીલ એ સર્વોત્તમ રૂપ છે, શીલ એ પ્રબલ પાંડિત્ય છે અને શીલ એ જ ખરેખર નિરૂપમ ધર્મ છે.

**નમસ્કાર મંત્ર–પ્રભાવ**

જંબુદ્રીપના ભરતક્ષેત્રમાં અત્યંત પ્રસિદ્ધિને પામેલ અંગદેશના આભૂષણ સમાન **ચંપા** નામની નગરીમાં ઈન્દ્ર સમાન તેજસ્વી અને પરાક્રમી એવો **દધિવાહન** નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને રૂપમાં **રતિને** પણ હરાવનારી અને ગુણવાન એવી **અભયા** નામની પટરાણી હતી. તે જ નગરમાં રાજમાન્ય અને આર્હત્ ધર્મનો પરમ ઉપાસક **ઋષભદાસ** નામનો શ્રેષ્ઠિ રહેતો હતો. તે શ્રેષ્ઠિને શીલવાન અને ગુણવાન, ધર્મપરાયણ અને પતિભક્તા **અર્હદ્દાસી** નામની પરમ શ્રાવિકા પત્ની હતી. તે શેઠને ત્યાં **સુભગ** નામનો એક નોકર હતો, જે હમેશાં શેઠની ગાયો તથા ભેંસોને જંગલમાં ચરાવવા લઈ જતો અને બીજું ઘરનું પણ કામકાજ કરતો હતો.

એક સમયે માહ મહિનાની સખત ઠંડીના વખતમાં જંગલમાંથી ગાયો ચરાવીને પાછા ફરતાં માર્ગમાં કાયોત્સર્ગ મુદ્રાએ ઊભા રહેલા અને અંગ પર વસ્ત્ર રહિત તથા એકાગ્રધ્યાને પરમાત્માના ધ્યાનમાં લીન થએલા કોઈ જૈન મુનિ તે **સુભગના** જોવામાં આવ્યા. મુનિ મહારાજની શાંત મુદ્રા અને તેઓશ્રીના અકિંચન ભાવથી તે **સુભગ** બહુ જ આશ્ચર્યચકિત થયો, છતાં તે વખતે ઘેર પાછા ફરવાની ઉતાવળને લીધે તેઓશ્રીની સાક્ષાત્ સેવાનો લાભ ન લઈ શકવાથી જતાં જતાં તે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કેઃ—"અહો ! આવા મહાત્માઓને ધન્ય છે. આવા મહાત્માઓથી જ આ વસુંધરા રત્નગર્ભા ગણાય છે. જેઓને પોતાના દેહની જરાએ પરવા નથી, જગતની પરવા નથી અને મોહ મદિરાનો મદ નથી. ગમે તેવી ગરમીમાં કે ઠંડીમાં પણ જેઓ સમાનતા જ ધારણ કરે છે, જેઓની મુખમુદ્રા સદા સુધાકર કરતાં પણ વધારે શીતલ છે, જેઓની એકાગ્રવૃત્તિ અને ધ્યાન પરાયણુતા ખરેખર આસન્ન સિદ્ધિને સૂચવે છે."

આ પ્રમાણે વિચાર કરતો કરતો તે ઘેર પહોંચ્યો. રાત્રે સુતાં સુતાં પણ તે તે જ વિચારમાં લીન હતો અને વિચારતો હતો કેઃ—"ક્યારે પ્રભાત થાય અને પુનઃ હું તે મુનિના દર્શન કરૂં" આ વિચારમાં ને વિચારમાં રાત્રિના ચાર પ્રહર પણ તેને ચોવીશ પહોર જેવા લાગ્યા. પ્રભાત થતાંની સાથે જ તે ઉતાવળ કરીને ભેંસો ચરાવવા વનમાં

ચાલ્યો. ત્યાં જતાં રસ્તામાં તે જ સ્થળે તેવી જ સ્થિતિમાં ઊભા રહેલા તે મુનિ તેના જોવામાં આવ્યા. તેઓના તપઃતેજની પ્રભાથી તે જોતાંની સાથે જ અંજાઈ ગયો હતો, એટલે તરત જ તેઓને નમસ્કાર કરીને થોડી વાર તેઓની સન્મુખ બેઠો. એટલામાં સૂર્યનો ઉદય થતાં ધ્યાન પાળીને તે મુનિરાજ ૐ **नमो अरिहंताणं** એ પદનો ઉંચેથી ઉચ્ચાર કરવા પૂર્વક કાયોત્સર્ગ પારીને આકાશમાર્ગે ચાલ્યા ગયા. આથી તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

**સુભગે** વિચાર કર્યો કેઃ—"ખરેખર ! એ પદ આકાશગામિની વિદ્યાનો મંત્ર છે અને એના પ્રભાવથી જ તે મુનિ આકાશમાં ઉડી ગયા." આ પ્રમાણે વિચારી તેણે તે મંત્રને એક સાચા મોતીના અમૂલ્ય હાર કરતાં પણ વધારે કીંમતી ગણી પોતાના હૃદયમાં ધારણ કર્યો. તે રાત દિવસ તે જ પદનું સ્મરણ કરવા લાગ્યો. એક વખત શેઠના સાંભળવામાં તે આવવાથી તેને પાસે બેસાડીને તેને કહેવા લાગ્યો કેઃ—"હે **સુભગ** ! આ મંત્ર આકાશગામિની વિદ્યાનો જ મંત્ર છે એમ સમજતો નહિ, કારણ કે સ્વર્ગ અને મોક્ષ મેળવવાનો પણ તે મહામંત્ર છે. માટે તેનું જતનથી સ્મરણ કરજે અને તારા **'સુભગ'** નામને સાર્થક કરજે. એ મંત્રનો પ્રભાવ એક મુખથી યથાર્થ વર્ણવી ન શકાય. કલ્પવૃક્ષ, ચિંતામણિ, કામકુંભ અને પારસમણિ એ ચાર પણ જેના પ્રભાવથી શરમાઇને વસુધામાંથી વિદાય થઈ ગયા. હે **સુભગ** ! જો તું આગામી અનુપમ સુખની ઇચ્છા કરતો હોય, તો આ નમસ્કાર મહામંત્રનો નિત્ય પાઠ ચૂકીશ નહિ." આ પ્રમાણે શિખામણ આપીને નમસ્કાર મહામંત્રના બધાંએ પદો શેઠે તેને શીખવ્યાં. નમસ્કાર મહામંત્રના આ પ્રમાણેના ઉત્તમોત્તમ ગુણો સાંભળીને **સુભગના** રોમાંચ ખડા થઈ ગયા અને નમસ્કાર મહામંત્રની પોતાને થએલી પ્રાપ્તિથી તે પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો.

રંકને રત્ન, રોગીને વૈદ્ય, અંધને નેત્ર, મુમુક્ષુને ગુરુ, અને ભૂખ્યાને પરમાન્નની પ્રાપ્તિ થવાથી જેમ પરમ આનંદ થાય તેમ તે પણ આનંદ પામ્યો. ત્યારપછી વારંવાર તેનું સ્મરણ કરવાથી પોતાના નામની જેમ તેને અંતઃકરણમાં સ્થાપિત કરીને હમેશાં નિયમિત તેનો જાપ કરવા લાગ્યો.

એક વખતે વરસાદના સમયમાં તે ભેંસો ચારવાને વનમાં ગયો, ત્યાં ભેંસો નદી ઉતરીને સામી પાર કોઇના ખેતરમાં ગઇ; તેથી **સુભગને** પોતાના શેઠ તરફથી ઠપકો મળવાની ધાસ્તી લાગી, તે કારણને લીધે નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતો તે નદીના પ્રવાહમાં પડ્યો. મનુષ્ય ધારે છે કાંઈ અને દૈવ કરે છે કાંઈ, મનુષ્યની સઘળી ધારણાઓ જો દૈવ અનુકુળ હોય તો જ પાર પડે છે. જો જગતપર કર્મરાજાની સત્તા ન ચાલતી હોત, તો 'ધર્મીને ત્યાં ધાડ' વગેરે વગેરે કહેવતોની સાર્થકતા સિદ્ધ થઈ શકત જ નહિ. પ્રવાહમાં પડતાંની સાથે જ **સુભગને** એક લોખંડનો મજબુત ખીલો સખ્ત રીતે વાગ્યો,

અને તે વાગતાંની સાથે પાણીના પ્રવાહમાંને પ્રવાહમાં જ તત્કાલ તે મરણ પામ્યો. અહા ! દૈવ ! તારી આજ્ઞા ઉઠાવવાને મોટા મોટા ભૂપતિઓ, દિવ્ય દેવતાઓ તથા સમર્થ એવા સુરેન્દ્રો પણ હાજર રહે છે, તો **સુભગ** જેવા સામાન્ય મનુષ્યનું શું ગજું ?

નવકાર મંત્રની અનુપમ શ્રદ્ધાથી મરણ પામીને તે **સુભગ**નો પુણ્યવંત જીવ **ઋષભદાસ** શેઠની ધર્મપરાયણ **અર્હદ્દાસી**ની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. પુત્ર જનમના મહોત્સવ નિમિત્તે **ઋષભદાસ** શેઠને ઘેર મંગલવાદ્ય વાગવા લાગ્યાં, દાસ, દાસીઓ હર્ષઘેલાં બનીને આખા ગૃહમંદિરને શણગારવા લાગ્યાં. આ પ્રમાણે આઠ દિવસ સુધી આનંદોત્સવ વર્તાવી શ્રેષ્ઠિએ પુત્રના સુલક્ષણ પરથી તેનું **સુદર્શન** એવું ગુણનિષ્પન્ન નામ પાડયું. પ્રિય વાંચક ! આપણી વાર્તાનો નાયક **સુભગ**નો જીવ ! જે ઘરમાં તે દાસત્વ કરતો હતો તે જ ઘરનો નમસ્કાર મહામન્ત્રના પ્રભાવથી સ્વામી બન્યો. આગળ આપણે જાણીશું કે આ **સુદર્શન** તે જ મહા શીલવંત **સુદર્શન** શેઠ ભવિષ્યમાં પોતાના શીલની રક્ષા માટે શૂળી પર કેવી રીતે ચઢે છે અને ત્યાં શૂળીનું સિંહાસન કેવી રીતે થઈ જાય છે, તે જાણ્યા પછી પણ આ કથાના વાંચનાર મુમુક્ષુઓ ! વધારે નહિ તો રોજની એક માળા નવકાર મહામંત્રની ગણવા માટે શું નિશ્ચય નહિ કરે ? મને તો ખાત્રી જ છે કે નમસ્કાર મહામંત્રનો આટલો પ્રભાવ વાંચ્યા પછી દરેકે દરેક વાંચક ! એટલું તો જરૂર કરશે જ.

બીજના ચંદ્રની જેમ બાળક **સુદર્શન** દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો. ઉત્તમ કુળમાં ઉત્પન્ન થવાથી અને ધર્મપરાયણ માતા–પિતાના સહવાસથી તેનામાં નીતિમય જીવન, ધૈર્ય, ધર્મશ્રદ્ધા, શીલ, માતા–પિતાની સેવા, દેવગુરુ પ્રત્યે ભક્તિ, કુટુંબ વાત્સલ્યતા, અનાથો પ્રત્યે અનુકંપા વગેરે અસાધારણ ગુણો તેનામાં દીપી નીકળ્યા. અનુક્રમે તે યૌવનાવસ્થાને પ્રાપ્ત થયો. તે જ ગામમાં તેના પિતાએ એક ઉત્તમ કુલવાન શ્રેષ્ઠિની **મનોરમા** નામની સદ્‌ગુણી પુત્રી સાથે **સુદર્શન**નું લગ્ન કર્યું. **સુદર્શન** અને **મનોરમા** એ બન્ને નામો એક જ અર્થને સુચવનાર હોવાથી ખરેખર ! નામ પ્રમાણે તે બંનેના અંતઃકરણ અને આત્મા પણ એકરૂપ જ થઈ ગયા હતા.

તેઓ દંપતિધર્મના જ્ઞાતા હોવાથી તે દંપતિ સંસાર વ્યવહારની સડકપર કદી પણ સ્ખલિત નહિ થતાં અન્ય દંપતિઓને દાખલારૂપ થતાં હતાં, પતિની આજ્ઞા મુજબ વર્તનારી **મનોરમા** પતિની પ્રીતિ સંપાદન કરી આર્હંતધર્મની પરમ આરાધક બની હતી, તેણીની મનોભૂમિમાં બાલ્યવયથી જ ધર્મશ્રદ્ધાના શુભ અને દિવ્યસંસ્કારો આરોપિત થએલા હતા અને **સુદર્શન**ના સહવાસથી તે દિવ્યસંસ્કારો અતિશય દેદીપ્યમાન થઈ શ્રાવિકા ધર્મની પૂર્ણતાનું સૂચન કરતા હતા. પોતાની વ્યવહાર કુશળતા, ન્યાયનિષ્ઠતા વગેરે ઉત્તમ ગુણોને લીધે **સુદર્શન** પણ પોતાની જ્ઞાતિમાં, નગરમાં તથા રાજદરબારમાં પણ અધિક અધિક

માન્ય થવા લાગ્યો. જે ગૃહમંદિરોની અંદર આવા ભાગ્યશાળી દંપતિઓ વસતાં હોય, ત્યાં સંસારીક સુખ તથા લક્ષ્મીનો વાસ હોય તેમાં તો નવાઈજ શું છે?

એક વખતે રાજાના અતિમાન્ય **કપિલ** નામના પુરોહિત સાથે **સુદર્શન**ને મિત્રતા થઈ, પુરોહિત પણ સ્વભાવે શાંત, સત્યવક્તા તથા સાહિત્ય રસિક હોવાથી **સુદર્શન**ને અનુકુળ રહેવા લાગ્યો, તે બંનેની રસિક વાતચીતોમાં એવો તો રંગ જામતો ગયો કે તેઓ વખતસર પોતાનું ભોજન સુદ્ધાં પણ ભૂલી જતા. કેટલાક સંતુષ્ટ જનો આ બંનેને એક રૂપ જોઇને **રામ લક્ષ્મણ**ની જોડ સમજી લેતા.

આ પ્રમાણે મિત્ર સાથે વાર્તા-વિનોદ કરતાં ઘણી વખત ઘેર આવતાં મોડું થતાં એક વખતે પુરોહિતને તેની પત્નીએ પુછયું કેઃ—"હે સ્વામિન્! તમે ભોજનાદિક તેમ જ અન્ય વ્યવહારિક કાર્યોમાં વ્યગ્ર થતાં કેમ દેખાઓ છો?" ઉત્તરમાં **કપિલ** બોલ્યો કેઃ—'હે કાંતા! **સુદર્શન** નામનો મારો એક પરમપ્રિય મિત્ર છે, તેની સાથે વાર્તા-વિનોદ કરતાં મને કશું યાદ આવતું નથી. તે મહાનુભાવ મિત્રની સોબત મળવાથી હું મારા આત્માને ધન્ય માનું છું, એ મહામતિ મિત્રના એટલા બધા અદ્ભુત ગુણો છે કે તેમાંનો એક શતાંશ પણ મારાથી વર્ણવી શકાય તેમ નથી; તેનો ધર્મપ્રેમ તો કોઈ અલૌકિક જ છે અને તેનાં વચનો તો જાણે અમૃતની ધારાઓ સમાન છે તથા તેનું મુખ કમળ તો જાણે પૂર્ણચંદ્રની માફક હમેશાં ખીલતું રહે છે. હે પ્રમદા! હું વધારે શું કહું? પરંતુ તેના જેવો બીજો નરરત્ન તો હાલ મારા જોવામાં આવતો નથી.' આ પ્રમાણેના **સુદર્શન**ના ઉત્તમ ગુણો સાંભળીને **કપિલા**ના રોમાંચ ખડા થઈ ગયા અને તેનો સમાગમ શોધવાને તે આકુળવ્યાળ બની ગઈ. **સુદર્શન**ના દર્શનના લાભની સાથે તેના સ્નેહદાનનો લાભ પણ તે ઇચ્છવા લાગી.

એક દિવસે રાજાની આજ્ઞાથી **કપિલ** કોઈ કાર્ય પ્રસંગે બહારગામ ગયો હતો. તે અવસરનો લાભ લઈ **કપિલા સુદર્શન**ના ઘેર ગઈ અને **સુદર્શન**ને જોતાં જ તે વ્યાકુળ બની. સ્ત્રી-ચરિત્રનું અનુકરણ કરીને તે કહેવા લાગી કેઃ—"હે **સુદર્શન**! આજે તમારા મિત્રના શરીરે સારું નથી, માટે ત્યાં આવીને તેમને ધીરજ આપી સંતુષ્ટ કરો. તે તમારી સાથે વાતચીત કરવાને તમોને બોલાવે છે." આ પ્રમાણેનાં તેણીનાં કપટ ચાતુર્યતાવાળાં વચનોને સત્ય માની પોતાના મિત્રની અકુશલતા માટે દિલગીર થતો તે સત્વર તેને ઘેર ગયો. આ વ્યતિકર પરથી એમ પણ સમજી શકાય છે કે **સુદર્શન** ખાસ કાર્યપ્રસંગ વિના કોઇના ઘેર જતો નહિ હોય.

મિત્રના ઘેર પહોંચતાની સાથે જ ઉત્સુક્તાથી **સુદર્શન** પૂછવા લાગ્યો કેઃ—"મારો મિત્ર કયાં છે?"

**કપિલા** કપટજાળથી તેને અંદરના ઓરડામાં લઈ ગઇ. અને બારણાં બંધ કરીને કહેવા લાગી કે:—"તમારા નામની ઝંખના કરતાં કરતાં આજે તે સફળ કરવાનો પ્રસંગ આવ્યો છે, માટે મારી યાચનાનો સ્વીકાર કરી મને સ્નેહદાન આપો; કારણ કે ફરીને આવો યોગ મળવો મુશ્કેલ છે."

આ પ્રમાણેનાં વચનો સાંભળી **સુદર્શન** વિચાર કરવા લાગ્યો કે:—"અહો ! વિષયાસક્ત મનુષ્યો કેટલા બધા અંધ બની જાય છે ! કામાંધ મનુષ્યો છતી આંખે આંધળા અને છતા કાને બહેરા થઈ જાય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

**"दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषिकूर्चक—**
**श्चारित्रस्य जलांजलिर्गुणगणारामस्य दावानलः ।**
**संकेतः सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः**
**शीलं येन निजं विलुप्तमखिलं त्रैलोक्यचिंतामणिम् ॥१॥**

અર્થાત્—સમગ્ર લોકમાં ચિંતામણિ સમાન પોતાનું શીલ જેણે ગુમાવી દીધું છે, તેણે જગતમાં પોતાના અપયશનો પટહ વગાડ્યો, ગોત્રમાં મસિનો કુચડો ફેરવ્યો, ચારિત્રને જલાંજલિ આપી, ગુણના સમૂહરૂપ જે બગીચો તેમાં દાવાનળ મૂકયો, સર્વ સંપત્તિઓનો નાશનો સંકેત કર્યો અને મોક્ષનગરીના દ્વારમાં તેણે મજબુત કપાટ દીધો સમજવો."

શીલભંગના ખરાબ પરિણામો નજરે જોવા છતાં પણ કામાંધ મનુષ્યો કોઈ પણ જાતનું અકાર્ય કરતાં ખચકાતા નથી. અહા ! એક વિષયની કામના પૂરી કરવાને માટે મનુષ્યો કેટલાં બધા પ્રપંચ ખેલે છે. પ્રતિકુલ ઉપસર્ગો કરતાં આવા અનુકુલ ઉપસર્ગોમાં પોતાના ધૈર્યને ચલિત થવા ન દેવું એ જ મહાપુરુષનું લક્ષણ છે. અત્યારે કોઇપણ રીતે આ કસોટીમાંથી મારે પસાર થયા વિના છુટકો નથી અને તેને માટે કદાચ '**शठं प्रति शाठ्यं कुर्यात्**' એ નીતિવાક્યનો આશરો લેવો પડે તો પણ તેમાં દોષ નથી."

મનમાં આ પ્રમાણે વિચાર કરીને તે **કપિલાને** કહેવા લાગ્યો કે:—'હે **કપિલા** ! હું ઘણો દિલગીર છું કે તારી આ યાચનાને સફલ કરવાનું મારામાં સામર્થ્ય નથી. આવી યૌવનાવસ્થામાં પણ વિષય સુખથી વંચિત રાખવા વિધિએ મને નપુસક બનાવ્યો છે. ખરેખર ! આ અવસ્થાનું એ જ ફળ છે, છતાં અત્યારે દૈવ સિવાય બીજા કોને મારે દોષ દેવો ? હે **કપિલા** ! તેં યાચક પાસે ધનની અને વંધ્યા પાસે પુત્રની માગણી કરવાનું સાહસ કર્યું છે, નહિ તો તારા જેવી યુવતિનો યોગ હોવા છતાં કયો કામિક પુરુષ રતિવિલાસ માટે આનાકાની કરે ? આ પ્રકારના તેના વચનથી તે નિરાશ બની ગઇ, એટલું જ નહિ પણ તે એટલી બધી શરમાઈ ગઈ કે કાંઈ પણ ઉચ્ચાર કર્યા વિના તેને વિદાય કરી દીધો. **સુદર્શન** પણ પોતાની યુક્તિ સફળ નીવડવાથી તથા શીલની રક્ષા થવાથી અતિ આનંદ પામતો પોતાના ઘેર આવ્યો.

એક વખતે **દધિવાહન** રાજા **સુદર્શન** અને **કપિલ**ને સાથે લઈને ઉપવનમાં ક્રીડા કરવા ગયો. વિવિધ વાર્તા વિનોદમાં મગ્ન થઈ તે ત્રણે જણા આમતેમ બગીચામાં ફરતા હતા, તે જ વખતે **કપિલાને** સાથે તેડી **અભયા**રાણી પણ તે જ બાગમાં ક્રીડા કરવા આવી.

તે બંને જણીઓ શૃંગારરસના સરોવરમાં નાક સુધી નિમગ્ન થઈ અને તે જ વિષયની વાતો કરતાં કરતાં પુષ્પિત લતાઓની છાયામાં, તો ઘડીવાર ફુવારાના શીતલ સમીરમાં, ક્ષણવાર ચંપાના ચોકમાં, તો થોડી વાર માધવીના મેદાનમાં, એ રીતે શ્રમ વિના સ્વેચ્છાથી તે બંને હંસની ગતિને પણ હરાવે તેવી મંદ ગતિથી વિલાસપૂર્વક પરસ્પર પુષ્પોના દડા નાખતી ફરતી હતી.

આ વખતે તે બાગની બાજુ પરના રસ્તેથી **સુદર્શન**ની પત્ની **મનોરમા** પોતાના છ પુત્રોની સાથે નીકળી. તેણીની ચાલવાની સુંદર છટા તથા લાવણ્યતા જોઇને **કપિલાએ** રાણીને પુછયું કેઃ—"હે મહાદેવી ! આ રંભા અને રતિને હરાવે તેવી તથા લાલિત્ય ભરેલી લલિત ગતિથી ગજને પણ શરમાવે એવી આ લલના કોણ છે ?"

**કપિલાની** બોલવાની અને શબ્દ રચનાની શૈલીથી પ્રસન્ન થતી **અભયા** કહેવા લાગી કેઃ—"હે **કપિલા** ! લલનાઓમાં લક્ષ્મીતુલ્ય અને કળા કૌશલ્યથી સરસ્વતીને પણ શરમાવે તેવી તે **સુદર્શન** શેઠની ગૃહલક્ષ્મી છે."

આ સાંભળતાં જ તે ચમકી અને આશ્ચર્ય સહિત ફરીથી પૂછવા લાગી કેઃ-" હે દેવી ! એ કમલાક્ષી જો **સુદર્શન**ની જ ધર્મપત્નિ હોય, તો તેના સંતાનો માટે મને અતિશય વ્હેમ આવે છે."

**અભયાને** આ વાતમાં મોટો ભેદ જણાયો, તેથી તેનું સ્પષ્ટીકરણ કરવા વાતને આગળ લંબાવીને બોલી કેઃ-"**કપિલા** ! જગતનો સામાન્ય નિયમ નજર સામે મોજુદ છતાં તારે તેમાં શંકા લાવવાનું શું કારણ છે ?"

**કપિલા** બોલી કેઃ-"હે સ્વામિની ! એક વખતના પ્રસંગ પરથી મને માલુમ છે કે તે નપુંસક છે, આ પ્રમાણે ભેદ ખોલીને પ્રથમ બનેલી બધી વાત કહી સંભળાવી."

**અભયા** હસીને કહેવા લાગી કેઃ-"હે **કપિલા** ! તને તેણે છેતરી છે. **સુદર્શન** ધર્માત્મા હોવાથી પરદારાઓમાં તે નપુંસક જ છે; પરંતુ સ્વદારામાં તે નપુંસક નથી. અરે મૂર્ખ સ્ત્રી ! તેની આકૃતિ અને બોલવા પરથી પણ તું તેને પારખી ન શકી ?"

આ પ્રમાણે **અભયાએ** કરેલી મશ્કરીથી તે એટલી બધી વિલક્ષણ બની ગઇ કે, ઘડી વાર સુધી તો બોલવાને પણ તેની જીભ ન ઉપડી. છેવટે મનમાં એક યુક્તિ રચીને તે

કહેવા લાગી કે:–"હે **અભયા**! મને તો એ **સુદર્શન** ભલે છેતરી ગયો, પણ તું એની સાથે રતિવિલાસ કરે, તો તારી ચતુરાઈ ખરી."

આ સાંભળીને **અભયા** બોલી કે:–"હે **કપિલા**! એ કાંઈ મોટું મહાભારત કાર્ય નથી કે ન જ બની શકે. રૂપવાન એવી રાજકન્યાઓમાં પણ મોહ ન પામનાર એવા રાજાને પણ હું મારા નેત્રથી નચાવું છું, વનવાસી તાપસો અને મહર્ષિઓ પણ કામિનીઓના કટાક્ષ દેખી લલચાઈ જાય છે, તો આ બિચારા પામરનું શું ગજું કે ભામિનીની ભ્રકુટી પર ભ્રમરની જેમ ભ્રમણ ન કરે."

અરે! એકેંદ્રિય એવા વૃક્ષો પણ કામિનીઓના કર સ્પર્શથી વિકસ્વર થાય છે, તો પછી પંચેંદ્રિય મનુષ્યોનું તો કહેવું જ શું? કહ્યું છે કે:—

**" सुभाषितेन गीतेन, युवतीनां च लीलया ।**
**मनो न भिद्यते यस्य स योगी ह्यथवा पशुः ॥१॥**

અર્થાત્–સુભાષિત, સંગીત અને લલનાઓની લીલાથી જેનું મન ભેદાતું નથી, તે યોગી અથવા પશુ સમજવો."

અહા! હું તો એટલે સુધી કહું છું કે, યોગીઓ અને પશુઓ પણ લલનાઓના લાલિત્યમાં લલચાઈ અને લપટાઈ જાય છે, તો હે **કપિલા**! હું પ્રતિજ્ઞા કરૂં છું કે:— "જો **સુદર્શન**ની સાથે રતિવિલાસ ન કરૂં તો મારે અગ્નિમાં બારોબાર પ્રવેશ કરવો." આ પ્રમાણે **અભયાએ** શપથ લીધા. પછી કેટલોક સમય ક્રીડા કરી તે બંને પોતપોતાને ઘેર ગઈ, રાજા વગેરે પણ અમુક વખતસુધી ત્યાં વિલાસ કરી સ્વ સ્વસ્થાનકે ચાલ્યા ગયા.

એક દિવસે **અભયાએ** પોતાની પ્રતિજ્ઞાની વાત પોતાની **પંડિતા** નામની ધાવમાતાને એકાંતમાં કહી સંભળાવી. એટલે તેણે કહ્યું કે:–"હે પુત્રી! મહાત્મા પુરુષોનું ધૈર્ય અને મેરૂ પર્વતનું શિખર એ બંને ડગાવવા મહા મુશ્કેલ છે. તું જાણતી નથી કે સામાન્ય શ્રાવક પણ પરસ્ત્રી સહોદર હોય છે, તો આ પુણ્યાત્મા **સુદર્શન**ની તો વાત જ શી કરવી? ઝાંઝવાના જળથી તૃષા છીપાવવી, સસલાના શિંગડા માટે વનમાં ભટકવું અને **સુદર્શન**ના શીલ ભંગ માટે સાહસ કરવું તે બરાબર છે. માટે હે વત્સે! આ પ્રતિજ્ઞા તેં સંપૂર્ણ વિચાર કર્યા વિના કરી છે, તેનો નિર્વાહ કરવો અતિ દુષ્કર છે."

ધાવમાતાની આ રીતની શિખામણ સાંભળીને પુનઃ **અભયા** બોલી કે:–"હે માતા! ગમે તેમ થાય પણ એ પ્રતિજ્ઞાનો મારે નિર્વાહ કરવો જ પડશે. તમારે કોઈ પણ ચાલાકી વાપરીને તેને એક વાર અહીં લઈ આવવો. જો મારાં લીધેલા વચનનો ભંગ થાય તો મારે અગ્નિ પ્રવેશ કરવાનો વખત આવે." તેણીનો આવો દૃઢાગ્રહ જાણીને **પંડિતાએ** વિચાર કરીને કહ્યું કે:–"હે વત્સે! એ પર્વના દિવસે પૌષધ લઈને કોઈક શૂન્યગૃહમાં

કાર્યોત્સર્ગે રહે છે, તેવા અવસરે લાગ સાધીને તેને અહીં લાવવો ઠીક પડશે; બીજી કોઇ રીતે તેને અહીં લાવવો મુશ્કેલ છે, કારણ કે તે હવે પરસ્ત્રીઓનો કદી વિશ્વાસ જ કરતો નથી. અને મોટે ભાગે કાર્ય પ્રસંગે પણ બીજા કોઇના ઘેર જતો નથી."

આ યુક્તિ **અભયાને** અનુકૂળ લાગવાથી તેણીએ તે કબુલ રાખી. પછી **પંડિતા** પહેરેગીરોને વિશ્વાસ બેસાડવા **સુદર્શનના** શરીર પ્રમાણ જેટલી એક બનાવટી મૂર્તિ બનાવરાવીને દરરોજ અંતઃપુરમાં લઈ જતી અને પાછી લાવતી હતી.

* * * * *

એકદા કૌમુદીપર્વ આવતાં સર્વ નગરવાસીઓને વનમાં જઈ ક્રીડા કરવાનો રાજાએ પટહ વગડાવ્યો. તે જ દિવસે ચાતુર્માસિક પર્વ હોવાથી રાજાની અનુજ્ઞા મેળવી **સુદર્શન** શેઠ ધર્મકૃત્ય કરવા ઘેર રહ્યો. આ અવસરની તક લઇને **પંડિતાએ અભયાને** કહ્યું કે::-"તારી ધારેલી પ્રતિજ્ઞા પૂરી કરવા આજે કૌમુદી મહોત્સવમાં ન જતાં તારે ઘેર જ રહેવું." એટલે તેણી શિરોવેદનાનું બહાનું બતાવી રાજાને સમજાવી ઘેર રહી.

તે જ દિવસે **સુદર્શન** શેઠ દેવપૂજન વગેરે દિનકૃત્ય કરીને રાત્રિએ એક શૂન્ય ઘરમાં કાર્યોત્સર્ગ ધ્યાને રહ્યા. આ વખતે **પંડિતા** ત્યાં આવી અને તેઓને પાલખીમાં બેસાડીને **અભયા** પાસે લઇ ગઈ. પોતાના મનોરથ અને પ્રતિજ્ઞાની સિદ્ધિ થવાનો વખત પાસે આવેલો જોઇ **અભયાના** આનંદનો પાર ન રહ્યો. પોતાના શરીરને આભૂષણો વગેરેથી અધિક દીપાવતી તે **સુદર્શન** શેઠની પાસે આવી વિરહાકુલ બનીને આ પ્રમાણે બોલવા લાગી કે:-"હે ભદ્ર ! આપના કુંદ કુસુમ જેવા હાસ્યથી, ભ્રમર વાસિત વિકસ્વર કમળ જેવા નેત્રથી, પરવાળાની રક્તતાને ધારણ કરનાર તમારા અધરોષ્ટના ચુંબનથી, કેશરવર્ણી એવી આ તમારી કાયાના આલિંગનથી મારા અને તમારા બંનેના મનોરથ પૂર્ણ કરો." આ પ્રકારનાં શૃંગારિક વચનોથી તેણીએ બહુ વાર યાચના કરી, પરંતુ તે યાચના **સુદર્શનના** ધ્યાનની શ્રેણિને વધારે વિકસિત કરવાના એક સાધનરૂપ થઇ પડી.

જેમ જેમ તેણીએ વિકારી અને શૃંગારિક શબ્દોથી વિષયની યાચના કરવા માંડી, તેમ તેમ **સુદર્શનનો** આત્મા ઉચ્ચ ઉચ્ચ ધ્યાનની શ્રેણિ પર આરૂઢ થતાં તેણે એવો નિશ્ચય કર્યો કે:-"જ્યાં સુધી આ અનુકુળ ઉપસર્ગથી હું મુક્ત ન થાઉં ત્યાંસુધી મારે કાયોત્સર્ગ પારવો નહિ." આ પ્રમાણેનો નિશ્ચય કરીને તેઓ ધ્યાનસ્થ રહ્યા.

નમ્ર અને અનુકૂલ વચનોથી પણ જ્યારે **સુદર્શન** તરફથી સંતોષકારક પ્રત્યુત્તર ન મળ્યો, એટલે **અભયા** રોષમાં આવી ગઈ અને કર્કશ વચનોથી કહેવા લાગી કે:-"અરે ધૂર્ત ! આવી રીતે નમ્ર થઈને તારી પ્રાર્થના કરતાં પણ તને દયા નથી આવતી ? આવીને આવી રીતે કયાં સુધી મને સતાવીશ ? હું એક મહારાજાની પટરાણી થઈને પણ

તારી પાસે દીન થઈને ઊભી છું છતાં તારૂં કઠોર હૃદય હજુ કેમ પીગળતું નથી? અરે! અક્કલના અંધા! સ્ત્રીઓને વધારે છંછેડવાથી તેઓ નાગણ કરતાં પણ વધારે ભયંકર બની જાય છે અને છેવટે તેઓ શું ફળ દેખાડે એ તને ખબર નથી? વાઘણને પંપાળવી તો દૂર રહી, પણ તેને ઉલટી સતાવીને વિકાળ શા માટે બનાવે છે? અરે અધમ! મારી પાસે પણ તું પોતાની અધમતા દેખાડે છે? અમૃતની તલાવડીમાં ઝેર મેળવી શા માટે પોતાના જીવનને જોખમમાં નાખે છે? જો તારે દુઃખના દરીઆમાં ગરકાવ થઇ જવું હોય, યમના અતિથિ થવું હોય અને અહીં જ નારકીનો નમૂનો જોવો હોય, તો જ તું કદાગ્રહી થઇ ઊભો રહે જે. અરે ઢોંગી! આ તારો ઢોંગ હવે વધારે નહીં ટકે, રમણીને રંજાડવાનું ફળ અલ્પ સમયમાં જ તારા જોવામાં આવશે.”

આ પ્રમાણેના પ્રચંડ વાક્પ્રહારો કરવા સાથે તે વારંવાર **સુદર્શન**ના શરીરનો સ્પર્શ કરવા લાગી અને તેના હાથ વગેરેને દબાવતી, ખેંચતી તથા પોતાના પીન પયોધર સુધી લઇ જતી, કોઈક વાર તેના ગળામાં પોતાનો કમળ જેવો હાથ નાખી લટકતી, તો કોઈક વાર વિલક્ષણ રીતે આલિંગન દેતી, આ પ્રમાણેની અસભ્ય ચેષ્ટાઓથી પણ મહાત્મા **સુદર્શન**ના એક રોમમાં પણ વિકાર ન જાગ્યો. વિષયની યાચના કરતાં, લગભગ રાત્રિનો અંત આવ્યો છતાં પણ નિર્ભાગીના મનોરથોની જેમ **અભયા**નો મનોરથ ફલિભૂત ન થયો. યુક્તિ, પ્રયુક્તિઓ બધી વ્યર્થ ગઈ અને પોતાની મનોકામના કોઇ પણ રીતે સંપૂર્ણ નહિ થઇ શકે એમ તેણીને ખાત્રી થઈ ગઇ.

પોતાની ઇચ્છા પાર નહિ પડતાં પોતાને નિરાશ કરવા માટે તેણીને **સુદર્શન** પ્રત્યે વૈર લેવાની ઇચ્છા થતાં જ પોતાના નખવતી પોતાના શરીર પર ઉઝરડા કરીને તથા વસ્ત્રોને અસ્તવ્યસ્ત કરી નાખી શોર બકોર કરવા લાગી.

શોર બકોર સાંભળી પહેરેગીરો તરત જ ત્યાં દોડી આવ્યા અને ધ્યાનસ્થ **સુદર્શન** શેઠને ત્યાં જોઈને તેઓ વિચાર કરવા લાગ્યા કે:–“અમૃતમાંથી ઝેર, જળમાંથી અગ્નિ અને ચંદનમાંથી દુર્ગંધિની પ્રાપ્તિ હજુ સુધી થઈ હોય એવું સાંભળવામાં પણ નથી તેમ આ ધર્માત્મા **સુદર્શન** આવું અપકૃત્ય કરે એ માની શકાતું નથી, કારણ કે એ પુણ્યાત્મા રસ્તે ચાલતા પણ ઉંચી નજરે જોતો નથી. અત્યારે પણ તેઓની દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર સ્થિર હોવાથી નિર્વિકારી દશાનું તે સૂચન કરે છે. આવા પુણ્યવંત ધર્માત્માનો એકદમ નિગ્રહ કરવો અનુચિત છે.”

આ પ્રમાણે વિચાર કરી પોતાની ફરજ બજાવવા રાજાને તે વાતની જાણ કરવા માટે પહેરેગીરો ગયા. આ સમાચાર સાંભળતાં રાજાને પણ મોટો સંદેહ ઉત્પન્ન થયો કે:—“**સુદર્શન** જેવા ધર્માત્મા માટે આવા આચરણની સંભાવના કદી સત્ય હોય જ નહિ.” છતાં પણ આ વસ્તુસ્થિતિનો નિર્ણય કરવા માટે રાજા પોતે ત્યાં ગયો.

વસ્તુસ્થિતિની તપાસ કરતાં રાજાને પૂર્ણ પ્રપંચ થયો હોય તેમ લાગ્યું. પરંતુ સત્યાસત્યનો ભેદ જાણ્યા વિના ન્યાય આપી દેવો એ તેને ઉચિત લાગ્યું નહિ. પોતે ત્યાં આસન પર બેઠો એટલે **અભયા** રોતી રોતી ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગી કે:–"હે સ્વામિન્! આપશ્રીની અનુજ્ઞાથી હું આજે અંતઃપુરમાં રહી હતી, પરંતુ ત્યાં આ પ્રપંચી શેઠ કોણ જાણે કયા માર્ગથી આવીને મારી પાસે અયોગ્ય યાચના કરવા લાગ્યો. મીઠાં મીઠાં વચનોથી મને લોભાવવામાં એણે બાકી રાખી નથી, પરંતુ હું મારા સ્ત્રી ધર્મથી જરાંએ ચલાયમાન થઈ નહિ; એટલે આ પાપાત્માએ મને નખક્ષત કર્યા, કે જે અત્યારે આપને બતાવતાં પણ મને શરમ આવે છે. જ્યારે કોઇ પણ રીતે એ ફાવી શકયો નહિ, ત્યારે હું અબલા પર બળાત્કાર કરવાની એણે કોશિષ કરી. આથી હું ગભરાઇને બૂમો પાડવા લાગી, તેથી આ ચોકીદારો દોડી આવ્યા; તે પહેલાં પોતાનો પ્રપંચ ખુલ્લો ન થઈ જાય તેટલા માટે તેણે આ ધ્યાનનો ઢોંગ કર્યો છે. તેથી હે દેવ! તેના મિથ્યા આડંબરને સત્ય ન માનતાં દોષપાત્રને શિક્ષા કરવી એ સર્વ રાજાઓનો ધર્મ છે."

**અભયા**ના યુક્તિ પુરઃસરના ભાષણથી **સુદર્શ**ની નિર્દોષતા માટેનો રાજાનો અભિપ્રાય કાંઇક મંદ પડી ગયો. એટલે તેને પૂછયું કે:–"આ અયોગ્ય કૃત્ય તમે કર્યું છે?"

**સુદર્શન** શેઠ **અભયા**ની દયા લાવી કાંઈ બોલ્યા વિના મૌન ઊભા રહ્યા. એટલે રાજાએ વિચાર્યું કે:—"પરસ્ત્રી લંપટ અને ચોરનું લક્ષણ મૌન છે." આ પ્રમાણે કલ્પના કરીને નિર્ણય કર્યો અને સર્વ સમક્ષ તેઓને દોષિત ઠરાવીને મનમાં ક્રોધ લાવીને રક્ષકોને હુકમ કર્યો કે:—"સમસ્ત નગરમાં આ શેઠના દોષને વિટંબનાપૂર્વક જાહેર કરીને પછી તમારે તેને શૂળીએ લટકાવવો."

× × × × ×

દૈવની અકળકળાને કોણ પહોંચી શકયું છે. ચંદનને બાળો, કૂટો પણ તે પોતાની સુવાસ તજશે નહિ, તેમ ઉત્તમ પુરુષો ગમે તેવાં સંકટ આવે પણ પ્રાણાંતે પોતાનો ધર્મ તજશે નહિ તે નહિ જ તજે.

રાજાની ઉપર પ્રમાણેની આજ્ઞા થતાં જ રક્ષકો **સુદર્શન** શેઠને પ્રથમ તો ગામની બહાર લઈ ગયા. તેઓના મસ્તક ઉપર કરેણનાં પાંદડાં બાંધ્યાં, કંઠમાં લીંબડાનાં પાનના હાર પહેરાવ્યા, શરીરે રાતો રંગ ચોપડી રક્ત અને મુખ પર મેશ ચોપડી શ્યામ બનાવ્યા. આ પ્રમાણે મહા વિટંબના કરી તેઓને એક ગધેડા પર બેસાડયા અને ત્યાંથી ગાંમમાં લાવી કર્કશ વાજીંત્રોના નાદપૂર્વક નગરમાં ચૌટે ચૌટે અને મહોલ્લે મહોલ્લે ફેરવીને 'આ રાજાના અંતઃપુરનો અપરાધી છે, માટે આવી વિટંબનાને તે પાત્ર છે.' આ પ્રમાણે લોક સમક્ષ ઉદ્દઘોષણા કરવા લાગ્યા.

આ પ્રમાણેની ઉદ્‌ઘોષણા કરતાં કરતાં **સુદર્શન** શેઠનું ઘર માર્ગમાં આવ્યું, પોતાના સ્વામીનાથની આવી અસંભાવ્ય અવસ્થા જોઇને **મનોરમા** તરત મૂર્છા ખાઇને જમીન પર પડી; દાસીઓએ તુરત જ દોડી આવી શીતલોપચાર કરી તેણીને સાવધાન કરી, એટલે તે અશ્રુપૂર્ણ નયનોએ વિલાપ કરવા લાગી કેઃ—"અહા ! આવા પવિત્ર મારા પતિદેવ પર આવી શી અણધારી આફત ? અરે ! જેઓના અદ્‌ભૂત ગુણોથી દેવતાઓ પણ આશ્ચર્ય પામે તેમ છે, છતાં દુર્દૈવની આ શી ચેષ્ટા ? જેઓનું અંતઃકરણ આર્હત્‌ ધર્મની પ્રભાથી સદા પ્રકાશિત છે, ત્યાં આવા બળાત્કાર રૂપ અંધકારનો સંભવ શી રીતે માની પણ શકાય ? કદાપિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે અને સુધાકર સુધાને બદલે અંગારા વરસાવે તથાપિ આ પુરુષોત્તમમાં આવો દુર્ગુણ ન સંભવે. અરે ! મારા સ્વામીનાથ પર આવું સંકટ અને કલંક જે આવ્યું તે મારા પાપનો ઉદય હું સમજું છું. અહા ! ઉત્તમ પુરુષોએ સ્ત્રીઓને અર્ધાંગના કહી છે, તેની મતલબ એ છે કે-પતિના સુખ અગર દુઃખમાં તે પોતાના અડધા અંગ જેટલી ફરજ બજાવે, એટલે સુખમાં સમાન ભાગ લેનાર અને દુઃખમાં પણ સંપૂર્ણ મદદ કરનાર હોવી જોઇએ. મારા પ્રાણવલ્લભના સંકટને જોઇને માત્ર વિલાપ કરી મારે બેસી રહેવું ઉચિત નથી. એ જીવનઆધારના હાથમાં મારા જીવનની દોરી છે અને જો તે તૂટી જાય તો મારે જીવવું પણ શા કામનું ? માટે જ્યાં સુધી શાસનદેવતા મારા પ્રાણેશ પર આવેલા આ કલંક અને સંકટનું નિવારણ ન કરે, ત્યાં સુધી મારા જેવી કુલીન સ્ત્રીઓએ અનશન કરવું તે જ શ્રેયસ્કર છે."

પોતાના મન સાથે આ પ્રમાણે નિશ્ચય કરીને **મનોરમા** પોતાના ગૃહના એક પવિત્ર ભાગમાં કાયોત્સર્ગ ધ્યાને ઊભી રહી શાસનદેવતાનું સ્મરણ કરવા લાગી. **સુદર્શન** શેઠના શીલ મહિમાથી અને સતી **મનોરમા**ના સંકલ્પ બળથી તત્કાળ શાસનદેવી અંતરિક્ષમાં રહીને બોલી કેઃ—"હે વત્સે ! તારા સંકલ્પ બળથી હું પ્રસન્ન થઈ છું, તારે લેશ પણ વિષાદ ન કરવો. તારા સ્વામીનાથની પવિત્રતા પ્રગટ થશે અને પુનઃ તારા માટે સુખના સૂર્યનો ઉદય થશે."

અહીંયાં **સુદર્શન** શેઠને સ્થળે સ્થળે વિટંબના પમાડતાં તે રક્ષક લોકો તેમને સમસ્ત નગરમાં ફેરવીને શૂળીના સ્થાન આગળ લઈ ગયા.

**तोयत्यग्निरपि स्रजत्यहिरपि व्याघ्रोऽपि सारंगति,**
**व्यालोप्यश्वति पर्वतोप्युपलति क्ष्वेडोपि पीयुषति ।**
**विघ्नोप्युत्सवति प्रियत्यरिरपि क्रीडातडागत्यपां,**
**नाथोऽपि स्वगृहत्यटव्यपि नृणां शीलप्रभावाद्ध्रुवम् ॥१॥**

અર્થાત્‌:—શીલના પ્રભાવથી મનુષ્યોને અગ્નિ જળ સમાન થઈ જાય છે, સર્પ પુષ્પની માળા બની જાય છે, વાઘ હરણ જેવો થઈ જાય છે, મદોન્મત્ત હાથી અશ્વ જેવો ગરીબ બની જાય છે, પર્વત એક સામાન્ય પત્થર જેવો બની જાય છે, વિઘ્ન પણ ઉત્સવરૂપ થઈ

જાય છે, શત્રુ મિત્ર થઈ જાય છે, સમુદ્ર એક ક્રીડા કરવાના સરોવર જેવો બની જાય છે અને અટવી પોતાના ગૃહસમાન નિર્ભય થઈ જાય છે.

રાજર્ષિ ભર્તૃહરિ પણ શીલના સંબંધમાં જણાવે છે કેઃ—

**"ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो,**
**ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।**
**अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता,**
**सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥१।"**

અર્થાત્—ઐશ્વર્યનું ભૂષણ સૌજન્ય છે, શૌર્યનું વચન નિગ્રહ, જ્ઞાનનું ઉપશમ, શ્રુતનું વિનય, વિત્તનું સુપાત્રદાન, તપનું સમતા, બલનું ક્ષમા, ધર્મનું નિષ્કપટ ભાવ, અને સર્વનું મુખ્ય કારણ એ પરમ ભૂષણ શીલ જ છે."

સૂળીની નજીક **સુદર્શન** શેઠને લઈ ગયા પછી તે મહાપુરુષ ઉચ્ચ ભાવના ભાવતાં ભાવતાં વિચારવા લાગ્યા કેઃ—"અહા ! આ જગતમાં સુખદુઃખનાં વાદળ કોણે ઘેરી વળ્યાં નથી, પરંતુ સુખમાં અગર દુઃખમાં જે પુણ્યાત્માઓના હૃદયમંદિરમાંથી શીલ મહામંત્રનો જાપ સદા જાગ્રતાવસ્થામાં રહે છે, તે જ મહાપુરુષોનું જીવન સાર્થક છે; મહાપુરુષો બહારની શોભા કરતાં આંતરિક શોભાને અધિક મહત્ત્વ આપે છે. કહ્યું પણ છે કેઃ—

**"अद्यैव वा मरणमस्तु युगांतरे वा ।**
**न्याय्यात्पथः प्रविचलंति पदं न धीराः ॥**

અર્થાત્—મરણ આજે જ થાઓ અથવા યુગાંતરે થાઓ, પરંતુ ઉત્તમ મનુષ્યો સન્માર્ગથી કદાપિ પાછા હઠતા નથી." મારે પણ ધૈર્યનું અવલંબન લઈને આ સંકટ ભોગવી લેવું ઉચિત છે. હે ચેતન ! આના કરતાં ઘણા જ ભયંકર સંકટો તેં સહન કર્યાં છે, નરકની મહાયાતનાઓ પાસે આ દુઃખ લેશમાત્ર પણ નથી. ખરેખર ! આખર સત્યનો બદલો મળ્યા વિના રહેવાનો નથી, કુદરતની પાસે સત્યનો જ અંતે વિજય થનાર છે. પૂર્વકૃત અશુભ કર્મના ઉદય ભોગવ્યા વિના છુટકો નથી, માટે આ સંકટ સમતાપૂર્વક વેઠી લેવું એ જ શ્રેયસ્કર છે.

**સુદર્શન** શેઠ આ પ્રમાણે શુભ ધ્યાનની શ્રેણિપર આરૂઢ થઈ અનુપમ આંતરિક આનંદ અનુભવવા લાગ્યા. તે જ સમયે રાજાના હુકમ પ્રમાણે રક્ષકોએ પહેલાં શસ્ત્રોના પ્રહાર કરી **સુદર્શન** શેઠની બની શકી તેટલી કદર્થના કરી, છતાં પણ તેઓ તો મૌન જ રહ્યા. આથી રક્ષકો વધારે ગુસ્સે થયા અને તેઓને સૂળી પર તુરત જ ચઢાવી દીધા અને ક્રોધાવેશમાં આવી જઈ વધારામાં ફટકાનો માર મારવા માંડ્યો. પરંતુ તેઓને સૂળી પર ચઢાવતાં જ તેઓના અતુલ શીલથી આકર્ષાઈ કોઈ દિવ્ય દેવતાના પ્રભાવથી સૂળીનું સિંહાસન બની ગયું, એટલું જ નહિ પણ શસ્ત્રાદિકના પ્રહારો તેઓને અલંકારો

થઈ ગયા. મસ્તક પરના પ્રહાર મુગટરૂપે પરિણમ્યા, બાહુ પરના બાજુબંધરૂપે, કંઠમાંના હારરૂપે, કાન પરના કુંડલરૂપે અને પગ પરના પ્રહારો પગના અલંકારરૂપે પરિણમ્યા. કેવો ચમત્કાર! કેવો મહિમા! અહા! શીલ! તારા પ્રભાવથી દેવો તો શું, દેવેંદ્રો પણ ક્ષણમાં દાસ બની રહે છે. એવા અનુપમ શીલગુણને સહસ્ર કોટિવાર નમસ્કાર.

આ ચમત્કારની ખબર સાંભળતાં જ **દાધિવાહન** રાજા આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. પોતાના અયોગ્ય પ્રકોપ અને અવિચારી કૃત્ય માટે અતિ પશ્ચાતાપ કરવા લાગ્યો, પોતાની મૂર્ખાઈ માટે તેનો અંતરાત્મા ડંખવા લાગ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે:—'અરે! આ વગર વિચાર્યું મેં શું કર્યું પ્રજાજનો મારા માટે કેવો અભિપ્રાય બાંધશે? સજ્જનો સમક્ષ હું મારૂં મુખ શી રીતે બતાવીશ? હવે મારા ન્યાય પર કોણ વિશ્વાસ રાખશે? માટે હું પોતે જ **સુદર્શન**ની પાસે જઈ મારા અપરાધની ક્ષમા યાચી કૃતાર્થ થાઉં, કારણ કે ઉત્તમ પુરુષો સંકટ આપનાર પ્રત્યે પણ અનુગ્રહ જ કરે છે.'

આ પ્રમાણે પોતાના મન સાથે નિશ્ચય કરીને રાજા તરત જ હાથી પર સવાર થઈ સૂળીના સ્થાન આગળ **સુદર્શન** શેઠની પાસે આવ્યો અને આવો અદ્ભુત શીલ માહાત્મ્યનો ચમત્કાર સાક્ષાત જોઈ ચકિત જ થઈ ગયો. શું બોલવું, કેવી રીતે બોલવું તેનું પણ ક્ષણભર તેને ભાન ન રહ્યું. છેવટે ધૈર્યપૂર્વક મન સ્વસ્થ કરી તે ગદ્ગદ્ વાણીથી પુણ્યાત્મા **સુદર્શન** પ્રત્યે કહેવા લાગ્યો કે:—"હે મહાનુભાવ! હું પામર પ્રાણી આપને મુખ બતાવવાને પણ લાયક નથી. આપ જેવા મહાપુરુષનો સત્કાર કરવાના બદલે વનિતાના વચનો પર વિશ્વાસ રાખી મેં તમોને આવું ભયંકર સંકટ આપ્યું—એ મારા હૃદયને ક્ષણે ક્ષણે દગ્ધ કરી મૂકે છે. આપ તો સમભાવથી બધું સહન કરી રહ્યા છો, પણ મુજ પામરની નીચતા અને ક્રૂરતા પ્રત્યક્ષ દેખાઈ આવે છે. હે ધર્માત્મા! તમે તમારા કૂળના ભૂષણરૂપ છો એટલું જ નહિ પણ મારા રાજ્યના, મારા નગરના પણ એક અલંકારરૂપ છો. તમારા જેવા અડગ પ્રતિજ્ઞાવંત મહાપુરુષો જે નગરમાં અને જે રાજ્યમાં રહેતા હોય, તે રાજ્ય, તે નગર, તે રાજા અને તે પ્રજા પણ ધન્ય છે."

હે દેવાનુપ્રિય! મારા અપરાધની ક્ષમા આપો. આપશ્રીના ચરણકમળમાં વારંવાર પ્રણામ કરીને વિનતિ કરૂં છું કે, મેં કરેલા ભયંકર પાપથી હવે મને બચાવો, આપના પ્રસન્ન વદનથી વચન સુધારસનો અમૃત પ્રવાહ વહેવડાવી મારી દગ્ધ અને દુર્બલ મનોભૂમિને આર્દ્ર બનાવી નવપલ્લવિત કરો.

રાજાના આ રીતના નમ્ર અને પશ્ચાતાપ ભરેલાં વચનો સાંભળીને **સુદર્શન** શેઠનું હૃદય વધારે દયાર્દ્ર થયું, તેની યોગ્યતા જોઈ તેઓને વધારે પ્રસન્નતા ઉત્પન્ન થઈ. આ વખતે નગરજનોથી તે સ્થલ સંકીર્ણ થઈ ગયું હતું, એક જ ભાગ્યશાળી તરફ બધાની દૃષ્ટિ રોકાઈ રહી હતી. લોકોની ઉત્સુક્તા જોઈ પુણ્યાત્મા સુદર્શને સર્વ પ્રજા સમક્ષ રાજાને

ઉદ્દેશીને કહ્યું કે:—"હે રાજન્! પ્રાણીઓ જો કે સ્વોપાર્જિત કર્મનું ફળ ભોગવે છે, તો પણ તેમાં અન્ય પ્રાણી નિમિત્ત બની પોતાના અંતરની ન્યૂનાધિક ક્રૂરતાને લઇને તે ઓછું વત્તું કર્મ બાંધે છે. તેમાં પણ પાછળથી ખરી વસ્તુસ્થિતિની જાણ થતાં જ પશ્ચાતાપ કરવાથી પ્રાણી પોતે અણજાણતાં કરેલા પાપકર્મથી પ્રાયે કરીને મુક્ત થાય છે. મારા તરફનો આવો લેશ પણ અંદેશો તમે તમારા હૃદયમાં રાખશો નહિ. પ્રજાના ધર્મકાર્યમાં સહાયતા માટે તમારી ધર્મભાવના સદા જ્વલંત રહે એ જ મારી છેવટની ચાહના છે. તમો સદા વિજયવંત અને કર્તવ્યપરાયણ રહો અને પ્રજાના અભ્યુદયના આશીર્વાદ મેળવો એ મારી અંતિમ વાંછના છે."

**સુદર્શન** શેઠનાં આ પ્રમાણેનાં ધાર્મિક ભાવનાના રસથી ભરેલાં અને મનુષ્યત્વનો સાચો ખ્યાલ આપનારાં વચનોથી રાજા અને પ્રજાજનોમાં આનંદ આનંદ વર્ત્તાઈ રહ્યો. શ્રેષ્ઠિના ઉંચા વિચારોએ ઘણા મનુષ્યોના મનમાં અદ્ભુત અસર કરી, તેઓની ઉચ્ચત્વદર્શક ભાવનારૂપ હિમાલયના શિખરમાંથી પ્રવાહરૂપે બહાર આવેલી વાણીરૂપ સરિતામાં સ્નાન કરી શુદ્ધ થએલા પ્રજાજનો આનંદમગ્ન થઈ ગયા. પછી રાજા અતિ હર્ષિત થઇને શેઠને મહોત્સવપૂર્વક નગરમાં તેડી ગયો, અને રાજસભામાં સર્વની સમક્ષ સ્નેહપૂર્વક પુષ્પાદિકથી તેઓનો સત્કાર કરી એકાંતમાં બોલાવીને બધી યથાર્થ હકીકત પૂછી એટલે સુદર્શને જે સત્ય હકીકત બની હતી તે કહી દીધી. રાજાને આ સત્ય હકીકત સાંભળીને **અભયા** પર અતિ ક્રોધ ચડ્યો, પણ તે જ વખતે શ્રેષ્ઠિએ શાંતિનાં વચનો કહી **અભયાને** અભયદાન અપાવ્યું, જે રાજાએ શ્રેષ્ઠિના અત્યાગ્રહથી માન્ય રાખ્યું. આ બધી હકીકત જ્યારે **અભયાના** જાણવામાં આવી, ત્યારે તે ગળે ફાંસો ખાઇને મરણ પામી અને **પંડિતા** ત્યાંથી પલાયન કરી **પાટલીપુત્ર** નામના નગરમાં **દેવદત્તા** નામની કોઈ વેશ્યાને ત્યાં રહી.

પોતાના સ્વામીનાથના વિજયના શુભ સમાચાર **મનોરમાને** મળવાથી તેણીના હર્ષનો તો પાર જ ન રહ્યો. તેણી કાર્યોત્સર્ગ અને ધર્મધ્યાનથી મુક્ત થઈ ગૃહકાર્યમાં પ્રવૃત્ત થતી પોતાના પતિદેવને ઘેર આવવાની રાહ જોવા લાગી. રાજાએ પણ તેઓનો સંપૂર્ણ સત્કાર કરી બહુ જ આદરપૂર્વક વાજીંત્રોના નાદ અને આડંબર સહિત શેઠને હાથી પર બેસાડી તેઓને ઘેર પહોંચાડ્યા. **મનોરમા** પોતાના નિષ્કંલક પતિનું પ્રસન્ન મુખ જોઈ અતિ પ્રમોદ પામતી તેઓના ચરણમાં પડી.

અહા! પુત્ર પૌત્રાદિકના મોહમાં પડેલો પ્રાણી પોતાના આયુષ્યનો અંતભાગ આવ્યા છતાં પણ પૂર્વાપરનો વિચાર કરવા સાવધાન થતો નથી. લક્ષ્મી અને લલનાનાં પાશમાં મૂઢ બનેલો તે આ ભવ નાટકમાં નટની માફક નાચ્યા કરે છે, આવા અનિત્ય સંસારમાંથી મુક્ત થઈ હવે મારે ચારિત્રધર્મનો આશ્રય લેવો એ જ યુક્ત છે. આ પ્રમાણે વિચાર કરીને **સુદર્શન** શેઠે પોતાની પ્રિયાને બોલાવીને કહ્યું કે:—"હે પ્રિયે! આ સંસારનાં સુખ દુઃખનો

સ્વાદ લઇ મારૂં મન હવે તેનાથી વિરક્ત થતું જાય છે, માટે ચારિત્ર ધર્મનો સ્વીકાર કરવાનો મારો ઇરાદો છે, સંસારની ધાંધલમાં સમગ્ર જીંદગી એક નજીવી વસ્તુની માફક ફેંકી દેવી એ સજ્જન મનુષ્યનું કર્તવ્ય નથી. હે ભદ્રે! આ મારા વિચારમાં અંતરાય ઊભો ન કરતાં તેમાં તારી સંમતિ અને ઉત્સાહ આપી મને વધુ ઉત્તેજિત કરવાની તારી ફરજ છે. સંસાર વ્યવહારનું શકટ આપણે દંપતિધર્મની સડક પર ઘણા સમય સુધી ચલાવ્યું, હવે હું મારા જીવન–શકટને ચારિત્રધર્મની સડક પર લઇ જવા ઇચ્છું છું. સરિતાઓથી સમુદ્ર અને લાકડાંથી અગ્નિની જેમ આ પ્રાણી મોહને વશ થઈ વિષય વિકારોથી કદી તૃપ્ત થતો જ નથી અને તેમાંને તેમાં જીંદગીભર સુધી આત્મસાધન કરવાનો અવસર જ પ્રાપ્ત થતો નથી, માટે અવસરોચિત કાર્ય કરી લેવું એ જ ડહાપણનું લક્ષણ છે."

પોતાના સ્વામીનાથનાં આ પ્રમાણેનાં વચન સાંભળીને **મનોરમા** ક્ષણભર વિચારમાં પડી ગઈ, પરંતુ પોતે ધર્મવાસિત હોવાથી તરત જ તેણીના હૃદયમાં વિવેકરૂપ દીપકની જ્યોત જાગૃત થઈ, એટલે **સુદર્શન** શેઠના વિચારને પોતે સંમત થઇ હૃદયના પ્રેમથી અને પ્રસન્ન વદને બોલી કે:—"હે સ્વામીનાથ! આપશ્રીના પવિત્ર વિચારોએ મને રોમાંચિત કરી દીધી છે, આપશ્રીની ઉત્કૃષ્ટ ચારિત્રભાવના સાંભળી મને અનહદ આનંદ ઉત્પન્ન થયો છે. આપશ્રીના રત્નત્રયીના આચરણમાં મારે અનુમતિ તો શું પણ અનુમોદના કરવી એ પણ મારા અહોભાગ્યની વાત છે. આપશ્રી પ્રથમથી જ ધર્મ દૃઢતામાં પસાર થએલા છો એટલે ચારિત્ર ધર્મને આપ સુખપૂર્વક સાધી શકશો. હે પ્રાણનાથ! ઉત્તરોત્તર આત્મ–મહત્વતા પ્રાપ્ત કરી છેવટે શીવલલનાની લાલિત્ય લીલામાં લીન થઇ જાઓ એવી મારી હાર્દિક ભાવના છે."

પોતાનો ગૃહભાર હિતશિક્ષા પૂર્વક પુત્રને સોંપીને **સુદર્શન** શેઠે એક ધર્મધુરંધર આચાર્ય પાસે ચારિત્ર અંગીકાર કર્યું. ચારિત્ર ગ્રહણ કર્યા પછી **સુદર્શન** મુનિએ અન્યત્ર વિહાર કર્યો. ક્ષમા સહિત તપશ્ચરણ અને ઉચ્ચ વિનય ભાવથી અધ્યયન તથા અતિ ઉલ્લાસથી સંયમ નિર્વાહ કરતાં **સુદર્શન** મુનિ પોતાની આત્મજ્યોતિને અધિકાધિક દેદીપ્યમાન કરવા લાગ્યા. કનક અને પાષાણ, રાજા અને રંક, સેવક અને શત્રુ તથા સંસાર અને મોક્ષમાં પણ તેઓની સદા સમાન જ ભાવના હતી. સમભાવની સરિતામાં તેઓશ્રી નિત્ય સ્નાન કરતા હોવાથી ખરાબ કે મનહર વસ્તુમાં તેઓને દુગંછાભાવ કે આસક્તભાવ ન હતો.

એક વખતે વિહાર કરતા કરતા તેઓશ્રી પાટલીપુત્ર નગરમાં આવ્યા. ત્યાં પેલી **પંડિતા** એક **દેવદત્તા** નામની વેશ્યાને ત્યાં આવીને રહેલી હતી, તે હમેશાં વેશ્યાની પાસે **સુદર્શન**ના વખાણ કરતી હતી. આ સાંભળીને તે વેશ્યાને બહુ ક્રોધ થતો હતો અને કહેતી હતી કે:—"જો એને તું અહીં લાવે તો મને ખાત્રી થાય." એવામાં **સુદર્શન** મુનિ ત્યાં આવ્યાના સમાચાર **પંડિતા**ને મલ્યા, એટલે તે માયાવી શ્રાવિકા બની તેઓને

વંદન કરવા અને આહાર માટે આમંત્રણ કરવા ગઇ. ત્યાં **સુદર્શન** મુનિને વંદન કરી અને બહુ આજીજી તથા પોતાના પારણાના મિષથી તેઓશ્રીને **દેવદત્તા**ને ઘેર લઈ આવી.

**સુદર્શન** મુનિ સરલ સ્વભાવથી તેની માયાજાળ જાણી ન શકયા અને તેઓ વેશ્યાના ઘરની અંદર ગયા કે તરત જ બારણાં બંધ કરી વેશ્યા તેઓને ઉપસર્ગ કરવા લાગી. વેશ્યાએ દિવસભર તેઓને વિલાસી વાકયો, હાવભાવ, કટાક્ષો, અંગસ્પર્શ, વાક્પ્રહાર અને છેવટે મુષ્ટિપ્રહાર પણ કર્યા, પરંતુ પવનથી પર્વતનું શિખર જેમ ચલાયમાન થાય નહિ, તેમ તેઓશ્રી એક રંચ માત્ર પણ ચલાયમાન ન થયા. છેવટે કોઈ પણ રીતે વેશ્યા ન ફાવી, ત્યારે સંધ્યા સમય થતાં તેઓને છોડી મૂકયા.

કર્મની વિચિત્રતાનો વિચાર કરતા કરતા તે મહામુનિ ત્યાંથી સીધા સ્મશાનમાં કાર્યોત્સર્ગ કરવા ચાલ્યા ગયા. ત્યાં કાયોત્સર્ગમાં રહેલા તે મહામુનિને મરીને વ્યંતરી થએલી **અભયા**એ આવીને બહુ ઉપસર્ગો કર્યા, અનુકુળ અને પ્રતિકુળ ઉપસર્ગો કરી તે મહામુનિને પીડા ઉપજાવવામાં તેને જરાએ કચાશ રાખી નહિ, પરંતુ તે પુણ્યાત્મા મહા-મુનિને તેના સઘળાએ ઉપસર્ગો ઉપકારક થઈ પડ્યા. તેઓશ્રીના ધ્યાનની ધારા અધિકાધિક વૃદ્ધિ પામવા લાગી અને પોતાના આત્માને કહેવા લાગ્યા કેઃ—"હે આત્મન્! આ કરતાં અનંતો કાલ અને અનંતગણી વેદનાઓ તું પરતંત્ર રીતે અનેકવાર સહન કરીને આવેલો છે, તો આ વેદના અલ્પકાલના માટે તું સહન કરી તારૂં કાર્ય સુધારી લે. આ પ્રમાણે ઉત્તમ ભાવનાઓ ભાવતાં, તેઓશ્રી શુકલધ્યાનની શ્રેણિપર આરૂઢ થયા અને ઘાતીકર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પામ્યા. વ્યંતરી નિર્લજ થઈને નાશી ગઇ અને દેવતાઓએ આવી તેઓશ્રીના કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો.

**સુદર્શન** મુનિ કૈવલ્યજ્ઞાન પામ્યા, એટલે દેવતાઓએ મહોત્સવ કરી સુવર્ણ કમલની રચના કરી, તેના ઉપર બિરાજમાન થઈ દેવતાઓ અને મનુષ્યોની પર્ષદઃ સમક્ષ તે કેવલી ભગવંતે ધર્મદેશના આપી. તેઓશ્રીનો ધર્મોપદેશ સાંભળી ઘણા ભવ્યજીવો પ્રતિબોધ પામ્યા અને **અભયા** વ્યંતરીનો આત્મા પણ પ્રતિબોધ પામ્યો તથા પોતાના દુષ્કર્મોને પુનઃ પુનઃ ખમાવ્યાં, **દેવદત્તા** વેશ્યા તથા **પંડિતા** પણ પ્રતિબોધ પામીને શ્રાવિકા થઈ, ત્યાં તે સર્વેએ પોતપોતાનાં દુષ્કર્મોનો પશ્ચાતાપ કર્યો અને ક્ષમાપના માગી.

પછી સુદર્શન કેવળી વસુધાપર વિહાર કરતા કરતા અનેક ભવ્યાત્માઓને ધર્મ પમાડી છેવટે અનંત સુખધામ મોક્ષનગરે પહોંચ્યા.

પ્રિય વાંચક! નમસ્કાર મહામંત્રના પ્રભાવથી **સુભગ**નો આત્મા કેટલી ઉચ્ચ કોટીએ પહોંચ્યો તેનો વિચાર કર! અને આજે જ નિશ્ચય કર કે મારાથી બનશે ત્યાં સુધી હમેશાં વધુ નહિ તો એક બાંધી યા છેવટે એક છુટી માલા તો તે મહામંત્રની હું જરૂર ગણીશ.

---

# શ્રીમતીની કથા

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં અમરાપુરી સમાન પોતનપુર નામનું એક અદ્વિતીય શહેર હતું. આ નગરમાં સુગુપ્ત નામનો એક શ્રાવક રહેતો હતો. ઉત્તમ ગુણવાળી શ્રીમતી નામની તેને એક પુત્રી હતી.

આ શ્રીમતીના અનુપમ સૌંદર્ય ઉપર તે જ ગામનો એક અન્યધર્મી યુવાન મોહ પામ્યો. તે યુવાને નિર્લજ થઈ શ્રીમતીના વિવાહની માંગણી પોતાના પિતા મારફતે સુગુપ્ત શ્રાવક પાસે કરી.

પોતાની ધર્મીષ્ટ અને ગુણવાન પુત્રીનો વિવાહ અન્યધર્મી સાથે કરવાની સુગુપ્તે ના પાડી. શ્રીમતી પ્રત્યે અનુરાગવાળા તે યુવાને કપટ ભરી ચતુરાઈથી પોતે જૈનધર્મ અંગીકાર કર્યો છે, તેવો દેખાવ કરીને; સુગુપ્તનું મન પ્રસન્ન કરી, શ્રીમતી સાથે પોતાનો વિવાહ કર્યો.

એક શુભ દિવસે અને શુભ મુહૂર્તે બંનેના લગ્ન થયાં. પંચ સમક્ષ લગ્ન કરીને શ્રીમતી પોતાના સાસરે આવી. શ્રીમતી પોતાના સાસરે આવીને ઘરકામમાં લાગી ગઈ અને પોતાનો જૈનધર્મ પાળવા લાગી.

શ્રીમતીને આ પ્રમાણે જૈનધર્મ પાળતી જોઈને, તેણીની સાસુ તથા નણંદ શ્રીમતીને ઘણો ત્રાસ ઉપજાવવા લાગ્યાં; અને તેણીનું પગલે પગલે અપમાન કરવા લાગ્યાં. શ્રીમતી પોતાના કર્મની નિંદા કરતી, કોઇના ઉપર પણ દ્વેષ રાખ્યા વિના જૈનધર્મ પાળવા લાગી. આ પ્રમાણેનું શ્રીમતીનું વર્ત્તન જોઈને, તેણીનો પતિ પણ તેણીના તરફ દ્વેષ ધારણ કરવા લાગ્યો; અને શ્રીમતીને કોઈપણ રીતે મારી નાંખીને, બીજી સ્ત્રી પરણવાની ઇચ્છાવાળો થયો.

એક વખતે, તેણીના પતિએ એક ઘડામાં મહાવિકાળ સર્પ ઘાલી, ઉપર ઢાંકણું રાખીને પોતાના સૂવાના ઓરડામાં તે ઘડો રાખ્યો. રાત્રિએ સૂવાના વખતે, જ્યારે શયનગૃહમાં શ્રીમતી આવી ત્યારે, તેણીના પતિએ કહ્યું કેઃ—'હે પ્રિયે! તું ત્વરીત ગતિએ જઈને પેલા સામેના ખૂણામાં પડેલા ઘડાની અંદર સુગંધીત ફૂલોની માળા છે તે લાવ અને મારા કંઠસ્થળમાં તે માળાનું આરોપણ કર.'

મહાવિનીત અને ચતુર એવી શ્રીમતી તુરત જ તે ઘડા પાસે ગઈ. ઘડા પાસે જઇને સ્વસ્થ ચિત્તે ઊભી રહીને, નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરીને, ઘડા પરનું આવરણ દૂર કરીને શ્રીમતીએ ઘડામાં પોતાનો જમણો હાથ ઘાલ્યો.

તે વખતે, નમસ્કાર મહામંત્રના સ્મરણના પ્રતાપે શાસનદેવીએ તે સર્પની જગ્યાએ અલૌકિક સુગંધીવાળી ફૂલની માળા મૂકી દીધી.

તે અલૌકિક ફૂલની માળા લઈને, શ્રીમતીએ પોતાના પતિને આપી. આવી અલૌકિક ફૂલની માળા જોઈને તેણીનો પતિ મનમાં વિચાર કરવા લાગ્યો કે આ શું થયું?

પછી તપાસ કરતાં ઘડામાં સર્પને નહીં જોવાથી, તેણીના પતિને ખાત્રી થઇ કે આ સતી સ્ત્રી નિર્દોષ છે, અને તેણીના ધર્મ પ્રતાપે જ આ ફૂલની માળા, દેવોએ સર્પના બદલે બનાવી હોય એમ લાગે છે.

પોતાનાં સ્વજનોને એકઠાં કરીને, આ બધી વાતથી વાકેફ કર્યાં અને શ્રીમતીનાં પ્રત્યે સઘળાં સ્નેહભાવ ધારણ કરવા લાગ્યાં.

એક વખતે અવસર પામીને, શ્રીમતીએ પોતાના પતિને જૈનધર્મ સમજાવ્યો. તેણીના ગુણોથી ચમત્કાર પામેલા તેણીના પતિએ, ગુરુમહારાજ પાસે જઈને શ્રાવકનાં બાર-વ્રત ઉચ્ચર્યાં.

કેટલોક સમય શ્રાવક ધર્મ પાળી, બંને જણાએ દીક્ષા લીધી. યાવજ્જીવન સાધુધર્મ આરાધી, અંતે અનશન કરીને બંને કાળધર્મ પામીને મોક્ષે ગયા.

---

## શિવકુમારની કથા

રત્નપુર નામના નગરમાં યશોભદ્ર નામનો એક શ્રાવક રહેતો હતો. તે યશોભદ્રને સાતે વ્યસનોમાં આસક્ત શિવકુમાર નામનો એક પુત્ર હતો. પોતાના પુત્રને વ્યસનો છોડવા માટે ઘણું સમજાવ્યો છતાં પણ તે પુત્રે વ્યસનો છોડયાં નહીં.

અનુક્રમે પોતાનો અંતસમય નજીક જાણી યશોભદ્રે પોતાના પુત્રને પોતાની નજીક બોલાવ્યો અને નમ્રપણે કહ્યું કેઃ—'હે પુત્ર! જે વખતે તને આકસ્મિક સંકટ ઉપસ્થિત થાય ત્યારે, શ્રીનમસ્કાર મહામંત્રનું સ્મરણ કરજે.'

શિવકુમારે પિતાશ્રીની દાક્ષિણ્યતાથી તે શિખામણ માન્ય રાખી. યશોભદ્ર શ્રાવક પંચ નમસ્કારનું સ્મરણ કરતો કરતો દેવલોક પામ્યો.

પિતાના મૃત્યુ પછી, શિવકુમારે પોતાને મળેલી સઘળી લક્ષ્મી જુગાર વગેરે વ્યસનોમાં ગુમાવી દીધી. એક વખત એક યોગી શિવકુમારને મલ્યો. શિવકુમારે ભોળાભાવે પોતાની નિર્ધનાવસ્થાની વાત તે યોગીને કહી.

તે ધૂર્ત્ત યોગીએ ભોળા શિવકુમારને કહ્યું કેઃ—'જો તું મારા કહેવા પ્રમાણે કરે તો તને ધનવાન બનાવી દઉં.'

શિવકુમારે યોગીના કહેવા પ્રમાણે કરવાની તત્પરતા દર્શાવી. કેટલોક સમય વીતી ગયા પછી, તે યોગીએ શિવકુમાર પાસે એક મડદું મંગાવ્યું. અને તે મડદાં સાથે કાળીચૌદશની મધ્યરાત્રિએ બંને જણા સ્મશાન ભૂમિમાં ગયા.

સ્મશાનમાં જઇને યોગીએ એક ગોળ કુંડાળુ બનાવ્યું. મડદાના હાથમાં એક તલવાર આપી, અને યોગીએ શિવકુમારને કહ્યું કે:—'આ મડદાનાં પગનાં તળીયાં તું ઘસ.' એમ કહી યોગીએ મંત્રનો જાપ તથા હોમ વિધિ શરૂ કરી.

આ દૃશ્ય જોઈને શિવકુમાર વિચારવા લાગ્યો કે:—'આ કપટી યોગીએ મને મારી નાંખવાનો સંકલ્પ કર્યો હોય એમ લાગે છે.'

મરણાંત સંકટમાં આવી પડેલા શિવકુમારને પિતાજીની અંત સમયની શિખામણ યાદ આવી. તેથી શુદ્ધ અંતઃકરણથી એકાગ્ર ચિત્તે તે નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરવા લાગ્યો.

યોગીના મંત્રબળથી મડદું જરા જરા સળવળીને ઊભું થવાની તૈયારી કરવા લાગ્યું, પરંતુ નમસ્કાર મહામંત્રના જાપના પ્રભાવથી પાછું પડી ગયું.

આ પ્રમાણે મડદું પાછું પડવાથી યોગી વિચારવા લાગ્યો કે, મારા જાપમાં કાંઈક ન્યૂનતા રહી ગઈ હોય, તેમ લાગે છે. તેથી ફરીને એકાગ્ર ચિત્તે મંત્રોચ્ચાર કરવા લાગ્યો. મંત્રના બળથી મડદું ફરી ઊભું થવા લાગ્યું, અને પાછું પડી ગયું.

તે વખતે યોગી ભય પામીને શિવકુમારને કહેવા લાગ્યો કે:—'હે શિવકુમાર! તને કાંઈ મંત્ર આવડે છે?'

શિવકુમારે ના કહી, અને પોતાના હૃદયને વિષે નમસ્કાર મહામંત્રનું સ્મરણ ચાલુ રાખ્યું.

યોગીના જાપના બળથી વૈતાલથી અધિષ્ઠિત થએલું તે મડદું ઊભું થયું. પરંતુ નમસ્કાર મહામંત્રના જાપના પ્રતાપે, ક્રોધિત થએલા તે મડદાંએ, શિવકુમારના બદલે તે યોગીનું મસ્તક છેદી નાંખ્યું.

મંત્રના પ્રભાવથી તે યોગી ફીટીને સુવર્ણપુરુષ થઈ ગયો.

સવાર થતાં તે સુવર્ણપુરુષને સ્મશાનભૂમિમાં છૂપાવી, નગરમાં આવીને સઘળો વૃત્તાંત શિવકુમારે દમિતારી રાજાને કહ્યો.

રાજાનો હુકમ મેળવીને, શિવકુમાર તે સુવર્ણપુરુષને ધામધૂમપૂર્વક પોતાને ઘેર લાવ્યો. દરરોજ તે સુવર્ણ પુરુષનું મસ્તક અને ગરદનનો ભાગ બાકી રાખીને શિવકુમાર, બીજા અંગોપાંગનું સોનું કાપી કાપીને સદ્‌માર્ગે વાપરવા લાગ્યો.

રોજ સવારે દેવના પ્રભાવથી તે સુવર્ણપુરુષનાં અંગોપાંગ નવાં થઇ જતાં હતાં, આ પ્રમાણે કરતાં શિવકુમાર મહાન સમૃદ્ધિવાળો થઈ ગયો. વળી, તે દિવસે દિવસે ધર્મનું ઉત્સાહપૂર્વક સેવન કરવા લાગ્યો.

ગુરુ મહારાજના ઉપદેશથી શિવકુમારે સુવર્ણમય જિનમંદિર કરાવીને તેમાં મણિમય પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. ચિરકાળ ધર્મની આરાધના કરીને અંત સમયે નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતો કરતો, શિવકુમાર દેવલોકમાં ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને મનુષ્ય જનમ પામીને મોક્ષસુખને પામ્યો.

# ચંડપિંગલ ચોરની કથા

વસંતપુર નામના નગરમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને ભદ્રા નામની રાણી હતી. તે નગરમાં ચંડપિંગલ નામનો એક ચોર રહેતો હતો. તે નગરમાં ચોરી કરીને નગરજનોને બહુ જ ત્રાસ આપતો હતો.

એક વખત તે ચંડપિંગલ ચોરે રાજાના રાજમહેલમાંથી રાણીના કીંમતી હારની ચોરી કરી. તે ચોરેલો હાર ચોરે એક કલાવતી નામની વેશ્યા કે જેના પ્રત્યે તે પ્રેમ કરતો હતો તેને પહેરવા આપ્યો. આ વેશ્યામાં થોડાઘણા જૈનધર્મના સંસ્કારો હતા.

કેટલોક વખત વીતી ગયા પછી, મદનતેરશના ઉત્સવમાં તે કલાવતી કીંમતી વસ્ત્રાભૂષણો તથા ચોરે આપેલો અમૂલ્ય હાર પહેરીને ક્રીડા કરવા ગઈ.

ક્રીડા કરતાં કરતાં રાણીની દાસીઓની નજરે કલાવતીએ પહેરેલો હાર પડ્યો. દાસીઓએ જઈને હારની વાત રાણીને કહી. રાણીએ રાજાને વાત કરી.

રાજાએ સેવકો દ્વારા તપાસ કરાવી. ચંડપિંગલ ચોરને કલાવતીના ઘેરથી પકડીને મહા વિડંબનાપૂર્વક સૂળીએ ચડાવ્યો.

આ વાત કલાવતીના જાણવામાં આવી. તે ત્યાં પહોંચી ગઈ. ચંડપિંગલને સૂળી ઉપર ચડેલો જોઈ તે વિચારવા લાગી કેઃ—'મારા લીધે તેને આવી કદર્થના સહન કરવી પડી, માટે મારે આજથી તેના સિવાયના બધા પુરુષો ભાઈ સમાન છે.'

આ પ્રમાણે વિચાર કરીને, નમસ્કાર મહામંત્ર ચંડપિંગલને શિખવાડયો, અને ચોરને એવું નિયાણું કરવાનું કહ્યું કેઃ—'તું એવું ચિંતવન કર કે આ નમસ્કાર મહામંત્રના પ્રતાપે હું મરીને રાજાના પુત્ર તરીકે ઉત્પન્ન થાઉં.'

ચોરે પણ તે પ્રમાણે નિયાણું કર્યું. સૂળીની વેદનાથી મૃત્યુ પામીને, ચંડપિંગલ નમસ્કાર-મહામંત્રના સ્મરણથી રાજાની પટરાણીની કુક્ષિથી પુત્રપણે ઉત્પન્ન થયો.

રાજા રાણીએ પુત્ર જન્મનો મોટો મહોત્સવ કર્યો. પછી સ્વજનોને ભેગા કરીને રાજપુત્રનું પુરંદર નામ પાડ્યું.

કલાવતીના જાણવામાં આ વાત આવી. તે રોજ રાજમહેલમાં જતી અને પુરંદર કુમારને વહાલથી રમાડતી હતી.

જ્યારે રાજપુત્ર રૂદન કરતો ત્યારે તે કહેતી કે ચંડપિંગલ રોઈશ નહીં. કલાવતીના આ વચનોથી પુરંદર કુમારને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. રાજકુમારને પૂર્વભવમાં કલાવતીના મુખથી સાંભળેલા નમસ્કાર મહામંત્રના પ્રભાવ ઉપર અનન્ય શ્રદ્ધા ઉત્પન્ન થઈ,

કેટલોક સમય વીતી ગયા પછી જિતશત્રુ રાજા મરણ પામ્યો. પુરંદર કુમાર રાજગાદીએ બેઠો. રાજા થયા પછી પુરંદર રાજા, પોતાના પૂર્વભવની ઉપકારી કલાવતીનો ઘણો જ ઉપકાર માનવા લાગ્યો. દરરોજ નિયમિત શુભ ભાવપૂર્વક નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરવા લાગ્યો.

ઘણો સમય ન્યાયથી રાજ્ય પાલીને, અંત સમયે સર્વ જીવોને ખમાવીને, મરણ પામીને ઉત્તમ ગતિમાં ઉત્પન્ન થયો.

---

## હુંડક ચોરની કથા

મથુરા નગરમાં શત્રુમર્દન નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં એક હુંડક નામનો ચોર હતો. એક વખત તે ચોરે એક શેઠના ઘરમાં ખાતર પાડીને પુષ્કળ સુવર્ણના દાગીનાની ચોરી કરી.

ચોરી કરીને પાછા વળતાં કુટુંબના માણસો જાગી ગયા. ખૂબ કોલાહલ થયો. કોટવાલ વગેરે આવી પહોંચ્યા. ચોરને દાગીના સાથે પકડીને, સવારમાં રાજા સમક્ષ હાજર કર્યો.

રાજાએ હુકમ કર્યો કે આ ચોરને આખા નગરમાં ફેરવો અને જેટલો બને તેટલો ત્રાસ આપીને ફાંસીએ ચડાવી દો.

આખા ગામમાં હુંડકને ફેરવવામાં આવ્યો. તેની સાથે દાંડી પીટનારો દાંડી પીટીને બોલતો હતો કેઃ—'હે લોકો! ચોરી કરનારના આવા બૂરા હાલ થાય છે, માટે કોઇએ ચોરી કરવી નહીં. કોઈએ આ ચોરને કાંઇ પણ આપવું નહીં.'

પછી રાજાએ ફાંસી દેનારાઓને કહ્યું કે, આ ચોરની સાથે કોઈ વાતચીત પણ કરે તો તેનાં સમાચાર મને પહોંચાડવા.

રાજાના માણસોએ તે હુંડક ચોરને ખરે બપોરે તડકામાં ઊભો રાખ્યો. તડકામાં ઊભો રહેતાં પાણીની તરસ લાગવાથી, જે કોઈ ત્યાંથી પસાર થતું તેની પાસે તે પાણી માંગવા લાગ્યો. રાજાના ભયથી કોઇએ તેને પાણી આપ્યું નહીં.

આ વખતે જિનદત્ત નામનો એક દયાળુ શ્રાવક તે રસ્તે થઇને નીકળ્યો. તેને દેખીને ભયથી હુંડકે તેની પાસે પાણીની માંગણી કરી.

જિનદત્તને દયા આવવાથી તેણે કહ્યું કેઃ—'હે ભાઈ! હું પાણી લઈને આવું ત્યાં સુધી તું નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરજે.' એમ કહી નવકાર શીખવાડી, જિનદત્ત પાણી લેવા ગયો.

અહીં દુંડક પાણી પાણી કરતો મૃત્યુને શરણ થયો. મરણ વખતે તેનું ચિત્ત નમસ્કાર મહામંત્રમાં તલ્લીન હોવાથી, તે ચોર મોટી ઋદ્ધિવાળો યક્ષ દેવતા થયો.

અહીં રાજાના માણસોએ આ બધો વૃત્તાંત રાજાને કહ્યો. રાજાએ જિનદત્ત શેઠને પણ સૂળીએ ચડાવવાનો હુકમ ફરમાવ્યો. સેવકો પણ રાજાનો હુકમ થતાં જ જિનદત્ત શેઠને સૂળીના સ્થાને લઇ ગયા.

હવે પેલો દુંડકનો જીવ કે જે યક્ષ તરીકે ઉત્પન્ન થએલો હતો, તેણે અવધિજ્ઞાનથી પોતાના પરમ ઉપકારી જિનદત્ત શેઠની આ દશા જોઇને; તે આકાશમાં રહીને આ પ્રમાણે કહેવા લાગ્યો કેઃ—'હે રાજા! તથા નગરના લોકો આ દયાવાન જિનદત્તને ખોટી વિડંબના શા માટે આપો છો? જો તમે તેને છોડી દઈને તમારા અપરાધની ક્ષમા તેની પાસે નહીં માગો તો હું તમને બધાંને આ શીલા તળે ચગદી નાંખીશ.'

આ પ્રમાણે આકાશમાં શીલા દેખીને ભયથી ગભરાઈ રાજા વગેરે નગરજનો, યક્ષને નમસ્કાર કરી કહેવા લાગ્યા કેઃ—"હે યક્ષરાજ! અમોએ અજાણતાં જે કાંઈ અપરાધ કર્યો હોય, તેની ક્ષમા આપો, ને અમને જીવતદાન આપો."

યક્ષે કહ્યું કેઃ—"તમે બધાં જિનદત્ત શેઠને શરણે જાઓ તો જ તમને જીવતાં રહેવા દઉં."

રાજા વગેરે બધાં જિનદત્ત શેઠને શરણે ગયા. યક્ષે શિલા પાછી સંહરી લીધી. રાજા તથા નગરજનોએ જિનદત્ત શેઠને હાથી ઉપર બેસાડી વાજતે ગાજતે નગરમાં પ્રવેશ કર્યો. રાજાએ જિનદત્ત શેઠને નગરશેઠની પદવી આડંબરપૂર્વક આપી; અને મૂલ્યવાન વસ્ત્રાભૂષણો આપી જિનદત્ત શેઠનું બહુમાન કર્યું. યક્ષ પોતાના સ્થાને ગયો, અને નગરજનો જિનદત્ત શેઠની પ્રશંસા કરવા લાગ્યા.



# રાજસિંહ કુમારની કથા

ત્રીજા પૂર્વાર્દ્ધદ્વીપને વિષે આવેલા ભરતક્ષેત્રમાં વડગામ નામના નગરની પાસે એક મોટો પર્વત આવેલો છે. તે પર્વત ઉપર આવેલી ગુફામાં એક વખત શ્રીદમ નામના મુનિ ચોમાસી તપ કરવા માટે ચોમાસું રહ્યા. એક વખત તેમની પાસે એક ભીલ અને ભીલડી આવી પહોંચ્યા.

મુનિજીએ આ બંનેને ભદ્રિક પરીણામવાળા જોઈને, સર્વ વિઘ્નોનો નાશ કરનાર એવો નમસ્કાર મહામંત્ર શીખવ્યો. મંત્ર શીખવાડીને કહ્યું કેઃ—'આ મંત્રનો સાવધાન થઈને ત્રણે કાળ જાપ કરજો.'

મુનિશ્રીનો ઉપદેશ ગ્રહણ કરીને, તે બંને જણા ત્રણે કાળ નમસ્કાર મહામંત્રનું ધ્યાન ધરવા લાગ્યા. અનુક્રમે આયુષ્ય પૂર્ણ થવાથી અંત સમયે નમસ્કાર મહામંત્રનું ધ્યાન ધરતાં બંને જણા મૃત્યુ પામ્યા.

ભીલનો જીવ મરીને, જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં આવેલા મણિમંદર નામના ગામના મૃગાંક રાજાની વિજયા નામની રાણીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. રાણીએ સ્વપ્નમાં સિંહને દેખ્યો. નવ માસ પૂર્ણ થતાં ભીલનો જીવ રાજપુત્ર તરીકે ઉત્પન્ન થયો. તેનું નામ રાજસિંહ પાડવામાં આવ્યું.

રાજસિંહ અનુક્રમે યૌવન અવસ્થાને પામ્યો. રાજકુમારને મતિસાગર નામના પ્રધાનના સુમતિ નામના પુત્ર સાથે દોસ્તી થઇ. એક વખત મિત્રની સાથે રાજસિંહ જંગલમાં શિકાર કરવા ગયો.

શિકાર કરતાં કરતાં થાક લાગવાથી એક આંબાના ઝાડની નીચે વિશ્રામ લેવા બંને મિત્રો બેઠા. એ વખતે એક મુસાફર તેમના જોવામાં આવ્યો. કુમારે તે મુસાફરને પૂછયું કેઃ—"હે મુસાફર ! તમે કયાંથી આવો છો ? કયાં જાવો છો ? તમે મુસાફરીમાં કાંઈ આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવું કાંઇક દેખ્યું હોય તો અમને કહો."

મુસાફરે કહ્યું કેઃ—"હું પત્તનનગરથી આવું છું. તીર્થયાત્રા કરવા જાઉં છું. વળી, રસ્તામાં મેં જે આશ્ચર્ય જોયું છે, તે તમે સાંભળો."

પત્તનનગરના પત્તન નામના રાજાની હંસી નામની રાણીની કુક્ષિથી ઉત્પન્ન થએલી રત્નવતી નામની રાજપુત્રી, ચોસઠે કળામાં નિપુણ, સ્વરૂપવાન અને યૌવનાવસ્થાને પામેલી છે.

રાજપુત્રીની યુવાવસ્થાને જોઇને પત્તન રાજાને તેણીને લાયક વર શોધવાની ચિંતા

ઉત્પન્ન થઇ. એક વખતે પ્રસંગ પ્રાપ્ત થતાં રાજાએ પોતાના પ્રધાનને પૂછ્યું કે— 'પ્રધાનજી ! આ રાજકુંવરીને યોગ્ય વર ક્યારે મળશે ?'

પ્રધાને કહ્યું કેઃ—'હે સ્વામી ! ચિંતા કરશો નહીં. તેણીના ભાગ્યયોગે તેણીને લાયક પતિ સ્વયમેવ મળશે.'

એક વખત એક નટને ભીલનો વેષ લઇને નાચતો જોઇને, રત્નવતીને મૂર્છા આવી; અને તેણીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું.

જ્યારે મૂર્છા વળી ત્યારે તેણીના પિતાએ પૂછ્યું કેઃ—"હે પુત્રી ! તને આ શું થયું ?"

તે વખતે તેણીએ કહ્યું કેઃ—"હે પિતાજી ! પૂર્વભવમાં હું ભીલડી હતી, ને મારો પતિ ભીલ હતો. મને જો મારો તે પતિ પ્રાપ્ત થાય તો જ હું પરણીશ, નહીં તો હું કુંવારી રહીશ."

મુસાફરના મુખમાંથી આ વૃત્તાંત સાંભળતાં જ રાજસિંહ કુમારને મૂર્છા આવી, અને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પોતાનો પૂર્વભવ યાદ આવતાં જ, તે રત્નવતી ઉપર રાગ ધરતો બોલ્યો કેઃ—'હે મુસાફર પછી તેણીનું શું થયું ?'

મુસાફર કહેવા લાગ્યો કેઃ—"કન્યાની પ્રતિજ્ઞાની આ વાત ગામે ગામ ફેલાઈ ગઇ. કેટલાએ રાજકુમારો આ સૌંદર્યવાન રાજકન્યાની સાથે લગ્ન કરવા માટે જૂઠું બોલીને કહેવા લાગ્યા કેઃ 'અમે પૂર્વભવમાં ભીલ તરીકે હતા.'

રાજકુમારી તેઓને પૂછતી કે, તમે જો પૂર્વભવમાં ભીલ હતા તો, તમો કયા પુણ્યના યોગે અહીં ઉત્પન્ન થયા છો ? તેઓ તેનો ખુલાસો આપી શકવાને અસમર્થ હોવાથી તેમનું જૂઠ પકડાઈ જતું. આ પ્રમાણે ઘણીવાર બનવાથી રત્નવતી પુરુષદ્વેષીણી બની ગઈ છે. પુરુષો માત્ર જૂઠું જ બોલનાર હોય છે, તેમ માનીને, તે સ્ત્રીઓના સંસર્ગમાં જ રહે છે. કોઈ પણ પુરુષ સાથે વાત કરતી નથી. હે રાજકુમાર ! તમે પુરુષોમાં રત્ન સમાન છો, અને રત્નવતી સ્ત્રીઓમાં રત્ન સમાન છે. તેથી જો તમારો બંનેનો સમાગમ થાય તો, રામ અને સીતાની માફક તમે શોભો તેમ મારૂં માનવું છે."

મુસાફરના મુખમાંથી આવાં વચનો સાંભળીને રાજસિંહ કુમાર આનંદિત થયો. તે આનંદમાં પોતાના બધા દાગીના મુસાફરને બક્ષીસમાં આપી દીધા.

પછી રાજસિંહ કુમાર પોતાના મિત્ર સહિત પોતાના નિવાસસ્થાને આવ્યો. ઘેર આવી રત્નવતીને કઈ રીતે પ્રાપ્ત કરવી તે વિચારમાં ને વિચારમાં રાજકુમાર નગરની શેરીઓમાં અને ચૌટામાં આમતેમ ફરવા લાગ્યો.

રાજકુમારને આવી રીતે ફરતો જોઈને, રાજકુમારના સૌંદર્યમાં મુગ્ધ થએલી

સ્ત્રીઓનાં ટોળાં પોતાનાં બાળકોને રડતાં મૂકીને, કુમારના સૌંદર્યથી આકર્ષાઇને કુમારની પાછળ પાછળ ફરવા લાગ્યાં.

નગરજનોએ રાજાની પાસે ફરીયાદ કરી કે:—'હે કૃપાનાથ! આપ રાજકુમારને મહેરબાની કરીને નગરમાં ફરતા અટકાવો.'

રાજાએ પોતાના સેવકો મારફતે કુમારને કહેવડાવ્યું કે:—'તારે નગરમાં ફરવા નહીં જતાં હમેશાં રાજમહેલમાં જ રહેવું.'

પિતાનો આવો હુકમ સાંભળીને, કુમાર વિચારવા લાગ્યો કે-પિતાજીના આ હુકમથી મને લાગે છે કે તેઓશ્રીના મનમાં મારો કાંઇક અપરાધ આવ્યો હોવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરીને, એ વાત સુમતિ નામના પોતાના મિત્રને પૂછતાં, તેનું કારણ અથથી ઇતિ સુધીનું કુમારના જાણવામાં આવી ગયું.

આ બધું જાણીને કુમારે મિત્રને કહ્યું કે:—'હે મિત્ર! પિતાજીની આવી આજ્ઞા પાળવી બહુ જ મુશ્કેલ છે. આખો દિવસ ઘરમાં શી રીતે પસાર કરી શકાય? વળી, મારો વિચાર પત્તન રાજાની કુંવરી રત્નવતીને પણ જોવાનો છે, માટે ચાલો આપણે દેશાંતર જઇએ.'

આ પ્રમાણે નિશ્ચય કરીને, બંને મિત્રો હાથમાં તલવાર લઇને નગરમાંથી બહાર નીકળી પડયા. રસ્તામાં આવતાં અનેક ગામો જોતાં જોતાં એક વખત એક શૂન્ય અટવીમાં આવી પહોંચ્યા.

તે વખતે એક પુરુષને દીનવદને રડતો સાંભળીને, રાજકુમાર હાથમાં તલવાર લઇને, જે બાજુથી રડવાનો અવાજ આવતો હતો તે તરફ ચાલ્યો. ત્યાં જતાં જ એક વિકાળ રાક્ષસના પંજામાં સપડાએલો અને આક્રંદ કરતો એક પુરુષ રાજકુમારના જોવામાં આવ્યો.

આ દૃશ્ય જોઇને રાજકુમારે રાક્ષસને પૂછયું કે:—'આ માણસે તારૂં શું બગાડયું છે?'

રાક્ષસ બોલ્યો કે:—'આ માણસ મને વશ કરવા સાધના કરતો હતો, તે વખતે મેં એને કહ્યું કે જો તું તારા શરીરમાંથી માંસ કાપીને આપે તો હું તારે વશ થાઉં. પરંતુ તે પ્રમાણે તે પોતાનું માંસ આપી શકયો નહીં અને હું ભૂખ્યો છું તો, હવે મારા હાથમાં આવેલા ભક્ષ્યને હું કેમ છોડી દઉં?'

તે વખતે કુમારે કહ્યું કે:—'જો તું એને મૂકી દે તો, હું તને મારૂં ઉત્તમ માંસ આપું.' એમ કહી તલવાર કહાડી, પોતાનું માંસ કાપવા તત્પર થયો.

તે શક્ષસ કુંવરની આવી સાહસિકતા જોઈને કુંવર ઉપર પ્રસન્ન થયો અને બોલ્યો કે:—હે પરોપકારી પુરુષ ! હું તારૂં સાહસ જોઈને તારા ઉપર તુષ્ટમાન થયો છું, માટે તારે જે કાંઈ વરદાન માંગવું હોય તે માંગ.”

તે વખતે કુંવરે કહ્યું કે જો તું તુષ્ટમાન થયો હોય તો તું આ પુરુષનાં મનોવાંછિત પૂર્ણ કર.

રાક્ષસ બોલ્યો કે, તમારા કહેવાથી હું એને જીવતો છોડી દઉં છું, અને જે કાંઈ વર તમને આપવો છે, તે હું આપું છું. એમ કહીને, તે રાક્ષસે રાજકુમારને ચિંતામણી રત્ન આપ્યું. રત્ન આપીને રાક્ષસ અદૃશ્ય થઈ ગયો.

પછી રાજકુમાર અને તેનો મિત્ર—બંને જણા—આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં રાજકુમારે પોતાના મિત્રને, પોતાના પૂર્વભવનો—ભીલ અને ભીલડીનો—બધો વૃત્તાંત શરૂથી માંડીને અત્યારસુધીનો કહી સંભળાવ્યો.

તે વખતે રાજકુમારનો મિત્ર હસીને કહેવા લાગ્યો કે:—“હે મિત્ર ! તું જે કન્યાને પરણવાં ચાહે છે, તે તો પુરુષ દ્વેષીણી છે, તેથી પુરુષવેશે રત્નવતીને કેવી રીતે જોઈ શકશો ? વળી, તેણીની સાથે વાતચીત કેવી રીતે કરશો.”

કુમારે મિત્રની આ વાત સાંભળીને કહ્યું કે:—“હે મિત્ર ! ચિંતા કરવા જેવું કાંઈ નથી. કારણ કે सदैव भाग्यं फलति.”

એક વખત જંગલમાં આંબાના ઝાડની નીચે સૂતેલા રાજસિંહ કુમારને એક વિદ્યાધરે જોયો. કુમારનું આવું સુંદર રૂપ જોઈને વિદ્યાધરે વિચાર્યું કે, મારી પાછળ મારી સ્ત્રી આવે છે, તે જો આ પુરુષને જોશે તો મારા સ્નેહને પડતો મૂકીને આ પુરુષ ઉપર સ્નેહ ધરવા લાગશે. એ પ્રમાણે વિચાર કરીને તે જ વનમાંથી એક ઔષધિ લાવીને પાણીમાં ઘસીને, રાજસિંહ કુમારના કપાળમાં તેનું તિલક કર્યું, એટલે તરત જ તે કુમાર મટીને કુમારી થઈ ગયો.

આ વાતને થોડો વખત પસાર થયા પછી, તે વિદ્યાધરની સ્ત્રી ત્યાં આવી પહોંચી. તેણીએ આવું સ્વરૂપવાન સ્ત્રીનું રૂપ દેખી વિચાર્યું કે, પાછા વળતી વખતે મારો પતિ જો આ સુંદર સ્ત્રીને દેખશે તો, તેણીના ઉપર સ્નેહ કરશે અને મને છોડી દેશે, એમ વિચારીને તે જ વનમાંથી બીજી ઔષધિ લાવીને પાણીમાં ઘસીને કુમારના કપાળમાં તિલક કર્યું, એટલે કુમાર મૂળરૂપે થઈ ગયો. વિદ્યાધરી પોતાના રસ્તે આગળ ચાલી ગઈ.

કુમારનો મિત્ર સુમતિ પાસેના વનમાં ફૂલ ચૂંટવા ગએલો હતો, તેણે આ બધો વૃત્તાંત ઝાડની ઓથે છૂપાઈને જોયો હતો. તેથી તે બંને ઔષધીઓ, વનમાંથી લઈને વસ્ત્રના છેડે બાંધીને કુંવરને જગાડી સર્વ વાત કહી સંભળાવી.

બંને મિત્રો ચાલતાં ચાલતાં પત્તનનગરે આવી પહોંચ્યા. નગરની અંદર જઈને એક મહેલની પાસે જઈને બંને બેઠા. તે વખતે સ્ત્રી સમૂહથી પરવરેલી સુખાસનમાં બેઠેલી રત્નવતી રાજકુમારી તે મહેલમાં આવી પહોંચી. રાજકુમારીની દાસીઓ આગળ આવીને, પુરુષ માત્રને આગળ વધતા અટકાવતી હતી.

આ વખતે, બંને મિત્રો ઔષધિથી સ્ત્રીનું રૂપ ધારણ કરીને, મહેલમાં આવીને બાજુ ઉપર ઊભા રહ્યા. થોડી વારમાં, રાજકુમારી રત્નવતી કાલિકા માતાની પૂજા કરીને પાછી વળી.

તે વખતે, દેવાંગનાઓ જેવી આ બે કન્યાઓને જોઈને, આનંદિત થએલી રત્નવતી પૂછવા લાગી કે, તમે બંને જણાં કયાંથી આવો છો ?

રત્નવતીનો આ પ્રશ્ન સાંભળતાં જ મિત્ર સ્ત્રીએ (સુમતિ મિત્રે) કહ્યું કે, આ મારી સખી મણિમંદર નામના નગરથી આવી છે.

રત્નવતીએ કહ્યું કે, તમારી સખીને જોઈને મારૂં મન બહુ જ ઉલ્લાસ પામે છે. તમે બંને જણીઓ મારાં ઘેર જ પરોણા તરીકે રહો. એમ કહીને, પોતાની સાથે પોતાના મહેલે તેડી ગઈ. બંને જણીઓની બહુ પ્રકારે રાજકુમારી ભક્તિ કરવા લાગી.

આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા પછી કુમાર સ્ત્રી (રાજસિંહ કુમારે) એ રત્નવતીને પૂછયું કે, તમારૂં લગ્ન હજુ સુધી કેમ નથી થયું ?

રત્નવતીએ કહ્યું કે, મારે મારા પૂર્વભવના પતિ સાથે જ લગ્ન કરવું છે.

તે વખતે કુમાર સ્ત્રીએ કહ્યું કે, તમારો પૂર્વભવનો પતિ હજુ કયાંઈ જણાતો નથી, તો પછી, સ્વયંવર મંડપ તૈયાર કરાવીને, મનગમતા કોઈ પણ પુરુષની સાથે કેમ લગ્ન કરતાં નથી ?

રત્નવતી કહેવા લાગી કે, પોતાના મનને સંતોષ ઉપજે તે જ પતિની સાથે લગ્ન કરીએ છીએ. તેવો સંતોષ તો મને તમારા સામું જોતાં જ ઉપજે છે, માટે મારે બીજા વરની સાથે લગ્ન કરવાનું કાંઈ કામ નથી.

રાજકુમારીનો આ પ્રમાણેનો જવાબ સાંભળીને, કુમાર સ્ત્રીએ પૂછયું કે, તમારો પૂર્વભવનો પતિ તમે શી રીતે ઓળખી શકો ?

રત્નવતીએ કહ્યું કે, મેં પૂર્વભવમાં જે પુણ્ય ઉપાર્જન કરેલું તે જે જાણતો હોય, તે જ મારો પૂર્વભવનો પતિ સમજવો.

તે વખતે કુમાર સ્ત્રીએ કહ્યું કે, હું એટલું જાણું છું કે, તમને પાછલા ભવમાં શ્રીદમ નામના મુનિએ નમસ્કાર મહામંત્ર શીખવાડયો હતો, તેના જ સ્મરણના પ્રભાવથી તમે મરીને, અહીં રાજકુમારી તરીકે ઉત્પન્ન થયાં છો.

આ વૃત્તાંત સાંભળીને, રત્નવતી ચમત્કાર પામીને પોતાની સખી-ચંદ્રલેખાને કહેવા લાગી કે, હે સખી ! મારા પૂર્વભવની વાત એણે કેવી રીતે જાણી ?

ચંદ્રલેખાએ કહ્યું કે, એની ચેષ્ટા, ચાલ, વચન વગેરે પુરુષના જેવાં જ દેખાય છે. વળી, તેને દેખીને તને આનંદ થાય છે. તેથી જણાય છે કે, એ જ તારો પૂર્વભવનો પતિ છે. પરંતુ કોઈક કારણથી પોતાનું મૂળ સ્વરૂપ છૂપાવીને, સ્ત્રી રૂપે ફરે છે.

પછી ચંદ્રલેખા કુમાર સ્ત્રીને કહેવા લાગી કે, હે સ્વામી ! મહેરબાની કરીને આપનું મૂળ રૂપ અમને દેખાડો.

આ પ્રમાણેની વિનતિ સાંભળીને, બંને મિત્રો ઔષધિનો પ્રયોગ કરીને, પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થયા.

પછી ચંદ્રલેખાએ તે કુમારને કહ્યું કે, હે સ્વામી ! તમોએ જેવી રીતે પોતાનું સ્વરૂપ પ્રકાશ્યું, તેવી જ રીતે પોતાનું કુલ તથા ગોત્ર પણ પ્રકાશો.

તે વખતે સુમતિ મિત્રે કુંવરનો દેશ, નગર, માતા-પિતા, કુલ ગોત્રાદિનું નામ કહ્યું અને પોતાના વતનમાં મળેલા મુસાફરનો તથા રસ્તે ચાલતાં ચિંતામણી રત્નની તથા ઔષધિની પ્રાપ્તિનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો.

રાજકુમારી રત્નવતીએ આ સઘળો વૃત્તાંત, પોતાના પિતાને જણાવ્યો. આ વૃત્તાંત સાંભળીને રાજા મનમાં હર્ષ પામ્યો. શુભ દિવસે અને શુભ મુહૂર્તે રાજકુમારી રત્નવતીનાં લગ્ન રાજકુમાર રાજસિંહ સાથે મોટા મહોત્સવ પૂર્વક કરવામાં આવ્યાં. પહેરામણીમાં અનેક હાથી, ઘોડા તથા અડધું રાજ આપ્યું. રાજસિંહ કુમાર પણ રાજકુમારી રત્નવતી સાથે આનંદથી કાળનિર્ગમન કરવા લાગ્યો.

એક વખત રાજસિંહ કુમારના પિતા મૃગાંક રાજાનો દૂત પત્ર લઈને ત્યાં આવ્યો. તેમાં લખ્યું હતું કે, હે કુમાર ! હવે હું વૃદ્ધ થયો છું, તેથી રાજ્ય છોડીને દીક્ષા લેવાની ઇચ્છા રાખું છું; તેથી આ પત્ર વાંચીને તુરત જ મને આવીને મળ.

પોતાના પિતાનો આ પત્ર વાંચતાં જ, પોતાના સસરાની અનુમતિ લઈને, રત્નવતી સહિત; સસરાએ આપેલા મહામૂલ્ય દાયજા અને ચતુરંગી સૈન્ય સહિત રાજસિંહ કુમાર મણિમંદર નગરે ઘણી જ ઉતાવળથી આવી પહોંચ્યો.

મૃગાંક રાજાએ ભારે મહોત્સવપૂર્વક રાજકુમાર રાજસિંહ તથા રાજકુમારી રત્નવતીનો પૂર પ્રવેશ કરાવ્યો. રાજકુમારે રાજમહેલમાં પેસતાં જ પિતાને પ્રણામ કર્યા અને બંને પિતા-પુત્ર ભેટી પડયા. સર્વત્ર આનંદ આનંદ ફેલાઈ ગયો.

મૃગાંક રાજા વિચાર કરવા લાગ્યો કે, હવે રાજસિંહ કુમારને ગાદીએ બેસાડી, હું

દીક્ષા અંગીકાર કરૂં. રાજા આ વિચાર કરતો હતો, તે જ વખતે વનપાલકે વધામણી આપી કે, હે સ્વામી ! જ્ઞાની ગુરુ મહારાજ પધાર્યા છે.

રાજા આ સમાચાર સાંભળીને આનંદિત થયો. રાજસિંહ કુમારને ગાદીએ બેસાડીને, મોટા મહોત્સવપૂર્વક મૃગાંક રાજાએ ગુણસાગરજી પાસે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા અંગીકાર કરીને, તીવ્ર તપ તપતાં રાજર્ષિ મૃગાંક અંત સમયે અનશન કરીને દેવલોકે ગયા.

રાજસિંહ રાજાએ પણ ગુરુ મહારાજ પાસે સમ્યક્ત્વ મૂળ બાર વ્રત ઉચર્યાં. શ્રાવક ધર્મ પાળતાં અને નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતાં રાજસિંહ રાજાએ ઘણો સમય રાજ્યસુખ ભોગવ્યું. સંસાર સુખ ભોગવતાં, રાણી રત્નવતીની કુક્ષિથી પ્રતાપસિંહ નામનો એક મહા પરાક્રમી પુત્ર ઉત્પન્ન થયો.

પ્રતાપસિંહ રાજકુમાર યૌવન અવસ્થાને પામ્યો. એક વખત રાજસિંહ રાજાને દૈવયોગે કોઇ વ્યાધિ ઉત્પન્ન થયો. વ્યાધિ શાંત થતાં જ, રાજપુત્ર પ્રતાપસિંહને ગાદીએ બેસાડીને, રાજસિંહ રાજાએ તથા રાણી રત્નવતીએ ભાગવતી દીક્ષા અંગીકાર કરી.

કેટલોક સમય સાધુ અવસ્થામાં પસાર કર્યા પછી નિરતિચાર ચારિત્ર પાળીને, અંત સમયે સમસ્ત જીવોને ખમાવતાં અને નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતાં, રાજર્ષિ રાજસિંહ મુનિ કાળધર્મ પામ્યા. કાળધર્મ પામીને, પાંચમા દેવલોકમાં દશ સાગરોપમના આયુષ્યવાળા બ્રહ્મેંદ્ર તરીકે ઉત્પન્ન થયા. રાણી રત્નવતી પણ તે જ દેવલોકમાં ઇંદ્ર સમાન ઋદ્ધિવાળા દેવ તરીકે ઉત્પન્ન થઈ.

---

# અમરકુમારની સજઝાય.

રાજગૃહી નગરી ભલી, તિહાં શ્રેણિક રાજા રે;
જિનધર્મનો પરિચય નહીં, મિથ્યામત માંહે રાચ્યા રે.
કર્મતણી ગતિ સાંભળો—૧
કર્મતણી ગતિ સાંભળો, કર્મ કરે તે હોય રે;
સ્વારથીઆં સહુ કો સગાં, વિણ સ્વારથ નહીં કોય રે. કર્મ૦ ૨
રાજા શ્રેણિક એકદા, ચિત્રશાળા કરાવે રે;
અનેક પ્રકારે મંડણી, દેખતાં મન મોહે રે. કર્મ૦ ૩
દરવાજો ગિર ગિર પડે, રાજા મન પસ્તાવે રે;
પૂછે જોષી પંડિતા, બ્રાહ્મણ ઇમ બતાવે રે. કર્મ૦ ૪
બાળક બત્રીશ લક્ષણો, હોમીજે ઇણ માંહે રે;
તો એહ મહેલ પડે નહિ, ઇમ ભાખે વયણ અજ્ઞાનો રે. કર્મ૦ ૫
રાજા ઢંઢેરો ફેરીયો, જે આપે બાળકુમારો રે;
તોળી આપું બરોબરી, સોનૈયા ધન સારો રે. કર્મ૦ ૬
ઋષભદત્ત બ્રાહ્મણ તિહાં વસે, ભદ્રા તસ ઘરણી જાણો રે;
પુત્ર ચાર સોહામણા, નિર્ધનીયો પુણ્ય હીણો રે. કર્મ૦ ૭
ઋષભદત્ત કહે નારને, આપો એક કુમારો રે;
ધન આવે ઘર આપણે, આપણ સુખીયાં સારો રે. કર્મ૦ ૮
નારી કહે વેગે કરો, આપો અમરકુમારો રે;
મ્હારે મન અણભાવતો, આંખ થકી કરો અળગો રે. કર્મ૦ ૯
વાત જણાવી રાયને, રાજા મનમાં હરખ્યો રે;
જે માગે તે આપીને, લાવો બાળકુમારો રે. કર્મ૦ ૧૦
સેવક પાછા આવીયા, ધન આપ્યો મનમાન્યો રે;
અમર કહે મોરી માતાજી, મુને મત આપીજો રે. કર્મ૦ ૧૧
માતા કહે તુને શું કરું, મારે ભાવે તું મૂઓ રે;
કામકાજ કરે નહિ, ખાવાને જોઇએ સારો રે. કર્મ૦ ૧૨
આંખે આંસૂ નાંખતો, બોલે બાળકુંવારો રે;
સાંભળો મોરા તાતજી, તુમે મુજને રાખો રે. કર્મ૦ ૧૩

તાત કહે હું શું કરૂં, મુજને તો તું પ્યારો રે;
માતા વેચે તાહરી, માહરો નહીં કાંઈ જોરો રે. કર્મ૦ ૧૪

કાકો પણ પાસે હતો, કાકી મુજને રાખો રે;
કાકી કહે હું શું જાણું, માહરે તું શું લાગે રે. કર્મ૦ ૧૫

બાળક રોતો સાંભળી, માસી ફૂઆ તે આવે રે;
બ્હેન પણ તિહાં બેઠી હતી, કિણુહી મુજને રાખો રે. કર્મ૦ ૧૬

જો જો ધન અનરથ કરે, ધન પડાવે વાંટો રે;
ચોરી કરે ધન લોભીયો, મરીને દુર્ગતિ જાય રે. કર્મ૦ ૧૭

હાથ પકડીને લેઈ ચાલ્યા, કુંવર રોવણ લાગ્યો રે;
મુજને રાજા હોમશે, ઇમ બાળક બહુ ઝુરે રે. કર્મ૦ ૧૮

બાળક તવ લેઈ ચાલ્યા, આખા ભર બજારો રે;
લોક સહુ હા હા કરે, વેચ્યો બાળ ચંડાળે રે. કર્મ૦ ૧૯

લોક તિહાં બહુળા મિલ્યા, જોવે બાળકુંવારો રે;
બાળ કહે મુજ રાખી લ્યો, થાશું દાસ તુમારો રે. કર્મ૦ ૨૦

શેઠ કહે રાખું સહી, ધન આપી મુહ માગ્યો રે;
રાયે મંગાવ્યો હોમવા, તે તો નહીં રખાય રે. કર્મ૦ ૨૧

બાળકને તે લેઈ ગયા, રાજાજીની પાસે રે;
ભટજી પણ બેઠા હતા, વેદશાસ્ત્રના જાણો રે. કર્મ૦ ૨૨
ભટજીને રાજા કહે, દેખો બાળકુંવારો રે;
બાળકને શો દેખવો, કામ કરો મહારાજા રે. કર્મ૦ ૨૩
બાળ કહે કર જોડીને, સાંભળો શ્રીમહારાજા રે;
પ્રજાના પીયર તુમે, મુજને કીમ હોમીજે રે. કર્મ૦ ૨૪
રાજા કહે મૂલે લીયો, માહરો નહીં અન્યાયો રે;
માતાપિતાએ તુંને વેચીયો, હોમવા આણ્યો આજે રે. કર્મ૦ ૨૫
ગંગોદકે નવરાવી, ગળે ઘાલી ફૂલની માળા રે;
કેસર ચંદન અરચીને, બ્રાહ્મણ ભણે તવ વેદા રે. કર્મ૦ ૨૬
**અમરકુમર** મન ચિંતવે, મુજ શીખવીયો સાધુ રે;
નવકાર મંત્ર છે મોટકો, સંકટ સહુ ટળી જાશે રે. કર્મ૦ ૨૭
નવપદ ધ્યાન ધરતાં થકાં, દેવ સિંહાસણ કંપ્યો રે;
ચાલી આવ્યો ઉતાવળો, જિહાં છે બાળકુંવારો રે. કર્મ૦ ૨૮

અગનિ ઝાળ ઠંડી કરી, દીધો સિંહાસણ ચંગો રે;
**અમરકુમરને** બેસાડીને, દેવ કરે ગુણ ગ્રામો રે. કર્મ૦ ૨૯

રાજાને ઊંધો નાખીયો, મુખે છુટયાં લોહી રે;
બ્રાહ્મણ સહુ લાંબા પડ્યા, જાણે સુકાં કાષ્ઠો રે. કર્મ૦ ૩૦

રાજ સભા અચરિજ થઈ, એ બાળક કોઈ મ્હોટો રે;
પગ પૂજીજે એહના, તો એ મૂવા ઉઠે રે. કર્મ૦ ૩૧

બાળકે છાંટો નાખીયો, ઉઠ્યો **શ્રેણિક** રાજા રે;
અચરિજ દીઠો મોટકો, એ શું હુવો કાજો રે. કર્મ૦ ૩૨

બ્રાહ્મણ પડિયા દેખીને, લોક કહે પાપ જૂઓ રે;
બાળહત્યા કરતાં થકાં, તેહનાં ફળ છે એહો રે. કર્મ૦ ૩૩

બ્રાહ્મણ સહુ ભેળાં થયા, દેખે એમ તમાસો રે;
કનક સિંહાસણ ઉપરે, બેઠો **અમરકુમારો** રે. કર્મ૦ ૩૪

રાજા સહુ પરિવાર શું, ઉઠ્યો તે તતકાળો રે;
કરજોડી કહે કુમારને, એ રાજ્યઋદ્ધિ સહુ ત્હારી રે. કર્મ૦ ૩૫

**અમર** કહે સુણો રાજવી, રાજ શું નહીં મુજ કાજો રે;
સંયમ લેશું સાધુનો, સાંભળો શ્રીમહારાજો રે. કર્મ૦ ૩૬

લોક સહુ મળી ઈમ કહે, ધન ધન બાળ કુંવારો રે;
ભટજી પણ સાજા હુવા, લાજ્યા તે મનમાંહે રે. કર્મ૦ ૩૭

જયજયકાર હુવો ઘણો, ધરમ તણો પરસાદો રે;
**અમરકુમર** મન સોચતો, જાતિસમરણ જ્ઞાનો રે. કર્મ૦ ૩૮

**અમરકુમરે** સંયમ લીયો, કરે પંચમુષ્ટિ લોચ રે;
બાહિર જઈ મસાણ મેં, કાઉસગ્ગ રહ્યો શુભ ધ્યાને રે. કર્મ૦ ૩૯

માતપિતાએ બાહિર જાઈને, ધન ધરતીમાંહિ ઘાલ્યો રે;
કાંઈક ધન વ્હેંચી લીયો, જાણે વિવાહ મંડાણો રે. કર્મ૦ ૪૦

તેટલે દોડ્યો આવીયો, કોઈક બાળકુંવારો રે;
માતપિતાને ઈમ કહે, **અમરકુમરની** આ વાતો રે. કર્મ૦ ૪૧

માતાપિતા વિલખાં થયાં, ભૂંડો થયો એ કામો રે;
ધન રાજા લેશે સહુ, કાંઈક કરીએ ઉપાયો રે. કર્મ૦ ૪૨

ચિંતાતુર થઈ અતિ ઘણી, રાતે નિંદ ન આવે રે;
પૂરવ વૈર સંભારતી, પાપણી ઊઠી તિણ વારો રે. કર્મ૦ ૪૩

શસ્ત્ર હાથ લેઈ કરી, આવી બાળક પાસો રે;
મારીએ કરીને પાપણી, માર્યો બાળકુંવારો રે. કર્મ૦ ૪૪

શુક્લધ્યાન સાધુ ધર્યો, શુભ મન આણી ભાવો રે;
કાળ કરીને અવતર્યો, બારમા સ્વર્ગ મોઝાર રે. કર્મ૦ ૪૫

બાવીશ સાગર આઉખો, ભોગવી વંછિત ભોગો રે;
મહાવિદેહમાં સીઝશે, પામશે કેવળ નાણો રે. કર્મ૦ ૪૬

હવે તે માતા પાપણી, મનમાં હરખ અપારો રે;
ચાલી જાય આણંદમે, વાઘણી મળી તિણ વારો રે. કર્મ૦ ૪૭

ફંફેડી નાખી તિહાં, પાપણી મૂઈ તિણ વારો રે;
છઠ્ઠી નરકે ઉપની, બાવીશ સાગર આઉ રે. કર્મ૦ ૪૮

જો જો મંત્ર નવકારથી, **અમરકુમર** શુભ ધ્યાનો રે;
સુર પદવી લહી મોટકી, ધરમ તણે પરસાદે રે. કર્મ૦ ૪૯

નર ભવ પામી જીવડા, ધરમ કરો શુભ ધ્યાનો રે;
તો તુમ અમર તણી પરે, સિદ્ધગતિ તે લેશો રે. કર્મ૦ ૫૦

કર જોડી **કવિયણ** ભણે, સાંભળો ભવિજન લોકો રે;
વૈર વિરોધ કોઈ મતિ કરો, જિમ પામો ભવ પારો રે. કર્મ૦ ૫૧

શ્રીજિનધર્મ સુરતરૂ સમો, જેહની શીતળ છાંયો રે;
જેહ આરાધે ભાવશું, સીઝે વંછિત કાજો રે. કર્મ૦ ૫૨

---

# શ્રીનવકાર મંત્રનો છંદ

દુહા

વંછિત પૂરે વિવિધ પરે, શ્રીજિનશાસન સાર ।
નિશ્ચે શ્રીનવકાર નિત્ય, જપતાં જયજયકાર ॥૧॥

અડસઠ અક્ષર અધિક ફલ, નવપદ નવે નિધાન ।
વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન ॥૨॥

એક જ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપત્તિ થાય ।
સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય ॥૩॥

સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્ગુરૂ ભાષિત સાર ।
સો ભવિયાં મન શુદ્ધશું, નિત્ય જપીએ નવકાર ॥૪॥

છંદ

નવકાર થકી **શ્રીપાલ** નરેશ્વર, પામ્યા રાજ્ય પ્રસિદ્ધ;
શ્મશાન વિષે **શિવ** નામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ ॥
નવલાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૫॥

બાંધી વડશાખા શિંકે બેસી, કીધો કુંડ હુતાશ;
તસ્કરને ચિત્તે મંત્ર સમર્પ્યો, ઉડચો તે આકાશ ॥
વિધિ રીતે જપતાં અહિ વિષ ટાળે, ઢાળે અમૃતધાર;
સો ભવિયાં ભકતે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૬॥

બીજોરા કારણ રાય **મહાબલ**, વ્યંતર દુષ્ટ વિરોધ;
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ ॥
નવલાખ જપંતા થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર;
સો ભવિયાં ભકતે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૭॥

પલ્લીપતિ શીખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ;
પરભવ તે **રાજસિંહ** પૃથ્વીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ ॥
એ મંત્ર થકી અમરાપુર પહોતો, **ચારૂદત્ત** સુવિચાર;
સો ભવિયાં ભકતે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૮॥

સન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે;
દીઠો **શ્રીપાસ**કુમારે પન્નગ, અધ બલતો તે ટાલે ॥
સંભલાવ્યો શ્રીનવકાર સ્વયંમુખ, ઇંદ્રભવન અવતાર;
સો ભવિયાં ભકતે ચોકખે ચિત્તે નિત્ય જપીયે નવકાર ॥૯॥

મન શુદ્ધ જપતાં **મયણાસુંદરી**, પામી પ્રિય સંયોગ;
ઇણે ધ્યાનથકી ટલ્યો કુષ્ટ ઉંબરનો, રક્તપિત્તનો રોગ ॥
વિધિ શું જપતાં નવનિધિ થાયે, ધર્મ તણો આધાર;
સો ભવિયાં ભકતે ચોકખે ચિત્તે નિત્ય જપીયે નવકાર ॥૧૦॥

ઘટમાંહી કૃષ્ણભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત;
પરમેષ્ટિ પ્રભાવે હાર ફૂલનો, વસુધા માંહી વિખ્યાત ॥
**કલાવતી**એ પિંગલ કીધો, પાપ તણો પરિહાર;
સો ભવિયાં ભકતે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૧૧॥

ગયણાંગણ જાતી રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર;
પદ પંચ સુણંતાં **પાંડુ** પતિ ઘર, તે થઈ **કુંતા** નાર ॥

એ મંત્ર અમુલખ મહિમા મંદિર, ભવદુઃખ ભંજનહાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૧૨॥

**કંબલ સંબલે** કાદવ કાઢ્યા, શકટ પાંચસેં માન;
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમામ ॥
એ મંત્ર થકી **સંપ્રતિ** વસુધા લહી, વિલસે **જૈન** વિહાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૧૩॥

આગે ચોવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત ॥
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યા સંપત્તિ સાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૧૪॥

પરમેષ્ટિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર;
**પુંડરગિરિ** ઉપર પ્રત્યક્ષ પેખો, **ણિધરને** એક **મોર** ॥
સદ્ ગુરુ સન્મુખ વિધિયે સમરતાં, સફળ જનમ સંસાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૧૫॥

શૂલિ આરોપણ તસ્કર કીધો, **લોહખુર** પરસિદ્ધ;
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ ॥
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૧૬॥

પંચ પરમેષ્ટિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર;
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત ॥
પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર;
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥૧૭॥

### કલશ-છપ્પય

નિત્ય જપીયે નવકાર, સાર સંપત્તિ સુખદાયક;
સિદ્ધમંત્ર એ શાશ્વતો, એમ જપે શ્રીજગનાયક ।
શ્રીઅરિહંત સુ સિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે;
શ્રીઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ટિ થુણીજે ।
નવકાર સાર સંસાર છે, **કુશલલાભ** વાચક કહે;
એક ચિત્તે આરાધતાં, વિવિધ રીતે વાંછિત લહે ॥૧૮॥

# પદસ્થ ધ્યાનનું સ્વરૂપ

पिंडस्थं च पदस्थं च रूपस्थं रूपवर्जितम् ।
चतुर्धा ध्येयमाम्नातं ध्यानस्याऽलंबनं बुधैः ॥१॥

અર્થાત્—પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત આ ચાર પ્રકારનું ધ્યાન જ્ઞાની પુરુષોએ બતાવેલું છે. યો૦ શા૦ સપ્તમપ્રકાશ શ્લોક ૮

આઠમો પ્રકાશ

પદસ્થ ધ્યેય અને તેનું ધ્યાન—

यत्पदानि पवित्राणि समालंब्य विधीयते ।
तत्पदस्थं समाख्यातं ध्यान सिद्धांतपारगैः ॥१॥

પવિત્ર [મંત્ર] પદોનું અવલંબન લઈને જે ધ્યાન કરવામાં આવે છે તે ધ્યાનને સિદ્ધાંતના પારગામી મહાપુરુષોએ પદસ્થ ધ્યાન કહેલું છે. ૧

तत्र षोडशपत्राढये नाभिकंदगतेंबुजे ।
स्वरमालां यथापत्रं भ्रमंति परिचिंतयेत् ॥२॥

चतुर्विंशतिपत्रं च हृदि पद्मं सकर्णिकम् ।
वर्णान्यथाक्रमं तत्र चिंतयेत् पंचविंशतिम् ॥३॥

वक्त्राब्जेऽष्टदले वर्णाष्टकमन्यत्ततः स्मरेत् ।
संस्मरन् मातृकामेवं स्याच्छ्रुतज्ञानपारगः ॥४॥

પ્રથમ નાભિ કંદમાં સોળ પાખંડી વાળા કમલની અંદર સોળ સ્વર (अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ, औ, अं, अः) ની પંક્તિને ભ્રમણ કરતી ચિંતવવી. (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૬-૭) [પછી] હૃદયકમળમાં કર્ણિકા સહિત ચોવીશ પાંખડીવાળા કમળની પાંખડીઓમાં અનુક્રમે क, ख, ग, घ, ङ, च, छ, ज, झ, ञ, ट, ठ, ड, ढ, ण, त, थ, द, ध, न, प, फ, ब, भ, અને કર્ણિકામાં म વ્યંજન ચિંતવવો (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૮-૯). તથા મુખકમળની અંદર આઠ પાંખડીવાળા કમળની કલ્પના કરવી અને તેમાં બાકીના આઠ વર્ણો य, र, ल व, श, ष, स, ह સ્મરવા. (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૦) આ પ્રમાણે માતૃકાનું સ્મરણ કરતો (મનુષ્ય) શ્રતજ્ઞાનનો પારગામિ થાય. (આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૫)-૨-૩-૪

માતૃકાના ધ્યાવનનું ફળ

ध्यायतोऽनादिसंसिद्धान् वर्णानेतान्यथाविधि ।
नष्टादिविषयज्ञानं ध्यातुरुत्पद्यते क्षणात् ॥५॥

અનાદિ સિદ્ધ આ અકારાદિ વર્ણોનું વિધિ પૂર્વક ધ્યાન કરવાવાળા પુરુષને નષ્ટાદિ (ભૂત, ભવિષ્ય અને વર્તમાન) સંબંધી જ્ઞાન ઉત્પન્ન થાય છે. ૫

अथवा नाभिकंदाधः पद्ममष्टदलं स्मरेत् ।
स्वरालिकेसरं रम्यं वर्गाष्टकयुतैर्दलैः ॥ ६ ॥

दलसंधिषु सर्वेषु सिद्धस्तुति विराजितं ।
दलाग्रेषु समग्रेषु मायाप्रणवपावितं ॥ ७ ॥

तस्यांतरंतिमं वर्णमाद्यवर्णपुरस्कृतं ।
रेफाक्रांतं कलाबिंदुरम्य प्रालेयनिर्मलं ॥ ८ ॥

अर्हमित्यक्षरं प्राणप्रांतसंस्पर्शि पावनम् ।
ह्रस्वं दीर्घं प्लुतं सूक्ष्ममतिसूक्ष्मं ततः परं ॥ ९ ॥

ग्रंथिन् विदारयन्नाभिकंदहृद्घटिकादिकान् ।
सुसूक्ष्मध्वनिना मध्यमार्गयायि स्मरेत्ततः ॥ १० ॥

अथ तस्यांतरात्मानं प्लाव्यमानम् विचिंतयेत् ।
बिंदुतप्तकलानिर्यत् क्षीरगौरामृतोर्मिभिः ॥ ११ ॥

ततः सुधासरः सूतषोडशाब्जदलोदरे ।
आत्मानं न्यस्य पत्रेषु विद्यादेवीश्च षोडश ॥ १२ ॥

स्फुरत् स्फटिकभृंगारक्षरत्क्षीरासितामृतैः ।
आभिराप्लाव्यमानं स्वं चिरं चित्ते विचिंतयेत् ॥ १३ ॥

अथास्य मंत्रराजस्याभिधेयम् परमेष्ठिनम् ।
अर्हंतं मूर्द्धनि ध्यायेत् शुद्धस्फटिकनिर्मलं ॥ १४ ॥

तद्ध्यानावेशतः सोहंसोहमित्याऽलपन्मुहुः ।
निःशंकमेकतां विद्यादात्मनः परमात्मना ॥ १५ ॥

ततो नीरागमद्वेषममोहं सर्वदर्शिनम् ।
सुरार्च्यं समवसृतौ कुर्वाणं धर्मदेशनाम् ॥ १६ ॥

ध्यायन्नात्मानमेवेत्थमभिन्नं परमात्मना ।
लभते परमात्मत्वम् ध्यानी निर्धूतकल्मषः ॥ १७ ॥

નાભિકંદની નીચે આઠ પાંખડીવાળું કમલ ચિંતવવું. (આકૃતિ સાટે જુઓ ચિત્ર નં. ૧૧) તે કમલની રમણિક કેસરાઓ અ, આ, ઈત્યાદિ સોળ સ્વરોની કલ્પવી અને આઠ પાંખડીઓમાં આઠ વર્ગો અનુક્રમે સ્થાપન કરવા.

આઠ વર્ગો તે આ પ્રમાણે:—

अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ, औ, अं, अः १, क ख ग घ ङ २, च छ ज झ ञ ३, ट ठ ड ढ ण ४, त थ द ध न ५, प फ ब भ म

६, य र ल व ૭, श ष स ह ૮; એક પાંખડીમાં એક એમ આઠ વર્ગો આઠ પાંખડીમાં સ્થાપન કરવા.

તે આઠ પાંખડીઓની સંધિઓમાં સિદ્ધ સ્તુતિ હ્રીંકારની સ્થાપના કરવી. તે કમલમાં પહેલો વર્ણ अ અને છેલ્લો વર્ણ ह રેફ ˚ કલા ˘ અને બિંદુ ૦ સહિત બરફની માફક ઊજ્વલ (अर्हं) સ્થાપન કરવો. (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૨–૧૩) આ अर्हं અક્ષર મનથી સ્મરણ કરવા માત્રથી પણ પવિત્ર કરનાર છે. આ अर्हं શબ્દનો પ્રથમ હ્રસ્વ મનમાં કરવો, પછી દીર્ઘ, પ્લુત અને સૂક્ષ્મ કરવો. પછી તેનો ઉચ્ચાર નાભિકંદ તથા ઘંટિકાદિકની ગાંઠને વિદારણ કરતો સૂક્ષ્મ ધ્વનિવાળો થઈ તે સર્વના મધ્યમાં થઈ આગળ ચાલ્યો જાય છે એમ ચિંતવવું. પછી તે નાદને બિંદુથી તપેલી કળામાંથી નીકળતા દુધ સરખા ઉજ્વળ, અમૃતના કલ્લોલે કરી અંતરાત્માને સિંચાતો ચિંતવવો. તે પછી એક અમૃતનું સરોવર કલ્પવું. તે સરોવરની અંદર પેદા થએલા એવા સોળ પાંખડીવાળા કમળની અંદર પોતાને સ્થાપન કરી તે પાંખડીઓમાં અનુક્રમે સોળ વિદ્યાદેવીઓની સ્થાપના ચિંતવવી. પછી દેદીપ્યમાન સ્ફટિક રત્નના ભૃંગાર (ઝારી)માંથી ઝરતા દુધની માફક ઉજ્વળ અમૃત વડે પોતાને સિંચાતા ઘણા વખત સુધી મનમાં ચિંતવવું. પછી આ મંત્રરાજના અભિધેય (નામવાળા) શુદ્ધ સ્ફટિકની માફક નિર્મળ જે પરમેષ્ઠિ अर्हम् તેનું મસ્તકને વિષે ધ્યાન કરવું. તેના ધ્યાનના આવેશમાં सोऽहं, सोऽहं, તે વીતરાગ, તે જ હું, તે જ તું, એમ વારંવાર બોલતાં નિઃશંકપણે આત્માની પરમાત્મા સાથે એકતા સમજવી. પછી નિરાગી, અદ્વેષી, અમોહિ, સર્વદર્શિ, દેવોથી પૂજનિક અને સમવસરણમાં રહી ધર્મદેશના દેતા, પરમાત્માની સાથે અભિન્નતાનું ધ્યાન કરતાં ધ્યાની પાપ કર્મોનો નાશ કરી પરમાત્મપણાને પામે છે.—૬ થી ૧૭

यद्वा मंत्राधिपं धीमान् ऊर्ध्वाऽधोरेफसंयुतम् ।
कलाबिंदुसमाक्रांतमनाहतयुतं तथा ॥ १८ ॥

कनकांभोजगर्भस्थं सांद्रचन्द्रांशुनिर्मलं ।
गगने संचरन्तं च व्याप्नुवन्तं दिशः स्मेरत् ॥ १९ ॥

ततो विशंतं वक्त्राब्जे भ्रमन्तं भ्रूलतांतरे ।
स्फुरंतं नेत्रपत्रेषु तिष्ठन्तं भालमण्डले ॥ २० ॥

निर्यांतं तालुरंध्रेण स्रवन्तं च सुधारसं ।
स्पर्धमानं शशांकेन स्फुरंतं ज्योतिरंतरे ॥ २१ ॥

संचरन्तं नभोभागे योजयन्तं शिवश्रिया ।
सर्वावयवसंपूर्णं कुंभकेन विचिंतयेत् ॥ २२ ॥

અથવા ઉપર અને નીચે રેફ સહિત તથા કલા અને બિંદુથી દબાએલ અનાહત સહિત મંત્રાધિરાજ (अर्हं) ને સુવર્ણ કમલમાં રહેલો, ગાઢ ચંદ્રના કિરણોની માફક

નિર્મલ, આકાશમાં સંચરતો અને દિશાઓમાં વ્યાપ્ત થતો ચિંતવવો. ત્યાર પછી મુખકમળમાં પ્રવેશ કરતા, ભ્રૂલતાની અંદર ભમતા, નેત્ર રૂપી પત્રમાં સ્ફુરાયમાન થતા, ભાલમંડળમાં રહેતા (આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૧૩) તાળુના રંધ્રથી બહાર નીકળતા, અમૃતરસને ઝરતા, ઉજ્વળતામાં ચંદ્રની સાથે સ્પર્ધા કરતા, જ્યોતિષ મંડલમાં સ્ફુરતા, આકાશના ભાગમાં સંચરતા અને મોક્ષલક્ષ્મી સાથે જોડતો સર્વ અવયવોથી સંપૂર્ણ [મંત્રાધિરાજને] બુદ્ધિમાન યોગીઓએ કુંભક કરીને ચિંતવવો.–૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૨.

अकारादि हकारांतं रेफमध्यं सबिंदुकं ।
तदेव परमं तत्त्वं यो जानाति स तत्त्ववित् ॥ २३ ॥

અ કાર જેની આદિમાં તથા ह કાર જેના અંતમાં છે અને મધ્યમાં બિંદુ સહિત રેફ છે, તે જ [अर्हं] પરમતત્ત્વ છે. તેને જે જાણે છે તે તત્ત્વનો જાણ છે.—૨૩

महातत्त्वमिदं योगी यदैव ध्यायति स्थिरः ।
तदैवानन्दसंपद्भूर्मुक्तिश्रीरुपतिष्ठते ॥ २४ ॥

મનને સ્થિર કરી સ્થિર થઈ, યોગી જ્યારે આ [अर्हं] મહાતત્ત્વનું ધ્યાન કરે છે, તે જ વખતે તેને, આનંદ સંપદાની ભૂમિ સમાન મોક્ષ લક્ષ્મી સમીપ આવી ઊભી રહે છે.—૨૪

रेफबिंदुकलाहीनं शुभ्रं ध्यायेत्ततोऽक्षरम् ।
ततोऽनक्षरतां प्राप्तमनुच्चार्यं विचिंतयेत् ॥ २५ ॥

રેફ, બિંદુ અને કલા રહિત એવા ઉજ્વળ [ह] વર્ણનું ધ્યાન કરવું, પછી તે જ અક્ષર, અનક્ષરતા (અર્ધ કલાના આકારને પામેલો) અને મુખે ઉચ્ચાર કર્યા વિના મનમાં ચિંતવવો.–૨૫

निशाकरकलाकारं सूक्ष्मं भास्करभास्वरं ।
अनाहताभिधं देवं विस्फुरंतं विचिंतयेत् ॥ २६ ॥
तदेव च क्रमात्सूक्ष्मं ध्यायेद्वालाग्रसंनिभं ।
क्षणमव्यक्तमीक्षेत जगज्ज्योतिर्मयं ततः ॥ २७ ॥

ચંદ્રની કલાના આકારે સૂક્ષ્મ અને સૂર્યની માફક દેદીપ્યમાન અનાહત નામના દેવ [ह વર્ણ] ને સ્ફુરાયમાન થતો ચિંતવવો. તે જ અનાહતને અનુક્રમે વાળના અગ્રભાગ સરખો સૂક્ષ્મ ધ્યાવવો. પછી ક્ષણ વાર સારું જગત અવ્યક્ત (નિરાકાર) જ્યોતિમય છે તેમ જોવું.–૨૬, ૨૭

प्रच्याव्य मानसं लक्ष्यादलक्ष्ये दधतः स्थिरं ।
ज्योतिरक्षयमत्यक्षमन्तरुन्मीलति क्रमात् ॥ २८ ॥
इति लक्ष्यं समालम्ब्य लक्ष्याभावः प्रकाशितः ।
निषण्णमनसस्तत्र सिध्यत्यभिमतं मुनेः ॥ २९ ॥

પછી તે લક્ષ્યમાંથી મનને ધીમે ધીમે ખસેડીને, અલક્ષ્યમાં સ્થિર કરતાં, ક્ષય ન થાય તેવી અને ઇંદ્રિયને અગોચર, જ્યોતિ અનુક્રમે પ્રગટ થાય છે. આ પ્રમાણે લક્ષ્યનું આલંબન લઈ નિરાલંબનતારૂપ લક્ષ્યાભાવને પ્રકાશિત કરાય છે, તેથી અલક્ષ્યમાં નિશ્ચલ મનવાળા મુનિઓનાં મનવાંછિત સિદ્ધ થાય છે.–૨૮, ૨૯

## પ્રણવનું ધ્યાન

तथा हृत्पद्ममध्यस्थं शब्दब्रह्मैककारणम् ।
स्वरव्यंजनसंवीतं वाचकं परमेष्ठिनः ॥ ३० ॥

मूर्द्धसंस्थितशीतांशुकलामृतरसप्लुतम् ।
कुम्भकेन महामन्त्रं प्रणवं परिचिंतयेत् ॥ ३१ ॥

તથા હૃદય કમળમાં રહેલા સમગ્ર શબ્દબ્રહ્મની ઉત્પત્તિનું એક કારણ, સ્વર તથા વ્યંજન સહિત પંચપરમેષ્ઠિ પદ વાચક, તથા મસ્તકમાં રહેલ ચંદ્રકલામાંથી ઝરતા, અમૃતના રસે કરી ભિંજાતા મહામંત્ર પ્રણવ ( ૐ કાર )ને કુંભક કરીને ચિંતવવો.–૩૦, ૩૧

पीतं स्तम्भेऽरुणं वश्ये क्षोभेण विद्रुमप्रभम् ।
कृष्णं विद्वेषणे ध्यायेत् कर्मघाते शशिप्रभम् ॥ ३२ ॥

સ્તંભન કરવામાં પીળા ૐકારનું ધ્યાન, વશીકરણમાં ઉગતા સૂર્ય જેવા લાલ, ક્ષોભમાં પરવાળાના જેવા રાતા, વિદ્વેષણ કર્મમાં કાળા અને કર્મનો નાશ કરવામાં ચંદ્રની કાંતિ જેવા ઉજવળ ૐકારનું ધ્યાન કરવું.–૩૨

## પંચપરમેષ્ઠિ મંત્રનું ધ્યાન

तथा पुण्यतमं मंत्रं जगत्त्रितयपावनम् ।
योगी पंचपरमेष्ठिनमस्कारं विचिंतयेत् ॥ ३३ ॥

તથા ત્રણ જગતને પવિત્ર કરનાર એવા મહા પવિત્ર પંચપરમેષ્ઠિ નમસ્કાર મંત્રનું યોગીઓએ વિશેષ પ્રકારે ચિંતવન કરવું.–૩૩

अष्टपत्रे सिताम्भोजे कर्णिकायां कृतस्थितिम् ।
आद्यं सप्ताक्षरं मंत्रं पवित्रं चिंतयेत्ततः ॥ ३४ ॥

सिद्धादिक चतुष्कं च दिक्पत्रेषु यथाक्रमम् ।
चूलापादचतुष्कं च विदिक्पत्रेषु चिंतयेत् ॥ ३५ ॥

[ પ્રથમ ] આઠ પાંખડીનું કમળ ચિંતવવું; તે કમળની મધ્ય કર્ણિકામાં સાત અક્ષરવાળો પવિત્ર મંત્ર णमो अरिहंताणं પહેલાં ચિંતવવો, પછી સિદ્ધાદિક ચાર મંત્ર [ પદો ]ને દિશાઓની પાંખડીઓમાં તથા વિદિશાની ચારે પાંખડીઓમાં અનુક્રમે ચાર ચૂલિકાઓ ચિંતવવી. णमो सिद्धाणं પૂર્વ દિશામાં, णमो आयरियाणं દક્ષિણ દિશામાં, णमो उवज्झायाणं

પશ્ચિમ દિશામાં, णमो लोएसव्वसाहूणं ઉત્તર દિશામાં તથા एसो पंचनमुक्कारो અગ્નિ ખુણામાં, सव्वपावप्पणासणो નૈઋત્ય ખુણામાં, मंगलाणं च सव्वेसिं વાયવ્ય ખુણામાં, તથા पढमं हवइ मंगलं એ મંત્ર પદ ઇશાન ખુણામાં આ પ્રમાણે નમસ્કાર મહામંત્રનું ચિંતવન કરવું. (આકૃતિ માટે જુઓ ચિત્ર. નં.—૧૫)—૩૪-૩૫

त्रिशुद्धया चिंतयंस्तस्य शतमष्टोत्तरं मुनिः ।
भुंजानोऽपि लभेतैव चतुर्थतपसः फलं ॥ ३६ ॥

મન, વચન અને કાયાની શુદ્ધિ વડે એકાગ્રચિત્તથી એકસો આઠ વાર આ નમસ્કાર મહામંત્રને જે મુનિ ગણે, તે આહાર કરવા છતાં પણ એક ઉપવાસનું ફળ પામે છે.-૩૬

एवमेव महामंत्रं समाराध्येह योगिनः ।
त्रिलोक्यापि महीयंतेऽधिगताः परमां श्रियः ॥ ३७ ॥

આ જ મહામંત્રને સારી રીતે આરાધીને, આત્મલક્ષ્મીને મેળવી, આ ભવમાં પણ યોગીઓ ત્રણ લોકના જીવોથી પૂજાય છે.-૩૭

कृत्वा पापसहस्राणि हत्वा जंतुशतानि च ।
अमुं मंत्रं समाराध्य तिर्यंचोऽपि दिवं गताः ॥ ३८ ॥

હજારો પાપો કરનાર તથા સેંકડાની સંખ્યાઓમાં પ્રાણીઓને હણનાર એવા તિર્યંચો પણ આ મહામંત્રનું આરાધન કરી સ્વર્ગમાં ગયા છે.-૩૮

गुरुपंचकनामोत्था विद्या स्यात् षोडशाक्षरा ।
जपन् शतद्वयं तस्याश्चतुर्थस्याप्नुयात् फलं ॥ ३९ ॥

પંચપરમેષ્ઠિના નામથી ઉત્પન્ન થએલી સોળ અક્ષરની વિદ્યા થાય છે. તે વિદ્યા જો બસો વાર જપે તો એક ઉપવાસનું ફળ મળે. [ अरिहंत सिद्ध आयरियउवज्झायसाहू આ સોળ અક્ષરી વિદ્યા જાણવી ].—૩૯

शतानि त्रीणि षड्वर्णं चत्वारि चतुरक्षरं ।
पंचवर्णं जपन् योगी चतुर्थफलमश्नुते ॥ ४० ॥

છ અક્ષરવાળી વિદ્યા (अरिहंतसिद्ध) ત્રણસો વાર, ચાર અક્ષરવાળી વિદ્યા (अरिहंत) ચારસો વાર, અને પાંચ અક્ષરવાળી વિદ્યા [ असिआउसा ] પાંચસો વાર જપનાર યોગી એક ઉપવાસનું ફળ પામે.-૪૦

प्रवृत्तिहेतुरेवैतदमीषां कथितं फलम् ।
फलं स्वर्गापवर्गौ तु वदंति परमार्थतः ॥ ४१ ॥

આ વિદ્યાના જાપનું ફળ જે એક ઉપવાસનું બતાવ્યું છે, તે તો બાળ જીવોને જાપમાં પ્રવૃત્તિ થવા માટે જ છે, પરંતુ પરમાર્થથી ખરૂં ફળ તો સ્વર્ગ અને મોક્ષ છે એમ જ્ઞાની પુરુષો કહે છે.-૪૧




ચિત્ર ૧ : નવ૦ ૧ પૃષ્ઠ ૬૯.




ચિત્ર ૨ : નવ૦ ૨ પૃષ્ઠ ૭૬.



ચિત્ર ૩ : નવ૦ ૩ પૃષ્ઠ ૭૭.



ચિત્ર ૪ : નવ૦ ૪ પૃષ્ઠ ૭૮.

॥ह्रदय नाभिऊपर नाभिकंद नाभिनिचे कमल पदस्थ ध्यान॥



ચિત્ર ૫: ધ્યાનસ્થ પુરુષાકૃતિ પૃષ્ટ ૧૩૧.



ચિત્ર ૭ : પદસ્થ ધ્યાન પૃષ્ટ ૧૩૧.



ચિત્ર ૬ : પદસ્થ ધ્યાન પૃષ્ઠ ૧૩૧.




ચિત્ર ૧૦ : પદસ્થ ધ્યાન પૃષ્ઠ ૧૩૧



ચિત્ર ૧૧ : પદસ્થ ધ્યાન પૃષ્ઠ ૧૩૨.

॥પંચપરમેષ્ટિમંત્રનું ધ્યાન અષ્ટદલકમલ॥




ચિત્ર ૧૫ : પદસ્થ ધ્યાન પૃષ્ઠ ૧૩૬.



ચિત્ર ૧૪ : પદસ્થ ધ્યાન પૃષ્ટ ૧૩૪.

पंचवर्णमयी पंचतत्त्वविद्योध्धृता श्रुतात् ।
अभ्यस्यमाना सततं भवक्लेशं निरस्यति ॥ ४२ ॥

સિદ્ધાંતમાંથી ઉદ્ધરેલી પાંચ વર્ણવાળી, પંચ તત્ત્વ (રૂપ) વિદ્યાનો જો નિરંતર જાપ કરે તો, તે જાપ કરનારના સંસારના કલેશનો નાશ કરે છે. [ ह्रां ह्रीं ह्रूँ ह्रौं ह्रः असिआउसा नमः આ પાંચ વર્ણમયી પંચતત્ત્વ વિદ્યા જાણવી ].–૪૨

मंगलोत्तमशरणपदान्यऽव्यग्रमानसः ।
चतुःसमाश्रयाण्येव स्मरन् मोक्षं प्रपद्यते ॥ ४३ ॥

મંગળ, ઉત્તમ અને શરણ આ ત્રણ પદને અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ આ ચાર પદ સાથે મેળવીને એકાગ્ર ચિત્તથી ચિંતવન-સ્મરણ કરે તો મોક્ષની પ્રાપ્તિ થાય. તે પદો આ પ્રમાણેઃ—૪૩

**अरिहन्ता मङ्गलं, सिद्धा मङ्गलं, साहू मङ्गलं, केवलिपन्नत्तो धम्मो मङ्गलं १. अरिहन्ता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहू लोगुत्तमा, केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो २. अरिहन्ते सरणं पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहू सरणं पवज्जामि, केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि ३.**

मुक्तिसौख्यप्रदां ध्यायेद्विद्यां पञ्चदशाक्षरीम् ।
सर्वज्ञाभं स्मरेन्मन्त्रं सर्वज्ञानप्रकाशकम् ॥ ४४ ॥

મોક્ષ સુખને આપવા વાળી પંદર અક્ષરવાળી વિદ્યાનું ધ્યાન કરવું [ ॐ अरिहन्त सिद्ध सयोगि केवलि स्वाहा આ પંદર અક્ષરવાળી વિદ્યા જાણવી ], અને સર્વજ્ઞાન પ્રકાશક સર્વજ્ઞ સદૃશ મંત્રનું સ્મરણ કરવું [ ॐ ह्रीं श्रीं अर्हं नमः આ મંત્રનું સ્મરણ કરવું ].–૪૪

वक्तुं न कश्चिदऽप्यस्य प्रभावं सर्वतः क्षमः ।
समं भगवता साम्यं सर्वज्ञेन बिभर्ति यः ॥ ४५ ॥

આ વિદ્યા અને મંત્ર મહાન ચમત્કારીક ફલને દેવાવાળા હોવાથી અને સર્વજ્ઞ ભગવાનના સરખાપણાને ધારણ કરતા હોવાથી, તેનો પ્રભાવ કહેવાને કોઈ પણ સમર્થ નથી.–૪૫

यदीच्छेद् भवदावाग्नेः समुच्छेदं क्षणादपि ।
स्मरेत्तदाऽदिमन्त्रस्य वर्णसप्तकमादिमम् ॥ ४६ ॥

જો તમે સંસારરૂપ દાવાનળનો એક ક્ષણવારમાં ઉચ્છેદ કરવાને ઇચ્છતા હો તો, પહેલા મંત્રના સાત અક્ષરો ( नमो अरिहंताणं )નું સ્મરણ કરો.–૪૬

पञ्चवर्णं स्मरेन् मन्त्रं कर्मनिर्घातकं तथा ।
वर्णमालांचितं मन्त्रं ध्यायेत् सर्वाभयप्रदं ॥ ४७ ॥

આઠે કર્મોનો નાશ કરવા માટે પાંચ અક્ષરવાળા ( नमो सिद्धाणं ) મંત્રનું સ્મરણ કરવું અને સર્વ જાતના અભયને માટે અભય આપનાર વર્ણોની શ્રેણિવાળા

( ॐ नमो अर्हते, केवलिने, परमयोगिने, विस्फुरदुरुशुक्लध्यानाग्निर्दग्धकर्मबीजाय, प्राप्तानन्तचतुष्टयाय, सौम्याय शांताय मङ्गलवरदाय, अष्टादशदोषरहिताय स्वाहा ) મંત્રનું ધ્યાન કરવું.–૪૭.

### હ્રીંકાર વિદ્યાનું ધ્યાન

ध्यायेत् सिताब्जं वक्त्रांतरष्टवर्गीं दलाष्टके ।
ॐ नमो अरिहंताणमिति वर्णानपि क्रमात् ॥ ४८ ॥
केसरालीं स्वरमयीं सुधाबिंदुविभूषिताम् ।
कर्णिकां कर्णिकायां च चंद्रबिंबात्समापतत् ॥ ४९ ॥
संचरमाणं वक्त्रेण प्रभामंडलमध्यगम् ।
सुधादीधितिसंकाशं मायाबीजं विचिन्तयेत् ॥ ५० ॥
ततो भ्रमंतं पत्रेषु संचरंतं नभस्तले ।
ध्वंसयंतं मनोध्वांतं स्रवंतं च सुधारसं ॥ ५१ ॥
तालुरंध्रेण गच्छंतं लसंतं भ्रूलतांतरे ।
त्रैलोक्याऽचित्यमाहात्म्यं ज्योतिर्मयमिवाद्भुतम् ॥ ५२ ॥
इत्युऽमुं ध्यायतो मन्त्रं पुण्यमेकाग्रमानसम् ।
वाग्मनोमलमुक्तस्य श्रुतज्ञानं प्रकाशते ॥ ५३ ॥
मासैः षड्भिः कृताभ्यासः स्थिरीभूतमनास्ततः ।
निःसरंति मुखांभोजाच्छिखां धूमस्य पश्यति ॥ ५४ ॥
संवत्सरं कृताभ्यासस्ततो ज्वालां विलोकते ।
ततः संजातसंवेगः सर्वज्ञमुखपंकजम् ॥ ५५ ॥
स्फुरत्कल्याणमाहात्म्यं संपन्नातिशयं ततः ।
भामंडलगतं साक्षादिव सर्वज्ञमीक्षते ॥ ५६ ॥
ततः स्थिरीकृतस्वांतस्तत्र संजातनिश्चयः ।
मुक्त्वा संसारकांतारमध्यास्ते सिद्धिमंदिरम् ॥ ५७ ॥

મુખની અંદર આઠ પાંખડીવાળું સફેદ કમળ ચિંતવવું અને આઠ પાંખડીઓમાં આઠ વર્ગો अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः १, क ख ग घ ङ २, च छ ज झ ञ ३, ट ठ ड ढ ण ४, त थ द ध न ५, प फ ब भ म ६, य र ल व ७, श ष स ह ८, અનુક્રમે સ્થાપવા. તેમ જ ॐ नमो अरिहन्ताणं આ આઠ અક્ષરોમાંથી એક એક અક્ષર એક એક પાંખડીમાં મૂકવો, કમળની કેસરામાં ચારે બાજુ अ आ વગેરે સોળ સ્વરો ગોઠવવા અને વચ્ચેની કર્ણિકાને અમૃતના બિંદુથી વિભૂષિત કરવી; પછી ચંદ્રમંડલમાંથી આવતા, મુખે કરી સંચરતા–કાંતિના મંડળમાં રહેલા અને ચંદ્રમા સદૃશ કાંતિવાળા માયાબીજ [ह्रीं] ને તે કમળની કર્ણિકામાં ચિંતવવો (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૬)



ચિત્ર ૧૬ પદસ્થ ધ્યાન.

પછી દરેક પાંખડીઓમાં ભમતા, આકાશતળમાં સંચરતા, મનની મલિનતાનો નાશ કરતા, અમૃતરસને ઝરતા, તાલુરંધ્રે થઈ જતા, ભ્રકુટીની અંદર દીપતા, ત્રણ લોકમાં અચિંત્ય મહિમાવાળા અને જ્યોતિની માફક અદ્ભુતતાવાળા, આ પવિત્ર મંત્રનું એકાગ્ર મનથી ધ્યાન કરતાં–મન અને વચનની મલિનતા દૂર થઇ શ્રુતજ્ઞાન પ્રકાશ પામે છે.

મનને સ્થિર રાખી છ મહિના સુધી ધ્યાન કરતાં સાધક [ પોતાના ] મુખકમળથી નીકળતી એવી ધૂમાડાની શિખા જોઇ શકે છે, એક વરસ સુધી ધ્યાન કરતાં સાધક જ્વાલા જુએ છે અને પછી વિશેષ વૈરાગ્ય પ્રાપ્ત થતાં સર્વજ્ઞનું મુખકમળ જુએ છે, અને તેથી પણ આગળ વધતાં વધતાં અભ્યાસથી કલ્યાણકારી મહિમાવાળા; સર્વાતિશય સંપન્ન અને પ્રભામંડલની અંદર રહેલા જાણે સાક્ષાત સર્વજ્ઞ જ ન હોય તેવા સર્વજ્ઞને જુએ છે. પછી તે સર્વજ્ઞના સ્વરૂપને વિષે નિશ્ચલ મનવાળો સાધક સંસાર અટવીનો ત્યાગ કરી મોક્ષમંદિરમાં આરૂઢ થાય છે.–૪૮ થી ૫૭

ક્ષિં વિદ્યાનું ધ્યાન

शशिबिंबादिवोद्भूतां स्रवंतीममृतं सदा ।
विद्यां क्ष्विमिति भालस्थां ध्यायेत् कल्याणकारणं ॥ ५८ ॥

ચંદ્રના બિંબથી જ જાણે ઉત્પન્ન થએલી ન હોય તેવી ઉજવળ, નિરંતર અમૃતને સ્ત્રવતી ક્ષ્વીં નામની વિદ્યાને કલ્યાણ માટે સાધકે પોતાના લલાટના વિષે ધ્યાવવી. (આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૧૭)-૫૮

॥ ह्रीं विद्यानो ध्यान ललाट चंद्रनी अंदर ध्यान करवो ॥



ચિત્ર ૧૭ પદસ્થ ધ્યાન.

**क्षीरांभोधेर्विनिर्यान्तीं प्लावयन्तीं सुधांबुभिः ।**
**भाले शशिकलां ध्यायेत् सिद्धिसोपानपद्धतिं ॥ ५९ ॥**

ક્ષીરસમુદ્રથી નીકળતી, અમૃતજળથી ભિંજવતી અને મોક્ષરૂપ મહેલના પગથીઆંની શ્રેણિસરખી ચંદ્રકલાનું લલાટના વિષે સાધકે ધ્યાન ધરવું.-૫૯

**अस्या स्मरणमात्रेण त्रुटयद्भवनिबंधनः ।**
**प्रयाति परमानंदकारणं पदमव्ययम् ॥ ६० ॥**

ચંદ્રકળાના સ્મરણ માત્રથી સંસારના કારણરૂપ કર્મો ત્રુટી જાય છે અને સાધક પરમાનંદના કારણરૂપ એવા મોક્ષપદને પ્રાપ્ત કરે છે.—૬૦

प्रणव, शून्य અને અનાહતનું ધ્યાન

नासाग्रे प्रणवः शून्यमनाहतमिति त्रयम् ।
ध्यायन् गुणाष्टकं लब्ध्वा ज्ञानमाप्नोति निर्मलम् ॥ ६१ ॥

નાસિકાના અગ્રભાગ પર પ્રણવ [ॐ], શૂન્ય [०], અને અનાહત [ह] આ ત્રણનું ધ્યાન કરનાર, અણિમાદિ આઠ સિદ્ધિઓ મેળવી નિર્મળ એવું જ્ઞાન પામે છે. (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૮)—૬૧



ચિત્ર ૧૮ પદસ્થ ધ્યાન

शंखकुंदशशांकाभांस्त्रीनमून् ध्यायतः सदा ।
समग्रविषयज्ञानप्रागल्भ्यं जायते नृणाम् ॥ ६२ ॥

પ્રણવ, શૂન્ય અને અનાહત આ ત્રણેનું નિરંતર શંખ, મોગરાનું ફૂલ અને ચંદ્રમા સરખું શ્વેતધ્યાન કરનાર મનુષ્યો દરેક વિષયોના જ્ઞાનમાં પ્રવીણતા મેળવે છે.—૬૨

द्विपार्श्वप्रणवद्वन्द्वं प्रांतयोर्मायया वृतं ।
सोऽहं मध्येऽविमूर्धानं अर्हम्लींकारं विचिंतयेत् ॥ ६३ ॥

બંને બાજુ બબે ॐकार, છેડાના ભાગે ह्रींકારથી વીંટેલા વચમાં सोऽहं અને તેના વચમાં अर्हम्लीं એવા શબ્દો ચિંતવવા.–૬૩

कामधेनुमिवाऽचिंत्यफलसंपादनक्षमाम् ।
अनवद्यां जपेद्विद्यां गणभृद्वदनोद्‌गताम् ॥ ६४ ॥

(તથા) કામધેનુની માફક અચિંત્ય ફળ આપવામાં સમર્થ નિર્દોષ અને ગણધરના મુખકમળથી ઉત્પન્ન થએલી [ॐ जोग्गे मग्गे तच्चे भूए भव्वे भविस्से अक्खे पक्खे जिणपासे स्वाहा] વિદ્યાનો જાપ કરવો (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૯)–૬૪

॥ कामधेनुसमान अचिंत्य फल आपनार ॥



ચિત્ર ૧૯ પદસ્થ ધ્યાન.

ॐકારનું ધ્યાન

षट्कोणेऽप्रतिचक्रे फडिति प्रत्येकमक्षरम् ।
सव्ये न्यसेद्विचक्राय स्वाहा बाह्येऽपसव्यतः ॥ ६५ ॥
भूतांतं बिंदुसंयुक्तं तन्मध्ये न्यस्य चिंतयेत् ।
नमो जिणाणमित्याद्यैरों पर्वैर्वेष्टयेद्‌बहिः ॥ ६६ ॥

[પ્રથમ] છ ખુણા વાળા એક યંત્રમાં 'अप्रतिचक्रेफट्' આ છ અક્ષરમાંથી એકેક અક્ષર દરેક ખુણામાં મૂકવા, તેની બહાર અવળી રીતે 'विचक्राय स्वाहा' આ છ અક્ષરમાંથી એકેક અક્ષર દરેક ખુણાની પાસે મૂકવો. પછી ॐ नमो जिणाणं ॐ नमो ओहिजिणाणं, ॐ नमो परमोहि जिणाणं, ॐ नमो सव्वोसहि जिणाणं, ॐ नमो

अणंतोहिजिणाणं, ॐ नमो कुट्ठबुद्धीणं, ॐ नमो बीयबुद्धीणं, ॐ नमो पयाणुसारीणं, ॐ नमो संभिन्नसोआणं, ॐ नमो उज्जुमइणं, ॐ नमो विउलमइणं, ॐ नमो दसपुव्वीणं, ॐ नमो चौदसपुव्वीणं, ॐ नमो अट्ठंगमहानिमित्तकुसलाणं, ॐ नमो विउव्वणइढिपत्ताणं, ॐ नमो विज्जाहराणं, ॐ नमो चारणाणं, ॐ नमो पण्हसमणाणं, ॐ नमो आगासगामीणं ॐ ज्झौं ज्झौं श्रीं ह्रीं धृति कीर्ति बुद्धि लक्ष्मी स्वाहा (આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૨૦) આ પદોથી પાછલું વલય પૂરવું. પછી પંચપરમેષ્ઠિ મહામંત્રમાં પાંચ પદોનો [ॐ नमो अरिहंताणं ह्रां स्वाहा અંગુઠાને વિષે, ॐ नमो सिद्धाणं ह्रीं स्वाहा તર્જની આંગળીને વિષે, ॐ नमो आयरियाणं ह्रूं स्वाहा મધ્યમાં આંગળીને વિષે, ॐ नमो उवज्झायाणं ह्रैं स्वाहा અનામિકા આંગળીને વિષે અને ॐ नमो लोए सव्वसाहूणं ह्रौं स्वाहा કનિષ્ઠા આંગળીને વિષે] ન્યાસ કરી યંત્રના મધ્યમાં બિંદુ સહિત ॐ કારને સ્થાપન કરવો. પછી તે યંત્રને માથા ઉપર પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમના અંતરભાગમાં સ્થાપન કરી ચિંતવવો.

॥ॐकारनुंध्यानकरवानो॥

ચિત્ર ૨૦ પદસ્થ ધ્યાન.

अष्टपत्राम्बुजे ध्यायेदात्मानं दीप्ततेजसम् ।
प्रणवाद्यस्य मंत्रस्य वर्णान् पत्रेषु च क्रमात् ॥ ६७ ॥
पूर्वाशाऽभिमुखः पूर्वमधिकृत्याऽदिमंडलम् ।
एकादशशतान्यऽष्टाक्षरं मंत्रं जपेत्ततः ॥ ६८ ॥

આઠ પાંખડીવાળા કમળને વિષે ઝળઝળાટ તેજવાળા આત્માને ચિંતવવો અને ૐકાર પૂર્વક પહેલા મંત્રના [ॐ नमो अरिहंताणं] આઠ વર્ણોને અનુક્રમે પાંખડીઓ પર સ્થાપના કરવા, તેમાં પ્રથમ પાંખડી પૂર્વ દિશા તરફથી ગણવી અને તેમા ૐ મૂકવો અને પછી અનુક્રમે બાકીના અક્ષરો મૂકી કમળમાં રહેલા તે આઠ અક્ષરવાળા મંત્રનો અગિયારસો વાર જાપ કરવો. (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૨૧)–૬૭, ૬૮

॥ अष्टपत्रकमले आत्मध्यानं ॥



ચિત્ર ૨૧ પદસ્થ ધ્યાન

વિઘ્ન શાંતિ માટે

पूर्वाशानुक्रमादेवमुद्दिश्यान्यदलान्यपि ।
अष्टरात्रं जपेद्योगी सर्वप्रत्यूहशांतये ॥ ६९ ॥

પૂર્વ દિશામાં પ્રથમ પાંખડીએ ॐ એ જ અનુક્રમે બીજી પણ પાંખડીઓને દિશિ-વિદિશિમાં સ્થાપન કરી સર્વ જાતના વિઘ્નોની શાંતિ માટે યોગીએ આઠ દિવસ સુધી તે અષ્ટાક્ષરી વિદ્યાનો જાપ કરવો (આકૃતિ માટે જુઓ ચિ. નં. ૨૨)-૬૯

॥विघ्नशांतिनिमित्ते ध्यानं ॐकारनो




ચિત્ર ૨૨. પદસ્થ ધ્યાન

अष्टरात्रौ व्यतिक्रांते कमलस्यास्य वर्तिनः ।
निरूपयति पत्रेषु वर्णानेतानऽनुक्रमम् ॥ ७० ॥

જાપ કરતાં કરતાં આઠ રાત્રિ વ્યતીત થયે છતે આ કમળની અંદર રહેલી પાંખડીઓને વિષે તે અંષ્ટાક્ષરી વિદ્યાના વર્ણો અનુક્રમે જોવામાં આવશે.-૭૦

भीषणाः सिंहमातंगरक्षःप्रभृतयः क्षणात् ।
शाम्यंति व्यंतराश्चाऽन्ये ध्यानप्रत्यूहहेतवः ॥ ७१ ॥

[આ] અક્ષરો જોવાથી જોનારમાં એવું સામર્થ્ય આવે છે કે ધ્યાનમાં વિઘ્ન કરનાર ભયંકર સિંહ, હાથી, રાક્ષસ અને બીજા પણ ભૂત, પ્રેત, સર્પાદિ તત્કાળ શાંત થઈ જાય છે.-૭૧

मंत्रः प्रणवपूर्वोऽयं फलमैहिकमिच्छुभिः ।
ध्येयः प्रणवहीनस्तु निर्वाणपदकांक्षिभिः ॥ ७२ ॥

[આ] नमो अरिहंताणं મંત્રનું આ લોક સંબંધી ફળ ઈચ્છનારાંઓએ ॐकार સહિત ધ્યાન ધરવું, પરંતુ મોક્ષપદની જ ઈચ્છાવાળાઓએ તો ॐ કાર વગર ધ્યાન ધરવું.–૭૨

चिंतयेदऽन्यमप्येनं मंत्रं कर्मौघशांतये ।
स्मरेत् सत्वोपकाराय विद्यां तां पापभक्षिणीं ॥ ७३ ॥

[श्रीमद्वृषभादिवर्धमानांतेभ्यो नमः] કર્મના ઓઘની શાંતિને માટે આ બીજા પણ મંત્રને ચિંતવવો અને સર્વ જીવોના ઉપકારને માટે તે પાપભક્ષિણી વિદ્યાનું સ્મરણ કરવું. પાપભક્ષિણી વિદ્યા આ પ્રમાણે છેઃ—**ॐ अर्हन्मुखकमलवासिनि पापात्मक्षयंकरी, श्रुतज्ञानज्वालासहस्रज्वलिते, सरस्वती मत्पापं हन हन दह दह क्षाँ क्षीं क्षूँ क्षैं क्षौं क्षौं क्षः क्षीरधवले अमृतसंभवे वं वं हूँ हूँ स्वाहा.**–૭૩.

प्रसीदति मन सद्यः पापकालुष्यमुज्झति ।
प्रभावाऽतिशयादऽस्या ज्ञानदीपः प्रकाशते ॥ ७४ ॥

આ વિદ્યાના પ્રભાવથી મન તત્કાળ પ્રસન્ન થાય છે, પાપની કલુષિતતાનો ત્યાગ થાય છે અને જ્ઞાનદીપક પ્રકાશિત થાય છે.–૭૪

ज्ञानवद्भिः समाम्नातं वज्रस्वामिन्यादिभिः स्फुटम् ।
विद्याप्रवादात्समुद्धृत्य बीजभूतं शिवश्रियः ॥ ७५ ॥
जन्मदावहुताशस्य प्रशांतिनववारिदं ।
गुरुपदेशाद्विज्ञाय सिद्धचक्रं विचिंतयेत् ॥ ७६ ॥

વિદ્યાપ્રવાદમાંથી ઉદ્ધાર કરીને, **વજ્રસ્વામી** આદિ જ્ઞાની પુરુષોએ પ્રગટપણે મોક્ષલક્ષ્મીના બીજભૂત માનેલું અને જન્મમરણાદિ દાવાનળને પ્રશાંત કરવાને નવીન મેઘ સમાન સિદ્ધચક્રનું ગુરુના ઉપદેશથી જાણીને કર્મક્ષય માટે ચિંતવન કરવું. ૭૫–૭૬

नाभिपद्मे स्थितं ध्यायेदकारं विश्वतो मुखं ।
सिवर्णं मस्तकांभोजे आकारं वदनाम्बुजे ॥ ७७ ॥
उकारं हृदयांभोजे साकारं कंठपंकजे ।
सर्वकल्याणकारीणि बीजान्यऽन्यायपि स्मरेत् ॥ ७८ ॥

નાભિકમળમાં રહેલા સર્વવ્યાપિ અકારનું, મસ્તક પર સિવર્ણનું, મુખકમળમાં આકારનું હૃદયકમળમાં ઉકારનું અને કંઠમાં સાકારનું ચિંતવન કરવું (આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૨૩) તથા સર્વથા કલ્યાણકરવાવાળા બીજા પણ બીજાક્ષરોનું સ્મરણ કરવું–૭૭–૭૮.

॥नाभि मस्तक हृदय मुख कंठ कमल ध्यान स्वरूप॥




ચિત્ર ૨૩: પદસ્થ ધ્યાન પૃષ્ટ ૧૫૩.

श्रुतसिंधुसमुद्भूतं अन्यदऽप्यक्षरं पदं ।
अशेषं ध्यायमानं स्यान्निर्वाणपदसिद्धये ॥ ७९ ॥

સિદ્ધાંતરૂપ સમુદ્રમાંથી ઉત્પન્ન થએલા બીજા પણ અક્ષરો તથા પદોનું કરેલું એવું ધ્યાન પણ મોક્ષપદની સિદ્ધિને માટે થાય છે.–૭૯

वीतरागो भवेद्योगी यत्किंचिदपि चिंतयेत् ।
तदेव ध्यानमाम्नातमतोऽन्ये ग्रंथविस्तराः ॥ ८० ॥

જે કોઈપણ પદનું, વાક્યનું કે શબ્દનું ચિંતવન કરતાં યોગી રાગ રહિત થાય, તેને જ ધ્યાન કહેલું છે. આ પદાદિ સિવાય બીજા કેટલાક ઉપાયો ગ્રંથ વિસ્તારથી જાણવા.–૮૦

इति गणधरधुर्याविष्कृतादुद्धृतानि ।
प्रवचनजलराशेस्तत्त्वरत्नान्यऽमूनि ॥ ८१ ॥
हृदयमुकुरमध्ये धीमतामुल्लसंतु ।
प्रचितभवशतोत्थक्लेशनिर्नाशहेतोः ॥ ८२ ॥

આ પ્રમાણે મુખ્ય ગણધરે પ્રગટ કરેલા, પ્રવચનરૂપ સમુદ્રમાંથી ઉદ્ધરેલા તત્ત્વરૂપ આ રત્નો, અનેક ભવોમાં ઉત્પન્ન થએલા ક્લેશનો નાશ કરવા માટે, બુદ્ધિમાન મનુષ્યોના હૃદયરૂપ આરિસામાં ઉલ્લાસ પામો.-૮૧,-૮૨.

---o---




चित्र २४ : शंखावृत्त ध्यान




ચિત્ર ૨૫ : નંદાવૃત્ત ધ્યાન

# उवसग्गहर स्तोत्र ।

**उवसग्गहरं पासं, पासं वंदामि कम्मघणमुक्कं ।**
**विसहरविसनिन्नासं, मंगलकल्लाणआवासं ॥ १ ॥**

[ उपसर्गहरपार्श्वं पार्श्वं वन्दे कर्मघनमुक्तम् ।
विषधरविषनिर्णाशं मङ्गलकल्याणावासम् ॥ ]

અર્થ:—જેઓના શાસનના ઉપસર્ગોનું હરણ કરનાર એવો **શ્રીપાર્શ્વ** નામનો યક્ષ જેમનો સેવક છે એવા, જેઓ કર્મના સમૂહથી મુક્ત થએલા છે એવા, જેઓના સ્મરણમાત્રથી સર્પના વિષનો નાશ થાય છે એવા તથા મંગલ અને કલ્યાણના સ્થાનરૂપ છે એવા **શ્રીપાર્શ્વનાથ** પ્રભુને હું વાંદું છું. આ ગાથામાં લઘુ બત્રીશ અને ગુરુ પાંચ મલી કુલ સાડત્રીશ અક્ષરો છે.–૧

ચન્દ્રટીકા. મન્ત્રામ્નાય:—

મધ્યમાં ૐકારની અંદર દેવદત્ત લખીને, ફરતી ચાર પાંખડીઓમાં 'પાર્શ્વનાથ' શબ્દના એકેક અક્ષર લખીને, પાંખડીઓની આગળના ભાગમાં હ્ર હ્ર અક્ષર લખીને, [વલય દઈને,] ह हा हि हीं हु हू हे है हो हौ हं हः આ સર્વ અક્ષરો ફરતા વીંટીને, માયાબીજના ત્રણ આંટા ફરતા વીંટવા. (આકૃતિ માટે જુઓ. ઉવ૦ યંત્ર ૧ ચિત્ર નં. ૨૬), આ પ્રમાણે **જગદ્વલ્લભકર** નામનો પ્રથમ યંત્ર જાણવો.



ચિત્ર ૨૬ ઉવ૦ યંત્ર ૧

વળી વંકારની મધ્યમાં [સાધકના] નામના અક્ષરો લખીને, બાકીના યંત્રની રચના ઉપર પ્રમાણે કરવાથી **સૌભાગ્યકર** નામનો બીજો યંત્ર થાય છે. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૨ ચિત્ર નં૦ ૨૭)

॥सौभाग्यकरं द्वितीयं यंत्रं॥
२



ચિત્ર ૨૭ ઉવ૦ યંત્ર ૨

વળી માયાબીજ (ह्रीं कार)ની મધ્યમાં નામ લખીને, બહારના ચારે દલમાં **પાર્શ્વનાથ** શબ્દનો એકેક અક્ષર એકેક દલમાં તેની બહારની બાજુ हर हर એ અક્ષર [પ્રથમ યંત્ર પ્રમાણે] લખીને, (તેને ફરતું વલય દઈને) ह हा વગેરે બાર અક્ષરો ફરતા વીંટીને, [તેના ઉપર વલય દઈને], તેની ફરતાં અથી શરૂ કરીને ક્ષકાર સુધીના માતૃકાક્ષરો વીંટીને ત્રીજો **લક્ષ્મીવૃદ્ધિકર** નામનો યંત્ર કરવો (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૩ ચિત્ર નં. ૨૮)

વળી હૂંકારની મધ્યમાં નામ લખીને, બાકીના યંત્રની રચના ત્રીજા યંત્રની રચના પ્રમાણે કરવાથી **ભૂતાદિ નિગ્રહકર** નામનો ચોથો યંત્ર થાય છે (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૪ ચિત્ર નં. ૨૯)




ચિત્ર ૨૮ ઉવ૦ યંત્ર ૩ પૃષ્ઠ ૧૫૭.




ચિત્ર ૨૯ ઉવ૦ યંત્ર ૪ પૃષ્ઠ ૧૫૭.

વળી ह्रैं हूँ ની મધ્યમાં [સાધકના] નામના અક્ષરો લખીને, ઉપરની જેમ પાર્શ્વનાથ તથા हर हर લખીને, [વલય દઈને], ફરતા વકાર વીંટીને, [વલય દઈને] તેની બહાર સોળ પાંખડીઓ કરીને, તે સોળે પાંખડીઓમાં સોળ સ્વરનો એકેક અક્ષર લખીને માયાબીજના ત્રણ આંટા ફરતા વીંટવાથી જ્વરનિગ્રહકર નામનો પાંચમો યંત્ર થાય છે (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૫ ચિત્ર નં. ૩૦).

॥ज्वरनिग्रहकरं पंचमयंत्रं ५॥




ચિત્ર ૩૦ ઉવ૦ યંત્ર ૫

વળી પહેલાં वं, પછી [સાધકનું] નામ અને हूँ લખીને, બહારની આઠ પાંખડીઓમાં ॐ पार्श्वनाथाय स्वाहा એ મન્ત્રાક્ષરોનો એકેક અક્ષર લખીને, બાકીની રચના ઉપર પ્રમાણે કરવાથી **શાંકિની નિગ્રહકર** નામનો છઠ્ઠો યંત્ર થાય છે. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર. ૬ ચિત્ર નં. ૩૧).

વળી હ્રુંકારની અંદર [સાધકનું] નામ લખીને, બહાર હૂઁકાર વીંટીને, તેને પણ ૐ પાર્શ્વનાથાય સ્વાહા એ મન્ત્રાક્ષરો વીંટીને, તેને માયાબીજના ત્રણ આંટા મારવાથી **વિષમવિષ નિગ્રહકર** નામનો સાતમો યંત્ર થાય છે. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૭, ચિત્ર નં. ૩૨).



ચિત્ર ૩૨ ઉવ૦ યંત્ર ૭



ચિત્ર ૩૧ ઉવ૦ યંત્ર ૬ પૃષ્ઠ ૧૫૯.

આ પ્રમાણેના નામવાળા સાતે યંત્રોનું સ્વરૂપ કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર લખીને, કુંવારીએ કાંતેલા સુતરથી વીંટીને ડાબી ભુજાએ ધારણ કરવાથી, જગત્માં વલ્લભપણું, સૌભાગ્યની વૃદ્ધિ, લક્ષ્મીની વૃદ્ધિ, ભૂત, શાકિની, જ્વર તથા ભયંકરમાં ભયંકર ઝેરનો નાશ વગેરે કરનારા થાય છે.

**પૂજા મન્ત્ર**—ॐ ह्रीं श्री हर हर स्वाहा આ મન્ત્રનો પ્રથમ ત્રણ દિવસ ત્રિકાળ (સવાર, બપોર અને સાંજ,) **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમાની સન્મુખ ૧૦૮ એકસો આઠ વખત [સફેદ ફૂલવડે] જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. સર્વ યંત્રોનો આ એક જ પૂજામન્ત્ર છે.

પાર્શ્વયક્ષ મન્ત્ર–ॐ **ग्म्ल्व्र्यूं ग्रां ग्रीं ग्रूं ग्रैं ग्रः ग्राहय ग्राहय छिन्द छिन्द भिन्द भिन्द विदारय विदारय ठम्ल्व्र्यूं व्रां व्रीं व्रूं व्रैं व्रः हा हा ताडय ताडब घ्म्ल्व्र्यूं घ्रां घ्रीं घ्रूं घ्रौं घ्रः यूं यूं ( ग्रं ग्रं ? ) हु फट् ह्म्ल्व्र्यूं ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रः हाहा घेघे कठोरमुद्रायां ज्वल ज्वल प्रज्वल प्रज्वल ॐ नमो भगवते पार्श्वयक्षाय चण्डक्रोधाय सप्त,त्रि ? ) फणाविभूषिताय हुँ क्षुं श्रुं ( सुं ? ) स्म्ल्व्र्यूं वज्रासित्रिशूल धारय इदं भूतं हन हन दह दह पच पच त्रासय त्रासय खः खः खाहि खाहि मन्त्रराज आज्ञापयति हुं फट् स्वाहा ॥**

**પાર્શ્વ० ટીકા**—અગ્નિમંડલ (ત્રિકોણ)ની અગ્રભાગમાં રેફ તથા સ્વસ્તિકથી વિભૂષિત રંકાર ને, તેની મધ્યમાં र्म्ल्व्र्यूं લખીને, તેની બહારના ભાગમાં ॐ **र्म्ल्व्र्यूं र र रा रा हा हा हाँ आं क्रों ह्रीं क्ष्रीं ब्लूं ह्राँ ह्रीं ( द्राँ द्रीं ? ) पार्श्वयक्षिणि ! ज्वल ज्वल प्रज्वल प्रज्वल दह दह पच पच इदं भूतं निर्घाटय निर्घाटय धूमान्धकारिणि ! ज्वलनशिखे ! हुँ हुं फट् फट् मातृदूत्तिकासहिते ! पार्श्वयक्षिणी आज्ञापयति स्वाहा । — પાર્શ્વયક્ષિણી મન્ત્ર.** આ મન્ત્રને વીંટવાથી ઉચ્ચાટન થાય છે. આ પિંડનું કપાલમાં, અને અગ્નિવર્ણનું આખા શરીરમાં ધ્યાન કરવાથી ભૂત, જ્વર તથા શાકિની વગેરે નાશ પામે છે.

ચંદ્રા૦ ટીકાના મતે–પાર્શ્વયક્ષ તથા પાર્શ્વયક્ષિણીના ઉપરોક્ત બંને મન્ત્રોનો ઉપવાસ કરીને સારા યોગે ભૂત તિથિએ જાપ શરૂ કરીને સાધ્ય કર્યા પછી જરૂર પડે ૧૦૮ એકસો આઠ વખત જાપ કરવાથી ભૂતાદિ દોષોનો નાશ થાય છે.

પાર્શ્વ૦ ટીકા–ॐ **ठम्ल्व्र्यूं वं वं वं वं वं हां आं क्रों ह्रीं क्ष्रीं क्लीं ब्लूँ द्रां द्रीं ज्वालामालिनी झङ्कारिणी प्रतिसहितविषं निर्विषं कुरु कुरु, स्थावरविषं निर्विषं कुरु कुरु, स्थावरविषं अङ्गजं कृत्रिमं विषं जाठरं जोगजङ्गमविषं अपहर अपहर इमं डंकं अमृतेन अभिषिञ्चय अभिषिञ्चय उत्थापय उत्थापय दण्डेनाक्रम्य विषमविषं ठः ठः ठः ज्वालामालिनी आज्ञापयति स्वाहा ॥**

પુરુષના માપેમાપ દંડ લઈને ૧૦૮ એકસો આઠ વાર મન્ત્રીને ઉપરથી શરૂ કરીને સર્વ સાંધાઓમાં તાડન કરવાથી ભયંકર ઝેર ચઢેલો માણુસ નિર્વિષ થઈને તુરત જ ઊભો થાય છે.

[ श्री घोण मन्त्र –] ॐ नमो भगवते श्री घोणे हर हर दह दह चर चर मथ मथ वर वर घर घर लप लप जरसीद्ध ग्रस ग्रस मं मं क्षं क्षे श्रीं ह्रीं ह्रां ह्रां ह्रां हूँ भगवति श्रीमंघोणघ· स' सः सः ठः ठः ठः डः ड डः रः रः रः धेनू क्रीत्र् वींवरविहंगमानुषजेन दारिकरवरिदासोरय सोरय गं गं ग ठ ठ हु फट् स्वाहा ॥

श्रीघोण मन्त्रः–ॐ नमो भगवते श्रीघोणे हर हर दर दर सर सर धर धर मथ मथ हरसा हरसा क्ष क्ष व व ह्म्ल्र्व्यूँ क्ष्म्ल्र्व्यूँ ध्म्ल्र्व्यूँ र्म्ल्र्व्यूँ व्म्ल्र्व्यूँ सर्पस्य गतिस्तम्भं कुरु कुरु स्वाहा ॥ આ બંને મન્ત્રોનું ત્રિકાળ સ્મરણ કરવાથી સર્પના ભયનો નાશ થાય છે.

સર્વ જ્વરનાશન મન્ત્રઃ ॐ नमो भगवते श्रीपार्श्वनाथाय [ धरणेन्द्र ? ] पद्मावती सहिताय हिलि हिलि मिलि मिलि चिलि चिलि किलि किलि ह्रीं ह्रीं हूँ ह्रौं ह्रः क्रों क्रों यां यां हंस हु फट् स्वाहा ॥

ચંદ્રા૦ ટીકા–म्ल्र्व्यूंની મધ્યમાં નામ લખીને, બહારની બાજુ ह्म्ल्र्व्यूँ ફરતા વીંટીને, તેની બહાર સોળ સ્વરો વીંટીને, તેની બહારના આઠ દલોમાં क्म्ल्र्व्यूँ च्म्ल्र्व्यूँ ट्म्ल्र्व्यूँ त्म्ल्र्व्यूँ प्म्ल्र्व्यूँ स्म्ल्र्व्यूँ क्ष्म्ल्र्व्यूँ ह्म्ल्र्व्यूँ પિંડાક્ષરો લખીને, વળી તેની બહારના આઠ દલોમાં બ્રહ્માણી, કુમારી, ઇન્દ્રાણી, માહેશ્વરી, વૈષ્ણવી, વારાહી, ચામુંડા તથા ગણપતિના નામોની શરૂઆતમાં ॐકાર તથા અંતમાં नमः સહિત લખવાં અને તેની બહારના ભાગમાં પૂર્વોક્ત યક્ષ યક્ષિણીના મન્ત્રો વીંટવા (પાર્શ્વ૦ ટીકાના મતે म्ल्र्व्यूँ यः यः यः यः य' ह्राः ह्रॉ आं क्रों ह्रीं क्षीं क्लीं ब्लूं द्रॉ द्रीं पार्श्वयक्षिणी मातृब्रह्माणी दूतिकासहिते नमः । આ મન્ત્ર વીંટવો) પછી તેને ફરતા क થી શરૂ કરીને ह કાર પર્યંત પિંડાક્ષરો બિંદુ, કલા સહિત વીંટવા અને તેની બહાર ह्रीं કારના ત્રણ આંટા મારવા. આ પ્રમાણે આઠમો યંત્ર કરવો. [આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૮ ચિત્ર નં. ૩૩].

આ યંત્ર કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને ह्रॉ आँ क्रों ह्रीं क्षीं क्लीं ब्लूं द्रॉ द्रीं ज्वालामालिनी नमः ॥ આ મન્ત્રથી મન્ત્રીને ૧૦૮ ફૂલથી પૂજન કરવાથી સર્વ જાતનાં ભયંકરમાં ભયંકર વિષ તથા ક્ષુદ્રોપદ્રવોનો નાશ થાય છે અને સર્વ સિદ્ધિની પ્રાપ્તિ તથા લક્ષ્મીની વૃદ્ધિ થાય છે.

પ્રથમ ગાથાના મન્ત્રો તથા યન્ત્રો સમાપ્ત.

विसहरफुलिंगमंतं, कण्ठे धारेइ जो सया मणुओ ।
तस्स गहरोगमारी–दुट्ठजरा जंति उवसामं ॥२॥

[ विषधरस्फुलिङ्गमन्त्रं, कण्ठे धारयति यः सदा मनुजः ।
तस्य ग्रहरोगमारीदुष्टज्वरा यान्ति उपशामम् ॥ ]

અર્થઃ—જે મનુષ્ય શ્રીપાર્શ્વનાથ પ્રભુના નામ ગર્ભિત વિષધર સ્ફુલિંગ નામના [અઢાર અક્ષરના] મંત્રને નિરંતર કંઠને વિષે ધારણ કરે છે એટલે સ્મરણ કરે છે, તેના

॥ सर्वसिद्धिवृद्धिर्लक्ष्मीर्भवति सर्वविषमविषक्षुद्रो॥
॥पद्रवनिर्नाशं विधत्ते॥



ચિત્ર ૩૩ : ઉવ્વ૦ યંત્ર ૮ પૃષ્ઠ ૧૬૨.

દુષ્ટ [સૂર્ય વગેરે] ગ્રહ, [કફ, કુષ્ટ, જલોદર વગેરે] રોગ, મરકી અને [એકાંતરો, ચોથીઓ વગેરે] જ્વર વગેરે સર્વ ઉપદ્રવો શાંત થાય છે–નાશ પામે છે. આ ગાથામાં છત્રીશ લઘુ અને બે ગુરુ મળી કુલ આડત્રીશ અક્ષરો છે.–૨

ચન્દ્રા૦ ટીકા–મન્ત્રામ્નાયઃ—

પ્રથમ અષ્ટદલ કમલની મધ્યમાં હૂઁ કારની અંદર (સાધકનું) નામ લખીને, પાંખડીઓમાં ॐ पार्श्वनाथाय ह्रीं नमः નો એકેક મન્ત્રાક્ષર લખીને, [પાર્શ્વ૦ ટીકાના મતે જમણી બાજુ પાર્શ્વયક્ષ તથા ડાબી બાજુ પાર્શ્વયક્ષિણી (પદ્માવતી)ની સ્થાપના કરીને,] તેની બહાર ચાર દિશાઓની ચાર પાંખડીઓમાં ॐ ब्रह्मणे नमः, ॐ धरणेन्द्राय नमः, ॐ नागाय नमः. ॐ पद्मावत्यै नमः લખીને, બહાર ફરતા સોળ સ્વરો લખીને, તેની બહાર આઠ પાંખડીઓ કરીને, તેમાં ॐ ह्रीं श्रीं १ नमिऊण २ पास ३ विसहर ४ वसह ५ जिण ६ फुलिंग ७ ह्रीं नमः ८ આ પ્રમાણે મન્ત્રરાજની સ્થાપના કરીને, ફરી આઠ પાંખડીઓમાં ॐ नमो अरिहन्ताणं ह्रीं नमः, ॐ नमो सिद्धाणं ह्रीं नमः, ॐ नमो आयरियाणं ह्रीं नमः, ॐ नमो उवज्झायाणं ह्रीं नमः, ॐ नमो लोए सव्वसाहूणं ह्रीं नमः, ॐ ज्ञानाय ह्रीं नमः, ॐ दर्शनाय ह्रीं नमः, ॐ चारित्राय ह्रीं नमः, આ આઠ શબ્દો આઠ પાંખડીઓમાં લખીને, ફરી પણ સોળ પાંખડીઓમાં ॐ रोहिण्यै नमः, ॐ प्रज्ञप्त्यै नमः; ॐ वज्रश्रृङ्खलायै नमः, ॐ वज्राङ्कुश्यै नमः, ॐ अप्रतिचक्रायै नमः, ॐ पुरुषदत्तायै नमः, ॐ काल्यै नमः, ॐ महाकाल्यै नमः, ॐ गौर्यै नमः, ॐ गान्धार्यै नमः, ॐ सर्वास्त्रमहाज्वालायै नमः ॐ मानव्यै नमः, ॐ वैराट्यायै नमः, ॐ अच्छुप्तायै नमः, ॐ मानस्यै नमः, ॐ महामानस्यै नमः આ પ્રમાણે એકેક શબ્દ એકેક પાંખડીમાં લખીને તેના ઉપર આઠ પાંખડીઓમાં આઠ નાગરાજોનાં નામ લખીને, તેને ફરતી ચોવીશ પાંખડીઓમાં ચોવીશ જિનેશ્વર દેવોની ચોવીશ માતાઓનાં નામની શરૂઆતમાં ॐકાર તથા અંતમાં નમઃ શબ્દ સહિત લખીને, તેની બહારની બાજુમાં સોળ પાંખડીઓના કમલની દરેકે દરેક પાંખડીઓમાં એકેક મન્ત્રપદ ॐ इन्द्राय नमः; ॐ जयायै नमः, ॐ अग्नये नमः, ॐ अजितायै नमः ॐ यमाय नमः, ॐ अपराजितायै नमः ॐ नैर्ऋताय नमः, ॐ जंभायै नमः, ॐ वरुणाय नमः, ॐ मोहायै नमः, ॐ वायवे नमः, ॐ वीरायै नमः, ॐ कुबेराय नमः, ॐ नारायणाय नम, ॐ ईशानाय नमः, ॐ विजयायै नमः, ( પાર્શ્વ૦ ટીકામાં દરેક પદમાં નમઃ આગળ ह्रीं શબ્દ છે.) લખીને, પછી બહારની આઠ પાંખડીઓમાં ॐ आदित्याय नमः, ॐ सोमाय नमः, ॐ मङ्गलाय नमः, ॐ बुधाय नमः, ॐ बृहस्पतये नमः, ॐ शुक्राय नम, ॐ शनैश्चराय नमः, ॐ राहुकेतुभ्यां नमः દરેક પાંખડીઓમાં એકેક એ પ્રમાણે લખીને, બહાર ફરતા ह्रींકારના ત્રણ આંટા મારવા. ચારે બાજુએ સરખા વજ્રથી અંકિત માહેન્દ્રમંડલની આલેખના કરીને, તેના ચારે ખુણાઓમાં લ લ તથા ક્ષિ ક્ષિ એ પ્રમાણે લખીને, તેની મધ્યમાં ઉપરોક્ત યંત્રની સ્થાપના કરવી (આકૃતિ માટે જુઓ ઉવ૦ યન્ત્ર ૯ ચિત્ર નં. ૩૪)



ચિત્ર ૩૪: ઉવ૦ યંત્ર ૯ પૃષ્ઠ ૧૬૪.

આ બૃહદ્દચક્ર નામનું ચક્ર ગુરુપરંપરાએ ઉતરી આવેલા ગુરુના મુખકમલમાંથી જાણીને, કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર આલેખીને, ચક્રની જમણી બાજુએ પાર્શ્વયક્ષની મૂર્તિ તથા ડાબી બાજુએ પાર્શ્વયક્ષિણી (પદ્માવતી)ની સ્થાપના કરીને, ત્રિકાળ જાઈ, મોગરો, માલતી વગેરે સુગંધીવાળા પુષ્પોથી પૂજન કરવાથી (પૂજન સ્નાન, આત્મરક્ષા વગેરે ક્રિયા પ્રથમ કર્યા પછી કરવું), અને નાસિકાના અગ્રભાગને વિષે બંને નેત્રો સ્થાપન કરીને મૂલમન્ત્રનું નિરન્તર ધ્યાન કરવાથી, [સાધકને] સર્વ સંપદાની પ્રાપ્તિ થાય છે. ધ્યાન ધરવાના મન્ત્ર આ પ્રમાણેઃ—ऐं ह्रीं श्रीं क्लीं क्रों श्रों ब्लैं ब्लीं ह्रीं नमः । ( પાર્શ્વ૰ ટીકા– ह्रीं श्रीं क्लीं क्रों ग्रों क्लें ब्लूं अर्हं नमः) અથવા ॐ ह्रीं श्रीं अर्हं नमिऊण पास विसहर वसह जिण फुलिंग [ॐ] ह्रीं श्रीं (अर्हं) नमः । આ મન્ત્રોમાંથી બંનેનો યા એક મંત્રનો જાપ કરવો.

રોગનાશક વિદ્યા—**ॐ नमो (णमो?) भगवओ अरहओ पासस्स सिज्जउ मे भगवइ महाविज्जा उग्गे महाउग्गे जसे पासे पासे सुपासे पासमालिणी ठः ठ स्वाहा ।** પાર્શ્વનાથ ભગવાનના જન્મનક્ષત્રનો યોગ જોઈને, આ વિદ્યાનો ચોથભક્ત (ઉપવાસ) કરીને ૧૦૦૮ એક હજાર આઠ જાપ કરવાથી વિદ્યા સિદ્ધ થાય છે. સિદ્ધ થયા પછી ગામમાં અથવા નગરમાં મરકી વગેરેના ઉપદ્રવ વખતે ધૂપ, બલિકર્મ વગેરે પ્રથમ કરીને આ વિદ્યાનો જાપ કરવાથી મરકી વગેરેના ઉપદ્રવનો નાશ થાય છે. **શ્રી ચન્દ્રસેનક્ષમાશ્રમણ**ના વચનાનુસાર ચક્રનો ઉદ્ધાર કરી પ્રસ્તુત વિધાન કહ્યું છે. ॥ બૃહત ચક્રની વિધિ સંપૂર્ણ ॥

[ પાર્શ્વ૰ ટીકા–આવાહન મન્ત્ર–ॐ **वम्माएवि ! सपुत्ति ! सवाहणि ! सपरिकरं मज्जं आगच्छ आगच्छ अत्र स्थाने तिष्ठ तिष्ठ स्वाहा ॥** ]

બીજું ચિંતામણિ નામનું ચક્ર (યંત્ર) આ પ્રમાણે જાણવું—

યંત્રની મધ્યમાં પ્રથમ ધરણેન્દ્રની ફણા સહિત પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાની સ્થાપના કરીને, [ બિંબની ] નીચે ह्रींકાર બીજાક્ષર લખીને, તેની બહાર ચાર પાંખડીઓમાં पार्श्वनाथ નામનો એકેક અક્ષર લખીને, તેની બહાર આઠ ખુણાઓની [ દિશાઓની ] પાંખડીઓમાં ॐ **ब्म्ल्व्र्यूं ब्रह्मणे नमः,** ॐ **ध्म्ल्व्र्यूं धरणेन्द्राय नम,** ॐ **न्म्ल्व्र्यूं नागाय नमः,** ॐ **प्म्ल्व्र्यूं पद्मावत्यै नमः,** આ પ્રમાણે લખીને; તેની બહાર **ह्रीं ॐ हः देव ! त्रायस त्रायस ॐ ह्रीं ह्वीं हं सं यः यः यः क्षिप ॐ स्वाहा ह्रीं क्षीं नमः ।** આ મન્ત્ર વીંટીને, પછી સોળ પાંખડીના કમલની સોળ પાંખડીઓમાં સોળ સ્વરોની સ્થાપના કરીને, ફરી પાછું આઠ પાંખડીનું કમલ કરીને, તેની પાંખડીઓમાં ॐ [ **नमो** ] **अरिहन्ताणं ह्रीं नमः** ॐ [ **नमो** ] **सिद्धाणं ह्रीं नमः,** ॐ [ **नमो** ] **आयरियाणं ह्रीं नमः,** ॐ [ **नमो** ] **उवज्झायाणं ह्रीं नमः,** ॐ [ **नमो** ] **लोए सव्वसाहूणं ह्रीं नम.,** ॐ **दर्शनाय ह्रीं नमः,** ॐ **ज्ञानाय ह्रीं नम,** ॐ **चारित्राय ह्रीं नमः** ની સ્થાપના કરીને, પછી ॐ ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં; વિસહર વિસનિન્નાસં, મંગલ કલ્લાણ આવાસં સ્વાહા આ પ્રમાણે પ્રથમ ગાથા સંપૂર્ણ ફરતી વીંટવી.

પછી અનન્ત–કુલિક–વાસુકિ–શંખપાલ–તક્ષક–કર્કોટક–પદ્મ અને મહાપદ્મ એ આઠ નાગાધિપતિઓનાં નામની શરૂઆતમાં ॐકાર તથા અંતમાં नमः શબ્દ સહિત આઠ પાંખડીઓમાં અનુક્રમે લખીને, પછી તેની ફરતી ॐ વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ; તસ્સ ગહ રોગ મારી, દુટ્ઠજરા જંતિ ઉવસામં સ્વાહા. આ પ્રમાણે બીજી ગાથા સંપૂર્ણ ફરતી વીંટીને, ફરી પણ બહારની બાજુ સોળ પાંખડીઓમાં સોળ વિદ્યાદેવીઓનાં નામ (પાર્શ્વ૦ ટીકાના મતે શરૂઆતમાં ऐं ह्रीं क्लीं તથા અંતમાં नमः શબ્દ સહિત) લખીને, તેની બહારની બાજુ ફરતી ચોવીશ પાંખડીઓમાં ચોવીશ તીર્થંકરની ચોવીશ માતાઓનાં નામ નવમા યંત્રમાં બતાવી ગયા છીએ તે અનુક્રમે સ્થાપન કરીને, ફરી આઠ પાંખડીઓમાં આઠ દિગ્પાલનાં નામો લખીને તેને ફરતી [ॐ] ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામો વિ બહુફલો હોઈ; નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખદોહગ્ગં સ્વાહા. આ પ્રમાણે ત્રીજી ગાથા સંપૂર્ણ ફરતી વીંટીને તેને ફરતી આઠ પાંખડીઓ આદિત્ય–જયા, સોમ–અજિતા, મંગલ–અપરાજિતા, બુધ–જંભા, બૃહસ્પતિ–મોહા, શુક્ર–ગૌરી, શનિ–ગાન્ધારી, રાહુ કેતુ– વિજયા લખીને, તેને ફરતી (ॐ) તુહ સમ્મત્તે લદ્ધે, ચિન્તામણિ કપ્પપાયવબ્ભહિએ; પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરંઠાણં સ્વાહા. આ પ્રમાણે ચોથી ગાથા સંપૂર્ણ વીંટીને, તેને ફરતાં ॐ **वम्माएवि ! सपुत्ति ! सवाहणि ! सपरिकरि ! श्वेतवस्त्राभरणभूषिते ! अत्र मण्डले आगच्छ आगच्छ स्वस्थाने तिष्ठ तिष्ठ स्वाहा** લખીને [ તેને ફરતી [ॐ] ઇય સંથુઓ મહાયસ ! ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ; તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસ ! જિણચંદ ! આ પ્રમાણે પાંચમી ગાથા સંપૂર્ણ વીંટીને], તેને ફરતા ह्रींકારના ત્રણ આંટા મારીને, આ ચક્રની પ્રથમના યંત્રમાં બતાવી ગયા છીએ તે પ્રમાણે સ્થાપના કરવી. આ પ્રમાણે ચિન્તામણિ ચક્ર (યંત્ર) ની સ્થાપના વિધિ જાણવી. (આકૃતિ માટે જુઓ उव० यंत्र ૧૦ચિત્ર નં. ૩૫)

કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી તાંબાના ભાજનમાં–પતરાં ઉપર, અથવા ભોજપત્ર પર આ યંત્ર લખીને, શ્વેત વસ્ત્ર, શ્વેત આભૂષણ, શ્વેત પુષ્પની માળા, ચંદનનું વિલેપન વગેરે કરીને, એકાંત શુચિપ્રદેશે સાધકે નાસિકા પર ચક્ષુઓ સ્થાપન કરીને, ત્રિકાળ (સવાર, બપોર અને સાંજ) ૧૦૮ એકસો આઠ વખત મૂલ મન્ત્રનું ધ્યાન કરીને, ઉત્તમ સુગંધીવાળા અને કરમાયાં વગરનાં શ્વેત ૧૦૮ એકસો આઠ ફૂલોથી પૂજન કરવું. આ પ્રમાણે વિધિ પૂર્વક પૂજન તથા ધ્યાન કરવાથી સાધકને સર્વ સંપદાની પ્રાપ્તિ થાય છે, દરેક જાતના રોગોનો નાશ, સર્વ જાતનાં દુષ્ટ ભયોનું નિવારણ, કીર્તિ, યશ તથા સારા ભાગ્યની પ્રાપ્તિ અને ઈચ્છિત ફલની પ્રાપ્તિ નિશ્ચયે કરીને થાય છે. વળી, કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર લખીને, ગળામાં ધારણ કરવાથી તથા સુગંધીદાર [સફેદ] ૧૦૦૦ હજાર ફૂલોથી જાપ કરવાથી રાજા, અગ્નિ, ચોર, શાકિની વગેરે તરફથી ઉપસ્થિત થતા સર્વ પ્રકારના ક્ષુદ્રોપદ્રવોમાં રક્ષણ થાય છે. અહીંઆં પણ નવમા યંત્રમાં કહી ગએલો પૂજામન્ત્ર જાણવો.

આ પ્રમાણે ચિંતામણિ ચક્ર (યંત્ર)ની સ્થાપના વિધિ તથા પૂજા વિધિ જાણવી.
બીજી ગાથાના મન્ત્રો તથા યન્ત્રો સમાપ્ત.

चिट्ठउ दूरे मंतो तुज्झ, पणामो वि बहुफलो होइ ।
नरतिरिएसु वि जीवा, पावंति न दुक्खदोहग्गं ॥ ३ ॥
[ तिष्ठतु दूरे मन्त्रः तव प्रणामोऽपि बहुफलो भवति ।
नरतिर्यक्ष्वपि जीवाः प्राप्नुवन्ति न दुःखदौर्गत्यम् ॥ ]

અર્થ:—હે પ્રભુ ! વિષધર સ્ફુલિંગ નામનો મન્ત્ર તો દૂર રહો, પરંતુ તમોને કરેલો પ્રણામ માત્ર પણ બહુ ફલને આપવા વાળો થાય છે, કારણકે તમને પ્રણામ માત્ર પણ કરનારા જીવો જો નર એટલે મનુષ્યને વિષે ઉત્પન્ન થએલા હોય તો રોગાદિકે રહિત અને સારી સમૃદ્ધિવાળા થાય અને જો तिरिएसु वि એટલે તિર્યંચમાં પણ ઉત્પન્ન થએલા હોય, તો પણ કનક, રત્ન, ચિંતામણિ, કલ્પદ્રુમ, પટ્ટ તુરંગમ અથવા જયકુંજરાદિ પણે ઉત્પન્ન થાય અને ત્યાં પણ પૂજા પામે. વળી, તમોને પ્રણામ માત્ર પણ કરનારા જીવો દુઃખ અને દારિદ્રયપણાને તો પ્રાપ્ત થતા જ નથી. આ ગાથામાં લઘુ તેત્રીશ અને ગુરુ ચાર મળી કુલ સાડત્રીશ અક્ષરો છે.

ચન્દ્રા૦ ટીકા–મન્ત્રામ્નાયઃ–ह्लौंકારની મધ્યમાં [ સાધક ] નું નામ લખીને, બહાર ફરતી આઠ પાંખડીઓમાં ह्रींકાર લખીને, ઉપર ह्लौंકારના ત્રણ આંટા ફરતા કરવા (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૧૧ ચિત્ર નં. ૩૬)

આ યંત્ર કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને **ॐ ह्रीं ह्रँ नमो अरिहंताणं ह्रं नमः ।** આ મન્ત્રથી ૧૦૦૮ એક હજાર આઠ સફેદ (સુગંધીદાર) પુષ્પો મન્ત્રીને પૂજન કરીને, પંચરત્નની[2] પોટલી તથા આ યંત્ર કુમારીએ કાંતેલા સુતરથી સ્ત્રીના કંઠે અથવા ડાબી ભુજાએ ધારણ કરાવવાથી વંધ્યાપણાનો નાશ થાય છે.

વળી ह्लौंકારની અંદર [સાધકનું] નામ લખીને, બહાર ફરતી આઠ પાંખડીઓ **ॐ ह्रीं श्रीं** આ ત્રણ અક્ષરો દરેક પાંખડીમાં સ્થાપીને–લખીને ह्लौंકારના ફરતા ત્રણ આંટા મારીને, ઉપરના (અગિયારમા યંત્રમાં બતાવેલા) મન્ત્રથી પૂજન કરવાથી મૃતવત્સા દોષનો નાશ થાય છે. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૧૨ ચિત્ર નં. ૩૭) [જે સ્ત્રીને મરેલાં છોકરાં અવતરતાં હોય અથવા જનમીને તુરત જ મરી જતાં હોય તેને મૃતવત્સા દોષ કહે છે.]

---

૧ **'दोगच्चं'** એવો પણ કેટલીક પ્રતોમાં પાઠ છે.

૨ હીરો, માણેક, પાનું, મોતી તથા પ્રવાલ તેના અભાવે તાંબુ, પ્રવાલ, મોતી, માણેક અને સોનાનો હાલમાં ઉપયોગ કરવા[illegible] આવે છે.




ચિત્ર ૩૭ : ઉવ૦ યંત્ર ૧૨ પૃષ્ઠ ૧૬૮




ચિત્ર ૩૬ : ઉવ૦ યંત્ર ૧૧ પૃષ્ઠ ૧૬૮.

વળી ક્ષ્મ્લ્વ્ર્યૂં ની મધ્યમાં (સાધકનું) નામ લખીને, બહાર ફરતી આઠ પાંખડીઓમાં હ્રૂઁ ક્ષૂં હ્રીં હૂં દરેક પાંખડીઓમાં સ્થાપીને–લખીને, ઉપર શ્રીંકારના ફરતા ત્રણ આંટા મારીને, ઉપરના જ મન્ત્રથી પૂજન કરીને, સ્ત્રીના કંઠમાં અથવા ભૂજાએ ધારણ કરાવવાથી કાકવંધ્યા (જે સ્ત્રી કુદરતી વંધ્યત્વ દોષવાળી હોય) પણ ગર્ભ ધારણ કરે છે. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર. ૧૩ ચિત્ર નં. ૩૮) યંત્રમાં આઠે પાંખડીઓમાં હ્રૂઁ ક્ષૂઁ હ્રૂં લખેલું છે, જે ભૂલ છે.

॥काकवध्यापिसर्कतं॥१३॥




ચિત્ર ૩૮: ઉવ૦ યંત્ર ૧૩

વળી ૐકારની મધ્યમાં (સાધકનું) નામ લખીને, બહાર ફરતા સોળ સ્વરો વીંટીને, ॐ ह्रीं ऐं क्ष्रीं चामुण्डे ! स्वाहा આ અક્ષર ફરતા વીંટીને, ઉપર હ્રીંકાર વીંટાળવો (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૧૪ ચિત્ર નં. ૩૯)

આ યંત્ર કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને, [ઉપર પ્રમાણેની વિધિએ ધારણ




ચિત્ર ૩૯ : ઉવ૦ યંત્ર ૧૪ પૃષ્ઠ ૧૭૦.

કરવાથી તથા પૂજન કરવાથી] બાલકોની ગ્રહપીડાનો નાશ થાય છે. કેટલાક મતે ભૂતાદિભયનો નાશ થાય છે.

વળી ૐ **હ્રીં શ્રીં** એ ત્રણ અક્ષરોની અંદર (સાધકનું) નામ લખીને, બહાર ફરતી સોળ પાંખડીઓમાં **હ્રીં શ્રીં** એ અક્ષરો દરેક પાંખડીઓમાં લખીને ઉપર **ક્ષિપ ૐ સ્વાહા** એ મન્ત્ર ફરતો વીંટીને, ઉપર **હ્રીં**કારના ત્રણ આંટા મારવા (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૧૫ ચિત્ર નં. ૪૦)

આ યંત્રનું પણ પૂર્વોક્ત મન્ત્રથી પૂજન કરવાથી દુર્ભાગ્યનો નાશ અને સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. હિસ્ટીરીઆ વગેરે રોગોનો પણ નાશ થાય છે. ઉત્તમ એવા ગુરુના ચરણકમલની પૂજા સર્વવિધિમાં પ્રથમ કરવી, નહિતર મન્ત્રની સિદ્ધિ થતી નથી. પરંપરાનો લોપ કરવાથી નિશ્ચયે કરીને સિદ્ધિ થતી નથી એ પ્રમાણે **પાદલિપ્તસૂરિ** મહારાજનું વચન છે.

॥ऊर्जेगा नासो जप्यं करोति॥
॥अपस्मारादि दोषान्निवारयति॥
॥१५॥




ચિત્ર ૪૦ : ઉવ૦ યંત્ર ૧૫ પૃષ્ઠ ૧૭૧.

॥वंध्या गुर्विणी भवति। मृतवत्सा गर्भधा॥
॥रति. काकवंध्या प्रसवति. सर्वभूतपि॥
॥शाच राक्षसात् रक्षा भवति॥१६॥




ચિત્ર ૪૧ : ઉવ૦ યંત્ર ૧૬ પૃષ્ઠ ૧૭૩.

પાર્શ્વ૦ટીકા—હ્રીંકારની મધ્યમાં (સાધકનું) નામ લખીને, બહાર આઠ પાંખડીઓ ફરતી વીંટવી, તેમાંની ચારમાં હ્રીં ક્ષ્લૂં હ્રીં તથા બાકીની ચાર પાંખડીઓમાં દેવદત્ત (સાધક) નું નામ લખવું [ઉપર ફરતા હ્રીંકારના ત્રણ આંટા મારવા]. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૧૬ ચિત્ર નં. ૪૧)

આ યંત્ર કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર લખીને સ્ત્રીની ભૂજાએ ધારણ કરાવવાથી, વંધ્યા પણ ગર્ભવતી થાય છે, મૃતવત્સા દોષવાળી પણ ગર્ભને ધારણ કરે છે, કાકવંધ્યા પણ બાલકને જનમ આપે છે, ભૂત, પિશાચ વગેરેના ઉપદ્રવમાં પણ રક્ષણ થાય છે.

વકારની અંદર (સાધકનું) નામ લખીને, બહાર ફરતા સોળ સ્વરો વીંટવા, પછી બહાર દરેક પાંખડીઓમાં ॐ હ્રાઁ હ્રીં चामुण्डे ! स्वाहा એ શબ્દો લખવા [ઉપર હ્રીંકાર ના ત્રણ આંટા મારવા] (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૧૭ ચિત્ર નં. ૪૨).

॥बालग्रह रक्षा भवति १७॥



ચિત્ર ૪૨ : ઉવ૦ યંત્ર ૧૭

આ યંત્ર ભોજપત્ર પર કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને, ભૂજાએ ધારણ કરાવવાની બાલકોની ગ્રહ વગેરેથી રક્ષા થાય છે.

માયાબીજ (ह्रींકાર) ના ત્રણ આંટા મારીને, તેની અંદર ( સાધકનું ) નામ લખીને બહાર ફરતી આઠ પાંખડીઓમાં ह्रीं दे (वदत्त) લખીને [ફરતા ह्रींકારના ત્રણ આંટા મારવા]. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૧૮ ચિત્ર નં. ૪૩) આ યંત્ર ભોજપત્ર પર કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને, સ્ત્રી અગર પુરુષ ભૂજાએ ધારણ કરે તો સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.

॥ पुरुषस्त्रीणां सौभाग्यकरं ॥ १८ ॥




ચિત્ર ૪૩ : ઉવ૦ યંત્ર ૧૮

वंકારની અંદર (સાધકનું) નામ લખીને, બહાર ફરતી ચાર પાંખડીઓમાં વકાર લખીને, તેની બહાર ફરતી આઠ પાંખડીઓમાં રકાર લખીને [ફરતા ह्रींકારના ત્રણ આંટા મારવા], (આકૃતિ માટે જુઓ ઉવ૦ યન્ત્ર ૧૯ ચિત્ર નં. ૪૪) આ યંત્ર કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર લખવાથી સર્વ જાતના ક્ષુદ્રોપદ્રવોપસર્ગની શાંતિ થાય છે. આ વૈરોટયા નામની વિદ્યા છે.

ह्रींકારની અંદર (સાધકનું) નામ લખીને, બહાર ફરતી આઠે પાંખડીઓમાં ह्म्ल्व्र्यूं ह्रीं દરેક પાંખડીમાં લખીને [ફરતા ह्रींકારના ત્રણ આંટા મારવા] (આકૃતિ માટે જુઓ ઉવ૦



ચિત્ર ૪૪ ઉવ૦ યંત્ર ૧૯ પૃષ્ટ ૧૭૪

યંત્ર ૨૦ ચિત્ર નં. ૪૫) આ યંત્ર કેશર, ગોરૂચંદન વગેરે સુગન્ધી દ્રવ્યે.થી ભોજપત્ર પર લખીને, કંઠે અથવા ભૂજાએ બાંધવાથી ચોરનો ભય ઉપસ્થિત થતો નથી. આ **અઘોરા** નામની વિદ્યા છે.

હ્રીંકારની અંદર (સાધકનું) નામ લખીને, બહાર ફરતી આઠ પાંખડીઓમાં હ્રીંકાર લખીને [ફરતા હ્રીંકારના ત્રણ આંટા મારવા] (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૨૧ ચિત્ર નં ૪૬) આ યંત્ર કેશર, ગોરૂચંદન વગેરે સુગન્ધી દ્રવ્યોથી ભોજપત્ર પર લખીને ભૂજાએ બાંધવાથી સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે.

હ્રીંકારની અંદર (સાધકનું) નામ લખીને, બહાર ફરતી આઠે પાંખડીઓમાં હ્રીંકાર લખીને [ફરતા હ્રીંકારના ત્રણ આંટા મારવા], (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૨૨ ચિત્ર નં. ૪૭) આ યન્ત્ર કેશર, ગોરૂચન્દન વગેરે સુગન્ધી દ્રવ્યોથી ભોજપત્ર પર લખીને ભૂજાએ ધારણ કરવાથી સર્વજનોને પ્રિય થાય છે.



ચિત્ર ૪૫ : ઉવ૦ યંત્ર ૨૦ પૃષ્ઠ ૧૭૫



ચિત્ર ૪૬ : ઉવ૦ યંત્ર ૨૧ પૃષ્ઠ ૧૭૫

હ્રીંકારની અંદર (સાધકનું) નામ લખીને બહાર, ફરતી આઠે પાંખડીઓમાં રકાર લખીને [ફરતા હ્રીંકારના ત્રણ આંટા મારવા] (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૨૩ ચિત્ર



ચિત્ર ૪૮ : ઉવ૦ યંત્ર ૨૩ પૃષ્ઠ ૧૭૮.



ચિત્ર ૪૭ : ઉવ૦ યંત્ર ૨૨ પૃષ્ઠ ૧૭૬.

નં. ૪૮). આ યંત્ર કેશર, ગોરૂચંદનથી ભોજપત્ર પર લખવાથી બાલકને શાંતિ પુષ્ટિ અને રક્ષણ કરનાર થાય છે.

હ્રીંકારના ત્રણ આંટા મારીને તેની અંદર [રોગીનું] નામ લખીને, બહાર ફરતી આઠે પાંખડીઓમાં હ્રીંકાર લખીને [ફરતા હ્રીંકારના ત્રણ આંટા મારવા]. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૨૪ ચિત્ર નં. ૪૯) આ યંત્ર કેશર, ગોરૂચંદનથી ભોજપત્ર પર લખીને કંઠે, ભૂજાએ ધારણ કરવાથી, તાવની પીડા, હિસ્ટીરીઆની પીડા, ભૂત, પિશાચના વળગાડ વગેરેની શાંતિ થાય છે.




ચિત્ર ૪૯ : ઉવ૦ યંત્ર ૨૪.

હ્રીં શ્રીં હ્રીં શ્રીં હ્રીં ની અંદર નામ લખીને, બહાર ફરતી સોળ પાંખડીઓમાં હ્રીં શ્રીં ઠકાર લખીને [ફરતા હ્રીંકારના ત્રણ આંટા મારવા], (આકૃતિ માટે જુઓ, ઉવ૦ યંત્ર

૨૫. ચિત્ર નં. ૫૦) આ યંત્ર કેશર, ગોરૂચંદનથી ભોજપત્ર પર લખવાથી દુર્ભગાનારી સૌભાગી થાય છે.

॥दुर्भगानारीणां सौभाग्यं करोति॥




ચિત્ર ૫૦ ઉવ૦ યંત્ર ૨૫

ત્રીજી ગાથાના મન્ત્રો તથા યંત્રો સમાપ્ત.

तुह सम्मत्ते लद्धे[1], चिंतामणिकप्पपायवब्भहिए ।
पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥४॥

[ तव सम्यक्त्वे लब्धे चिंतामणिकल्पपादपाभ्यधिके ।
प्राप्नुवन्त्यविघ्नेन जीवा अजरामरं स्थानम् ]

અર્થ:—હે પ્રભુ ! ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષથી પણ અધિક મહિમાવાળું તમારું

૧ 'पत्ते' એવો પાઠ પણ કેટલીક પ્રતોમાં છે.

સમ્યકત્વ પામે છતે જીવો કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના અજરામર સ્થાન એટલે મોક્ષપદને પ્રાપ્ત કરે છે. આ ગાથામાં લઘુ ઓગણત્રીશ અને ગુરૂ છ મળી કુલ પાંત્રીશ અક્ષરો છે.

ચન્દ્રા૦ ટીકા—મન્ત્રામ્નાયઃ—

પ્રથમ પાર્શ્વનાથ પ્રભુની કલ્પના કરીને, જમણી બાજુ ધરણેન્દ્ર તથા ડાબી બાજુએ પદ્માવતી અને ઉપર બ્રહ્માણં તથા નીચે નાગના નામની કલ્પના કરીને વલય દઈને, તેના



ચિત્ર ૫૧ ઉવ૦ યંત્ર ૨૬ પૃષ્ઠ ૧૮૧.

ઉપર આઠ પાંખડીઓમાં દરેકમાં नमिऊण १ पास २ विसहर ३ वसह ४ जिण ५ फुलिंग ६ ह्रीं ७ नमः ८ લખીને, બહાર ફરતી સોળ પાંખડીઓમાં સોળ વિદ્યાદેવીનાં નામ અને એકેક સ્વર લખીને, ઉપર ચોવીશ પાંખડીઓ વાળા કમળની દરેક પાંખડીઓમાં ચોવીશ તીર્થંકરની ચોવીશ માતાઓનાં નામોમાંથી એકેક નામ આલેખીને, હ્રીંકારથી વીંટીને, ગ્રહ તથા દિગ્પાલોનાં નામો કલ્પીને, સુગંધી દ્રવ્યોથી આલેખીને, સુગંધવાળાં ફૂલોથી નિરંતર વખતસર આ લઘુદેવકુલની પૂજા કરવાથી સર્વાર્થની સિદ્ધિ થાય છે. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૨૬ ચિત્ર નં. ૫૧) પૂજા મન્ત્ર પૂર્વોક્ત જ ગુરુના મુખકમલથી જાણવો. ગુરુના ચરણ કમલની પૂજા બહુ જ ધામધૂમ અને ભક્તિથી કરવી.

ચોથી ગાથાનો મન્ત્રો તથા યન્ત્રો સમાપ્ત.

**[1]इअ संथुओ महायस ! भत्तिब्भरनिब्भरेण हियएण[2] ।**
**ता देव ! [3]दिज्ज बोहिं, भवे भवे पास जिणचंद ! ॥५॥**

**[ इति संस्तुतो महायशः ! भक्तिभरनिर्भरेण हृदयेन ।**
**तस्मात् देव ! देहि बोधिं, भवे भवे पार्श्व ! जिनचन्द्र ॥ ]**

અર્થ:—હે મહાયશસ્વી પ્રભુ ! આ પ્રમાણે ભક્તિના સમૂહથી ભરપૂર એવા હૃદય વડે મેં આપની સ્તુતિ–સ્તવના કરી છે, તેથી હે પાર્શ્વનાથ જિનચંદ્ર દેવ ! મને ભવે ભવે એટલે જ્યાં સુધી હું મુક્તિસ્થાનને પ્રાપ્ત ન કરું ત્યાં સુધી બોધિ એટલે સમકિત આપો, એટલું જ હું આપશ્રીની પાસે માગું છું. આ ગાથામાં લઘુ ચોત્રીશ અને ગુરુ ચાર મળી કુલ આડત્રીશ અક્ષરો છે. આ પાંચે ગાથાઓમાં સર્વ મળી પદ વીશ, ગુરુ એકવીશ અને લઘુ એકસો ચોસઠ મળી કુલ સર્વ એકસોને પંચાશી અક્ષરો છે.

ચન્દ્રા૦ ટીકા–મન્ત્રામ્નાયઃ—

પ્રથમ वं क्षं हं દત્ત ક્ષિની અંદર નામ લખીને, બહાર ઠકાર સંપુટ વીંટીને, તેની બહાર સોળ સ્વર વીંટીને, તેની ઉપર આઠ પાંખડીનું કમળ કરીને, આઠે પાંખડીઓમાં ॐ पार्श्वनाथाय ह्रीं स्वाहा લખીને, ફરી પણ બાર પાંખડીનું કમળ કરીને, દરેક પાંખડીમાં हर हर એ બે અક્ષર સ્થાપવા; તેની બહાર झ्वी क्ष्वी हंसः એ અક્ષરો વીંટીને, ઉપર હકાર સંપુટ, તેના ઉપર પકાર સંપુટ કલ્પીને, તેની બહાર ફરતા ક્ષ્વીંકારના ત્રણ આંટા મારવા. (આકૃતિ માટે જુઓ ઉવ૦ યંત્ર ૨૭ ચિત્ર નં. ૫૨)

આ યંત્ર કેશર, ચંદન, કપૂર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર આલેખીને, [પાર્શ્વ૦ ટીકા] ॐ ह्रां पक्षि झ्वीं क्ष्वी हंसः स्वाहा । આ મન્ત્રથી સફેદ સુગંધીદાર ૧૦૮ ફૂલથી ત્રણ દિવસ સુધી નિરંતર પૂજન કરવાથી ભૂત, પ્રેત, શાકિની જ્વરાદિ ભયનો

૧ 'इय' એવો પણ પાઠ છે ૨ 'हिअये(ए)ण' એવો પણ પાઠ છે. ૩ 'देसु' એવો પણ પાઠ છે.

॥इदं यंत्र शांतिक पौष्टिक भूतप्रेत शाकिनी ज्वरादि भयं॥
॥नाशयति कल्याण कारि भवति॥२७॥

ચિત્ર ૫૨: ઉવ૦ યંત્ર ૨૭ પૃષ્ઠ ૧૮૧.

નાશ થઇને શાંતિ અને પુષ્ટિ થાય છે. વળી આ યંત્ર શુભ દ્રવ્યોથી ભોજપત્ર પર લખી, કુમારિકાએ કાંતેલા સુતરથી વીંટીને ભૂજાએ ધારણ કરવાથી સર્વ જગ્યાએ રક્ષણ થાય છે, અને સર્વ સંપદાને આપવાવાળો આ યંત્ર થાય છે.

[ચન્દ્રા૦ ટીકા–] હવે બૃહદ્‌વૃત્તિમાં કહેલા કેટલાક મન્ત્રો કહીએ છીએઃ—

ॐ क्ष्म्ल्व्र्यूं वं ह्रां आँ क्रों क्ष्मीं ह्रीं क्लीं ब्लूं द्रां द्रीं ज्वालामालिनि ! झंकारिणि ! विषं निर्विषं कुरु कुरु स्थावरविषं जङ्गमं जाठरं योगजं अपहर अपहर मण्डकं अमृतेन सिञ्चय सिञ्चय उत्थापय उत्थापय दण्डेनाक्रम्य विषमविषं ठः ठः ठः स्वाहा ॥

ડંસ દીધેલા પુરુષના જેટલો જ દંડ લઇને, તે દંડને સાત વાર મન્ત્રીને ડંસ દીધેલાના સર્વ સાંધાઓને વિષે તે દંડથી તાડના કરવાથી, ડંસ દીધેલો પુરુષ ઊભો થાય છે. વળી क्रों ग्रों मृ ठः ठः ठः આ મન્ત્રથી જલધારા દેવાથી ડંસ દીધેલો ઊભો થાય છે.

ऐं ह्रीं श्रीं એ મન્ત્રનો રાતા પુષ્પથી ૧૦૦૦૦૦ એક લાખ જાપ કરે તો નગર ક્ષોભ પામે છે.

ह्रीं श्रीं कलिकुण्डस्वामिने नमः આ મન્ત્રનો નિરંતર જાપ કરવાથી સર્વ અર્થની સિદ્ધિને કરનારો થાય છે.

વળી नमो भगवते [श्री] पार्श्वनाथाय क्षेमङ्कराव ह्रीं नमः। આ ક્ષેમને કરવાવાળો મન્ત્ર છે.

પાંચમી ગાથાના મન્ત્રો તથા યન્ત્રો સમાપ્ત.

ઉવસગ્ગહર સ્તોત્ર સંપૂર્ણ



## શ્રીજિનસૂર મુનિ વિરચિત
## શ્રીઉવસગ્ગહરસ્તોત્ર માહાત્મ્ય ગર્ભિત
# શ્રીપ્રિયંકર નૃપ કથા.

॥ ॐ वीतरागाय नमः ॥

वंशाब्जश्रीकरो हंसो, दत्तोत्तमविभावसुः ।
सदानन्दं क्रियात् सारं, श्रीवामासूनुसद्वरः ॥१॥

અર્થાત્—વંશ રૂપી કમળને વિકસાવનાર સૂર્ય સમાન, ઉત્તમ પ્રકારના તેજરૂપ દ્રવ્યને આપવાવાળા, ઉત્તમ એવા **શ્રીવામાદેવીના** પુત્ર (**શ્રીપાર્શ્વનાથ** પ્રભુ) નિરંતર ભવ્યજનોને આનંદના કરનારા થાઓ.

જેની મધ્યમાં ૐકાર રહેલો છે એવા હ્રીંકારથી વીંટાએલા શરીરવાળા, **ધરણેન્દ્ર** તથા **પદ્માવતીદેવીથી** સેવા કરાતા એવા, જિનેશ્વર **શ્રીપાર્શ્વનાથ** પ્રભુને ભક્તિપૂર્વક નમસ્કાર-પ્રણામ કરીને **ઉપસર્ગહર** સ્તવનનો પ્રભાવ હું કહીશ. (જુઓ ચિત્ર નં. ૫૩)



ચિત્ર ૫૩

આ **ઉપસર્ગહર** સ્તોત્ર જ્ઞાનના સૂર્ય સમાન **શ્રીભદ્રબાહુ** સ્વામીએ સંઘની શાંતિ અને કલ્યાણના માટે બનાવ્યું છે. આ સ્તોત્રના પ્રભાવનું વર્ણન કરવાને માટે બોલવામાં સમર્થ એવી એક જીભથી ગુરુ અથવા ઇંદ્રિ પણ સમર્થ નથી. આ **ઉપસર્ગહર સ્તોત્ર**નું સ્મરણ કરવાથી કલ્યાણકારી સંપત્તિઓ, સંતતિનો સંયોગ અને નિરંતર ઇચ્છિત સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે.

**ઉપસર્ગહર સ્તોત્ર**નું સ્મરણ કરનાર માણસને ઉદય, ઉચ્ચ પદવી, ઉપાય, ઉત્તમતા અને ઉદારતા એ પાંચ ઉકાર (ઉકારથી શરૂ થતા લાભો) પ્રાપ્ત થાય છે; તથા **શ્રીપાર્શ્વનાથ** પ્રભુનું સ્મરણ કરનાર માણસને પુણ્ય, પાપનો નાશ, પ્રીતિ, પદ્મા (લક્ષ્મી) અને પ્રભુતા (પકારથી શરૂ થતા લાભો)એ પાંચ પ્રકારની પ્રાપ્તિ થાય છે.

સ્થિર આસન પર બેસી, મૌનપણે, એકચિત્તથી જે (મનુષ્ય) આ **ઉપસર્ગહર સ્તોત્ર**નું ૧૦૮ એકસો આઠ વાર નિરંતર ધ્યાન ધરે છે, તે મનુષ્યોમાં રાજા સમાન (મનુષ્ય)ને પગલે પગલે કાર્યની સિદ્ધિ થાય છે, અને ચંચળ એવી લક્ષ્મી પણ સદાને માટે સ્થિર થાય છે.

જળમાં, અગ્નિમાં, પર્વતમાં, ચોરના ઉપદ્રવવાળા માર્ગમાં અને ભૂત પ્રેતથી વ્યાપ્ત સ્થાનમાં આ (**ઉપસર્ગહર**) સ્તોત્રનું સ્મરણ કરવાથી સર્વ પ્રકારના ભયનું નિવારણ થાય છે.

આ **ઉપસર્ગહર** સ્તોત્રનું છ મહિના સુધી ધ્યાન કરનાર માણસને આ લોકમાં શાકિની વગેરેનો તથા રાજાનો ભય નથી રહેતો.

ગ્રંથકાર સ્તોત્રકારને આશીવર્ચન કહે છે—

**उवसग्गहरं थोत्तं, काउणं जेण संघकल्लाणम् ।**
**करूणायरेण विहियं, स भद्दबाहु गुरू जयउ ॥**

કરૂણાના ભંડાર એવા જેમણે **ઉપસર્ગહર સ્તોત્ર** રચીને શ્રીસંઘનું કલ્યાણ કર્યું તે **શ્રીભદ્રબાહુ** ગુરુ જય પામો–જયવંતા વર્તો.

જે સમયમાં દેવો, મન્ત્રો અને સિદ્ધિઓ પ્રત્યક્ષ નથી થતી એવા કલિકાળમાં [પણ] આ **ઉપસર્ગહર** સ્તોત્રનો પ્રભાવ સાક્ષાત્ દેખાય છે. [આ સ્તોત્રના સ્મરણના પ્રભાવથી] પુત્ર વિનાનો પુત્રને પ્રાપ્ત કરે છે, ધન વગરનો કુબેર સમાન શ્રીમાન થાય છે, પગપાળો (પદાતિ–સામાન્ય સૈનિક પણ [રાજાની માફક] શાસન ચલાવે છે અને દુઃખી માણસ સુખી થાય છે. ત્વદ્રૂપ (**ઉપસર્ગહર** સ્તોત્ર રૂપ) ચિંતામણિનું ચિંતન કરવાથી શું શું સિદ્ધ થતું નથી ? અર્થાત્ **ઉપસર્ગહરસ્તોત્ર** રૂપ ચિંતામણિનું ચિંતન કરવાથી ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.

આ સ્તોત્રની સ્મરણમાત્ર કરાએલી એક જ ગાથાથી પણ શાંતિ થાય છે, તો પછી પાંચ ગાથાના પ્રમાણ વાળા આખા (સ્તવન)નું તો કહેવું જ શું ? અર્થાત્ આ સ્તોત્રની

એક જ ગાથાના સ્મરણ માત્રથી પણ ઉપદ્રવોની શાંતિ થાય છે, તો પછી પાંચ ગાથાના પ્રમાણવાળા આખા સ્તોત્રના સ્મરણથી ઉપદ્રવની શાંતિ થાય એમાં તો નવાઈ જ શી?

જેવી રીતે **પ્રિયંકર** નામનો રાજા **ઉપસર્ગહર** સ્તોત્રના ધ્યાનથી માન ભરેલું પદ અને વિશાળ સંપત્તિને પામ્યો તેવી રીતે આ ઉત્તમ અને પવિત્ર સ્તવનનું નિરંતર ધ્યાન કરવાથી ઉપસર્ગો–આફતોનો નાશ થાય છે, વિઘ્નરૂપી વેલડીઓ છેદાઈ જાય છે અને મન પ્રસન્નતાને પામે છે. [તે] **પ્રિયંકર** રાજાની કથા આ પ્રમાણે જાણવી:—

મગધદેશમાં અશોકપુર નામે નગર હતું, જ્યાં મોટા ધનવાનોના ત્રણ માળનાં મકાનો, જ્યાં બધી વસ્તુઓના સમૂહો, અતિથિ જનોને આદર, ભોજનમાં પુષ્કળ ઘી, મંદિરમાં શ્રીઆદિનાથની મૂર્તિ, વાદવિવાદમાં આળસ, રાજકુલમાં આડંબર હતો અને ભોગી (સર્પ)નો ઉપદ્રવ નકુલ (નોળીયા)ને જ હતો, બીજે કોઈ ઠેકાણે નહિ. અર્થાત્ કુળવાન ન હોય તેને જ ભોગની ખામી હતી, અથવા તો તેવા નીચ કુળવાળાને જ તેના નીચ કૃત્ય પરત્વે ભોગી પુરુષોનો ઉપદ્રવ હતો એટલે નકુળનો ઉપદ્રવ ભોગી (સર્પ)ને હોય તેના કરતાં અહીં ઉલટું હતું.

તે નગરમાં પ્રતાપી, પરાક્રમી, [અને] ન્યાયી **અશોકચંદ્ર** રાજા રાજ્ય કરતો હતો. (તેને) ફૂલની માળા જેવી વિવેક, વિનય, શીયલ, ક્ષમા વગેરે ગુણોની સુવાસયુક્ત **અશોકમાલા** (નામની) પટ્ટરાણી હતી. તે દંપતિને અરિસૂર, રણસૂર અને દાનસૂર એ નામના દેવ, ગુરુ, પિતા અને માતાના ભક્ત એવા ત્રણ પુત્રો હતા. રાજ્યનો સાર પણ એ જ છે. કહ્યું છે કેઃ—

> **"चित्तानुवर्तिनी भार्या पुत्रा विनयतत्पराः ।**
> **वैरिमुक्तं च यद् राज्यं, सफलं तस्य जीवितम् ॥**

ચિત્તને અનુસરવાવાળી એવી સ્ત્રી, વિનયમાં તત્પર એવા પુત્રો, અને શત્રુ વગરનું જેને રાજ્ય હોય, તેવા પુરુષનું જીવન સફળ જાણવું."

વાવ, કિલ્લો, દેવમંદિર, વિવિધ વર્ણના લોકો, સુંદર સ્ત્રીઓ, બોલાવવામાં નિપુણ માણસો, વન, બગીચો, વૈદ્યો, બ્રાહ્મણ, જળ, વાદી, વિદ્વાનો, વેશ્યાઓ, વાણીયાઓ, નદી, વિદ્યા, વીર, વિવેક, ધન, વિનય, સાધુઓ, કારીગરો, વસ્ત્ર, હાથી, ઘોડા અને ઉત્તમ ખચ્ચર, આ (સંસ્કૃત ભાષામાં વથી શરૂ થતા સાધનો)થી રાજ્ય શોભે છે.

એક વખતે રાજાએ પોતાના **અરિસૂર** નામના પુત્રનો લગ્ન મહોત્સવ શરૂ કર્યો, અને તેને માટે એક નવો મહેલ બનાવવા રાજાએ શિલ્પશાસ્ત્રમાં નિપુણ એવા માણસોને બોલાવ્યા. (તેઓની સલાહ પ્રમાણે) અને વાસ્તુશાસ્ત્રના નિયમ પ્રમાણે સુતારો નવો મહેલ કરવા લાગ્યા. કહ્યું છે કેઃ—

"વૈશાખ, શ્રાવણ, માગશર અને ફાગણ તથા પોષ માસમાં ઘર કરવું, પણ બાકીના મહિનાઓમાં ન કરવું એવો **વરાહ** મુનિનો મત છે. તેમ જ ઘરમાં પૂર્વ દિશાએ લક્ષ્મીનો ભંડાર–ખજાનો, અગ્નિખૂણામાં રસોડું, દક્ષિણ દિશામાં શયનગૃહ, નૈઋત્યખૂણામાં શસ્ત્રાગાર –હથિઆરો મૂકવાનું સ્થાન, પશ્ચિમ દિશામાં ભોજન કરવાનું સ્થાન, વાયવ્યખૂણામાં અનાજના કોઠાર–ધાન્ય સંગ્રહ કરવાનું સ્થાન, ઉત્તરદિશામાં સ્નાનાગાર–સ્નાન કરવાનું સ્થાન તથા ઇશાનખૂણામાં દેવગૃહ–ઘર દહેરાસર અથવા ધાર્મિક ક્રિયા કરવાનું સ્થાન રાખવું."

આ પ્રમાણે તૈયાર કરેલા તે નવીન મહેલને ચિત્રકળામાં નિપુણ એવા ચિત્રકારો સુંદર વિવિધ જાતિના ચિત્રોથી ચીતરવા લાગ્યા છે તથા સુવર્ણકારો–સોનીઓ રત્ન અને સુવર્ણના વિવિધ આભૂષણો ઘડે છે. આ વખતે જ દેવતાનું વરદાન પામેલા સુવર્ણકારો–સોનીઓ **પાટલીપુત્ર** નગરથી [ત્યાં] આવ્યા [અને] રાજાને મલ્યા, પ્રધાનોએ (તેઓને) સુખ સમાચાર પૂછ્યા. રાજાએ તેઓને કળાનું સ્વરૂપ પૂછ્યું. તેઓ બોલ્યા કેઃ—"હે રાજન્! દેવતાના વરદાનવાળા અમારાં ઘડેલાં આભૂષણો જે ધારણ કરે છે, તે જો રાજ્યને લાયક હોય તો તેને રાજ્ય મળે છે. (અને) બીજા સામાન્ય મનુષ્યોને તેથી મહત્ત્વ પ્રાપ્ત થાય છે. તે પહેલાં રાજા હોય તો રાજાધિરાજ થાય છે."

તેઓના વચનથી સંતુષ્ટ–હર્ષિત થએલ રાજાએ તેઓને એક અપૂર્વ હાર બનાવવાનો હુકમ કર્યો. સોનું, મોતી, ઉત્તમ જાતિના હીરા તથા રત્નો વગેરે જે કાંઈ જોઇએ તે આપવા માટે રાજાએ ખજાનચીને હુકમ કરી દીધો. પછી ત્યાં દેખરેખ રાખવા માટે પોતાના વિશ્વાસુ માણસોની નિમણુંક કરી. કારણ કે કોઇનો પણ વિશ્વાસ ન કરવો જોઇએ. કહ્યું છે કેઃ—

"તાઈ તેલી તેરમઉ, તંબોલી તલાર;
ઠગ ઠક્કુર અહિ દુજ્જણહ; જે વીસસઈ તે ગમાર."

અર્થાત્—વણકર, ઘાંચી, મોચી, તંબોલી, કોટવાળ, ઠગ, ઠાકોર, સર્પ અને દુર્જનનો જે વિશ્વાસ કરે તે મૂર્ખ સમજવો.

ત્યાર પછી તેઓએ છ મહિનામાં હાર ઘડીને તૈયાર કર્યો. રાજાને (હાર તૈયાર થયાની) વધામણી આપી. પ્રાતઃકાળે રાજસભામાં હાર મંગાવ્યો; રાજા તે હાર જોઇને હર્ષિત થયો, (અને) બધા લોકો પણ હર્ષિત થયા–વિસ્મય પામ્યા. [રાજાએ] તે હારનું **દેવવલ્લભ** એવું નામ આપ્યું–પાડ્યું, અને સુવર્ણકારોને વસ્ત્ર ધન આદિક આપીને વિસર્જન કર્યા–રવાના કર્યા. મુહૂર્ત જોવામાં નિપુણ એવા નિમિત્તિયાઓને રાજાએ પૂછવાથી મુહૂર્ત જોવા લાગ્યા. તેઓએ જોઇને ઉત્તમ મુહૂર્ત જણાવ્યું. તેઓએ કહેલ શુભ મુહૂર્તે તે હાર મંગાવીને, હાર પોતાના હાથમાં લઈ જેટલામાં રાજા પોતાના ગળામાં પહેરવા ગયો, તેટલામાં જ અકસ્માત્ સભામાં નૈઋત્ય ખૂણામાં છીંક થઈ.

રાજાએ પૂછયું—"આ (છીંક) કેવી છે?" નિમિત્તશાસ્ત્રના જાણકારે કહ્યું કે:—"હે રાજન્! (આ છીંક) સામાન્ય છે." કારણ કે કહ્યું છે કે:—

"પોતાના સ્થાને બેઠેલા અને પ્રથમ (કામની શરૂઆત કર્યા પહેલાં કાંઇપણ સ્વકાર્ય કરવાની ઇચ્છાવાળાને છીંક થાય તે, દિશા અને વિદિશાના–ખૂણાના ભેદથી શુભ અને અશુભ સૂચક થાય છે. છીંક પૂર્વ દિશામાં થાય તો તે અવશ્ય લાભને સૂચવે છે, અગ્નિ ખૂણામાં થાય તો હાનિ કરનારી, દક્ષિણ દિશામાં થાય તો મરણ કરનારી, નૈઋત્યખૂણામાં ખેદ કરનારી, પશ્ચિમ દિશામાં પરમ સંપત્તિને દેનારી, વાયવ્ય ખૂણામાં શુભ સમાચાર આપનારી, ઉત્તર દિશામાં ધનનો લાભ કરનારી, ઇશાન ખૂણામાં લક્ષ્મી અને વિજયને દેનારી અને ઉંચે (બ્રહ્મ સ્થાનમાં) થએલી છીંક રાજ્યને આપનારી થાય છે. રસ્તે ચાલતાં સન્મુખ થએલી છીંક મરણનું સૂચન કરે છે, જમણી તરફ છીંક થઈ હોય તો પ્રયાણ નહીં કરતાં પાછા ઘેર આવવું અને ડાબી તરફ છીંક થાય તો ધૈર્ય અને સિદ્ધિની કરનારી સમજવી."

તેથી રાજાએ હારને પોતાના ખજાનામાં રખાવ્યો. ફરી બીજા મુહૂર્તનો યોગ આવે છતે રાજાએ ખજાનામાંથી હાર મંગાવ્યો. ખજાનચી ત્યાં (ખજાનામાં) તપાસ કરીને, રાજાની આગળ વિજ્ઞપ્તિ કરવા લાગ્યો કે:—"હે રાજન્! ત્યાંથી હાર અદૃશ્ય થઈ ગએલો છે, કોઇએ તે લઈ લીધો લાગે છે."

રાજાએ કહ્યું—"મરવાની ઇચ્છાવાળો એવો બીજો કયો માણસ અહીં આવી શકે-પ્રવેશ કરી શકે? (અર્થાત્ તારા વિના બીજો કોણ લઈ શકે?)."

ખજાનચીએ કહ્યું કે:—"(હે રાજન્!) આ વિષયમાં હું કાંઈ પણ જાણતો નથી. છતાં પણ આપને મારા કથનનો વિશ્વાસ ન આવતો હોય, તો હું સોગનપૂર્વક આપ કહો તે પ્રકારનું દિવ્ય કરવા તૈયાર છું."

(તે વખતે) મંત્રીએ કહ્યું કે:—"(રાજન્!) કોઈ પણ વાતનો નિશ્ચય કર્યા વિના કોઇના ઉપર ખોટું કલંક આપવું તે યોગ્ય નથી." કહ્યું પણ છે કે:—

> **"अविमृश्य कृतं कार्यं, पश्चात्तापाय जायते ।**
> **न पतत्यापदम्भोधौ, विमृश्य कार्यकारकः ॥ १ ॥**

વગર વિચારે કરેલું કાર્ય પશ્ચાત્તાપને માટે થાય છે અને વિચારપૂર્વક કાર્ય કરનારને આપત્તિરૂપ સમુદ્રમાં પડવાનો વખત આવતો નથી."

તેથી મંત્રીના કહેવાથી રાજાએ સમસ્ત નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે:—

"જે માણસ **દેવવલ્લભ** હારનો પત્તો જણાવશે તેને, પ્રસન્ન થએલો રાજા પાંચ ગામ ઇનામમાં આપશે."

આ પ્રમાણે મોટા અવાજે સાત દિવસ સુધી સેવકોએ ઢંઢેરો પીટયો, પરંતુ તે ઢંઢેરાનો કોઇએ પણ સ્વીકાર ન કર્યો (અર્થાત્ એ ઢંઢેરાનો સ્પર્શ કરીને હારની શોધ કરવાનું કોઈએ પણ માથે ન લીધું). [એટલે] પછી રાજાએ જ્યોતિષીઓને પૂછ્યું. તેઓએ કહ્યું કેઃ—"હે રાજન્! હાર નહિ મળે."

વળી ત્યાં એક **ભૂમિદેવ** નામનો જ્યોતિષી રહેતો હતો તેને બોલાવીને હારની પ્રાપ્તિ સંબંધી રાજાએ પૂછયું. તેણે કહ્યું કેઃ—"હે રાજેન્દ્ર! આજ રાત્રે તપાસ કરીને –જોઇને હું કહીશ."

તે દિવસ આપીને સવારે તેને બોલાવ્યો. તેણે કહ્યું કેઃ—"હે રાજેન્દ્ર! (આ બાબત) ન પૂછશો, (કારણ કે) નહિ કહેવાથી થોડુંક દુઃખ છે, અને કહેવાથી મહાદુઃખ છે." (આ પ્રમાણે કહેવાથી) રાજાએ વિશેષે કરીને પૂછવાથી તેણે કહ્યું કેઃ—"(હે રાજન્!) લક્ષ મૂલ્યવાળો એ **(દેવવલ્લભ)** હાર જેની પાસેથી તમોને મળી આવશે, તે તમારી પછી તમારી જ ગાદીએ રાજા થશે. આ બાબતમાં સંશય નથી; (કારણ કે) આ દેવતાનું વચન છે–દેવતાએ કહેલું છે; પરંતુ ઘણા વર્ષ પછી [આ પ્રમાણે બનશે]. આ સંબંધમાં પૂરાવો એ છે કે–આજથી ત્રીજે દિવસે તમારો હાથી મરી જશે."

આ પ્રમાણે કાનમાં રેડેલા ગરમ સીસા જેવું તે (જ્યોતિષી)નું વચન સાંભળીને રાજા ક્ષણભર માટે મૂર્છિત જેવો થઈ ગયો. મંત્રીએ કહ્યું કેઃ—"[હે સ્વામિન્!] ચિંતા કરવાની કાંઈ જરૂર નથી; ભવિતવ્યતાને કોઈ ટાળી શકતું નથી." કારણ કેઃ—

**"भवितव्यं भवत्येव, नारिकेलफलाम्बुवत् ।**
**गन्तव्यं गमयत्येव, गजभुक्तकपित्थवत् ॥ १ ॥**

નાળિયેરના ફળમાં જળપ્રાપ્તિની માફક જે થવાનું હોય તે થાય છે જ અને હાથીએ ખાધેલાં કોઠાંની માફક જે જવાનું હોય તે અવશ્ય જાય જ છે."

ત્રીજે દિવસે હાથીનું મરણ થયું (અને) જ્યોતિષીનું કહેવું સાચું પડયું. કહ્યું છે કેઃ—

**"अवश्यं भाविभावानां, प्रतिकारो न विद्यते ।**
**तदा दुःखैर्न बाध्यन्ते, नलरामयुधिष्ठिराः ॥ १ ॥**
**उदयति यदि भानुः पश्चिमायां दिशायां**
**विकसति यदि पद्मं पर्वताग्रे शिलायाम् ।**
**प्रचलति यदि मेरुः शीततां याति वह्निः**
**तदपि न चलतीयं भाविनी कर्मरेखा ॥ २ ॥**

નિશ્ચયે થવાવાળી વસ્તુઓનો પ્રતિકાર છે જ નહિ, (જો એમ ન હોત) તો **નળ** રાજા, **રામચંદ્રજી** અને **યુધિષ્ઠર** [જેવા મહાપુરુષો] ને દુઃખો સહન કરવા પડત નહિ.

જો સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે–ઉગે, જો કમળનું ફૂલ પર્વતની ટોચ ઉપર રહેલી શિલામાં ખીલે–વિકસે, જો મેરૂ પર્વત ચલાયમાન થાય, અગ્નિ જો શીતળતા ગુણ ધારણ કરે, તો પણ ભવિતવ્યતા ફરી શકતી નથી. અર્થાત્ જે થવાનું હોય તે અવશ્ય થાય છે જ."

ત્યારપછી રાજાએ સાહસપૂર્વક મોટી ધામધૂમથી પોતાનાં પુત્રનો લગ્નમહોત્સવ કર્યો. હારના જવાથી ખેદવાળો અને પુત્રના લગ્નમહોત્સવથી રાજા હર્ષિત થયો. રાજા મંત્રીને કહેવા લાગ્યો કેઃ—નિમિત્તિયાએ હારના ચોરનારને રાજ્ય (મળવાનું) કહ્યું છે તે અસંભવિત છે. તેને [તો] હું શૂળી ઉપર જ રાજ્ય આપીશ. મારા પુત્રો જ મારૂં રાજ્ય પાળશે. અર્થાત્ મારી પછી ગાદીએ તો મારા પુત્રો જ આવશે."

મંત્રીએ કહ્યું કેઃ—"હે સ્વામિન્! એ પ્રમાણે જ થશે."

તેનું વચન સાંભળીને રાજ્યના ગર્વથી (તે ચોરને માટે) ગામની બહાર એક શૂળી તૈયાર કરાવી રાજ્ય કરવા લાગ્યો. પરંતુ—

"પોતાના મનથી જ કલ્પેલો ગર્વ ભલા કોને નથી હોતો? ટિટોડી (જેવું પ્રાણી) પણ આકાશના પડવાથી પૃથ્વી ભાંગી જશે એવી બીકે પગ ઉંચા રાખીને સૂઈ રહે છે."

આ તરફ તે જ નગરમાં **પ્રિયશ્રી** નામની ગુણવાન પત્નિવાળો **પાસદત્ત** નામનો એક મોટો ધનવાન શ્રાવક રહેતો હતો. પરંતુ પૂર્વકર્મના સંયોગે કરીને તે નિર્ધન થઈ ગયો. તેથી તે શહેર છોડી દઈને ઘણા કૌટુંબિકના નિવાસવાળા પાસેના '**શ્રીવાસ**' નામના ગામમાં રહેવા લાગ્યો [અને] ત્યાં સુખે કરીને નિર્વાહ કરવા લાગ્યો. કારણ કે કહ્યું છે કેઃ—

"ગામડામાં નવું અનાજ, તાજું શાક, સુગંધીદાર ઘી, દહીં વગેરે મળે છે અને થોડા ખર્ચથી સરસ ભોજન કરી શકાય છે." પરંતુ ત્યાં ઘણો ઉદ્યમ કરવા છતાં પણ ધન ઉત્પન્ન થતું નથી. કારણ કેઃ

"ગમે ત્યાં જાઓ પણ પૂર્વકૃત કર્મ તો સાથે જ આવે છે (તેથી) બાલિકાનું વચન સાંભળીને ડાહ્યો પુરુષ પરદેશ જતો નથી."

ધન વગર મહત્ત્વપણું હોતું નથી, અર્થાત્ ધન વગરનાને કોઈ માન આપતું નથી, કહ્યું છે કેઃ—

" धनैर्दुष्कुलीनाः कुलीनाः क्रियन्ते
धनैरेव पापात् पुनः निस्सरन्ति ।
धनेभ्यो विशिष्टो न लोकेऽस्ति कश्चिद्
धनान्यर्जयध्वं धनान्यर्जयध्वम् ॥ १ ॥

ધનથી હલકા કુલવાળા કુલીન થાય છે, ધનથી જ પાપમાંથી બહાર નીકળે છે. લોકોમાં ધનથી (વધીને) કોઈ પણ શ્રેષ્ઠ નથી [માટે હે લોકો!] તમે ધન ઉત્પન્ન કરો! ધન ઉત્પન્ન કરો."

એટલામાં તે દંપતિને એક પુત્રની પ્રાપ્તિ થઈ. (તેથી) ગરીબાઇમાં પણ તેઓને આનંદ થયો. કહ્યું છે કે:

"संसारभारखिन्नानां तिस्रो विश्रामभूमयः ।
अपत्यं च कलत्रं च, सतां सङ्गतिरेव च ॥ १ ॥

સંસારના ભારથી ખિન્ન થએલાઓને પુત્રની પ્રાપ્તિ, સ્ત્રી અને સત્સંગ—સજ્જનોની સોબત એ ત્રણ વિશ્રામનાં સ્થાન છે."

જ્યારે (એ) પુત્ર એક વરસનો થયો ત્યારે (તે) સાધારણ રોગથી મરણ પામ્યો. (તેથી) માતાને બહુ દુઃખ થયું. કહ્યું છે કે:

"नारीणां प्रिय आधारः, स्वपुत्रस्तु द्वितीयकः ।
सद्दोदरस्तृतीयः स्या-दाधारत्रितयं भुवि ॥ १ ॥

દુનિઆમાં સ્ત્રીઓના ત્રણ આધાર કહેલા છેઃ—પ્રથમ પતિ, બીજો પોતાનો પુત્ર અને ત્રીજો સગો ભાઈ."

સ્ત્રીઓના આધાર રૂપ અને મનોવૃત્તિના કારણરૂપ પુત્ર વિના તેણી (**પ્રિયશ્રી**) બહુ દુઃખ પામી. કારણ કેઃ—

"ग्रामे वासो दरिद्रत्वं, मूर्खत्वं कलहो गृहे ।
पुत्रैः सह वियोगश्च, दुःसहं दुःखपञ्चकम् ॥ १ ॥

ગામડામાં નિવસ, દરિદ્રતા, મૂર્ખપણું, ઘરમાં કલહ અને પુત્રોનો વિયોગ—એ પાંચ દુઃખો દુઃખે કરીને સહન કરી શકાય છે."

પછી **પ્રિયશ્રી**એ પોતાના પતિ **પાસદત્ત**ને કહ્યું કેઃ—"હે સ્વામિન્! અહીં આવવાથી જેવી જોઈએ તેવી ધનની પ્રાપ્તિ ન થઈ, પુત્ર પણ મરણ પામ્યો. લાભ ઇચ્છતા મુદ્દલમાં પણ ખોટ ગઈ, માટે અધર્મી (પ્રતિકુળ) ગામમાં રહેવું આપણને ઉચિત નથી. કહ્યું છે કેઃ—

"यत्र विद्यागमो नास्ति, यत्र नास्ति धनागमः ।
न सन्ति धर्मकर्माणि, न तत्र दिवसं वसेत् ॥ १ ॥

જ્યાં વિદ્યાની કે ધનની પ્રાપ્તિ થાય નહિ અને ધર્મકરણી જ્યાં સાધી શકાય નહિ, ત્યાં એક દિવસ પણ વાસ કરવો નહિ."

વળીઃ—

कुग्रामवासः कुनरेन्द्रसेवा, कुभोजनं क्रोधमुखी च भार्या ।
कन्याबहुत्वं च दरिद्रता च, षड् जीवलोके नरका भवन्ति ॥ १ ॥

ખરાબ ગામમાં વાસ કરવો, અયોગ્ય રાજાની સેવા-નોકરી કરવી, ખરાબ ભોજન, ક્રોધયુક્ત મુખવાળી સ્ત્રી, ઘણી કન્યાઓ અને ગરીબાઈ—આ છ (વસ્તુ) સંસારમાં નરક સમાન છે."

ફરીથી **પ્રિયશ્રી**, પુત્ર સ્નેહનાં દુઃખથી નસીબને ઠપકો આપીને, કહેવા લાગી કે-જો પુત્ર આપ્યો તો વિયોગ શા માટે કર્યો? આપીને પાછું લઇ લેવું (એ સજ્જનને) શોભતું નથી. કારણ કે—

**"जइ देसि देव! तुट्ठो मा जम्मो देसि माणुसे लोए।**
**अह जम्मं मा पुत्तं अह पुत्तं मा विओगं च ॥ १ ॥**

હે દૈવ! જો પ્રસન્ન થએલો એવો તું કંઈ આપવાને ઇચ્છતો હોય તો મનુષ્યલોકમાં જનમ ન આપીશ, અને જો જનમ આપે તો પુત્ર ન આપીશ. અને જો પુત્ર જ આપે તો (તેનો) વિયોગ ન આપીશ."

[ વળી ] હે પ્રાણનાથ! અહીં મને નિરંતર પુત્ર મરણનું દુઃખ સ્મરણમાં આવ્યા કરે છે. તેથી (આપણે) **અશોકપુર** શહેરમાં જઇએ, તો સારૂં. આ પ્રમાણે સાંભળીને શ્રેષ્ઠિએ કહ્યું કે:-"હે પ્રિયા! શહેરમાં તો રહીએ પણ, ત્યાં પાણી, બળતણ, છાણ વગેરે સર્વ ચીજો પૈસાથી જ મળી શકે છે. (તેથી) વ્યવહારીઓએ-ધનવાનોએ નગરમાં રહેવું યોગ્ય છે, અને ગરીબોએ ગામડામાં રહેવું ઉચિત છે. અત્યારે આપણી પાસે ધન નહિ હોવાથી શહેરમાં આપણી સન્મુખ પણ કોઇ જોશે નહિ. કહ્યું પણ છે કે:—

**"हे दारिद्र्य! नमस्तुभ्यं, सिद्धोऽहं त्वत्प्रसादतः।**
**पश्यामि सकलान् लोकान् न मां पश्यति कश्चन ॥ ४२ ॥**

હે ગરીબાઈ! તને નમસ્કાર થાઓ. [ કારણકે ] તારી મહેરબાનીથી મારું કાર્ય સિદ્ધ થઈ ગયું [ તે એકે ] હું તમામ લોકોને જોઇ શકું છું અને મને કોઈ પણ જોતું નથી. અર્થાત્ મારા સામું કોઈ જોવાની દરકાર પણ કરતું નથી."

ધન વગર કોઈ મિત્ર પણ ન થાય. કહ્યું છે કે:—

**"जिणि दिणि चित्त त अप्पणइ, तिणि दिणि मित्त न कोइ।**
**कमलह सूरिज मित्त पुण, जल विण वयरी सोइ ॥ ४३ ॥**

જે દિવસે આપણી પાસે ધન નહિ હોય, તે દિવસે કોઈપણ મિત્ર નહિ થાય. (જેવી રીતે) સૂર્ય કમળોનો મિત્ર હોવા છતાં પણ પાણી ન હોય ત્યારે તે (સૂર્ય જ) દુશ્મન થાય છે."

(**પાસદત્ત** શ્રેષ્ઠિના આ પ્રમાણેના વચન સાંભળીને) **પ્રિયશ્રીએ** શ્રેષ્ઠિ પ્રત્યે કહ્યું કે:-("હે સ્વામિન્!) મોટે ભાગે પુરુષો સુંદર પરિણામવાળી બુદ્ધિવાળા હોય છે, છતાં મારૂં વચન સાંભળો—આ જગ્યાએ **રંક** શ્રેષ્ઠિની માફક આપણને કાંઈ પ્રાપ્તિ થઈ શકે તેમ નથી. કહ્યું છે કે:—

"पुत्रः १ पशुः २, पदाति ३ श्च, पृथिवी ४ प्रमदाऽपि ५ च ।
कुलश्रीवृद्धिदाः पञ्च, कुलश्रीक्षयदा अपि ॥ ४४ ॥

પુત્ર ૧; પશુ ૨, પદાતિ (પગે ચાલવાવાળો) ૩, જમીન ૪, અને સ્ત્રી ૫; આ પાંચ વસ્તુઓ કુળની લક્ષ્મીની વૃદ્ધિ કરનારા પણ છે અને કુળની લક્ષ્મીનો નાશ કરનારા પણ છે."

તેથી (હે સ્વામિન્!) અહીં હવે એક ક્ષણવાર પણ રહેવું ઉચિત નથી. (પોતાની) સ્ત્રીના કદાગ્રહથી શ્રેષ્ઠિએ નગરમાં જવાનું માન્ય રાખ્યું. કારણ કે:—

"राज्ञां स्त्रीणां च मूर्खाणां, बालकानां तथैव च ।
अन्धानां रोगीणां चापि, बलवांश्च कदाग्रहः ॥ ४५ ॥

રાજાઓ, સ્ત્રીઓ, મૂર્ખાઓ, બાળકો તેમ જ આંધળાઓ અને રોગીઓનો કદાગ્રહ બહુ જ બળવાન હોય છે."

તેથી શ્રેષ્ઠિ જેવો શહેરમાં રહેવા માટે શુભ મુહૂર્તે ચાલ્યો, તેવો જ બારણાની આગળ તેના પગમાં કાંટો વાગ્યો. (આ પ્રમાણે) સારા શુકનના અભાવે શેઠ ફરી તે જ ગામમાં રહ્યો. કહ્યું છે કે:

"छीए वत्थविलग्गे कह कह भणिए जत्ति कंटए भग्गे ।
दिट्ठे बिलाडसप्पे न हु गमणं सुंदरं होइ ॥ ४६ ॥

છીંક થાય, બાળક વળગી પડે, લોકો કયાં કયાં એવા શબ્દોથી પ્રશ્ન કરે, કંટક ભાંગે-વાગે, અને બિલાડો તથા સાપ જોવામાં આવે તો બહાર જવું સારૂં નહિ."

ત્યારબાદ કેટલાક દિવસ પછી **પ્રિયશ્રી**ને રાત્રિના વખતે સ્વપ્નમાં ભૂમિ ખોદતાં એક ઉત્તમ, તેજના અંબારવાળું, (અને) વિંધ્યા વગરનું મુક્તાફળ–મોતી મેળવ્યું–મળ્યું. સવારમાં તે સ્વપ્નનો વૃત્તાંત તેણે પોતાના સ્વામીને નિવેદન કર્યો. તેણે પણ વિચારીને કહ્યું કે:—"હે પ્રિયા ! આપણને મુક્તાફળ સદૃશ, કાંતિવાન તથા ગુણવાન એવા પુત્રની પ્રાપ્તિ થશે." કારણ કે:—

"नखइ नारितुरङ्गमह मुत्ताहल खग्गह ।
पाणी जाह न अग्गलु गउ गिरुअत्तम ताह ॥ ४७ ॥

પાણી–તેજ વગરના નખ, સ્ત્રી, અશ્વ, મુક્તાફલ અને તલવારની ઉત્તમતા હોઇ શકતી નથી. અર્થાત્ આ પાંચે વસ્તુઓ પાણીદાર ન હોય તો તેઓની કાંઇ કિંમત નથી."

[સ્વપ્નમાં] અણવિંધેલું મુક્તાફલ દેખવામાં આવ્યું, તેથી પુત્ર પૂર્ણ આયુષ્યવાળો થશે. આ પ્રમાણે [ પતિના વચનો ] સાંભળીને પ્રિયશ્રી બહુ રાજી થઇ. ત્યાર પછી શુભ લગ્નનો યોગ આવે છતે ઉત્તમ નક્ષત્રમાં તેણીએ પુત્રરત્નને જનમ આપ્યો–પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ. શેઠે પણ પોતાની સ્થિતિ અનુસાર તેનો જનમમહોત્સવ કર્યો.

કેટલાક દિવસો વીતી ગયા પછી શુભ મુહૂર્તે પુત્રની સાથે શેઠે **અશોકપુર** તરફ

પ્રયાણ કર્યું, પ્રયાણ કરતી વખતે રસ્તામાં શેઠ સારા શુકનની પ્રતીક્ષા કરતા ઊભા હતા, તેટલામાં જ એક કુતરો મુખમાં અભક્ષ્ય (માંસ) રાખીને જમણી તરફથી ડાબી તરફ ગયો. શેઠે શુકનના જાણકારને પૂછ્યું કે:-"આ શુકન કેવા પ્રકારના છે?" તેણે કહ્યું કે:-"ઉત્તમ" [હે શ્રેષ્ઠિન્!] નગરમાં રહેવાથી તમારાં બધાં કાર્યો સિદ્ધ થશે. કહ્યું છે કે:—

"गच्छतां च यदि श्वा स्याद्, दक्षिणाद् वामवर्तकः ।
सर्वसिद्धिस्तदः नूनं, श्वानेन कथितं ध्रुवम् ॥ ४८ ॥

કુતરાના શુકનને માટે કહેલું છે કે-ગમન કરતાં રસ્તામાં કુતરો જો જમણી તરફથી ડાબી તરફ જાય તો સર્વ કાર્યની સિદ્ધિ નિશ્ચયે કરીને થાય છે."

ત્યારપછી તે જ કુતરો પોતાના બંને કાન ખંજવાળવા લાગ્યો. ત્યારે શકુન પાઠકે કહ્યું કે:-"(હે શ્રેષ્ઠિન્!) આ શુકન ઉત્તમમાં ઉત્તમ ફલ આપશે, અને તમને મોટી સંપદાની પ્રાપ્તિ થશે એમ મને દેખાય છે." કારણ કે:—

"गच्छतां च तदा श्वानः, कर्णं कण्डूयते पुनः ।
द्रव्यलाभं विजानीयात्, महत्त्वं च प्रजायते ॥ ४९ ॥

ગમન કરતાં જો કુતરો કાન ખંજવાળે તો જાણવું કે ધનનો લાભ તથા મહત્ત્વની પ્રાપ્તિ થશે."

પછી શેઠ શુકનની ગાંઠ વાળીને, પોતાના પરિવાર સહિત આગળ ચાલ્યો. અનુક્રમે **અશોકપુર**ની નજીકમાં આવી પહોંચ્યા. એટલે શેઠે કહ્યું-અહીં વાડીમાં ભોજન કરીને આપણે નગરમાં પ્રવેશ કરીએ. કારણ કે કહ્યું છે કે:—

"अभुक्त्वा न विशेद् ग्रामं, न गच्छेदेककोऽध्वनि ।
ग्राह्यो मार्गे न विश्रामः, पञ्चोक्तं कार्यमाचरेत् ॥ ५० ॥"

ભોજન કર્યા સિવાય ગામમાં પ્રવેશ કરવો નહિ, માર્ગે જતાં એકલા જવું નહિ, રસ્તે જતાં (વચમાં) વિસામો લેવો નહિ અને પંચ-પાંચ માણસ જે કહે તે કાર્યનું આચરણ કરવું."

પછી એક આંબાના ઝાડ નીચે વિસામો લઈ, દેવપૂજા કરીને શેઠે પોતાના પરિવાર સહિત ભોજન કર્યું, પછી ત્યાં ક્ષણભર વિશ્રાંતિ લઈને શેઠ વિચાર કરવા લાગ્યો કે-શહેરમાં વ્યાપાર કેવી રીતે થશે? મુડી વગર લાભ ન થાય કારણ કે કહ્યું છે કે:—

"दुग्धं देयानुसारेण, कृषिर्मेघानुसारतः ।
लाभो द्रव्यानुसारेण, पुण्यं भावानुसारतः ॥ ५१ ॥

[ઢોરને] દીધા પ્રમાણે-ખોરાક ખવરાવ્યા પ્રમાણે-દુધ, વરસાદના પ્રમાણે ખેતી; મુડી પ્રમાણે લાભ અને ભાવના પ્રમાણે પુણ્યની પ્રાપ્તિ થાય છે.

વસ્ત્ર વગેરેના આડંબર વિના ધનવાનોના નગરમાં ધનની પ્રાપ્તિ શી રીતે થાય? (અને) ઉધાર પણ કોઈ આપે નહિ. કારણ કે:—"સ્ત્રીઓમાં, રાજદરબારમાં, સભામાં, વ્યવહારમાં, શત્રુઓમાં અને સાસરામાં પણ આડંબરની જ પૂજા થાય છે."
એવામાં અકસ્માત્ આકાશવાણી થઈ કે:—

"એ બાલક એ નગરનું, રાજા હોસિ જાણિ;
પનરે વરસે પુણ્ય બલઈ, ચિંતા હીઇ મ આણિ–૫૩

આ બાળક પંદર વરસની ઉંમરનો થતાં જ આ નગરનો રાજા થશે, માટે મનમાં (તું) કશી ચિંતા ન કરીશ."

(આ સાંભળીને) માતા પિતા બોલ્યા કે–આ બાળકના રાજ્યની સાથે અમારે કાંઈ પ્રયોજન નથી, પરંતુ અમારે તેનું આયુષ્ય દીર્ઘ હોય તેટલું જ પ્રયોજન છે. અર્થાત્ તે જીવતો રહે એટલે બસ. કારણ કે:—"પાણી વિનાનું સરોવર અને સુગંધ વગરના ફૂલની જેમ શોભા નથી, તેમ આયુષ્ય વગરના બત્રીશ લક્ષણવાળા મનુષ્યની (પુત્રની) શોભા શા કામની?"

એક (પુત્ર) તો પહેલાં મરી ગયો. (અને) બીજાની આશા કરીએ છીએ; પરંતુ તે આશા દૈવ–ભાગ્યને આધીન છે. પછી બીજી વાર ઝાડમાંથી આકાશવાણી થઈ કે:—

"એ બાલક ચિરંજીવસઇ, હોસઈ ધનની કોડિ;
સેવા કરસઈ રાયસુઅ, સેવક પરિ કર જોડિ–૫૫

આ બાલક દીર્ઘાયુષી થશે (અને) તેને કરોડોનું ધન થશે–મળશે; રાજપુત્રો પણ બે હાથ જોડીને તેની સેવા કરશે."

[આ સાંભળીને] માતા પિતા હર્ષિત થયા. આ દેવવાણી હોવી જોઇએ, તેમ ધારીને ઉંચે જોયું, પણ તેઓએ કોઈ પણ દેવને દીઠો નહિ. [તેથી] **પાસદત્તે** કહ્યું કે:—"મોટે ભાગે પ્રાણીઓને પુણ્ય વગર દેવનું દર્શન થતું નથી."

"[જેવી રીતે] સેવા કરવામાં તત્પર એવા દેવો તીર્થંકરોના કલ્યાણક મહોત્સવ ઉજવવા તેઓના પ્રબળ પુણ્યના યોગે આવે છે. [તેવી જ રીતે] જેઓનું પ્રબળ પુણ્ય હોય, તેઓને દેવતાઓ પ્રત્યક્ષ થાય છે."–૫૬

ત્યાર પછી શેઠે પુછ્યું કે:—"આપ કયા દેવ છો, આપનું નામ શું છે? (અને) અમારા ઉપર આપને શાથી હેત છે?"

દેવ બોલ્યો—"તમારો જે પુત્ર મરી ગયો હતો તે હું છું. તમોએ કહેલા **નમસ્કાર મહામંત્ર**ના શ્રવણથી **ધરણેંદ્ર**ના પરિવારમાં દેવ તરીકે ઉત્પન્ન થએલો એવો હું અહીં રહું છું. માતા, પિતા અને ભાઈ ઉપરના સ્નેહને લઈને, મારા ભાઇને જ્યાં સુધી રાજ્ય

પ્રાપ્ત થશે ત્યાં સુધી હું મદદ કરીશ. આ મારો ભાઈ બહુ જ ભાગ્યશાળી છે. માટે તમારે હવે કોઈ પણ જાતની ચિંતા કરવી નહિ. પરંતુ આ બાળકનું મારા નામે નામ પાડજો, જેથી એ લાંબા આયુષ્યવાળો થશે."

પિતાએ કહ્યું કે:—"તારૂં શું નામ છે?" દેવે કહ્યું કે:—"મારૂં નામ **પ્રિયંકર છે."** તેથી પુત્રનું એ જ નામ પાડવામાં આવ્યું. પિતાએ કહ્યું કે:—"દેવના નામથી આ બાળક અમર થાઓ!" ફરીથી દેવે કહ્યું કે:—"કોઈ મુશ્કેલ કાર્ય આવી પડે અથવા સંકટ આવી પડે, ત્યારે અહીં આવીને, મારા સ્થાનક ઝાડની આગળ ભોગ (ધૂપાદિક) કરજો, જેથી તમારી આશાઓ–ઇચ્છાઓ હું પૂરી કરીશ." કારણ કે:—

"ભોગથી દેવતાઓ, વ્યંતર દેવતાઓ અને ભૂત–પ્રેતો સંતુષ્ટ–પ્રસન્ન થાય છે. (તેથી) ભોગ સંકટનો નાશ કરનાર છે."

ત્યારપછી જેવામાં શેઠ વિજયમુહૂર્તમાં નગરમાં પ્રવેશ કરે છે, તેવામાં જમણી બાજુએ ગધેડું નીકળ્યું. જેથી શેઠે ખરાષ્ટકનો વિચાર કર્યો અને [શુભ શુકન મલવાથી] શેઠ હર્ષિત થયો. કારણ કે:—

**"निर्गमे वामतः श्रेष्ठः, प्रवेशे दक्षिणः शुभः ।**
**पृष्ठतश्च न गन्तव्यं सम्मुखः पथभञ्जकः ॥ ५८ ॥**

ગધેડો ગામની બહાર નીકળતાં ડાબી બાજુએ અને પ્રવેશ કરતાં જમણી બાજુએ નીકળે તો શુભ શુકન જાણવા, પછવાડે નીકળે તો ગમન ન જ કરવું અને સન્મુખ મળે તો પણ માર્ગનો નાશ કરનાર થાય–રસ્તામાં વિઘ્ન આવે." કારણ કે:—

"પ્રથમે ગધેડાનું ભૂંકવું તે હાનિકારક છે, બીજે સિદ્ધિદાયક છે, ત્રીજે જવું જ નહિ, ચોથે સ્ત્રીનો સમાગમ થાય છે, પાંચમે ભય થાય, છઠ્ઠે કલેશ જ થાય, સાતમે સર્વ કાર્ય સફલ થાય અને આઠમે લાભ થાય છે એમ જાણવું."

**વસંતરાજ શાકુન**માં પૃષ્ઠ ૩૮૦–૮૧માં (ખરાષ્ટક) આ પ્રમાણે કહેવામાં આવ્યું છે:—

"वामोऽतिदीर्घः स्थिरगर्दभस्य, सिद्ध्यै रवो वामविचेष्टितस्य ।
पृष्ठाग्रयोर्दक्षिणतश्च शब्दः, स्याद्दक्षिणं चेष्टितुरप्यसिद्ध्यै ॥ १ ॥
कंडूयमानावितरेतरस्य, स्कन्धं रदैः पश्यति गर्दभो यः ।
पांथः प्रयाणे यदि वा प्रवेशे, मिलत्यसौ मित्रकलत्रपुत्रैः ॥ २ ॥
लीलाभदाः स्यु सुरताधिरूढा, वधाय वंधाय च युद्ध्यमानाः ।
धुन्वति देहं श्रवणो तथा ये, निघ्नति कार्याणि सदा खरास्ते ॥ ३ ॥
रौति प्रवेशे यदि दक्षिणेन, स्यादक्षता तत् करणीयसिद्धिः ।
तुल्यो बुधैरश्वरः खरेण, ज्ञेयस्तथा गौरखरोऽपि तुल्यः ॥ ४ ॥

ડાબી બાજુએ ગધેડો ઊભો હોય અને ડાબી તરફ ચેષ્ટા કરતો હોય તથા ડાબી બાજુએ જોરથી ભૂંકતો હોય તો તે સિદ્ધિને કરવાવાળો થાય. જો પછાડી અથવા આગળ કે જમણી બાજુએ ભૂંકતો હોય અથવા ચેષ્ટા કરતો હોય તો તે કાર્યનો નાશ કરવાવાળો થાય. જો પુરુષના પ્રયાણ અથવા પ્રવેશ કરવાના સમયે ગધેડાઓ પરસ્પર પોતાના દાંતોએ કરીને એકબીજાની ખાંધને ખંજવાળતા હોય તો તે પુરુષને પોતાની સ્ત્રી, પુત્ર તથા મિત્રનો મેળાપ થાય. જો ગધેડો સંભોગ કરતો હોય તો તે સ્ત્રીનો લાભ કરનારો થાય. અને જો યુદ્ધ કરતો હોય તો વધ અને બંધનને દેવાવાળો થાય. જો ગધેડો કાન અથવા શરીરને કંપાવતો હોય તો કાર્યનો નાશ કરનારો થાય. જો પ્રવેશ કરતી વખતે ગધેડો જમણી બાજુ ભૂંકતો હોય તો કાર્યની સિદ્ધિ અખંડ કરે. જો આ પ્રમાણે ખચ્ચર પણ કાર્ય કરતો હોય તો આ પ્રમાણે જ ફળ આપનારો જાણવો.

શેઠ સારા શુકને પુત્ર સહિત પોતાના ઘેર જઈને સુખે ધર્મકાર્ય કરવા લાગ્યા. **પ્રિયંકર** પુત્ર દિવસે દિવસે માતા પિતાના મનોરથોની સાથે વૃદ્ધિ પામવા લાગ્યો.

આ વખતે **પ્રિયશ્રી**ના પિયરમાં પોતાના ભાઈનો લગ્નમહોત્સવ શરૂ થયો હતો, તેથી તેણીને બોલાવવાને તેનો ભાઈ આવ્યો. તેણી ( પ્રિયશ્રી ) પણ હર્ષપૂર્વક પોતાના ભાઈની સાથે પોતાના માતપિતાને ઘેર આવી. કારણ કે:—

"માતા, પિતા, પતિ, પુત્ર અને પિયર એ પાંચ સ્ત્રીઓને વહાલા હોવાથી હર્ષનાં કારણ છે."

તે વખતે તેની બીજી બહેનો પણ પોતપોતાના ઘેરથી આવી. [ તે બધી ] ધનવાન હોવાથી, માનપૂર્વક, વાહન સહિત, પોતપોતાના પરિવાર તથા નોકર ચાકરો અને પુત્ર સહિત, ઉત્તમ વસ્ત્રો ધારણ કરીને, તાંબૂલની સુગંધથી મુખને શોભાયમાન કરતી, હીરાથી જડેલા સુવર્ણના આભરણોથી તથા રાખડી અને તિલકથી શોભાયમાન હતી. કસ્તૂરી (ના રસ )થી ( ચીતરેલી ) વેલડીઓથી શોભાયમાન એવી, જાઈ વગેરે સુગંધી ફૂલોથી (વેણીઓથી) મઘમઘાયમાન મસ્તકના વાળવાળી, દેશ ( વિદેશ )માં પ્રખ્યાત એવા ધનવાન પતિઓવાળી, હાથીના જેવી ચાલવાળી, કાનમાં ( પહેરેલા ) સુવર્ણના કુંડલોથી શોભતી, કંઠમાં (પહેરેલા) મોતીના તથા સોનામહોરોના હારથી વિભૂષિત, આંગળીઓમાં રત્નજડિત સુવર્ણ મુદ્રિકાઓથી ભૂષિત અને સુવર્ણના કંકણોથી શોભાયમાન હાથોવાળી, સર્વ કાર્યોની કળામાં પ્રવીણ એવી, અને સોનાના ત્રણ સરના તથા ચાર સરના હાર ધારણ કરેલા છે એવી, તથા સર્વ અંગે આભૂષણ ધારણ કરેલા હોવાથી, દેવાંગનાઓ જેવી સુંદર શોભાયમાન લાગતી હતી.

જ્યારે **પાસદત્ત**ની પત્ની ( **પ્રિયશ્રી** ) તો સામાન્ય વસ્ત્રવાળી, જીર્ણ કાંચળી અને જીર્ણ કસુંબી રંગના ઉત્તરીય વસ્ત્ર-સાડીવાળી, કાનમાં સીસાના કુંડલવાળી, તાંબૂલ રહિત

મુખકમલવાળી, મલીન છે મસ્તકના સમસ્ત વાળ જેના એવી, કંકણુ, વીંટી તથા ઝાંઝર વગરના હાથ પગવાળી, ગરીબાઇને લીધે કામ કરવાથી ખરછટ થઈ ગયા છે હાથ જેણીના એવી, પોતાના સગાઓ પણુ જેનો આદર કરતા નથી એવી, અત્યંત નિર્ધન તે બિચારી ઘરના એક ખૂણામાં બેસીને શરમની મારી મનમાં વિચારવા લાગી કે–જગત્માં કોઈ કોઇને વલ્લભ નથી. કારણુ કે:—

"वृक्षं क्षीणफलं त्यजन्ति विहगाः शुष्कं सरः सारसाः ।
पुष्पं पर्युषितं त्यजन्ति मधुपा भ्रष्टं नृपं सेवकाः ।
निर्द्रव्य पुरुषं त्यजन्ति गणिका दग्धं वनान्तं मृगाः
सर्वः स्वार्थवशाज्जनोऽभिरमते नो कस्य को वल्लभः ॥ ६२ ॥

પક્ષીઓ ફળ રહિત વૃક્ષોનો, સારસ (પક્ષીઓ) સૂકાઈ ગએલા સરોવરનો, ભમરાઓ ગંધ રહિત પુષ્પનો, નોકરો ભ્રષ્ટ થએલા રાજાનો, ગણિકાઓ નિર્ધન પુરુષનો અને મૃગલાઓ બળી ગએલા વનનો ત્યાગ કરે છે. સર્વ કોઈ પોતપોતાના જ સ્વાર્થમાં રમણુતા કરે છે, બાકી કોઈ કોઈને વલ્લભ નથી." તેનું ગૌરવ કોઈ પણુ કરતું નથી. કારણુ કે:—

ગઉરવ કીજઇ અલવડી, નવિ કો કીયા ન રામ;
ગરથ વિહૂણા માણુસહ, ગાદ્દહ ચૂયા નામ–૬૩

જેવી રીતે રામનું વનવાસમાં કોઈ માન કરતું ન હતું, તેવી જ રીતે ધન વગરનાં માણુસનું કોઈ આદર સન્માન કરતું નથી, કારણુ કે ચાડીઆ માણુસની (ખેતરમાં ઊભા કરવામાં આવતા કપડાના માણુસની) કોઈ ખબર લેતું નથી."

ગુરુએ પણુ કહ્યું છે કે:—

"જેમ કાકુએ ધન ઉપાર્જન કર્યું, તેમ તું ધન મેળવ, આ જગત પૈસાદારોનું જ છે. કારણુ કે નિર્ધન મનુષ્યમાં અને મરણુ પામેલા માણુસમાં હું આ જગતમાં કાંઈ જ અંતર નથી જોતો."—૬૫

વેપારીની સ્રીઓ અને બહેનો પણુ તેણીની હાંસી કરતી હતી. લગ્ન માટે ભેગા થએલા બીજા લોકો પણુ કહેવા લાગ્યા કે:—"અહો ! ભગિનીપણું સમાન હોવા છતાં પણુ પુણ્ય અને પાપમાં કેટલું બધું અંતર છે ? આ બિચારી રસોઈ વગેરેનું કામકાજ કરે છે, જ્યારે બીજી (બહેનો) રાણીની માફક (તેણીને) આજ્ઞા કરે છે." કારણુ કે:—

"જેઓ તપ અથવા સંયમ આચરતાં નથી, તેઓ હાથ પગથી બીજા મનુષ્યોની સમાન હોવા છતાં પણુ પુણ્યભાવથી અવશ્ય હીનતત્ત્વને પામે છે–નોકરપણાનું કામ કરે છે."

આ પ્રમાણે બહેનોએ કરેલી હાંસીને જોઇને, મનમાં અતિ ખેદ પામેલી અને દુભાએલી એવી **પાસદત્ત**ની સ્રી (પ્રિયશ્રી) વિચારવા લાગી કે:—"લોકો કુલને કે ગુણુને જોતા નથી, પરંતુ કેવળ ધનને જ માત્ર જુએ છે." કારણુ કે:—

"જાતિ, વિદ્યા અને રૂપ–એ ત્રણે ભલે ખાડમાં પડે, પણ કેવળ ધનનો જ વધારો કરો કે જેનાથી ગુણો પ્રગટ થાય છે."–૬૭

[ અહા ] અભાગણી, અકર્મી અને પુણ્યવગરની એવી હું વિવાહમાં બ્હેનોની હાંસીને પાત્ર થઈ છું, તે પૂર્વભવમાં ખંડિત કરેલા તપનું ફલ છે. કારણ કેઃ—

"અદ્ધો ખણ્ડા તપ કીયા, છતઇ ન દીધાં દાન;
તે કિમ પામઇ જીવડા, પરભવિ ધન બહુમાન.–૬૮

અડધેથી તપનું ખંડન કર્યું હોય અને છતી શક્તિએ દાન ન દીધું હોય, તે જીવો પરભવમાં ધન કે બહુમાનને કેમ કરી પામી શકે ?"

પછી લગ્નમહોત્શવ વીતી ગયા બાદ તે ધનવાન બહેનોનો ભાઈએ ઉત્તમ વસ્ત્રો અને બહુમૂલ્ય આભૂષણો આપીને ગૌરવ સહિત સત્કાર કર્યો અને સાથે આવેલા દાસ દાસી પરિવારને સસરાના ઘરનાં વસ્ત્રોનું દાન કરીને–બક્ષિસ આપીને સંતુષ્ટ કરીને (એ) ભાગ્યશાળી બહેનોને બહુમાનપૂર્વક પોતપોતાના સાસરે વિદાય કરી. [અને] નિર્ધન તથા અકર્મી એવી (પ્રિયશ્રીને) બહેનને ભાઈએ રંગવગરની ટૂંકી અને જાડી એવી સાડી વગેરે આપીને પોતાના સાસરે વિદાય કરી. રસ્તે ચાલતાં મનમાં આર્ત્તધ્યાન કરતી તેણી પોતના-આત્માને કહેવા-લાગી કેઃ—

"અરિ મન અપ્પઉ ખંચ કરિ, ચિંતાજાલિ મ પાડિ;
ફલ તેતું પામીઇ, જેતું લિખિઉ નિલાડઈ.—૬૯

હે મન ! સ્વસ્થ થા ! ચિંતાની જાળમાં ન ફસાઈ જા ! [ કારણ કે ] જેટલું ભાગ્યમાં લખ્યું હશે તેટલું જ ફલ મલશે."

ભાઈએ પણ કેટલું બધું અંતર રાખ્યું–જુદાઈ રાખી ? વળી પાછું મન વાળવા લાગીઃ

"હે મન ! તેતલું મ માગિ, જે તું દેખઈ પરતણું;
લહીયાં લેખિ લાભિ, અણલહીઉં લાભઈ નહીં—૭૦

હે મન ! પારકા પાસે જેટલું તું દેખે, તેટલાની ઈચ્છા કરીશ નહિ. ( કારણ કે ) ભાગ્યમાં જે લેખ લખાયા હશે, તેનાથી વધારે કાંઈ પણ મલશે નહિ." આ માટે મારે હવે તો ભાવથી આદરેલો ધર્મરૂપી ભાઈ જ સ્નેહના કારણભૂત (અને) મારા આધારરૂપ હો !

" विघटन्ते सुताः प्रायो, विघटन्ते च बान्धवाः ।
सर्वं विघटते विश्वे, धर्मात्मानौ तु निश्चलौ ॥ ७१ ॥

પ્રાયે કરીને પુત્રો નાશ પામે છે, બંધુઓ પણ નાશ પામે છે અને દુનિયામાં બીજું બધું નાશ પામે છે, પરંતુ ધર્મ અને આત્મા તો નિશ્ચલ જ છે–નાશ પામતા નથી."

પ્રિયશ્રી ઉતરી ગએલા મોઢે ઘેર આવી. અશ્રુબિંદુઓથી પોતાના હૃદયને ભીંજવતી, છતાં ક્રોધાગ્નિથી બળી રહેલી અને નીચે જમીન તરફ જોતી એવી તેણીને દેખીને તેણીના

પતિ (**પાસદત્તે**) એ કહ્યું કેઃ-વહાલી! શા કારણથી તું આજ ખિન્ન દેખાય છે? શું તારૂં કોઈએ અપમાન કર્યું છે? તારો કોઈએ પરાભવ કર્યો છે? તેણીએ કાંઈ પણ જવાબ ન આપ્યો, કારણ કે કુલવાન સ્ત્રીઓ પિતાના ઘરે પોતાનું થએલું અપમાન સાસરામાં મોટે ભાગે કેમે કરીને કહેતી નથી. અર્થાત્ પોતાના પિયરની હલકાઈ સાસરામાં કોઈ રીતે કરતી નથી. કારણ કેઃ-

"કુલવાન સ્ત્રીઓ પોતાના અપમાનની-દુઃખની વાત બીજાની આગળ કરતી નથી. (જ્યારે) મધ્યમ સ્ત્રીઓ, એક બીજાની વાત એક બીજાને કરીને પરસ્પર ઘરમાં કલેશ કરાવે છે."-૭૨

તોપણ પતિએ આગ્રહથી પૂછવાને લીધે તેણીએ પોતાના પિતાના ઘેર બનેલી બધી ઘટના કહી સંભળાવી. કારણ કેઃ—

"पतिः पूज्यः पतिर्देवः, पतिः स्वामी पतिर्गुरुः ।
सुखे दुःखे कुलस्त्रीणां, शरणं पतिरेव हि ॥ ७३ ॥

કુલીન સ્ત્રીઓને પતિ પૂજ્ય છે, પતિ દેવ છે, પતિ સ્વામી અને પતિ જ ગુરુ છે, સુખમાં કે દુઃખમાં શરણ પણ પતિ જ છે."

**પાસદત્ત** શેઠે કહ્યું કેઃ-"હે ભદ્રે! મારા જાણવામાં આવી ગયું કે ગરીબાઈ જ એક તારા અપમાનનું કારણ છે." કારણ કેઃ—

"ईश्वरेण स्मरो दग्धो, लङ्का दग्धा हनूमता ।
न केनापि हि दारिद्र्यं, दग्धं सत्त्ववताऽप्यहो ॥ ७४ ॥

**મહાદેવે** કામદેવને બાળી નાંખ્યો, **હનુમાનજીએ** લંકાને બાળી, પરંતુ કોઈપણ સાત્વિક પુરુષ આ ગરીબાઈને બાળી ન શક્યો."

પછી પતિએ રોતી એવી **પ્રિયશ્રીને** શાંત કરી, અને કહ્યું કેઃ-"હે પ્રિયા! મનમાં જરાએ દુઃખ લગાડીશ નહિ. બીજાને દોષ દેવા કરતાં પોતાના આત્માને જ દોષ દેવો, સ્વામીને કે મિત્રને દોષ દેવા કરતાં પોતાના કર્મને જ દોષ દેવો જોઈએ."

પોતાના કર્મનો જ વિચાર કરીને, પુણ્યનું આચરણ કરવું અને ભાગ્યચક્રનો જ વિચાર કરવો. કારણ કેઃ-

"कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥ ७६ ॥

કરોડો યુગ ચાલ્યા જાય તોપણ કરેલાં કર્મનો નાશ થતો નથી. [પોતે] કરેલાં શુભ અશુભ કર્મો જરૂરાજરૂર ભોગવવાં જ પડે છે."

હે પ્રિયા! તેઓના ઉપર તારે ગુસ્સો ન કરવો જોઇએ, કારણ કે તારે માટે તો એ

પારકું ઘર ગણાય. કારણ કે **દશવૈકાલિક** સૂત્ર (અ. ૫, ઉ૦ ૨, સૂત્ર ૨૬) માં સાધુઓના માટે કહ્યું છે કેઃ—

"પારકાના ઘરમાં અનેક પ્રકારના ખાદિમ અને સ્વાદિમ (ખાવાના અને મુખવાસ વગેરેના પદાર્થો) હોય (છતાં) પારકો ઈચ્છાથી તે [આપણને] આપે કે ન આપે તોપણ પંડિત પુરુષે તેના પ્રત્યે ગુસ્સે ન થવું જોઈએ."

ત્યારપછી તે (**પ્રિયશ્રી**) હમેશાં નમસ્કાર મંત્ર તથા **ઉપસર્ગહર** સ્તોત્રનું સ્મરણ, ગુણન, દેવવંદન, કાયોત્સર્ગ, પ્રતિક્રમણ વગેરે પુણ્યકર્મ કરવા લાગી. (કારણ કેઃ—)

**"नवकार एक अक्खर, पावं फेडेइ सत्त अयराणं।**
**पण्णासं च पएणं, सागरपणसयं समग्गेणं ॥ ७८ ॥**

નવકાર મન્ત્રનો એક અક્ષર સાત સાગરોપમનું પાપ નાશ કરે છે, [તેનું] એક પદ પચાસ સાગરોપમનું પાપ નાશ કરે છે અને સમગ્ર નમસ્કારમંત્ર પાંચસો સાગરોપમ (વર્ષ)ના પાપનો નાશ કરે છે."

શેઠ (**પાસદત્ત**) તો વિશેષે કરીને અષ્ટપ્રકારી પૂજા કરવા લાગ્યો. જે આ પ્રમાણે—ઉત્તમ ગંધ (ચંદન, કેશર વગેરે), ધૂપ, અક્ષત—ચોખા, દીપક, સુગંધીદાર પુષ્પો, નૈવેદ્ય, ફલ અને જલ એમ આઠ પ્રકારની જિનપૂજા કહેલી છે.

તે વખતે શેઠના પૂર્વ પૂણ્યનો ઉદય થયો. એક વખતે **પ્રિયશ્રી** નવું ઘર લીંપવા માટે ગામની બહારના ભાગમાં માટી લેવા માટે ગઇ. જેટલામાં તેણીએ માટી ખોદવાની શરૂ કરી, તેટલામાં જ શેઠના પુણ્યનો પ્રકાશ કરનાર અને ગરીબાઇનો નાશ કરનાર એવું નિધાન પ્રગટ થયું. તેણીએ જેવી રીતે માટી ખોદી હતી, તે જ પ્રમાણે ઉપર માટી ઢાંકી દીધી અને પોતાના ઘેર આવીને તે વાત પોતાના સ્વામીને નિવેદન કરી. શેઠે ત્યાં આવીને તે જોયું અને રાજાને જણાવ્યું. રાજાએ શેઠની સાથે પોતાના નોકરો મોકલાવ્યા. ત્યાંથી તેઓ નિધાન ખોદીને રાજસભામાં લાવ્યા. (અને) રાજાની આગળ તે (નિધાન) ખજાનો મૂક્યો [અને કહ્યું કે] આપને જેમ ઉચિત લાગે તેમ કરો.

રાજાએ મંત્રી, પુરોહિત વગેરેને પૂછયું કેઃ—"આ માટે શું કરવું યોગ્ય છે?" તેઓએ કહ્યું કેઃ—"આ ખજાનો આપનો જ ગણાય. આ (શેઠ)ને આમાંથી થોડું આપવું."

રાજાએ જેવો એ ધન ગ્રહણ કરવા માટે પોતાનો હાથ તે ખજાનામાં નાખ્યો કે તુરત જ મનુષ્યવાણી થઈ કે—શું હું રાજાને વળગું? રાજપુત્રનું ભક્ષણ કરૂં? કુબુદ્ધિ આપનાર મંત્રીને કે પુરોહિતને ગ્રહણ કરૂં? તેથી બધા બી ગયા અને દૂર ખસી ગયા. (અને કહેવા લાગ્યા કે—) આ ખજાનો કોઈ ભૂત—વ્યંતરથી અધિષ્ઠિત લાગે છે. માટે આ બધું શેઠને જ આપી દો.

પછી રાજાએ **પાસદત્ત** શેઠને પૂછ્યું કે—"જ્યારે તેં આ ખજાનાને જોયો ત્યારે ત્યાં કોઈ પણ માણસ હતું ? [અથવા તો] શું કોઇએ તે સાંભળ્યું કે જોયું છે ?"

શેઠે કહ્યું કેઃ—"હે રાજન્ ! આ નિધાનની વાત હું જાણું છું અને મારી સ્ત્રી જાણે છે, તે સિવાય ત્રીજું કોઈ જાણતું નથી."

રાજાએ કહ્યું કેઃ—"તો મારી આગળ તમે શા માટે કહ્યું ?"

શેઠે કહ્યું કેઃ—"હે રાજન્ ! પારકું ધન ન લેવાનો મારે નિયમ છે. (અને) બધી જમીન રાજાની જ ગણાય છે, તેથી તેની અંદર રહેલું ધન પણ રાજાનું જ ગણાય, તેથી મેં તેને ન લીધું." કારણ કેઃ—

"પડી ગયેલું, ભૂલાઈ ગયેલું, ખોવાઈ ગયેલું, પડી રહેલું, મૂકેલું, કોઇએ રાખેલું અને છુપાવેલું એવું તથા કોઇએ આપ્યા વગરનું એક તરખલું સુદ્ધાં પણ ન લેવું."—૮૦

[વળી] હે રાજેન્દ્ર ! ગૃહસ્થ પુરુષે શુદ્ધ વ્યવહારથી જ ધન ઉપાર્જન કરવું ઉચિત છે. કારણ કેઃ—

" શુદ્ધ વ્યવહારથી શુદ્ધ ધન વધે છે. [અને તેવા શુદ્ધ ધનથી જ] ધાન્ય; દેહ, પુત્ર, પત્ની અને ધર્માનુષ્ઠાન શુદ્ધ થાય છે. (વળી) શુદ્ધ દેહથી જ પ્રાણી ધર્મને યોગ્ય થઈ શકે છે, (અને તે) જે જે કાર્ય કરે છે તે તે સફળ થાય છે."—૮૧, ૮૨.

શેઠના આવા નિયમથી પ્રસન્ન થએલા રાજાએ તે બધું નિધાન તેને સમર્પણ કર્યું. (અને કહ્યું કેઃ—) તારા પુણ્યથી જ આ નિધાન પ્રગટ થએલું છે, માટે તે તારૂં હો ! શેઠ વિચારવા લાગ્યા કે—આ ભવમાં જ વ્રત—નિયમનું ફલ મલ્યું. કારણ કે કહ્યું છે કેઃ—

**" परार्थग्रहणे येषां, नियमः शुद्धचेतसाम् ।**
**अभ्यायान्ति श्रियस्तेषां, स्वयमेव स्वयंवराः ॥ ८३ ॥**

જે પવિત્ર મનવાળા પુરુષોને પારકું ગ્રહણ નહિ કરવાનો નિયમ હોય છે, તેઓને પોતાની મેળે જ લક્ષ્મી સ્વયંવરા થઇને ચાલી આવે છે."

શેઠ નિધાન લઇને પોતાના ઘેર પહોંચ્યો. આ બધું ધર્મનું ફલ છે તેમ સમજ્યો.

" પુણ્યની ઇચ્છાવાળાએ કોઇને કોઈ નિયમ તો અવશ્ય ગ્રહણ કરવો જ ! [કારણ કે] નાનો પણ **નિયમ કમલ** શેઠની[1] માફક બહુ લાભને આપનારો થાય છે."

**પાસદત્ત** શેઠ તે ધનથી વ્યાપારી બન્યો, નવાં મકાનો બનાવ્યાં, નવી દુકાનો કરાવી અને ત્યાં વ્યાપાર કરવા લાગ્યો. [વળી] દુકાન વગેરેમાં વાણીયાના છોકરાઓ (ગુમાસ્તાઓ), દાસ, દાસી, ભેંશ, ઘોડા વગેરેના પરિવારવાળો, [તથા] કુટુંબ કબીલામાં મહત્ત્વને પ્રાપ્ત થયો,—મોટાઇવાળો થયો. કારણ કેઃ—

૧ કમલશેઠની કથા માટે જૂઓ કથા મંજરી બીજા ભાગની કથા પૃ. ૧૯૮ થી ૨૦૮.

"यस्यास्ति वित्तं स नरः कुलीनः, स पण्डितः स श्रुतवान् गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः, सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥ ८५ ॥

જેની પાસે ધન હોય તે માણસ કુળવાન, તે પંડિત, તે જ્ઞાની, તે ગુણનો જાણવાવાળો, તે જ દર્શન કરવા યોગ્ય (પૂજ્ય), [ગણાય છે.] (કારણ કે આ જગતમાં) બધા ગુણો ધનને આશ્રયીને રહેલા છે."

પછી **પ્રિયંકર** નામનો પુત્ર મોટી ઉંમરનો થયો. તેને નિશાળે મોકલવાની શરૂઆત કરવા માટે, મુહૂર્ત કઢાવ્યું. કારણ કે:—

"શુભ વેળાએ કરેલું કાર્ય ઉન્નતિ અને લાભને આપનારૂં થાય છે. [કારણ કે] સારા અવસરે ગણધર પદ પર સ્થાપન કરેલા **ગૌતમસ્વામી** સર્વ લબ્ધિના ભંડાર થયા."—૮૬

પછી, સગાં સંબંધીઓના સન્માન માટે ઘેર મીઠાઈઓ કરાવવામાં આવી. ત્યારે અવસરને ઓળખવાવાળી **પ્રિયશ્રી**એ સ્વામીને કહ્યું—[મારા ભાઈના] લગ્ન વખતે બેનોએ મારી હાંસી કરીને મારૂં અપમાન કર્યું હતું, તે બધીને આમંત્રણ આપીને, આપણા ઘેર જમાડીને, તેઓના પરિવારને વસ્ત્ર વગેરે આપીને, સન્માન આપવાનો આ જ અવસર છે.

"અવસરિ જાણી ઉચિય કરિ અવસરિ લહિ મ ભૂલિ ।
વારંવાર તું જાણજે અવસરિ લહિસિ ન મૂલ્લિ ॥૮૭॥

करचुलुअपाणिएण वि अवसरदिन्नेण मूच्छिओ जियइ ।
पच्छा मुआण सुंदर ! घटसयदिन्नेण किं तेण ! ॥ ८८ ॥

અવસર જાણીને યોગ્ય હોય તે આદરો, અવસર પામીને ભૂલશો નહિ—ભૂલ કરશો નહિ; [હે આત્મા !] તું જાણી રાખ કે ગમે તેટલું ખર્ચ કરવા છતાં ઘડીએ ઘડીએ અવસર આવતો નથી.—૮૭

[હે] સુંદર ! અવસરે આપેલા ચાંગળા માત્ર પાણીથી પણ મૂર્છિત માણસ જીવતો થાય છે. (પરંતુ) મરણ થઈ ગયા બાદ સો ઘડા પાણી આપવાથી પણ શું વળે ?"—૮૮

વળી, તેઓને મારા પુણ્યનું ફલ પણ હું બતાવું. શેઠે કહ્યું—વહાલી ! તેઓનું શું સન્માન કરીએ તો સારૂં ? તેઓના ઉપર કોપ પણ શું (કરવો) અને સ્નેહ પણ શું કરવો ? તેઓએ જે પ્રમાણે કર્યું હતું તે પ્રમાણે હું પણ કરીશ. કહ્યું છે કે:—

"જે જેમ કરે તેના પ્રત્યે આપણે પણ તેમ કરવું, જે આપણી મશ્કરી કરે તેની આપણે પણ મશ્કરી કરવી: [કારણ કે વેશ્યાએ] પક્ષીની પાંખ તોડી નાંખી તો પક્ષીએ વેશ્યાનું મસ્તક મુડાવ્યું."—૮૯

પતિના આ પ્રમાણેના વચનો સાંભળી **પ્રિયશ્રી** બોલી કે:—"હે સ્વામિન્ ! અપકાર પર ઉપકાર કરવો એ ઉત્તમજનોનું લક્ષણ છે." કારણ કે:—

"છેહઇ દીઠઇ છેહ હીયા ! મ દાખિસિ આપ્પણું;
કરિ બહુતેરઉ નેહ ઓછા તે ઉમેટસઇ—॥૯૦॥

कृतघ्ना बहवस्तुच्छा, लभ्यन्तेऽत्र कलौ जनाः ।
कृतज्ञा उत्तमाः स्तोका, अपकारे हितङ्कराः ॥ ९१ ॥

હે હૃદય ! (કોઇના) નાશને જોઇને પોતાનો નાશ ન કરીશ ! (કારણ કે) ઘણો સ્નેહ કરવા છતાં પણ ઉલ્લાસ પામે એવા તો થોડા જ હોય છે. વળી–કલિયુગમાં હલકા અને કૃતઘ્ન માણસો ઘણા મળી આવશે, (પરંતુ) અપકાર કર્યા છતાં પણ ઉપકાર કરવાવાળા કૃતજ્ઞ એવા ઉત્તમ પુરુષો બહુ જ થોડા મળી આવશે.—૯૦, ૯૧.

પછી શેઠે સ્ત્રી (**પ્રિયશ્રી**) ના કહેવાથી તેની બેનોને નિમંત્રણ કરવા માટે પોતાના માણસો મોકલ્યા. તેઓ ત્યાં ગયા, પરંતુ ધનથી ઉન્મત્ત થએલી એવી બહેનોએ તેમની આગતા સ્વાગતા પણ બરાબર ન કરી. પછી તે સેવકોએ જ્યારે ત્યાં આવવા માટે નિમંત્રણ આપ્યું, ત્યારે તેઓ બોલી કે:—" અહો ! જનમથી આ જ પર્યન્ત તો તે બહેનનું ઘર અમે જોયું પણ નથી, અને આજે વળી એવું શું કારણ ઉપસ્થિત થયું ? " તે સેવકો બોલ્યા કે:—" પુત્રને નિશાળે બેસાડવાનો છે, તે ઉત્સવમાં તમને સર્વેને તમારી બહેને બોલાવ્યા છે. " તે બહેનો બોલી કે:—" તમે કહેજો કે અમને આવેલા જ માની લે. " તેમને નોકરોએ અત્યંત આગ્રહપૂર્વક કહ્યું કે–શેઠ અમને ફરીને મોકલશે. ત્યારે તેઓ બોલી કે–અમે જાણીએ છીએ કે એ (કેવી રીતે) ફરી મોકલશે. ગરીબને ઘેર ભોજન માટે જતાં લોકો પણ [અમારી] હાંસી કરે છે. કારણ કે:—

"જેના ઘરમાં અનાજ, શાક, દહીં, દૂધ તથા સાકર ન હોય અને તાંબૂલ પણ દેખવામાં ન આવતાં હોય, ત્યાં સારાં ભોજનની તો વાત જ શી ? "—૯૨.

ધનવાનોને તો તેમના ઘેર જવામાં પણ ખરચ જ થાય છે. આ પ્રમાણે ઉપહાસ કરીને તેઓ રહી ગઈ અને માન્યું નહિ. નોકરો પાછા આવ્યા. પછી **પ્રિયશ્રીએ** પતિને કહ્યુ કે:—"હે સ્વામિન્ ! આપ પોતે જ જાઓ." તેથી શેઠ પોતે ઘોડા પર બેસીને નિમંત્રણ કરવાને માટે તેમના ઘેર ગયા. ઘોડાનો તથા કપડાંનો આડંબર જોઈને, તેઓને વિશ્વાસ આવ્યો. શેઠ પોતાનાં બધાં સગાંઓને બહુમાનપૂર્વક નિમંત્રણ કરીને પાછો આવ્યો અને સર્વ મ્હેમાનોની પોતાના માણસો મારફતે આગતા સ્વાગતા કરાવવા લાગ્યો.

"પાણીનો રસ ઠંડક–શીતલતા, ભોજનનો રસ આદર–સત્કાર, સ્ત્રીઓનો રસ અનુકૂળતા (અને) સુવચન એ મિત્રનો રસ છે."

બધાને ઉતારા આપવામાં આવ્યા. ઘોડા, બળદ વગેરેને પોતાના માણસો મારફત ગોળ, ઘી, ખાણ, પાણી વગેરે અપાવ્યાં. પ્રિયશ્રી બહેનોની આગતા સ્વાગતા કરતી કહેવા

લાગી કે—મારા સામાન્ય ઘરમાં (તમારા ઘરને) ચડી જાય એવું કશું નથી. બ્હેનો (તો) ઘરનો તથા વસ્ત્રાભૂષણોનો ઠાઠ જોઈને હૃદયમાં—મનમાં આશ્ચર્ય પામી, પરંતુ પુરુષના ભાગ્યની આગળ આશ્ચર્યભૂત શું છે? કારણ કે:—

"दाने तपसि शौर्ये च, विद्यायां विनये नये ।
विस्मयो न हि कर्तव्यो, बहुरत्ना वसुन्धरा ॥ ९४ ॥

દાનમાં, તપમાં, પરાક્રમમાં, વિદ્યામાં, વિનયમાં અને ન્યાયમાં વિસ્મય કરવો નહિ, કેમકે પૃથ્વી ઘણા રત્નોથી ભરેલી છે."

પછી શેઠે ભોજન સમયે બધાં સંબંધીઓને માટે થાળી, વાડકા મંડાવીને, પહેલાં સાકરનું પાણી પીરસાવ્યું. પછી કોંકણનાં કેળાં, કોળા પાક, ખારિક, ખજુર, ખાંડ, ગુંદવડાં, ઘેબર, ચારળી, ચારોળી, જલેબી, ટોપરાં, દાડિમ, દ્રાખ, નીલીદ્રાખ, દાડિમકુલી (દાડમના દાણા), પનીસ (ફણસ), ફીણી, સાટા, વરસોલા, પોઉઆ (પૌંઆ), નિમજા-પ્રિસતાં-અખોડ-સેલડી-શૃંગાટક (શિંગોડાં) વગેરે ફળો પીરસાવ્યાં. પછી ખાજાં-સુહાલી (સુંવાળી) -તિલસાંકલી-ખસખસ-સાંકુચ્રિમ (સાંકળી)-માંડી (પુલ્લા) મુરકી (મુરકી) સેવઇઆ લાડૂ, દલીઆ લાડૂ, મોતીઆ લાડૂ, ચારોલી લાડૂ-વાજણા લાડૂ (પુખના લાડૂ) એ પ્રમાણે પકવાનો પીરસાવ્યાં. કેટલીક સ્ત્રીઓને લાપસી પીરસી, ખાંડ સરસી સ્ત્રી જિમઈ હસી જીભે જાઈ ખિસી. કેટલીકને પાપડી; કિસિઉ જિમઈ જીભ આપડી. તદનુ દૂબલી ખાંડિઉં, સબલીઈ છડિઉં હલૂઈ હલૂઈ સોહિઉ, ફૂટરી સ્ત્રીઇ ધોયઉ, ચતુર સ્ત્રીનું જોયઉ, સરહરઉ, ભરહરઉ, આણીઆલઉ, દૂબલઈ પેટિ જાણે કરી ફોડી નીસરસિઇ, જે જમિસઈ તેહ નઈ ઘરનું જિમણ વીસરઇ. આ પ્રમાણે રાજાને ખાવા લાયક ડાંગર ખંડાવીને તૈયાર કરાવેલા ચોખાનો ભાત પીરસ્યો. પછી મગની દાળ વાની પીલી (રંગે પીળી), નેત્રી સીલી પીરસાવી. પછી તરતનું ગરમ કરેલું અને સાક્ષાત્ અમૃત જેવું ઘી પીરસાવ્યું. પછી વડાં ભીનાં ઘણિ ઘોલિ, મરીચ-મીચમી-ખાંડમી-પાપડ તલ્યા, મુહ ભણી હાથ વલ્યા, રાઇતાં ચિણા ડોડી ટીહૂરાં સાલણે ભાણાં ભરિયાં, પૂરિયાં તે કિસ્યાં તીખાં કડૂઆં કસાયલાં મધુરાં ચાર પ્રકારનાં, દુર્જનના હીઆ સરિખાં તીખાં, પાડોસણિની જીભ સરિખાં કડુઆં, શ્રીગુરુના વચન સરિખાં કસાયલાં, માયના સ્નેહ જિસ્યાં મધુરાં, આ પ્રકારના શાક પીરસાવ્યાં. પછી પ્રીસ્યાં (પીરસ્યાં) ઘોલ ગલ્યાં, (ઓલે માથે પલ્યાં) ઘણે દેસાઉરે (દેશાવરે) ભમ્યાં ઇણી પરઈ નથી જિમ્યાં. કેટલાક માણસોને ઘણિદે-ઘરદે-ગજદે ત્રણ જાતની છાશ પીરસાવી (પીરસી). કૂરઃ કણ્ડે લગ્ન ઇષ્ટવત્ તાભિઃ ખુંકારિતમ્, ગલે (ગળે) ખરખરો જાતઃ।

ત્યારે બ્હેન બોલી કે:—"હે બ્હેનો! મારા ઘરનું ભોજન સામાન્ય પ્રકારનું હોવાથી તમારા ગળે ખરખરો થયો છે." તે બ્હેનો બોલી કે:—હે બ્હેન! ભોજન નહિ, પણ તારૂં વચન [કઠોર] છે, તેં અપમાનનું ફળ દેખાડયું છે. ત્યાર પછી તેણીએ સારૂં દહીં મૂકાવ્યું.

પછી કપૂર, લવિંગ–ઇલાયચી–કેશર સહિત બનાવેલાં પાનનાં બીડાં આપ્યાં. ભોજનની આવા પ્રકારની વિશેષતાથી બધાને નવાઈ ઉપજી. સગાં સંબંધીઓએ કહ્યું કે:—"આ પુણ્યવતી પત્નીને મળેલું ધન રાજાને દેખાડયું, (અને) રાજાએ તેને જ આપ્યું. રાજા પણ તેનું બહુમાન કરે છે. બધા સગાંઓ બોલ્યાં કે:—આ શેઠનું પુણ્ય ફલ્યું. કારણ કે:—

**"सुकुलजन्म विभूतिरनेकधा, प्रियसमागमसौख्यपरम्परा ।**
**नृपकुले गुरुता विमलं यशो, भवति धर्मतरोः फलमीदृशम् ॥ ९५ ॥**

સારા (ઉત્તમ) કુળમાં જનમ, અનેક પ્રકારની વિભૂતિઓ, સુખની પરંપરા, સ્નેહીજનોનો મેળાપ, રાજદરબારમાં સન્માન મોટાઈ, નિર્મળ એવો યશ વગેરે ધર્મરૂપી વૃક્ષના ફળ છે [ એમ જાણવું ]."

**પાસદત્ત** શેઠે ધનવાન એવા પોતાનાં બધાં સગાં સંબંધીઓને અપૂર્વ વસ્ત્રો આપ્યાં. **પ્રિયશ્રીએ** પોતાની બહેનોને રેશમી વસ્ત્રો આપ્યાં. ત્યાર પછી **પ્રિયંકર** પુત્રને મોટા ઉત્સાહપૂર્વક, નિશાળે પંડિતની પાસે ભણવાને મૂકયો. બહેને પોતાની બહેનોને કેટલાક દિવસ આગ્રહ કરીને સન્માન અને સ્નેહપૂર્વક રાખી; પરંતુ તે બધી પોતાની મેળે લજ્જા પામતી પરસ્પર કહેવા લાગી કે–ઉત્તમ અને મધ્યમમાં મોટું અંતર જાણવું. [કારણ કે] આ પણ સ્ત્રી છે. પરંતુ એનામાં ગંભીરતા તથા ચતુરાઇ અને સગાંઓ પ્રત્યે કેવો સ્નેહ છે. કેમકે:—

**"वाजिवारणलोहानां, काष्ठपाषाणवाससाम् ।**
**नारीपुरूषतोयानां, अन्तरं महदन्तरम् ॥ ९६ ॥**

ઘોડા ઘોડામાં, હાથી હાથીમાં, લોઢા લોઢામાં, લાકડા લાકડામાં, પત્થર પત્થરમાં, વસ્ત્ર વસ્ત્રમાં, સ્ત્રી સ્ત્રીમાં અને પુરુષ પુરુષમાં મોટું અંતર રહેલું છે. અર્થાત્ બધા સરખા હોતાં નથી."

આપણે પણ તે દિવસે તેણીની જે મશ્કરી કરી હતી, તે ખરેખર આપણે અયોગ્ય જ કર્યું છે, કેમકે :—

"હાંસીથી મોટા માણસો પણ લઘુતા પામે છે. જુઓ ! સહજ હાંસીથી **ધનાએ** સ્ત્રીઓને તજી દીધી. હાંસીથી ક્ષુલ્લવર સાધુનું અવધિજ્ઞાન ચાલ્યું ગયું અને હાંસીથી મિત્રો પણ **દુશ્મન** થઈ જાય છે."—૯૭

પછી તેણીની બહેનોએ ક્ષમા માગી. તે બોલી કે:—"તમારો કાંઈ પણ દોષ નથી, મારા પૂર્વના કરેલાં અશુભકર્મોનો દોષ છે."

તેઓ બોલી કે:—"અમે તે વખતે ધનના અભિમાનની મૂર્ખતાને લીધે નિરર્થક તારૂં અપમાન કર્યું હતું. બીજા કોઇએ પણ ધન, સ્વજનનો મેળાપ, ભોગ, પુત્ર વગેરેનો અહંકાર ન કરવો." કહ્યું છે કે :—

"[હે મૂઢ પ્રાણી!] હું ધનવાન છું એવો ગર્વ ન કર! (તેમજ) હું ધન વગરનો છું એમ સમજીને દુઃખી ન થઈશ! (કારણ કે) ભરેલાં ને ખાલી કરતાં અને ખાલીને ભરેલો કરતાં વિધાતાને વાર લાગતી નથી.–૯૮

લક્ષ્મી પાણીના તરંગોની જેમ ચપળ છે, સંગમ–મેળાપ સ્વપ્ન સમાન છે; અને યૌવનાવસ્થા પવનથી ઉડેલ કપાસ–રૂ સમાન છે."–૯૯

પછી શેઠે બધાં સગાં સંબંધીઓને સન્માનપૂર્વક વિસર્જન કરવાથી પોતપોતાના સ્થાનકે ગયાં. **પ્રિયંકર** સતત ઉદ્યમ અને વિનયપૂર્વક પંડિતની પાસે શાસ્ત્રો ભણવા લાગ્યો. પંડિત પણ તેના વિનયગુણથી રંજિત થઈને પ્રેમપૂર્વક તેને વિદ્યા આપવા લાગ્યો [કારણકેઃ–]

"વિનયથી વિદ્યા ગ્રહણ થઈ શકે, પુષ્કળ ધન આપવા વડે વિદ્યા ગ્રહણ થઈ શકે અથવા તો વિદ્યાના બદલે વિદ્યા લઈ શકાય. આ સિવાય વિદ્યા મેળવવાનું ચોથું કોઈ સાધન નથી."—૧૦૦

"**શ્રેણિક** રાજાએ ચાંડાલને પણ સિંહાસન પર બેસાડીને તેની પાસેથી વિદ્યા લીધી એ સજ્જન પુરુષોનો સુવિનય સમજવો."–૧૦૧

તે થોડા દિવસોમાં બધી વિદ્યાઓમાં પ્રવીણ થઈ ગયો. કેમકેઃ—

"ડાહ્યા માણસોએ પ્રથમ અવસ્થામાં (બાલ્ય વયમાં) વિદ્યાઓ ગ્રહણ કરવી–મેળવવી, બીજી અવસ્થામાં (યૌવન વયમાં) ધન ઉપાર્જન કરવું અને ત્રીજી અવસ્થામાં વૃદ્ધ વયમાં) ધર્મનો સંગ્રહ (ધર્મકરણી) કરવો (કરવી)."–૧૦૨

ત્યારપછી **પ્રિયંકર** ગુરુ મહારાજની પાસે ધર્મશાસ્ત્રો ભણવા લાગ્યો. ગુરુ મહારાજ પણ તેના વિનય ગુણથી, તેને [પ્રેમપૂર્વક] ભણાવવા લાગ્યા. કારણકેઃ–

"विद्या भवन्ति विनयाद् विनयाच्च वित्तं
नृणां भवेच्च विनयान्निजकार्यसिद्धिः ।
धर्मो यशश्च विनयाद् विनयात् सुबुद्धिः
ये शत्रवोऽपि विनयात् सुहृदो भवन्ति ॥ १०१ ॥

વિનયથી વિદ્યા મળે છે, વિનયથી ધન મળે છે, વિનયથી માણસોને પોતાનાં સર્વ કાર્યની સિદ્ધિ થાય છે, વિનયથી ધર્મ અને યશની પ્રાપ્તિ થાય છે. વિનયથી સારી બુદ્ધિની પ્રાપ્તિ થાય છે [અને] વિનયથી દુશ્મનો પણ મિત્રો બની જાય છે."

**દશવૈકાલિક** સૂત્ર (ના અ૦૯, ઉ૦૨, સૂ૦ ૧–૨)માં પણ કહ્યું છે કેઃ–"જેમ ઝાડના મૂળમાંથી થડ થાય છે, થડમાંથી પછી ડાળો થાય છે, ડાળોમાંથી ડાળીઓ નીકળે છે, ડાળીઓમાંથી પાંદડાં, પછી તેને ફૂલ, ફલ અને રસ થાય છે–આવે છે. તેમ ધર્મનું મૂળ વિનય છે અને તેનું છેવટનું ફળ મોક્ષ છે. કે જે વિનયથી કીર્તિ અને સુખ સઘળું જલદી મળી રહે છે."–૧૦૪–૧૦૫.

તે જ [ સાચા ] માતા પિતા જાણવા કે જેઓ પોતાના પુત્રને સંતાનોને બાલપણથી શિક્ષણ અપાવે છે. કેમકેઃ—

"रूपयौवनसम्पन्ना, विशालकुलसम्भवाः ।
विद्याहीना न शोभन्ते, निर्गन्धा इव किंशुकाः ॥ १०६ ॥
पण्डितेषु गुणाः सर्वे, मूर्खे दोषाश्च केवलाः ।
तस्मान्मूर्खसहस्रेण, प्राज्ञ एको न लभ्यते ॥ १०७ ॥
विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरु ।
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं
विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥ १०८ ॥
प्राप्ते महेभ्यवर्गेऽपि, चारिजी वर्णप्रश्निते (?) ।
मुर्खपुत्रोऽवदत् तत्र, द्वारस्थाने कपाटकम् ॥ १०९ ॥

રૂપ અને યૌવનથી સંપન્ન હોય તથા ઉત્તમકુળમાં ઉત્પન્ન થએલા હોય, [ પણ જો] તે વિદ્યા વગરના હોય તો ગંધ વગરના કેસુડાંના ફૂલની જેમ શોભાને પામતા નથી. પંડિતમાં બધા ગુણો હોય છે અને મૂર્ખમાં બધા દોષો જ હોય છે, તેથી જ હજારો મૂર્ખાઓ કરતાં એક ડાહ્યો માણસ શ્રેષ્ઠ ગણાય છે. વિદ્યા એ માણસનું સુંદર રૂપ છે. સારી રીતે ગુપ્ત રાખેલું ધન છે, વિદ્યા ભોગ, યશ અને સુખને દેવાવાળી છે અને વિદ્યા મોટાઓ કરતાં પણ મોટી છે અર્થાત્ સર્વથી શ્રેષ્ઠ છે. પરદેશમાં વિદ્યા બંધુની ગરજ સારે છે. તે જ ઉત્તમ દૈવત–બળ છે. રાજદરબારમાં વિદ્યા જ પૂજાય છે પણ ધન પૂજાતું નથી, તેથી વિદ્યા વગરનો માણસ પશુ સમાન છે. ચતુર એવો પુત્ર હોય તો તે ધનવાનોને વિષે પણ આદર સન્માનને પામે છે. જ્યારે મૂર્ખ પુત્ર હોય તો ઘરના દરવાજા બંધ કરવા જેવું છે અર્થાત્ મૂર્ખ પુત્ર હોય તેના કરતાં તો પુત્ર ન હોય તો સારૂં."–૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯

પ્રિયંકર સમ્યક્ત્વ–રત્નત્રયી (જ્ઞાન, દર્શન અને ચારિત્ર)–નવતત્ત્વ–શ્રાવકનાં બાર-વ્રતને જાણનારો મહાશ્રાવક થયો. ગુરુએ પણ કહ્યું કેઃ–"હે મહાનુભાવ–ભાગ્યશાળી! બાલ્યવયમાં પણ ધર્મ કરવો જોઈએ. કારણ કેઃ—

"દીહા જંતિ વલંતિ નહુ જિમ ગિરિનિજ્ઝરણાઇં;
લહુઅ લગઇ જીવ ! ધમ્મ કરિ સૂઇ નિચિંતો કાંઇ ! ॥૧૧૦॥
જરા જાવ ન પીડઇ, વાહી જાવ ન વડ્ઢઇ;
જાવંદિયા ન હાયિંતિ, તાવ ધમ્મ સમાયરે. ॥૧૧૧॥

જેવી રીતે પર્વતમાંથી નીકળતાં ઝરણાંઓ (આગળ વહે જાય છે અને પાછા વળતાં નથી, તેવી રીતે હે જીવ ! જ્યાંસુધી લઘુપણું છે ત્યાં સુધીમાં ધર્મ કરી લે ! તું બેફીકર થઈને સૂઇ કેમ રહ્યો છે ?–૧૧૦

જ્યાંસુધી ઘડપણ આવીને પીડા કરે નહિ, જ્યાં સુધી વ્યાધિ વધી જાય નહિ, જ્યાં સુધી ઇંદ્રિયો શિથિલ ન થઈ જાય ત્યાં સુધીમાં [હે આત્મન્!] તું ધર્મનું આચરણ કરી લે.—૧૧૧

પછી **પ્રિયંકર** હમેશાં સામાયિક–પૂજા–પચ્ચખાણ–દયા–દાન વગેરે પુણ્યના કાર્યો કરવા લાગ્યો. ગુરુ મહારાજે પણ તેની ધર્મપ્રત્યેની શ્રદ્ધા જાણીને **ઉપસર્ગહર** સ્તોત્રના આમ્નાયો બતાવ્યા. [અને કહ્યું કેઃ–"હે મહાનુભાવ! પ્રાતઃકાળે બ્રાહ્મમુહૂર્ત (સૂર્યોદય પહેલાંનો ચાર ઘડીનો સમય)માં] મૌનપણે પવિત્ર થઇ (સ્નાન કરી શુદ્ધ થઈ) પૂર્વ દિશા તરફ મુખ રાખીને એકાંતે [૧૦૮ વાર] તારે આ **ઉપસર્ગહર** સ્તોત્રનો જાપ કરવો. આ સ્તોત્રની અંદર શ્રીભદ્રબાહુ શ્રુતકેવલીએ અનેક મહા મન્ત્રો ગોઠવેલા છે, કે જેનાથી **ધરણેન્દ્ર–પદ્માવતી–વૈરોટયા** વગેરે સહાય કરે છે. વળી આ (**ઉપસર્ગહર** સ્તોત્ર) નો **૧૨૦૦૦** બાર હજાર વાર સંપૂર્ણ જાપ કરવાથી સર્વ કાર્યો સિદ્ધ થાય છે. (તેમ જ) દુષ્ટ ગ્રહ–ભૂત–પ્રેત–શાકિની–ડાકિની–મરકી (પ્લેગ)–[સાત] ઇતિ–રોગ–જલનો પરાભવ––અગ્નિ–વ્યંતર–દુષ્ટતાવ–સર્પ (નાગ) ઝેર–ચોર–રાજ અને સંગ્રામ વગેરેના ભયો આ સ્તોત્રનું સ્મરણ કરવાથી દૂર થાય છે. અને સુખ, સંતાન, સમૃદ્ધિની પ્રાપ્તિ, સ્વજનોનો મેળાપ, મૃતવત્સા દોષનો નાશ કરીને પુત્રને આયુષ્યની વૃદ્ધિ આપનારાં કાર્યો પણ થાય છે.

**"सर्वोपसर्गहरणं स्तवनं पुमान् यो**
**ध्यायेत् सदा भवति तस्य हि कार्यसिद्धिः ।**
**दुष्टग्रहज्वररिपूरगरोगपीडा–**
**नाशं प्रयान्ति वनिताः ससुता भवन्ति ॥ ११२ ॥**

**उपसर्गहरं स्तोत्रं, ध्यातव्यं भाविना त्वया ।**
**कण्ठे च प्रथमा गाथा, गुणनीया विशेषतः ॥ ११३ ॥**

સર્વ સંકટોને દૂર કરનાર એવા આ સ્તવન–સ્તોત્રનું જે માણસ નિરંતર ધ્યાન કરે છે, તેનાં બધાં કાર્યો સિદ્ધ થાય છે. [તેમ જ તેની] સ્ત્રી મૃતવત્સા દોષવાળી હોય તોપણ તેણીનો તે દોષ નાશ પામીને, સંતાનવાળી થાય છે. (તેથી) હે ભદ્ર! તારે નિરંતર ભાવપૂર્વક આ **ઉપસર્ગહર** સ્તોત્રનું (સ્મરણ કરવું) ધ્યાન ધરવું (અને) કોઈ કષ્ટ આવે છતે તેની પહેલી ગાથાનું વિશેષે કરીને સ્મરણ કરવું."–૧૧૨, ૧૧૩

[આ પ્રમાણે ગુરુ મહારાજનો ઉપદેશ સાંભળીને] તે જ વખતથી **પ્રિયંકરે ઉપસર્ગહર** સ્તોત્ર ગણવાનો નિયમ લીધો. (અને) તે દરરોજ ગણવા લાગ્યો- (જ્યારે) કોઈ વખતે નિયમનો ભંગ થતો (ત્યારે તે) છ વિગયનો ત્યાગ કરતો. આ પ્રમાણે તેનું નિત્ય સ્મરણ કરવાથી સિદ્ધ કરેલા મંત્રની જેમ તે સ્તોત્ર તેને સિદ્ધ થઇ ગયું. જે જે કાર્ય કરતો તે તે કાર્ય તેનું સફલ થવા લાગ્યું.

એક વખત પ્રિયંકર પોતાના પિતાને [ વિનયપૂર્વક અંજલિ જોડીને ] કહેવા લાગ્યો કેઃ–"હે પિતાજી ! હવે તમે વ્યાપારાદિક બધા કાર્યનો ત્યાગ કરીને માત્ર ધર્મધ્યાનનું જ આચરણ કરો." કેમકે ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કેઃ—

"जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तइ ।
धम्मं च कुणमाणस्स, सहला जंति राईओ ॥ ११४ ॥

જે જે રાત્રિ વ્યતીત થાય છે તે પાછી પ્રાપ્ત થતી નથી, ( અને ) ધર્મ કરનાર માણસની રાત્રિઓ સફલ થાય છે."

હે તાત ! હવે હું ઘરનો ભાર બધો ઉપાડી લઇશ. વ્યાપારાદિક કાર્ય પણ હું કરી લઈશ. તે જ સાચો પુત્ર છે કે જે પોતાના પિતાની ચિંતાનો ભાર ઓછો કરે છે. કહ્યું છે કેઃ—

"एकेनापि सुपुत्रेण, सिंही स्वपिति निर्भयम् ।
सहैव दशभिः पुत्रैर्भारं वहति गर्दभी ॥ ११५ ॥

એક સુપુત્રથી પણ સિંહણ નિર્ભય થઇને [ વનમાં ] સૂઈ રહે છે, જ્યારે દશ પુત્રો સાથે હોવા છતાં પણ ગધેડી ભાર ઉપાડે છે."

એક વખતે પિતાએ પ્રિયંકરને નજીકના 'શ્રીવાસ' નામના ગામમાં ઉઘરાણી કરવા મોકલ્યો. ઉઘરાણી પતાવીને સાંજના વખતે પાછા વળતાં તેને ભિલ્લ લોકોએ બાંધ્યો, (અને) બાંધીને તેને શ્રીપર્વતમાંના કિલ્લામાં પોતાના સ્થાને લઈ ગયા અને તે સંબંધીની પોતાના સીમાડાના રાજાને ખબર આપી. તેણે તેને કેદખાનામાં નાખ્યો. અહીં તેના માતાપિતા સંધ્યાકાળે પુત્રને આવવાની રાહ જોવા લાગ્યા અને બોલવા લાગ્યા કે–હે પુત્ર ! તને આજે જ બહાર મોકલ્યો, પણ હજુ સુધી તું પાછો કેમ ન આવ્યો ? તું શું રિસાઈ ગયો ? શું કોઈએ તારો પરાભવ કર્યો ? હે પુત્ર ! હવે તું અહીં તરત આવીને વિરહાતુર એવા અમને તારૂં મુખ બતાવી આનંદ પમાડ. હવે પછી કોઈ પણ સ્થાનકે અમે તને કદીપણ મોકલીશું નહિ. માતા બોલી કે–હે વત્સ ! પ્રિયંકર મારે તો તું એકનો એક દીકરો છે અને મહા-કષ્ટે તારૂં પાલન કર્યું છે, તું અમને અત્યંત વહાલો, સુંદર, મનોહર કાંતિવાળો, સૌને માનવા યોગ્ય, ઘણાનો માનીતો, આભૂષણના કરંડીઆ સમાન, રત્નની માફક અમારા જીવિ-તને ઉલ્લાસ આપનાર, હૃદયને આનંદ આપનારો આકાશ પુષ્પની જેમ અત્યંત દુર્લભ, સ્વપ્નમાં પણ તારૂં દર્શન શી રીતે પ્રાપ્ત થશે ? આ પ્રમાણે પુત્રના ગુણો સંભારતા થકા તે બંને જણા વિલાપ કરવા લાગ્યા. કહ્યું છે કેઃ—

"બીજું બધું દુઃખ સમયના વીતવાની સાથે માણસો વીસરી જાય છે. (પરંતુ) પ્રિયજનના વિયોગનું દુઃખ મરણ વિના વીસરતું નથી–ભૂલાતું નથી."–૧૧૬

અહો ! આજે પ્રિય પુત્ર વિના ઘર સૂનું દેખાય છે, કહ્યું છે કેઃ—

"अपुत्रस्य गृहं शून्यं दिशः शून्या अबान्धवाः ।
मूर्खस्य हृदयं शून्यं, सर्वशून्यं दरिद्रता ॥ ११७ ॥

અપુત્રીયાનું-પુત્ર વગરનાનું ઘર સૂનું છે, ભાઈ વગરની દિશાઓ સૂની છે, મૂર્ખ માણસનું હૃદય શૂન્ય હોય છે, અને) ગરીબાઈમાં બધું સૂનું છે."

એટલામાં કોઈએ કહ્યું કે:" હે શેઠ! તમારા પુત્રને ભિલ્લ લોકો બાંધીને **શ્રીપર્વતે** લઈ ગયા છે." આ ખબર સાંભળીને તે દંપતિ દુઃખી થયા. [ અને ] વિશેષે કરીને નમસ્કાર મન્ત્ર તથા **ઉપસર્ગહર** સ્તોત્રનો પાઠ કરવામાં તથા પૂજા વગેરે ધર્મકાર્યો કરીને પુણ્ય ઉપાર્જન કરવા લાગ્યા. કેમકે:—

"वने रणे शत्रुजलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥ ११८ ॥

વનમાં, યુદ્ધમાં, શત્રુ, જલ કે અગ્નિમાં, મોટા સમુદ્રમાં, પર્વતના શિખર પર, સૂતેલી પરિસ્થિતિમાં, પ્રમત્ત અથવા વિષમ પરિસ્થિતિમાં પણ પૂર્વકૃત પુણ્ય રક્ષણ કરે છે."

એક વખતે **પાસદત્ત** શેઠને દેવતાએ કહેલું વચન યાદ આવ્યું. તેથી અગુરૂ, કપૂર, કસ્તૂરિ વગેરે સુગંધીવાળા પદાર્થો લઈને રાજવાડીમાં દેવથી અધિષ્ઠિત આંબાના ઝાડની જગ્યાએ ધૂપ ઉખેવીને, તે કહેવા લાગ્યો કેઃ—"હે દેવ! મારા પ્રિયંકર પુત્રને રાજ્યનો લાભ થશે, એમ તમે કહ્યું હતું, પરંતુ આ તો ઉલટો નાશ થયો અર્થાત્ તેના વિરહનું દુઃખ અમારા પર આવી પડ્યું છે. [અને] દેવો અસત્ય બોલવાવાળા હોતા જ નથી. કેમકે:–

"મહાપુરુષોના વચનો યુગના અંતસુધી પણ અન્યથા થતા નથી. **અગસ્ત્ય** ઋષિના વચને બંધાયેલો **વિંધ્યાચલ** (પર્વત) અદ્યાપિ વૃદ્ધિ પામતો નથી."—૧૧૯

આપત્તિ વખતે ( હે દેવ! ) તું જ એક અમારો આધાર છે. (આ પ્રમાણેની શેઠની પ્રાર્થના સાંભળીને ) દેવ બોલ્યો કે:—" હે શેઠ! ચિંતા ન કરો." ( પછી ) દૈવી વાણી થઈ કે:—

"સુણરે પાસા મુઝ વચનવિલાસા, મતિ મુકિસિ તું મુખિ નીસાસા;
દેવ હૂયા પ્રિયંકર દાસા, આવસિ પરણી પંચમી વાસા. ॥૧૨૦॥

હે **પાસદત્ત**! તું મારું વચન સાંભળ, તું મુખેથી નિસાસા ન મૂક! દેવતાઓ **પ્રિયંકર**ના સેવક બન્યા છે. ( અને ) પાંચમે દિવસે તે પરણીને આવશે.

આ પ્રમાણે દેવની વાણી સાંભળીને શેઠ હર્ષિત થયો થકો ઘેર આવ્યો. દેવતાએ કહેલી હકીકત પોતાની પત્નિી (પ્રિયશ્રી)ને કહી. સાંભળીને તેણી પણ આનંદિત થઈ.

હવે **શ્રીપર્વત** પર પ્રિયંકરનું શું થયું તે સાંભળો—પછી સીમાડાના રાજા પલ્લિપતિએ સવારમાં પ્રિયંકરને બોલાવીને પૂછ્યું કેઃ—" શું તું શ્રાવક છે?" તેણે કહ્યું કે:–

"અશોક નગરમાં રહેતો નિર્ધન વાણિયો એવો હું પાસેના ગામમાં કોથળો કરીને (ફેરી કરીને) મારો નિર્વાહ કરૂં છું, મારા પિતા વૃદ્ધ છે; મારી માતાને હું એકનો એક પુત્ર છું; કોણ જાણે શા કારણથી તમારા માણસો મને બાંધીને અહીંયાં લાવ્યા છે."

રાજા બોલ્યો કેઃ—"**અશોક**નગરનો **અશોકચંદ્ર** નામનો રાજા અમારો દુશ્મન છે, તેથી તે નગરમાં રહેનારા બધા (અમારા) દુશ્મન જ છે. પરંતુ સેવકોએ તો બહારગામ જતાં તે રાજાના મંત્રિપુત્રને પકડવાને માટે માર્ગ રોકયો હતો. પણ તે હાથમાં આવ્યો નહિ; તેના બદલે તું બંધાઇ ગયો."

**પ્રિયંકર** બોલ્યો કેઃ–"હે સ્વામિન્! તો મારા જેવા ગરીબને બંધનમાં રાખવાથી આપને શું ફાયદો થવાનો છે? મને આખા નગરમાં કોઇપણ ઓળખતું નથી. [આ તો એવું થયુ કે-] રોગ–વ્યાધિ બીજાને થયો હોય અને શેક ત્રીજાને કરવો. આંખો દુઃખતી હોય ત્યારે કાન બાંધવા, દુશ્મનાવટ રાજાની સાથે અને નિરપરાધી મારા જેવા વાણિયાને બાંધ્યો (એ કયાંનો ન્યાય?)." કહ્યું છે કેઃ—

"અપરાધ બીજાએ કર્યો હોય અને બીજાના માથે [આફતો] પડે છે. જેમકે અપરાધ **રાવણે** કર્યો અને વાનરોએ બાંધ્યો સમુદ્રને."–૧૨૧

તેની વચન ચાતુરીથી પલ્લિપતિ આશ્ચર્ય પામીને કહેવા લાગ્યો કેઃ–"–હે કુમાર! જો તું મારા કહ્યા પ્રમાણે કરે તો હું તને મુક્ત કરૂં."

"કુમારે કહ્યું કેઃ–"તે શું?"

"રાજા બોલ્યો કેઃ-"મારા સેવકોને ગુપ્ત રીતે તારા મકાનમાં સાત દિવસ સુધી છુપાવીને રાખ કે જેથી તેઓ ત્યાં રહીને રાજપુત્રને અથવા મંત્રિપુત્રને બાંધીને અહીં લાવે, [અને] હું મારા વેરનો બદલો વાળું."

કુમારે કહ્યું કેઃ—"એવું અકાર્ય હું કોઇપણ રીતે નહિ કરૂં. ભલે જે થવાનું હોય તે થાય." કેમકેઃ—

"अकर्तव्यं न कर्तव्यं, प्राणैः कण्ठगतैरपि।
सुकर्तव्यं तु कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ॥ १२२ ॥

"કંઠે પ્રાણ આવી જાય તો પણ ન કરવા યોગ્ય કાર્યનું આચરણ ન કરવું, [અને] કરવા જેવું હોય તે કંઠે પ્રાણ આવી જાય તો પણ કરવું જ."–૧૨૨

(વળી) રાજાની વિરૂદ્ધ કાર્યનું આચરણ કરવાથી જીવિતનો પણ નાશ થાય. કેમકેઃ– "(જે લોકો) દેશ વિરૂદ્ધ, ગામ વિરૂદ્ધ અથવા રાજાની વિરૂદ્ધ કામ કરે છે. તેઓ અહીંયાં જ બંધન, કલેશ અને મરણને પ્રાપ્ત કરે છે."–૧૨૩

(આ પ્રમાણે સાંભળીને) ગુસ્સે થએલા રાજાએ સેવકોને હુકમ કર્યો કેઃ–"આને

લાકડાની બેડીમાં નાખો." તેથી તેઓએ તેને લાકડાની બેડીમાં નાખ્યો. (અને) તેની આસપાસ પહેરેગીરો રહેવા લાગ્યા. (પછી) કુમાર વિચાર કરવા લાગ્યો કે–ગુરુએ કહ્યું છે કે વિષમ સંકટ ઉપસ્થિત થયે છતે વિશેષે કરીને **ઉપસર્ગહર** સ્તોત્રનું સ્મરણ કરવું. તેથી તેને 'उवसग्गहरं पासं० થી શરૂ થતું **ઉપસર્ગહર** સ્તોત્ર એક ચિત્તે ૧૨૦૦૦ બાર હજાર વાર ગણ્યું. તે વખતે દુશ્મન રાજાના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે:–આ બિચારાને છોડી મૂકવા દે. એને રાખી મૂકવાથી શો લાભ? તે અવસરે તેની સભામાં વિદ્યા સિદ્ધ એવો કોઇ જ્ઞાની પુરુષ આવીને રાજાને આશીર્વાદ આપીને ત્યાં બેઠો. રાજાએ (પણ) કુશળ સમાચાર પૂછવાથી તે બોલ્યો કે:—

"રાજાઓની સૌમ્યદૃષ્ટિથી, પ્રજાજનોના હિતકારી વાક્યોથી અને સંબંધીજનોના અંતઃકરણના વાત્સલ્યથી હું નિરંતર સુખી છું"–૧૨૪

રાજાએ ફરી પૂછયું કે:–"[હે જ્ઞાની પુરુષ!] તમે શું શું જાણો છો?"

તેણે કહ્યું કે:–"જીવિત–મરણ, ગમનાગમન, રોગ, યોગ, ધન, કલેશ, સુખ, દુઃખ અને (માણસોનું) શુભાશુભ (બધું) જાણું છું."–૧૨૫

પલ્લિપતિએ કહ્યું કે:–"તો તું કહે કે–અમારા દુશ્મન એવા અશોકચંદ્ર રાજાનું મરણ ક્યારે થશે, કે જેણે અમારો મુલક લઇ લીધો છે?"

સિદ્ધ પુરુષ બોલ્યો કે:–"હું એકાંતમાં કહીશ."

રાજાએ કહ્યું કે:–"અહીંયાં બધા મારા પોતાના માણસો જ છે, માટે તું કહે."

સિદ્ધે કહ્યું કે:—

**"षट्कर्णो भिद्यते मन्त्रः, चतुष्कर्णो न भिद्यते ।**
**द्विकर्णस्य तु मन्त्रस्य, ब्रह्माऽप्यन्तं न गच्छति ॥ १२६ ॥**

ગુપ્ત વાત છ કાને જાય તો તેનો ભેદ પ્રગટ થઇ જાય છે, ચાર કાને થએલી વાત બહાર આવતી નથી, (અને) બે કાનની વાત તો બ્રહ્મા પણ જાણી શકતા નથી."

પછી રાજાના કાનમાં તેણે **અશોકચંદ્ર** રાજાના મરણનો સમય કહ્યો અને આ બાબતમાં જરા પણ સંદેહ નથી. પછી રાજાએ પ્રગટપણે પૂછયું કે:–"તેની ગાદીએ કોણ બેસશે–આવશે?" તેણે એક ક્ષણભર ધ્યાન ધરીને કહ્યું કે:–"[હે રાજન્!] તેની પછી તેના પુત્રોને રાજ્ય મળશે નહિ તેમજ તેના ગોત્રમાં પણ તેનું રાજ્ય નહિ જાય; પરંતુ [**પ્રિયંકર** નામના વાણિયાના] જે છોકરાને તમે લાકડાની બેડીમાં નાંખ્યો છે, તે જ પુણ્યવંતને તેનું રાજ્ય દેવતાઓ પોતે આપશે."

રાજા બોલ્યો કે:–"હે સિદ્ધ! આવું ઢંગધડા વગરનું શું બોલે છે? તારૂં જ્ઞાન જાણી લીધું. આને તે વળી રાજ્યલક્ષ્મી ક્યાંથી હોય? ધન વગર બહાર નીકળી પડેલા આ

વાણિયાનું નામ પણ કોઇ જાણતું નથી. જેનું પુણ્ય બલવાન હોય તેનું નામ તો સર્વત્ર પ્રસિદ્ધિમાં હોય છે." કહ્યું છે કે:—

"નળરાજા, રામ, પાંડવ, જેવા પુણ્યશાળીઓનાં નામ આખા જગત્‌માં પ્રસિદ્ધ થાય છે, જ્યારે કેટલાકનાં નામ ઘરમાં પણ જાણીતાં હોતાં નથી."–૧૨૭

સિદ્ધ પુરુષ બોલ્યો કે:–"આમાં શંકા કરશો નહિ." આ વાત સાચી ન લાગતી હોય, તો ગઇકાલે તમે શું ખાધું હતું તે ભોજનનાં નામ કહી દઉં."

રાજાએ કહ્યું કે:– "તું કહે."

પછી સિદ્ધ બોલ્યો કે:–"ઘી અને ખાંડ વાળા લાડવા અને પાંચ વડાં, મગ અને અડદની વડી, છાશ અને પાન ખાધું હતું."–૧૨૮

આ પ્રમાણે સાંભળીને રાજાએ તે સત્ય માન્યું. એવામાં કોઇક સભામાંથી બોલ્યું કે:– "ચૂડામણિને જાણવા વાળા લોકો બની ગયેલી વાર્તા જાણે છે, પરંતુ આગામી વાત તેઓ જાણી શકતા નથી."

રાજાએ ફરીને પૂછ્યું કે:–"(હે સિદ્ધ!) આજે હું શું ભોજન કરીશ."

સિદ્ધ પુરુષે કહ્યું કે:–"(હે રાજન્!) મગનું પાણી આજે તમે જમશો અને તે પણ સાંજના સમયે."

રાજાએ કહ્યું કે:–"આ તો બીલકુલ અસત્ય છે. મારા શરીરે આરોગ્ય વર્ત્તે છે અને તાવ વગેરે કાંઇ પણ નથી અથવા બધું હમણાં જ જણાઇ આવશે." સભાના માણસોને આશ્ચર્ય લાગ્યું.

સિદ્ધ પુરુષે કહ્યું કે:–"હે સ્વામિન્! જો આ વાત મારી સાચી પડે તો નક્કી સમજજે કે પ્રિયંકરને ભવિષ્યમાં રાજ્ય મળશે જ."

રાજા બોલ્યો–"તે કયા દિવસે?"

સિદ્ધ પુરુષ બોલ્યો કે:–"માહ મહિનાના અજવાળીઆ પખવાડિયામાં, પૂર્ણિમા અને ગુરુવારના દિવસે પુષ્યનક્ષત્રના વિષે પ્રિયંકર રાજા થશે, તેમાં શંકા નથી."–૧૨૯

રાજાએ તે જ ક્ષણે પ્રિયંકરને છૂટો કર્યો અને ઉત્તમ વસ્ત્રો વડે સત્કાર કરીને પોતાના ઘેર લઇ ગયો. કેમકે:—

"કપ્પડ પગિ પગિ લહંઈ, કે કંચણની રાસિ;
રાયમાણ કેતા લહઇ, કે ન લહઈ સાબાસિ.—૧૩૦

કેટલાક (માણસો) ડગલે ને પગલે કપડાં મેળવે છે, કેટલાક સોનાના ઢગલા મેળવે છે, કેટલાક રાજા તરફથી માન–સન્માન મેળવે છે અને શાબાશી તો કોણ નથી મેળવતા? અર્થાત્ શાબાશી તો બધા મેળવે છે."

પછી રાજાએ [ પ્રિયંકરને] પોતાની પાસે રાખ્યો. સિદ્ધ પુરુષ સાથે લાંબો વખત વાતચીત કરીને સભા વિસર્જન કરી. રાજાએ ઘેર આવીને દાતણ કર્યું, પછી સ્નાન કર્યું, તેવામાં જ એકાએક માથામાં વેદના ઉત્પન્ન થઇ. રસોઇઆએ પ્રાર્થના કરી કે–"હે રાજન્! તમામ રસોઇ તૈયાર થઇ ગઇ છે, માટે જમવા માટે પધારો."

રાજાએ કહ્યું કે:–"હું થોડીવાર પછી ભોજન કરીશ, અત્યારે મારું મસ્તક દુઃખે છે." વળી એટલામાં એકાએક મોઢામાં પણ **સનતકુમાર** ચક્રવર્તિની માફક વેદના ઉઠી. કહ્યું છે કે:–

"કેટલાક પુરુષો **સનતકુમાર** ચક્રવર્તિની માફક થોડા જ માત્રથી બોધ પામે છે. રાજાના શરીરમાં જે ક્ષણિક પીડા થઈ તે દેવે કરેલી જાણવી."—૧૩૧

પછી તે પલંગમાં સૂઈ ગયો. (અને તેને) ઉંઘ આવી ગઈ; સાંજના વખતે (રાજા) જાગ્રત થયો; છતાં પણ શરીરમાં જોઇએ તેવી સ્ફુર્તિ આવી ન હતી. ( એટલામાં રાજાની શિરોવ્યથાના સમાચાર સાંભળી ) મંત્રી ત્યાં આવીને કહેવા લાગ્યો કે—"(હે સ્વામિન્!) સર્વથા લાંઘણ કરવી તે તો ઉચિત નથી. કેમ કે :—

"તાવમાં પણ સર્વથા લાંઘણ નહિ કરતાં, યુક્તિપૂર્વકની લાંઘણ કરવી. (કારણ કે) જે ગુણો લાંઘણમાં કહ્યા છે, તે જ ગુણો અલ્પભોજનમાં સમજવા."—૧૩૨

તેથી મગનું પાણી લેવું તે ઉચિત છે. કારણ કે:—

"મગનું પાણી ત્રિદોષને શાંત કરનારૂં, રેચક, શરીરના અવયવોને શુદ્ધ કરનારૂં, મોળું, રસ વગરનું, તીખું અને તાવનો નાશ કરનારૂં છે."

તેથી રાજાએ રૂચિ વગર પણ મગનું પાણી અને ઔષધિનું પાણી લીધું. તે ઉપર વળી વૈદ્યે માથાના દુઃખાવાને દૂર કરનારી પિત્તનું શમન કરનારી એલચી આપી. કેમકે:–

"एला तिक्तोष्णलघ्वी स्यात् कफवायुविषप्रणुत् ।
वस्तिकण्डुरुजो हन्ति मुखमस्तकशोधिनी ॥ १३४ ॥

ઈલાયચી તીખી, ગરમ અને હલકી છે; [અને] તે કફ અને વાયુના વિકારને દૂર કરનારી છે; ખસ તથા ખરજના દોષને હણનારી તથા મુખ અને મસ્તકને શુદ્ધ કરનારી છે."

બીજા દિવસે સ્વસ્થ થએલા રાજાએ સભામાં બેઠા બેઠા કહ્યું કે–સિદ્ધ પુરુષનું વચન સાચું પડ્યું. પછી મંત્રી, પોતાના કુટુંબ તથા સગાં સબંધીઓને બોલાવીને વિચાર કરવા લાગ્યો કે–આ કુમાર પોતાનું ભાગ્ય જાણતો નથી. (પરંતુ) તેને રાજ્ય જરૂર મલશે જ. તેથી મારી પુત્રી **વસુમતી** નામની જે છે, તે જો તમારી બધાંની સંમતી હોય તો, એની સાથે પરણાવીએ. (કારણ કે) પછીથી એની સગાઇને લીધે આપણે તથા આપણા સંતાનોને પણ સુખ ઉત્પન્ન થશે. પછી બધાંએ બોલ્યા. કે:—"(હે સ્વામિન્!) આપનું વચન યોગ્ય જ છે." પછી તે પલ્લિપતિએ શુભમુહૂર્તે પોતાના કન્યારત્નનું પ્રિયંકરની મરજી

વિના પણ તેની સાથે પાણીગ્રહણ કર્યું. (અને પહેરામણીમાં) પુષ્કળ ધન, ઘોડા, વસ્ત્ર વગેરે આપ્યું. (રાજાએ આપેલા આવાસમાં રહેતો થકો તે પોતાની પ્રિયા સાથે વિચારવા લાગ્યો કે આ બધો **ઉપસર્ગહર** સ્તોત્રનો પ્રભાવ છે. કારણ કે:—

"વિપત્તિના સ્થાને સંપત્તિ, લાકડાની બેડીના બદલે લગ્ન, અપમાનને સ્થાને માનની પ્રાપ્તિ. એ બધું પુણ્યનું જ ફળ છે."—૧૩૫

પછી રાજાએ પ્રિયંકરને તેની પત્ની સહિત દુશ્મનના ભયને લીધે રાત્રિના સમયે પોતાના સેવકોની સાથે પંચમીના દિવસે **અશોકપુરે** પહોંચાડી દીધો. [ત્યાં જઈને] પત્ની સહિત કુમારે પોતાના માતાપિતાને પ્રણામ કર્યાં. દેવની વાણી સત્ય થઈ અને માતાપિતા રાજી થયાં. આ પ્રમાણે **પ્રિયંકર**ને વસુમતી નામની પ્રથમ પત્ની થઈ.

બધા વ્યવસાયમાં કુશળ એવા **પ્રિયંકર** કુમારે કુટુંબનો બધો ભાર માથે લઈ લીધો. પિતા તો વિનયીપુત્રના પ્રતાપે પુણ્યકર્મ જ કરવા લાગ્યો. કેમકે:—

**"ते पुत्रा ये पितुर्भक्ताः स पिता यस्तु पोषकः ।**
**तन्मित्रं यत्र विश्वासः, स भार्या यत्र निर्वृतिः ॥ १३६ ॥**

તે જ [સાચા] પુત્ર છે કે જે પિતાની ભક્તિ કરે, તે જ [સાચા] પિતા છે કે જે પોષક હોય; તે જ [સાચો] મિત્ર છે કે જ્યાં વિશ્વાસ મૂકી શકાય અને તે જ [સાચી] સ્ત્રી છે કે જેની પાસેથી શાંતિ મળી શકે."

એક વખતે **પ્રિયંકર** શ્રીદેવગુરુનું સ્મરણ તથા નમસ્કારમંત્ર અને ઉપસર્ગહર સ્તવન વગેરેનો વિશેષ જાપ-ધ્યાન કરીને સૂઈ ગયો હતો. ત્યારે રાત્રીના પાછલા પ્રહરના વિષે તેણે મહા આશ્ચર્યકારક સ્વપ્ન જોયું. (પછી) તુરત જ જાગૃત થઈને નમસ્કારમન્ત્રનું સ્મરણ કરવા લાગ્યો. કેમકે:—

**"जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो ।**
**जस्स मणे नवकारो संसारो तस्स किं कुणइ' ॥ १३७ ॥**
**एसो मंगलनिलओ, दुहविलओ सयलसंतिजणओ य ।**
**नवकारपरममंतो चिंतिअमित्तो सुहं देइ ॥ १३८ ॥**

જિનશાસનના સારરૂપ અને ચઉદપૂર્વમાંથી જેનો ઉદ્ધાર કરેલો છે, તે નવકાર મંત્ર જેના મનમાં-હૃદયમાં જાગ્રત છે, તેને સંસાર શું કરી શકે ? આ નમસ્કાર મહામંત્ર મંગલના સ્થાનરૂપ, દુઃખનો નાશ કરનાર, અને સમસ્ત શાંતિને કરનાર છે અને તે ચિંતવન માત્રથી સુખને આપનારો છે.—૧૩૭, ૧૩૮.

[પછી તે વિચાર કરવા લાગ્યો કે—] મેં પહેલાં વૃદ્ધ પુરુષોના મુખેથી સાંભળ્યું છે કે—[ઉત્તમ] સ્વપ્ન જોઈને નિદ્રા કરવી નહિ. **વિવેકવિલાસ** (સર્ગ. ૧, શ્લોક ૧૪)માં કહ્યું છે કે:—

"सुस्वप्नं प्रेक्ष्य न स्वप्यं, कथ्यमह्नि च सद्गुरोः ।
दुःस्वप्नं पुनरालोक्य, कार्यः प्रोक्तविपर्ययः ॥ १३९ ॥

સારૂં સ્વપ્ન જોઈને સૂઈ ન જવું અને તે દિવસ ઉગ્યા પછી સદ્ગુરુને કહેવું, [અને] ખરાબ સ્વપ્ન જોઈને ઉપર કહ્યું તેનાથી ઉલટું કરવું અર્થાત્ સૂઈ જવું અને કોઈને પણ કહેવું નહિ."

સવારમાં પોતાને આવેલા સ્વપ્નનું સ્વરૂપ પોતાના પિતાને નિવેદન કર્યું, તે આ પ્રમાણે—[હે પિતા!] મેં મારા પોતાના શરીરમાંથી આંતરડાં ખેંચીને, તેને જુદાં જુદાં કરીને, તે આંતરડાંથી આખા **અશોકપુર**ને ધીમે ધીમે વીંટી લીધું. ત્યારપછી મારા પોતાના શરીરને અગ્નિમાં બળતું જોયું. (અને) જેટલામાં પાણીથી તેને શાંત કરવા ગયો, તેટલામાં હું જાગૃત થઈ ગયો. આ સ્વપ્નનું કેવા પ્રકારનું ફલ મને પ્રાપ્ત થશે ?

**પાસદત્તે** કહ્યું કે:—"**ત્રિવિક્રમ** ઉપાધ્યાયની પાસે જઈને પૂછ. બીજા કોઈની આગળ ન કહીશ, [કારણ કે] તે સ્વપ્નશાસ્ત્રનો જાણકાર છે." કારણ કે—

"पात्रे त्यागी गुणे रागी, भोगी परिजनैः सह ।
शास्त्रे बोद्धा रणे योद्धा, पुरुषः पञ्चलक्षणः ॥ १४० ॥

પાત્રને વિષે દાન દેનારો, ગુણવાન પ્રત્યે અનુરાગવાળો, સ્વજન સાથે ભોજન કરનારો, શાસ્ત્રનો જાણકાર અને સંગ્રામમાં યુદ્ધ કરનારો—[ઉત્તમ] પુરુષનાં આ પાંચ લક્ષણો છે."

પછી **પ્રિયંકર** કુમાર ઉપાધ્યાયના ઘેર ગયો. ત્યાં આગળ તેના બે પુત્રો શાસ્ત્રનું અધ્યયન કરતાં તેના દેખવામાં આવ્યા. તેઓને પૂછ્યું કે–ઉપાધ્યાય ક્યાં છે ? મોટા પુત્રે કહ્યું કે:

"मृतका यत्र जीवन्ति, नजीवा उच्छ्वसन्ति च ।
स्वगोत्रकलहो यत्र, तद्गृहेऽस्ति द्विजोत्तमः ॥ १४१ ॥

મૃતકા જ્યાં જીવતાં થાય છે અને નિર્જીવ શ્વાસોશ્વાસ લે છે તથા સ્વગોત્રમાં જ્યાં કલહ થયા કરે છે, તે ઘેર એ શ્રેષ્ઠ બ્રાહ્મણ છે, અર્થાત્ લુહારના ઘેર ગયા છે."

પછી **પ્રિયંકર** પોતાની બુદ્ધિથી તે લુહારને ઘેર ગયો છે તેમ સમજીને ત્યાં ગયો. ત્યાંથી તેને જવાબ મલ્યો કે–છરી તૈયાર કરાવીને હમણાં જ તે પોતાના ઘેર ગયા. પછી પાછો આવીને તેના નાના પુત્રને પૂછ્યું. તેણે કહ્યું કે:—

"जलानां संगतिर्यत्र प्रीतिश्च जलजैः सह ।
उपकारि वनाधारं, मत्पिता तत्र विद्यते ॥ १४२ ॥

જ્યાં જળ ભેગાં થતાં હોય, કમલની સાથે જ્યાં પ્રીતિ હોય, જે ઉપકારક હોય અને જે વનના આધાર રૂપ હોય ત્યાં મારા પિતા છે."

કુમાર તેઓની બુદ્ધિથી આશ્ચર્ય પામ્યો. શું સરોવરે ગયા છે? આ પ્રમાણે તેનું

કહેવું સાંભળીને તેના બે પુત્રો પણ આશ્ચર્યચકિત થઈ ગયા. કુમાર સરોવરે ગયો અને ઉપાધ્યાયને મલ્યો. ત્યાં તેને પ્રણામ કરીને એકાંતમાં પોતાના સ્વપ્નની વાત તેણે (ઉપાધ્યાયને) કહી. સ્વપ્ન સાંભળીને મનમાં ઘોળાતો હોય તેમ ઉપાધ્યાય ક્ષણવાર સ્તબ્ધ થઈ ગયો. આ સ્વપ્ન રાજ્યને દેનારૂં છે. ફરી ફરીને તેને (પ્રિયંકરને) પૂછવા લાગ્યો. પછી કુમારની સાથે પોતાના ઘર તરફ જવા લાગ્યો તેટલામાં જ હાથમાં પકડેલા અક્ષતથી ભરેલા થાળની અંદર મૂકેલા શ્રીફળવાળી સ્ત્રીઓનું ટોળું સામું આવતું દેખાયુ. પંડિત તે જોઈને વિચારવા લાગ્યો કે-વધામણી તો સન્મુખ જ આવી. ત્યારપછી મસ્તક પર લાકડાનો ભારો ઉપાડીને આવતો માણસ મલ્યો. આ શુકન પણ રાજ્યને સૂચવનારૂં છે. કહ્યું છે કેઃ—

**"प्रवेशे निर्गमे वापि, पट्टो भवति सन्मुखः ।**
**तस्य राज्यं समादेयं, शकुनज्ञेन निश्चितम् ॥ १४३ ॥**

(નગરમાં) પેસતાં કે નીકળતાં જો લાકડાનો ભારો સામો મળે તો તેને રાજ્યની પ્રાપ્તિ થાય, એમ શકુનના જાણનારાઓએ નિશ્ચિત કરેલું છે."

નગરમાં આગળ જતાં તેમને દારૂ ભરેલો ઘડો મલ્યો. એટલે પંડિત બોલ્યો કેઃ— "કુમાર! શુકન તો ઉત્તમ પ્રકારનાં થાય છે." કુમારે કહ્યુ કેઃ—"કેવી રીતે?" પંડિતે કહ્યું કેઃ—"પહેલાં વધામણું, પછી લાકડાનો ભારો અને પછી વળી આ દારૂનો ભરેલો ઘડો." કુમારે કહ્યું કે—"આ ઘડામાં શું છે?" તે બોલ્યો—

**"मदः प्रमादः कलहश्च निद्रा, द्रव्यक्षयो जीवितनाशनं च ।**
**स्वर्गस्य हानिः नरकस्य पन्था, अष्टावनर्थाः करके वसन्ति ॥ १४४ ॥**

આ ઘડામાં મદ, પ્રમાદ, કલહ, નિદ્રા, દ્રવ્યનો ક્ષય, જીવિતનો નાશ, સ્વર્ગની હાની અને નરકની પ્રાપ્તિ, આ આઠ અનર્થો રહેલા છે."

કુમારે કહ્યું કેઃ—"હે પંડિત! જેમાં અનર્થ હોય તે ઉત્તમ શકુન કેમ ગણાય?" પંડિતે કહ્યું—આવા પ્રકારની કઈ ચીજ હોય? તેણે કહ્યું—દારૂ, તો પછી આ દારૂ ભરેલો ઘડો છે અને તેને શકુનશાસ્ત્રના જાણકારોએ ઉત્તમ શકુન તરીકે માનેલો છે.

**"कन्यासाधुमहीशमित्रमहिषीदूर्वादिवर्धापनं**
**वीणामृन्मणिचामराक्षतफलं छत्राब्जदीपध्वजाः ।**
**वस्त्रालङ्कृतिमद्यमांसकुसुमस्वर्णादिसद्धातवो**
**गोमीना दधिदर्पणाग्निविमलाः श्रेष्ठाः कृता दक्षिणे ॥ १४५ ॥**

કન્યા, સાધુ, રાજા, મિત્ર, ભેંશ, દર્ભ વગેરે વધામણીની વસ્તુઓ, વીણા, માટી, મણિ, ચામર, અક્ષત ફળ, છત્ર, કમલ, દીપક, ધ્વજા, વસ્ત્ર, અલંકાર, દારૂ, માંસ, પુષ્પ, સોનું વગેરે ઉત્તમ ધાતુઓ, ગાય, માછલાં, દહીં, દર્પણ, અગ્નિ આ બધી વસ્તુઓ જમણી બાજુએ મલે તો તે શ્રેષ્ઠ છે."

આ પ્રમાણે સાંભળીને કુમારે પ્રમુદિત થઇને, શકુનની ગાંઠ બાંધી અને તેની સાથે સાથે તેના ઘેર ગયો. ત્યાં પંડિતે બહુમાનપૂર્વક પોતાની **સોમવતી** નામની પુત્રી આપવા માટે પ્રાર્થના કરી. કુમારે કહ્યું-હું તો એ વાત પણ જાણતો નથી, મારા પિતા જ તે જાણી શકે, હું તો ફક્ત સ્વપ્નફળ પૂછવા માટે જ અહીં આવ્યો છું, તેના બદલામાં કન્યાદાન તે કેવું ? હું પૂછું છું જુદું, આપ જવાબ જુદો આપો છો, મીઠું માગતા કપૂર આપવા જેવું અને ઘી માગતાં ઉત્તમ વસ્ત્ર ખેંચી આપવા જેવું તમે કર્યું છે. પંડિતે કહ્યું કેઃ— તમે તમારા ઘેર જાઓ, તમારા પિતાને હું વાત કરીશ. (કારણ કે) અપકવ (માણસ) આગળ વાત કહેવાથી તેના હૃદયમાં તે વાત ટકતી નથી. પછી તે પોતાના ઘેર ગયો, પિતાની આગળ બધું સ્વરૂપ નિવેદન કર્યું. તેના પિતા (**પાસદત્ત**) પંડિત પાસે ગયા અને પૂછ્યું કેઃ—"સ્વપ્નના વિચારનું [ફળ] સ્વરૂપ તમે શા કારણથી ન કહ્યું ?" પંડિતે કહ્યું કેઃ—આ સ્વપ્નથી એમ જણાય છે કે-તે આ નગરનો રાજા થશે. કારણ કે સ્વપ્નશાસ્ત્રમાં આ પ્રમાણે કહેલું છે કેઃ—

**"अन्त्रैश्च वेष्टयेद् यस्तु ग्रामं नगरमेव वा ।**
**स ग्रामे नगरे देशे, मण्डले पार्थिवो भवेत् ॥१४६॥**
**आसने शयने याने, शरीरे वाहने गृहे ।**
**दह्यमाने विबुध्येत, तस्य श्रीः सर्वतोमुखी ॥१४७॥**
**समधातोः प्रशान्तस्य, धार्मिकस्यातिनीरुजः ।**
**शान्तपुंसो जिताक्षस्य, स्वप्नौ सत्यौ शुभाशुभौ ॥१४८॥**
**रात्रेश्चतुर्थयामे तु, दृष्टः स्वप्नः फलप्रदः ।**
**मासैर्द्वादशभिः षड्भि-स्त्रिभिरेकेन च क्रमात् ॥१४९॥**

(સ્વપ્નમાં) જે માણસ પોતાના આંતરડાથી ગામ કે શહેરને વીંટી લે, તે ગામ, નગર, દેશ કે મંડલનો રાજા થાય. વળી સ્વપ્નમાં જે માણસ પોતાના આસનને, પથારીને, વહાણને, શરીરને, વાહનને તથા ઘરને સળગતાં જુએ તેને સર્વ પ્રકારે લક્ષ્મી આવી મલે છે. જેની બધી ધાતુઓ સરખી હોય, જે બહુ શાંત, ધાર્મિક, કોઈ પણ જાતના રોગથી રહિત, અને જિતેંદ્રિય હોય એવા પુરુષના જોવામાં આવેલા શુભ કે અશુભ સ્વપ્ન સાચાં હોય છે. રાત્રીના ચારે પ્રહરમાં આવેલા સ્વપ્ન અનુક્રમે બાર મહિને, છ મહિને, ત્રણ મહિને અને એક મહિને ફળદાયક થાય છે."—૧૪૬, ૧૪૭, ૧૪૮, ૧૪૯.

આ પ્રમાણે સાંભળીને 'દેવવાણી પણ સત્ય થઇ' એમ મનમાં સમજીને **પાસદત્ત** શેઠે હર્ષિત થઇને પંડિતને કહ્યું કેઃ—"(હે પંડિતવર્ય !) તમે કહેલું બધું સાચું છે, કારણ કે સર્વજ્ઞે કહેલા શકુનશાસ્ત્રો અન્યથા ન હોય." પંડિતે કહ્યું કેઃ—"તે જ કારણથી મેં તમારા પુત્રને મારી પુત્રી આપી છે." શેઠે એ વાત કબુલ રાખી. સારૂં મુહૂર્ત જોઇને શેઠે પોતાના પુત્રનું પંડિતજીની પુત્રી સાથે મોટા ઉત્સવપૂર્વક લગ્ન કરાવ્યું. હસ્તમોચન

વખતે પંડિતે ધન, સુવર્ણાદિક પુષ્કળ આપ્યું, તે લઈને પોતાની પ્રિયા સાથે તે પોતાના ઘેર આવ્યો. આ પ્રમાણે જૈનધર્મ પાળનાર બ્રાહ્મણ પંડિતની **સોમવતી** નામની પુત્રી **પ્રિયંકર**ની બીજી સ્ત્રી થઈ.

એક વખત તેના ઘરની નજીકમાં દાની, માની, ચતુર અને ઔદાર્ય ગુણમાં આગળ પડતો **ધનદત્ત** નામનો એક કોટયાધિપતિ રહેતો હતો. તેની કીર્તિ અને ગુણોને સૌ કોઈ વખાણતા હતા. કેમકે:—

**"दानेन वर्धते कीर्ति-र्लक्ष्मी पुण्येन वर्धते ।**
**विनयेन पुनर्वित्तं, गुणाः सर्वे विवेकतः ॥ १५० ॥**

દાનથી કીર્તિ વધે છે, પુણ્યથી લક્ષ્મી વધે છે; વિનયથી ધન વધે છે અને બધા ગુણો વિવેકથી વધે છે."

તેને **ધનશ્રી** નામની સ્ત્રી, **જિનદાસ** અને **સોમદાસ** નામના પુત્રો તથા ચાર પુત્રીઓ હતી. **ધનદત્ત** શેઠે નવો આવાસ કરાવવા માટે સારું મુહૂર્ત કઢાવ્યું. પહેલાં શુભદિવસે ભૂમિશોધન કરાવી વાસ્તુશાસ્ત્રની વિધિ પ્રમાણે આવાસ કરાવવાની શરૂઆત કરી. આ સંબંધમાં કહ્યું છે કે:—

**"दुःखं च देवतासन्ने, गृहहानिश्चतुष्पथे ।**
**धूर्तामात्यगृहाभ्यासे, स्यातां सुतधनक्षयौ ॥ १५१ ॥**
**लक्ष्मीनाशकरः क्षीरी, कण्टकी शत्रुभीप्रदः ।**
**अपत्यघ्नोऽफली तस्मा-देषां काष्ठमपि त्यजेत् ॥ १५२ ॥**
**मूर्खाधार्मिकपाखण्डि-पतिततनुरोगिणाम् ।**
**क्रोधिनंत्यजदृप्तानां, प्रतिवेश्मकतां त्यजेत् ॥ १५३ ॥**
**प्रथमान्त्यायामवर्जा, द्वित्रिप्रहरसम्भवा ।**
**छाया वृक्षध्वजादीनां सा सदा दुःखदायिनी ॥ १५४ ॥**

દેવમંદિરની પાસે આવાસ કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે, ચતુષ્પથ (જ્યાં ચાર રસ્તાઓ ભેગા થતા હોય ત્યાં) માં કરવાથી ઘરની હાનિ થાય છે. ધૂર્ત તથા અમાત્યના ઘર પાસે કરવાથી પુત્ર અને ધનનો ક્ષય થાય છે. દુધવાળા ઝાડનું લાકડું ઘર બનાવવામાં ઉપયોગમાં લેવામાં આવે તો લક્ષ્મીનો નાશ થાય છે, કાંટાવાળા ઝાડનું લાકડું ઉપયોગમાં લેવામાં આવે તો શત્રુ તરફના ભયને તે ઉત્પન્ન કરે છે. તથા ફલ નહિ આપનારા ઝાડના લાકડાનો પણ ઉપયોગ નહિ કરવો કારણ કે તે સંતાનનો નાશ કરે છે. (વળી) મૂર્ખ, અધર્મી, પાખંડી, ચારિત્રહીન, શરીરના રોગવાળા, ક્રોધી, ભંગી, ઢેડ અને અભિમાનીઓના, પાડોશને છોડી દેવો. [તથા] પહેલો અને ચોથો પહોર છોડીને, બીજા અને ત્રીજા પહોરની વૃક્ષ કે ધ્વજા વગેરની છાયા જો ઘર ઉપર પડતી હોય તો તે હમેશાં દુઃખને આપનારી છે. ૧૫૧, ૧૫૨, ૧૫૩, ૧૫૪.

કેટલાક દિવસે આવાસ તૈયાર થઈ ગયો. વિજયમુહૂર્ત્તમાં ઘરની ડાબી બાજુએ દેવાલયની સ્થાપના કરીને, શ્રીસંઘ વાત્સલ્ય (સંઘની ભક્તિ), ગરીબોને દાન વગેરે આપીને, **ધનદત્ત** શેઠ પોતાના પરિવાર સહિત નવા આવાસમાં રહેવા લાગ્યો. ત્યાં રહેતાં ત્રણ દિવસ થયા પછી ચોથા દિવસની રાત્રિએ **ધનદત્ત** ઘરની અંદર નિરાંતે સૂતો, સવારમાં જાગ્યો ત્યારે તેણે પોતાને આંગણામાં પલંગ પર સૂતેલો જોયો અને આકાશમાં તારાઓ ઉગેલા પણ જોઇને **ધનદત્ત** વિસ્મય પામ્યો. બીજા દિવસે પણ નમસ્કાર મંત્ર અને ઇષ્ટ દેવતાના સ્મરણ પૂર્વક તે જ નવા આવાસમાં બંને બારણા બંધ કરીને તે સૂઈ ગયો, (પરંતુ) સવારમાં તે જ પ્રમાણે પોતાને બહાર સૂતેલો જોઈને તે ચિંતાતુર થયો. ત્રીજે દિવસે પણ રાત્રિએ ધૂપ ઉવેખીને સૂઈ ગયો તો પણ તેમજ થયું. આથી તે મનમાં બહુ જ ખિન્ન થઈ ગયો, તેના કુટુંબમાંથી કોઈ પણ ત્યાં સૂઈ રહેતું, તે પણ સવારમાં આંગણામાં જ સૂતેલું જોવામાં આવતું. આ પ્રમાણે થવાથી બધા માણસો ભયભીત થઈ ગયા અને તે આવાસમાં કોઈ પણ શયન કરતું ન હતું.

ધનદત્તે જાણ્યું કે—આ આવાસમાં કોઈ પણ દુષ્ટ વ્યંતરનો વાસ હોવો જોઇએ. કેટલાયે મંત્રશાસ્ત્રના જાણકારોને તે સંબંધમાં પૂછ્યું—તે બધા જેમ જેમ મંત્રોપચાર કરવા લાગ્યા, તેમ તેમ વિશેષે કરીને ક્રોધે ભરાએલો વ્યંતર આવાસમાં જનાર માણસોના શરીર ભાગવા લાગ્યો. (તથા) પુરુષ અને સ્ત્રીઓના પરસ્પર વેષ પરાવર્તન કરાવવા લાગ્યો.

આ કારણથી **ધનદત્ત** શેઠ મનમાં વિચારવા લાગ્યો કે—લક્ષ ધન ખર્ચીને કરેલો આ આવાસ નકામો થયો અર્થાત્ મારા લાખ રૂપિયા ખરચવાનું કાંઈ પ્રયોજન રહ્યું નહિ. ચિંતામગ્ન થએલા એવા દરવાજાની બહારના ઓટલા ઉપર બેઠેલા એ **ધનદત્તને પ્રિયંકરે** પૂછ્યું કે:—"[હે શેઠ!] હમણાં તમે ચિંતાતુર કેમ દેખાઓ છો?" શ્રેષ્ઠિએ કહ્યું કે:—હે સત્પુરુષ! કહ્યું છે કે:—

**"चिता दहइ सरीरं, रोगुप्पत्ती अ चित्तविब्भमओ ।**
**चिंताए दुब्बलत्तं, निद्दाणासो अभुक्खाय ॥ १५५ ॥**

ચિંતા શરીરને બાળે છે, ચિંતાથી રોગની ઉત્પત્તિ થાય છે; ચિંતાથી દુર્બલતા, નિદ્રાનો નાશ તથા ભૂખનો નાશ થાય છે."

કુમારે કહ્યું કે:—ચિંતા કરવાથી શું? કેમકે:—

**"जं चिय विहिणा लिहियं तं चिय परिणमइ सयललोअस्स ।**
**इय जाणिऊण धीरा विहुरे वि न कायरा हुंति ॥ १५६ ॥**

જે કાંઈ વિધિના લેખ હોય છે, તે જ પ્રમાણે આખા જગતમાં બને છે; એ પ્રમાણે સમજીને ધીર પુરુષો કાયર થતા નથી."—૧૫૬

તો પણ [હે ભાગ્યશાળી!] તમારી ચિંતાનું કારણ જણાવો. શેઠે પોતાના ઘરનું

સ્વરૂપ તેની આગળ નિવેદન કર્યું. (અને કહ્યું કે:–) હે ભાઈ! જો તમે કાંઈ તેનો ઉપાય જાણતા હો તો કરો. તમે ધર્મવાન અને પરોપકાર પરાયણ છો. કેમકે:—

**" विरला जाणंति गुणा विरला पालंति निद्धणे नेहं ।**
**विरला परकज्जकरा परदुक्खे दुक्खिया विरला ॥ १५७ ॥**

ગુણો જાણનારા વિરલા પુરુષો જ હોય છે, નિર્ધનાવસ્થામાં સ્નેહનું પાલન કરનારા વિરલા હોય છે; પારકાનું કામ કરી આપનાર વિરલા હોય છે અને પારકાના દુ:ખે દુ:ખી થનારા [ પણ ] વિરલા જ હોય છે."

**પ્રિયંકર** બોલ્યો કે:—આનો ઉપાય કરવામાં આઠ દિવસ લાગશે, (અને) અત્યારે તો મારે કામ છે. શેઠ બોલ્યો–ઉત્તમ પુરુષો પોતાનું કામ મૂકીને પણ પારકાનું કામ કરે છે.

**" हुंति परकज्जनिरया निअकज्जपरंमुहा सया सुअणा ।**
**चंदो धवलेइ महिं न कलंकं अत्तणो फुसइ ॥ १५८ ॥**

સજ્જન પુરુષો હમેશાં પોતાના કામમાં બેદરકાર રહીને (પણ) પારકાનું કાર્ય કરવામાં તત્પર હોય છે. (જેવી રીતે) ચંદ્રમા આખી પૃથ્વીને ઉજ્વલ કરે છે પરંતુ પોતાના કલંકને ભૂંસતો નથી."

તેમ જ વળી નૈષધ૦ ( સર્ગ. ૫ શ્લોક ૮૮ ) માં કહ્યું છે કે:—

**" याचमानजनमानसवृत्तेः पूरणाय यत जन्म न यस्य ।**
**तेन भूमिरतिभारवतीयं न द्रुमैर्न गिरिभिर्न समुद्रैः ॥ १५९ ॥**

યાચના કરનારા માણસોની મનોવૃત્તિને પૂર્ણ કરવા માટે જેનો જનમ નથી, તેનાથી જ આ ભૂમિ અત્યંત ભારવાળી છે, પરંતુ વૃક્ષો, પર્વતો કે સમુદ્રોથી તે ભારવાળી નથી."

આ પ્રમાણેના શેઠના વચનોથી **પ્રિયંકરે** તે વાતનો સ્વીકાર કર્યો અને કહ્યું કે— તમારે કોઈ પણ જાતની ચિંતા કરવી નહિ. પછી ચૈત્ર મહિનાની અઠ્ઠાઈમાં કુમાર નવા આવાસમાં **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમાની સ્થાપના કરાવીને, દીપક તથા ધૂપ વગેરે તેની પાસે કરવા પૂર્વક હમેશાં મૌનપણે ૫૦૦ પાંચસો વખત ઉપસર્ગહર સ્તોત્રનો જાપ કરવા લાગ્યો. આઠમા દિવસે બાળકનું રૂપ કરીને વ્યંતર ત્યાં આવીને તેના ધ્યાનભંગ માટે કહેવા લાગ્યો કે—"( હે ઉત્તમ પુરુષ ) તું દયાવાન છે તેથી રોગાક્રાંત એવા મારું રક્ષણ કર ! રક્ષણ કર !" ( આ પ્રમાણે બોલતા થકા ) દશે આંગળીઓ મુખમાં નાખી તો પણ તે ન બોલ્યો. ફરી તે યુવાન થયો અને બોલ્યો કે–આને બાંધીને હું સમુદ્રમાં ફેંકી દઉં છું, એમ કહીને તેને કુદકો માર્યો. [તો પણ] તે ધ્યાનથી ચલાયમાન ન થયો. પછી, વળી તેને હજારો ધોળાવાળવાળા વૃદ્ધનું રૂપ લીધું અને તે કહેવા લાગ્યો કે–હું **નંદીશ્વર**દ્વીપને વિષે યાત્રા કરવા માટે જાઉં છું, તું પણ મારી સાથે ચાલ તો તને પણ હું યાત્રા કરાવું. કુમારે

વિચાર્યું કે-દેવતાને ધોળા વાળ ન હોય, (અને) કોઈની સહાય વિના મનુષ્યોની ત્યાં જવાની શક્તિ નથી. [તેથી] આ જ તે દુષ્ટ વ્યંતર હોવો જોઇએ; એમ સમજીને કુમાર વિશેષ પ્રકારે જાપ અને ધૂપ કરવા લાગ્યો, તેથી તે દુષ્ટ વ્યંતર વીજળીના ઝબકારાની માફક ભાગી ગયો. પછી તે (**ધનદત્ત**) શેઠ પાર્શ્વનાથ પ્રભુના સ્તવનનો જાપ કરીને, સુખપૂર્વક એ ઘરમાં રહેવા લાગ્યો.

**ધનદત્તે** પોતાના કુટુંબની આગળ જણાવ્યું કે-પ્રિયંકરનું ભાગ્ય બહુ જ મોટું છે, એણે આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે, તેથી તેને મારી **શ્રીમતી** નામની પુત્રી આપવા-પરણાવવા ઇચ્છું છું. સ્વજનોએ કહ્યું કે-વૈદ્યે બતાવેલું દૂધ મૂળમાં તો મધૂર-મીઠું હતું જ તેમાં વળી સાકર ભળી! અર્થાત્ 'જોઈતું હતું અને વૈદ્યે કહ્યું.' પછી **ધનદત્તે** હર્ષ સહિત **પ્રિયંકર**ની સાથે પોતાની પુત્રીને પરણાવી. (અને) કરમોચનના અવસરે ઘોડા, હાર, હીરાજડિત મુદ્રિકા, મોતી તથા વસ્ત્રો વગેરે પણ ખૂબ આપ્યાં. (પછી) પોતાની પત્ની સાથે તે પોતાના ઘરમાં રહેવા લાગ્યો. આ પ્રમાણે શેઠની પુત્રી **શ્રીમતી** નામની પ્રિયંકરની ત્રીજી પત્ની થઈ.

પછી કેટલાક દિવસે, વ્યંતરને દૂર કર્યાની વાત **હિતંકર** નામના મંત્રીશ્વરના સાંભળવામાં આવી, કેમકે-ગુપ્ત રીતે કરેલું પુણ્ય હજારો શાખાવાળું [સમય પર] થાય છે. અર્થાત્ પ્રગટ રીતે નહિ કરેલું એવું પુણ્ય પણ હજારગણું ફળ આપે છે. પછી **પ્રિયંકર**ને બોલાવીને સુખ સમાચાર પૂછ્યા. કારણ કે કહ્યું છે કેઃ—

"આવો, પધારો, આ જગ્યાએ બિરાજો, તમને જોઇને મને આનંદ થયો, શા સમાચાર છે, કેમ નબળા દેખાઓ છો, ઘણા લાંબા સમયે કેમ દેખાયા? વગેરે ભાષાથી -શબ્દોવડે ઘેર આવેલા પોતાના સ્નેહીને જે આદરપૂર્વક બોલાવે છે, તેમને ઘેર સદા નિઃશંક મનથી જવું યોગ્ય છે."—૧૬૦

અહો કુમાર! કોઈ પણ પ્રકારના સ્વાર્થ વગરનું તમારૂં પરોપકારીપણું મારા સાંભળવામાં આવ્યું છે. જેમકેઃ—

**"परोकाराय वहन्ति नद्यः, परोपकाराय फलन्ति वृक्षाः ।**
**परोपकाराय दुहन्ति गावः, परोपकाराय सतां विभूतयः ॥ १६१ ॥**
**जलदो भास्करो वृक्षो, दातारो धर्मदेशकाः ।**
**एतेषामुपकाराणां, नास्ति सीमा महीतले ॥ १६२ ॥**

નદીઓ પરોપકારના માટે જ વહે છે, પરોપકારના માટે જ વૃક્ષો ફળ આપે છે; ગાયો પરોપકારના માટે જ દૂધ આપે છે, [અને] સજ્જનોની વિભૂતિઓ પરોપકારના માટે જ હોય છે."—૧૬૧

વળી—"મેઘ, સૂર્ય, વૃક્ષ, દાતાર અને ધર્મનો ઉપદેશ આપનારા [ગુરુઓ]ના ઉપકારની દુનિયા પર સીમા (હદ) જ નથી!"—૧૯૨

[માણસાનો] સ્નેહ પણ સ્વાર્થના કારણે હોય છે કહ્યું છે કે:—

"જન્મથી નિવાસ કરવાને લીધે વિંધ્યાચળ પર હાથીને પ્રીતિ હોય છે, સુગંધ આપવાના ઉપકારથી ભમરાની કમળમાં પ્રીતિ હોય છે, એક બીજાના સંબંધને લીધે સમુદ્ર અને ચંદ્રને પરસ્પર પ્રીતિ દેખાય છે, (અને) પાણીના લોભથી ચાતક પક્ષી મેઘ પર પ્રીતિ રાખે છે–આ પ્રમાણે સર્વત્ર કાંઇકને કાંઇક નિમિત્તને લઇને પ્રાણીઓની પ્રીતિ બંધાય છે; [પરંતુ] મયૂરને જે સ્નેહ વરસાદના પાણીમાં નિષ્કારણથી હોય છે તે જ સાચો સ્નેહ સમજવો. અર્થાત્ મયૂર અને મેઘની જેમ નિષ્કારણ અને નિર્દોષ પ્રીતિ તો વિરલ જ જોવામાં આવે છે."—૧૯૩

[હે મહાનુભાવ!] તને બધા ઉપર નિઃસ્વાર્થ સ્નેહ છે, તેથી તારા યોગ્ય કાંઈક કાર્ય હું કહું છું. કુમારે કહ્યું કે:—"હે મંત્રિન્! હું તો તમારો સેવક છું, જે કાર્ય હોય તે કહો." પછી મંત્રીએ પોતાની પુત્રીનું સ્વરૂપ આ પ્રમાણે નિવેદન કર્યું—એક દિવસે મારી પુત્રી પોતાની સખીઓ સાથે ક્રીડા કરવાને વાડીમાં ગઇ હતી. ત્યાં કોઈક શાકિની, ડાકિની, ભૂત, પ્રેત, અથવા તો વ્યંતરનો દોષ તેને વળગ્યો છે. તે વાતને એક વર્ષ કરતાં વધારે સમય વીતી ગયો છે. તે સંબંધમાં ઘણા ઉપચારો કરવા છતાં પણ દુર્જનને જેમ સારા વચનોથી ગુણ ન થાય તેમ તે બધા ઉપચારો નિષ્ફળ ગયા છે. વળી તે માટે બહુ દેવદેવીઓની માનતાઓ માની, ઘણા વૈદ્યોની દવાઓ કરી, પરંતુ કોઈક રોગ કહે છે, કોઈક ભૂતાદિ દોષ કહે છે અને કોઈક ગ્રહ વગેરેની પીડા છે એમ કહે છે. કહ્યું છે કે:—

"वैद्या वदन्ति कफपित्तमरुत्प्रकोपं
ज्योतिर्विदो ग्रहकृतं प्रवदन्ति दोषम् ।
भूतोपसर्गमथ मन्त्रविदो वदन्ति
कर्मेति शुद्धमतयो यतयो वदन्ति ॥ १९४ ॥

વૈદ્યો વાત, પિત્ત કે કફનો પ્રકોપ કહે છે, જ્યોતિષના જાણકારો ગ્રહનો દોષ કહે છે; માંત્રિકો ભૂતે કરેલો ઉપસર્ગ છે એમ કહે છે અને નિર્મળ બુદ્ધિવાળા સાધુ પુરુષો કર્મનો જ દોષ બતાવે છે."

[આ પ્રમાણે] મોટી મુશ્કેલીમાં પડેલા એવા અમને શું કરવું કે શું ન કરવું તેની કાંઈ સમજણ પડતી નથી. (વળી) અષ્ટમી તથા ચતુર્દશીના દિવસે વિશેષે કરીને પીડા થાય છે, શરીર ભારે થઇ જાય છે, તે દિવસે તે કાંઈ ખાતી નથી, કાંઇ બોલતી નથી અને પૂછીએ તેનો પણ કાંઈ ઉત્તર આપતી નથી, તેથી તેની સાથે કોઇ લગ્ન પણ કરતું નથી; માટે હે પ્રિયંકર! પારકાનું ભલું કરનાર એવો તું મારા પર કૃપા કરીને મારી ચિંતાને

દૂર કર અને કોઈ પણ ઉપાયે ફાયદો કર. આ બાબતમાં જે કાંઇ ધન વગેરે જોઇએ, તે તું કહે તો હું તને પ્રથમથી જ આપું. પોતાના સંતાન વગેરે માટે નહિ વાપરેલા એવા ઘણા ભેગા કરેલા પણ અસ્થિર ધનથી શું લાભ ? કેમકે:—

**" दैवे गुरो च धर्मे च, स्वजने स्वसुतादिषु ।**
**यद् धनं सफलं न स्याद्, तेन किं दुःखहेतुना ॥ १६५ ॥**

દેવ, ગુરુ, ધર્મ, સ્વજન અને પોતાના પુત્રાદિકના ઉપયોગમાં આવી જે ધન સફળ થતું નથી, તેવા દુઃખના હેતુરૂપ ધનથી શું ?

કુમારે કહ્યું કે:–અગુરૂ, કર્પૂર, કસ્તૂરી વગેરે ધૂપની સામગ્રી લાવો, કે જેથી હું કાંઈક તેનો ઉપાય કરું, જો એનું પુણ્ય પ્રબળ હશે, તો મારો કરેલો ઉદ્યમ જરૂર સફળ થશે. કહ્યું છે કે:—

**" उद्यमः प्राणिनां प्रायः, कृतोऽपि सफलस्तदा ।**
**यदा प्राचीनपुण्यानि, सबलानि भवन्ति हि ॥ १६६ ॥**

પ્રાણીઓએ કરેલો ઉદ્યમ પણ પ્રાયે કરીને ત્યારે જ સફળ થાય છે, કે જ્યારે તેઓનાં પૂર્વ પુણ્યો પ્રબળ હોય છે."

મંત્રિએ ધૂપ, ફૂલ વગેરે લાવીને તેને સમર્પણ કર્યાં. પછી કુમાર અષ્ટમી તથા ચતુર્દશીના દિવસે **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમાનું પુષ્પાદિકથી પૂજન કરીને તથા તેની સન્મુખ શ્રેષ્ઠ સુગંધવાળો ધૂપ કરીને, પંચામૃતનો હોમ કરીને નિરંતર **ઉપસર્ગહર** સ્તોત્ર પાંચસો વખત ગણવા લાગ્યો. (અને તેના પ્રભાવથી) પ્રધાન પુત્રીને ધીમે ધીમે ફાયદો થતો ગયો.

આ અવસરે કુમારનું શું થયું તે સાંભળો–**પ્રિયંકર**ના ઘેર કોઈક મધ્યમ વયનો નિર્ધન બ્રાહ્મણ દેશાંતરથી આવ્યો; અને આશીર્વાદ દઈને તેની સન્મુખ બેઠો. **પ્રિયંકર** મધુર વચનોથી બોલ્યો કે:—"હે દ્વિજોત્તમ ! અહીં આપનું આગમન શા નિમિત્તે થયું છે ?" તે બોલ્યો કે:—"હે સત્પુરુષ ! તમારા લાયક કાંઇક કાર્ય છે." ત્યારે કુમાર બોલ્યો કે:–"ખુશીથી તમે કહો, જો મારાથી બની શકશે તો કરીશ." બ્રાહ્મણ બોલ્યો કે:–"જો તમે મારી પ્રાર્થનાનો ભંગ ન કરો તો જ પ્રાર્થના કરૂં."

**" परपत्थणापवन्नं मा जणणि ! जणसु परिसं पुत्तं ।**
**मा उअरे वि धरिज्जसु पत्थणभङ्गो कओ जेण ॥ १६७ ॥**

પારકાની પ્રાર્થના સાંભળીને બેસી રહેનાર એવા પુત્રને હે માતા ! તું જનમ જ ન આપીશ ! [ અને ] જે પારકાની પ્રાર્થનાનો ભંગ કરે એવા પુત્રને તો તું ઉદરમાં પણ ધારણ ન કરીશ. "

વળી હે પરોપકારી તું સાંભળ! ઉત્તમ પુરુષો માટે પરોપકાર એ જ ઉત્તમ વસ્તુ છે. કેમકે:—

"ચાડીઓ (પુરુષ) ખેતરની રક્ષા કરે છે, ધજા મહેલનું, ભસ્મ દાણાનું અને દાંતમાં રાખેલું એવું તરખલું પ્રાણોનું રક્ષણ કરે છે. આ પ્રમાણે જડ વસ્તુઓ પણ રક્ષણ કરે છે, તો પછી પારકા પ્રત્યે ઉપકાર નહિ કરનાર માણસથી શું? અર્થાત્ પારકાપર ઉપકાર ન કરે તો માણસ તરખલાંથી પણ હલકો સમજવો."–૧૯૮

આ પ્રમાણે ઘણું ઘણું કહીને તે બ્રાહ્મણે પોતાનું કાર્ય તેની આગળ નિવેદન કર્યું કે:–"હે ઉત્તમપુરુષ! સાંભળ–**સિંહલદ્વીપ**માં **સિંહલેશ્વર** નામનો રાજા છે. તેણે એક મોટો યજ્ઞ માંડ્યો છે. ત્યાં તેની સમાપ્તિના ઉત્સવ વખતે દક્ષિણામાં બધા બ્રાહ્મણોને તે લક્ષ મૂલ્યવાળો એક હાથી આપવાનો છે; તેથી હું ત્યાં જઇશ. કારણ કે:—

**"किं किं न कयं को को न पत्थिओ कह कह न नामिअं सीसं।**
**दुब्भरउअरस्स कए किं न कयं किं न कायव्वं ? ॥ १९९॥**

[આ] દુઃખે ભરી શકાય એવા પેટને માટે શું શું નથી કર્યું, કોની કોની પાસે ભીખ માગી નથી; ક્યાં ક્યાં મસ્તક નથી નમાવ્યું [અને] શું શું નથી કર્યું?"

તેથી તારી પાસે મારી સ્ત્રીને મૂકવા માટે હું આવ્યો છું. હું મારૂં કાર્ય કરીને જેટલા વખતમાં અહીં પાછો ન આવું; ત્યાં સુધી રૂપ અને લાવણ્યયુક્ત મારી સ્ત્રીને તારે ઘેર સંભાળીને રાખજે. [અને તેની પાસે] પાણી ભરાવવું, રંધાવવું તથા છાશ વલોવવા વગેરે કામ કરાવવું અને ભોજન આપવું. તેવા પ્રકારના કોઇપણ સ્વજનનો મારે અભાવ હોવાથી અને બીજે કોઇપણ ઠેકાણે વિશ્વાસ નહિ આવવાથી ઉત્તમ એવા તારી પાસે તેને મૂકીને હું નિશ્ચિંતપણે જઇ શકું તેમ છું.

કુમાર બોલ્યો કે:–"હે દ્વિજોત્તમ! અહીંયાં તમારા પોતાના ગોત્રના, તમારી જ્ઞાતિના તથા તમારા જ વર્ગના લોકો છે, તેમને સોંપીને તમે જાઓ."

બ્રાહ્મણ બોલ્યો કે:–"[હે સજ્જન!] મારૂં મન કોઇ પણ ઠેકાણે માનતું નથી, ઉત્તમ સ્ત્રીઓને ઉત્તમ ઘરમાં જ રાખવી યોગ્ય છે; તેથી આ મારું કાર્ય કર!"

કુમારે કહ્યું કે:–"હે દ્વિજોત્તમ! કેવળ તમારા આગ્રહથી મારૂં મન નહિ હોવા છતાં પણ માત્ર પરોપકાર માટે જ તમારી પ્રિયાનું હું મારે ઘેર રક્ષણ કરીશ, પરંતુ તમારે કાર્ય પતવીને જલ્દી પાછા આવવું."

બ્રાહ્મણ હર્ષિત થઇને બોલ્યો કે:–"[હે પુરુષોત્તમ!] કાશીનો રહેવાસી, કાશ્યપ ગોત્ર, **કામદેવ** પિતા, **કામલદેવી** માતા, **કેશવ** નામનો, કરપત્ર (છરી) જેના હાથમાં છે એવો, કષાય રંગના વસ્ત્રવાળો–આ સાત કકારની જે એંધાણી આપે તેને આ

સ્ત્રી અર્પણ કરજે !" આ પ્રમાણે કહીને તે બ્રાહ્મણ ચાલતો થયો. કુમારે આશીર્વાદ આપીને કહ્યું કેઃ—

**" तव वर्त्मनि वर्ततां शिवं, पुनरस्तु त्वरितं समागमः ।**
**अयि साधय साधयेप्सितं, स्मरणीयाः समये वयं वयः ! ॥ १७० ॥**

[હે વિપ્ર !] તમને તમારો માર્ગ સુખરુપ થાઓ, તમારો સત્વર ફરી મેળાપ થાઓ ! તમારા કાર્યમાં તમે સફળ થાઓ અને અવસરે અમને સંભારીને તુરત પાછા આવો."

જ્યારે તમે અહીં આવશો ત્યારે જ આ તમારી ભાર્યા હું તમને સોંપીશ. ત્યારબાદ ત્રણ દિવસ વીતી ગયા પછી તેના જેવા જ રૂપવાળો, તેટલી જ ઉમરનો, તે જ નામવાળો, તેના જેવા જ વર્ણવાળો, તે કકારાદિ સાત એંધાણી બતાવતો, તે જ વાણીવાળો, તેવા જ નેત્રવાળો અને તેવા જ મુખવાળો બ્રાહ્મણ આવ્યો. કુમારે તેને પ્રશ્ન કર્યો કેઃ—"હે વિપ્ર ! તું તરત જ પાછો કેમ આવ્યો ? શા કારણથી ત્યાં ગયો નહિ ?" તે બોલ્યો કેઃ—" સારા શકુન નહિ થવાથી તથા સ્વજનોએ નિષેધ કરવાથી, તથા સમુદ્રમાર્ગે જતાં વહાણ ડુબવાના ભયથી જીવનને જોખમમાં નાખવાની શંકાથી હું પાછો આવ્યો, [કારણ કે] જીવનને સંશયમાં નાખી ધન કમાવવાથી પણ શું ?" કહ્યું છે કેઃ—

" જે ધન મેળવતાં શત્રુઓને પ્રણામ કરવો પડતો હોય, ધર્મની મર્યાદાનો લોપ થતો હોય અને અતિ કલેશ થતો હોય, તેવા દ્રવ્યનું મને પ્રયોજન નથી."—૧૭૨

હે કુમાર ! બીજાના દુઃખથી કાયર થઈને હું ત્યાં ન ગયો. અહીંયાં આપના જેવા ભાગ્યશાળીઓ છે, તેમના આશ્રયથી હું મારો નિર્વાહ ચલાવીશ. આ પ્રમાણે બોલીને સ્ત્રીને લઈને તે ત્યાંથી ચાલ્યો ગયો. પછી કેટલાક મહિનાઓ વીતી ગયા બાદ પોતાની પ્રિયાને મળવાને ઉત્સુક થએલો તે બ્રાહ્મણ સાત ગજ પ્રમાણ મોટા શરીરવાળો અને પર્વત જેવો ઊંચો ઉત્તમ હાથી **સિંહલદ્વીપ**માંથી લાવીને પ્રિયંકરના ઘેર આવ્યો અને કુમારને આશીર્વાદ આપીને બેઠો. [પછી તે બોલ્યો કેઃ—] " હે કુમાર ! તમારી મહેરબાનીથી હાથી વગેરે ધન મેળવીને સહીસલામત રીતે હું પાછો આવી પહોંચ્યો છું. આજ દિવસથી હું જે જીવું તે તમારી મહેરબાનીની છે. તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. હું તમારા ઉપકારનો બદલો શી રીતે વાળીશ ? અથવા આનું પુણ્ય તમને જ થાઓ ! હવે મારી પત્નિ પાછી સોંપો." આ પ્રમાણે સાંભળીને વજ્રથી આઘાત પામેલાની જેમ કુમાર બોલ્યો કેઃ— "હે વિપ્ર ! તું જ તારી સ્ત્રીને પહેલાં લઈ ગયો છે અને અત્યારે ફરી પાછો આવીને કેમ માગે છે ? સાત નિશાનીઓ પણ તે વખતે તેં બતાવી હતી. હવે ઝઘડો શા માટે કરે છે ? [મેં] જાણ્યું જાણ્યું—કે બ્રાહ્મણો આવા પ્રકારના કપટી અને ધૂર્ત જ હોય છે."

બ્રાહ્મણ બોલ્યો કેઃ—" હે કુમાર ! જેમ ફાવે તેમ ન બોલ ! કપટી તો વાણિયા જ હોય છે." કેમકેઃ—

"દાંભિક લોકો દેવતાઓને પણ ઠગી લે છે, તો માણસોને ઠગે તેમાં તો શું મોટી વાત છે? એક વાણીયાએ દેવી અને યક્ષ–બંનેને એક લીલા માત્રમાં જ ઠગી લીધા હતા." [વળી] હું અહીંયાં આવ્યો જ નથી; તે સંબંધમાં હું સોગન ખાવા તૈયાર છું માટે જો તું લોભ કરીને મારી સ્ત્રીને પાછી નહિ સોંપે, તો હું તને બ્રહ્મહત્યા આપીશ." આ પ્રમાણે સાંભળીને **પ્રિયંકર** ભય પામી ખિન્ન અને શ્યામ મુખવાળો થઇને હૃદયમાં વિચારવા લાગ્યો કે–કોઇક દુષ્ટ વિદ્યાસિદ્ધ રૂપ પરાવર્તન કરીને સ્ત્રીને લઇ ગયો લાગે છે. હવે શું કરવું? બ્રાહ્મણ બોલ્યો–"હું અવશ્ય મારી સ્ત્રીને લઇને જ જવાનો છું." તેમ કહીને તે તેના ઘર આગળ અડ્ડો લગાવીને બેઠો. આમ કરતાં તે બ્રાહ્મણને એક લાંઘણ થઇ. બધા સ્વજનો ભેગા થઇને કહેવા લાગ્યા કે–**પ્રિયંકર** ભારે અવળો નીકળ્યો. કેટલીક વખત વૃદ્ધો પણ અવળા થઇ જાય છે. કહ્યું છે કેઃ—

**"रामो हेममृगं न वेत्ति नहुषो याने न्ययुङ्क्त द्विजान् ।**
**विप्रस्यापि सवत्सधेनुहरणे जाता मतिश्चार्जुने ।**
**द्यूते भ्रातृचतुष्टयं च महिषीं धर्मात्मजो दत्तवान् ।**
**प्रायः सत्पुरुषो विनाशसमये बुद्ध्या परिभ्रश्यते** ॥ १७२ ॥

**રામચંદ્ર** સોનાના મૃગને ન જાણી શક્યા, **નહુષ** રાજાએ બ્રાહ્મણોને વાહનમાં જોડ્યા, બ્રાહ્મણ પાસેથી પણ વાછરડા સહિત ગાયનું હરણ કરવાની **અર્જુનને** બુદ્ધિ થઇ અને **યુધિષ્ઠિરે** પોતાના ચાર ભાઇને તથા પટ્ટરાણીને જુગારમાં મૂક્યા, પ્રાયે કરીને વિનાશના વખતે ઉત્તમ પુરુષોને પણ વિપરીત બુદ્ધિ ઉપજે છે."

શું આ તે દૈવની ચેષ્ટા છે? કે દુષ્ટજનોનો વિલાસ છે? કે કર્મનો વિલાસ છે? બધા કિંકર્તવ્યતા મૂઢ થઇ ગયા. [પછી] કુમારે બ્રાહ્મણને કહ્યું કે—તારી સ્ત્રીને હું જાણતો હોઉં કે મેં સંતાડી હોય તો હું આ પ્રમાણે સોગન લઉ છું–ખાઉં છુંઃ—

"જો તારી સ્ત્રીને મેં સંતાડી હોય તો, આ દુનિયામાં જ્યાં જીવહિંસા થતી હોય અને જ્યાં મૃષાવાદી જનો વર્તતા હોય તેઓનું પાપ મને લાગો. જો તારી સ્ત્રીને મેં સંતાડી હોય તો ધર્મની નિંદા કરનાર, પંક્તિનો ભેદ કરનાર, નિદ્રાનો ભંગ કરનાર અને કંકાસને કરનાર હોય તેનું પાપ મને લાગો. જો તારી સ્ત્રીને મેં સંતાડી હોય તો, જે અધમ પુરુષો અહીં પારકાના ધનની ચોરી કરે છે, તેઓનું પાપ મને લાગો. જો તારી સ્ત્રીને મેં સંતાડી હોય તો, જે કૃતઘ્ન પુરુષો છે, વિશ્વાસનો ભંગ કરનારા છે અને પરદારાગમન કરનારા છે, તેઓનું પાપ મને લાગો. જો તારી સ્ત્રીને મેં સંતાડી હોય તો, જેઓ પોતાની સ્ત્રીને છોડીને બીજે ભોગ–વિલાસ ભોગવે છે, તેઓનું પાપ મને લાગો. જો તારી સ્ત્રીને મેં સંતાડી હોય તો, જેઓ બે પત્નીઓમાં પોતાના સ્નેહને વહેંચે છે, તેઓનું પાપ મને લાગો. જો તારી સ્ત્રીને મેં સંતાડી હોય તો, ખોટી સાક્ષી આપનારા,

પારકાનો દ્રોહ કરનારા, પિતાનો દ્વેષ કરનારા અને કુબુદ્ધિને આપવાવાળાને જે પાપ લાગતું હોય, તે પાપ મને લાગો."—૧૭૪, ૧૭૫, ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૭૯, ૧૮૦.

બ્રાહ્મણ બોલ્યો કેઃ—"ક્રૂર કર્મવાળાના સોગનને હું માનતો નથી." કુમારે કહ્યું કેઃ—"તો તું મારૂં સર્વ ધન લઈ લે!" બ્રાહ્મણ બોલ્યો કેઃ—"મારે બીજું કશું નથી જોઈતું, કેવળ મારી સ્ત્રી જ મને સોંપી દો." કુમાર બોલ્યો કેઃ—"આ પ્રમાણે અસત્ય કલંક માથે વહોરવા કરતાં તો બહેતર છે કે સર્વથા મારે મારા પ્રાણોને જ તજી દેવા" એમ કહીને જેવામાં પોતાના હાથે તલવાર લેવા ગયો, તેવામાં બ્રાહ્મણ તેનો હાથ અટકાવીને બોલ્યો કેઃ—"(હે કુમાર!) સાહસ ન કર! જો તું મારું કહેવું કરીશ, તો હું મારી સ્ત્રીને નહિ માગું" કુમાર હર્ષિત થઈને બોલ્યો–તું જે કાંઈ કહીશ તે બધું હું કરીશ. [બ્રાહ્મણ બોલ્યો–] સાક્ષી કોણ? તેણે કહ્યું–પંચ. હવે તું કહે કે હું ઘર છોડીને પરદેશ જાઉં કે બાર વર્ષ વનમાં રહું? પૃથ્વીમાં ભ્રમણ કરૂં કે જીંદગી સુધી તારો દાસ થઈને રહું?

બ્રાહ્મણ બોલ્યો—બહુ થયું! તેં કહ્યું તે બધું કાર્ય કર! ત્યાં પણ ધૂર્તે વાણીથી ઠગાઈ કરી, જેને નાચવું નહિ તેને આંગણું વાંકું. તે કુમાર બ્રાહ્મણના પગમાં પડ્યો. તેથી તેને કહ્યું કે—હું વિચાર કરીને કહું છું, [કારણ કે] વિચાર વગર કહેવું ઉલટું અનર્થને કરનારૂં થાય છે. કુમારે [આ] સાચું માની લીધું. [પછી તે બ્રાહ્મણ બોલ્યો કે–] મારું એક જ કાર્ય તું કર–જો તું મંત્રીની પુત્રીનો પ્રતિકાર ન કરે, તો હું મારી સ્ત્રીની માગણી રદ કરૂં. આ સાંભળીને કુમાર બોલ્યો–મારી પ્રતિજ્ઞાનો હું ભંગ નહિ કરૂં. બ્રાહ્મણ બોલ્યો–આ ગુણવગરની કડવી જીભનો આદર કરવો (જીભે બોલેલાને વળગી રહેવું) યોગ્ય નથી. કુમાર બોલ્યો–હાથીના દાંતની માફક (હાથીના દાંત બહાર નીકળ્યા તે નીકળ્યા જ) સજ્જનો જે પ્રમાણે બોલ્યા તે પ્રમાણે કરવાના જ, કેમકેઃ—

"गुरुआ न गणंति गुणे पडिवन्नं निग्गुणं पि पालंति ।
अहला सहला वि तरू गिरिणा सीसेण वुज्झन्तति ॥ १८१ ॥
दोषाकरोऽपि कुटिलोऽपि कलङ्कितोऽपि
मित्रावसानसमये विहितोदयोऽपि ।
चन्द्रस्तथापि हरवल्लभतां प्रयाति
न ह्याश्रितेषु महतां गुणदोषचिन्ता ॥ १८२ ॥
अद्यापि नोज्झति हरः किल कालकूटं
कूर्मो विभर्ति धरणीं किल चात्मपृष्ठे ।
अम्भोनिधिर्वहति दुःसहवाडवाग्नि-
मङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति ॥ १८३ ॥

જેવી રીતે પર્વત પોતાના મસ્તક પર ફળવાળાં અને ફળ વગરનાં ઝાડોને ઉપાડે છે

તેવી રીતે મોટા માણસો ગુણની ગણના કર્યા વગર નિર્ગુણ એવા પણ સ્વીકારેલા કામનું પાલન કરે છે. ચંદ્રમા દોષની ખાણ સમાન, કુટિલ, કલંકિત, મિત્ર (સૂર્ય)ના મરણ (અસ્ત) વખતે ઉદય પામવાવાળો હોવા છતાં પણ તે **મહાદેવને** વલ્લભ છે. કેમકે મોટા પુરુષો આશ્રિતોને વિષે ગુણદોષનો વિચાર કરતા નથી. જુઓ! મહાદેવ હજુ સુધી કાલકૂટ વિષનો ત્યાગ કરતા નથી, કાચબો પોતાની પીઠ પર પૃથ્વીને ધારણ કરી રાખે છે; સમુદ્ર દુઃસહ એવા વડવાનલને ધારણ કરે છે. (ખરેખર) સજ્જનો અંગીકાર કરેલ કાર્યનું બરાબર પાલન કરે છે.—૧૮૧–૧૮૨–૧૮૩.

પછી તેને **પ્રિયંકરે** પૂછયું કે–આ ભોળી એવી અબલા ઉપર તારે શું વેર છે, કે જેથી તું એને હેરાન કરે છે–સતાવે છે? કારણ કેઃ—

**"तृणोपरि कुठारं किं, मृगे सिंहपराक्रमः ।**
**कमलोत्पाटने हस्ती, कटकं कीटिकोपरि ॥ १८४ ॥**

તરખલા ઉપર કુહાડો, મૃગ પ્રત્યે સિંહનું પરાક્રમ, કમળને ઉખેડવા માટે હાથીનો શ્રમ અને કીડી પર કટક (લશ્કર) શું? અર્થાત્ એ બધું સર્વથા અનુચિત જ છે."

બ્રાહ્મણ બોલ્યો–એની જીભના ગુણથી. કહ્યું છે કેઃ—

**"यस्य जिह्वागुणो नास्ति, तस्य वैरं जगत्त्रये ।**
**जिह्वायाममृतं यस्य, तस्यात्मीयं जगत्त्रयम् ॥ १८५ ॥**
**जिह्वाग्रे वसति विद्या, जिह्वाग्रे मित्रबान्धवाः ।**
**जिह्वाग्रे बन्धनं मोक्षः, जिह्वाग्रे परमं पदम् ॥ १८६ ॥**

જેને જીભ વશ નથી, તેને ત્રણે જગત્ સાથે વેર બંધાય છે, અને જેની જીભમાં અમૃત (મીઠાશ) હોય, તેને ત્રણે લોક વશવર્તી રહે છે; વિદ્યા પણ જીભના ટેરવે રહે છે, મિત્ર અને બાંધવો પણ જીભથી જ પોતાના થઈ રહે છે, જીભના ટેરવે બંધ અને મોક્ષ તથા જીભના ટેરવે જ પરમપદ પણ રહેલ છે."–૧૮૫–૧૮૬.

કુમાર બોલ્યો–આ વાતથી જણાય છે કે તમે બ્રાહ્મણ નથી પણ કોઈક બીજા દેવ કે દાનવ જણાઓ છો. પછી તેણે બ્રાહ્મણનું રૂપ મૂકી દઈને પોતાનું દિવ્યરૂપ પ્રગટ કર્યું અને હાથી પણ અદૃશ્ય થઈ ગયો. અને તે બોલ્યો કેઃ—"[હે પુરુષોત્તમ!] રાજવાડીમાં મારું દેવકુળ–મંદિર છે. ત્યાં હું યક્ષ છું."

કુમાર બોલ્યો–તો એણે તારૂં શું બગાડયું છે? તે બોલ્યો–એ [પોતાની] સાહેલીઓ સાથે મારા મંદિરે આવી હતી, (અને) મારી મૂર્તિને જોઈને હસી પડી હતી. હું **સત્યવાદી** નામનો યક્ષ લોકોની આશા પુરૂં છું અને લોકો મને પૂજે છે. એમ કહીને તે બોલી કે–ખરેખર! આ દેવ નથી, પણ [આ તો] પત્થર ગોઠવેલો છે. આ પ્રમાણે બોલીને વાંકું મોઢું કરીને તે ચાલતી થઇ. પછીથી હું તેને વળગ્યો છું. કુમાર બોલ્યો કેઃ—

"(હે યક્ષરાજ !) રાજમાર્ગમાં ચાલ્યા જતા હાથીને જોઇને કદાચ કોઈ કુતરો ભસે, તો શું હાથીએ તેની સાથે કલહ કરવો યોગ્ય છે ? મદોન્મત્ત થએલો શિયાળીઓ સિંહની આગળ જો કે વિરસ બોલે છે, છતાં તેના ઉપર શું સિંહ ગુસ્સે થાય છે ?"—૧૮૭, ૧૮૮.

તેથી તમારા જેવાએ સામાન્ય માણસ પર ગુસ્સો કરવો તે ઉચિત નથી. કેમકેઃ-

"કદાચ કાગડો ગજેંદ્રના મસ્તક પર વિષ્ટા કરે, તો તે કાગડાની જાતને ઉચિત છે, પરંતુ તેથી ગજેંદ્રના બળમાં કાંઈ હીનત્તા આવતી નથી. અર્થાત્ હાથી તે હાથી જ રહે છે."—૧૮૯

આ પ્રમાણે મધુર મધુર વચનોથી કુમારે તેના ક્રોધને શાંત પાડચો. તેથી તે બોલ્યો—"તમારા **ઉપસર્ગહર** સ્તવનના ગણવાથી હું તેના શરીરમાં રહેવાને સમર્થ નથી, તેથી મેં તારી સજ્જનતાની પરિક્ષા કરી છે." કેમકેઃ—

"નબળાઇના મિષથી બ્રહ્માએ દ્રાક્ષ અને ચંદ્રમામાંથી સારનું હરણ કરીને સજ્જનોને બનાવ્યા છે. તે સજ્જનો જય પામો."—૧૯૦

આ પ્રમાણે આશિષ આપીને તે બોલ્યો કેઃ-"હું તારા પર પ્રસન્ન થયો છું, માટે તું વર માગ !"

તેથી તેણે વરદાન માંગ્યું કે—"મંત્રીની પુત્રીને મુક્ત કરીને સાજી કર !" તેના વચનથી યક્ષે તેને મૂકી દીધી અને સાજી કરી.

યક્ષ બોલ્યો કેઃ-"પરંતુ મારી નિંદા કરવાથી આ બાલિકાને બહુ પુત્રપુત્રીઓ થશે." આ પ્રમાણે બોલીને કુમારને સર્વ પક્ષીઓની ભાષા જાણવાનું વરદાન આપીને યક્ષ પોતાના સ્થાનકે ગયો.

પછી મંત્રીએ વિચાર્યું કે-"**પ્રિયંકરે** મારા પર મોટો ઉપકાર કર્યો છે, તેથી તેને જ આ કન્યા આપું." તેથી મંત્રીએ **યશોમતિ**ની સાથે જાણે પોતાના ગુણોથી ખરીદ્યું જ ન હોય તેવું લગ્ન કર્યું. હસ્તમોચન વખતે ધન, ધાન્ય, રત્ન વગેરેનું પુષ્કળ દાન કર્યું—આપ્યું. બધાને અત્યંત આનંદ થયો. તે પણ પોતાની પત્નિ સહિત ઘેર જઇને વિચારવા લાગ્યો કેઃ—આ પણ **ઉપસર્ગહર** સ્તવનો જ મહિમા છે કે, જેને લીધે યક્ષ પ્રત્યક્ષ થયો.

"उपसर्गहरस्तवनं, यच्चित्ते प्रोस्फुरीति सततमिह ।
भूतव्यन्तरयक्षाः, प्रत्यक्षाः स्युर्नृणां तेषाम् ॥ १९१ ॥

જે માણસોના મનમાં નિરંતર **ઉપસર્ગહર** સ્તવ સ્ફુરાયમાન રહે છે, તે માણસોને ભૂત, વ્યંતર અને યક્ષો પ્રત્યક્ષ થાય છે."

**પ્રિયંકરને યશોમતિ** સાથે સંસારસુખ ભોગવતાં યક્ષના વચન પ્રભાવથી, **યશોમતિ** પ્રતિવર્ષે પુત્રપુત્રીનાં જોડકાંને જનમ આપવા લાગી, તેથી તેણીને બાર વર્ષમાં ૧૨ પુત્રો

અને ૧૨ પુત્રીઓ થયાં. તે પુત્ર પુત્રીઓનાં લાલન–પાલન, રક્ષણ, સ્તનપાન, ખવડાવવા પીવડાવવા વગેરેથી તેણી હેરાન હેરાન થઈ ગઇ. તે બાળકો પરસ્પર કલહ કરતાં હોવાથી અને તેઓના ઉદ્ધતાઈ ભરેલાં વર્તનથી ઉદાસીન એવી તે સુખે સૂઈ શકતી નહિં કે સુખે ભોજન પણ કરી શકતી નહિ. તેથી તે મનમાં વિચારવા લાગી કે–ખરેખર ! વાંઝણી સ્ત્રીઓ જે હોય તે જ જગતમાં શ્રેષ્ઠ છે કે જે નિરંતર વિષય, ભોજન; શયનાદિક બધું સુખે ભોગવી શકે. મેં તો કુકડીની માફક કેવું કર્મ કર્યું હશે ? તેથી હવે પછી મારે કોઇની પણ નિંદા કરવી નહિ. કારણ કેઃ—

" **परनिन्दा महापापं, न भूतं न भविष्यति ।**
**आत्मनिन्दा समं पुण्यं, न भूतं न भविष्यति ॥ १९२ ॥**

પરનિંદા જેવું મોટું પાપ બીજું થયું નથી અને થશે પણ નહિ, તેમ જ પોતાની નિંદા જેવું પુણ્ય બીજું થયું નથી અને થશે પણ નહિ." ૧૯૨

[વળી] પર્વતને માથાથી તોડવા ઇચ્છતો હોય તેના જેવી, સૂતેલા સિંહને જગાડવા ઇચ્છતો હોય તેના જેવી અને ત્રિશૂળના ઉપર પ્રહાર કરવા જેવી, ગુરુઓની–મોટા પુરુષોની આશાતના સમજવી."—૧૯૩

[આ પ્રમાણે] **પ્રિયંકરની** ચોથી સ્ત્રી **યશોમતિ** થઇ. પ્રિયંકર જિનમંદિરમાં નિરંતર પૂજા કરતો હતો. એક વખતે ત્યાં **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પૂજા કરીને, ચૈત્યવંદન કરીને ઉત્તમ રીતે આ પ્રમાણે નમસ્કાર કરવા લાગ્યોઃ—

" **कल्याणपादपवनं प्रभावभवनं रजःशमनम् ।**
**स्तौमि दयोद्धृतभुवन पार्श्वजिनं सुरकृतस्तवनम् ॥ १९४ ॥**
**उपसर्गहरस्तवनं वनेऽपि ते स्मृतिपथं नयन्ति यके ।**
**अरिकेसरिकरिशङ्का न स्यात् तेषां सुपुण्यवताम् ॥ १९५ ॥**
**सश्रीकं वसुधाधारं, प्रभूतविषयापहम् ।**
**प्रगुणश्रीरुचिं वन्दे, मध्याक्षरगुरुस्तवम् ॥ १९६ ॥**
**जय जय पार्श्व ! जिनेश्वर ! नेश्वर इह कोऽपि तव गुणान् वक्तुम् ।**
**त्वन्नाम सुरमणिसमं रमणीयं श्रीपदकमलम् ॥ १९७ ॥ "**

કલ્યાણરૂપી વૃક્ષના વન સમાન, પ્રભાવના સ્થાનરૂપ, (કર્મ રૂપી) રજને શાંત કરનાર, કરૂણાથી જગતનો ઉદ્ધાર કરનાર અને દેવતાઓ વડે સ્તુતિ કરાએલા એવા હે શ્રી **પાર્શ્વનાથ** પ્રભુ ! હું આપની સ્તુતિ કરૂં છું. જે પુણ્યશાળીઓ **ઉપસર્ગહર** સ્તોત્રનું સ્મરણ કરે છે, તે પુણ્યશાળીઓને વનમાં પણ દુશ્મન, સિંહ કે હાથીનો ભય લાગતો નથી. લક્ષ્મી (શોભા) એ કરીને સહિત, જગતના આધાર રૂપ, મોટા મોટા વિષોનો નાશ કરનાર, ઉત્તમગુણો રૂપી લક્ષ્મીને ચાહનાર અને મધ્યાક્ષર યુક્ત મોટા ગુણોવાળા ( શ્રીપાર્શ્વનાથ પ્રભુ )ને હું વંદન કરૂં છું. હે પાર્શ્વ પ્રભુ ! આપ જયવંતા વર્તો ! જયવંતા વર્તો ! આપના ગુણોને કહેવાને

કોઈ પણ સમર્થ નથી. આપનું નામ ચિંતામણિ સમાન સુંદર તથા આપના ચરણકમળો લક્ષ્મીને આપનારા છે."—૧૯૪-૧૯૫-૧૯૬-૧૯૭.

આ પ્રમાણે સ્તુતિ કરીને, **પ્રિયંકર** પોતાના ઘર તરફ જતો હતો, તેવામાં નિંબવૃક્ષ પર બેઠેલા એક કાગડાને બોલતો સાંભળ્યો. તેના બોલવાથી તેણે જાણ્યું કે—કાગડો મને આ પ્રમાણે કહે છે કે:—

"અહીંયાં આ લીમડાના ઝાડની ત્રણ હાથ નીચે હે નરોત્તમ! એક લાખનું ધન છે, તે તું ગ્રહણ કર અને મને ખાવાનું આપ."—૧૯૮

**પ્રિયંકરે** કાગડો જે ડાળી ઉપર બેઠો હતો, તેની નીચેની જમીન ખોદી; લોકો પૂછવા લાગ્યા કે-તું શા માટે ખોદે છે? તેણે કહ્યું કે-ઘર પૂરવા માટે. તે પ્રમાણે સાચું કહીને તે ધન ઘેર લાવ્યો, અને કાગડાને દહીં અને ભાતનું ભોજન આપ્યું. વળી તે વ્યાપારી વર્ગમાં વિખ્યાતિ પામ્યો. હવે **પ્રિયંકર**ના ગુણાનુવાદ રાજાના સાંભળવામાં આવવાથી હર્ષિત થએલા રાજાએ તેને બોલાવીને કહ્યું કે—તારે નિરંતર બે વાર રાજસભામાં આવતા રહેવું, આ પ્રમાણે રાજા તરફથી તેને જે માન મળ્યું, તે પૂર્વે કરેલા પુણ્યનો પ્રભાવ સમજવો. કારણ કે:—

**"नरपति बहुमानं भोजनं च प्रधानं**
**भवति धनममानं शुद्धपात्रेषु दानम् ।**
**हयगजनरयानं भावतो गीतगानं**
**शमिह सुरसमानं पूर्वपुण्यप्रमाणम् ॥ १९९ ॥**

રાજા તરફનું બહુમાન, ઉત્તમ ભોજન, પુષ્કળ ધન, શુદ્ધ પાત્રમાં દાન, હાથી ઘોડો તથા નરનું વાહન, ભાવપૂર્વકનું ગીતગાન અને દેવના જેવું સુખ આ બધું પૂર્વના પુણ્યથી મળે છે."

**પ્રિયંકરને** બધા માન આપવા લાગ્યા. કેમકે:—

"રાજમાન્ય, ધનવાન, વિદ્યાવાન, તપસ્વી, યુદ્ધમાં શૂરવીર અને દાતાર એ ઉમરમાં નાના હોય તો પણ મોટા કહેવાય છે."–૨૦૦

ત્યાર પછી કેટલાક દિવસે **અરિશૂર** અને **રણશૂર** નામના રાજ્યને લાયક રાજપુત્રો અકસ્માત મરણ પામ્યા. રાજા બહુ જ દુઃખ પામ્યો, કોઈનું પણ ધારેલું કામ આવતું જ નથી. કેમકે:—

"કમળના ડોડામાં ભરાએલો ભમરો વિચાર કરતો હતો કે [હમણાં] રાત્રિ વીતી જશે અને સુંદર પ્રભાત થશે, સૂર્ય ઉગશે અને કમળની શોભા ખીલી નીકળશે, પરંતુ અફસોસ! એટલામાં તો હાથીએ આવીને કમળના વેલાને જ ઉખાડી નાંખ્યો."–૨૦૧

"આ તે જ તળાવ છે કે જેના કિનારે હાથી રુપી ઘડાઓ [પણ] બુડી જાય છે; [અને છતાં] આ વિધિની એવી રચના છે કે તેમાંથી (એટલા ઉંડાણમાંથી પણ) માછલાંઓ ખોદી—ખોળી કાઢવામાં આવે છે."—૨૦૨

રાજ્યના માણસો પણ ચિંતામાં પડી પયા. રાજા સભામાં આવતો બંધ થઇ ગયો; [એટલે] મંત્રિ રાજાને સમજાવવા લાગ્યો કે—(હે રાજન્!) આ બાબતમાં શોક કરવાથી શું લાભ? જે વસ્તુ દૈવને આધીન છે, તેમાં બધાને માટે એ જ રસ્તો છે; ખેદ કરવાથી શું? કેમકેઃ—

"હે ઉત્તમ પુરુષ! સામાન્ય માણસોની જેમ શોકને વશ થવું તે તને છાજતું નથી. [કેમકે] જો પવનના ઝપાટાના ભયથી પર્વતો ચલાયમાન થઈ જતા હોત તો ઝાડવા અને પર્વતોમાં અંતર શું રહ્યું?"—૨૦૩

**સગર** ચક્રવર્તીના સાઠ હજાર પુત્રો અને **સુલસા** શ્રાવિકાના બત્રીસે પુત્રો એક જ સાથે મરણ પામ્યા હતા; તેથી હે રાજન્! તમારે સર્વથા શોક કરવો નહિ. કેમકેઃ—

**जातस्य हि ध्रुवो मृत्यु-र्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थे, का तत्र परिवेदना ? ॥ २०४ ॥**
**એ સંસાર અસારડો, આસા બંધણ જાઈ;**
**અનેરઇ કિરિ સૂઈએ, અનેરઉઈ વિહાઈ ॥૨૦૫॥**

જે જનમ્યા છે તે જરૂર મરવાના છે અને મરણ પામેલાનો જનમ નિશ્ચિત છે, તેથી એવી અનિવાર્ય વાતમાં વિલાપ કરવાથી શું વળવાનું?"—૨૦૪

આ અસાર સંસારમાં આશા બંધનરૂપે છે, કે જેનાથી કેટલાક સુખી થાય છે અને કેટલાક દુઃખી થાય છે. અર્થાત્ આ સંસારના બંધનરૂપ આશા કોઇનાથી જીતી શકાઈ નથી."—૨૦૫

તે દિનથી પુત્રમોહને લીધે રાજાના શરીરમાં બેચેની રહેવા લાગી. જેમકેઃ—"ખાવાની ઇચ્છા થતી નહિ, શરીરમાં વેદના થતી, આંખમાંથી નિદ્રા પણ ઉડી ગઈ મનની અસ્વસ્થતા રહેવા લાગી, અને કોણ જાણે શું થશે?"—૨૦૬

કેટલાક દિવસ પછી રાજાને પાછલી રાત્રિના વખતે—પોતે ગધેડા જોડેલા વાહનમાં બેસીને દક્ષિણ દિશામાં ગયો—એવું સ્વપ્ન આવ્યું. મંત્રિની આગળ એકાંતમાં તે સ્વપ્નું કહ્યું. પછી મંત્રિએ સ્વપ્નશાસ્ત્રના જાણકારને પૂછતાં, તેણે મધ્યમ પ્રકારનું સ્વપ્ન કહ્યું. કેમકે—

"ગધેડા કે ઊંટના વાહનમાં બેસીને, પોતાને દક્ષિણ દિશામાં જતાં (સ્વપ્નમાં) જોવામાં આવે તો, પોતાનું મરણ થોડા જ વખતમાં છે તેમ જાણવું."—૨૦૭

આ પ્રમાણે સાંભળીને રાજા અને મંત્રિ ચિંતાતુર થયા. (પછી) રાજા દેવમંદિરોમાં પૂજન—ભોગ વગેરેની માનતાઓ કરવા લાગ્યો તથા ગરીબ લોકોના ઉદ્ધાર માટે અન્નસત્રો વગેરે કરાવીને પુણ્ય કાર્ય કરવા લાગ્યો.

એક વખતે રાજા સભામાં આવીને બેઠો, એટલે તેને પ્રણામ કરવાને માટે સામંતો શેઠિયા, સેનાપતિ, ખજાનચી, વ્યાકરણ શાસ્ત્રી, પુરોહિત વગેરે આવ્યા. તે વખતે **પ્રિયંકર** પણ રાજસભામાં જતો હતો, તે વખતે રસ્તામાં આકાશવાણી થઈ કે—હે કુમાર ! આજે તને રાજા તરફથી ભય ઉત્પન્ન થશે. ફરીથી વળી વાણી થઇ કે—ચોરની માફક તને બાંધવામાં આવશે એમ હું તને કહું છું. કુમાર ક્ષણભર માટે સ્તબ્ધ થઈ ગયો અને વિચાર કરવા લાગ્યો કે—મેં કોઇ પણ પ્રકારનો અન્યાય કર્યો નથી, રાજાનો કાંઈ અપરાધ પણ કર્યો નથી, પરંતુ રાજાનો વિશ્વાસ શો ? કારણ કે:—"અગ્નિ, પાણી, સ્ત્રી, મૂર્ખ, સર્પ અને રાજકુટુંબ એનું હંમેશાં સાવધાનીથી સેવન કરવું, (કારણ કે) એ છએ એક ક્ષણમાં પ્રાણ લઈ લે એવાં છે."—૨૦૮

અથવા સંભવ છે કે કોઈ દુર્જને આવું કાર્ય કર્યું હોય. કેમકે:—

"એવું કોઈ ઘર, દેવળ, કે રાજકુલ નથી, કે જ્યાં કોઈ પણ પ્રકારના કારણ વગર પણ બે ત્રણ દુર્જન પુરુષો ન જોવામાં આવે."—૨૦૯

બજ્ઝઈ વારિ સમુદ્દહ, બજ્ઝઇ પંજરિ સિંહ.
જઈ બદ્ધા કુણિં કહિઉ, દુજ્જણ કેરિ જીહ ? ॥૨૧૦॥

સાગરનું પાણી બાંધી શકાય છે, સિંહને પાંજરામાં પૂરી શકાય છે; [પરંતુ] દુર્જનની જીભ કોઈએ બાંધી હોય તો કહી સંભળાવો. અર્થાત્ દુર્જનની જીભ કોઈનાથી વશ થતી નથી."

નિરર્થક સંકલ્પ વિકલ્પ કરવાથી નુકશાન જ થાય છે. કેમકે રાજા પોતે જ કોઈ બહાનું શોધીને, ગમે તે કહીને દંડ કરશે તો ત્યાં ગુસ્સો કરવો નકામો છે. કેમકે:—"જે માણસ મળી શકે તેમ ન હોય તેના પ્રત્યે પ્રેમ, ખલ પુરુષમાં સદ્બુદ્ધિ, જડને ઉપદેશ, અને શક્તિ વગરના માણસનો ક્રોધ નિરર્થક છે, તેમાં શક નથી."—૨૧૧

જે થવાનું હોય તે ભલે થાય, એમ વિચારી આગળ ચાલ્યો. તેટલામાં ઉંચે સ્થાનેથી દૈવી વાણી થઈ કે—તને રાજ્ય મલશે. આ પ્રમાણે સાંભળીને વિચારવા લાગ્યો કે—દૈવી વાણી પરસ્પર વિરોધી જણાય છે. તો પણ સાહસ કરીને, રાજસભામાં જઈ ને જેવો તે રાજાને પ્રણામ કરવા ગયો કે તુરત જ એકાએક તેના માથા ઉપરથી પડતા એવા દેવવલ્લભ હારને સભાજનોએ અને રાજપુરુષોએ જોયો. બધાને નવાઈ લાગી, સર્વે કહેવા લાગ્યા કે—જે હાર ખોવાઇ ગયો હતો, તે કુમાર પાસેથી મલી આવ્યો. તે કુમાર પણ ચકિત થઈ ગયો, અરેરે ! દૈવે આવું અનુચિત કેમ કર્યું ? ઘણા વખતથી મેળવેલી

મહેત્તા આજે આ ચોરીના કલંકથી નાશ પામી અને મરણ પાસે આવ્યું. માર્ગમાં થએલી આકાશવાણી સત્ય ઠરી. કારણ કેઃ

"ચોરીરૂપ પાપવૃક્ષનું ફળ આ ભવમાં વધ, બંધનાદિરૂપ, અને પરલોકમાં નરકની વેદના રૂપ (ફળ) પ્રાપ્ત થાય છે."—૨૧૨

પૂર્વ જનમમાં મેં પણ **સીતાની** માફક કોઈને પણ ખોટું કલંક આપ્યું હશે, જેથી તે કર્મ અત્યારે મને ઉદયમાં આવ્યું—આ પ્રમાણે **પ્રિયંકર** વિચાર કરે છે. તેવામાં **અશોકચંદ્ર** રાજાએ કોટવાળને હુકમ કર્યો કે—"[હે કોટવાળ!] ચોરના દંડને લાયક એવા દુષ્ટ **પ્રિયંકરને** શૂળી પર ચડાવો." મંત્રિ બોલ્યો—"[હે સ્વામિન્!] આ **પ્રિયંકરમાં** આવી અઘટિત વાત કદાપિ સંભવતી નથી; એ તો મહા ઉપકારી અને પુણ્યવંત છે."

રાજાએ કુમારને પૂછ્યું કે—તું સાચું કહે! લક્ષ મૂલ્યવાળો હાર તેં ક્યાંથી લીધો? ક્યાંથી પ્રાપ્ત થયો? કોઈએ આપ્યો? કે કોઈએ તારા ઘેર થાપણ તરીકે રાખેલો છે? સાચું કહે?

કુમાર બોલ્યો કેઃ—"હે સ્વામિન્! હું કાંઈપણ જાણતો નથી, આજ પર્યંત એ હાર મેં કદાપિ જોયો પણ નથી. હે રાજન્! આપના મનમાં જે વિચાર આવે તે પ્રમાણે કરો."

રાજા બોલ્યો કેઃ—કેવી મીઠી વાણી! આ કેવો કળાવાન લાગે છે!

મંત્રિ બોલ્યો કેઃ—આ તો માન આપવાને લાયક છે, ચોરના દંડને લાયક નથી, આ બાબતમાં વિચારીને કાર્ય કરવા જેવું છે. કારણ કેઃ—

"सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ।
वृणुते हि विमृश्यकारिणं, गुणलुब्धाः स्वयमेव सम्पदः ॥ २१३ ॥
(—किरातार्जुनीये सं० २, श्लो० ३०)

વિચાર કર્યા વિના કાંઇ પણ કાર્ય કરવું નહિ, કારણ કે અવિવેક એ જ મોટી આપત્તિનું સ્થાન છે. જેઓ વિચારીને કાર્ય કરે છે, તેઓને ગુણથી આકર્ષાએલી એવી બધી સંપત્તિઓ પોતાની મેળે આવી મળે છે."

[વળી] "ડાહ્યા માણસોએ સારા ગુણવાળું કે ગુણ વગરનું કાર્ય કરતાં પહેલાં તેનું પરિણામ વિવેકપૂર્વક વિચારી લેવું. [કારણ કે] અતિ ઉતાવળથી કરેલાં કાર્યોનું પરિણામ વિપત્તિની પ્રાપ્તિ પર્યંત શલ્ય તુલ્ય થઇને હૃદયને બાળ્યા કરે છે."—૨૧૪

વળી હે સ્વામિન્! એનો વિનયગુણ જ એના કુલીનપણાને અને સદાચારીપણાને પ્રગટ કરે છે. કહ્યું છે કેઃ—

"हंसा गतिं पिकयुवा कलकूजितानि
नृत्यं शिखी परमशौर्यगुणं मृगेन्द्रः ।

सौरभ्यशीतललितं मलयाद्रिवृक्षाः
कैः शिक्षिता विनयकर्म तथा कुलीनाः ? ॥ २१५ ॥"

હંસને ગતિ, કોયલને કંઠની મધુરતા, મયૂરને નૃત્ય, સિંહને પરમ શૌર્ય, ચંદનવૃક્ષને સુગંધી અને શીતળતા તથા કુલીનજનોને વિનય યુક્ત કાર્ય કોણે શીખવ્યાં છે? અર્થાત્ આ સ્વભાવિક જ હોય છે." તેથી હે રાજન્! આ બધી દૈવની કરામત સમજવી જોઈએ. રાજાએ કહ્યું કેઃ–મંત્રિશ્વર! આ તારો જમાઇ હોવાથી ખરેખર તું એનો પક્ષ કરતો લાગે છે. પરંતુ ચોરનો પક્ષ કરવો કોઇને પણ શ્રેયસ્કર નથી. કેમકેઃ—

"ચોર, ચોરને સલાહ આપનારો, ચોરના ભેદને જાણનારો, ચોરની સાથે ક્રયવિક્રય કરનારો, ચોરને ભોજન આપનારો, ચોરને રહેવાનું સ્થાન આપનારો તથા ચોરની સાથે મસલત કરનારો—એ સાત પ્રકારે ચોર કહેલા છે.—૨૧૬

પછી ભય પામેલો એવો મંત્રિ મૂંગો જ બેસી રહ્યો. રાજાએ સેવકોને કહ્યું કે–આ હારના ચોર (પ્રિયંકર)ને મજબૂત રીતે બાંધો. એટલે તેઓએ તે જ વખતે બાંધી લીધો. [પછી] રાજાએ મંત્રિને કહ્યું કે—"ભૂમિદેવ નિમિત્તિયાએ હારના ચોરને [મારૂં] રાજ્ય મળવાનું કહ્યું હતું, પરંતુ [હવે તો તેને] મેં કહેલું શૂળીનું રાજ્ય મળશે. મારૂં રાજ્ય તો મારા પુત્રો અને કુટુંબીઓ જ કરશે." મંત્રિ બોલ્યો કે–હે રાજન્! આપનું સર્વ કથન સત્ય જ છે.

આ વખતે ત્યાં રાજસભામાં દિવ્ય રૂપવાળી, ઉત્તમ આભૂષણોવાળી, [અને] દિવ્ય લોચનોવાળી એવી કોઈ ચાર સ્ત્રીઓ આવી પહોંચી. રાજાએ તેમનું સ્વાગત કર્યું અને તેઓનું રૂપ જોઇને સભાજનો અત્યંત વિસ્મય પામ્યા. રાજાએ તેઓને પૂછ્યું કેઃ—"તમે ક્યાંથી અને શા હેતુથી અહીંયાં આવ્યાં છો? શું તીર્થયાત્રા માટે આવ્યા છો કે સ્વજનોને મલવા માટે આવ્યા છો? મારા લાયક જે કાંઈ કામ હોય તે કહો."

તેઓમાંથી એક વૃદ્ધા બોલી કેઃ—"હે રાજેન્દ્ર અમે પાટલીપુત્ર નગરથી અહીં આવીએ છીએ. આ **પ્રિયંકર** નામનો મારો પુત્ર ઘેરથી રીસાઇને ચાલ્યો ગયો હતો, અમે બે વર્ષ સુધી સર્વત્ર એની તપાસ કરી, પરંતુ તેનો કાંઈ પત્તો ન લાગ્યો." હમણાં આ **અશોક**પુરથી ત્યાં આવેલા કોઇએક માણસે અમને કહ્યું કેઃ—"**પ્રિયંકર** નામનો વ્યાપારીનો પુત્ર; અમુક ઉમરનો, અમુક પ્રકારના રૂપવાળો, [અને] પરોપકાર પરાયણ છે. આ પ્રમાણે તેનો બરાબર પત્તો મળવાથી અમે અહીં આવેલ છીએ. પહેલાં જિનમંદિરે જઇને પ્રભુજીને અમે વંદન કર્યું. કેમકેઃ—

"આગલિ જાતાં કોટ, જેહિં ન નામી દેવગુરુ;
માથઇ વહઇસિ પોટ, ભોઅણ સાંસઇ સાંપડઇ.-૨૧૭

કાર્ય માટે આગળ વધતા [અર્થાત્ કાર્ય કરવા માટે જતા] એવા જે માણસો દેવ,

ગુરુની આગળ પોતાનું મસ્તક ઝુકાવતા નથી; તેઓને માથે પોટલા ઉચકતા પણ ખાવાનું મુશ્કેલીથી મળે છે."

અહીં આવીને અમે એક જણને પૂછ્યું કે—"પ્રિયંકર ક્યાં રહે છે?" તેણે કહ્યું કે:—"તે રાજમાન્ય હોવા છતાં પણ સાચા કે ખોટા ચોરીના કલંકથી આજે જ રાજાએ તેનો નિગ્રહ કર્યો છે." એમ સાંભળીને અમે અહીં આવ્યા છીએ. વળી હે રાજન્! તમારા દર્શનથી અમારો આજનો દિવસ સફળ થયો છે. પછી રાજાએ પ્રિયંકરને આગળ બોલાવ્યો. વૃદ્ધા બોલી કે આ જ મારો પુત્ર છે. એમ કહીને તે ભેટી પડી અને કહેવા લાગી કે—"હે વત્સ! તું શા કારણથી રીસાઈ ગયો હતો? જો તને રીસ નહોતી ચડી તો તું કુટુંબને મૂકીને અહીં કેમ આવતો રહ્યો છું?

બીજી સ્ત્રી બોલી કે—આ જ મારો ભાઈ છે, તેણે પણ તે જ પ્રમાણે આલિંગન વગેરે કર્યું.

ત્રીજી સ્ત્રી બોલી કે—આ જ મારો દિયર છે.

ચોથી સ્ત્રી બોલી કે—આ જ મારો પતિ છે. એમ કહી તેનું મુખ જોઈને શરમથી નીચું મુખ કરીને તે ઊભી રહી. સભામાં બેઠેલા બધાને આશ્ચર્ય થયું. લોકો બોલવા લાગ્યા કે—પ્રિયંકરની લુચ્ચાઈ ઉઘાડી. ગઈ પડી કેમકે:—

"विद्यादम्भः क्षणस्थायी, ज्ञानदम्भो दिनत्रयम् ।
रसदम्भस्तु षण्मासान्, मौनदम्भः सुदुस्तरः ॥ २१८ ॥"

વિદ્યાનો ઢોંગ ક્ષણભર માટે ટકે છે, જ્ઞાનનો ઢોંગ ત્રણ દિવસ ટકે છે; રસ (પ્રેમ)નો દંભ છ મહિના નભે છે, (પરંતુ) મૌન દંભ તો પારખવો મુશ્કેલ છે."

કોઈક કહેવા લાગ્યા કે—આ પુણ્યશાળી પુરુષરત્નને ચોરીનું કલંક લાગી ગયું. કારણ કે:—

"शशिनि खलु कलङ्कः कण्टकाः पद्मनाले
जलधिजलमपेयं पंडिते निर्धनत्वम् ।
स्वजनजनवियोगो दुर्भगत्वं सुरूपे
धनवति कृपणत्वं रत्नदोषी कृतान्तः ॥ २१९ ॥

ચંદ્રમામાં કલંક, કમળની નાલમાં કાંટા, સમુદ્રના પાણીમાં ખારાશ, પંડિતમાં નિર્ધનતા, સુંદર સ્ત્રીઓમાં વૈધવ્ય અને સ્વજનોનો વિયોગ, ધનવાનમાં કંજુસાઈ; [ખરેખર!] દૈવ રત્નમાં દોષ જ મૂકનારો છે."

કેટલાક માણસો તેની પ્રશંસા કરવા લાગ્યા, કેટલાક નિંદા કરવા લાગ્યા, કેટલાક પશ્ચાતાપ કરવા લાગ્યા, કેટલાક વિધાતાને દોષ દેવા લાગ્યા, કેટલાક તેની હાંસી કરવા લાગ્યા, તો પણ તે તો ગુસ્સે ન જ થયો, અર્થાત્ પ્રિયંકર તો શાંત જ રહ્યો કેમકે:—

"વાવાણા જણ બુલ્લણા નાહ ન કીજઈ રોસ;
નાકઈ કાપડ પાયણ ચંગઈ માણુસ દોસ. ॥૨૨૦॥

હે નાથ! માણસોનું બોલવું તો પવનના ઝપાટા જેવું છે, તેથી ગુસ્સે થવાની કાંઈ જરૂર નથી....[કારણ કે] સારા માણસમાં પણ દોષ હોય છે."

પછી વૃદ્ધ સ્ત્રી બોલી કે:—"હે રાજન્! આ મારા પુત્રને મુક્ત કરો."

રાજાએ કહ્યું કે:—"એણે મારા ખજાનામાંથી લક્ષ મૂલ્યનો હાર લઈ લીધો હતો; (એટલે તેને) કેવી રીતે છોડી મૂકું?"

વૃદ્ધા બોલી કે:—"હું તેનો દંડ આપીશ." રાજા બોલ્યો કે–જો તું ત્રણ લાખ દ્રવ્ય આપે તો જ આનો છુટકારો થાય! તે બોલી કે–ત્રણ લાખથી પણ વધારે આપીશ, પણ તેને છુટો કરો.

રાજા બોલ્યો કે–આનો પિતા ક્યાં છે? વૃદ્ધા બોલી કે–સ્વામિન્! તેઓ ઉતારે છે. તેથી તેને બોલાવીને રાજાએ પૂછ્યું કે–આ **પ્રિયંકર** તારે શું થાય? તેણે પણ કહ્યું કે–મારો પુત્ર થાય. બધું એ પ્રમાણે જ કહ્યું અને રાજાએ (તે) માની લીધું. મંત્રી બોલ્યો કે–આ બધું ખોટું છે. ખરેખર! આ લોકો ધૂર્ત લાગે છે. કુમારનો પિતા **પાસદત્ત** શેઠ અને એની માતા **પ્રિયશ્રી** નામની અહીં જ વિદ્યમાન છે. તે બંનેને બોલાવીને પૂછી જુઓ.. રાજા બોલ્યો કે:–તેઓનો આ પાલક પુત્ર હશે. એમાં પૂછવાનું શું છે? છતાં ભલે બોલાવો. પછી રાજાના તેડાવવાથી તે બંને જણા ત્યાં આવ્યા અને રાજાને પ્રણામ કર્યા. પ્રથમ બહારગામથી આવેલા અને ગામમા રહેલાં એમ બંને માતાપિતા સરખી આકૃતિવાળા, સરખા રૂપવાળા, સરખી વાણીવાળા, સરખી ઉમરવાળા અને જાણે સાથે જ જોડકાં રૂપે ઉત્પન્ન થયાં ન હોય તેવાં દેખાવા લાગ્યાં. રાજા, મંત્રી તથા સભાજનો આશ્ચર્યમગ્ન થઈ ગયા.

[પછી] રાજાએ મંત્રીને કહ્યું કે—"હે મંત્રિન્! ખરેખર તારૂં કથન જ સત્ય ઠરે તેમ છે." એટલામાં તેઓ પુત્રને માટે પરસ્પર વાદવિવાદ કરવા લાગ્યાં કે—હે રાજન્! ન્યાય કરો, નહિ તો અમે બીજા રાજા પાસે જઇશું. રાજાએ મંત્રિને કહ્યું કે—કંઇક બુદ્ધિ લડાવો. તે બોલ્યો—સભામાં સોળ ગજ લાંબી, પહોળી, સમચોરસ શિલા છે કે જેના ઉપર સાર્થવાહો ભેટણું ધરે છે. તે શિલાને જે એક જ હાથે ઉપાડે તે જ આ **પ્રિયંકરને** પુત્ર તરીકે લઈ શકે. પછી પ્રથમ આવેલ અતિથિ પિતાએ તે શિલા રમત માત્રમાં એક જ હાથે ઉપાડીને માથા ઉપર છત્ર રૂપે ધારણ કરી, બધાને આ જોઇને આશ્ચર્ય થયું. મન્ત્રિ બોલ્યો કે—આ કોઈ સામાન્ય માણસ નથી. રાજાએ કહ્યું કે—તું પિતા નથી લાગતો, પરંતુ દેવ, દાનવ કે કોઈ વિદ્યાધર લાગે છે. [આ] સ્ત્રીઓ પણ

મનુષ્ય લોકની સ્ત્રીઓ નથી, પરંતુ દેવાંગનાઓ કે વિદ્યાધરીઓ છે. તું શા માટે અમને મુંઝવણમાં નાખે છે? તારા મૂળ સ્વરૂપને પ્રગટ કર!

પછી તે દેવરૂપે પ્રગટ થયો અને સ્ત્રીઓ પણ અદશ્ય થઈ ગઇ. [તે દેવ કહેવા લાગ્યો કેઃ—] "હે રાજેન્દ્ર! હું તારા રાજ્યનો અધિષ્ઠાયક દેવ છું તારો મરણ સમય જણાવવાને અને રાજ્યયોગ્ય પુરુષને રાજ્યપર સ્થાપન કરવાને માટે હું અહીં આવ્યો છું; પરંતુ તું હજુ બહુ તૃષ્ણાથી તરલિત છે. કહ્યું છે કેઃ—

"अङ्गं गलितं पलितं तुण्डं, दशनविहीनं जातं तुण्डम् ।
वृद्धा याति गृहीत्वा दण्डं, तदपि न मुञ्चत्याशापिण्डम् ॥ २२१ ॥"

અંગ ગળી ગયું, મસ્તકના વાળ ધોળા થઈ ગયા, મોઢું દાંત વગરનું થઈ ગયું અને વૃદ્ધ થવાથી લાકડી લઇને ચાલવા લાગ્યો, તો પણ માણસ આશારૂપી પિંડને છોડતો નથી,"

ઘડપણ આવ્યા પછી કોઇનાથી કાંઈ પણ કરી શકાતું નથી. કહ્યું છે કેઃ—

"બલ હુતી (તિ) હઉં પામઉં એલેતુ ધન ઢોર!
એ ત્રિણિ વિમાસણ કરિ વેસા ચારણ ચોર ॥૨૨૨॥

શક્તિ હોવા છતાં પણ હું એકલા ધન અને પશુઓને મેળવું છું તે નિરર્થક છે; કારણ કે ધન મેળવવા માટે તો વેશ્યા, ચારણ અને ચોર પણ વિમાસણ કરે છે. અર્થાત્ ધન એકઠું કરીને દાન ન દીધું તો તે મેળવેલું નિરર્થક જ છે.

તારા મનમાં એવો પણ વિચાર નથી આવતો કે–હું હવે વૃદ્ધ થઈ ગયો છું, તેથી કોને રાજ્ય સોંપું? જીર્ણ થઈ ગએલા થાંભલાનો ભાર નવીન થાંભલા ઉપર સ્થાપન કરૂં. રાજાએ પૂછયું કેઃ–"મારૂં મરણ કયારે થશે." દેવ બોલ્યો કેઃ–"આજથી સાતમા દિવસે તારું મરણ છે." આ પ્રમાણે સાંભળીને રાજા ભય પામ્યો. કારણ કેઃ—

"पंथसमा नत्थि जरा दारिद्दसमो पराभवो नत्थि ।
मरणसमं नत्थि भयं खुहासमा वेयणा नत्थि ॥ २२३ ॥

મુસાફરી સમાન વૃદ્ધાવસ્થા નથી, ગરીબાઈ સમાન પરાભવ નથી; મરણ સમાન ભય નથી, ક્ષુધા સમાન કોઈ વેદના નથી."

પછી રાજાએ દેવને પૂછયું—"હે દેવ! રાજ્ય લાયક કોઈ પુરુષ બતાવો કે જેથી તેને રાજ્ય પર સ્થાપન કરું." દેવ બોલ્યો કેઃ–"પ્રિયંકરનું પુણ્ય પ્રબળ હોવાથી તેને જ તું પોતાનું રાજ્ય આપ, બીજું કોઈ અહીંયાં રાજ્ય યોગ્ય નથી." રાજા બોલ્યો કેઃ— મારા હારના ચોરને રાજ્ય આપવું તે ઉચિત નથી. કારણ કેઃ—

"कुराजराज्येन कुतः प्रजासुखं, कुपुत्रपुत्रेण कुतो निवृत्तिः ? ।
कुदारदारेण कुतो गृहे रतिः, कुशिष्यमध्यापयतः कुतो यशः ? ॥ २२४ ॥

ખરાબ રાજાના રાજ્યથી પ્રજાને સુખ ક્યાંથી હોય અને ખરાબ પુત્રોથી પિતાને શાંતિ ક્યાંથી મળે ? ખરાબ સ્ત્રીના સહવાસથી ઘરમાં આનંદ ક્યાંથી હોય અને ખરાબ શિષ્યને ભણાવવાથી યશ ક્યાંથી મળે ?" દેવ બોલ્યો—

" देशसौख्यं प्रजासौख्यं, चेद् वाञ्छसि नराधिप ! ।
स्थापय त्वं तदा राज्ये, पुण्योत्कृष्टं प्रियङ्करम् ॥ २२५ ॥

હે રાજન્ ! જો તું દેશનું અને પ્રજાનું સુખ ચાહતો હોય તો પુણ્યથી ઉત્તમ એવા **પ્રિયંકર**ને જ રાજગાદી પર સ્થાપન કર. "

આ નિરપરાધી કુમારને છુટો કર ! તેણે હાર લીધો નથી. ખજાનાને તાળું લગાવ્યા પછી એ શી રીતે લઈ શકે ? તારા ખજાનામાંથી ઉપાડી લઇને મેં પોતે જ આટલા દિવસ સુધી મારી પાસે રાખી મૂક્યો હતો. આજ આ રાજ્યયોગ્ય પુરુષ છે, એમ તને સૂચન કરવા માટે એના મસ્તક ઉપરથી મેં જ તારી સામે [એ હાર] પ્રગટ કર્યો છે. પછી રાજાએ કુમારને મુક્ત કર્યો અને તે બોલ્યો કે—" મારા પુત્રને તું રાજ્ય આપ. " દેવ બોલ્યો કેઃ—"[હે રાજન્ !] તારા પુત્રનું આયુષ્ય થોડુંક જ છે. બીજું તે પ્રજાવત્સલ નથી. હે રાજા ! જો તારા માનવામાં તે ન આવતું હોય તો ચાર કુમારિકાઓને બોલાવીને તિલક કરાવો. સભામાં જે કોઇને પણ તે પ્રથમ તિલક કરે તે જ રાજા થાય. " બધાએ આ વાત માન્ય રાખી. પછી રાજાએ ચાર કુમારિકાઓને શહેરમાંથી બોલાવી. તેમના હાથમાં (કંકાવટી ચોખા વગેરે) વધાવવાનો સામાન આપવામાં આવ્યો અને તેમની પાસે સભાજનોને તિલક કરાવવામાં આવ્યું. તેમણે પણ **પ્રિયંકર**ને જ રાજ્યતિલક કર્યું. દેવે તે ચારે કુમારિકાઓના મુખમાં અવતરીને ચાર શ્લોક કહ્યા. તે આ પ્રમાણેઃ—

" जिनभक्तः सदा भूयाः नरेन्द्र ! त्वं प्रियङ्कर !
शूरेषु प्रथमस्तेन, रक्षणीयाः प्रजाः सुखम् ॥ २२६ ॥
" यत्र प्रियङ्करो राजा, तत्र सौख्यं निरन्तरम् ।
तस्मिन् देशे च वास्तव्यं, सुभिक्षं निश्चितं भवेत् ॥ २२७ ॥
" अशोकनगरे राज्यं, करिष्यति प्रियङ्करः ।
द्वासप्ततिश्च वर्षाणि, स्वीयपुण्यानु भावतः ॥ २२८ ॥
" प्रियङ्करस्य राज्येऽस्मिन्, न भविष्यन्ति कस्यचित् ।
रोगदुर्भिक्षमारीति चौरवैरभयानि च ॥ २२९ ॥

હે **પ્રિયંકર** રાજા ! તું નિરંતર જિનેશ્વરનો ભક્ત થજે, તું શૂરવીરોમાં પ્રથમ છે, તેથી સુખપૂર્વક પ્રજાનું રક્ષણ કરજે !"

જ્યાં **પ્રિયંકર** રાજા હશે, ત્યાં નિરંતર સુખ રહેશે; કારણકે એના દેશમાં રહેવાથી નિરંતર સુભિક્ષ જ હશે અથવા એવા દેશમાં રહેવું કે જ્યાં નિરંતર સુભિક્ષ જ હોય. "

પ્રિયંકર (રાજા) પોતાના પુણ્ય પ્રભાવથી **અશોકનગર**માં બહોંતેર વર્ષ સુધી રાજ્ય કરશે."

પ્રિયંકરના રાજ્યમાં કોઈને પણ રોગ, દુર્ભિક્ષ, મરકી, (સાત) ઇતિ, ચોર અને શત્રુ વગેરેનો ભય પ્રાપ્ત થશે નહિ."

પછી દેવોએ પુષ્પોની વૃષ્ટિ કરી અને અશોકચંદ્ર રાજાએ પણ પોતાના હાથે [તેના કપાળમાં] રાજ્યતિલક કર્યું; એટલે મુખ્ય મુખ્ય રાજપુરુષોએ પણ **પ્રિયંકર**નો રાજ્યાભિષેક કર્યો. **પ્રિયંકર**ની આજ્ઞા બધે પ્રવર્તી ગઇ. તેને ગાદી ઉપર બેસાડીને, છત્ર ધરવામાં આવ્યું અને દેવાંગનાઓ તેની આગળ નૃત્ય કરવા લાગી. મુખ્ય મુખ્ય માણસો હર્ષ પામ્યા, સ્વજનો સંતોષ પામ્યા, માતા-પિતાદિક સંતુષ્ટ થયા. **પ્રિયંકર** રાજાને દેવતાએ રાજ્ય આપ્યાનું સાંભળીને, દુશ્મન રાજાઓએ પણ ત્યાં આવીને તેને ભેટણું કર્યું. સમસ્ત પ્રજા તેના પુણ્યની પ્રશંસા કરવા લાગી અને દેવો તથા દેવીઓ પોતપોતાને ઠેકાણે ચાલ્યાં ગયાં.

પછી સાતમા દિવસે **અશોકચંદ્ર** રાજાનું મરણ થયું. એટલે શોકાતુર થએલા **પ્રિયંકર** રાજાએ પોતાના પિતાની જેમ તેની ઉત્તરક્રિયા કરી. તેના પુત્રને તથા ગોત્રીઓને ગામ, ગરાસ વગેરે થોડુંક વહેંચી આપ્યું. બધાના ગામ, ગરાસ વગેરેની ચિંતા કરવા માટે નવા અધિકારીઓની નીમણુંકો કરી. પછી અનુક્રમે તેણે ઘણા દેશો સાધ્યા. **શ્રીપ્રિયંકર** રાજાને **ઉપસર્ગહર** સ્તવના જાપથી જ આ લોકમાં બધા કાર્યોની સિદ્ધિ થઇ અને તેના ખજાનામાં કરોડોનું ધન થયું. કારણ કે:—

"उपसर्गहरस्तोत्र-गुणनात् कार्यसिद्धयः ।
भवन्ति भविनां पुंसां, मित्रीयन्ते च शत्रवः ॥ २३० ॥

**ઉપસર્ગહર સ્તોત્ર**ના જાપથી ભવ્યપુરુષોના કાર્યની સિદ્ધિ થાય છે અને તેમના શત્રુઓ (પણ) મિત્ર બની જાય છે."

'सुकृतं धनस्य बीजं व्यवसायः सलिलमथ प्रतिनीति ।
फलमुपनीय नराणां परिपाकमुपैति कालेन ॥ २३१ ॥

સુકૃત એ ધનનું બીજ છે, વ્યાપાર એ જલ છે, તેથી સમયનો પરિપાક થયે છતે, તે ઉદયમાં આવીને ભવ્યપુરુષોને ઉત્તમ ફળ આપે છે."

**પ્રિયંકર** રાજા અનેક પ્રકારના દાન, પુણ્ય કરવા અને કરાવવા લાગ્યો, એટલે તેનું અનુકરણ કરીને લોકો પણ દાનાદિ કાર્યો કરી, ધર્મપરાયણ થયા. કારણ કે:—

'राज्ञि धर्मिणि धर्मिष्ठाः, पापे पापाः समे समाः ।
राजानमनुकुर्वन्ति, यथा राजा तथा प्रजा ॥ २३२ ॥

રાજા જો ધર્મિષ્ઠ હોય તો પ્રજા પણ ધર્મિષ્ઠ થાય છે, રાજા જો પાપી હોય તો

પ્રજા પાપી અને (પાપ પુણ્યમાં) સમાન હોય તો પ્રજા પણ સમાન થાય છે, પ્રજા રાજાને જ અનુસરનારી હોય છે અને તેથી જેવો રાજા તેવી જ પ્રજા થાય છે."

તે પછી **ધનદત્ત** શેઠની દાક્ષિણ્ય, ક્ષમા, વિનય અને વિવેકથી શોભતી **શ્રીમતી** નામની પુત્રીને પોતાની પટ્ટરાણી બનાવી. કેટલોક વખત વીતી ગયા પછી તેને એક પુત્ર અવતર્યો. પુત્ર જનમનાં વધામણાં થયાં અને તે નિમિત્તે દાન પણ દેવામાં આવ્યું. કેમકે:–

**" सुभोजनं दिने सारं, सुभार्या सारयौवनम् ।**
**सत्पुत्रेण कुलं सारं, तत्सारं यच्च दीयते ॥ २३३ ॥**

દિવસનો સાર સારૂં ભોજન છે, યૌવનનો સાર સારી પત્નિ છે, કુલનો સાર સારો પુત્ર છે અને દાન દેવું એ પણ સારભૂત છે."

અનુક્રમે વૃદ્ધિ પામતા તે પુત્રનું મોટા ઉત્સવપૂર્વક **જયંકર** એવું નામ પાડવામાં આવ્યું. પાંચમા મહિને તેને દાંત આવ્યા. રાજાએ શાસ્ત્રના જાણકારોને પૂછવાથી તેઓએ કહ્યું કે:—

**" प्रथमे मासे सञ्जात-दन्तो स हन्ति कुलं ततः ।**
**द्वितीये जातदन्तस्तु स्वतात विनिहन्ति सः ॥ २३४ ॥**
**तृतीयके पुनर्मासे, पितरं वा पितामहम् ।**
**तुर्यमासे च जातेषु, भ्रातॄनेव विनाशयेत् ॥ २३५ ॥**
**हस्त्यश्वकरभान् पुत्रान्; पञ्चमे पुनरानयेत् ।**
**मासे करोति षष्ठे तु, सन्तापं कलहं कुले ॥ २३६ ॥**
**नाशयेत् सप्तमे मासे, धनधान्यागवादिकम् ।**
**यस्य दन्तयुतं जन्म, तस्य राज्यं विनिर्दिशेत् ॥ २३७ ॥**

જો [બાળકને] પહેલા મહિને દાંત ફુટે તો કુળનો ધ્વંસ કરે છે, બીજા મહિને દાંત આવે તો તે પિતાને હાનિ કરે છે, ત્રીજા મહિને દાંત આવે તો તે પિતાનો અથવા પિતામહ (દાદા) નો નાશ કરે છે, ચોથા મહિને આવેલો દાંત ભાઈઓનો નાશ કરે છે, પાંચમા મહિને આવેલો દાંત શ્રેષ્ઠ એવા હાથી, ઘોડા અને ઊંટ તથા પુત્રોને લાવે છે (વૃદ્ધિ કરે છે). છઠ્ઠા મહિને આવેલો દાંત કુટુંબમાં સંતાપ અને કલેશ કરાવે છે; સાતમા મહિને આવેલો દાંત ધન, ધાન્ય અને ગાય વગેરેનો નાશ કરે છે. તથા જેનો દાંત સહિત જનમ થાય તેને રાજ્ય મલે છે."

આ પ્રમાણે સાંભળીને હર્ષિત થએલો એવો રાજા રાજકાજ કરવા લાગ્યો. એવા વખતમાં રાજાના બીજા હૃદય સમાન સર્વ કાર્યમાં પ્રવીણ એવો **હિતંકર** નામનો મંત્રિ શૂળના રોગથી મરણ પામ્યો. કહ્યું છે કે:

"શૂળ, ઝેર, સર્પ, વિશૂચિકા, પાણી, શસ્ત્ર, અગ્નિ અને અકસ્માતથી જીવ મુહૂર્ત માત્રમાં જ બીજા શરીરમાં પ્રવેશ કરે છે."—૨૩૮

"મુંહતા વિણુ રાજહ કિસ્યું, રખવાલ વિણુ પોલિ;
પતિ પાખે નારી કિસી, પહિરણુ વિણુ કિસી મોલિ?
रावणस्य गतं राज्यं, प्रधानपुरुषं विना ।
श्रीरामेण निजं राज्यं, प्राप्तं लक्ष्मणबुद्धितः ॥ २३९ ॥

મંત્રિ વગર રાજ્ય કેવું, ચોકીદાર વગરની શેરી કેવી; પતિ વગરની સ્ત્રી કેવી અને વસ્ત્રો વગર મુગટ કેવો." પ્રધાનપુરુષ વગર રાજા **રાવણનું** રાજ્ય ગયું અને **શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણની** બુદ્ધિથી રાજ્ય મેળવ્યું.—૨૩૯

પછી **પ્રિયંકરે** મંત્રિના પુત્રને બોલાવીને, તેની પરીક્ષા માટે એક કાવ્ય પૂછ્યું. તે આ પ્રમાણે—

"मुखं विनाऽत्ति न करोति शुद्धिं, हस्तौ न भक्ष्यं बहु भाजनस्थम् ।
रात्रिंदिवादि न कदापि तृप्तः, शास्त्रानभिज्ञः परमार्गदर्शी ॥ २४० ॥

જે મુખ વગર ખાય છે, [મળ] શુદ્ધિ કરતો નથી. જેને હાથ નથી, ભાજનમાં રહેલું બધું ભક્ષ્ય રાત અને દિવસ ખાવા છતાં પણ કદાપિ જે તૃપ્તિ પામતો નથી. [વળી] તે શાસ્ત્રથી અનભિજ્ઞ હોવા છતાં પણ બીજાને માર્ગ બતાવે છે [તે કોણ હોવો જોઇએ?]"

મંત્રિપુત્રે વિચાર કરીને જવાબ આપ્યો કે—"દીપક."

ફરીથી [રાજાએ તેને] પૂછ્યું કે:—

"नारि तिन्नि छइ एकठी मिली बे गोरी त्रीजी सांमली ।
पुरुषह विण नवि आवइ काजि रात्रिदीस मानीजइ राजि ॥ २४१ ॥

ત્રણ સ્ત્રીઓ એક સાથે મળેલી છે, તેમાંની બે ધોળી છે અને ત્રીજી કાલી છે અને રાતદિવસ તેમનું માન જળવાય છે, છતાં તે પુરુષ વગર કામમાં નથી આવતી.

તેણે જ જવાબ આપ્યો કે:—ખડિયો, કલમ અને શાહી. સભામાંથી એક વિદ્વાને કહ્યું કે:—યોગી ધ્યાનમાં શેનું ધ્યાન કરે છે? ગુરુને માટે શું કરવામાં આવે છે? સજ્જનોને શું માન્ય છે? અને વિદ્યાર્થીઓ પ્રારંભમાં શું ભણે છે?

તેણે કહ્યું કે—ॐ नमः सिद्धम् । [પછી] મંત્રિના પુત્રે વિદ્વાનને પૂછ્યું કે હું કહું તે કહો:

"એક પુરૂષ કોડિહિ પરવરિઓ હીડઇ બાલક હીઇ ચઢિઓ ।
નારીના મનિ સોહ જિ લહઇ રૂડો વિરૂઓ લોક તસુ કહઇ ॥૨૪૩॥

એક પુરુષ છે, જેને કરોડો વિંટાએલા છે, જે બાલકના હૃદય ઉપર ચઢીને ચાલે છે; સ્ત્રીઓના હૃદયમાં જે શોભાને પામે છે અને લોકો જેને સારો તથા ખોટો (પણ) કહે છે. (તે કોણ?)." (વિદ્વાને જવાબ આપ્યો કે—) ચન્દ્રમા.

પછી તેની બુદ્ધિથી ખુશ થએલા રાજાએ મંત્રિના પુત્રને મંત્રિપદે સ્થાપન કર્યો.

" बुद्धया जानन्ति शास्त्रं विमलगुणतती राजमानं च नित्यं
बुद्धया सर्वार्थसिद्धिर्भवति रिपुबलं जीयते तत्क्षणेन ।
बुद्धया गृह्णन्ति दुर्गं लघुरपि नृपति रक्ष्यमाणं सुयोधैः
बुद्धया चाणाक्य-रोहा-ऽभयकुमरवराः प्रापिता द्राक् महत्त्वम ॥ २४४॥

બુદ્ધિથી વિમળ એવા ગુણીજનો શાસ્ત્રનો બોધ અને નિરંતર રાજસન્માન પ્રાપ્ત કરે છે, બુદ્ધિથી બધી ઈચ્છાઓની સિદ્ધિ થાય છે અને દુશ્મનોના લશ્કરને ક્ષણભરમાં જીતી શકાય છે; બુદ્ધિથી નાનો રાજા પણ સારા યોદ્ધાઓથી રક્ષણ કરાતા એવા કિલ્લાને ગ્રહણ કરે છે, ( અને ) બુદ્ધિથી જ **ચાણાકય રોહક** અને **અભયકુમાર** વગેરે પુરુષો સત્વર મહત્ત્વને પામ્યા છે."

તે વખતે **શ્રીધર્મનિધિસૂરિ** નામના એક જૈન આચાર્ય ત્યાં પધાર્યા, તેઓને વંદન કરવા માટે **પ્રિયંકર** રાજા પોતાના પરિવાર સાથે ગયો. ગુરુમહારાજે આ પ્રમાણે ઉપદેશ આપ્યો:—

" जिनप्रणामो जिननाथपूजा, नमस्कृतेः संस्मरणं च दानम् ।
सूरीश्वराणां नतिपर्युपास्ती, रक्षा त्रसानां दिनकृत्यमेतत् ॥ २४५ ॥
अस्मिन् काव्ये कर्तुर्नाम् ।
श्रीतीर्थयात्राकरणं महेन, साधर्मिकाणामदनस्य दानम् ।
श्रीसङ्घपूजाऽऽगमलेखनं च, तद्वाचनं स्यादिति वर्षकृत्यम् ॥ २४६ ॥

तीर्थयात्राफलं यथा —

सदा शुभध्यानमसारलक्ष्मीफलं चतुर्धा सुकृताप्तिरुच्चैः ।
तीर्थोन्नतिस्तीर्थकृतां पदाप्ति-र्गुणा हि यात्राप्रभवाः स्युरेते ॥ २४७॥
वपुः पवित्रीकुरु तीर्थयात्रया, चित्तं पवित्रीकुरु धर्मवाञ्छया ।
वित्तं पवित्रीकुरु पात्रदानतः, कुलं पवित्रीकुरु सच्चारित्रतः ॥ २४८ ॥

જિનેશ્વરને પ્રણામ, જિનેશ્વરની પૂજા, નમસ્કાર મંત્રનું સ્મરણ, દાન, આચાર્યોને નમસ્કાર તથા તેમની ભક્તિ અને ત્રસજીવોની રક્ષા એ શ્રાવકોનું દિનકૃત્ય છે. [આ ૨૪૫મા શ્લોકના પ્રત્યેક ચરણના પ્રથમ અક્ષરથી **જિનસૂર** એવું ગ્રંથકર્તાનું નામ નિષ્પન્ન થાય છે. ]"—૨૪૫

" મહોત્સવપૂર્વક તીર્થયાત્રા કરવી, સાધર્મિકોનું વાત્સલ્ય કરવું, શ્રીસંઘની પૂજા કરવી, આગમ લખાવવા અને તેની વાચના કરાવવી એ વાર્ષિક કર્તવ્ય છે. તીર્થયાત્રાનું ફલ આ પ્રમાણે—નિરંતર શુભ ધ્યાન, અસાર એવી લક્ષ્મીની સફળતા, ચાર પ્રકારના સુકૃતની પ્રાપ્તિ, તીર્થની ઉન્નતિ, (અને) તીર્થંકર પદની પ્રાપ્તિ. યાત્રા કરવાથી આવા પ્રકારના ગુણોની પ્રાપ્તિ થાય છે.—૨૪૬–૨૪૭

" [ હે મહાનુભાવ ! ] તીર્થયાત્રાથી તારા શરીરને પવિત્ર કર ! ધર્માભિલાષથી

મનને પવિત્ર કર !; સુપાત્રમાં દાન આપીને ધનને પવિત્ર કર! અને સદાચારથી કુલને પવિત્ર કર!"—૨૪૮

વળી **શત્રુંજય** મહાતીર્થની યાત્રા કરવાથી વિશેષ ફલની પ્રાપ્તિ થાય છે. કારણ કે:-

"**नमस्कार'समो मन्त्रः, 'शत्रुञ्जय'समो गिरिः ।**
**धर्मो जीवदयातुल्यः, शास्त्रं 'कल्प'श्रुतान्नहि ॥२४९॥**

**નમસ્કાર** સમાન મંત્ર નથી, **શત્રુંજય** સમાન તીર્થ નથી, જીવદયા સમાન કોઈ ધર્મ નથી. અને **કલ્પસૂત્ર**ના જેવું બીજું કોઈ શાસ્ત્ર નથી."

"**શત્રુંજયતીર્થ** ઉપર જિનેશ્વરદેવના દર્શન માત્રથી એ ભવની દુર્ગતિનો ક્ષય થાય છે. [અને] પૂજા તથા સ્તુતિ કરવાથી એક હજાર સાગરોપમની દુર્ગતિ નાશ પામે છે. માર્ગમાં **શત્રુંજય**નું ધ્યાન કરવાથી એક હજાર પલ્યોપમ અને અભિગ્રહ કરવાથી લાખ પલ્યોપમનું તથા તેની સન્મુખ ગમન કરવાથી એક સાગરોપમ વર્ષનું સંચિત કરેલું પાપ કર્મ નાશ પામે છે."—૨૫૦, ૨૫૧

ગુરુમહારાજનો ઉપદેશ સાંભળીને **પ્રિયંકર** રાજાએ વિશેષ પ્રકારે ધાર્મિક અભિગ્રહો લીધા અને ફરી **ઉપસર્ગહર** સ્તવના જાપનો આમ્નાય પૂછ્યો. ગુરુમહારાજ બોલ્યા કે:- **શ્રીભદ્રબાહુસ્વામીએ** અનેક મંત્રો તથા યંત્રો આ સ્તવ-સ્તોત્રમાં ગોપવેલા છે. જેનું સ્મરણ કરવાથી અત્યારે પણ—"જળ, અગ્નિ, ઝેર, સર્પ, દુષ્ટ, ગ્રહ, રાજરોગ (મોટા રોગ), રણસંગ્રામનો ભય, રાક્ષસ, શત્રુઓનો સમૂહ, મરકી, ચોર સાત પ્રકારની ઇતિ, ચાર પગવાળા હિંસક પ્રાણીઓ વગેરેથી રક્ષા થાય છે."

વળી હે રાજન્! તને જે સુખ, સંયોગ, સંતાન, સંપત્તિ, ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ તથા સામ્રાજ્યની જે પ્રાપ્તિ થઇ છે. તથા દુઃખ, દારિદ્રતા, ચાકરી, કમનસીબી, પાપ અને આપત્તિનો જે અભાવ થયો છે, તે બધોએ **ઉપસર્ગહર** સ્તવના જાપ અને ધ્યાનનો જ પ્રભાવ જાણવો. પહેલાં આ સ્તવમાં છઠ્ઠી ગાથા હતી, તેના સ્મરણથી તત્કાળ **ધરણેંદ્ર** આવીને દુઃખનું નિવારણ કરતો હતો. પછી **ધરણેન્દ્રે** પૂજ્યશ્રી (**ભદ્રબાહુસ્વામી**)ની આગળ કહ્યું કે—વારંવાર અહીં આવવું પડતું હોવાથી હું મારા સ્થાનના વિષે રહી શકતો નથી, તેથી [આપ] છઠ્ઠી ગાથાને ભંડારી દ્યો. પાંચ જ ગાથાના પણ આ સ્તોત્રનું ધ્યાન કરનાર સત્પુરુષોને હું અહીંયાં રહ્યો રહ્યો પણ સહાયતા કરીશ. ત્યારથી પાંચ ગાથાના પ્રમાણવાળું આ સ્તવન ગણાય છે.

પહેલી ગાથાથી ઉપસર્ગ, ઉપદ્રવ અને સર્પના ઝેરનો નાશ થાય છે. પહેલી અને બીજી ગાથા ગણવાથી ગ્રહ, રોગ, મરકી, વિષમ તાવ, દુષ્ટ, દુર્જન તથા સ્થાવર અને જંગમ વિષની શાંતિ થાય છે. પહેલી, બીજી અને ત્રીજી ગાથા ગણવાથી મનુષ્યો અને તિર્યંચોને ભયંકર રોગ, દુઃખ, દુર્ગતિ, નીચકુળ વગેરેની પ્રાપ્તિ થતી નથી, અને સુખ,

સારી ગતિ, સૌભાગ્ય, લક્ષ્મી અને મહત્તા વગેરેની પ્રાપ્તિ થાય છે. ચાર ગાથા ગણવાથી તમામ ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. આ સ્તોત્રની પાંચ ગાથાઓની) અંદર શ્રી **પાર્શ્વચિંતામણિ** નામનો **શ્રીભદ્રબાહુસ્વામી**એ મંત્ર ગોપવેલો છે. પાંચે ગાથાઓ સારી રીતે ગણવાથી આલોક અને પરલોકનું કાર્ય કરનાર આ સ્તોત્ર છે. (વળી) એમાં અનેક મંત્રો સ્તંભન-વશીકરણ-વિદ્વષણ-ઉચ્ચાટન વગેરેના ગોપવેલા છે. તે મંત્રો અને યંત્રો તેની વૃત્તિ ઉપરથી અગાઉ આપેલાં છે.

પછી રાજા ગુરુને વંદના કરીને પોતાના સ્થાને ગયો. રાજા [તે દિવસથી] રાત્રિના વખતે પાસે આવેલા **શ્રીપાર્શ્વનાથ** પ્રભુના મંદિરમાં એક પહોર સુધી **ઉપસર્ગહર** સ્તવનો જાપ અને ધ્યાન કરવા લાગ્યો.

એક વખતે **પ્રિયંકર** રાજા રાતના વખતે ધૂપ લઈને તે સ્તવનું ધ્યાન કરવા માટે **શ્રીપાર્શ્વનાથ** પ્રભુના જિનમંદિરમાં ગયો. નોકરો દેરાસરની બહાર બેઠા હતા. એવામાં સવાર થઈ ગઈ, સભામાં રાજપુરુષો આવી પહોંચ્યા-"હજુ સુધી રાજા સભામાં કેમ નથી આવ્યા" એ પ્રમાણે પ્રધાનો વગેરે સર્વ સભાસદોએ અંગરક્ષકોને પૂછ્યું. તેઓ બોલ્યા-રાજા દેરાસરમાંથી બહાર નીકળ્યા જ નથી, પ્રધાનો ત્યાં ગયા. એટલે મૂળદ્વારના (ગભારાના) બારણા બંધ થએલા જોયા, પછી બારણાના છિદ્રમાંથી તેઓએ અંદર જોયું તો **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમા સુગંધીવાળા ફૂલોથી પૂજન કરાએલી અને આગળ એક દીપક બળતો જોયો, પરંતુ રાજા ત્યાં આગળ બેઠેલો દેખાયો નહિ. તેઓએ મનમાં વિચાર્યું કે—રાજાને ઉંઘ આવી ગઈ હોય. પરંતુ દેવમંદિરની ૮૪ આશાતનાના ભયથી તેમ પણ રાજાએ કર્યું હોય એવું લાગતું નથી. છતાં પણ પ્રધાનોએ મીઠાં મીઠાં વચનોથી રાજાને બોલાવ્યો કે—"(હે સ્વામિન્!) આપ રોજ બિરાજો છો તે સભાને અલંકૃત કરો. પ્રભુના મુખકમળનું દર્શન કરવા માટે સૂર્ય પણ ઉંચે ચડી ગયો છે. અને સર્વ સભાજનો પણ પ્રણામ કરવા માટે ઉંચા શ્વાસે ઊભા છે." તોપણ અંદરથી કોઈ પણ બોલ્યું નહિ. મંત્રીઓએ વિચાર્યું કે: —"કોઈ દેવ અથવા વિદ્યાધર તેઓને હરી ગયેલ છે." પછી દેરાસરના બારણા ઉઘાડવાને માટે તેઓએ અનેક પ્રયત્નો કર્યા, પણ તે પુણ્યહીનના મનોરથોની માફક નિષ્ફળ ગયા. કુહાડાઓ પણ બધા બુઠ્ઠા થઈ ગયા અને દેવતાએ વાસેલાં બારણાં કોઈ પણ ઉઘાડવાને શક્તિમાન થયું નહિ. પછી મંત્રીઓએ ધૂપ વગેરે કાર્ય કર્યું, ત્યારે દેરાસરનો અધિષ્ઠાયક દેવ બોલ્યો કે-"(હે મંત્રીન્!) વૃથા પ્રયત્ન ન કર. પુણ્યવંત રાજાની દૃષ્ટિ પડતાં જ દ્વાર સ્વયમેવ ઉઘડી જશે." રાજા મજામાં છે. તે સંબંધી ચિંતા ન કરશો. પ્રધાનોએ કહ્યું કે —"(હે દેવ!) અમારા રાજા ક્યાં છે? કોઇએ તેઓનું હરણ કર્યું છે? તેઓ ક્યારે આવશે?" પછી દેવ બોલ્યો કે:—"પોતાની સમૃદ્ધિ દેખાડવાને માટે **ધરણેન્દ્ર** તેને પોતાના ભુવનમાં લઈ ગયા છે; તેથી આજથી દશમા દિવસે તે અહીં અવશ્ય આવશે.

(અને) દેવતાની સહાયથી આવીને તે **પાર્શ્વનાથ** પ્રભુની આગળ પ્રતિદિન દીપક પૂજા કરીને જ ભોજન કરશે."–૨૫૩,૨૫૪.

આ સાંભળીને મંત્રી અને રાજાનો પરિવાર, એ બધા રાજી થઇને પોતાના ઘેર ગયા. એક વખતે સવારના વખતે દેરાસરમાં રહેલી પ્રતિમાની પૂજા અને દીવો વગેરે કરેલો લોકોના જોવામાં આવ્યો. દશમા દિવસે મંત્રીઓ અને રાજાનો પરિવાર સામે ગયા. એટલામાં તો વનમાંથી દૈવી ઘોડા ઉપર બેઠેલો એવો રાજા આવી પહોંચ્યો, મંત્રી વગેરે સર્વેએ હર્ષિત થઇને પ્રણામ કર્યા. રાજાને બહુ નવાઈ લાગી અને પૂછયું કે—મારા આવવાની વાત તમે લોકોએ શી રીતે જાણી ? ત્યારે મંત્રીઓએ કહ્યું કે-દેવના કહેવાથી. (પછી) વાજીંત્રો વાગતાં, ઘેર ઘેર તોરણો બંધાતાં, રસ્તામાં જુદા જુદા રંગની ધજાઓ બંધાતાં, અને ગંધર્વોના ગીત ગાન થતાં મહોત્સવપૂર્વક રાજા નગરમાં આવીને, પોતાના પરિવાર સહિત જિનમંદિરે આવ્યો. તે વખતે તે જિનમંદિરનાં બારણા જેમ આંબાને મ્હોર આવવાથી કોયલનો કંઠ તથા વિદ્યાના બળથી જેમ બ્હેરો માણસ સાંભળતો થઈ જાય છે તેમ, રાજાની દૃષ્ટિ પડતાં જ તત્કાળ ઉઘડી ગયાં. પછી વિધિપૂર્વક દેરાસરને પ્રદક્ષિણા દઇને, 'નિસ્સિહી' કહીને (રાજા) અંદર પેઠો. (પ્રભુ આગળ) ફલ વગેરે મૂકીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો:—

"श्री पार्श्वो धरणेन्द्रसेवितपदः पार्श्वं स्तुवे भावतः
पार्श्वेण प्रनिबोधितश्च कमठः पार्श्वाय कुर्वेऽर्चनम् ।
पार्श्वाच्चिन्तितकार्यसिद्धिरखिला पार्श्वस्य तेजो महत्
श्री पार्श्वे प्रकटः प्रभाव इह भोः श्रीपार्श्व ! सौख्यं कुरू ॥२५५॥

'वरकनकशङ्ख विद्रुम'–नानाभरणैर्विभूपितो जीयाः ।
त्वां स्तौमि पार्श्वजिनं मरकतघनसन्निभं विगतमोहम् । ॥२५६॥

'सप्ततिशतं जिनानां' त्वां प्रसिद्धिकृतं प्रभावेण ।
श्रीपार्श्वजिन ! कलावप्पि 'सर्वामर पूजितं वन्दे' ॥२५७॥

જે **પાર્શ્વ** પ્રભુની **ધરણેન્દ્ર** સેવા કરે છે, તે **પાર્શ્વનાથ** પ્રભુની હું ભાવપૂર્વક સ્તુતિ કરૂં છું, જે **પાર્શ્વ** પ્રભુએ કમઠને પ્રતિબોધ કર્યો છે, તે પાર્શ્વનાથનું હું પૂજન કરૂં છું; જે **પાર્શ્વનાથ** પ્રભુનું ચિંતવન કરતાં સમસ્ત કાર્યોની સિદ્ધિ થાય છે, જે **પાર્શ્વ**પ્રભુનું તેજ મહાન છે અને જે **પાર્શ્વ** પ્રભુનો હાલ આ જગતમાં પ્રગટ પ્રભાવ છે, એવા શ્રી**પાર્શ્વ** પ્રભુ આપ મારૂં કલ્યાણ કરો."—૨૫૫

ઉત્તમ કનક, શંખ, અને પ્રવાલના વિવિધ આભૂષણોથી વિભૂષિત અને મરકત મણિ (લીલા પાના) તથા ઘન (વાદળ) સમાન વર્ણવાળા અને જેઓનો મોહ નાશ પામ્યો છે, એવા હે શ્રીપાર્શ્વનાથ સ્વામી ! હું તમારી સ્તુતિ કરૂં છું. આ કળિકાળમાં પણ એકસો

સિસ્તેર તીર્થંકરોમાં પોતાનાં પ્રભાવથી આપ્તજનોની સત્વર સિદ્ધિ કરનારા તથા સર્વ દેવોથી પૂજિત એવા હે **શ્રીપાર્શ્વનાથ** પ્રભુ ! હું તમોને વંદન કરું છું."—૨૫૬, ૨૫૭

[આ પ્રમાણે] નમસ્કાર કરીને તથા શક્રસ્તવાદિ ભણીને રાજા આ પ્રમાણે વિનંતિ કરવા લાગ્યો:—

**"જય પાસ ! જિણેસર ! જગહસાર, પઇંનિમ્મિયતિહુયણપરૂવયાર !**
**મણવંછિયપૂરણકપ્પસાલ ! તુહ મહિમા મહિ માંહિ વિસાલ ॥૨૫૮॥**
**ભવિ ભવિ હું ભમીઉ બહુઅ ઠામ, સેવક મે થાપિ અમ્હ રક્ખિ મામ;**
**તસુ ચિંતિય સિજ્ઝઇ સયલ કામ, જંપઇ સંપઇ પાસ નામ. ॥૨૫૯॥**
**રણ વણ જલ જલણહ ભય મહંત, રોગગ્ગહ હરિ કરિ હુઇ પસંત;**
**દુહ દાલિદ્દ દોહગ દૂરિ જંતિ, જે સમરઇ તુહ રહ ઇક્ક ચિત્તિ ॥૨૬૦॥**
**રવિ તાવડિ જિમ તમ દૂરિ જાઇ, તિમ સામીય સમવડિ કુણ કરેઇ?**
**સુહ સંત નિપામઇ ઝાઇ જેઅ, પય ભેટઇ છેટઇ તુઇ તેહ ॥૨૬૧॥**
**ઇય જિણ જિણસૂરિહિ આણંદપૂરિહિ, પાસનાહ સંથુણીય મણિઇં।**
**પઉમાવઇદેવી તુહ પયસેવી, સુર નર કિન્નર ધરણેઇં ॥૨૬૨॥**
**તુહ સવિ કહે સરખું નયણું ટાલે આવાગમન દુહ ।**
**તુહ મહિમા મોટી પયતલ, લોટી માગુ સિદ્ધિ અણંત સુહ ॥૨૬૩॥**

ત્રણ ભુવન ઉપર ઉપકાર કરનાર, જગતમાં સારભૂત, મનોવાંછિત પૂરણ કરવામાં કલ્પવૃક્ષ સમાન, એવા હે શ્રીપાર્શ્વ જિનેશ્વર ! આપનો જય થાઓ. આપનો મહિમા જગતમાં મોટો છે.–૨૫૮ ભવોભવમાં હું ઘણે ઠેકાણે રઝળ્યો છું, તેથી [આપના] સેવક તરીકે રાખીને મારી લાજ રાખો, જે શ્રીપાર્શ્વ પ્રભુના નામનું ચિંતવન કરે છે, તેનાં ઈચ્છેલા સઘળાં કાર્યો સફળ થાય છે.—૨૫૯ જે [મનુષ્ય !] એકાંતમાં રહી એકચિત્તે આપનું સ્મરણ કરે છે, તેના યુદ્ધ, જંગલ, પાણી, અગ્નિના મોટા ભયો, રોગ, ગ્રહ, મરકી, સિંહ, તથા હાથીનો ભય શાંત થાય છે, [અને] દુઃખ, દરીદ્રતા અને દુર્ગતિનો નાશ થાય છે.–૨૬૦ જેવી રીતે સૂર્યના તાપથી અંધારું દૂર થઈ જાય છે, તેમ શ્રીપાર્શ્વપ્રભુની બરોબરી કોણ કરી શકે ? તેઓનું જે ધ્યાન કરે છે તથા તેઓના ચરણને દૂરથી ભેટે છે, તેઓને સુખ અને શાંતિ પ્રાપ્ત થાય છે.–૨૬૧

આ પ્રમાણે **શ્રીજિનસૂરિ** [મુનિ] એ **આનંદપુરમાં** રહીને એક મનથી **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની સ્તુતિ કરી છે, [હે પ્રભુ !] **પદ્માવતી**દેવી, દેવો, મનુષ્યો, કિન્નરો અને **ધરણેન્દ્ર** પણ આપશ્રીના ચરણકમલની સેવા કરે છે.—૨૬૨

ચક્ષુઓથી કરેલું આપનું દર્શન (હે પ્રભુ !) જનમ મરણના દુઃખોને દૂર કરે છે

એમ બધા લોકો કહે છે, આપશ્રીનો મહિમા મોટો છે, તેથી આપશ્રીના ચરણકમળમાં આળોટીને હું અનંતસુખ (મોક્ષસુખ)ની ભિક્ષા માગું છું."—૨૬૩

આ પ્રમાણે **શ્રીપાર્શ્વ** પ્રભુને વિનંતી કરીને, તેણે પોતાના મહેલની સભાને શોભાવી. પ્રધાનોએ પાતાલલોકનું અને ધરણેન્દ્રની સમૃદ્ધિનું સ્વરૂપ પૂછવાથી રાજા બોલ્યો કે-"તે દિવસની રાત્રે મંદિરની અંદર ધ્યાનમાં રહેલો એવો હું શ્રીપાર્શ્વનાથ પ્રભુના સ્તવનો જાપ કરતો હતો, તે વખતે કાજળના જેવી કાંતિવાળો મોટો નાગ પ્રગટ થયો. તેને દેખીને હું ધ્યાનથી ચલાયમાન ન થયો. પછી [તે સાપ] **શ્રીપાર્શ્વનાથ** પ્રભુના પદ્માસન ઉપર ચડયો. એટલે જિનેશ્વરદેવની પ્રતિમાની આશાતનાના ભયથી [અને સાપ] ખરાબ જીવ હોવાથી મેં હાથથી પૂંછડીથી પકડયો, ત્યારે તે સર્પનું રૂપ તજી દઈને દેવ થયો, મેં તેને પૂછયું કે-તમે કોણ છો ? તે બોલ્યો કે-હું **પાર્શ્વનાથ**સ્વામીનો સેવક **ધરણેન્દ્ર** છું, તારા ધ્યાનથી આકર્ષાઈને અહીં આવી મેં તારી પરીક્ષા કરી, પરંતુ તું ધ્યાનથી ચલાયમાન ન થયો, તેથી તું મોટો સાહસિક છે. માટે હે પુરુષોત્તમ! તું મારી સાથે પાતાલલોકમાં ચાલ, કે જેથી તને પુણ્યનું ફલ બતલાવું; પછી હું **ધરણેન્દ્ર**ની સાથે પાતાલલોકમાં ગયો. ત્યાં મેં સર્વત્ર સુવર્ણ અને રત્નોથી બાંધેલી ભૂમિકા જોઈ. આગળ ચાલતાં **ધર્મ**રાજાનો વૈક્રિય મહેલ (મને) દેખાડયો. પછી **શ્રીધર્મ**રાજાને [મેં] સાક્ષાત્ જોયા, તેઓની પટ્ટરાણી **જીવદયા**ને જોઇ. તે બંનેને મેં પ્રણામ કર્યા. [એટલે] તેમણે મને કહ્યું કે:-"[હે નરેન્દ્ર !] અમારી કૃપાથી તું ચિરકાળ વખત રાજ્ય કરજે !" ત્યાંથી આગળ ચાલતાં સાત ઓરડી [મેં] જોઈ. મેં પૂછયું કે-"આમાં શું છે ?" ધરણેન્દ્ર બોલ્યા કે—"આ સાતે ઓરડીઓમાં સાત સુખો છે." મેં કહ્યું કે:—"તે કયાં કયાં ? ઈન્દ્ર બોલ્યા:—

"પહેલું આરોગ્ય, બીજું લક્ષ્મી, ત્રીજું યશ, ચોથું પતિને અનુકુળ એવી (પતિવ્રતા) સ્ત્રી, પાંચમું વિનયવાન પુત્ર, છઠ્ઠું રાજાની અનુપમ સૌમ્ય દૃષ્ટિ અને સાતમું નિર્ભયસ્થાન —આ સાતે સુખ જેના ઘરમાં હોય, ત્યાં સાક્ષાત્ ધર્મનો પ્રભાવ સમજવો."—૨૬૪

પછી તે સાતે ઓરડીઓ જોઇ. પહેલીમાં તમામ રોગોનો નાશ કરનાર દેવ અને બે ચામર છે. બીજી ઓરડીમાં સોનું, રત્ન માણિક્ય વગેરે છે. ત્રીજી ઓરડીમાં મોટા ધનવાનો યાચકોને દાન દે છે. ચોથીમાં પત્ની પતિની સેવા કરે છે. પાંચમીમાં વિનીત પુત્ર, પૌત્ર, વહુ વગેરે સંપીલું કુટુંબ છે. છઠ્ઠીમાં ન્યાયી અને પ્રજાનું ભલું કરનાર રાજા જોયો અને સાતમીમાં કોઈ એક દેવને **ઉપસર્ગહર** સ્તવના જાપમાં તલ્લીન જોયો. મેં પૂછયું કે-"આ દેવ આ સ્તવનો જાપ શા માટે કરે છે?" તેઓએ કહ્યું કે-(આ) સ્તવના ધ્યાનથી દેશમાં, નગરમાં અને ઘરમાં સર્વ ભયથી રક્ષા થાય છે અને નિરંતર મનોવાંછિતની પ્રાપ્તિ થાય છે. આ સ્તવના આમ્નાય, મહિમા અને મંત્રના પુસ્તકો છે,

જ્યાં અગાડી ધર્મ અને દયા હોય ત્યાં અગાડી આ સાતે સુખો હોય છે, એ બતાવવા માટે આ બધું વૈક્રિય લબ્ધિ વડે બતાવેલું છે."

પછી આગળ સુવર્ણ રત્નમય કિલ્લો જોયો, ત્યાં લોહમય સાત પ્રતોલી (મુખ્ય દ્વારમાં જવાનો માર્ગ) હતી. પ્રથમ પ્રતોલીમાં જતાં, મેં ચારે બાજુ વિવિધ કલ્પવૃક્ષોથી વીંટાએલા સામાન્ય દેવોના ભવન જોયાં. બીજી પ્રતોલીમાં જતાં ક્રીડા શુક (પાળેલા પોપટ) નાં સોનાનાં પાંજરાં જોયાં, પોપટો મને જોઇને કેહેવા લાગ્યા કેઃ—

"હે **પ્રિયંકર** રાજા! પધારો પધારો, આ સ્થાન પુણ્યવંત પ્રાણીઓ સિવાય કોઇને પ્રાપ્ત થતું નથી. અર્થાત્ આ જગ્યાએ પુણ્યવંત પ્રાણીઓ જ આવી શકે છે."

ત્રીજી પ્રતોલીમાં પ્રવેશ કરતો મને જોઈને નાચ કરતા મયૂરો મનુષ્યની વાણીમાં બોલ્યા કેઃ—

"હે રાજેન્દ્ર! આપના દર્શનથી અમારૂં જીવન આજે સફળ થયું! ખરેખર, તે નગરને ધન્ય છે કે જ્યાં **પ્રિયંકર** રાજા છે."

ચોથી પ્રતોલીમાં આગળ આગળ કુદકાઓ મારતા તથા વિવેકવડે મને પ્રણામ કરતા રાજહંસો મારા જોવામાં આવ્યા. પાંચમી પ્રતોલીમાં સ્ફટિક રત્નની ક્રીડા કરવાની વાપિકાઓ (વાવો), તથા સ્નાન કરવાના મંડપો વગેરે જોયા. છઠ્ઠી પ્રતોલીમાં ઇન્દ્રના સામાનિક દેવોના મકાનો જોયાં અને સાતમી પ્રતોલીમાં દેવાંગનાઓનાં અધિક અધિક ટોળાં દેખવામાં આવ્યાં, તેની આગળ અનેક પ્રકારના આશ્ચર્યવાળી અને કરોડો દેવોએ કરીને સહિત **ધરણેન્દ્ર**ની સભા જોઈ. ત્યાં દિવ્ય નૃત્ય જોયું. **ધરણેન્દ્રે** પુણ્યનું ફળ બતાવવા માટે [મારી સેવામાં મૂકેલા] દેવ, દેવીઓએ નવ દિવસ સુધી પોતાના પુત્રની જેમ મારી સ્વાગતા કરી. અહીં [આ દેરાસરમાં] દેવની સાથે રહીને દશ દિવસ સુધી મેં પોતે જ પૂજા કરી છે. તે લોકોએ મને જે દિવ્ય આહારનું ભોજન કરાવ્યું, તેનું સ્વરૂપ કહી શકાય તેમજ નથી. આવા પ્રકારની ત્યાંની ઋદ્ધિ જોઇને મારી પુણ્ય તરફ વિશેષ રૂચિ થઇ. પછી મેં કહ્યું કે—"હે **ધરણેન્દ્ર**! મને મારા નગરે મોકલી દ્યો, જેથી હું પુણ્ય કરી શકું." પછી **ધરણેન્દ્રે** પોતાના હાથમાં પહેરેલી વીંટી મને આપી અને કહ્યું કે—"આ મુદ્રિકા ભોજનના ભાજન પર રાખવાથી ઘણા મનુષ્યોને ભોજન આપવાના પ્રભાવવાળી છે, [અને] વિશેષ પુણ્યનું કામ હોય ત્યારે પ્રાતઃકાળે **નમસ્કાર** મન્ત્ર તથા **ઉપસર્ગહર સ્તોત્ર**ની શરૂઆતની ત્રણ ગાથાનું ત્રણ વાર સ્મરણ કરીને, આંગણામાં આવીને વીંટી આકાશમાં ઉછાળવાથી ૫૫૫ પાંચસો પંચાવન માણસ ભોજન કરી લેશે ત્યાંસુધી વીંટી આકાશમાં રહેશે." આ સાંભળીને અત્યંત પ્રમુદિત (રાજી) થએલા એવા મેં બહુમાનપૂર્વક તે વીંટી ગ્રહણ કરી.

પછી તેણે (ધરણેન્દ્રે) પોતાના દેવની સાથે દિવ્ય ઘોડા મારફત (મને) અહીંયાં મોકલ્યો; પરંતુ તમે સામા આવ્યા તેથી મને આશ્ચર્ય થયું. પ્રધાને કહ્યું કે—"પ્રભુના અધિષ્ઠાયક દેવની વાણીથી, આપનું પાતાલ ગમન, કમાડનું ઉઘાડવું, અહીંયાં પાછું આવવું એ બધું અમે જાણ્યું હતું." પછી રાજા બોલ્યો—સભાની સમક્ષ, પુણ્યનાં ફલીરૂપ, દેવતાઓને જે સુખો છે, તે કહેવાને કોણ સમર્થ થઇ શકે ? કહ્યું છે કે:—

"દેવલોકમાં દેવતાઓને જે સુખ છે, તે એક જીભથી તો શું, પરંતુ કદાચ માણસને સો જીભ હોય અને તે સો વર્ષ સુધી વર્ણન કર્યા કરે, તો પણ માણસ તે સુખનું વર્ણન કરી શકતો નથી."—૨૬૮

તેથી હું હવે પુણ્ય જ કરીશ. મંત્રિ બોલ્યો—રાજાને તો હમેશાં પુણ્ય જ હોય છે. કારણ કે:—

"ન્યાય, દર્શનો, ધર્મો, તીર્થસ્થાનો અને સુખસંપત્તિ જેના આધારે પ્રવર્તે છે તે પૃથ્વીપતિ જય પામો." વળી—"પ્રજાના પુણ્યનો છઠ્ઠો ભાગ તેનું (પ્રજાનું) રક્ષણ કરનાર રાજાને મળે છે અને જો રક્ષણ ન કરે તો પ્રજાના પાપનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે."

પછી રાજાએ જિનમંદિર વગેરે સાતે ક્ષેત્રોમાં ધન વાપર્યું. તે સાત ક્ષેત્ર આ પ્રમાણે:—

**"जिणभुवणे जिणबिंबे पुत्थयलिहणे चउविहे संघे।**
**जो ववइ नियदव्वं सुकयत्था ते अ संसारे ॥२७०॥**

જિનમંદિર ૧, જિનબિંબ ૨ પુસ્તક લખાવવામાં ૩, અને ચતુર્વિધ સંઘ (સાધુ ૪, સાધ્વી ૫, શ્રાવક ૬, શ્રાવિકા ૭,) ની ભક્તિમાં જે પોતાનું ધન વાવે (વાપરે) છે. તે સંસારમાં કૃતકૃત્ય સમજવા."

વળી મહિનામાં બે પાખી (ચતુર્દશી)ના પારણાના દિવસે ધરણેન્દ્રે આપેલી વીંટીના પ્રભાવથી બે વાર સાધર્મિક વાત્સલ્ય કરવા લાગ્યો, આ પ્રમાણે ઘણાં વર્ષ વ્યતીત થયાં.

એક વખતે પારણાના દિવસે રાજા ગુરુ મહારાજને વંદન કરવા માટે [ઉપાશ્રયે] ગયો. મહારાજ રાજાને ઉપદેશ આપે છે, તે વખતે જિનધર્મથી વાસિત અંતઃકરણવાળો, જેણે સાતે ધાતુએ કરીને શ્રાવકની અગિયાર પ્રતિમાનું વહન કર્યું છે એવો, શ્રાવકના એકવીશ ગુણોથી શોભિત; શ્રીઆનંદ શ્રાવકના જેવો બારવ્રતધારી એવો, એક શ્રાવક ગુરુ મહારાજનાં ચરણકમળમાં વંદન કરતો હતો. આવા પ્રકારના તે ગુણધારી શ્રાવકને જોઇને, રાજાએ તેને ભોજનનું નિમંત્રણ કર્યું. તે વખતે ગુરુ મહારાજે કહ્યું કે:—"હે રાજન્ ! આ શ્રાદ્ધવર્યને આજે અષ્ટમનું પારણું છે, માટે એને સર્વથી પ્રથમ ભોજન કરાવજો." રાજાએ તે વાતને કબુલ રાખી. પછી તે આવ્યો એટલે રાજાએ તેને સન્માનપૂર્વક ભોજન કરવા બેસાડ્યો. એટલામાં પાંચસો શ્રેષ્ઠીઓ ત્યાં ભોજન કરવા આવી પહોંચ્યા. હવે તે શ્રાવકોત્તમ જેટલામાં

પારણું કરીને ઉઠ્યો, તેટલામાં જ ધરણેન્દ્રે આપેલી મહાપ્રભાવશાળી તે મુદ્રિકા આકાશમાંથી ઉતરીને, પોતાની મેળે રાજાના હાથમાં આવી ગઇ. આ બનાવ જોઇને રાજા વિચારવા લાગ્યો કે—આજે આ શું થયું ? શું દેવ કોપાયમાન થયો ? કે શું મને અશ્રદ્ધા થઈ ? (અથવા) તો શું મારૂં પુણ્ય પરવાળી ગયું (ક્ષીણ થઈ ગયું)? હવે મારી આબરૂનું હું રક્ષણ શી રીતે કરીશ ? આ આવેલા પાંચસો શ્રેષ્ઠીઓનું ભોજનાદિકથી હું શી રીતે ગૌરવ કરી શકીશ ? એટલામાં રાજાના ચોકમાં દૈવી વાણી થઈ કેઃ—

"હે રાજન્ ! તું મનમાં લેશ પણ ચિંતા કરીશ નહિ, દેવની વાણી જુઠ્ઠી હોતી નથી; (પરંતુ) આ એક જ શ્રાવકોત્તમને ભોજન કરાવતાં તને પાંચસો શ્રાવકોને ભોજન કરાવવાનું પુણ્ય પ્રાપ્ત થયું."

મોટાઓ મોટાઓનું જ વાત્સલ્ય કરનારા હોય છે, પરંતુ પુણ્યશાળી ગુણવાનનું વાત્સલ્ય કોઈ જ કરતું નથી. કારણ કેઃ—

'नागुणी गुणिनो वेत्ति, गुणी गुणिषु मत्सरी
गुणी च गुणरागि च, विरलः सरलो जनः ॥२७२॥

ગુણ વગરનો માણસ ગુણવાનને ઓળખતો નથી; અને ગુણવાન માણસ ગુણવાનની અદેખાઇ કરે છે; [પરંતુ] ગુણવાળા અને ગુણ ઉપર પ્રેમ રાખનારા મનુષ્યો વિરલા હોય છે."

પછી રસોઇયાએ આવીને રાજાને કહ્યું કેઃ—"હે રાજન્ ! ભોજનનાં પાત્રો તો ખાલી થઈ ગયાં છે." ત્યારે આકાશમાં રહેલો દેવ બોલ્યો—એવું ના બોલ, તું જઇને જો, મેં તે બધાં પાત્રો ભરી દીધેલાં છે. હજારો માણસોને જમાડવા છતાં પણ તે ઓછાં પડવાનાં નથી. (પછી) રાજી થએલા રાજાએ તે બધા શ્રેષ્ઠીઓને ભોજન કરાવ્યું, તોપણ તે પાત્રો તે પ્રમાણે ઠેઠ ગળા સુધી ભરેલાં જોયાં, તેથી આખા નગરને રાજાએ આમંત્રણ આપીને જમાડયું. કોઈપણ રસોઈ કરનાર દેખાતો નહિ હોવા છતાં પણ બધાંને દૈવી ભોજન મલવાથી, નગરના લોકો અજાયબીમાં ગરકાવ થઇ ગયા. (અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કેઃ—) શું રાજાને દેવ પ્રત્યક્ષ થયો હશે ? કે શું કોઇ દેવે વરદાન આપ્યું છે ? (અથવા) તો શું રાજાની પાસે ચિત્રાવેલી હશે ? શું તેને સુવર્ણપુરુષ પ્રાપ્ત થયો હશે ? રાજાએ સભાજનોને કહ્યું કે—"આ બધો ધર્મધ્યાનનો પ્રભાવ જાણવો." તે વખતે (ત્યાં બેઠેલા) કવીશ્વરે આ પ્રમાણે બે આશીર્વાદના શ્લોકો કહ્યા—

"श्रीमत्कंप्रिप्रियाराद श्रीमत्पयंशोमद ।
श्रीसुतैककलौ नन्द श्रीदस्याररमास्पद ॥२७३॥

સ્વસ્તિક બંધવાળા આ શ્લોકમાં 'પ્રિયંકર' રાજાનું નામ ગર્ભિત છે.

श्री मत्सभाविवेकाभ ! शातकुम्भलसत्प्रभ ! ।
राजादेसजयाद्म्भ गुणकुम्भ ! रुचानिभः ॥२७४॥

અષ્ટદલ કમલવાળા આ શ્લોકમાં 'વિશાલરાજ' ગુરુનું નામ ગર્ભિત છે. (આશીર્વાદાત્મક શ્લોકો હોવાથી આ બે શ્લોકોનો અર્થ આપ્યો નથી.)

આથી રાજા પ્રસન્ન થયો (અને) "પ્રસન્ન થએલા એવા પ્રિયંકર રાજાએ સ્વસ્તિક બંધ કાવ્યની રચના કરનારને પાંચ ગામ, પાંચ ઘોડા અને પાંચહજાર સોનામહોર આપી."–૨૭૫

ત્યાર પછી પોતાના માતપિતાને શ્રી 'શત્રુંજય' મહાતીર્થની યાત્રા મોટી ઋદ્ધિએ કરીને સહિત કરાવી. તે આ પ્રમાણે–

કહ્યું પણ છે કેઃ–"શત્રુંજય તીર્થ, સમકિત, સિદ્ધાંત, સંઘની ભક્તિ, સંતોષ, સામાયિક અને શ્રદ્ધા આ સાત 'સ'થી શરૂ થતા ગુણો આ લોકમાં દુર્લભ છે."–૨૭૬

[શત્રુંજય] તીર્થને વિષે સાધર્મિક વાત્સલ્ય સંઘની પૂજા–ભક્તિ, ગરીબોનો ઉદ્ધાર અને દાનશાળા વગેરે પુણ્યકાર્યો કર્યાં. કેમકે–

**"विवाहे तीर्थयात्रां, चन्द्रे मित्रे सुरालये ।**
**वस्त्रादानमिदं श्रेष्ठं, सत्पात्रे विशेषतः ॥२७७॥**

લગ્ન પ્રસંગે, તીર્થયાત્રા વખતે, ચંદ્રગ્રહણ વખતે, તથા જિનમંદિરની પ્રતિષ્ઠા વખતે વસ્ત્રનું દાન દેવું તે ઉત્તમ કહેલું છે, તેમાં પણ સુપાત્રમાં આપેલું દાન વિશેષે કરીને ઉત્તમ છે."–૨૭૭

તેના પિતા **પાસદત્ત** શેઠ તલેટીમાં સ્વર્ગે જવાથી તેઓના નામની **શ્રીશત્રુંજય** પર એક દેરી કરાવી, (અને) તે ઠેકાણે મોટો ઉત્સવ કરીને રાજા પોતાના ઘેર (રાજધાનીમાં) પાછો આવી પહોંચ્યો. તે દિવસથી (ઋષભદેવ પ્રભુની) સોનાની ચરણ પાદુકા રાયણના વૃક્ષ સહિત કરાવીને, રાજા પોતાના ઘેર પૂજવા લાગ્યો. પછી ઘડપણ આવતાં પુણ્ય કરવાનો અવસર જાણીને, રાજા પોતાના પુત્રને રાજ્ય આપવાની ઇચ્છાવાળો તે તેને (આ પ્રમાણે) શિખામણ આપવા લાગ્યો કે–

"હે પુત્ર! સ્વામિની (પત્ની) ઉપર કોપ, પ્રિય માણસ સાથે અભિમાન, યુદ્ધમાં ભય, બંધુઓમાં ખેદ, દુર્જન પ્રત્યે સરલતા, સજ્જનની સાથે લુચ્ચાઇ, ધર્મમાં સંશય–શંકા, ગુરુજનનું અપમાન, લોકો સાથે અર્થશૂન્ય વિવાદ, જ્ઞાતિજનો સાથે ગર્વ, દુઃખી જનોનો તિરસ્કાર અને નીચ માણસ સાથે પ્રેમ કરીશ નહિ."–૨૭૮

જીભઇ સાચું બોલિજે, રાગ રોસ કરિ દૂરિ;
ઉત્તમસું સંગતિ કરે, લાભઇ સુખ જિમ ભૂરિ.–૨૭૯
જિણવર દેવ આરાહીઇ, નમીહિ સહગુરુ ભત્તિ;
સૂધો ધમ્મ જ સેવીઇ, રહીઇ નિરમલ ચિત્તિ–૨૮૦

ઉપરની બંને ગાથાઓના પહેલા અક્ષરો '**જિરાઉલા**' અને ગ્રંથકર્તા '**જિનસૂર**'ના નામનું સુચન કરે છે.

આ પ્રમાણે પોતાના પુત્ર **જયંકરને** શિખામણ આપીને શુભ મુહૂર્તે તેને પોતાના પદે સ્થાપન કર્યો. [અને] રાજા ધર્મકૃત્ય કરવા લાગ્યો. આઠમ તથા ચઉદશના દિવસે પૌષધ ગ્રહણ કરવા લાગ્યો તથા સુપાત્રમાં દાન દેવા લાગ્યો. કારણ કેઃ—

"અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કીર્તિદાન એ પાંચ પ્રકારના દાન મધ્યેનાં પહેલાં બે દાનથી મોક્ષની પ્રાપ્તિ તથા બાકીનાં ત્રણ પ્રકારના દાનથી ભોગ સુખ વગેરેની પ્રાપ્તિ કહેલી છે."–૨૮૧

પછી અંત સમય આવતાં, સંપૂર્ણ આયુષ્ય ભોગવીને, ધર્મની આરાધના, અનશન વગેરે બહુ પુણ્યકાર્યો કરીને, **પ્રિયંકર** રાજા સૌધર્મ દેવલોકમાં ઇંદ્રની સમાન ઋદ્ધિવાળો દેવ થયો. ત્યાંથી ચવીને અનુક્રમે '**મહાવિદેહક્ષેત્ર**' માં મોક્ષે જશે. તેના કેટલાક પુત્રો **પ્રિયંકરની** માફક પિતાથી સવાયા થયા. **શ્રીસ્થાનાંગ** સૂત્રના ચોથા સ્થાનકમાં આ પ્રમાણે કહેલું છેઃ—"પુત્રો ચાર પ્રકારના હોય છે, તે આ પ્રમાણે–(૧) અતિજાત–પિતાથી પણ વધારે ગુણવાન (૨) સુજાત–લાયક, ખાનદાન (૩) અણુજાત–પિતાથી સહેજ ઉતરતા અને (૪) કુલાંગાર–કુલની આબરૂને બટ્ટો લગાડનારા. આ જ પ્રમાણે ચાર પ્રકારના શિષ્યો પણ જાણવા." [ગ્રંથકાર દષ્ટાંત આપી સમજાવે છેઃ—]

**सहकारश्च सुजातं कूष्माण्डीबीज पूरमतिजातम् ।**
**वटतरुफलं कुजातं भवति कुलाङ्गारमिक्षुफलम् ॥ २८२ ॥**

**अतिजातोऽधिकस्तातात्, सुजातः स्वसमः पितुः ।**
**अपजातो गुणहीनः कुलाङ्गारः कुलान्तकः ॥ २८३ ॥**

**नाभि रिसहो पढमो बीओ आइच्चमहजसा दुन्नि ।**
**तइओ आइच्चजसो चउत्थो होइ कंडरीओ ॥ २८४ ॥**

**'उपसर्गहर' स्तोत्रं, ये ध्यायन्ति दिवानिशम् ।**
**तेषां प्रियङ्करस्येव, सम्पदः स्युः पदे पदे ॥ २८५ ॥**

આંબો સુજાત સમજવો, કોળું અને બીજોરૂં અતિજાત; વડના ટેટા કુજાત સમજવા અને શેરડી કુલાંગાર હોય છે.—૨૮૨

જે પિતાથી સવાયો હોય તે અતિજાત, પોતાના પિતાની બરાબર હોય તે સુજાત; જે ગુણ વગરનો હોય તે અપજાત અને જે કુલનો નાશ કરે તે કુલાંગાર સમજવો.–૨૮૩

પહેલા (અતિજાત) શ્રીનાભિરાજાના પુત્ર **ઋષભદેવ,** બીજા (સુજાત) **આદિત્ય** અને **મહાયશ,** ત્રીજા (અપજાત) **આદિત્યયશા** અને ચોથો (કુલાંગાર) **કંડરીક** થયો.—૨૮૪

જે (મનુષ્યો) રાત અને દિવસ **ઉપસર્ગહર** સ્તોત્રનું ધ્યાન ધરે છે; તેમને **પ્રિયંકર** રાજાની માફક પગલે પગલે સંપત્તિ આવી મલે છે.—૨૮૫

આ પ્રમાણે શ્રી**પ્રિયંકર** રાજા શ્રીજિનશાસનની પ્રભાવના કરનાર મહાશ્રાવક થયા.

**પ્રિયંકર** રાજાની આ કથા સાંભળીને, બુદ્ધિશાળી માણસોએ આ સંસારમાં શુભ ધ્યાન, જિનેશ્વરદેવ અને સદ્‌ગુરુઓને પ્રણામ, દાન વગેરે ધર્મકાર્યોમાં પ્રયત્ન કરવો, કે જેનાથી રાજ્યસુખ અને સુખ સંપત્તિની પ્રાપ્તિ થાય.—૨૮૬

**વિશાલરાજસૂરીશ્વરના** (શિષ્ય) **સુધાભૂષણ** સદ્‌ગુરુના શિષ્ય **જિનસૂર** નામના મુનિએ સુકૃતને માટે આ કથાની રચના કરી, જેઓ કલ્યાણને કરવાવાળી એવી **ઉપસર્ગહર** સ્તોત્રના પ્રભાવનું વર્ણન કરતી એવી આ કથાને સાંભળે છે અથવા બીજાઓને વાંચી સંભળાવે છે, તેઓ સુખ અને કલ્યાણને પ્રાપ્ત કરે છે.—૨૮૭–૨૮૮



श्रीमुनिसुंदरसूरि विरचित

## ॥ श्रीसंतिकर स्तवनम् ॥

संतिकरं संतिजिणं, जगसरणं जयसिरीइ दायारं ।
समरामि भत्तपालग–निव्वाणीगरुडकयसेवं ॥ १ ॥

[ शान्तिकरं शान्तिजिनं जगच्छरणं जयश्रियाः दातारम् ।
स्मरामि भक्तपालकनिर्वाणीगरुडकृतसेवम् ॥ ]

ભાવાર્થ:—જેઓ શાંતિના કરનાર છે, જેઓ જગતના જીવોના શરણરૂપ છે, જેઓ જય અને લક્ષ્મીના આપનાર છે, (વળી) ભક્તજનોનું પાલન કરનાર નિર્વાણી દેવી તથા ગરુડ યક્ષે જેમની સેવા કરી છે એવા શ્રીશાંતિનાથ ભગવાનનું હું સ્મરણ કરું છું.

ॐ सनमो विप्पोसहि–पत्ताणं संतिसामिपायाणं ।
झ्रौंस्वाहामंतेणं, सव्वासिवदुरिअहरणाणं ॥ २ ॥

[ ॐ सनमः विप्रुडौषिप्राप्तेभ्यः शान्तिस्वामिपादेभ्यः ।
झ्रौंस्वाहामन्त्रेण सर्वाशिवदुरितहरणेभ्यः ॥ ]

ભાવાર્થ:—જેઓને વિપ્રુડૌષધિ નામની લબ્ધિ પ્રાપ્ત થએલી છે, જેઓ 'झ्रौं स्वाहा' (–સૂરિમંત્રમાં કહેલ મંત્રબીજ) મંત્રના પદથી સહિત આ ગાથામાંથી નીકળતા 'ॐ नमो विप्पोसहिपत्ताणं झ्रौं स्वाहा' એવા મંત્રના પદે કરીને જાપ કરનારના સર્વ ઉપદ્રવો તથા પાપનો નાશ કરનાર છે એવા પૂજ્ય શ્રીશાંતિનાથ સ્વામિના ચરણકમલમાં ૐકાર પૂર્વક મારો નમસ્કાર હો.

ॐ संतिनमुक्कारो, खेलोसहिमाइलद्धिपत्ताणं ।
सौंह्रींनमो सव्वो–सहिपत्ताणं च देइ सिरिं ॥ ३ ॥

[ ॐ शान्तिनमस्कारः श्लेष्मौषध्यादिलब्धिप्राप्तेभ्यः ।
सौंह्रींनमः सर्वौषधिप्राप्तेभ्यश्च ददाति श्रियम् ॥ ]

ભાવાર્થ:–ૐકારપૂર્વક શ્રીશાંતિનાથ પ્રભુના (ચરણકમલમાં) કરેલો નમસ્કાર શ્લેષ્મૌષધ્યાદિક લબ્ધિ પામેલાઓને (જ્ઞાનાદિક) લક્ષ્મી આપે છે. અને ૐકાર તથા હ્રીંકાર સહિત કરેલો નમસ્કાર સર્વૌષધિ લબ્ધિ પામેલાઓને (જ્ઞાનાદિક) લક્ષ્મી આપે છે. [આ ગાથામાંથી પણ બે લબ્ધિપદો નીકળે છે જે આ પ્રમાણે:—'ॐ ह्रीं नमो खेलोसहिलद्धिपत्ताणं तथा ॐ ह्रीं नमो सव्वोसहिसपत्ताणं' આ બે લબ્ધિ પદોનો સૂરિમંત્ર કલ્પમાં* બતાવેલા વિધિ પ્રમાણે જાપ કરવાથી સર્વ ઉપદ્રવોનો નાશ થાય છે]. કહેવાનું તાત્પર્ય એ છે કે ઉક્ત લબ્ધિઓના

* જુદા જુદા 'સૂરિ મંત્ર કલ્પો માટે જૂઓ.' 'સૂરિમંત્રકલ્પસંદોહ' નામનો ગ્રંથ.

સ્વામિ એવા શ્રીશાંતિનાથ પ્રભુને નમસ્કાર કરી તે તે લબ્ધિના અધિષ્ઠિત મન્ત્રપદોનો વિધિપૂર્વક જાપ કરનારાઓ પણ તે તે લબ્ધિને પ્રાપ્ત કરવા ઉપરાંત જ્ઞાનાદિક લક્ષ્મીને પ્રાપ્ત કરે છે.

**वाणीतिहुअणसामिणि-सिरिदेवीजक्खरायगणिपिडगा ।**
**गहदिसिपालसुरिंदा, सया वि रक्खंतु जिणभत्ते ॥ ४ ॥**

**[ वाणीत्रिभुवनस्वामिनीश्रीदेवीयक्षराजगणिपिटकाः ।**
**ग्रहदिक्पालसुरेन्द्राः सदाऽपि रक्षन्तु जिनभक्तान् ॥ ]**

ભાવાર્થ:—શ્રુતદેવતા ( સરસ્વતી[1] ), ત્રિભુવનસ્વામિની દેવી[2], લક્ષ્મીદેવી, યક્ષરાજ ગણિપિટક,[3] સૂર્યાદિક ગ્રહો[4], દિકપાલ[5] અને દેવેંદ્રો[6] એ સર્વે જિનેશ્વરના ભક્તોનું સર્વદા રક્ષણ કરો.

---

૧ શ્રુતદેવતા અને સરસ્વતી બન્ને એક છે તેના પૂરાવાઓ અને તેના ભિન્ન ભિન્ન સ્વરૂપોનાં વર્ણન માટે મારા તરફથી 'શ્રીજૈન સત્યપ્રકાશ' માસિકના વર્ષ ૧ અંક. ૩, ૬, ૭, ૮, ૧૦, ૧૧, ૧૨. વર્ષ ૨જું અંક. ૧, ૨ માં પ્રસિદ્ધ થએલી 'સરસ્વતી પૂજા અને જૈનો'નામની લેખમાળા જૂઓ. સૂરિમંત્રના પ્રથમ પીઠની અધિષ્ઠાયિકા પણ શ્રુતદેવતા (સરસ્વતી) છે.

૨ સૂરિમંત્રની પાંચ પીઠો પૈકીની બીજી પીઠની અધિષ્ઠાયિકાના ચિત્ર માટે જૂઓ 'સંતિકર સ્તોત્ર'ના પ્રાચીન પટમાંનું તેનું ચિત્ર નં. ૫૪

૩ દ્વાદશાંગીનો અધિષ્ઠાયક દેવ અને સૂરિમંત્રના પાંચ પીઠો પૈકીની ચોથી પીઠનો અધિષ્ઠાયક, તેના ચિત્ર માટે પણ 'સંતિકર સ્તોત્ર'ના પ્રાચીન ચિત્રપટમાંનું તેનું ચિત્ર નં. ૫૪ જુઓ.

૪ સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, બૃહસ્પતિ. શુક્ર, શનિ, રાહુ અને કેતુ '**निर्वाणकलिका**'માં આ ગ્રહોનું સ્વરૂપ આ પ્રમાણે આપેલું છે.—

**'तत्रादित्यं हिंगुलवर्णमूर्ध्वस्थितं द्विभुजं कमलपाणिं चेति' ॥ १ ॥**

અર્થાત્—(પ્રથમ) સૂર્ય નામના ગ્રહનો હિંગળોક જેવો વર્ણ, ઊભો રહેલો અને બંને હાથોમાં કમળવાળો જાણવો. ચિત્ર નં. ૫૫

**'तथा सोमं श्वेतवर्णं द्विभुजं दक्षिणे अक्षसूत्रं वामे कुण्डिकां चेति' ॥१॥**

અર્થાત્—તથા (બીજા) સોમ નામના ગ્રહનો શ્વેત વર્ણ, બે ભુજાઓ પૈકીની જમણી ભુજામાં અક્ષસૂત્ર (માળા) અને ડાબી ભુજામાં કુંડિકા જાણવી. ચિત્ર નં. ૫૬

**तथाङ्गारकं रक्तवर्णं द्विभुजं दक्षिणेऽक्षसूत्रं वामे कुण्डिकां चेति' ॥**

અર્થાત્—તથા (ત્રીજા) મંગળ નામના ગ્રહનો રક્તવર્ણ, બે ભુજાઓ પૈકીની જમણી ભુજામાં અક્ષસૂત્ર અને ડાબી ભુજામાં કુંડિકા (કમંડળુ) જાણવી. ચિત્ર નં. ૫૭

**'तथा बुधं पीतवर्णं द्विभुजं अक्षसूत्रकुण्डिकापाणिं चेति' ॥ ४ ॥**

અર્થાત્—તથા (ચોથા) બુધ નામના ગ્રહનો પીળો વર્ણ, બે ભુજાઓ પૈકીની જમણી ભુજામાં અક્ષસૂત્ર તથા ડાબી ભુજામા કમંડલ હોય છે. ચિત્ર નં. ૫૮



ચિત્ર ૫૫ સૂર્ય. પૃષ્ઠ ૨૫૮



ચિત્ર ૫૬ સોમ. પૃષ્ઠ ૨૫૮



ચિત્ર ૫૭ મંગળ. પૃષ્ઠ ૨૫૮



ચિત્ર ૫૮ બુધ. પૃષ્ઠ ૨૫૮

**'तथा सुरगुरुं पीतवर्ण द्विभुजं अक्षसूत्रकुण्डिकापाणिं चेति' ॥ ५ ॥**

અર્થાત્—તથા (પાંચમા) બૃહસ્પતિ [ગુરૂ] નામના ગ્રહનો પીળો વર્ણ, બે ભુજાઓ પૈકીની એક ભુજામાં અક્ષસૂત્ર તથા બીજી ભુજામાં કમંડલ હોય છે. ચિત્ર નં. ૫૯

**'तथा शुक्रं श्वेतवर्णं द्विभुजं अक्षसूत्रकमण्डलुपाणिं चेति' ॥ ६ ॥**

અર્થાત—તથા (છઠ્ઠા) શુક્રનો શ્વેતવર્ણ, બે ભુજાઓ પૈકીની એક ભુજામાં અક્ષસૂત્ર તથા બીજી ભુજામાં કમંડલ હોય છે. ચિત્ર નં. ૬૦



ચિત્ર ૫૯ ગુરુ.



ચિત્ર ૬૦ શુક્ર.

**'तथा शनैश्चरमीषत्कृष्णं द्विभुजं लम्बकूर्चं किञ्चित्पीतं द्विभुजमक्षमालाकमण्डलुयुक्तपाणिं चेति' ॥ ७ ॥**

અર્થાત્—તથા (સાતમા) શનિ નામના ગ્રહનો કાંઈક કાળો (નીલ) વર્ણ, લાંબા અને કાંઈક પીળા રંગના વાળવાળો તથા બે ભુજાઓ પૈકી એક ભુજામાં અક્ષસૂત્ર તથા બીજી ભુજામાં કમંડલ હોય છે ચિત્ર નં. ૬૧

**'तथा राहुमतिकृष्णवर्णं अर्धकायरहितं द्विभुजमर्घमुद्रान्वितपाणिं चेति' ॥ ८ ॥**

અર્થાત્—તથા (આઠમા) રાહુ નામના ગ્રહનો અત્યંત કાળો વર્ણ, અડધા શરીર વગરનો, બે ભુજાઓ પૈકી એક ભુજાએ અર્ઘ આપતો તથા બીજી ભુજામાં અક્ષસૂત્રવાળો હોય છે. ચિત્ર નં. ૬૨



ચિત્ર ૬૧ શનિ. પૃષ્ઠ ૨૬૦



ચિત્ર ૬૨ રાહુ. પૃષ્ઠ ૨૬૦



ચિત્ર ૬૩ કેતુ. પૃષ્ઠ ૨૬૨



ચિત્ર ૬૪ શક્ર. પૃષ્ઠ ૨૬૨

'तथा केतुं धूम्रवर्णं द्विभुजमक्षसूत्रकुण्डिकान्वितपाणिं चेति' ॥ ९ ॥

અર્થાત્—[નવમા] કેતુ નામના ગ્રહનો ધૂમાડા જેવો વર્ણ, બે ભુજાઓ પૈકીની એક ભુજામાં અક્ષસૂત્ર તથા બીજી ભુજામાં કમંડલ હોય છે. ચિત્ર નં. ૬૩

—निर्वाणकलिका पत्र ३८

પ શક્ર (ઇંદ્ર), અગ્નિ, યમ, નૈઋર્ત્ય, વરુણ, વાયુ, કુબેર, ઇશાન, નાગ તથા બ્રહ્મા આ દશ દિક્પાલોનું સ્વરૂપ પણ 'निर्वाणकलिका' માં આ પ્રમાણે આપેલું છે:—

'तत्र शक्रं पीतवर्णं ऐरावतवाहनं वज्रपाणिं चेति ॥ १ ॥

અર્થાત્—શક્રનો પીળો વર્ણ, ઐરાવત હસ્તિનું વાહન તથા હાથમાં વજ્ર હોય છે. ચિત્ર નં. ૬૪

'तथा अग्निं अग्निवर्णं मेषवाहनं सप्तशिखं शक्तिपाणिं चेति ॥ २ ॥

અર્થાત્—અગ્નિનો અગ્નિ જેવો વર્ણ, મેષ વાહન, સાત શિખા તથા હાથમાં શક્તિવાળો હોય છે.



ચિત્ર ૬૫ અગ્નિ.



ચિત્ર ૬૬ યમ.

'तथा यमराजं कृष्णवर्णं महिषवाहनं दण्डपाणिं चेति' ॥ ३ ॥

અર્થાત્—યમરાજનો કાળો વર્ણ, પાડાનું વાહન અને હાથમાં (યમ) દંડ હોય છે.

'तथा नैर्ऋतिं हरितवर्णं शववाहनं खड्गपाणिं चेति ॥ ४ ॥

અર્થાત્—નૈઋર્ત્યનો હરિતવર્ણ, શબવાહન અને હાથમાં તલવાર હોય છે. ચિત્ર નં. ૬૭

**'तथा वरुणं धवलवर्णं मकरवाहनं पाशपाणिं चेति' ॥ ५ ॥**

અર્થાત્--વરુણનો ધોળો વર્ણ મગરનું વાહન અને હાથમાં ધજા હોય છે. ચિત્ર નં. ૬૮





ચિત્ર ૬૭ નૈઋત્ય પૃષ્ઠ ૨૬૨ ચિત્ર ૬૮ વરુણ

**'तथा वायुं सितवर्णं मृगवाहनं वज्रा( ध्वजा )लङ्कृतपाणिं चेति' ॥ ६ ॥**

અર્થાત્--વાયુનો સફેદવર્ણ હરણનું વાહન અને હાથમાં ધજા હોય છે. ચિત્ર નં. ૬૯

**'तथा कुबेरमनेकवर्णं निधिनवकाधिरूढं निचुलकहस्तं तुन्दिलं गदापाणिं चेति' ॥७॥**

અર્થાત્--કુબેરના અનેક વર્ણ, નવનિધિ પર આરૂઢ થએલો, મોટા પેટ વાળો, એક હાથમાં ધનની થેલી વાળો તથા બીજા હાથમાં ગદાવાળો છે. ચિત્ર નં. ૭૦

**'तथा ईशानं धवलवर्णं वृषभवाहनं त्रिनेत्रं शूलपाणिं चेति ॥ ८ ॥**

અર્થાત્--ઈશાનનો ધવલવર્ણ, બળદનું વાહન, ત્રણ નેત્ર અને હાથમાં ત્રિશૂલ હોય છે. ચિત્ર નં. ૭૧

**'तथा नागं श्यामवर्णं पद्मवाहनमुरगपाणिं चेति' ॥ ९ ॥**

અર્થાત્--નાગનો શ્યામવર્ણ કમલનું વાહન તથા હાથમાં નાગ હોય છે. ચિત્ર નં. ૭૨

**'तथा ब्रह्माणं धवलवर्णं हंसवाहनं कमण्डलुपाणिं चेति'**

અર્થાત્--બ્રહ્માનો ધવલવર્ણ, હંસનું વાહન અને હાથમાં કમંડળ હોય છે. ચિત્ર નં. ૭૪

--**निर्वाणकालिका** પત્ર ૩૮

૬ દેવેન્દ્રોની સંખ્યા ૬૪ની છે વિસ્તારભયથી તેઓનું વર્ણન અત્રે આપ્યું નથી.



ચિત્ર ૬૯ વાયુ પૃષ્ઠ ૨૬૩




ચિત્ર ૭૦ કુબેર પૃષ્ઠ ૨૬૩



ચિત્ર ૭૧ ઈશાન પૃષ્ઠ ૨૬૩



ચિત્ર ૭૨ નાગ પૃષ્ઠ ૨૬૩



ચિત્ર ૭૩ બ્રહ્મા પૃષ્ઠ ૨૬૩

रक्खन्तु मम रोहिणी, पन्नत्ती वज्जसिंखला य सया ।
वज्जंकुसि चक्केसरि, नरदत्ता कालि महाकालि ॥ ५ ॥
गोरी तह गन्धारी, महजाला माणवी अ वइरुट्टा ।
अच्छुत्ता माणसिआ, महमाणसिआउ देवीओ ॥ ६ ॥

[रक्षन्तु मां रोहिणी प्रज्ञप्तिर्वज्रशृङ्खला च सदा ।
वज्राङ्कुशी चक्रेश्वरी नरदत्ता काली महाकाली ॥
गौरी तथा गान्धारी महाज्वाला मानवी च वैरोटया ।
अच्छुप्ता मानसिका महामानसिका देव्यः ॥]

અર્થ:—રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, ચક્રેશ્વરી, નરદત્તા, કાળી, મહાકાળી, ગૌરી, ગાંધારી, મહાજ્વાળા, માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસિકા અને મહામાનસિકા એ સોળ (વિદ્યા) દેવીઓ મારું રક્ષણ કરો.

ભાવાર્થ:—પુણ્યરૂપી બીજને ઉત્પન્ન કરે તે રોહિણી ૧, જેને પ્રકૃષ્ટ જ્ઞાન છે તે પ્રજ્ઞપ્તિ ૨, જેના હાથમાં દુષ્ટને દમન કરવા માટે વજ્ર જેવી દુર્ભેદ્ય શૃંખલા છે તે વજ્ર-શૃંખલા ૩, જેના હાથમાં વજ્ર અને અંકુશ એ બે શસ્ત્ર રહેલાં છે તે વજ્રાંકુશી ૪,

નિરંતર હાથમાં ચક્ર રહેતાં હોવાથી ચક્રેશ્વરી ૫, મનુષ્યને વરદાન વગેરે ઈચ્છિત વસ્તુ આપનાર હોવાથી નરદત્તા ૬, શ્યામવર્ણવાળી હોવાથી અને શત્રુઓને કાળ જેવી હોવાથી કાળી ૭, અતિ શ્યામવર્ણવાળી હોવાથી અને શત્રુઓને મહાકાળ જેવી હોવાથી મહાકાળી ૮, ગૌર-ઉજ્વળ વર્ણવાળી હોવાથી ગૌરી ૯, ગાયના વાહનવાળી તે ગાંધારી ૧૦, જેના શસ્ત્રોમાંથી મોટી જ્વાળાઓ નીકળે છે તે મહાજ્વાળા ૧૧, મનુષ્યની જનની-માતા તુલ્ય હોવાથી માનવી ૧૨, અન્યોન્ય વૈરની ઉપશાંતિ માટે જેનું આગમન છે તે વૈરોટયા ૧૩, જેને પાપનો સ્પર્શ નથી તે અચ્છુપ્તા ૧૪, જે ધ્યાન કરનારના મનને સાનિધ્ય કરવાવાળી છે તે માનસિકા ૧૫, અને ધ્યાન કરનારના મનને મહા સાનિધ્યને કરવાવાળી તે મહા માનસિકા ૧૬. આ સર્વ દેવીઓ જુદી જુદી વિદ્યાઓની અધિષ્ઠાત્રી હોવાથી વિદ્યાદેવીઓ કહેવાય છે. આ સોળે વિદ્યાદેવીઓ મારૂં રક્ષણ કરો. તેના સ્વરૂપો, મુદ્રાઓ તથા મંત્રોનું વર્ણન 'નિર્વાણ કલિકા'માં કરવામાં આવ્યું છે જે નીચે પ્રમાણે છેઃ—

**'तत्राद्यां रोहिणीं धवलवर्णां सुरभिवाहनां चतुर्भुजामक्षसूत्रबाणान्वितदक्षिणपाणिं शङ्खधनुयुक्तवामपाणिं चेति ॥ १ ॥**

અર્થાત્—પ્રથમ વિદ્યાદેવી રોહિણીનો ધવલવર્ણ છે અને ગાય તેનું વાહન છે. તેના ચાર હાથો પૈકી જમણા બે હાથો માળા અને બાણથી અલંકૃત છે તથા ડાબા બે હાથો શંખ અને ધનુષ્યથી શોભે છે.

**'तथा प्रज्ञप्तिं श्वेतवर्णां मयूरवाहनां चतुर्भुजां वरदशक्तियुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति' ॥ २ ॥**

અર્થાત્-પ્રજ્ઞપ્તિદેવીનો વર્ણ શ્વેત છે, વાહન મયૂરનું, ચાર ભુજા, જેમાં જમણા બે હાથ શક્તિ તથા વરદથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથમાં માતુલિંગ તથા શક્તિ શોભે છે.

**'तथा वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाऽधिष्ठितवामकरां चेति' ॥ ३ ॥**

અર્થાત્—વજ્રશૃંખલા દેવી શંખના જેવા વર્ણવાળી છે, તેને પદ્મનું વાહન છે, ચાર હાથ છે. તેના જમણા બે હાથમાં વરદ અને શૃંખલા છે તથા ડાબા બે હાથમાં કમલ અને શૃંખલા છે.

**'तथा वज्राङ्कुशां कनकवर्णां गजवाहनां चतुर्भुजां वरदवज्रयुतदक्षिणकरां मातुलिङ्गाङ्कुशयुक्तवामहस्तां चेति' ॥ ४ ॥**

અર્થાત્-વજ્રાંકુશીદેવીનો સુવર્ણ વર્ણ, હાથીનું વાહન તથા ચાર હાથ, એના જમણા બે હાથમાં વરદ તથા વજ્ર શોભે છે, જ્યારે ડાબા બે હાથ માતુલિંગ તથા અંકુશથી વિભૂષિત છે.

'तथा अप्रतिचक्रां तडिद्वर्णां गरुडवाहनां चतुर्भुजां चक्रचतुष्टयभूषितकरां चेति' ॥ ५ ॥

અર્થાત્—અપ્રતિચક્રાદેવીનો વર્ણ વિજળીના જેવો, વાહન ગરૂડનું અને તેના ચારે હાથો ચક્રથી વિભૂષિત છે.

'तथा पुरुषदत्तां कनकावदातां महिषीवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां मातुलिङ्गखेटकयुतवामहस्तां चेति' ॥ ६ ॥

અર્થાત્—પુરુષદત્તાદેવીનો વર્ણ સુવર્ણના જેવો છે, ભેંસનું વાહન તથા ચાર હાથ છે, જેમાં જમણા બે હાથમાં વરદ અને તલવાર શોભે છે, જ્યારે ડાબા બે હાથ બીજોરૂં અને ઢાલથી અલંકૃત છે.

'तथा कालीं देवीं कृष्णवर्णां पद्मासनां चतुर्भुजां अक्षसूत्रगदालङ्कृतदक्षिणकरां वज्राभययुतवामहस्तां चेति' ॥ ७ ॥

અર્થાત્—કાલીદેવીનો શ્યામવર્ણ છે, પદ્મનું આસન તથા તેણીના ચાર હાથો પૈકી જમણા બે હાથમાં જપમાલા અને ગદા શોભે છે તથા ડાબા બે હાથ વજ્ર અને અભયથી વિભૂષિત છે.

'तथा महाकालीं देवीं तमालवर्णां पुरुषवाहनां चतुर्भुजां अक्षसूत्रवज्रान्वितदक्षिणकरामभयघण्टालङ्कृतवामभुजां चेति' ॥ ८ ॥

અર્થાત્—મહાકાલીદેવીનો તમાલવર્ણ, પુરુષ વાહન, ચાર હાથ, જમણા બે હાથમાં અક્ષસૂત્ર અને વજ્ર તથા ડાબા બે હાથમાં અભય અને ઘંટા શોભે છે.

'तथा गौरींदेवीं कनकगौरीं गोधावाहनां चतुर्भुजां वरदमुसलयुतदक्षिणकरामक्षमालाकुवलयालङ्कृतवामहस्तां चेति' ॥ ९ ॥

અર્થાત્–ગૌરીદેવીનો વર્ણ ગૌર કનકના જેવો છે, ગોધો એનું વાહન છે અને ચાર હાથવાળી છે. જેમાંના જમણા બે હાથ વરદ અને મુશલથી અલંકૃત છે, જ્યારે ડાબા બે હાથમાં જપમાલા અને કમલ શોભે છે.

'तथा गान्धारीं देवीं नीलवर्णां कमलासनां चतुर्भुजां वरदमुसलयुतदक्षिणकरां अभयकुलिशयुतवामहस्तां चेति' ॥ १० ॥

અર્થાત્—ગાંધારીદેવીનો નીલવર્ણ, કમલનું આસન, ચાર હાથ, જમણા બે હાથમાં વરદ અને મુશલ છે તથા ડાબા બે હાથમાં અભય અને વજ્ર શોભે છે.

'तथा सर्वास्त्रमहाज्वालां धवलवर्णां वराहवाहनां असंख्यप्रहरणयुतहस्तां चेति' ॥ ११ ॥

અર્થાત્—સર્વાસ્ત્રમહાજ્વાલાદેવીનો ધવલવર્ણ, વરાહનું વાહન તથા તેણીના હાથોમાં અસંખ્ય અસ્ત્રો રહેલા છે.

'तथा मानवीं श्यामवर्णां कमलासनां चतुर्भुजां वरदपाशालङ्कृतदक्षिणकरां अक्षसूत्रविटपालङ्कृतवामहस्तां चेति' ॥ १२ ॥

અર્થાત્—માનવીદેવીનો શ્યામવર્ણ, કમલનું આસન તથા ચાર હાથ, જમણા બે હાથો વરદ અને પાશથી અલંકૃત છે, જ્યારે ડાબા બે હાથમાં જપમાલા અને વૃક્ષની શાખા શોભે છે.

**'तथा वैरोट्यां श्यामवर्णां अजगरवाहनां चतुर्भुजां खड्गोरगालङ्कृतदक्षिणकरां खेटकाहियुतवामकरां चेति' ॥ १३ ॥**

અર્થાત્—વૈરોટ્યાદેવીનો શ્યામવર્ણ, અજગરનું વાહન તથા ચાર હાથ છે. જેમાં જમણા બે હાથમાં ખડ્ગ અને સર્પ છે, જ્યારે ડાબા બે હાથ ઢાલ તથા સર્પથી વિભૂષિત છે.

**'तथा अच्छुप्तां तडिद्वर्णां तुरगवाहनां चतुर्भुजां खड्गबाणयुतदक्षिचकरां खेटकाहियुतवामकरां चेति' ॥ १४ ॥**

અર્થાત્—અચ્છુપ્તાદેવીનો વર્ણ વીજળીના જેવો, ઘોડાનું વાહન, ચાર ભુજા, તેમાં જમણા બે હાથ ખડ્ગ અને બાણથી શોભે છે, જ્યારે ડાબા બે હાથમાં ખેટક તથા બાણ શોભે છે.

**'तथा मानसीं धवलवर्णां हंसवाहनां चतुर्भुजां वरदवज्रालङ्कृतदक्षिणकरां अक्षवलयाशनियुक्तवामकरां चेति' ॥ १५ ॥**

અર્થાત્—માનસીદેવીનો ધવલવર્ણ, હંસનું વાહન, ચાર હાથ, જેમાં જમણા બે હાથમાં વરદ તથા વજ્ર શોભે છે અને ડાબા બે હાથ જપમાલા અને વજ્રથી વિભૂષિત છે.

**'तथा महामानसीं धवलवर्णां सिंहवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां कुण्डिकाफलकयुतवामहस्तां चेति' ॥ १६ ॥**

અર્થાત્—મહામાનસીદેવીનો ધવલવર્ણ, સિંહનું વાહન, ચાર ભુજા, એના જમણા બે હાથ વરદ અને તલવારથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ કુણ્ડિકા અને ઢાલથી અલંકૃત છે.

આ સોળ વિદ્યાદેવીના પ્રાચીન તાડપત્રીય ચિત્રો માટે જુઓ 'સૂરિમંત્રકલ્પસંદોહ' ગ્રન્થમાંના ચિત્રો નં. ૧ થી ૧૬ સુધી.

સોળ વિદ્યાદેવીઓનાં સ્વરૂપો સંપૂર્ણ.

સોળ વિદ્યાદેવીઓની મુદ્રાઓ:—

**वामहस्तेन मुष्टिं बध्वा कनिष्ठिकां प्रसार्य शेषांगुली कराङ्गुष्ठेन पीडयेदिति शङ्खमुद्रा ॥ १ ॥ परस्पराभिमुखहस्ताभ्यां वेणीबन्धं विधाय मध्यमे प्रसार्य संयोज्य च शेषाङ्गुलीभिर्मुष्टी बन्धयेदिति शक्तिमुद्रा ॥ २ ॥ हस्तद्वयेनाङ्गुष्ठतर्जनीभ्यां वलके विधाय परस्परान्तःप्रवेशनेन शृङ्खलामुद्रा ॥ ३ ॥ वामहस्तस्योपरि दक्षिणकरं कृत्वा कनिष्ठिकाङ्गुष्ठाभ्यां मणिबन्धं संवेष्ट्य शेषाङ्गुलीनां विस्फारितप्रसारणेन वज्रमुद्रा ॥ ४ ॥ वामहस्ततले दक्षि-**

णहस्तमूलं संनिवेश्य करशाखा विरलिकृत्य प्रसारयेदिति चक्रमुद्रा ॥ ५ ॥ पद्माकारौ करौ कृत्वा मध्येऽङ्गुष्ठौ कर्णिकाकारौ विन्यसेदिति पद्ममुद्रा ॥ ६ ॥ वामहस्तमुष्टेरुपरि दक्षिणमुष्टिं कृत्वा गात्रेण सह किञ्चिदुन्नामयेदिति गदामुद्रा ॥ ७ ॥ अधोमुखवामहस्ताङ्गुलीर्घण्टाकाराः प्रसार्य दक्षिणेन मुष्टिं बध्वा तर्जनीमूर्ध्वां कृत्वा वामहस्ततले नियोज्य घण्टावच्चालनेन घण्टामुद्रा ॥ ८ ॥ उन्नतपृष्ठहस्ताभ्यां संपुटं कृत्वा कनिष्ठिके निष्कास्य योजयेदिति कमण्डलुमुद्रा ॥ ९ ॥ पताकावत् हस्तं प्रसार्य अङ्गुष्ठयोजनेन परशुमुद्रा ॥ १० ॥ यद्वा पताकाकारं दक्षिणकरं संहताङ्गुलि कृत्वा तर्जन्यङ्गुष्ठाक्रमणेन परशुमुद्रा द्वितीया ॥ ११ ॥ ऊर्ध्वदण्डौ करौ कृत्वा पद्मवत् करशाखाः प्रसारयेदिति वृक्षमुद्रा ॥१२॥ दक्षिणहस्तं संहतांगुलिमुन्नमय्य सर्पफणावत् किञ्चिदाकुञ्चयेदिति सर्पमुद्रा ॥ १३ ॥ दक्षिणकरेण मुष्टिं बद्ध्वा तर्जनीमध्यमे प्रसारयेदिति खड्गमुद्रा ॥१४॥ हस्ताभ्यां संपुटं विधायांगुलीः पद्मवद्विकास्य मध्यमे परस्पर संयोज्य तन्मूललग्नांगुष्ठौ कारयेदिति ज्वलनमुद्रा ॥ १५ ॥ बद्धमुष्टेर्दक्षिणकरस्य मध्यमांगुष्ठतर्जन्यास्तन्मूलाक्रमेण प्रसारयेदिति दण्डमुद्रा ॥ १६ ॥

—एताः षोडशविद्यादेवीनां मुद्राः ॥ —निर्वाणकलिका पत्र. ३२

ઉપર પ્રમાણે સોળ વિદ્યાદેવીની સોળ મુદ્રાઓ અનુક્રમે જાણવી. સોળ વિદ્યાદેવીના મન્ત્રો આ પ્રમાણે:—

ॐ यां रोहिण्यै अं नमः । ॐ रां प्रज्ञप्त्यै आं नमः । ॐ लां वज्रशृङ्खलायै इं नमः । ॐ वां वज्राङ्कुश्यै ईं नमः । ॐ शां अप्रतिचक्रायै उं नमः । ॐ षां पुरुषदत्तायै ऊं नमः । ॐ सां काल्यै ऋं नमः । ॐ हां महाकाल्यै ॠं नमः । ॐ यूं गौर्यै लृं नमः । ॐ रूं गान्धार्यै लॄं नमः । ॐ लूं सर्वास्त्रमहाज्वालायै एं नमः । ॐ वूं मानव्यै ऐं नमः । ॐ शूं वैरोट्यायै ओं नमः । ॐ षूं अच्छुप्तायै औं नमः । ॐ सूं मानस्यै अं नमः । ॐ हूं महामानस्यै अः नमः ।

—एताः षोडशविद्यादेवीनां मन्त्राः ॥ —निर्वाणकलिका पत्र ३

### ચોવીશ તીર્થંકરના યક્ષો

जक्खा गोमुह महजक्ख, तिमुह जक्खेस तुंबरु कुसुमो ।
मायंगविजय अजिया, बंभो मणुओ सुरकुमारो ॥ ७ ॥
छम्मुह पयाल किन्नर, गरुडो गंधव्व तह य जक्खिदो ।
कूबर वरुणो भिउडी. गोमेहो पास मायंगो ॥ ८ ॥

[ यक्षा गोमुखो महायक्षस्त्रिमुखो यक्षेशस्तुम्बरु कुसुमः ।
मातङ्गविजयाजिताः ब्रह्मा मनुजः सुरकुमारः ॥
षण्मुखः पातालः किन्नरो गरुडो गन्धर्वस्तथा च यक्षेन्द्रः ।
कूबरो वरुणो भृकुटिर्गोमेधः पार्श्वो मातङ्गः ॥ ]

અર્થ:—યક્ષો આ પ્રમાણે—ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ, યક્ષેશ, તુંબરૂ, કુસુમ, માતંગ,

વિજય, અજિત, બ્રહ્મા, મનુજ, સુરકુમાર, ષણ્મુખ, પાતાલ, કિન્નર, ગરૂડ, ગંધર્વ, યક્ષેન્દ્ર, કૂબર, વરૂણ, ભૃકુટિ, ગોમેધ, પાર્શ્વ અને માતંગ.

ભાવાર્થઃ—આ ચોવીસ યક્ષોનું 'निर्वाणकलिका'માં આ પ્રમાણે સ્વરૂપ વર્ણવેલું છેઃ—

**'तथा तत्तीर्थोत्पन्नगोमुखयक्षं हेमवर्णगजवाहनं चतुर्भुजं वरदाक्षसूत्रयुतदक्षिणपाणिं मातुलिङ्गपाशान्वितवामपाणिं चेति' ॥ १ ॥**

અર્થાત્—તેઓ (શ્રીઋષભદેવસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ગોમુખ નામના યક્ષનો સુવર્ણ વર્ણ, હાથીનું વાહન તથા તેને ચાર હાથ છે. તેમાં જમણા બે હાથમાં વરદ અને જપમાલા શોભે છે તથા ડાબા બે હાથમાં બીજોરૂં અને પાશ હોય છે. ચિત્ર નં. ૭૪

**'तथा तत्तीर्थोत्पन्नं महायक्षाभिधानं यक्षेश्वरं चतुर्मुखं श्यामवर्णं मातङ्गवाहनमष्टपाणिं वरदमुद्गराक्षसूत्रपाशान्वितदक्षिणपाणिं बीजपूरकाभयाङ्कुशशक्तियुक्तवामपाणिपल्लवं चेति' ॥ २ ॥**

અર્થાત્—તેઓ (શ્રીઅજિતનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા મહાયક્ષ નામના યક્ષેશ્વરનો શ્યામવર્ણ, ચાર મુખ, હાથીનું વાહન અને આઠ ભુજા છે. તેમાં જમણા હાથમાં વરદ, મુદ્ગર, જપમાળા અને પાશ છે. તથા ડાબા ચાર હાથમાં બીજોરૂં, અભય, અંકુશ અને શક્તિ શોભે છે. ચિત્ર નં. ૭૫



ચિત્ર ૭૪ ગોમુખયક્ષ



ચિત્ર ૭૫ મહાયક્ષ

**'तस्मिंस्तीर्थे समुत्पन्नं त्रिमुखयक्षेश्वरं त्रिमुखं त्रिनेत्रं श्यामवर्णं मयूरवाहनं षड्भुजं नकुलगदाभययुक्तदक्षिणपाणिं मातुलिङ्गनागाक्षसूत्रान्वितवामहस्तं चेति' ॥ ३ ॥**

અર્થાત્—તેઓ (શ્રીસંભવનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ત્રિમુખ નામના યક્ષ ને ત્રણ નેત્ર, ત્રણ મુખ, શ્યામવર્ણ, મોરનું વાહન અને છ હાથ છે. તેમાં જમણા ત્રણ હાથ નકુલ, ગદા અને અભયથી વિભૂષિત છે તથા ડાબા ત્રણ હાથમાં બીજોરૂં, નાગ અને અક્ષસૂત્ર શોભે છે. ચિત્ર નં. ૭૬

**'तत्तीर्थोत्पन्नमीश्वरयक्षं श्यामवर्णं गजवाहनं चतुर्भुजं मातुलिङ्गाक्षसूत्रयुतदक्षिणपाणिं नकुलाङ्कुशान्वितवामपाणिं चेति' ॥ ४ ॥**

અર્થાત્—તેઓ (શ્રીઅભિનન્દન સ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ઇશ્વર નામના યક્ષનો શ્યામવર્ણ, હાથીનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ બીજોરૂં અને જપમાલાથી વિભૂષિત છે તથા ડાબા બે હાથમાં નકુલ અને અંકુશ શોભે છે. ચિત્ર ૭૭



ચિત્ર ૭૬ત્રિ મુખયક્ષ



ચિત્ર ૭૭ યક્ષેશયક્ષ

**'तत्तीर्थोत्पन्नं तुम्बरुयक्षं गरुडवाहनं चतुर्भुजं वरदशक्तियुतदक्षिणपाणिं नागपाशयुक्तवामहस्तं चेति' ॥ ५ ॥**

અર્થાત્—તેઓ (શ્રીસુમતિનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા તુંબરૂ નામના

યક્ષનો [સફેદ વર્ણ[1]], ગરૂડવાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને શક્તિથી વિભૂષિત છે તથા ડાબા બે હાથમાં [ગદા][2] અને નાગપાશ શોભે છે. ચિત્ર ૭૮

**'तत्तीर्थोत्पन्नं कुसुमं यक्षं नीलवर्णं कुरङ्गवाहनं चतुर्भुजं फलाभययुक्तदक्षिणपाणिं नकुलकाक्षसूत्रयुक्तवामपाणिं चेति' ॥ ६ ॥**

અર્થાત્—તેઓ (શ્રીપદ્મપ્રભુસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા કુસુમ નામના યક્ષનો નીલવર્ણ, હરણનું વાહન અને ચાર હાથ છે. તેમાં જમણા બે હાથ ફલ અને અભયથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં નોળીઓ અને અક્ષસૂત્ર શોભે છે. ચિત્ર ૭૯



ચિત્ર ૭૮ તુંબરૂયક્ષ



ચિત્ર ૭૯ કુસુમયક્ષ

**'तत्तीर्थोत्पन्नं मातङ्गयक्षं नीलवर्णं गजवाहनं चतुर्भुजं विल्वपाशयुक्तदक्षिणपाणिं नकुलाङ्कुशान्वितवामपाणिं चेति' ॥ ७ ॥**

અર્થાત્—તેઓ (શ્રીસુપાર્શ્વનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા માતંગ નામના યક્ષનો નીલવર્ણ, હાથીનું વાહન અને ચાર ભુજાવાળો છે. તેમાં જમણા બે હાથ બિલ્વ

૧-૨ **'शीतद्युतिच्छवितनुर्वरशक्तियुक्तहस्तो गदोरगपपाशगवामपाणिः ।**
**यो वैनतेयगमनो दुरीतापहारी यक्षः स तुम्बरु इह प्रथितप्रभावः ॥ ३० ॥**

શ્રીમન્ત્રાધિરાજ ચિંતામણિ અંતર્ગત

—જૂઓ શ્રીમન્ત્રાધિરાજ કલ્પ પૃ. ૨૪૩

અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં નકુલ અને અંકુશ શોભે છે. ચિત્ર ૮૦

**'तत्तीर्थोत्पन्नं विजययक्षं हरितवर्णं त्रिनेत्रं हंसवाहनं द्विभुजं दक्षिणहस्ते चक्रं वामे मुद्गरमिति' ॥ ८ ॥**

અર્થાત્—તેઓ (શ્રીચંદ્રપ્રભસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા વિજય નામના યક્ષનો હરિતવર્ણ, ત્રણ લોચન, હંસ વાહન અને બે ભુજા છે. તે પૈકી જમણા હાથમાં ચક્ર અને ડાબા હાથમાં મુદ્ગર છે. ચિત્ર ૮૧



ચિત્ર ૮૦ માતંગયક્ષ



ચિત્ર ૮૧ વિજયયક્ષ

**'तत्तीर्थोत्पन्नमजितयक्षं श्वेतवर्णं कूर्मवाहनं चतुर्भुजं मातुलिङ्गाक्षसूत्रयुक्तदक्षिणपाणिं नकुलकुन्तान्वितवामपाणिं चेति' ॥ ९ ॥**

અર્થાત્–તેઓ (શ્રીસુવિધિનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા અજિત નામના યક્ષનો શ્વેતવર્ણ, કૂર્મ વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં માતુલિંગ અને જપમાળા શોભે છે, તથા ડાબા બે હાથ નોળીઓ અને ભાલાથી શોભે છે. ચિત્ર ૮૨

**'तस्मिंस्तीर्थे समुत्पन्नं ब्रह्मयक्षं चतुर्मुखं त्रिनेत्रं धवलवर्णं पद्मासनमष्टभुजं मातुलिङ्गमुद्गरपाशाभययुक्तदक्षिणपाणिं नकुलगदाङ्कुशाक्षसूत्रान्वितवामपाणिं चेति' ॥ १० ॥**

અર્થાત્—તેઓ (શ્રીશીતલનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા બ્રહ્મ નામના યક્ષના ચાર મુખ, ત્રણ નેત્ર, ધવલવર્ણ, કમલનું આસન, અને આઠ ભુજા છે. તેમાં

જમણા ચાર હાથમાં બીજોરૂં, મુદ્દગર, પાશ અને અભય શોભે છે, તથા ડાબા ચાર હાથ નોળીઓ, ગદા, અંકુશ અને જપમાળાથી વિભૂષિત છે. ચિત્ર ૮૩



ચિત્ર ૮૨ અજિતયક્ષ પૃષ્ઠ ૨૭૩



ચિત્ર ૮૩ બ્રહ્માયક્ષ

'तत्तीर्थोत्पन्नमीश्वरयक्षं धवलवर्णं त्रिनेत्रं वृषभवाहनं चतुर्भुजं मातुलिङ्गगदान्वितदक्षिणपाणिं नकुलकाक्षसूत्रयुक्तवामपाणिं चेति' ॥ ११ ॥

અર્થાત્—તેઓ (શ્રીશ્રેયાંસનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ઇશ્વર (મનુજ) નામના યક્ષનો શ્વેતવર્ણ, ત્રણ નેત્ર, બળદનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં બીજોરૂં અને ગદા શોભે છે તથા ડાબા બે હાથ નોળીઓ અને જપમાળાથી વિભૂષિત છે.

'तत्तीर्थोत्पन्नं कुमारयक्षं श्वेतवर्णं हंसवाहनं चतुर्भुजं मातुलिङ्गबाणान्वितदक्षिणपाणिं नकुलकधनुर्युक्तवामपाणिं चेति' ॥ १२ ॥

અર્થાત્-તેઓ (શ્રીવાસુપૂજ્યસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા કુમાર (સુરકુમાર) નામના યક્ષનો શ્વેતવર્ણ, હંસનું વાહન તથા ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં બીજોરૂં અને બાણ શોભે છે તથા ડાબા હાથ નોળીઓ અને ધનુષથી વિભૂષિત છે. ચિત્ર ૮૫

'तत्तीर्थोत्पन्नं षण्मुखं यक्षं श्वेतवर्णं शिखिवाहनं द्वादशभुजं फलचक्रबाणखड्गपाशाक्षसूत्रयुक्तदक्षिणपाणिं नकुलचक्रधनुःफलकाङ्कुशाभययुक्तवामपाणिं चेति' ॥ १३ ॥

અર્થાત્-તેઓ (શ્રીવિમલનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ષણ્મુખ નામના



ચિત્ર ૮૪ મનુજયક્ષ પૃષ્ઠ ૨૭૪



ચિત્ર ૮૫ સુરકુમારયક્ષ પૃષ્ઠ ૨૭૪

યક્ષનો શ્વેતવર્ણ, અને મોરનું વાહન તથા બાર ભુજા છે. તેમાં જમણા છ હાથમાં ફલ, ચક્ર, બાણ, તલવાર, પાશ અને અક્ષસૂત્ર છે તથા ડાબા છ હાથ નોળીઓ, ચક્ર, ધનુષ, ઢાલ, અંકુશ અને અભયથી વિભૂષિત છે. ચિત્ર ૮૬

**'तत्तीर्थोत्पन्नं पातालयक्षं त्रिमुखं रक्तवर्णं मकरवाहनं षड्भुजं पद्मखड्गपाशयुक्तदक्षिणपाणिं नकुलफलकाक्षसूत्रयुक्तवामपाणिं चेति'** ॥ १४ ॥

અર્થાત્—તેઓ (શ્રીઅનંતનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા પાતાલ નામના યક્ષનો રક્તવર્ણ, ત્રણ મુખ, મગરનું વાહન અને છ ભુજા છે. તેમાં જમણા ત્રણ હાથ કમલ, તલવાર અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા ત્રણ હાથમાં નોળીઓ, ઢાલ અને જપમાળા શોભે છે. ચિત્ર ૮૭

**'तत्तीर्थोत्पन्नं किन्नरयक्षं त्रिमुखं रक्तवर्णं कूर्मवाहनं बीजपूरकगदाभययुक्तदक्षिणपाणिं नकुलपद्माक्षमालायुक्तवामपाणिं चेति'** ॥ १५ ॥

અર્થાત્–તેઓ (શ્રીધર્મનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા શ્રીકિન્નર યક્ષનો રક્તવર્ણ, ત્રણ મુખ, કાચબાનું વાહન અને છ ભુજા છે. તેમાં જમણા ત્રણ હાથ બીજોરૂં, ગદા અને અભયથી વિભૂષિત છે, તથા ડાબા ત્રણ હાથમાં નોળીઓ, કમલ અને જપમાલા શોભે છે. ચિત્ર ૮૮



ચિત્ર ૮૬ ષણ્મુખયક્ષ પૃષ્ઠ ૨૭૫



ચિત્ર ૮૭ પાતાલયક્ષ પૃષ્ઠ ૨૭૫



ચિત્ર ૮૮ કિન્નરયક્ષ પૃષ્ઠ ૨૭૫



ચિત્ર ૮૯ ગરુડયક્ષ પૃષ્ઠ ૨૭૭

'तत्तीर्थोत्पन्नं गरुडयक्षं वराहवाहनं क्रोडवदनं श्यामवर्णं चतुर्भुजं बीजपूरकपद्मयुक्तदक्षिणपाणिं नकुलाक्षसूत्रवामपाणिं चेति' ॥ १६ ॥

અર્થાત્—તેઓ (શ્રીશાંતિનાથ સ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ગરૂડ યક્ષનો શ્યામવર્ણ, ક્રોડ વદન, વરાહ વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ બીજોરૂં અને કમલથી વિભૂષિત છે તથા ડાબા બે હાથમાં નોળીઓ તથા જપમાળા શોભે છે. ચિત્ર ૮૯

'तत्तीर्थोत्पन्नं गन्धर्वयक्षं श्यामवर्णं हंसवाहनं चतुर्भुजं वरदपाशान्वितदक्षिणभुजं मातुलिङ्गाङ्कुशाधिष्ठितवामपाणिं चेति' ॥ १७ ॥

અર્થાત્—તેઓ (શ્રીકુંથુનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ગંધર્વ નામના યક્ષનો શ્યામવર્ણ, હંસવાહન તથા ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં વરદ અને પાશ શોભે છે તથા ડાબા બે હાથમાં બીજોરૂં અને અંકુશ છે. ચિત્ર ૯૦.



ચિત્ર ૯૦ ગંધર્વયક્ષ



ચિત્ર ૯૧ યક્ષેંદ્રયક્ષ પૃષ્ઠ ૨૭૮

'तत्तीर्थोत्पन्नं यक्षेन्द्रयक्षं षण्मुखं त्रिनेत्रं श्यामवर्णं [1]शम्बरवाहनं द्वादशभुजं मातुलिङ्गबाणखड्गमुद्गरपाशाभययुक्तदक्षिणपाणिं नकुलधनुश्चर्मफलकशूलाङ्कुशाक्षसूत्रयुक्तवामपाणिं चेति' ॥ १८ ॥

१ शङ्ख इति पाठान्तरम् ।

અર્થાત્—તેઓ (શ્રીઅરનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા યક્ષેંદ્ર નામના યક્ષનો શ્યામવર્ણ, છ મુખ, ત્રણ નેત્ર, શંખ (શંબર) વાહન અને બાર ભુજા છે. તેમાં જમણા છ હાથ બીજોરૂં, બાણ, તલવાર, મુદ્દગર, પાશ અને અભયથી વિભૂષિત છે તથા ડાબા છ હાથમાં નોળીઓ, ધનુષ, ચામડાની ઢાલ, શૂળ, અંકુશ અને જપમાળા શોભે છે.

'तत्तीर्थोत्पन्न कुबेरयक्षं चतुर्मुखमिन्द्रायुधवर्णं गरुडवदनं गजवाहनं अष्टभुजं वरद[1]पाशचापशूलाभययुक्तदक्षिणपाणि वीजपूरकशक्तिमुद्गराक्षसूत्रयुक्तवामपाणिं चेति' ॥१९॥

અર્થાત્—તેઓ (શ્રીમલ્લિનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા કુબેર નામના યક્ષનો ઇન્દ્રાયુધ જેવો (મેઘધનુષ જેવો) વર્ણ, ચાર મુખ, ગરૂડવદન, હાથીનું વાહન અને આઠ ભુજા છે. તેમાં જમણા ચાર હાથમાં વરદ, પાશ (પરશુ), શૂળ અને અભય શોભે છે તથા ડાબા ચાર હાથ બીજોરૂં, શક્તિ, મુદ્દગર અને જપમાળાથી વિભૂષિત છે. ચિત્ર ૯૨

'तत्तीर्थोत्पन्नं वरुणयक्षं चतुर्मुखं त्रिनेत्रं धवलवर्णं वृषभवाहनं जटामुकुटमण्डितं अष्टभुजं मातुलिङ्गगदावाणशक्तियुतदक्षिणपाणिं नकुलकपद्मधनुःपरशुयुतवामपाणिं चेति' ॥ २० ॥

અર્થાત્—તેઓ (શ્રીમુનિસુવ્રતસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા વરુણ યક્ષનો



ચિત્ર ૯૨ કુબેરયક્ષ



ચિત્ર ૯૩ વરુણયક્ષ પૃષ્ઠ ૨૭૯

[1] वरदपशु इत्यपि पाठः।

ધવલવર્ણ, ચાર મુખ, ત્રણ નેત્ર, વૃષભવાહન, જટામુકુટસંડિત અને આઠ ભુજા છે. તેમાં જમણા ચાર હાથમાં બીજોરૂં, ગદા, બાણ અને શક્તિ શોભે છે, તથા ડાબા ચાર હાથ નોળીઓ, કમળ, ધનુષ અને પરશુથી વિભૂષિત છે. ચિત્ર ૯૩

**'तत्तीर्थोत्पन्नं भृकुटियक्षं चतुर्मुखं त्रिनेत्रं हेमवर्णं वृषभवाहनं अष्टभुजं मातुलिङ्गशक्तिमुद्गराभययुक्तदक्षिणपाणिं नकुलपरशुवज्राक्षसूत्रवामपाणिं चेति'** ॥ २१ ॥

અર્થાત્—તેઓ ( શ્રીનમિનાથસ્વામી )ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ભૃકુટિ નામના યક્ષનો સુવર્ણવર્ણ, ચાર મુખ, ત્રણ નેત્ર, વૃષભવાહન અને આઠ ભુજા છે. તેમાં જમણા ચાર હાથમાં બીજોરૂં, શક્તિ મુદ્દગર અને અભય શોભે છે. તથા ડાબા ચાર હાથ નોળીઓ, પરશુ, વજ્ર અને જપમાળાથી વિભૂષિત છે. ચિત્ર ૯૪

**'तत्तीर्थोत्पन्नं गोमेधयक्षं त्रिमुखं श्यामवर्णं पुरुषवाहनं षड्भुजं मातुलिङ्गपरशुचक्रान्वितदक्षिणपाणिं नकुलकशूलशक्तियुतवामपाणिं चेति'** ॥ २२ ॥

અર્થાત્—તેઓ ( શ્રીનેમિનાથસ્વામી )ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા ગોમેધ નામના યક્ષનો શ્યામવર્ણ, ત્રણ મુખ, પુરુષ વાહન અને છ ભુજા છે. તેમાં જમણા ત્રણ હાથમાં બીજોરૂં, પરશુ અને ચક્ર શોભે છે, તથા ત્રણ હાથ નોળીઓ, શૂળ અને શક્તિથી વિભૂષિત છે. ચિત્ર ૯૫


ચિત્ર ૯૪ ભૃકુટિયક્ષ


ચિત્ર ૯૫ ગોમેધયક્ષ

'तत्तीर्थोत्पन्नं पार्श्वयक्षं गजमुखमुरगफणामण्डितशिरसं श्यामवर्णं कूर्मवाहनं चतुर्भुजं बीजपूरकोरगयुतदक्षिणपाणिं नकुलकाहियुतवामपाणिं चेति' ॥ २३ ॥

અર્થાત્—તેઓ (શ્રીપાર્શ્વનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા શ્રીપાર્શ્વ નામના યક્ષનો શ્યામવર્ણ, હાથી જેવું મુખ, સર્પની ફણાથી મંડિત મસ્તક, કાચબાનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં બીજોરૂં અને સર્પ શોભે છે તથા ડાબા બે હાથ નોળીઓ અને સર્પથી વિભૂષિત છે. ચિત્ર ૯૬

'तत्तीर्थोत्पन्नं मातङ्गयक्षं श्यामवर्णं गजवाहनं द्विभुजं दक्षिणे नकुलं वामे बीजपूरकमिति' ॥ २४ ॥

અર્થાત્—તેઓ ( શ્રીમહાવીરસ્વામી )ના જ તીર્થમાં ઉત્પન્ન થએલા માતંગ નામના યક્ષનો શ્યામવર્ણ, ગજનું વાહન તથા બે ભુજા છે. તેમાં જમણા હાથમાં નોળીઓ અને ડાબા હાથમાં બીજોરૂં શોભે છે. ચિત્ર ૯૭

—निर्वाणकलिका· पृष्ठ ३४ थी ३७



ચિત્ર ૯૬ પાર્શ્વયક્ષ



ચિત્ર ૯૭ માતંગયક્ષ

## ચોવીસ તીર્થંકરોની શાસનદેવીઓ

देवीओ चक्केसरि, अजिआ दुरिआरि कालि महाकाली ।
अच्चुअ सन्ता जाला, सुतारयाऽसोय सिरिवच्छा ॥ ९ ॥
चण्डा विजयंकुसि पन्नइत्ति निव्वाणि अच्चुआ धरणी ।
वैरुट्टछुत्त गन्धारि अंब पउमावई सिद्धा ॥ १० ॥

અર્થ:—દેવીઓ આ પ્રમાણે છે.

[ देव्यश्चक्रेश्वर्यजिता दुरितारी काली महाकाली ।
अच्युता शान्ता ज्वाला सुतारकाऽशोका श्रीवत्सा ॥
चण्डा विजयाऽङ्कुशी पन्नगेति निर्वाण्यच्युता धारिणी ।
वैरोट्याच्छुप्ता गान्धार्यम्बा पद्मावती सिद्धा ॥ ]

ચક્રેશ્વરી, અજિતા, દુરિતારી, કાલી, મહાકાલી, અચ્યુતા, શાંતા, જ્વાલા, સુતારકા, અશોકા, શ્રીવત્સા, ચંડા, વિજયા, અંકુશા, પન્નગા, નિર્વાણી, અચ્યુતા, ધારિણી, વૈરોટયા, અચ્છુપ્તા, ગાંધારી, અંબા, પદ્માવતી અને સિદ્ધા.



ચિત્ર ૯૮ ચક્રેશ્વરીદેવી. પૃષ્ઠ ૨૮૨



ચિત્ર ૯૯ અજિતાદેવી. પૃષ્ઠ ૨૮૨

ભાવાર્થ:—આ ચોવીશ શાસનદેવીઓનું વર્ણન 'निर्वाणकलिका' ગ્રન્થમાં આ પ્રમાણે આપેલું છે:—

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नामप्रतिचक्राभिधानां यक्षिणीं हेमवर्णां गरुडवाहनामष्टभुजां वरदबाणचक्रपाशयुक्तदक्षिणकरां धनुर्वज्रचक्राङ्कुशवामहस्तां चेति' ॥ १ ॥

અર્થાત્—તેઓ (શ્રીઋષભદેવસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી અપ્રતિચક્રા (ચક્રેશ્વરી) દેવીનો સુવર્ણવર્ણ, ગરૂડનું વાહન અને આઠ ભુજા છે. તેમાં જમણા ચાર હાથ વરદ, બાણ, ચક્ર અને પાશથી વિભૂષિત છે. તથા ડાબા ચાર હાથમાં ધનુષ, વજ્ર, ચક્ર અને અંકુશ શોભી રહેલાં છે. ચિત્ર ૯૮

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नामजिताभिधानां यक्षिणीं गौरवर्णां लोहासनाधिरूढां चतुर्भुजां वरदपाशाधिष्ठितदक्षिणकरां बीजपूरकाङ्कुशयुक्तवामकरां चेति' ॥ २ ॥

અર્થાત્—તેઓ (શ્રીઅજિતનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી અજિતા યક્ષિણીનો ગૌરવર્ણ, લોહાસનાધિરૂઢ અને ચાર હાથ છે. તેમાં જમણા બે હાથ વરદ અને પાશથી વિભૂષિત છે. તથા ડાબા બે હાથમાં બીજોરૂં અને અંકુશ શોભે છે. ચિત્ર ૯૯

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां दुरितारिदेवीं गौरवर्णां मेषवाहनां चतुर्भुजां वरदाक्षसूत्रयुक्तदक्षिणकरां फलाभयान्वितवामकरां चेति' ॥ ३ ॥



ચિત્ર ૧૦૦ દુરિતારિદેવી. પૃષ્ઠ ૨૮૩



ચિત્ર ૧૦૧ કાલિકાદેવી. પૃષ્ઠ ૨૮૩

અર્થાત્—તેઓ (શ્રીસંભવનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી દુરિતારીદેવીનો ગૌરવર્ણ, બકરાનું વાહન અને ચાર ભુજા, તેમાં જમણા બે હાથ વરદ અને જપમાળાથી વિભૂષિત છે તથા ડાબા બે હાથમાં ફલ અને અભય શોભે છે. ચિત્ર ૧૦૦

**'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कालिकादेवीं श्यामवर्णां पद्मवाहनां चतुर्भुजां वरदपाशाधिष्ठितदक्षिणभुजां नागाङ्कुशान्वितवामहस्तं चेति' ॥ ४ ॥**

અર્થાત્—તેઓ (શ્રીઅભિનંદનસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી કાલિકાદેવીનો શ્યામવર્ણ, કમલનું આસન તથા ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં નાગ અને અંકુશ શોભે છે. ચિત્ર ૧૦૧

**'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां महाकालीं देवीं सुवर्णवर्णां पद्मवाहनां चतुर्भुजां वरदपाशाधिष्ठितदक्षिणकरां मातुलिङ्गङ्कुशयुक्तवामभुजां चेति' ॥ ५ ॥**

અર્થાત્—તેઓ (શ્રીસુમતિનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી મહાકાલીદેવીનો સુવર્ણવર્ણ, પદ્મનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં માતુલિંગ અને અંકુશ શોભે છે. ચિત્ર ૧૦૨

**'तस्मिन्नेव तीर्थे समुत्पन्नामच्युतां देवीं श्यामवर्णां नरवाहनां चतुर्भुजां वरदवी-[1]णान्वितदक्षिणकरां कार्मुकाभयवामहस्तां चेति' ॥ ६ ॥**



ચિત્ર ૧૦૨ મહાકાલીદેવી



ચિત્ર ૧૦૩ અચ્યુતાદેવી પૃષ્ઠ ૨૮૪

१ बाण इत्यपि पाठः ।

અર્થાત્—તેઓ (શ્રીપદ્મપ્રભુસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી અચ્યુતાદેવીનો શ્યામવર્ણ, નરવાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને વીણા (બાણ) થી વિભૂષિત છે. તથા ડાબા બે હાથમાં ધનુષ અને અભય શોભે છે. ચિત્ર ૧૦૩

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां शान्तादेवीं सुवर्णवर्णां गजवाहनां चतुर्भुजां वरदाक्षसूत्रयुक्तदक्षिणकरां शूलाभययुतवामहस्तां चेति' ॥ ७ ॥

અર્થાત્—તેઓ (શ્રીસુપાર્શ્વનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી શાન્તાદેવીનો સુવર્ણવર્ણ, હાથીનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને જપમાળાથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં શૂળ અને અભય શોભે છે. ચિત્ર ૧૦૪

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां भृकुटिदेवीं पीतवर्णां वराह (बिडाल[1]) वाहनां चतुर्भुजां खड्गमुद्गरान्वितदक्षिणभुजां फलकपरशुयुतवामहस्तां चेति' ॥ ८ ॥

અર્થાત્—તેઓ (શ્રીચંદ્રપ્રભુસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી ભૃકુટી (જવાળા) દેવીનો પીળોવર્ણ, વરાહનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ તલવાર અને મુદ્ગરથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં ઢાલ અને પરશુ શોભે છે. ચિત્ર ૧૦૫



ચિત્ર ૧૦૪ શાંતાદેવી



ચિત્ર ૧૦૫ જવાલા (ભૃકુટી)

१ विराल इत्यपि पाठ: ।

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां सुतारादेवीं गौरवर्णां वृष(भ)वाहनां चतुर्भुजां वरदाक्षसूत्रयुक्तदक्षिणभुजां कलशाङ्कुशान्वितवामपाणिं चेति' ॥ ९ ॥

અર્થાત્—તેઓ (શ્રીસુવિધિનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી સુતારાદેવીનો ગૌરવર્ણ, વૃષભવાહન તથા ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને જપમાળાથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં કલશ અને અંકુશ શોભે છે. ચિત્ર ૧૦૬

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां अशोकादेवीं मुद्गवर्णां पद्मवाहनां चतुर्भुजां वरदपाशयुक्तदक्षिणकरां फलाङ्कुशयुक्तवामकरां चेति' ॥ १० ॥

અર્થાત્—તેઓ (શ્રીશીતલનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી અશોકાદેવીનો નીલવર્ણ, પદ્મનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં ફલ અને અંકુશ શોભે છે. ચિત્ર ૧૦૭



ચિત્ર ૧૦૬ સુતારાદેવી



ચિત્ર ૧૦૭ અશોકાદેવી

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां मानवीं देवीं गौरवर्णां सिंहवाहनां चतुर्भुजां वरदमुद्गरान्वितदक्षिणपाणिं कलशाङ्कुशयुक्तवामकरां चेति' ॥ ११ ॥

અર્થાત્—તેઓ (શ્રીશ્રેયાંસનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી માનવી (શ્રીવત્સા)દેવીનો ગૌરવર્ણ, સિંહનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ

અને મુદ્ગરથી વિભૂષિત છે. તથા ડાબા બે હાથમાં કલશ અને અંકુશ શોભે છે. ચિત્ર ૧૦૮

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां प्रचण्डादेवीं श्यामवर्णां अश्वारूढां चतुर्भुजां वरदशक्ति युक्तदक्षिणकरां पुष्पगदायुक्तवामपाणिं चेति' ॥ १२ ॥

અર્થાત્—તેઓ (શ્રીવાસુપૂજ્યસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી પ્રચંડા (પ્રવરા) દેવીનો શ્યામવર્ણ, ઘોડાનું વાહન તથા ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને શક્તિથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં પુષ્પ અને ગદા શોભે છે. ચિત્ર ૧૦૯



ચિત્ર ૧૦૮ શ્રીવત્સા (માનવી) દેવી



ચિત્ર ૧૦૯ ચંડા (પ્રચંડા) દેવી

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां विदितादेवीं हरितालवर्णां पद्मारूढां चतुर्भुजां बाणपाश युक्तदक्षिणपाणिं धनुर्नागयुक्तवामपाणिं चेति' ॥ १३ ॥

અર્થાત્—તેઓ (શ્રીવિમલનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી વિદિતાદેવીનો હરિતવર્ણ, પદ્મનું આસન અને ચાર ભુજા છે, તેમાં જમણા બે હાથ બાણ અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં ધનુષ્ય અને નાગ શોભે છે. ચિત્ર ૧૧૦

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां अङ्कुशां देवीं गौरवर्णां पद्मवाहनां चतुर्भुजां खड्गपाशयुक्तदक्षिणकरां चर्मफलकाङ्कुशयुतवामहस्तां चेति' ॥ १४ ॥

અર્થાત્—તેઓ (શ્રીઅનંતનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી અંકુશાદેવીનો ગૌરવર્ણ, કમલનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં તલવાર અને પાશ શોભે છે, તથા ડાબા બે હાથ ચામડાની ઢાલ અને અંકુશથી વિભૂષિત છે. ચિત્ર ૧૧૧



ચિત્ર ૧૧૦ વિજયા (વિદિતા) પૃષ્ઠ ૨૮૬



ચિત્ર ૧૧૧ અંકુશાદેવી

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कन्दर्पां (पन्नगां) देवीं गौरवर्णां मत्स्यवाहनां चतुर्भुजां उत्पलाङ्कुशयुक्तदक्षिणकरां पद्माभययुतवामहस्तां चेति' ॥ १५ ॥

અર્થાત્—તેઓ (શ્રીધર્મનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી કન્દર્પાદેવીનો ગૌરવર્ણ, મત્સયનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં ઉત્પલ (કમલ) અને અંકુશ શોભે છે, તથા ડાબા બે હાથ કમલ અને અભયથી વિભૂષિત છે. ચિત્ર ૧૧૨

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां निर्वाणीं देवीं गौरवर्णां पद्मासनां चतुर्भुजां पुस्तकोत्पलयुक्तदक्षिणकरां कमण्डलुकमलयुतवामहस्तां चेति' ॥ १६ ॥

અર્થાત્—તેઓ (શ્રીશાંતિનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી નિર્વાણીદેવીનો ગૌરવર્ણ, કમલનું આસન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં પુસ્તક અને ઉત્પલ શોભે છે, તથા ડાબા બે હાથ કમંડલ અને કમળથી વિભૂષિત છે. ચિત્ર ૧૧૩

तस्मिन्नेव तीर्थे समुत्पन्नां बलां (अच्युतां) देवीं गौरवर्णां मयूरवाहनां चतुर्भुजां बीजपूरकशूलान्वितदक्षिणभुजां मुषुण्ढिपद्मान्वितवामभुजां चेति' ॥ १७ ॥



ચિત્ર ૧૧૨ પન્નગા (કંદર્પા) દેવી પૃષ્ઠ ૨૮૭



ચિત્ર ૧૧૩ નિર્વાણીદેવી પૃષ્ઠ ૨૮૭

અર્થાત્—તેઓ (શ્રીકુંથુનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી બલા (અચ્યુતા) દેવીનો સુવર્ણવર્ણ, મોરનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં બીજોરૂં અને શૂળ શોભે છે, તથા ડાબા બે હાથ મુષંઢી (એક જાતનું શસ્ત્ર) અને કમલથી વિભૂષિત છે. ચિત્ર ૧૧૪

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां धारणीं देवीं कृष्णवर्णां पद्मासनां चतुर्भुजां मातुलिङ्गोत्पलान्वितदक्षिणभुजां पाशाक्षसूत्रान्वितवामकरां चेति' ॥ १८ ॥

અર્થાત્—તેઓ (શ્રીઅરનાથસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી ધારણીદેવીનો કાળો (નીલ)વર્ણ, કમળનું આસન તથા ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં બીજોરૂં અને ઉત્પલ શોભે છે, તથા ડાબા બે હાથ પાશ અને જપમાળાથી વિભૂષિત છે. ચિત્ર ૧૧૫

'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां वैराट्यां देवीं कृष्णवर्णां पद्मासनां चतुर्भुजां वरदाक्षसूत्रयुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति' ॥ १९ ॥

અર્થાત્—તેઓ (શ્રીમલ્લિનાથપ્રભુ)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી વૈરાટ્યાદેવીનો કાળોવર્ણ, કમલનું આસન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં વરદ અને જપમાળા શોભે છે, તથા ડાબા બે હાથ બીજોરૂં અને શક્તિથી વિભૂષિત છે. ચિત્ર ૧૧૬



ચિત્ર ૧૧૪ અચ્યુતા (બલા) દેવી પૃષ્ઠ ૨૮૮



ચિત્ર ૧૧૫ ધારણીદેવી પૃષ્ઠ ૨૮૮



ચિત્ર ૧૧૬ વૈરોટ્યાદેવી પૃષ્ઠ ૨૮૮



ચિત્ર ૧૧૭ અચ્છુપ્તા (વરદત્તા) દેવી પૃષ્ઠ ૨૯૦

**'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां वरदत्तां ( अच्छुप्तां ) देवीं गौरवर्णां भद्रासनारूढां चतुर्भुजां वरदाक्षसूत्रयुतदक्षिणकरां बीजपूरक[1]कुम्भयुतवामहस्तां चेति' ॥ २० ॥**

અર્થાત્—તેઓ (શ્રીમુનિસુવ્રતસ્વામી)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી વરદત્તા (અચ્છુપ્તા) દેવીનો ગૌરવર્ણ, ભદ્રાસન પર બેઠેલી તથા ચાર ભુજાવાળી છે. તેમાં જમણા બે હાથ વરદ અને જપમાળાથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં બીજોરૂં તથા કુંભ (શૂળ) શોભે છે.

**'नमेर्गन्धारीदेवीं श्वेतां हंसवाहनां चतुर्भुजां वरदखड्गयुक्तदक्षिणभुजद्वयां बीजपूर(क)कुम्भयुतवामद्वयां चेति' ॥ २१ ॥**

અર્થાત્—તેઓ શ્રીનમિનાથ (સ્વામી)ની ગાન્ધારી દેવીનો શ્વેતવર્ણ, હંસનું વાહન તથા ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ વરદ અને તલવારથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં બીજોરૂં અને કુંભ શોભે છે. ચિત્ર ૧૧૮

**'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कूष्माण्डीं देवीं कनकवर्णां सिंहवाहनां चतुर्भुजां मातुलिङ्गपाशयुक्तदक्षिणकरां पुत्राङ्कुशान्वितवामकरां चेति' ॥ २२ ॥**

અર્થાત્—તેઓ [શ્રીનેમિનાથપ્રભુ]ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી કૂષ્માણ્ડી (અંબિકા) દેવીનો સુવર્ણવર્ણ, સિંહનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથમાં બીજોરૂં અને પાશ શોભે છે, તથા ડાબા બે હાથ પુત્ર અને અંકુશથી વિભૂષિત છે. ચિત્ર ૧૧૯



ચિત્ર ૧૧૮ ગાંધારીદેવી



ચિત્ર ૧૧૯ અંબિકા (કૂષ્માણ્ડી) દેવી

[1] मातुलिङ्गशूल इत्यपि पाठः ।

**'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां पद्मावतीं देवीं कनकवर्णां कुर्कुटवाहनां चतुर्भुजां पद्म-पाशान्वितदक्षिणकरां फलाङ्कुशाधिष्ठितवामकरां चेति' ॥ २३ ॥**

અર્થાત્—તેઓ (શ્રીપાર્શ્વનાથપ્રભુ)ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી પદ્માવતીદેવીનો સુવર્ણવર્ણ, કુર્કુટ [જાતિના સર્પનું] વાહન, અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ કમલ અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં ફલ અને અંકુશ શોભે છે. ચિત્ર નં. ૧૨૦. તેણીના ત્રિરંગી ચિત્ર માટે તથા જુદાં જુદાં સ્વરૂપોનાં ચિત્રો માટે 'ભૈરવપદ્માવતી કલ્પ'માં પ્રસિદ્ધ થએલાં ચિત્રો જુઓ.

**'तस्मिन्नेव तीर्थे समुत्पन्नां सिद्धायिकां हरितवर्णां सिंहवाहनां चतुर्भुजां पुस्तकाभययुक्तदक्षिणकरां मातुलिङ्गबाणान्वितवामहस्तां चेति' ॥ २४ ॥**

અર્થાત્—તેઓ [શ્રીમહાવીરસ્વામી]ના જ તીર્થમાં ઉત્પન્ન થએલી સિદ્ધાયિકાદેવીનો હરિતવર્ણ, સિંહનું વાહન અને ચાર ભુજા છે. તેમાં જમણા બે હાથ પુસ્તક અને અભયથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથમાં બીજોરૂં અને બાણ શોભે છે. ચિત્ર ૧૨૧

**—निर्वाणकलिका पत्र ३४ थी ३७**



ચિત્ર ૧૨૦ પદ્માવતીદેવી



ચિત્ર ૧૨૧ સિદ્ધાયિકાદેવી

इअ तित्थरक्खणरया, अन्ने वि सुरासुरी य चउहावि ।
वंतरजोइणिपमुहा, कुणंतु रक्खं सया अम्हं ॥११॥

[इति तीर्थरक्षणरता अन्येऽपि सुरासुर्यश्च चतुर्धाऽपि ।
व्यन्तरयोगिनीप्रमुखाः कुर्वन्तु रक्षां सदाऽस्माकम् ॥]

અર્થ:—એ પ્રમાણે તીર્થનું એટલે ચતુર્વિધ સંઘનું રક્ષણ કરવાને તત્પર એવા યક્ષ યક્ષિણીઓ અને બીજા પણ ચાર નિકાય[1] (ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક) ના દેવ, દેવીઓ, વ્યંતર, યોગિની[2] વગેરે અમારું સદા રક્ષણ કરો.

एवं सुदिट्ठिसुरगण सहिओ—संघस्स संतिजिणचंदो ।
मज्झ वि करेउ रक्खं, मुणिसुंदरसूरिथुअमहिमा ॥ १२ ॥

[एवं सुदृष्टिसुरगणसहितः सङ्घस्य शान्तिजिनचन्द्रः ।
ममाऽपि करोतु रक्षां मुनिसुन्दरसुरिस्तुतमहिमा ॥]

અર્થ:—આ પ્રમાણે મુનિસુંદરસૂરિએ જેના મહિમાની સ્તુતિ કરી છે એવા સમકિત દૃષ્ટિ દેવોના સમૂહ સહિત શ્રીશાંતિનાથ જિનેશ્વર શ્રીસંઘની તથા મારી પણ રક્ષા કરો.

इअ संतिनाह सम्म—दिट्ठि रक्खं सरइ तिकालं जो ।
सव्वोवद्दवरहिओ, स लहइ सुहसंपयं परमं ॥ १३ ॥

[इति शान्तिनाथं सम्यग्दृष्टिः रक्षायै स्मरति त्रिकालं यः ।
सर्वोपद्रवरहितः स लभते सुखसंपदं परमाम् ॥]

અર્થ:—આ પ્રમાણે જે સમ્યગદૃષ્ટિ મનુષ્ય પોતાના રક્ષણને માટે શ્રીશાંતિનાથપ્રભુનું ત્રણે કાળ સ્મરણ કરે છે તે મનુષ્ય સર્વ ઉપદ્રવથી રહિત થઈ ઉત્કૃષ્ટ સુખ સંપદાને પામે છે.

तवगच्छगयणदिणयर—जुगवरसिरिसोमसुंदरगुरूणं ।
सुपसायलद्धगणहर—विज्जासिद्धी भणइ सीसो ॥ १४ ॥

[तपोगच्छगगनदिनकरयुगवरश्रीसोमसुन्दरगुरूणाम् ।
सुप्रसादलब्धगणधरविद्यासिद्धिर्भणति शिष्यः ॥]

અર્થ:—તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન યુગપ્રધાન શ્રીસોમસુન્દર ગુરુના સુપ્રસાદથી જેણે ગણધર વિદ્યાની સિદ્ધિ પ્રાપ્ત કરી છે એવા તેમના શિષ્ય શ્રીમુનિસુંદરસૂરિએ આ સ્તવન કર્યું (બનાવ્યું) છે.

---

૧ ચાર નિકાયના દેવોનુ વર્ણન સંગ્રહણીસૂત્રમા વિસ્તારથી આપેલું છે અને ભુવનપતિ તથા વ્યંતર દેવોના ઇન્દ્રોના ચિત્રો માટે 'જૈનચિત્રકલ્પદ્રુમ'ના ચિત્ર ૨૬૭, ૨૭૫ તથા ૨૭૬ જુઓ. ૨ યોગિનીની સંખ્યા ૬૪ ચોસઠ છે તેમના નામો માટે 'શ્રીભૈરવપદ્માવતીકલ્પ'માં છપાએલ પરિશિષ્ટ. નંબર ૨૪નું સ્તોત્ર જુઓ.

# श्रीसंतिकरस्तवस्याम्नायः ॥

———(०)———

एतत्स्तोत्रं त्रिकालमुभयकालं वा स्मर्यते। दुष्टभूतशाकिनीरोगादिभयं न भवति, महापुण्यं च भवति, सुलभबोधिश्च।

विशेषमरकीमान्द्यादिशंकायामुपसर्गहरस्तोत्रं पंचपरमेष्ठिनमस्कारादिवत् सम्यगऽधीत्य प्रतिगृहं सर्वजनैः पवित्रीभूय त्रिकाल सप्तकृत्वस्त्रिस्त्रिर्वा गुण्यते स्तोत्रमिदम्। यस्य नायाति स श्राव्यते च। गुणयितुः श्रोतुश्च मरक्यादिक्लेशा न प्रभवन्ति।

नित्यमुभयकालं प्रतिक्रमणानन्तरं पाक्षिकप्रतिक्रमणानन्तरं वा। कश्चित् सप्तवारं त्रिवारं वा गुणयति। अपरे च सावधानाः शृण्वन्ति। सर्वेषां तस्मिन् दिने तस्यां रात्रौ तस्मिन् पक्षे वा केप्युपद्रवाः नोत्पद्यन्ते। एवं वार्षिकचातुर्मासिकप्रतिक्रमणेऽपि ज्ञेयम्।

कदाचित्कस्यचिद् ग्रन्थिः सज्वरो निर्ज्वरो वा निर्गतः स्यात् तदा शीघ्रमेव पवित्रीभूय कश्चित् शुचिवस्त्रे रुधिरास्थिमांसमलमूत्रकेलाद्यनुच्छिष्टे शुचिस्थाने पट्टाद्युपविष्टः श्रीमुनिसुंदरसूरिगुरुभ्यो नमः इति वार २१ रोगिणं श्रावयन्नुच्चार्य, वार ७ स्वशरीरं शीर्षादारभ्य सर्वांगं स्पृशन् गुणयित्वाऽऽत्मरक्षां कृत्वा सावधानमनाः परिहृतव्यापारांतरो वस्त्राञ्चलेन रोगिग्रन्थि प्रतिस्तोत्रं स्पर्शेनोंजयन्नखण्डं वार १०८ संपूर्णस्तोत्रं गुणयेत्। ज्वरो ग्रन्थिश्चोपशाम्यति। सहस्रशोऽपि परःशतैश्च दृष्टप्रत्ययमिदम्।

एतत्स्तोत्रं च जपतांऽतरालेऽपरं किमप्युपसर्गहरस्तवाद्यपि न जपनीयम्। न च मिथ्यात्वाद्यपि कार्यं। जैनैरप्यजैनैश्च प्रकारान्तरैर्मिश्रणकरके तथाविधफलस्य दुःसाध्यत्वात्।

त्रयोदशैवाऽस्य गाथाऽध्येया जप्याश्च। स लहइ० इति यावत्। अधिकगाथापि कापि केनापि न योजनीया। ग्रन्थीज्वरादेरुत्पत्तेरनु च शीघ्रमेव अपरमिथ्यात्वादिप्रतिकारपरित्यागेन तस्यैव प्रयोगेण सद्यः सुखेन च गुणो भवति। अन्यथा कष्टेन स्याद्नैकांतिक इति।

संपूर्ण त्रण वार सात वार स्मृतेन। ॐ स नमो विप्पोसहि० ॐ संति नमुक्कारो०। इति द्वितीयतृतीयगाथाभ्यां च वार १०८ अथवा वार २१ स्मृताभ्यामभिमन्त्रितं जलं पीतं तत् सर्वविषमज्वरादिरोगान् विशेष्य च दैवतविकारान् भूतादिछलशाकिन्यादिदोषान् अपहरति।

अनेन संपूर्णस्तोत्रेण वार २१ अथवा वार ७। द्वितीयतृतीयगाथाभ्यां वार १०८ अथवा वार २१ रोगिशरीरं हस्तेन स्पृशेत्। रजोहरणादिना चोंजयेत्। रोगो दोषश्च उपशाम्यति।

यश्चैतद् स्तोत्रं गाथाद्वयं च वहु वहुतरं च प्रत्यहं स्मरति। यस्य चास्मिन् स्तोत्रेऽस्य स्तोत्रस्य प्रणेतरीं च वह्वी वहुतरा वहुतमा च भक्तिरास्था च स्यात्। य(त)स्य भृश भृशतरां भृशतमां च स्फुरतीति तत्वं।

यस्य च रोगिणो दोषिणो वा गात्रभंगे जाते तस्मिन्नेतन्न प्रयुज्यते प्रयोगेऽपि गुणोऽनैकांतिक इत्यादेशः ।

यस्य रोगिणो दोषिणो वा आयुःप्राचुर्यसद्भावेन रोगो वा साध्यः स्यात् तस्य सम्यग् विधिनैतत्प्रयोगे सद्यो गुणः स्यादग्रतः। पुनरेतत्प्रयोगे च शनैः शनैः गुणो वर्धते। अपरस्य तु सकृद्गुणः समाधानादिः स्यात् । परं न वर्धते नापि च स्थिरः स्यादिति रोगा(ग)दोषयोः साध्यतायुःसद्भावपरिज्ञानोपायोऽपि ।

यस्य च सम्यग् विधिना सर्वप्रकारैरेतत् प्रयोगेऽपि गुणो न जातस्तस्य प्रायोऽन्य-स्तोत्रमंत्रयंत्रादिभिर्बहुभिरपि प्रयुक्तैः सुदुर्लभः ।

एतस्य संप्रत्यत्र विषये सर्वोत्कृष्टमहिमात्वादित्य? साध्यता प्रत्ययः। दोषे ध्रुवो गुणः संपूर्णोऽपि च । रोगे तु नैकांतिकः। सर्वं इति विधिः प्रयत्नसाध्यो चेति ।

यत्र चास्य प्रणेता स्मरणपरश्च तिष्ठति कियत् समयं स्थितो वा स्यात् । तत्र प्रायो दैवतं मरकमांद्यं नोत्पद्यते । मिथ्यात्वादिदेवताद्यर्चनैः, तदर्थहिंसाकरणैः ततस्तोत्र-गुणनैः तत्कर्त्रेऽवज्ञादिभिस्तु कदाचिदुत्पद्यते तदापि सुसाध्यं स्यात् । सुखेन च प्रतीकारो लगतीत्यर्थं । अन्यत्र त्वसकृदुत्पद्य (ते) चेति । दुर्वारं दुःसाध्यं च स्यादिति । पट्टिकाकां-स्यभाजनादौ लिखित्वा पूजादिना शुभफलं स्यात् ।

कदाचित् कोप्येतान् मंत्रान् कथमपि ज्ञात्वा जपति न तु स्तोत्रं तस्य तथा न गुणो यथा स्तोत्रजापेन देवतावरकारत्वात् गुणस्येति ।

एतत् गीतेनापि श्रुतेन शाकिनीगृहीतो म्रियते, मुच्यते च । शाकिन्यादि बहुगा नालायादिनेति ।

इति बहुदेशेषु शक्तिक्षतग्रंथिविकारज्वरादि मरकमांद्येन भरतक्षेत्रे दुःषमायामपि श्रीधर्माधारभूतश्रीसंघलोकहानिं दृष्ट्वा समुत्पन्नखेदकरुणादिभावैः श्रीपरमगुरुपूज्यश्री सोमसुंदरसूरिपादप्रसादलब्धश्रीसूरिमंत्रसाधनाम्नायबहुतपोध्यानादिश्रीसूरिमंत्रसाधनप्रसादि-तश्रीसूरिमंत्राधिष्ठायकप्रदत्तवरैः श्रीमुनिसुंदरसूरिभिः श्रीसंघस्य मरकमांद्याद्युपद्रवनि-वृत्त्याराक्षर्थं कृतं, सर्वदेशेष्वाराधकानां मरकाद्युपद्रवनिवृत्त्या जगतः प्रकटप्रख्यातनिष्प्रति-मप्रभाववैभवस्य श्रीशांतिकरस्तोत्रराजस्य किंचिदाम्नायप्रकटनमिदं मिथ्यादृशामधर्मधियां शौचसदाचाररहितानां च शौचादिविकलानां बालानां तादृग् स्त्रीणामपि च न देयमिदम्। सदाचारवतां सर्वाभ्युदयहेतुरिति ॥

साधनाः—

पर्यूषणानो अट्ठम करी १०८ वार संतिकरं संपूर्ण गणवुं । ए साधना पछी वार १०८ बीजी त्रीजी गाथा स्तोत्रनी गणवी सही रोग ज्वरादिक जाय महाप्रभावक ॥ इति श्रीसंतिकरस्तोत्राम्नायः ॥

ભાવાર્થ:—આ સ્તોત્રનું ત્રિકાળ (સવાર, બપોર અને સાંજ) અથવા માત્ર સવારે અને સાંજે સ્મરણ કરવાથી દુષ્ટ ભૂત, શાકિની અને રોગાદિ ભય થાય નહિ. મહાપુણ્યની પ્રાપ્તિ થાય અને સુલભ બોધિપણાની પ્રાપ્તિ થાય.

**વિશેષઃ**—મરકી વગેરે રોગાદિની શંકા ઉત્પન્ન થાય ત્યારે ઉવસગ્ગહરં૦ તથા પંચપરમેષ્ઠિ ( નવકાર ) નમસ્કારની માફક આ સ્તોત્ર સારી રીતે કંઠે કરીને દરેક ઘરમાં સર્વ માણસોએ પવિત્ર થઇને ત્રણે કાળ સાત સાત વાર અગર ત્રણ ત્રણ વાર ગણવું જોઇએ. જેને આવડતું ન હોય તેને બીજાએ સંભળાવવું. ગણનાર તથા સાંભળનારને મરકી વગેરે ઉપદ્રવોના ક્લેશ થાય નહિ.

હરહંમેશ બંને વખત ( સવાર અને સાંજ )ના પ્રતિક્રમણની સમાપ્તિ વખતે અથવા પાક્ષિક ( પખ્ખી ) પ્રતિક્રમણના અંતે કોઈ સાત વાર તો કોઈ ત્રણ વાર ગણે છે અને બાકીના સર્વ સાવધાન થઇને સાંભળે છે તે સર્વને તે દિવસે, તે રાત્રીએ અને તે પખવાડીએ કોઇપણ પ્રકારના ઉપદ્રવો થતાં નથી. આ પ્રમાણે ચાતુર્માસિક અને વાર્ષિક ( સંવત્સરી ) પ્રતિક્રમણના અંતે પણ સમજવું.

કદાચ કોઇને તાવ સહિત અથવા તાવ રહિત ગ્રંથી (ગાંઠ) નીકળી હોય, તો તરત પવિત્ર થઈ, શુદ્ધ વસ્ત્ર પહેરી, રૂધિર (લોહી) હાડકાં, માંસ, મલ [ વિષ્ટા ] તથા મૂત્રાદિ રહિત શુચિ [ પવિત્ર ] સ્થાનકે પાટલા વગેરે ઉપર બેસી '**શ્રી મુનિસુંદરસૂરિ** ગુરુભ્યો નમઃ ' આ શબ્દ રોગી સાંભળે તેવી રીતે ૨૧ વાર બોલીને પોતાના શરીરને મસ્તકથી માંડી ૭ વાર આખા શરીરે સ્પર્શ કરીને સાવધાન મનથી આત્મરક્ષા કરીને, બીજાં બધાં કામકાજ છોડી દઇને સ્તોત્ર ભણીને વસ્ત્રનો છેડો ગાંઠને અડે તેવી રીતે રાખીને ઉંજીયે. અખંડ ૧૦૮ વાર સ્તોત્ર ગણવું, આ પ્રમાણે કરવાથી જ્વર તથા ગાંઠ વગેરે ઉપશાંત થાય. હજારો વાર અજમાવેલ છે અને બીજાઓએ પણ સેંકડો વાર ( આ પ્રયોગનો ) પ્રભાવ જોએલો છે.

આ સ્તોત્ર ભણતાં વચ્ચે ઉવસગ્ગહરં૦ વગેરે અન્ય કોઇપણ સ્તોત્રનો જાપ ન કરવો તથા મિથ્યાત્વાદિના કોઈ પણ પ્રયોગ કરવા નહિ. કોઇપણ જૈન અગર અજૈન પ્રયોગનું મિશ્રણ કરવાથી જોઇએ તેવું ફલ મેળવી શકાતું નથી.

**स लहइ सुह संपयं परमं** સુધી આ સ્તોત્રની ગાથા તેર જ કંઠે કરવી અને જપવી. અધિક ગાથા કોઇએ પણ યોજવી નહિ. ગાંઠ વગેરે નીકળતાં તુરત જ અન્ય મિથ્યાત્વીઓનાં ઉપચારોનો ત્યાગ કરી આ સ્તોત્રનો પ્રયોગ કરવાથી તુરત જ સુખેથી ગુણ થાય અને આથી વિપરીત વર્તન કરે તો મુશ્કેલીથી ગુણ થાય. આ વાત એકાંતે નથી.

સંપૂર્ણ સ્તોત્ર ૩ વાર અગર ૭ વાર ગણવાથી અને **ॐ नमो विप्पोसहि॰ ॐ संति नमुक्कारो॰** આ બે [ બીજી અને ત્રીજી ] ગાથા વડે ૧૦૮ વાર અથવા ૨૧ વાર ગણીને મંત્રીને તે મંત્રિત જળ પીવાથી [ રોગીને પાવાથી], દરેક પ્રકારના વિષમ જ્વરાદિ રોગો અને વિશેષ કરીને દેવતા સંબંધી વિકારો ભૂત પ્રેતાદિના છળ તથા શાકિની વગેરેના દોષોનો નાશ કરે.

આ સંપૂર્ણ સ્તોત્રથી ૨૧ વખત અથવા ૭ વખત, તથા બીજી અને ત્રીજી ગાથાથી ૧૦૮ વખત અથવા ૨૧ વખત રોગીના શરીરને હાથ વડે સ્પર્શ કરવાથી અથવા રજોહરણાદિ વડે ઉંજવાથી રોગીના રોગો તથા દોષો ઉપશમે છે.

જે કોઈ મનુષ્ય આ બે ગાથાને હમેશ અનેકવાર સ્મરણ કરે, જેને આ સ્તોત્ર ઉપર અગર આ સ્તોત્રની રચના કરનાર આચાર્ય તરફ બહુમાન અને ભક્તિ તથા રટન હોય તેને આ સ્તોત્ર તાત્કાલિક ફાયદો કરે.

જે કોઈ રોગી અગર દોષીના ગાત્રનો ભંગ થયો હોય તેને આ સ્તોત્રનો પ્રયોગ કરવો નહિ, કારણ કે પ્રયોગ કરવાથી પણ ફાયદો થાય અગર ન પણ થાય નિશ્ચિત નહિ.

જે કોઈ રોગી અથવા દોષીના આયુષ્યની પ્રચુરતા હોય તેને તરત ફાયદો થાય અથવા તો જેમ જેમ પ્રયોગ ચાલુ રહે તેમ તેમ ફાયદો થાય, પરંતુ વધે નહિ તેમ લંબાય નહિ.

યથોક્ત વિધિ પ્રમાણે ઉપચાર [પ્રયોગ] કરવા છતાં ગુણ ન થાય તો બીજા કોઈ સ્તોત્ર, મંત્ર, યંત્ર વગેરે ઘણાએ અજમાવે તો પણ ફાયદો થવો મુશ્કેલ છે.

આ સ્તોત્રના રચનાર અગર સ્મરણ કરનાર જે સ્થળે ઊભા હોય, અગર કેટલાક સમય સુધી સ્થિત રહ્યા હોય ત્યાં દૈવી દોષ તથા મરકી વગેરેના ઉપદ્રવો થાય નહિ.

દેવાદિ દોષવાળાને તો આ પ્રયોગથી નક્કી સંપૂર્ણ ફાયદો થાય. રોગી માટે એકાંતિક નહિ, આ સર્વ વિધિ પ્રયત્ન સાધ્ય છે.

મિથ્યાત્વી દેવતાઓની પૂજા કરવાથી, પૂજા માટે હિંસા કરવાથી, મિથ્યાત્વીઓનાં સ્તોત્ર ભણવાથી અથવા તેઓના સ્તોત્રના કર્તા આચાર્યની અવજ્ઞા કરવાથી કદાપિ ઉપદ્રવ ઉદ્ભવે તો પણ થોડા સમયમાં નિવૃત્તિ પામે તેવાં થાય, પરંતુ દુઃખથી અટકાવી શકાય અગર દુઃસાધ્ય ઉત્પન્ન થાય નહિ. પાટલી અથવા કાંસાના પાત્ર પર લખી પૂજન કરવાથી શુભ ફળ આપે.

કદાચિત્ કોઈ પણ મનુષ્ય આ સ્તોત્રના મંત્રાક્ષરોને કોઈ પણ રીતે જાણીને તેનો જાપ કરે અને સ્તોત્ર ભણે નહિ તો તેને ધાર્યા પ્રમાણે ફળની પ્રાપ્તિ થાય નહિ અને સ્તોત્રનો જાપ કરવાથી તુરત ગુણ થાય.

આ સ્તોત્ર ગણવાથી અગર સાંભળવાથી શાકિનીથી ઘેરાએલી વ્યક્તિ મૃત્યુ પામે અથવા તેનાથી મુક્ત થાય.

આ દુઃષમા નામના પાંચમા આરાના સમયમાં ગ્રંથિવિકાર જ્વરાદિ અને મરકી વગેરેથી લોકોને દુઃખી જોઈને, ધર્મના આધાર ભૂત શ્રીસંઘના મનુષ્યોની હાની થતી જોઈને ખેદ તથા કરુણા ઉત્પન્ન થવાથી પરમપૂજ્ય પરમગુરુ **શ્રીસોમસુંદરસૂરિની** ચરણ કૃપાથી

સૂરિમંત્રની સાધના કરતાં પ્રસન્ન થએલા સૂરિમંત્રના અધિષ્ઠાયક દેવે આપેલા વરદાનવડે શોભતા **શ્રીમુનિસુંદરસૂરિએ** આ સ્તોત્રની રચના કરી છે.

શ્રી સંઘમાં વ્યાપેલા મરકી વગેરે ઉપદ્રવોના નિવારણ માટે અને સર્વ દેશોમાં રહેલા આરાધક મનુષ્યોનાં મરકી આદિ ઉપદ્રવોનું નિવારણ કરવા માટે પ્રગટ-છે પ્રભાવ જગતમાં જેનો એવા આ '**શાંતિકરસ્તોત્ર**'નો કંઇક આમ્નાય (વિધિ) અમોએ વર્ણવેલ છે, તે કોઈ પણ મિથ્યાત્વીને, અધર્મિજનોને, સદાચાર વગરના માણસોને, શૌચાદિ નિત્યકર્મ નહિ પાળનારાઓને, બાળકોને તેમ જ સ્રીઓને (મંદબુદ્ધિ હોવાને લીધે) આપવો નહિ. કેમકે સદાચાર પાળનારાઓને દરેક રીતે આબાદીને આપનાર આ સ્તોત્ર છે.

**સાધનાઃ**—પર્યુષણપર્વનો અઠ્ઠમ કરી ૧૦૮ વાર સંતિકરં સંપૂર્ણ ગણવું એ સાધના કર્યા પછી જ્યારે જરૂર પડે ત્યારે બીજી અને ત્રીજી ગાથા ૧૦૮ વાર ગણવી, રોગ જ્વરાદિક જાય. આ સ્તોત્ર મહાપ્રાભાવિક છે.



# श्रीतिजयपहुत्त स्तोत्र.

——(०)——

तिजयपहुत्तपयासय–अट्ठमहापाडिहेरजुत्ताणं ।
समयक्खित्तठिआणं, सरेमि चक्कं जिणिंदाणं ॥ १ ॥

[ त्रिजगत्प्रभुत्वप्रकाशकाष्टमहाप्रातिहार्ययुक्तानाम् ।
समयक्षेत्रस्थितानां स्मरामि चक्रं जिनेन्द्राणाम् ॥ ]

અર્થઃ—ત્રણુ જગતના સ્વામીપણાને પ્રકાશ કરનાર આઠ મહાપ્રાતિહાર્ય વડે સહિત તથા સમયક્ષેત્રમાં કહેતાં અઢીદ્વીપમાં રહેલા જિનેશ્વરોના સમૂહનું (યંત્રનું)* હું સ્મરણુ કરૂં છું.

---

* આ યંત્ર કરવાની રીતિ નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| २५ ह | ८० र | क्षि | १५ हुं | ५० ह |
| २० स | ४५ र | प | ३० सुं | ७५ स |
| क्षि | प | ॐ | स्वा | हा |
| ७० ह | ३५ र | स्वा | ६० हु | ५ ह |
| ५५ स | १० र | हा | ६५ सुं | ४० स |

બાજુમાં બતાવ્યા મુજબ પાંચ ઊભા અને પાંચ આડા કોઠા (ખાના) કરવા એટલે કુલ ૨૫ ખાનાં થયાં. તેમાં મધ્યના આડા અને ઊભા પાંચ ખાનામાં પંચ મહાભૂતાત્મક '**क्षि प ॐ स्वा हा**' એ પાચ અક્ષરની મહાવિદ્યા લખવી. (આ પાચ અક્ષરો પૈકી **क्षि** પૃથ્વીબીજ, **प** અપ્બીજ, ॐ અગ્નિબીજ, તેજોબીજ, **स्वा** પવનબીજ અને **हा** શૂન્યબીજ, આકાશબીજ છે) (આ મન્ત્રાક્ષરો સિવાય બીજા મન્ત્ર બીજો જાણવાની ઈચ્છાવાળાઓને મારા તરફથી પ્રસિદ્ધ થએલા '**भैरवपद्मावतीकल्प**' નામના જૈન મન્ત્રશાસ્ત્રના ગ્રન્થમાં છપાએલો 'મન્ત્રાક્ષરોનો બીજકોષ' જોવા મારી નમ્ર વિનંતિ છે). બાકીની ચાર પંક્તિઓ પૈકીની પ્રથમ પક્તિના ચાર આડા ખાનામાં બીજી ગાથામાં બતાવેલા ૨૫–૮૦–૧૫–૫૦ એ ચાર અંકો અનુક્રમે લખવા, બીજી પંક્તિના ચાર આડા ખાનામાં ત્રીજી ગાથામાં બતાવેલા ૨૦–૪૫–૩૦–૭૫ એ ચાર અંકો અનુક્રમે લખવા, ચોથી પંક્તિના ચાર આડા ખાનામાં ચોથી ગાથામાં બતાવેલા ૭૦–૩૫–૬૦–૫ એ ચાર અંકો અનુક્રમે લખવા, તથા પાંચમી પક્તિના ચાર આડા ખાનામાં પાંચમી ગાથામાં બતાવેલા ૫૫–૧૦–૬૫–૪૦ એ ચાર અંકો અનુક્રમે લખવા ત્યાર પછી છઠ્ઠી ગાથામાં બતાવેલા **ह** (દુરિતનાશક સૂર્યબીજ), **र** (દહનકારક અગ્નિબીજ), **हुं** (ભૂતાદિત્રાસક ક્રોધબીજ અને આત્મરક્ષક કવચ) તથા **ह** (સૂર્યબીજે કરીને સંપુટિત) એ ચાર બીજાક્ષરો પહેલી આડી લીટીના અંકોવાળા ચાર ખાનામાં અંકોની નીચે અનુક્રમે મૂકવા. વળી **स** (સૌમ્યતાકારક ચંદ્રબીજ, **र** (દહનકારક અગ્નિબીજ) **सुं** (સર્વ દુરિતને શાત કરનાર શામક), તથા **सः** (ચંદ્રબીજે કરીને સંપુટિત) એ ચાર બીજાક્ષરો બીજી લીટીના અંકોવાળા આડા ચાર ખાનામાં તથા પાંચમી લીટીના અંકોવાળા આડા ચાર ખાનામાં અંકોની નીચે અનુક્રમે મૂકવા છઠ્ઠી ગાથાની શરૂઆતમાં જે 'ॐ' અક્ષર છે તે પચપરમેષ્ટિવાચક છે અને '**ह र हुं ह.**' એ ચાર બીજાક્ષરો વડે અનુક્રમે જયા વિજયા, અજિતા અને અપરાજિતા એ ચાર દેવીઓનાં અનુક્રમે નામ સમજવાં,

હવે સ્તોત્રકાર એકસોને સીત્તેર સમયક્ષેત્રમાં રહેલાં એકસોને સીત્તેર જિનેશ્વરોની સંખ્યાના અંકના પ્રમાણવાળો અને મોટું છે માહાત્મ્ય જેનું એવો મહાયંત્ર છે, તે યંત્ર લખવાનો વિધિ આગળની સાત ગાથાએ કરી દેખાડે છે.

**पणवीसा य असीआ, पनरस पन्नास जिणवरसमूहो ।**
**नासेउ सयलदुरिअं, भविआणं भत्तिजुत्ताणं ॥ २ ॥**

[ पञ्चविंशतिश्च अशीतिः पञ्चदश पञ्चाशत् जिनवरसमूहः ।
नाशयतु सकलदुरितं भव्यानां भक्तियुक्तानाम् ॥ ]

અર્થ:–પચીશ, એંશી, પંદર અને પચાસ એ પ્રમાણે તીર્થંકરોનો સમુદાય ભક્તિવંત ભવ્યજીવોના સકલ પાપનો નાશ કરો.

**वीसा पणयाला विय, तीसा पन्नत्तरी जिणवरिंदा ।**
**गहभूअरक्खसाइणि–घोरुवसग्गं पणासंतु ॥ ३ ॥**

[ विंशतिः पञ्चचत्वारिंशदपि च त्रिंशत्पञ्चसप्ततिः जिनवरेन्द्रा ।
ग्रहभूतराक्षसशाकिनीघोरोपसर्गं प्रणाशयन्तु ॥ ]

અર્થ:—વીશ, પીસ્તાલીશ તથા ત્રીશ અને પંચોતેર એટલા જિનવરેંદ્રો ગ્રહ, ભૂત, રાક્ષસ અને શાકિનીના ઘોર ઉપસર્ગનો વિનાશ કરો.

**सत्तरि पणतीसा विय, सट्ठी पंचेव जिणगणो एसो ।**
**वाहिजलजलणहरिकरि–चोरारिमहाभयं हरउ ॥ ४ ॥**

[ सप्ततिः पञ्चत्रिंशदपि च षष्टिः पञ्चैव जिनगण एषः ।
व्याधिजलज्वलनहरिकरिचोरारिमहाभयं हरतु ॥ ]

અર્થ:—સીત્તેર, પાંત્રીસ, સાઠ અને પાંચ એટલા જિનેશ્વરો વ્યાધિ, જલ અથવા જ્વર, અગ્નિ, સિંહ, હાથી, ચોર અને શત્રુ સંબંધી મહાભયને દૂર કરો.

**पणपन्ना य दसेवय, पन्नट्ठी तह य चेव चालीसा ।**
**रक्खंतु मे सरीरं, देवासुरपणमिआ सिद्धा ॥ ५ ॥**

[ पञ्चपञ्चाशच्च दशैव च पञ्चषष्टिस्तथा च चैव चत्वारिंशत् ।
रक्षन्तु मे शरीरं देवासुरप्रणमताः सिद्धाः ॥ ]

---

આ યંત્રની ચાર ઊભી, ચાર આડી અને બે તીરછી એમ દશ લીટીમાં લખેલા અંકોનો સરવાળો કરતાં દરેકનો સરવાળો ૧૭૦ થાય છે અને સઘળી બાજુની ગણતરી એકસરખી આવે છે, તેથી આ યંત્રનુ ગુણવિશિષ્ટ એવું સર્વતોભદ્ર નામ છે. આ યત્રની ચાર બાજુના પડખાના અંકોવાળા ૧૬ ખાનાઓમાં સાતમી અને આઠમી ગાથામાં બતાવેલી ૧૬ વિદ્યાદેવીઓનાં નામ ૐ ह्रीँ श्रीँ એ ત્રણ બીજાક્ષરો આદિમાં અને અંતમા '**नम**' પદ સહિત લખવા.

અર્થ:—પંચાવન, દશ, પાંસઠ અને ચાલીશ એટલા સિદ્ધ થએલા તીર્થંકરો કે જેઓ દેવો અને અસુરોથી નમસ્કાર કરાએલા છે તેઓ મારા શરીરનું રક્ષણ કરો.

ॐ हरहुंहः सरसुंसः, हरहुंहः तह य चेव सरसुंसः ।
आलिहियनामगब्भं, चक्कं किर सव्वओभद्दं ॥ ६ ॥

[ॐ हरहुंहः सरसुंसः हरहुंहः तथा चैव सरसुंसः ।
आलिखितनामगर्भं चक्रं किल सर्वतोभद्रम् ॥]

અર્થ:-ॐ हरहुंहः અને सरसुंसः તથા વળી ફરીથી हरहुंहः અને सरसुंसः એ પ્રમાણે મન્ત્રના બીજાક્ષર સહિત મધ્યમાં સાધકનું નામ લખેલું છે, જેની અંદર એવો યંત્ર નિશ્ચે સર્વતોભદ્ર છે.

ॐ रोहिणि पन्नत्ति, वज्जसिंखला तहय वज्जअंकुसिआ ।
चक्केसरि नरदत्ता, काली महाकाली तह गोरी ॥ ७ ॥

गंधारि महज्जाला, मानवि वइरुट्ट तहय अच्छुत्ता ।
माणसि महमाणसिआ, विज्जादेवीओ रक्खंतु ॥ ८ ॥

[ॐ रोहिणी प्रज्ञप्तिः वज्रशृङ्खला तथा च वज्राङ्कुशा ।
चक्रेश्वरी नरदत्ता काली महाकाली तथा गौरी ॥
गान्धारी महाज्वाला मानवी वैरोट्या तथा च अच्छुप्ता ।
मानसी महामानसिका विद्यादेव्यो रक्षन्तु ॥]

અર્થ:—ॐ રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશા, ચક્રેશ્વરી, નરદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, મહાજ્વાળા, માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસી અને મહામાનસિકા આ સર્વ વિદ્યાદેવીઓ (મારી) રક્ષા કરો.

पंचदसकम्मभूमिसु, उप्पन्नं सत्तरिं जिणाण सयं ।
विविहरयणाइवन्नो–वसोहिअं हरउ दुरिआइं ॥ ९ ॥

[पञ्चदशकर्मभूमिषु उत्पन्नं सप्ततिः जिनानां शतम् ।
विविधरत्नादिवर्णोपशोभितं हरतु दुरितानि ॥]

અર્થ:-પંદર કર્મભૂમિ (પાંચ ભરતક્ષેત્ર, પાંચ મહાવિદેહક્ષેત્ર અને પાંચ ઐરવતક્ષેત્ર એ પંદર)ને વિષે [શ્રીઅજિતનાથસ્વામીના સમયમાં+] ઉત્પન્ન થએલા વિવિધ રત્નાદિકના વર્ણ વડે શોભિત એવા એકસોને સીત્તેર જિનેશ્વરો [મારા] પાપનું હરણ કરો.

+ શ્રીઅજિતનાથસ્વામીના સમયમાં એકસો સીત્તેર જિનેશ્વરો વિદ્યમાન હતા તેઓની સંખ્યા આ પ્રમાણે જાણવી.—

એક મહાવિદેહ ક્ષેત્રમાં બત્રીશ વિજયો હોવાથી પાચ મહાવિદેહ ક્ષેત્રમાં એકસો સાઠ વિજયો, તેમા

चउतीस अइसयजुआ, अट्ठमहापाडिहेरकयसोहा ।
तित्थयरा गयमोहा, झाएअव्वा पयत्तेणं ॥ १० ॥

[ चतुस्त्रिंदशतिशययुक्ता अष्टमहाप्रातिहार्यकृतशोभाः ।
तीर्थंकरा गतमोहा ध्यातव्याः प्रयत्नेन ॥ ]

અર્થ:—ચોત્રીશ અતિશયે કરીને યુક્ત, અષ્ટ મહાપ્રાતિહાર્યોએ કરીને શોભિત અને નાશ પામ્યો છે મોહ જેઓનો એવા તીર્થંકરો પ્રયત્ન વડે ધ્યાન કરવા યોગ્ય છે.

ॐ वरकणयसंखविद्दुम मरगयघणसंनिहं विगयमोहं ।
सत्तरिसयं जिणाणं, सव्वामरपूइअं वंदे ॥ ११ ॥ स्वाहा ॥

[ ॐ वरकनकशंखविद्रुममरकतघनसन्निभं विगतमोहम् ।
सप्ततिशतं जिनानां सर्वामरपूजितं वन्दे ॥ ]

અર્થ:-શ્રેષ્ઠ સુવર્ણ, શંખ, પરવાળા, નીલમણિ અને મેઘ સરખા વર્ણવાળા અર્થાત્ પાંચે વર્ણવાળા, નાશ પામ્યો છે મોહ જેમનો એવા તથા સર્વ દેવો વડે પૂજિત એવા એકસો સીત્તેર જિનેશ્વરોને હું વંદન કરું છું. અહીયાં શરૂઆતમાં ॐ લખ્યો છે તે પરમેષ્ઠિ વાચક છે અને અંતમાં 'स्वाहा' શબ્દ લખ્યો છે તે દેવોને બળિદાન આપતાં બોલાય છે; એમ સર્વત્ર જાણવું.

ॐ भवणवइवाणवंतर-जोइसवासी विमाणवासी अ ।
जे के वि दुट्ठदेवा, ते सव्वे उवसमंतु ममं ॥ १२ ॥ स्वाहा ॥

[ ॐ भवनपतिवानव्यन्तरज्योतिष्कवासिनो विमानवासिनश्च ।
ये केऽपि दुष्टदेवास्ते सर्वे उपशाम्यन्तु मम ॥ ]

અર્થ:—ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એ ચારે દેવનિકાયને વિષે જે કોઈ દુષ્ટ એટલે (શાસનના) દ્વેષી દેવો હોય તે સર્વે મારા પર ઉપશાંત થાઓ-મને વિઘ્ન ન કરો.

चंदणकप्पूरेणं, फलए लिहिऊण खालिअं पीअं ।
एगंतराइगहभूअ-साइणिमुग्गं पणासेई ॥ १३ ॥

[ चन्दनकर्पूरेण फलके लिखित्वा क्षालितं पीतम् ।
एकान्तरादिग्रहभूतशाकिनीमुद्गं प्रणाशयति ॥ ]

એક એક તીર્થંકર એટલે કુલ એકસો સાઠ, તથા પાંચ ભરતક્ષેત્ર પૈકી એકેક ભરતક્ષેત્રમાં એકેક કુલ મળી પાંચ ભરતક્ષેત્રમાં પાંચ, અને તેવી જ રીતે પાચ ઐરવતક્ષેત્ર પૈકી એકેક ક્ષેત્રમાં એકેક કુલ મળી પાંચ ઐરવતક્ષેત્રમાં પાંચ, કુલ પંદર કર્મક્ષેત્રમાં એકસો સીત્તેર જિનેશ્વરો થાય તે સર્વની સ્તુતિ આ સ્તોત્રમાં કરવામાં આવેલી છે.

અર્થ:-ચંદન અને કપૂરવડે પાટીયા પર આ યંત્ર લખી તેને (જળવડે) ધોઈને પીધો હોય તો તે એકાંતર વગેરે જ્વર, ગ્રહ, ભૂત, શાકિની અને મોગકના આવેશનો નાશ કરે છે. [ મતાંતરે કાંસાની થાળીમાં કપૂર, ગોરોચંદન, કેસર, ચંદન, કસ્તુરી વગેરેનો કર્દમ કરી સાત વખત લેપન કરવું, તે લેપન કરેલી થાળીને છાયામાં સૂકવી તેનાપર ( સોનાની લેખનવડે) યંત્ર લખીને પુષ્પ ધૂપાદિકવડે પૂજન કરીને ન્હવણનું જલ પીવાથી રોગ નાશ પામે છે ].

इअ सत्तरिसयजंतं, सम्मं मंतं दुवारि पडिलिहिअं ।
दुरिआरिविजयवंतं, निब्भंतं निच्चमच्चेह ॥ १४ ॥

[ इति सप्ततिशतयन्त्रं सम्यग्मन्त्रं द्वारि प्रतिलिखितम् ।
दुरितारिविजयवन्तं निर्भ्रान्तं नित्यमर्चयेत ॥ ]

અર્થ:—આ પ્રમાણે સમ્યક્ મંત્રરૂપ એકસો સીત્તેર જિનેશ્વરોનો યંત્ર દ્વારને વિષે લખ્યો હોય તો તે કષ્ટ અને શત્રુનો વિનાશ કરે છે, તેથી [ હે ભવ્યજીવો ! ] સંદેહ રહિતપણે તમે તેની નિરંતર પૂજા કરો. [ મતાંતરે રૂપાના પતરામાં અથવા ત્રાંબાના પતરામાં લખીને આ યંત્રનું હમેશાં પૂજન કરવું અને જ્યારે કાર્ય પડે ત્યારે આ યંત્રનું શુદ્ધ જલે કરીને પ્રક્ષાલન કરવું અને તે પ્રક્ષાલિત કરેલા જલનું પાન કરવું. ]

---

# તિજયપહુત્ત ( સત્તરિસય ) સ્તોત્રામ્નાય

**ચિત્ર. ૧૨૨—तिजयपहुत्तप्रथमयंत्रविधिः—**

स्तोत्रं

पणमिय सिरिसंतिजिणं थुणामि पक्केहिं अरिहसत्तरिसयं ।
परमिट्ठिकुट्ठेसुं आगमविहि सव्वओभद्दं ॥ १ ॥

तेयाला चउवीसा तीसा छत्तीस सत्ततीसा य ।
कम्मवणदहणनिउणा जिणवसहा दिंतु मम सिद्धिं ॥ २ ॥

पणतीसा इगताला बायाला तिविस ईगुणतीसा य ।
कल्लाणपंचकलिया संघस्स कुणतु कल्लाणं ॥ ३ ॥

बावीसा अट्ठवीसा चउतीसा दुगुणवीस छायाला ।
सिहि अहि वाहि अहिअ हिय दुट्ठहिय मोहजोहहरा ॥ ४ ॥

गुणयाला पणयाला छव्वीसा सत्तवीस तित्तीसा ।
जरमरणरोगरहिया मंगलं दिंतु मे (मम सिद्धिं) ॥ ५ ॥

इगतीसा बत्तीसाट्ठतीस चउचत्त पणवीसा ।
वंतरभूयपिसाया रक्खसमुहरक्खगा हुंतु ॥ ६ ॥

इय विहिणा सत्तरिसयं पडिलेहिअ जो थुणेइ अच्चेई ।
तस्स नय हवइ विग्घं सिग्घं सिद्धिं समेइ य ॥ ७ ॥

सिरि नण्णसूरि पणयं सत्तरीसय जिणवराणं भत्तीइ ।
भवियाण कुणउ संतिं रिद्धिवुद्धिं धिइकित्तिं ॥ ८ ॥

—इति सत्तरिसयं यन्त्रस्तवं-इति प्रथम यन्त्रविधिः ॥१॥

**ભાવાર્થ:**—શ્રીશાંતિનાથપ્રભુને નમસ્કાર કરીને પરમેષ્ઠિકોષ્ટકમાં આગમવિધિ પ્રમાણે સર્વતોભદ્ર નામના યંત્રથી ૧૭૦ અરિહંતોને સ્તવું છું. (૧) ૪૩, ૨૪, ૩૦, ૩૬, અને ૩૭ એ કર્મવનને દહન કરવામાં નિપુણ એવા જિનેશ્વરો મને સિદ્ધિ આપો. (૨) ૩૫, ૪૧, ૪૨, ૨૩, અને ૨૯ એ પંચકલ્યાણકથી યુક્ત જિનેશ્વરો સંઘનું કલ્યાણ કરો (૩). ૨૨, ૨૮, ૩૪, ૪૦, અને ૪૬ એ જિનેશ્વરો અગ્નિ, સર્પ, વ્યાધિ, શત્રુ, રાજા અને મોહરાજાના દુષ્ટ એવા મહાજોદ્ધાઓને હરો. (૪) ૩૯, ૪૫, ૨૬, ૨૭, અને ૩૩ એ જરા, મરણ અને રોગથી રહિત તીર્થંકરો મને મંગળ અને સિદ્ધિ આપો. (૫) ૩૧, ૩૨, ૩૮, ૪૪ અને ૨૫ એ તીર્થંકરો વ્યંતર, ભૂત, પિશાચ અને રાક્ષસ પ્રમુખથી રક્ષણ કરનારા થાઓ. (૬) આ વિધિ પ્રમાણે ૧૭૦ યંત્ર વસ્ત્રપર લખી જે પુરુષ સ્તવે અને પૂજે તેને કોઈ વિઘ્ન થાય નહિ અને તરત સિદ્ધિ થાય. (૭) શ્રી **નન્નસૂરિથી** નમસ્કૃત

આ ૧૭૦ જિનેશ્વરો ભક્તિ કરનાર ભવિકોને શાંતિ, ઋદ્ધિ, બુદ્ધિ, ધૃતિ અને કીર્તિ આપો. (૮)

ચિત્ર. ૧૨૩—द्वितीययन्त्रविधिः ॥ स्तोत्रं ॥

आनंदोल्लासनमत्त्रिदशपतिशिरः प्रसूनपूज्यपदं ।
जिनसप्ततिशतमानम्य वच्मि तस्यैव संस्तवनम् ॥ १ ॥
जंबूद्वीपे भरतैरावतयोरेकमेकमभिनौमि ।
तत् द्वात्रिंशद्विजयेष्वेकैकं जिनवरं वन्दे ॥ २ ॥
धातकिखंडद्वीपे द्विगुणैर्भरतद्विके जिनद्वितयं ।
ऐरावते जिनयुगलममलमभिनौमि सद्भक्त्या ॥ ३ ॥
वन्दे महाविदेहे जिनाँश्चतुःषष्टिविजयसंभविनः ।
केवलकिरणोद्योतितजगत्त्रया (ध्वस्त संतमसान् ॥ ४ ॥
श्रीपुष्करार्धनाम्नि च तावत एव प्रमाणतः प्रयतः ।
परमेष्ठिनः समभिष्टौमि नष्टकर्माष्टविद्वेष्यान् ॥ ५ ॥

वरकनकशंखविद्रुममरकतघनसन्निभं विगतमोहं ।
सप्ततिशत जिनानां सर्वामरपूजितं वन्दे ॥ ६ ॥
दवदहनं भूभृदम्भस्तस्करविद्युत्फणीभविस्फोटम ।
हरिमारिबन्धनभयं तत्कालं संस्मृतं हरति ॥ ७ ॥
यो यंत्रस्थं ध्यायति सप्ततिशतमर्हतां पुलकिताङ्गः ।
न भवंति रुजो नश्यंति वारयस्तस्य सर्वेऽपि ॥ ८ ॥
द्वौ सप्त सप्तसप्ततिरशीतिरथ संयुता चतुर्भिश्च ।
एकाशीतिरशीतिः षट् च त्रयोऽष्टौ तथैकः स्यात् ॥ ९ ॥
ध्यधिकाशीतिः सप्ततिरष्टयुक्ताऽशीतिरेकयोना च ।
द्व्यशीतिश्चत्वारः पंच च यंत्रे विधिर्ज्ञेयः ॥ १० ॥
क्षितिपतिमतिसंरुद्धं जपितं बीजाक्षरैः प्रसाधयति ।
हरहुंहः सरसुंसः ॐ क्लीं ह्रीं हुँ फट् स्वाहा ॥ ११ ॥
घनसारचंदनद्रव्यैर्लिखितं पात्रे पयः प्रपीतं च ।
विस्फोटनाशनं खलु कुर्यात् द्वारे तथा न्यस्तम् ॥ १२ ॥
पापमलं दहति भृशं हृत्पंकजकोटरे तथा ध्यातम् ।
त्रिभुवनमपि वशमानयति यंत्रमेतत् प्रपूजयतः ॥ १३ ॥
षोडशकोष्ठगतं यः सबीजमेतत् करेऽनिशं दध्यात् ।
तस्य करस्था पुंसः कल्याणपरंपरा सकला ॥ १४ ॥
इति सप्ततिशतजिनपतिसंस्तवनं ये प्रपठ्य पटुमतयः ।
ध्यायति मनसि तेषां तु हरिभद्रं पदं सुचिरम् ॥ १५ ॥

—इति सप्ततिशतं यन्त्रविधिः-द्वितीययंत्रस्तोत्रं ॥

**ભાવાર્થ**:– આનંદના ઉલ્લાસપૂર્વક નમસ્કાર કરતા ઇંદ્રોના મસ્તક ઉપર રહેલાં પુષ્પો વડે પૂજાએલા છે ચરણો જેમના એવા ૧૭૦ જિનેશ્વરોને નમસ્કાર કરીને તેઓનું જ સ્તવન રચું છું. ૧. જંબુદ્વીપના એક ભરત અને ઐરાવતક્ષેત્રમાં એકેક તથા મહાવિદેહ-ક્ષેત્રની ૩૨ વિજય છે તે દરેકમાં એકેક, આ પ્રમાણે ૩૪ જિનેશ્વરોને વંદન કરૂં છું. ૨. જંબુદ્વીપના કરતાં ધાતકીખંડનું પ્રમાણ બમણું હોવાને લીધે તેમાં રહેલા બે ભરત અને બે ઐરવતક્ષેત્રમાં બે બે, એ પ્રમાણે ૪ જિનવરોને ભક્તિપૂર્વક નમસ્કાર હો. ૩. ધાત-કીખંડમાં બે મહાવિદેહક્ષેત્રો હોવાથી તેની ૬૪ વિજયોમાં ઉત્પન્ન થએલા, અને કેવલજ્ઞાનથી પ્રકાશિત કરેલા ત્રણે જગતના અજ્ઞાનરૂપી અંધકારને તેમજ ગાઢ પાપનો નાશ કરનારા જિનેશ્વર દેવોને નમસ્કાર–વંદન હો. ૪. પુષ્કરાર્ધક્ષેત્રમાં પણ પ્રમાણમાં તેટલા જ (ધાત-કીખંડના સમાન જ) અષ્ટકર્મરૂપ શત્રુઓનો નાશ કરનારા જિનેંદ્રોને સ્તવું છું. ૫. શ્રેષ્ઠ સુવર્ણ (પીતવર્ણ), શંખ (શ્વેતવર્ણ), પરવાળા (રક્તવર્ણ), મરકત મણિ (નીલા), વર્ષાદથી પૂર્ણ વાદળાં જેવા (શ્યામ) વર્ણવાળા, મોહ રહિત અને સર્વ દેવતાઓથી પૂજિત ૧૭૦ જિનેશ્વરોને વંદન કરૂં છું. ૬. દાવાનલ, રાજ, પાણી, ચોર, વીજળી, સર્પ, હાથી, વિસ્ફોટક, સિંહ, મારી (મરકી) અને બંધન વગેરે ભયો (જેઓના) સ્મરણ માત્રથી તત્કાલ નષ્ટપણાને પામે છે. ૭. આ યંત્રમાં રહેલા ૧૭૦ જિનેશ્વરદેવોનું આનંદથી પુલકિત દેહવાળો થઈને જે મનુષ્ય ધ્યાન કરે છે તેને કોઈ પણ પ્રકારના રોગ થતા નથી અને (તેના) સર્વે પ્રકારના શત્રુઓ નાશ પામે છે. ૮. આ સ્તોત્રમાં યંત્રનું સ્વરૂપ આ પ્રમાણે જણાવેલું છેઃ—૨, ૭, ૭૭, ૮૪ (પ્રથમ લીટીમાં), ૮૧, ૮૦, ૬, ૩, (બીજી લીટીમાં), ૮, ૧, ૮૩, ૭૮ (ત્રીજી લીટીમાં), અને ૭૯, ૮૨, ૪, ૫ (ચોથી લીટીમાં) આ પ્રમાણે યંત્ર ભરવાનો વિધિ જાણવો. ૯–૧૦. हरहुंहः सरसुंसः ॐ क्लीं ह्रीं हुं फट् स्वाहा આ બીજાક્ષરોથી જાપ કરતાં અત્યંત ક્રોધિત થએલો રાજા પણ પ્રસન્ન થાય છે. ૧૧. કેસર, ચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી કોઈ પાત્રમાં લખી તે પાણી પાવામાં આવે અગર દરવાજા ઉપર લખે તો વિસ્ફોટકનો નાશ કરે. ૧૨. આ યંત્રનું હૃદયકમળમાં ધ્યાન ધરવાથી પાપરૂપી મળને બાળી નાંખે છે અને પૂજન કરતાં ત્રણે લોકને વશ કરે છે. ૧૩. ૧૬ સોળ કોષ્ટકમાં દર્શાવેલ બીજાક્ષર સહિત આ યંત્રને જે માણસ હાથમાં ધારણ કરે છે તેને સર્વ કલ્યાણની પરંપરા પ્રાપ્ત થાય છે. ૧૪. આ ૧૭૦ જિનેશ્વરોનું સ્તવન જે મનુષ્ય નિર્મલ બુદ્ધિપૂર્વક મનમાં ધ્યાવે છે તે દીર્ઘકાલીન સુખથી મનોહર (મોક્ષ) સ્થાન મેળવે છે. ૧૫

ચિત્ર. ૧૨૪—तृतीययंत्रविधि । यंत्रं प्रथममेव ॥

पुष्पदर्शनानंतरं वृहत् सप्ततिशत यंत्रं श्रीपर्णपट्टे चंदनकर्पूरेण जातिलेखिन्या पवित्रांगो मंत्री विलिख्य एकभक्तेन ब्रह्मचर्येण भूमीशयनादि दिनत्रयं श्वेतसुरभिपुष्पै तद्गृहे गत्वा अष्टोत्तरसहस्रजापं प्रतिदिनं त्रिकालं अष्टप्रकारीपूजां कृत्वा ॐ वरकनकशंख० १

अनेन गाथामंत्रेण जापो देयात्, जापे समाप्ते तृतीयदिने रात्रौ पाश्चात्य घटीका ४ समये सा स्त्री गुप्तगृहे स्नानं कार्यते सा स्त्री कृतस्नानां मुक्तकेशां नीरावरणीं ऊर्ध्वीकृत्वा सोपि भर्त्ता एकवर्णीगोदुग्धमानयेत् तत्र स्नानगृहे नीत्वा स्वयभार्यास्मपत्तः संध्यासावद्दिग् रूप्य-मयं यंत्रं प्रक्षाल्य कच्चोलके प्रक्षाल्य पल १ प्रमाणं दुग्धं पूर्वाभिमुखीभूय उध्वैं पिबति ततो मुखशुद्धिः तांबूलादि गृहीत्वा पवित्रं अद्भूतं शृंगारं कृत्वा अन्यमुखं नावलोकयंती देवालयं गत्वा देवानां देवान् गोत्रदेवतां दीप धूपं पूजयित्वा तत्र मंत्रिणं गुरु नमस्कृत्य आशिर्वादं गृहीत्वा तत्र गुरुणा रक्षां कारयेत ॐ भवण० एतद्गाथया रक्षा कार्या । सा स्त्री देवगुरुपुरो वांछितं याचयित्वा पश्चात् सूर्योदये शयनगृहे प्रविशति तत्रैव स्वेच्छायां संभोगो कार्यः । तानि त्रीणि अपि दिनानि ते (ताभ्यां) दंपतीभ्यां अमृताहारो विधेयः । तस्याः पुत्रप्राप्तिः । सर्वदोषा वातपित्तकफोद्भवाः रोगाश्च प्रशाम्यन्ति ।

—इति तृतीययंत्रविधिः-संततिफलप्रदं समाप्तं सत्यमिदं निःसंदेहः ॥श्री॥

॥ॐ वरकणय शंख विद्रुम मरकत॥

॥सर्वामर पूजितं वंदे स्वाहा॥

| | | | |
|---|---|---|---|
| ह २ | र ७ | ७७ ॐ | ह ८६ |
| स ८१ | र ८० दे | ६ सं ९ | सः ३ |
| ८ ॐ | १ क्षीं द | ८३ क्षीं न | ७८ ॐ |
| ७९ फु | ८२ दू | स्वा ६ | हा ५ |

ચિત્ર ૧૨૩ તિજયપહુત્ત યંત્ર ૨ પૃષ્ઠ ૩૦૫

ભાવાર્થ:—સ્ત્રીને રજોદર્શન થયા બાદ શ્રીપર્ણના પાટલા ઉપર ચંદન, કર્પૂરના મિશ્રણથી જાઈની કલમથી બૃહત્ સપ્તતિશત યંત્ર લખી પવિત્ર અંગવાળો મંત્રી (મંત્રવાદી) તેને ઘેર જઈ ઉપવાસ, બ્રહ્મચર્ય; ભૂમિશયનાદિ પૂર્વક ત્રણ દિવસ સુધી શ્વેત સુગંધી પુષ્પથી હરહમેશ ૧૦૦૮ જાપ કરે, ત્રિકાળ અષ્ટપ્રકારી પૂજા કરે, પછી ॐ वरकनकशंख०

આ ગાથાના મંત્રનો જાપ કરે, જાપ સમાપ્ત કરી ત્રીજે દિવસે રાત્રે, રાતની પાછળની ચાર ઘડી બાકી રહે તે સમયે તે સ્ત્રીને ગુપ્તગૃહે (કોઈ દેખી ન શકે તેવી જગ્યાએ) સ્નાન કરાવી, છુટા કેશે કંઈ પણ આચ્છાદન વગર (નગ્નાવસ્થામાં) ઊભી રાખી તેના પતિ પાસે એકવર્ણી ગાયનું દૂધ મંગાવી તેનાથી તે રૂપ્યમય યંત્રને પખાલીને વાટકીમાં ૧ પલ પ્રમાણ દૂધ પૂર્વ દિશા સન્મુખ ઊભી રાખીને પીવડાવવું. પછી મુખ વગેરે શુદ્ધ કરી તાંબૂલાદિ (પાન વગેરે) લઈ બીજા કોઇનું પણ મુખ જોયા વગર શ્રેષ્ઠ શૃંગાર કરી (વસ્ત્રાભૂષણ પહેરી) જિનમંદિરમાં જઈ જિનેશ્વરદેવ તેમ જ ગોત્રદેવતાની ધૂપ, દીપ આદિથી પૂજા કરી, મંત્ર આપનાર ગુરુ વગેરેને વંદન–નમસ્કાર કરી આશીર્વાદ મેળવી ગુરુ પાસે [ તે સ્ત્રીએ ] રક્ષા કરાવવી. [ ગુરુ] ॐ भवणवइ० આ ગાથાથી રક્ષા કરે. પછી સ્ત્રી ગુરુ પાસે વાંછિતની યાચના કરે ત્યાર પછી સૂર્યોદય સમયે શયનગૃહમાં પ્રવેશ કરે અને ત્યાં (પોતાના પતિ સાથે) સ્વેચ્છાપૂર્વક સંભોગાદિકમાં પ્રવૃત્ત થાય. તે ત્રણે દિવસ પતિ–પત્નિએ અમૃતાહાર (દુધ, સાકર, ઘી અને ઘઉં વગેરે સાત્વિક આહાર) કરવો પુત્ર પ્રાપ્તિ થાય. દેવ, ક્ષેત્રપાળ વગેરેના સર્વ દોષ તથા વાત, પિત્ત, કફાદિકથી ઉદ્ભવેલા તમામ રોગો શાંત થાય, સંતતિ પ્રાપ્ત થાય. આ ત્રીજો યંત્ર સત્ય છે. સંદેહ નથી.

**ચિત્ર ૧૨૫—चतुर्थयंत्रविधिर्लिख्यते ।**

**ॐ मंजुग्वं मंजुघोषं हन हन दह दह पच पच मथ मथ क्रीड क्रीड प्रस्कंद प्रस्कंद विध्वंसय विध्वंसय सर्वदोषान् विनाशय विनाशय सर्वभूतान् विमर्दय विमर्दय हूं त्रिलोकाधिपतये हूं फट् स्वाहा ।**

**सप्ततिशतयंत्र सर्वदोषाणां नाशनं जिनमातृनामसहितं श्वेतद्रव्यैर्लिख्यते श्वेतपुष्पैः प्रपूज्यते मंत्रो जप्यते सर्वदोषनाशन ।—चतुर्थयंत्रविधिः समाप्तः ॥**

**ભાવાર્થ**:—૧૭૦ નો યંત્ર જિનેશ્વરદેવોની માતાઓનાં નામ સહિત શ્વેતદ્રવ્યથી લખી શ્વેતપુષ્પથી પૂજિને મંત્ર જપિએ તો સર્વ દોષનો નાશ થાય.

**ચિત્ર ૧૨૬—पंचमं यंत्रं लिखित्वा गृहे पूज्यते शांतिर्भवति । सत्यं निःसंदेहः ॥**

**ભાવાર્થ**:—આ યંત્ર લખી ઘરે પૂજિએ તો શાંતિ થાય. સત્ય છે; એમાં સંદેહ રાખવા જેવું નથી.

**ચિત્ર ૧૨૭—**

**सत्तरिसयं जिणाणं षोडश विद्यादेव्यः बीजाक्षरसमन्विता मूलमंत्रेण सत्तरिसयं जापः पुष्प १७० सुगंधि पुष्पैः षोडशदेव्याः पुष्प १६ हरहुँहः पुष्प १६ क्षिप ॐ स्वाहा पुष्प ५ मध्ये पुष्प ६ बीजाक्षर ह्मल्र्व्यूं क्षों पुष्प ३ चतुष्कोणे यक्ष ४ पुष्प अंबिकाशासनदेवी पुष्प २ ॐ ह्राँ ह्रीं ह्रूँ ह्रौं ह्रः पुष्प ६ एवं पुष्प २१८ भूर्जपत्रेषु वा पट्ट लिखित्वा पूजनीयं गृहे**

संपदः सर्वाः करोति । कुङ्कुमकर्पूरकस्तुरीकाद्याः सुगन्धिद्रव्यैर्लिख्यते मध्ये फलं प्रयोज्यं सफलो भवति ।—इति षष्ठ सप्ततिशतं यंत्रं । रक्षायंत्रं । सत्यं ॥

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ॐ सिद्धार्थायै नमः | ॐ मरुदेव्यै नमः | ॐ विजयायै नमः | ॐ सेनायै नमः | ॐ लक्ष्मणायै नमः | ॐ सुमंगलायै नमः | ॐ सुसीमायै नमः |
| ॐ रामायै नमः | [illegible] | [illegible] | ह्रिं | [illegible] | [illegible] | ॐ [illegible] नमः |
| ॐ [illegible] नमः | [illegible] | [illegible] | प | [illegible] | [illegible] | ॐ [illegible] नमः |
| ॐ [illegible] नमः | ह्रिं | प | ॐ देवदत्त श्री | स्वा | हा | ॐ रामायै नमः |
| ॐ [illegible] नमः | [illegible] | [illegible] | स्वा | [illegible] | [illegible] | ॐ नंदायै नमः |
| ॐ [illegible] नमः | [illegible] | [illegible] | हा | [illegible] | [illegible] | ॐ विष्णुदे(?)यै नमः |
| ॐ देव्यै नमः | ॐ श्री देव्यै नमः | ॐ अचिरायै नमः | ॐ सुव्रतायै नमः | ॐ सुयशायै नमः | ॐ श्यामायै नमः | ॐ जयायै नमः |

ચિત્ર ૧૨૫ તિજયપહુત્ત યંત્ર ૪ પૃષ્ઠ ૩૦૭

ભાવાર્થ:—૧૬ વિદ્યાદેવી અને બીજાક્ષર યુક્ત ૧૭૦ નો યંત્ર ભોજપત્ર અથવા પાટલા ઉપર, કંકુ, કપૂર અને કસ્તુરી વગેરે સુગંધી દ્રવ્યોથી લખવો. પછી મૂળ મંત્રથી ૧૭૦ જિનેશ્વરો ૧૭૦ પુષ્પથી, ૧૬ વિદ્યાદેવીઓ ૧૬ પુષ્પથી, હરહુંહઃ ૧૬ પુષ્પથી, क्षिपं ॐ स्वाहा ૫ પુષ્પથી, મધ્યપ્રદેશ ૬ પુષ્પથી, બીજાક્ષર ह्म्ल्व्र्यूं क्षौं પુષ્પ ૩, ચારખુણે યક્ષ ૪ પુષ્પ ૪ થી, અંબિકા શાસનદેવી ૨ પુષ્પથી, ॐ ह्रीं ह्रीं हूँ ह्रौं हः ૬ પુષ્પથી, આ પ્રમાણે ૨૨૮ પુષ્પથી હરહમેશ [યંત્રની] પૂજા કરે તો સર્વ સંપદાની પ્રાપ્તિ થાય. સફળ થાય. આ રક્ષા યંત્ર છે.

ચિત્ર ૧૨૮—

गोरोचनादिना लिखित्वा कट्यां बध्यते सर्वज्वरग्रहपिशाचादिशाकिन्यादिदोष नाशयति । स्थाले लिखित्वा पिबेत् शीतलिकां नाशयति ।

ચિત્ર ૧૨૭ તિજયપહુત્ત યંત્ર ૬ પૃષ્ઠ ૩૦૮

**ભાવાર્થ**:—ગોરૂચંદનાદિ સુગંધી દ્રવ્યથી લખી કમ્મરે બાંધવામાં આવે તો સર્વ પ્રકારના તાવ, ગ્રહ, પિશાચ, શાકિની આદિના દોષ ટળે, થાળીમાં લખી પીવાથી શીતળા [રોગ]નો ઉપદ્રવ શાંત થાય.

**ચિત્ર ૧૨૯—सत्तरिसयं यंत्र सर्वकार्येषु सुख उपजीयवं ॥**

**ભાવાર્થ**:—આ ૧૭૦ ના યંત્રથી સર્વ કાર્યમાં સુખ ઉપજે.

**ચિત્ર ૧૩૦—**

इदं सप्ततिशतं यंत्रं प्रधानचंदनेन स्थाल्यां लिखित्वा जातिलेखिन्या अष्टोत्तरशतं पुष्पैः संपूज्य ततः स्थालीं प्रक्षाल्य पानीयं सप्तदिनानि पिबेत् सर्वदोषा यांति तं संहरति। पट्टे भक्त्या पुष्पादिभिः संपूज्यः सकलदूषितोपद्रवं राज्यादिभयं च प्रशमयति सर्वजनानुरागं च करोति । नवमं यंत्रविधिः संपूर्णः ॥




ચિત્ર ૧૨૮ તિજયપહુત્ત યંત્ર ૭ પૃષ્ઠ ૩૦૯

ભાવાર્થ:—આ ૧૭૦ નો યંત્ર ઉત્તમ ચંદનવડે જાઇની કલમથી થાળીમાં લખી ૧૦૮ પુષ્પથી પૂજિ તે થાળી પખાલીને પાણી ૭ સાત દિવસ સુધી પીવાથી સર્વ દોષોનો નાશ થાય. પાટલા ઉપર લખી ભક્તિપૂર્વક પુષ્પાદિથી પૂજન કરવાથી સર્વ પ્રકારના દુષ્ટ ઉપદ્રવો, રાજ્ય વગેરેના ભયની શાંતિ કરે, [અને] સર્વ લોકને અનુરાગી બનાવે.

**ચિત્ર ૧૩૧—यंत्रमिदं गृहे चतसृषु भित्तिषु लिखेत् सर्वचौरभयं हरति ।**

ભાવાર્થ:—આ યંત્ર ઘેર ચારે દિશાની ભિંતે લખવાથી ચોરના ભયનું નિવારણ કરે છે.

**ચિત્ર ૧૩૨—**

पणवीसा य असिआ पनरस पन्नास जिणवर समूहो ।
नासेउ सयलदुरिअं भवियाणं भत्तिजुत्ताणं ॥ १ ॥
वीसा पणयाला विय तीसा पन्नत्तरी जिणवरिंदा ।
कम्मरयविप्पमुक्का झायह एए पयत्तेणं ॥ २ ॥
सत्तरि पणतीसा वि य सट्ठी पंचेव जिणगणो एसो ।
जो झायइ पहट्ठो सो मुच्चइ सयलदुरिएहिं ॥ ३ ॥

पणपन्ना य दसेव य पन्नट्ठी तह य चेव चालीसा ।
अक्कोहे य तित्थयरा सोलस कुट्ठेहिं झाएह ॥ ४ ॥
पंचदसकम्मभूमिसु उप्पन्नं सत्तरि जिणाण सयं ।
विविहरयणाइवन्नो-वसोहिअं हरउ दुरियाइं ॥ ५ ॥
कम्मयखित्तुप्पन्ने तित्थयरे लोगसामिणो इहई ।
तिविहंमि उ कालजुए सव्वं तिविहेण वंदामि ॥ ६ ॥
काऊणं सुहं ज्झाणं देवगुरूपूयणं सुहमुहुत्तेणं ।
कुङ्कुमरोयणकप्पूरेण य लिह चक्कं तु ॥ ७ ॥
न य पहवंति पिसाया साइणि नहु चोरगाइ दुट्ठवेयाला ।
अन्नेय दुट्ठसत्ता पयाए धरिज्जमाणीय ॥ ८ ॥

**ભાવાર્થ:**—૨૫, ૮૦, ૧૫ અને ૫૦ જિનેશ્વરોનો સમૂહ ભક્તિ યુક્ત જનોના સર્વ પાપનો નાશ કરો. ૧. ૨૦, ૪૫, ૩૦ અને ૭૫ એ કર્મરજથી મુક્ત થએલા જિનેશ્વર દેવોનું પ્રયત્નપૂર્વક ધ્યાન કરીએ. ૨. ૭૦, ૩૫, ૬૦ અને ૫ એ જિન સમૂહનું જે મનુષ્ય હર્ષપૂર્વક ધ્યાન કરે છે તે [મનુષ્ય] સર્વ પાપથી મુક્ત થાય છે. ૩. ૫૫, ૧૦, ૬૫ અને ૪૦ એ ક્રોધ રહિત જિનેશ્વરોનું ૧૬ ખાનામાં ધ્યાન કરવું. ૪. પંદર કર્મભૂમિમાં (૫ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહમાં) ઉત્પન્ન થએલા અને વિવિધ રત્નોના જેવા વર્ણથી શોભિત [શરીરવાળા] ૧૭૦ જિનેશ્વરો [ધ્યાન ધરનારના] પાપનો નાશ કરો. ૫. કર્મભૂમિના ક્ષેત્રોને વિષે ઉત્પન્ન થએલા લોકના નાયક એવા ત્રણે (અતીત, અનાગત અને વર્તમાન) કાળના તીર્થંકરોને ત્રિવિધે (મન, વચન અને કાયાયે) વંદન કરૂં છું. ૬. શુભ ધ્યાન ધરીને તથા દેવ ગુરુનું પૂજન કરીને શુભમુહૂર્તે કેસર, ગોરોચન તથા કપૂરથી ચક્ર લખીયે. ૭. આ યંત્ર ધારણ કરવાથી (પાસે રાખવાથી) પિશાચ, શાકિની, ચોર વગેરે, દુષ્ટ વૈતાલ તથા અન્ય કોઈ દુષ્ટ પ્રાણી પરાભવ કરી શકે નહિ. ૮

**ચિત્ર ૧૩૩-૧૩૪—**

तिजयपहुत्तपयासय अट्ठमहापाडिहेरकयसोहं ।
समयक्खित्तठिआणं सरेमि चक्कं जिणिंदाणं ॥ १ ॥
सत्तरिसयमुक्कोसं समरे विस दस वा समयखित्ते ।
चऊतीस पढमं दीवे णं अंतरदीवेसु ते दुगुणा ॥ २ ॥
पणवीसा य असीआ पनरस पन्नास जिणवरसमूहो ।
नासेउ सयलदुरिअं भविआणं भत्तिजुत्ताणं ॥ ३ ॥
वीसा पणयाला विय तीसा पन्नत्तरी जिणवरिंदा ।
गहभूअरक्खसाइणि—घोरुवसग्गं पणासंतु ॥ ४ ॥

सत्तरि पणतीसा वि य सट्ठी पंचेव जिणगणो एसो ।
वाहिजलजलणहरिकरि—चोरारिमहाभयं हरउ ॥ ५ ॥

पणपन्ना य दसेव य पन्नट्ठी तह य चेव चालीसा ।
रक्खंतु मे सरीरं देवा सुरपणमिआ सिद्धा ॥ ६ ॥

ॐ हरहुंहः सरसुंसः हरहुंहः तहय चेव सरसुंसः ।
आलिहियनामगब्भं चक्कं किर सव्वओभद्दं ॥ ७ ॥

ॐ रोहिणि पन्नत्ति वज्जसिखला तहय वज्जअंकुसिआ ।
चक्केसरि नरदत्ता कालि महाकालि तह गोरी ॥ ८ ॥

गंधारि महजाला माणवि वइरुट्ट तह य अच्छुत्ता ।
माणसि महमाणसिआ विज्जादेवीओ रक्खतु ॥ ९ ॥

पंचदसकम्मभूमिसु उप्पन्नं सत्तरिं जिणाण सयं ।
विविहरयणाइवन्नो-वसोहिअं हरउ दुरिआइं ॥ १० ॥

चउतीस अइसयजुआ अट्ठमहापाडिहेरकयसोहा ।
तित्थयरा गयमोहा झाएअव्वा पयत्तेणं ॥ ११ ॥

ॐ वरकणयसंखविद्‌दुम-मरगयघणसन्निहं विगयमोहं ।
सत्तरिसयं जिणाणं सव्वामरपूइअं वंदे ॥१२॥ स्वाहा ॥

अ ंव य अट्ठसयं अट्ठसहस्सं च अट्ठकोडीओ ।
रक्खंतु मे सरीरं देवासुरपणमिआ सिद्धा ॥ १३ ॥

ॐ भवणवइवाणंतर-जोइसवासी विमाणवासी अ ।
जे के वि दुट्ठदेवा ते सव्वे उवसमंतु ममं ॥ १४ ॥ स्वाहा ॥

चंदणकप्पूरेणं फलए लिहिऊण खालिअं पीअं ।
एगंतराइगहभूअ-साइणिमुग्गं पणासेई ॥ १५ ॥

इअ सत्तरिसयजंतं सम्मं मंतं दुवारि पडिलिहिअं ।
दुरिआरिविजयवंतं निब्भंत निच्चमच्चेह ॥ १६ ॥

—इति सप्ततिशतं यंत्रस्तोत्रं समाप्तं ॥

**ભાવાર્થ:**—ત્રણ જગતના સ્વામીપણાને પ્રકાશ કરનાર અષ્ટ મહાપ્રતિહાર્યવડે કરીને સુશોભિત, સમયક્ષેત્રમાં એટલે અઢીદ્વીપમાં રહેલા જિનેશ્વરોના સમૂહને હું સ્મરૂં–સ્મરણ કરૂં છું. ૧. આ મનુષ્ય ક્ષેત્રમાં ઉત્કૃષ્ટથી ૧૭૦ તીર્થંકરો અને જઘન્યથી ૨૦ અથવા મતાન્તરે ૧૦ તીર્થંકરો હોય છે તેમનું ધ્યાન કરવું જોઈએ. તેમાં ૩૪ પહેલા જંબૂદ્વીપમાં અને ત્યાર પછીના ધાતકીખંડ અને અર્ધ પુષ્કરવરદ્વીપમાં બમણા બમણા તીર્થંકરો હોય છે. ૨. પચીશ, એંશી, પંદર અને પચાસ એ પ્રમાણે તીર્થંકરોનો સમુદાય ભક્તિવંત ભવ્ય જીવોના સમગ્ર પાપનો નાશ કરો. ૩. વીશ, પીસ્તાલીશ, ત્રીશ, પંચોતેર એટલા તીર્થંકરો

ગ્રહ, ભૂત, રાક્ષસ અનેશાકિનીના ઘોર ઉપસર્ગનો વિનાશ કરો. ૪. સીત્તેર, પાંત્રીશ, સાઠ અને પાંચ એટલા જિનેશ્વરો વ્યાધિ, જળ અથવા જ્વર, અગ્નિ, સિંહ, હાથી, ચોર અને શત્રુ સંબંધી મહાભયને દૂર કરો. ૫. પંચાવન, દશ, પાંસઠ અને ચાલીશ એટલા સિદ્ધ થએલા તીર્થંકરો કે જેઓ દેવો અને અસુરોથી નમસ્કાર કરાએલા છે તેઓ મારા શરીરનું રક્ષણ કરો. ૬. ૐ હરહુંહઃ અને સરસુંસઃ તથા વળી ફરીથી હરહુંહઃ અને સરસુંસઃ એ પ્રમાણે મંત્રના બીજાક્ષર સહિત મધ્યમાં સાધકનું નામ લખવું એ રીતે નિશ્ચે કરીને સર્વતોભદ્ર (નામનો) યંત્ર થાય છે. ૭. તે યંત્રમાં ૐ (પ્રણવબીજ), હ્રીં (માયાબીજ) અને શ્રીં (લક્ષ્મીબીજ), એ ત્રણ મંત્રબીજ પૂર્વક સોળ વિદ્યાદેવીઓનાં નામ લખવાં તે આ પ્રમાણેઃ—રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, ચક્રેશ્વરી, નરદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, મહાજ્વાળા, માનવી, વૈરોટયા, અચ્છુપ્તા, માનસી અને મહામાનસિકા આ સર્વે વિદ્યાદેવીઓ (મારૂં) રક્ષણ કરો. ૮–૯. પંદર કર્મભૂમિમાં ઉત્પન્ન થએલા ઉત્કૃષ્ટ એકસોને સીત્તેર જિનેશ્વરો [શ્રીઅજિતનાથ તીર્થંકરના સમયમાં એકસોને સીત્તેર જિનેશ્વરો વિદ્યમાન હતા તે આ પ્રમાણેઃ—એક એક મહાવિદેહ ક્ષેત્રની બત્રીશ બત્રીશ વિજય હોવાથી પાંચ

ચિત્ર ૧૩૩ તિજયપહુત્ત યંત્ર ૧૨ પૃષ્ઠ ૩૧૫

મહાવિદેહ ક્ષેત્રની એકસો સાઠ વિજયમાં એક એક તીર્થંકર હોવાથી એકસો સાઠ તીર્થંકરો, વળી પાંચ ભરત અને પાંચ ઐરવત ક્ષેત્રમાં એક એક ક્ષેત્રમાં એક એક કુલ દશ ક્ષેત્રમાં દશ, સર્વ એકઠા મળીને એકસોને સીત્તેર જિનેશ્વરો ], જેઓ વિવિધરત્નોના વર્ણવડે શોભિત છે તે જિનેશ્વરો [ મારા ] પાપને હરો. ૧૦. ચોત્રીશ અતિશયવડે યુક્ત, અષ્ટ મહાપ્રાતિહાર્યવડે શોભિત અને નાશ પામ્યો છે મોહ જેમનો એવા તીર્થંકરો આદરથી ધ્યાન કરવા યોગ્ય છે. ૧૧. શ્રેષ્ઠ સુવર્ણ, શંખ, પરવાળા, નીલમણિ અને મેઘ સમાન વર્ણવાળા, મોહ રહિત અને સર્વ દેવો વડે પૂજિત એવા એકસો સીત્તર જિનેશ્વરોને હું વંદન કરૂં છું. ૧૨. આઠ વળી આઠસો આઠ હજાર અને આઠ ક્રોડ ( જિનેશ્વરોને ) કે જેઓ દેવો અને અસુરોથી નમસ્કાર કરાએલા છે તેઓ મારા શરીરનું રક્ષણ કરો. ૧૩. ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એ ચારે દેવોની જાતિ મધ્યે જે કોઈ દુષ્ટ એટલે શાસનના દ્વેષી દેવ હોય તે સર્વે મારા પર ઉપશાંત થાઓ–મને વિઘ્ન ન કરો. ૧૪. ચંદન અને કપૂરવડે પાટીયા ઉપર આ યંત્ર આલેખી પછી તેને જળવડે ધોઈ તે જળ પીવાથી એકાંતરીયો વગેરે તાવ, ગ્રહ, ભૂત, શાકિની, મુદ્ગર વગેરેનો નાશ કરે છે.




ચિત્ર ૧૩૪ તિજયપહુત્ત યંત્ર ૧૩ પૃષ્ઠ ૩૧૫

એ પ્રમાણે સમ્યક્ મંત્રરૂપ આ એકસો સીત્તેર જિનેશ્વરોનો યંત્ર દ્વારને વિષે લખ્યો હોય તો તે કષ્ટ અને શત્રુનો વિનાશ કરે છે. તેથી (હે ભવ્યજીવો !) તેને સંદેહ રહિત પણે નિરંતર પૂજો. ૧૫-૧૬

**ચિત્ર ૧૩૫-૧૩૬-૧૩૭-૧૩૮-૧૩૯**—ની વિધિ મૂળ પ્રતમાં નહિ હોવાથી આપી નથી. પરંતુ આ બધાએ યંત્રો ભૂત, પ્રેત, દુષ્ટગ્રહ વગેરેની પીડાની શાંતિ કરનાર છે.



ચિત્ર ૧૩૭ તિજયપહુત્ત યંત્ર ૧૬

**ચિત્ર ૧૪૦—**

**ॐ ह्रह्रंह्रः सरसुंसः ॐ असिआउसा क्ष्म्ल्व्र्यूं ज्म्ल्व्र्यूं म्म्ल्व्र्यूं ह्म्ल्व्र्यूं स्म्ल्व्र्यूं नमः । अष्टोत्तरशतपुष्पैः यंत्रस्य स्थापना कार्या । ॐ रोहिणीप्रमुख षोडशविद्यादेवीनां पूजा विधेया । भुवण० इति यंत्रपूजा । तथा यंत्र स्थाप्य ॐ ह्रीं श्रीं अर्हं असिआउसा १२५०० जापः, षोडशविद्यादेवी पूजायां नमः इति ॥**

**ભાવાર્થ:**—ॐ ह्रह्रंह्र० આ મંત્રથી મંત્રી ૧૦૮ પુષ્પથી યંત્રની સ્થાપના કરવી. ॐ રોહિણી પ્રમુખ ૧૬ વિદ્યાદેવીઓની પૂજા કરવી, ॐ भवणवई० ગાથાથી યંત્રપૂજા કરવી,

ચિત્ર ૧૩૯ તિજયપહુત્ત યંત્ર ૧૮ પૃષ્ઠ ૩૧૫

તથા યંત્ર સ્થાપન કરીને ॐ ह्रीं श्रीं अर्हं असिआउसानो ૧૨૫૦૦ જાપ કરવો. સોળ વિદ્યાદેવીઓની પૂજામાં नमः શબ્દ કહેવો.

**ચિત્ર ૧૪૧—**

**ॐ हरहुंहः सरसुंसः ॐ असिआउसा क्ष्म्ल्व्र्यूं ज्म्ल्व्र्यूं म्म्ल्व्र्यूं ह्म्ल्व्र्यूं स्म्ल्व्र्यूं नमः। अष्टोत्तरशतं पुष्पैः यंत्रं स्थाप्य ॐ असिआउसा १२००० जाप्य षोडशविद्यादेवी पूजायां नमः अनया युक्त्या ॐ भवण० इति यंत्रे जापं १०८ एषां दोषाणां निग्रहाय यंत्र पूजा। तथा मंत्र भण्य भण्य पुष्प १०८ यंत्रः संस्थाप्यः। पूर्व सेवा लिख्यते ॐ क्रौं ह्रीं श्रीं अर्हं श्री असिआउसा नमः अनेन मंत्रेण जाप्य १२००० तथा भवण० गाथा मंत्रेण दशांश होमः इति समाप्तं ॥**

ભાવાર્થ:— ॐ हरहुंहः મંત્રથી ૧૦૮ પુષ્પ મંત્રી યંત્રની સ્થાપના કરવી. असिआउसा મંત્રનો ૧૨૦૦૦ જાપ કરવો. સોળ વિદ્યાદેવીઓની પૂજા કરતી વખતે नमः શબ્દ કહેવો. આ જ પ્રમાણે ॐ भवणवइ० ગાથાનો જાપ ૧૦૮ વખત કરવો. દેવાદિ દોષ ટાળવા માટે યંત્રની પૂજા કરવી. તથા મંત્ર ભણી ભણીને ૧૦૮ પુષ્પથી યંત્રની સ્થાપના કરવી.

**પૂર્વ સેવાઃ—**

ॐ क्रों ह्रीं श्रीं अर्हं श्रीअसिआउसा नमः આ મંત્રથી ૧૨૦૦૦ જાપ કરવો. તથા ॐ भवणवई० આ ગાથાના મંત્રવડે દશાંશ હોમ કરવો.



ચિત્ર ૧૪૧ તિજયપહુત્ત યંત્ર ૨૦ પૃષ્ઠ ૩૧૬



# श्रीनमिऊण स्तोत्र

नमिऊण पणयसुरगण-चूडामणिकिरणरंजिअं मुणिणो ।
चलणजुअलं महाभय-पणासणं संथवं वुच्छं ॥ १ ॥
[ नत्वा प्रणतसुरगणचूडामणिकिरणरञ्जितं मुनेः ।
चरणयुगलं महाभयप्रणाशनं संस्तवं वक्ष्ये ॥ ]

ભાવાર્થ—નમસ્કાર કરતા એવા દેવતાઓના સમૂહના મુગટોમાં રહેલા મણિઓના કિરણોથી શ્રીપાર્શ્વનાથ મુનીશ્વરના જે બંને ચરણકમલો રંગાએલા છે, તેઓને હું પણ નમસ્કાર કરી મહાભયોને નાશ કરનારૂ એવું આ સ્તોત્ર [ ] કહું છું–૧ આ શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૪૨

મન્ત્રામ્નાયઃ–હુંકારની અંદર દેવદત્તનું નામ લખીને, બહાર ફરતી આઠ પાંખડીઓમાં ॐ श्रीं पार्श्वनाथाय स्वाहा દરેક પાંખડીઓમાં લખીને બહાર ફરતા સોળ સ્વરો વીંટવા [તેની ઉપર ફરતી આઠ પાંખડીઓમાં क થી ज्ञ સુધીના માતૃકાક્ષરો તથા તે પાંખડીઓના અગ્રભાગમાં સોળ સ્વરો ફરી લખીને, ह्रींકારના સાડા ત્રણ આંટા મારીને क्रौंકારથી રૂંધન કરવું, અને યંત્રના ચારે ખુણામાં क्लीं કાર લખવો ]. ( આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧ ચિત્ર નં. ૧૪૩)



ચિત્ર ૧૪૩ નમિઊણ યંત્ર ૧

કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી પદાર્થોથી આ યંત્રને ભોજપત્ર પર શુભદિવસે લખી, કુંવારી કન્યાએ કાંતેલા સુતરથી યંત્રને વીંટી એકહજાર જાપ કરીને, ભુજાએ બાંધવાથી મોટાભયોનું નિવારણ થાય છે. ઉપવાસ કરીને ત્રિકોણ કુંડને વિષે ૧૨૦૦૦ હોમ કરીને મન્ત્રની સાધના કરવી, તે દિવસે દાન વગેરે દેવું. શ્રીપાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાનું પૂજન કરીને, પછી સારા દિવસે યંત્રને ભુજાએ બાંધવો. પૂજા વિધિમાં ૨૧ સોપારી, ૧ રૂપૈઓ, ઓઢવાનું વસ્ત્ર તથા પુષ્પ વગેરે.

યંત્રના ચારે ખુણામાં અજિત-શાંતિ-પાર્શ્વનાથ અને વર્ધમાન પ્રભુની સ્થાપના કરીને, ॐ रोहिणी વગેરે સોળ વિદ્યાદેવીઓની સ્થાપના તથા વચ્ચેના ખાનાઓમાં क्षिप ॐ स्वाहा લખીને; વચ્ચેના [પહેલા કોઠામાં ૨૫, ૮૦, ૧૫ અને ૫૦ તથા हरहुंहःનો એકેક અક્ષર, બીજા કોઠામાં ૨૦, ૪૫, ૩૦ અને ૭૫ તથા सरसुंसःનો એકેક અક્ષર, ત્રીજા કોઠામાં ફરી क्षिप ॐ स्वाहा લખીને, ચોથા કોઠામાં ૭૦, ૩૫, ૯૦, અને ૫ તથા हरहुंहः નો એકેક અક્ષર તથા પાંચમા કોઠામાં ૫૫, ૧૦, ૬૫ અને ૪૦ તથા सरसुंसः નો એકેક અક્ષર તથા ચારે બાજુના વચ્ચેના ખાનામાં ह्रीं श्रीं क्लीं व्लूं એ ચાર મન્ત્રાક્ષારેમાંથી એકેક મન્ત્રાક્ષર લખવો, આ પ્રમાણે ૪૯ કોઠાનો યંત્ર સમચોરસ કરવો] તેને ચારે બાજુ ફરતી **ॐ वरकणय-संखविद्दुम, मरगयघणसन्निहं विगयमोहं। सत्तरिसयं-जिणाणं, सव्वामर पूइअं वंदे स्वाहा ॥** તથા **ॐ भवणवइ-वाणवंतर-जोइसवासी विमाणवासीअ। जे केवि दुट्ठदेवा ते सव्वे उवसमंतु मम स्वाहा ॥** આ બંને ગાથાઓ લખવી. (આકૃતિ માટે જુઓ नमि० યંત્ર ૨ ચિત્ર નં. ૧૪૪) આ યંત્રને [સુગંધી દ્રવ્યોથી] લખીને ઘેર પૂજન કરવાથી શાંતિદાયક થાય છે-શાંતિને આપનારો થાય છે.

વળી, ॐ कालाक्षिपतये स्वाहा ॥ આ મન્ત્રથી પ્રસૂતિ વખતે તેલ મન્ત્રીને યોનિમાં નાખવાથી સુખે કરીને પ્રસવ થાય છે.

વળી, **ॐ घण्टाकर्णो ! महावीर ! सर्वव्याधिविनाशक ! ।**
**विस्फोटकभये प्राप्ते रक्ष रक्ष महाबल ! स्वाहा ॥**

ઘરની ઉત્તર બાજુએ લખીને, પૂજન કરવાથી વિસ્ફોટકના ઉપદ્રવનો નાશ થાય છે.

૪૯ ઓગણપચાશ કોઠાનો ચતુરસ્ત્ર યંત્ર કરીને, વીસ કોઠામાં नमिऊण पास विसहर वसह जिण फुलिंग ह्रीं नमः ચારે બાજુ ફરતા કોઠાઓમાં વચલો કોઠો એકેક ખાલી મૂકીને લખીને, વચ્ચેના ખાલી કોઠામાં અનુક્રમે ह्रीं श्रीं क्लीं व्लूं એ ચાર બીજાક્ષરો લખવા, તથા વચ્ચેના પચીશ કોઠામાંના નવ કોઠામાં ઊભા અને આડા क्षिप ॐ स्वाहा એ પાંચ તત્વબીજાક્ષરો લખીને યંત્ર તૈયાર કરવો (આકૃતિ માટે જુઓ नमि० યંત્ર ૩ ચિત્ર નં. ૧૪૫.)

હ્રીંકારની મધ્યમાં [સાધકનું] નામ લખીને, તે નામ ગર્ભિત હ્રીંકારની ઉપર ૐકાર લખીને, તે છ ખુણાઓમાં હ્રીંકાર લખીને, બહાર ફરતો ॐ कुरुकुल्ले स्वाहा એ મન્ત્ર વીંટીને, તેની બહાર ફરતા સોળ સ્વરો વીંટીને, क થી શરૂ કરીને क्ष સુધીના માતૃકાક્ષરો વીંટીને, તેની બહાર ફરતો ॐ त्रिशूलिनी प्रेतकपालहस्तां नृमुण्डमाला-वलिवद्धकंकणाम् । कृतान्तहारां रूधिरौघसंप्लुतां त्वामेव रौद्रीं सततं स्मरामि ॥ એ મન્ત્ર વીંટીને, હ્રીંકારના સાડા ત્રણ આંટા મારીને ક્રોંકારથી રૂંધન કરવું (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૪ ચિત્ર નં૦ ૧૪૬)



ચિત્ર ૧૪૬ નમિઊણ યંત્ર ૪

યંત્રની મધ્યમાં ષટ્કોણાકૃતિ કરીને, તેની કર્ણિકામાં ૐ કારની અંદર [સાધકનું] નામ લખીને, છ ખુણામાં તથા છ ખુણાની બહારના આંતરામાં ॐ अप्रतिचक्रे विचक्राय स्वाहा એ મન્ત્રાક્ષરો લખીને, વલય દઈને, ફરતાં ॐ ह्रीं अप्रति-चक्रे ! कुरु कुरु मपाद्यंत पदाद्यंत समर्पित ह्रीं हूँ क्ष्रू ॐ स ठः ठः ठः ह्रीं नमोऽस्तु ते विचक्राय स्वाहा । એ મન્ત્રાક્ષરો વીંટીને, [હ્રીંકારના સાડાત્રણ આંટા મારી ક્રોંકારથી રૂંધન કરવું અને યંત્રની ચારે બાજુ ખુણાઓમાં ક્રોંકાર બીજ લખવો]. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૫ ચિત્ર નં૦ ૧૪૭)

યંત્ર ૩—આ વૃદ્ધ સપ્તતિશત નામનો યંત્ર છે. શુભદિવસે, શુભયોગે સુગંધી દ્રવ્યથી લખી, નિરંતર પૂજન કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય ,



ચિત્ર ૧૪૭ નમિઊણું યંત્ર ૫ પૃષ્ઠ ૩૨૧

યંત્ર ૪—વિધિ તથા ગુણ મૂળ પ્રતમાં નથી, પરંતુ શાંતિદાયક યંત્ર હોય એમ લાગે છે.

યંત્ર ૫–યંત્રની મધ્યમાં આપેલા ॐ अप्रतिचक्रे० મન્ત્રથી પૂજન કરીને, ભુજાએ યંત્ર ધારણ કરવાથી શીતળા, લૂક, વાના ફોડા અને દાંત તથા દાઢની પીડાનો નાશ થાય છે.

**રોગભયહર માહાત્મ્યઃ—**

सडियकरचरणनहमुह, निवुड्डनासा विवन्नलायन्ना ।
कुट्ठमहारोगानल- फुलिंगनिदड्ढसव्वंगा ॥ २ ॥
ते तुह चलणाराहण–सलिलंजलिसेयवुड्ढियच्छाया* ।
वणदवदड्ढा गिरिपा–यव व्व पत्ता पुणो लच्छि ॥ ३ ॥

[ शटितकरचरणनखमुखा निमग्ननासिका विवर्णलावण्याः ।
कुष्ठमहारोगानलस्फुलिङ्गनिर्दग्धसर्वाङ्गाः ॥
ते तव चरणाराधनसलिलांजलिसेकवर्धितच्छायाः ।
वनदवदग्धा गिरिपादपा इव प्राप्ताः पुनर्लक्ष्मीम् ॥ ]

ભાવાર્થઃ—જેઓના હાથ, પગ, નખ અને મુખ સડી ગયાં હોય, જેઓની નાસિકા બેસી ગઈ હોય, જેઓનું લાવણ્ય–સૌંદર્ય નાશ પામ્યું હોય અને જેઓનાં સર્વ અંગો

* वुड्ढिउच्छाहा क पाठः ।

કોઢ નામના મહારોગરૂપી અગ્નિના કણીયાવડે દગ્ધ થએલાં હોય, તે મનુષ્યો હે ભગવાન ! આપના ચરણકમળની સેવારૂપ જલની અંજલિના સિંચનથી અધિક કાંતિવાળા થઈ વનનાં દાવાનલથી બળેલા પર્વતના વૃક્ષોની જેમ ફરીથી આરોગ્ય લક્ષ્મીને પામે છે. ૨–૩

મન્ત્રામ્નાયઃ—શ્રીંકારની અંદર [સાધકનું] નામ લખીને, બહાર ફરતી આઠ પાંખડીઓમાં **શ્રીં** કાર લખીને, [આંતરામાં ૐ કાર લખીને], **હ્રીં** કારના ત્રણ આંટા મારીને, **ક્રોં** કારથી રૂંધન કરવું (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૬ ચિત્ર નં. ૧૪૮)




ચિત્ર ૧૪૮ નમિઊણ યંત્ર ૬

વળી **શ્રીં** કારની અંદર પોતાનું નામ લખીને [ઉપર **હ્રીં** કાર વીંટીને], બહાર ફરતી આઠ પાંખડીઓમાંની ચાર પાંખડીઓમાં શ્રીંકાર તથા બાકીની ચાર પાંખડીઓમાં **પાર્શ્વનાથ** નામનો એકેક અક્ષર લખીને, [બહાર ફરતી આઠ પાંખડીઓમાં **લક્ષ્મીઃ** શબ્દ લખીને] **હ્રીં** કારના ત્રણ આંટા મારીને [**ક્રોં** કારથી રૂંધન કરવું]. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૭ ચિત્ર નં. ૧૪૯)

તથા મધ્ય કર્ણિકામાં **શ્રીં** કાર લખીને, તેની ફરતી આઠ પાંખડીઓમાં ૐ **હ્રીં શ્રીં પાર્શ્વનાથાય** એ મન્ત્રાક્ષરોનો એકેક અક્ષર લખીને, બહાર ફરતી સોળ પાંખડીઓમાં સોળ સ્વરો લખીને, [**હ્રીં**કારથી ત્રણ આંટા મારીને, **ક્રોં**કારથી રૂંધન કરવું], (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૮ ચિત્ર નં. ૧૫૦)



ચિત્ર ૧૪૯ નમિઊણ યંત્ર ૭ પૃષ્ઠ ૩૨૩



ચિત્ર ૧૫૦ નમિઊણ યંત્ર ૮ પૃષ્ઠ ૩૨૩

તથા મધ્ય કર્ણિકામાં [ ब्लूँ લખીને], ફરતી આઠ પાંખડીઓમાં ॐ दे श्रीं व ह्रीं द श्रीं त्त લખીને, તેની બહાર ફરતી આઠ પાંખડીઓમાં ॐ ह्रीं पार्श्वनाथाय ह्रीं नमः લખીને, તેને ફરતા ॐ ह्रीं श्रीं भगवते पार्श्वनाथाय हर हर स्वाहा । એ મન્ત્રાક્ષરો વીંટીને, ફરતા ह्रींકારના ત્રણ આંટા મારીને [ क्रोंકારથી ઇંધન કરવું ]. ( આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૯ ચિત્ર નં. ૧૫૧ )



ચિત્ર ૧૫૧ નમિઊણ યંત્ર ૯

વળી श्रीं કારની અંદર [ સાધકનું ] નામ લખીને, [બહાર ફરતી આઠ પાંખડીઓમાં श्रीं ॐ નો એકેક અક્ષર લખીને], ફરતી બાર પાંખડીઓમાં ॐ ह्रीं श्रीं એ ત્રણ અક્ષરો લખીને, ઉપર ફરતી સોળ પાંખડીઓમાં સોળ સ્વરો લખીને, તેને ફરતા ह्रींકારના ત્રણ આંટા મારીને, [ क्रोंકારથી ઇંધન કરવું ]. આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૦ ચિત્ર નં. ૧૫૨

સૌથી પહેલાં ॐ ह्री श्रीं भगवते [ श्री ] पार्श्वनाथाय हर हर स्वाहा આ પૂજામન્ત્રનો જમણા હાથથી ૧૦૦૦૦ દશ હજાર જાપ કરીને, ૧૦૮ [સુગંધીદાર] ફૂલોથી યંત્રની પૂજા કરીને, આ પાંચે યંત્રો કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર લખીને, કુંવારી કન્યાએ કાંતેલા સુતરથી વીંટાળી ગળે અથવા ભુજાએ ધારણ કરવાથી અનુક્રમે

અકાળ મરણ યંત્ર ૬ થી, જ્વર (તાવ) યંત્ર ૭ થી, અપસ્માર (હીસ્ટિરીઆ) યંત્ર ૮ થી, ભૂત, તથા પ્રેત યંત્ર ૯થી, અને પિશાચ વગેરેનો ઉપદ્રવ યંત્ર ૧૦ થી દૂર થાય છે.




ચિત્ર ૧૫૨ નમિઊણ યંત્ર ૧૦ પૃષ્ઠ ૩૨૫

**જલભયહર માહાત્મ્ય—**

दुव्वायखुभिअ जलनिहि, उब्भडकल्लोलभीसणारावे ।
संभंतभयविसंठुल–निज्जामयमुक्कवावारे ॥ ४ ॥
अविदलिअजाणवत्ता, खणेण पावंति इच्छिअं कूलं ।
पासजिणचलणजुअलं, निच्चं चिअ जे नमंति नरा ॥ ५ ॥

[ दुर्वातक्षुभिते जलनिधौ उद्भटकल्लोलभीषणारावे ।
संभ्रान्तभयविसंस्थुलनिर्यामकमुक्तव्यापारे ॥
अविदलितयानपात्राः क्षणेन प्राप्नुवन्तीप्सितं कूलम् ।
पार्श्वजिनचरणयुगलं नित्यं चैव ये नमन्ति नराः ॥ ]

ભાવાર્થ:—ઉગ્ર વાયુ વડે ક્ષોભ પામેલા, ઉત્કટ કલ્લોલો વડે ભયંકર ગર્જના કરતા તથા સંભ્રાંત થએલા અને ભયથી વિહ્વલ થએલા ખલાસીઓએ જેમાં વહાણ હાંકવારૂપ વ્યાપાર મૂકી દીધો છે એવા સમુદ્રમાં [ પણ ] જે મનુષ્યો નિરંતર શ્રીપાર્શ્વનાથ પ્રભુના

ચરણયુગલને નમે છે તેઓ અક્ષત યાનપાત્ર–વહાણ સહિત એક ક્ષણવારમાં જ ઈચ્છિત એવા સમુદ્રના તીરને પામે છે. ૪–૫

મન્ત્રામ્નાયઃ—મધ્યમાં હૂઁકારની નીચે [સાધકનું] નામ લખીને, ઉપર ક્ષૂઁ કાર વીંટીને, તેને ફરતા ઠકાર સંપુટ વીંટવા, તેને ફરતી આઠ પાંખડીઓમાં ॐ ह्रीं पार्श्वनाथाय स्वाहा એ મન્ત્રાક્ષરો લખીને, તેને ફરતી સોળ પાંખડીઓમાં  કાર લખીને, તેના ઉપર ફરતી સોળ પાંખડીઓમાં અનુક્રમે ऐं ह्रा ह्रीं ह्रॉ ह्रीं क्ल ब्लूॅ क्ल ह्रॉ ह्रीं हूँ ह्रौं ह्रः ठः ठः ठः। વીંટીને, ફરતા ह्रौंકારના ત્રણ આંટા મારીને, [क्रोंકારથી રૂંધન કરવું]. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૧ ચિત્ર નં. ૧૫૩)



ચિત્ર ૧૫૩ નમિઊણ યંત્ર ૧૧

આ યંત્ર કેશર વગેરે સુગંધી દ્રવ્યો તથા હરતાલ સહિત લખીને ઉત્તમ એવા એક હજારને આઠ ૧૦૦૮ ફૂલોથી પૂજન કરીને, ફલ તથા નૈવેદ્ય ઘણું જ ધરાવીને, (યંત્રને) પોતાની પાસે રાખવાથી વહાણવટીના જલભયનો નાશ થાય છે. આ બાબતમાં શંકા કરવી નહિ.

વળી—ॐ इंदसेण महाविज्जा देवलोगाओ आगया। दिट्ठिबंधं करिस्सामि भंडाणं

भूआणं अहीणं दिट्ठीणं चोराणं चारियाणं जोहाणं वग्घाणं सीहाणं सूआणं महोरगाणं गंधव्वाणं अन्नेसिं दुट्ठ सत्ताणं दिट्ठि बंधणं करिस्सामि इंदनरिंदे स्वाहा ॥
આ વિદ્યાનો (સતત) જાપ કરવાથી કોઈ પણ ઠેકાણે ભય ઉપસ્થિત થાય નહિ.

તથા—ॐ भेलुषे मरौ मरौ रता मत्ता चोरा मारहिं अंवोहिं जालाकरेहिं तालाद्दियए मुहे निलाडेहिं खिल्ला ॐ सेइ ॐ भेलुषे माए ठः ठः स्वाहा । આ મન્ત્રથી તસ્કરનો ભય ઉપસ્થિત થતો નથી. આ તસ્કર રક્ષા મન્ત્ર છે. આ મન્ત્રનો પહેલાં ૧૦૦૮ એક હજાર આઠ જાપ કરીને સિદ્ધ કર્યા પછી, કાર્ય પડે ૨૧ વાર જાપ કરવાથી કાર્ય સિદ્ધિ થાય છે. આ મન્ત્રની પણ પૂર્વ વિધિએ ગુરુના ઉપદેશથી સાધના કરવી.

**અગ્નિભયહર માહાત્મ્ય—**

खरपवणुद्धूअवणदव–जालावलिमिलिअसयलदुमगहणे ।
डज्झंतमुद्धमयवहु–भीसणरवभीसणम्मि वणे ॥ ६ ॥
जगगुरुणो कमजुअलं, निव्वाविअसयलतिहुअणाभोअं ।
जे संभरंति मणुआ, न कुणई जलणो भयं तेसिं ॥ ७ ॥

[ खरपवनोद्धूतवनदवज्वालावलिमिलितसकलदुमगहने ।
दह्यमानमुग्धमृगवधूभीषणरवभीषणे वने ॥
जगद्गुरोः क्रमयुगलं निर्वापितसकलत्रिभुवनाभोगम् ।
ये संस्मरन्ति मनुष्या न करोति ज्वलनो भयं तेषाम् ॥ ]

ભાવાર્થ- પ્રચંડ વાયુ વડે આમ તેમ પ્રસરેલી દાવાનલની જ્વાળાની શ્રેણિવડે પરસ્પર મળી ગયાં છે વનખંડો જેમાં તથા બળતી મુગ્ધ મૃગલીઓના શબ્દો વડે અથવા બળતા વનમાં જ્વાળાથી આકુળ વ્યાકુલ થએલા મૃગોના મોટા આક્રંદથી ભયાનક દેખાતા વનને વિષે જગદ્ગુરુ શ્રી**પાર્શ્વનાથ** સ્વામીના આપત્તિરૂપ તાપની શાંતિ વડે સુખી કર્યા છે ત્રણ લોકના પ્રાણીઓ જેણે એવા ચરણયુગલનું જે મનુષ્યો સમ્યક્ પ્રકારે સ્મરણ કરે છે તેઓને તેવો અગ્નિ પણ ભય કરતો નથી. ૬–૭

**મન્ત્રામ્નાયઃ—**

પ્રથમ અગ્નિમંડલ કલ્પીને મધ્યમાં **શ્રીં**કાર સહિત દેવદત્ત નામ લખીને, તેના ઉપર અકાર [તથા **શ્રીં**કાર] અક્ષરથી વીંટીને, ઉપર ફરતા સોળ સ્વરો વીંટીને, તેના ઉપર **હ્રીં**કારના ત્રણ આંટા મારીને [ **क्रौं**કારથી રૂંધન કરવું]. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૨ ચિત્ર નં. ૧૫૪) તથા કાર સંપુટમાં નામ લખીને, તેના ઉપર માયાબીજ ( **ह्रीं**કાર ) વીંટીને, બહાર ફરતી આઠ પાંખડીઓમાં સોળ સ્વરો તથા **क्लीं** અક્ષરથી વીંટીને, ઠકારથી વીંટવા, તેના ઉપર ઈકાર વાંટીને તેના ઉપર ब्लू [**क्लीं** ब्लूँ આઠ પાંખડીઓમાં] વીંટવા, [ તેના



ચિત્ર ૧૫૪ નમિઊણ યંત્ર ૧૨ પૃષ્ઠ ૩૨૮

ઉપર હ્રૌંકારના ત્રણ આંટા મારીને, ક્રૌંકારથી રૂંધન કરવું] અને તે યંત્રની માહેન્દ્રમંડલમાં સ્થાપના કરવી. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૩ ચિત્ર નં. ૧૫૫)

આ બંને યંત્રો કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી લખી ભુજાએ ધારણ કરવાથી અગ્નિ, દાવાનલ વગેરેના ઉપદ્રવથી રક્ષણ થાય છે.

**ॐ ह्रीं क्लीं ब्लूँ ठः ठः स्वाहा ।** આ મન્ત્રથી ૧૦૮ પુષ્પથી (યંત્રની) પૂજા કરવી. આકર્ષણ કાર્યને વિષે આગ્નેયમંડલવાળો યંત્ર (૧૨મો) તાંબાના પતરાં ઉપર મણશીલથી લખીને, તે તાંબાના પતરાંને અગ્નિથી તપાવીને, આગ્નેય ધ્યાન ધરવાથી સાત રાત્રિમાં આકર્ષણ થાય છે.

વળી [આ યંત્ર] હરતાલથી ભોજપત્ર પર લખી ઘરમાં પેસવાના ઉંબરાને વિષે દાટીએ તો શત્રુનાં કાર્ય સિદ્ધ થતાં નથી. વિશેષે કરીને આ જ યંત્ર કેશર, ગોરૂચંદન તથા કનિષ્ઠિકા (સૌથી નાની) આંગળીના લોહીથી લખીને, ભુજાએ ધારણ કરવાથી શત્રુની આશાઓ સિદ્ધ થતી નથી, પરંતુ આ કાર્યમાં પાર્થિવમંડલથી ધ્યાન કરવાનું ખાસ યાદ રાખવું.



ચિત્ર ૧૫૫ નમિઊણ યંત્ર ૧૩ પૃષ્ઠ ૩૨૯

ॐ सुवर्णपक्षं वैनतेयं [पक्षिराजं] महाबलं ।

नागान्तकं जितारिं च अजितं विश्वरूपिणम् ॥ कपिलजटाजूट पहि पहि ॐ क्रौं अग्निं स्तम्भय स्तम्भय स्वाहा ॥ આ મન્ત્રથી રાતાં કરેણનાં ફૂલોવડે સાત દિવસ સુધી, સવાર, બપોર અને સાંજરે જાપ કરીને, પછી નજીક રહેલા (દાવાનલના) અગ્નિને મન્ત્રીને, તેલની ધારા દેવી અને અગ્નિ લાગી હોય ત્યાંથી કાંજીની ધારા દેવી. મંત્ર:—ॐ नमो भगवते श्रीपार्श्वनाथाय ह्रं हंसः अमृतहंसः वनदेवहंसः वाग् देवहंसः ह्रीं हंसः अग्निं स्तम्भय स्तम्भय हुँ फट् स्वाहा। આ મન્ત્રથી પણ અગ્નિનું સ્તંભન થાય છે.

વળી, એકવીશવાર કાંજીને મંત્રીને લાય લાગી હોય ત્યારે ધારા દેવાથી ઘર બળતું નથી.

**વિષભયહર માહાત્મ્ય—**

विलसंत भोगभीसण–फुरिआरुणनयणतरलजीहालं ।
उग्गभुअंगं नवजलय–सत्थहं भीसणायारं ॥ ८ ॥
मन्नंति किडसरिसं, दूरपरिच्छूढविसमविसवेगा ।
तुह नामक्खरफुडसि–द्धमंतगुरुआ नरा लोए ॥ ९ ॥

[ विलसद्भोगभीषणस्फुरितारुणनयनतरलजिह्वालम् ।
उग्रभुजङ्गं नवजलदसदृशं भीषणाकारम् ।
मन्यन्ते कीटसदृशं दूरपरिक्षिप्तविषमविषवेगाः ।
तव नामाक्षरस्फुटसिद्धमन्त्रगुरुका नरा लोके ॥ ]

ભાવાર્થઃ—હે **પાર્શ્વનાથ** સ્વામી ! આ જગતમાં જે કોઈ મનુષ્યો તમારા નામના અક્ષરોનો જાપ કરે છે, તે સિદ્ધ થએલા મન્ત્રની જેમ ઉગ્ર સર્પના પણ વિષમ વિષના વેગના પ્રસારનો અત્યંત નાશ કરે છે. ભલે તે સર્પ વિકસ્વર ફણા અથવા શરીરવડે કરીને દેખાવમાત્રથી ભયંકર હોય, તેનાં નેત્રો ચંચળ અને રાતાં હોય, તેની જીહ્વા ચપળ હોય, તે નવા મેઘ જેવો શ્યામ હોય અને તેનો આકાર ભયંકરમાં ભયંકર પણ હોય તો પણ તેને એક કીડા જેવો ગણે છે. ૮–૯

**મન્ત્રામ્નાયઃ**—પ્રથમ આત્મરક્ષાઃ—બંને પગો પર પીળા વર્ણવાળા આઠ क्षि કારનો ન્યાસ કરવો, પછી પગથી નાભિ સુધીમાં શ્વેતવર્ણવાળો તેર प કારનો ન્યાસ કરવો, પછી હૃદય પર રક્તવર્ણવાળા આઠ ॐ કારનો ન્યાસ કરવો, કાળાવર્ણવાળા વાયુબીજ स्वा અક્ષરનો મુખે ન્યાસ કરવો તથા ધૂમ્રવર્ણવાળા આકાશબીજ हा અક્ષરનો મસ્તકે ન્યાસ કરવો. તથા અંગુઠાને વિષે क्षिકાર, તર્જની આંગળીને વિષે प કાર, મધ્યમા આંગળીને વિષે ॐ કાર, અનામિકા આંગળીને વિષે स्वाકાર અને કનિષ્ઠિકા આંગળીને વિષે हा કારનો ન્યાસ કરવો. ફરી हा કાર વગેરેનો અવળો ન્યાસ કરવો, એ પ્રમાણે ત્રણવાર ન્યાસ કરવો.

પછી વાસુકી અને શંખપાલનો અંગુઠે, મસ્તકે, હૃદયે, મણિ સહિત ન્યાસ કરે, અનંત તથા કુલિકનો તર્જની આંગળીને વિષે, તક્ષક તથા મહાપદ્મનો મધ્યમા આંગળીને વિષે, કર્કોટક તથા પદ્મનો અનામિકા આંગળીને વિષે અને જય તથા વિજયનો કનિષ્ઠિકા આંગળીને વિષે ન્યાસ કરે, ફરી પણ હાથના તળીઆને વિષે સત્વ, રજ, તમ એ ત્રણનો તથા આંગળીઓના ત્રણ વેઢાને વિષે પણ એ જ ત્રણનો ન્યાસ કરે. हरहुंह तथा **सरसुंसः** એ અક્ષરોની આદ્યમાં પ્રણવ (ॐ) સહિત બધી આંગળીઓના ટેરવા પર ન્યાસ કરવો.

આ મન્ત્રથી પણ ત્રણ, પાંચ અથવા સાતવાર આત્મરક્ષા કરવી, **ॐ णमो भगवओ अरिहंत-सिद्ध-आयरिय-उवज्झाय-साहु-सव्वधम्मतित्थयराणं ॥**

**ॐ नमो भगवईए सुअदेवयाए सव्वेसिं पवयणदेवयाणं दसण्हं दिसापालाणं पंचण्हं लोगापालाणं ऐं ह्रीं श्रीं नमः ॥** આ મન્ત્રથી મંતરીને સાતવાર [પહેરેલાં કપડાંને] ગાંઠ વાળવાથી (માર્ગમાં) ચોરનો ભય ઉપસ્થિત થતો નથી. બીજા પણ વાઘ વગેરેના ઉપદ્રવો દૂર થાય છે.

**ॐ णमो भगवओ पाससामिस्स जस्सेअं जलंतं गच्छइ चक्कं तेण चक्केण जं विसं, चउरासीवायाओ, बत्तीसं भूआइं, सत्तावीसं अंधगडाइं, अट्ठावीसं लूयाओ ॐ**

हन हन दह दह पच पच मथ मथ छिन्द छिन्द भिन्द भिन्द सुदर्शनचक्रेण चन्द्रहास खड्गेण इदं स वज्रेण हूँ फट् स्वाहा । આ મન્ત્રથી ગુમડાંને ઊંજવા.

વળી ॐ पद्म ! पद्माक्षि ! पद्मसुभगे ! हुँ फट् चक्रे चक्राय स्वाहा । આંખના ઉપરનાં ગુમડાં-આંજણીને રખીઆંથી ઉંજવી.

વળી-ॐ सुदर्शनचक्रेण छिन्द छिन्द ठः ठः ठः કંઠ (ગલ)માલા મન્ત્ર.

તથા—ॐ णमो भगवओ अरहओ पाससामिस्स सिज्जउ मे जलंतं गच्छइ चक्कं चक्कं सव्वत्थ अपराजिअं आयावणी ओहावणी मोहणी थंभिणी जम्भिणी हिलि हिलि किलि किलि अरीणं भंडाणं भोइआणं अहीणं दट्ठीणं सिंगीणं चोराणं चारिआणं जक्खाणं रक्खसाणं पिसायाणं मुहं बंधामि दुट्ठगइबंधणं करिस्सामि ठः ठः ठः ॥

આ જ વિદ્યાનો ચોથ ભક્ત કરીને ભૂતતિથિ (ચોથ અગર ચઉદશ) એ પાર્શ્વનાથ પ્રભુના જિનમંદિરમાં ૧૦૮ અખંડ અક્ષત અથવા ૧૦૮ જાસુદના ફૂલથી જાપ તે જ પ્રમાણે કરવાથી, રસ્તામાં ભય પ્રાપ્ત થયે છતે સંઘની રક્ષા થાય છે. એકવીશ વાર જપીને ધૂલ નાખવાથી સર્વ પ્રકારના ભયનું આ વિદ્યા નિવારણ કરે છે. હવે યંત્ર બતાવે છેઃ— પ્રથમ 'દેવદત્ત' નામ લખીને, તેના ઉપર ફરતું આઠ પાંખડીનું કમલ કરીને, કમલની પાંખડીઓમાં અનંત-વાસુકી-તક્ષક-કર્કોટક-પદ્મ-મહાપદ્મ-શંખ અને કુલિક એ




ચિત્ર ૧૫૬ નમિઊણ યંત્ર ૧૪ પૃષ્ઠ ૩૩૩

નામોની સ્થાપના કરીને, તેના ઉપર ह्रा ह्रै ह्रो ह्रौ ह्रु ह्रू ह्रं ह्रः લખીને [તેના ઉપર ह्रींકારના ત્રણ આંટા મારીને, क्रों કારથી રૂંધન કરવું.] (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૪) ચિત્ર નં. ૧૫૬

આ યંત્ર ભોજપત્ર પર લખી, સુગંધી દ્રવ્યથી પૂજન કરીને ડાબા હાથમાં રાખેલા જળથી છાંટા નાંખીને, પછી યંત્રને ભૂજાએ બાંધવાથી દરેક પ્રકારના ઝેરનો નાશ કરે છે.

**અટવીભયહર માહાત્મ્યઃ—**

अडवीसु भिल्लतक्कर—पुलिंदसद्दूलसद्दभीमासु ।
भयविहुरवुन्नकायर उल्लूरियपहियसत्थासु ॥ १० ॥
अविलुत्तविहवसारा, तुह नाह ! पणाममत्तवावारा ।
ववगयविग्घा सिग्घं, पत्ता हिअइच्छियं ठाणं ॥ ११ ॥

[अटवीषु भिल्लतस्करपुलिन्द्रशार्दूलशब्दभीमासु ।
भयविह्वलविषण्णकातरोल्लूण्ठितपथिकसार्थासु ॥
अविलुप्तविभवसारास्तव नाथ ! प्रणाममात्रव्यापाराः ।
व्यपगतविघ्नाः शीघ्रं प्राप्ता हृदयेप्सितं स्थानम् ॥]

**ભાવાર્થ**:—પલ્લીવાસી ભિલ્લો, ચોર, અન્ય ભિલ્લો અને સિંહની ગર્જનાઓવડે ભયંકર તથા ભયથી વિહ્વળ થએલા, ખેદ પામેલા અને કાયર થએલા પથિકના સમૂહો જેમાં લુંટાયા છે એવી અટવીમાં હે નાથ ! તમને માત્ર નમસ્કાર કરનારા મનુષ્યો વૈભવનો સાર લુંટાયા વિના વિઘ્ન રહિત શીઘ્રપણે ઇચ્છિત સ્થાને પહોંચે છે. ૧૦-૧૧

મન્ત્રામ્નાયઃ—**एह अंबे गच्छामि पंथं बंधि दुपयं पंथं बंधि चउप्पयं घोरं आसी विसं बंधे जाव न गंठी मुंचामि ।**

આ મન્ત્રથી રસ્તે ચાલતાં ધૂળ મન્ત્રીને દશે દિશાઓમાં ફેંકવાથી ચોરનો ભય ઉપસ્થિત થતો નથી.

**ॐ नमो अरिहंताणं आभिणि मोहिणि मोहय मोहय स्वाहा ॥** આ વિદ્યાનું રસ્તે જતાં સ્મરણ કરવાથી ચોરનું દર્શન સુદ્ધાં પણ થતું નથી.

**ॐ धनु धनु महाधनुर्धारि पद्मावती देवी सर्वेषां चौराणां सर्वदुष्टानामायुधं बन्ध बन्ध मुखस्तम्भं कुरु कुरु स्वाहा ॥**

આ વિદ્યાથી રસ્તે જતાં સાત વાર લાકડી મન્ત્રીને ધનુષાકાર માર્ગમાં [ધૂલમાં] આલેખીને પ્રયાણ કરવાથી ચોરનો ભય ઉપસ્થિત થતો નથી. આ જ ક્રિયા ગુફામાં પેસતાં પણ કરવાથી ચોરનો ભય ઉપસ્થિત થતો નથી.

**ॐ नमो भगवते धरणेन्द्राय खड्गविद्याधराय धनुः खड्गं गृण्ह गृण्ह स्वाहा ॥**

ત્રણ દિવસ સુધી ૧૦૮ સફેદ ફૂલોથી જાપ કરવાથી આ વિદ્યા સિદ્ધ થાય છે–
ખડ્ગસ્તંભન મન્ત્ર.

**ॐ कुबेराय मुह चौरं गृण्ह गृण्ह, स्थानं दर्शय दर्शय आगच्छ आगच्छ स्वाहा ॥**

રવિવારના દિવસે દુધ તથા રખીઆ કટોરામાં રાખીને, રાતાં કણેરના ૧૦૮ ફૂલથી પૂજન કરીને, કુંવારી કન્યાના હાથથી કટોરો દબાવરાવવાથી જ્યાં ચોરનું નામ હશે ત્યાં કટોરો આવે છે.

તથા યંત્રની મધ્યમાં ॐ ह्रीं देवदत्त हूँ ब्लूँ વગેરે લખીને, તેની બહારના ભાગમાં ॐ ह्रीं हूँ स्वाहा એ અક્ષરો વીંટીને, તેના ઉપર આઠ પાંખડીનું કમલ આલેખીને, ચાર દિશાઓની ચાર પાંખડીઓમાં ॐ नमो अरिहंताणं स्वाहा તથા ચાર ખુણાઓમાં ॐ ह्रीं ह्रँ नमः ह्रीं ह्रः એ પદો લખીને, બહાર ह्रींકારના ત્રણ આંટા મારીને [ क्रौंकारथी રૂંધન કરવું ]. (આકૃતિ માટે જુઓ नमि० યંત્ર ૧૫ ચિત્ર નં. ૧૫૭)



ચિત્ર ૧૫૭ નમિઊણ યંત્ર ૧૫

આ યંત્રને કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને [ જમણી ભુજાએ બાંધીએ તો ] સંગ્રામમાં, રાજદરબારમાં અને માર્ગમાં સર્વ પ્રકારના ભયનું હરણ કરે છે.

સૌથી પહેલાં ॐ नमो ह्रीं हूँ अरिहंताणं नमः । આ મન્ત્રનો જાપ ૧૨૦૦૦ બાર

હજાર કરીને સિદ્ધ કરવો. સિદ્ધ થયેથી આ મંત્ર સર્વ કામમાં રક્ષા કરે છે. યંત્રની ૧૦૮ પુષ્પથી પૂજા કરવી.

સિંહભયહર માહાત્મ્ય—

पज्जलिआनलनयणं, दूरवियारियमुहं महाकायं ।
णहकुलिसघायविअलिअ-गइंदकुंभत्थलाभोअं ॥१२॥
पणयससंभमपत्थिव-नहमणिमाणिक्कपडिअपडिमस्स ।
तुह वयणपहरणधरा, सीहं कुद्धं पि न गणंति ॥१३॥

[ प्रज्वलितानलनयनं दूरविदारितमुखं महाकायम् ।
नखकुलिशघातविदलितगजेन्द्रकुम्भस्थलाभोगम् ॥
प्रणतससंभ्रमपार्थिवनखमणिमाणिक्यपतितप्रतिमस्य ।
तव वचनप्रहरणधराः सिंहं क्रुद्धमपि न गणयन्ति ॥ ]

ભાવાર્થઃ—હે શ્રીપાર્શ્વનાથ પ્રભુ ! તમારા નખરૂપી મણિ અને માણિક્યને વિષે આદરથી નમસ્કાર કરતા રાજાઓના પ્રતિબિંબ પડેલાં છે એવા તમારા વચનરૂપી શસ્ત્રને ધારણ કરનાર મનુષ્યો પ્રજ્વલિત અગ્નિ જેવા રક્ત નેત્રવાળા, અત્યંત ફાડેલા—પહોળા કરેલા મુખવાળા, મોટા શરીરવાળા, નખરૂપી વજ્રના પ્રહારવડે ગજેંદ્રના મસ્તકોને ફાડી નાંખનાર અને અતિ ક્રોધ પામેલા એવા સિંહને પણ ગણતા નથી—૧૨-૧૩

મન્ત્રામ્નાયઃ—સિંહ વગેરેનો ભય ઉપસ્થિત થયે છતે મ્લાઁ મ્લીઁ મ્લૂઁ મ્લૌઁ મ્લઃ એ પંચાંગુલિના પાંચ અક્ષરોની પાંચ આંગળીઓના વિષે એકાગ્રચિત્તથી સ્થાપના કરીને મ્લૂઁ મન્ત્રનો જાપ કરીને [સિંહની] સન્મુખ ફૂલ વગેરે નાખવાથી સિંહ ભય ઉપસ્થિત થતો નથી, કદાચ તે દુષ્ટ હોય તો પણ તેની દુષ્ટતાનો નાશ થાય છે.

પરવાદીનો ભય ઉપસ્થિત થયે છતે મ્લાઁ મ્લીઁ મ્લૌઁ મ્લૂઁ મ્લઃ [ મન્ત્રનો ] હાથ પર અંગન્યાસ કરીને, મ્લાઁ મન્ત્રનું પરવાદીની જીભ ઉપર એકાગ્રચિત્તથી ધ્યાન કરવાથી પરવાદીની વાચા સ્ખલિત થાય છે. પરવિદ્યાનો ઉચ્છેદ કરવા આખા શરીરે મન્ત્રનું ધ્યાન કરવાથી પરવિદ્યાનો ઉચ્છેદ થાય છે.

વળી શત્રુની પ્રતિકૃતિ નદીના બંને સામસામા કિનારાની માટીથી કરીને, હરતાલ તથા લવણ વડે તે પ્રતિકૃતિના હૃદયે મ્લૂઁ મન્ત્ર આલેખીને, ઉપર પત્થર મૂકીને, પગના પ્રહારથી તાડના કરતાં ધારવાથી સાત રાત્રિમાં શત્રુ વશીભૂત થાય છે.

ગજેંદ્રભયહર માહાત્મ્ય—

ससिधवलदंतमुसलं, दीहकरुल्लालवुड्ढिउच्छाहं ।
महुपिंगनयणजुअलं, ससलिलनवजलहरारावं ॥१४॥

भीमं महागइंदं, अच्चासन्नं पि ते न वि गणंति।
जे तुम्ह चलणजुअलं, मुणिवइ तुंगं समल्लीणा ॥१५॥

[ शशिधवलदन्तमुशलं दीर्घकरोल्लोलवर्धितोत्साहम् ।
मधुपिङ्गनयनयुगलं ससलिलनवजलधरारावम् ॥
भीमं महागजेन्द्रमत्यासन्नमपि ते नापि गणयन्ति ।
ये तव चरणयुगलं मुनिपते तुङ्गं सम्यक्लीनाः ॥ ]

**ભાવાર્થ**:–હે મુનિપતિ **શ્રીપાર્શ્વનાથ** સ્વામી ! જેઓ તમારા ચરણયુગલમાં લીન થયા છે તે મનુષ્યો પાસે આવેલા ભયંકર [ એવા ] મહા ગજેંદ્રને પણ ગણતા નથી તે ગજેંદ્રના દંતૂશળ ચંદ્ર જેવા ઉજ્જવલ, લાંબી સૂંઢ ઉછાળવાથી વૃદ્ધિ પામતા ઉત્સાહ વાળો, મધ જેવા પીળાં નેત્રોવાળો, અને જળથી ભરેલા નવા મેઘ જેવી જેની ગર્જના હોય, તેવાને પણ તેઓ ગણતા નથી. ૧૪–૧૫. આ શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૫૮

મન્ત્રામ્નાયઃ—૫ કારની અંદર 'દેવદત્ત'નું નામ લખીને, ઉપર ह्रीं કાર વીંટીને, તેની બહાર સોળ સ્વરો વીંટીને, તેની બહાર ॐ ह्रां ह्रीं चामुंडे स्वाहा । એ મન્ત્રાક્ષરો ફરતા




ચિત્ર ૧૫૯ નમિઊણ યંત્ર ૧૬ પૃષ્ઠ ૩૩૭

વીંટીને તેના ઉપર હ્રીંકાર [ ત્રણ આંટા મારીને, क्रोंકારથી રૂંધન કરવું]. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૬) ચિત્ર નં. ૧૫૯.

કેશર, ગોરૂચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી ભોજપત્ર પર આ યંત્ર લખીને, [ભુજાએ] ધારણ કરવાથી ગમે તેવા મદોન્મત્ત ગર્જના કરતા હાથીનો પણ ભય ઉપસ્થિત થતો નથી.

**રણભયહર માહાત્મ્યઃ—**

**समरंमि तिक्खखग्गा-भिग्घायपविद्धउध्धुयकबंधे ।**
**कुंतविणिभिन्नकरिकल-हमुक्कसिक्कारपउरम्मि ॥१६॥**
**निज्जिअदप्पुध्धुररिउ-नरिंदनिवहा भडा जसं धवलं ।**
**पावंति पावपसमिण !, पासजिण ! तुहप्पभावेणं ॥१७॥**

[ समरे तीक्ष्णखड्गाभिघातापविद्धोद्धूतकबन्धे ।
कुन्तविनिर्भिन्नकरिकलभमुक्तसीत्कारप्रचुरे ॥
निर्जितदर्पोद्धुररिपुनरेन्द्रनिवहा भटा यशो धवलम् ।
प्राप्नुवन्ति पापप्रशमन पार्श्वजिन तव प्रभावेण ॥ ]

**ભાવાર્થ**—જે સમરાંગણમાં તીક્ષ્ણ ખડ્ગના પ્રહારથી મસ્તક રહિત થએલાં ધડો નૃત્ય કરતાં હોય અને ભાલાવડે વીંધાવાથી હાથીના બચ્ચાંઓએ મુકેલા સીત્કાર શબ્દવડે જે વ્યાપ્ત થએલ છે એવા રણસંગ્રામમાં [ પણ ] પાપનો નાશ કરનાર ! હે પાર્શ્વજિન ! તમારૂં સ્મરણ કરનારા સુભટો તમારા પ્રભાવથી અહંકારવડે ગર્વિષ્ટ થએલા શત્રુ રાજાઓને જીતી ઉજ્જવલ યશ-[ લક્ષ્મી ]ને પ્રાપ્ત કરે છે. ૧૬–૧૭.

**મન્ત્રામ્નાયઃ**—ह्रीं કારની અંદર નામ લખીને ઠ કાર વીંટીને, બહાર ફરતી ચાર પાંખડીઓમાં ह्रीं पा ह्रीं र्श्व ह्रीं ना ह्रीं थ લખીને, તેની ફરતી આઠ પાંખડીઓમાં स्फ्रूँ અક્ષર લખીને, ઉપર માયાબીજ (ह्रीं કાર)ના ફરતા ત્રણ આંટા મારીને [क्रों કારથી રૂંધન કરવું]. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૭ ચિત્ર નં. ૧૬૦)

આ યંત્ર સુગંધી દ્રવ્યથી લખીને ह्रीं हूँ स्फ्रूँ ह्म्ल्व्र्यूँ क्म्ल्व्र्यूँ पार्श्वनाथाय स्वाहा । આ મન્ત્રથી મન્ત્રીને ૩૦૦૮ [સુગંધીદાર] ફૂલોથી પૂજન કરી, ભુજાએ બાંધવાથી શસ્ત્રના ઘાનું નિવારણ થાય અર્થાત્ શસ્ત્રના ઘા લાગતા નથી. આ બાબતમાં કોઈપણ જાતની શંકા કરવી નહિ.

**તન્ત્ર**—વળી પૂર્વોક્ત મન્ત્રે મન્ત્રીને પારો ચડાવેલી કોડીની ગોળી બનાવી, ગળાને વિષે ધારણ કરવાથી યુદ્ધમાં શસ્ત્રના ઘાથી મુક્ત રહેવાય છે અર્થાત્ શસ્ત્રના ઘા લાગતા નથી.

અથવા કડવી તુંબડીનું મૂળ દીપાલિકાની સાંજે નગ્ન થઈ ગ્રહણ કરી પછી ત્રિલોહ વેષ્ટિત કરી મુખમાં રાખવાથી યુદ્ધમાં શસ્ત્રના ભયથી રક્ષણ થાય છે.




ચિત્ર ૧૬૦ નમિઊણ યંત્ર ૧૭ પૃષ્ઠ ૩૩૮

**રોગાદિ અષ્ટભયહર માહાત્મ્ય—**

**रोगजलजलणविसहर–चोरारिमइंदगयरणभयाइं ।**
**पासजिणनामसंकित्तणेण पसमंति सव्वाइं ॥१८॥**

[रोगजलज्वलनविषधरचौरारिमृगेन्द्रगजरणभयानि ।
पार्श्वजिननामसंकीर्त्तनेन प्रशाम्यन्ति सर्वाणि ॥१८॥]

**ભાવાર્થ—**શ્રીપાર્શ્વનાથ પ્રભુના નામ માત્રનું કીર્ત્તન કરવાથી પણ રોગ, જલ, અગ્નિ, સર્પ, ચોર, શત્રુ, સિંહ, હાથી અને સંગ્રામનો ભય નાશ પામે છે. આ શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૬૧

**મન્ત્રામ્નાયઃ—**હૂઁ ની અંદર 'દેવદત્ત'નું નામ લખીને, ફરતા ઠ કાર વીંટીને, પછી સોળ સ્વરો ફરતા વીંટીને; તેની ઉપર क થી શરૂ કરીને ह સુધીના માતૃકાક્ષરો વીંટીને, બહાર માયાબીજ (ह्रींકાર)ના ત્રણ આંટા મારીને [क्रौं કારથી રૂંધન કરવું]. આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૮ ચિત્ર નં. ૧૬૨

આ યંત્ર સુગંધી દ્રવ્યોથી લખીને ॐ ह्रीं श्रीं अर्हं नमिऊण पास विसहर वसह जिण फुलिंग ह्रीं श्रीं नमः स्वाहा । આ મૂળ મન્ત્રથી પૂજન કરવાથી સર્વ ભયથી રક્ષા થાય છે.

**एवं महाभयहरं, पासजिणिंदस्स संथवमुआरं ।**
**भविअजणाणंदयरं, कल्लाणपरंपरनिहाणं ॥१९॥**



ચિત્ર ૧૬૨ નમિઊણ યંત્ર. ૧૮ પૃષ્ઠ ૩૩૮

रायभयजक्खरक्खस कुसुमिणदुस्सउणरिक्खपीडासु ।
संझासु दोसु पंथे, उवसग्गे तह य रयणीसु ॥ २०॥
जो पढइ जो अ निसुणइ, ताणं कइणो य माणतुंगस्स ।
पासो पावं पसमेउ, सयलभुवणच्चियच्चलणो ॥२१॥

[ एवं महाभयहरं पार्श्वजिनेन्द्रस्य संस्तवमुदारम् ।
भविकजनानन्दकरं कल्याणपरंपरानिधानम् ॥ १९ ॥
राजभययक्षराक्षसकुस्वप्नदुःशकुनरिक्षपीडासु ।
सन्ध्ययोर्द्वयोः पथि उपसर्गे तथा च रजनीषु ॥ २० ॥
यः पठति यश्च निश्रृणोति तेषां कवेश्च मानतुंगस्य ।
पार्श्वः पापं प्रशमयतु सकलभुवनार्चितचरणः । २१ ॥]

**ભાવાર્થ**—આ પ્રમાણે **શ્રીપાર્શ્વનાથ** પ્રભુનું આ ઉદાર સ્તવન મહાભયોનો હરણ કરનારૂં, ભવ્યજનોને આનંદ આપનારૂં અને કલ્યાણની પરંપરાના નિધાનરૂપ છે. તેને રાજાના ભય સંબંધી યક્ષ, રાક્ષસ, દુષ્ટ સ્વપ્ન, અપશુકન અને નક્ષત્ર, ગ્રહ, રાશિ વગેરે સંબંધી પીડાને વિષે પ્રાતઃકાળ અને સાયંકાલ એ બંને સંધ્યાએ, અરણ્યાદિક વિષમ માર્ગમાં, ઉપસર્ગમાં તેમ જ ભયંકર રાત્રિઓમાં જે માણસ ભણે અને જે કોઈ સાવધાન થઈને સાંભળે તેમના અને **માનતુંગસૂરિ** નામના [ આ સ્તોત્રના રચનાર] કવિના પાપને સમગ્ર જગતના જીવો વડે પૂજાયા છે ચરણ કમળો જેના એવા **શ્રીપાર્શ્વનાથ** સ્વામી શાંત કરો–નાશ કરો ૧૯–૨૦–૨૧.

મન્ત્રામ્નાયઃ—ક્ષૅંકારની મધ્યમાં (દેવદત્તનું) નામ લખીને, ઐંકાર, ૐકાર સ્વાકાર તથા હા કાર (ચાર ખુણામાં) લખીને, ઉપર વલય કરીને, ફરતી સોળ પાંખડીઓમાં સોળ સ્વર લખીને, બહાર ફરતા ह हा हि ही हु हू हे है हो हौ हं हः । અક્ષરો વીંટીને, તેની બહાર ફરતો ॐ पार्श्वजिनेन्द्राय झ्वीं क्ष्वीं हंसः हर हर स्वाहा એ મન્ત્ર વીંટીને, તેની ફરતા માયાબીજ ( ह्रीं કાર )ના ત્રણ આંટા મારીને [ क्रों કારથી રૂંધન કરીને ], કલશની અંદર નાખીને, કલશના મુખપર ૐકાર લખવો ( આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૧૯ ચિત્ર નં. ૧૯૩ )




ચિત્ર ૧૯૩ નમિઊણ યંત્ર ૧૯.

આ યંત્ર કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી [ ભોજપત્ર પર ] લખીને, ॐ पार्श्वजिनेन्द्राय झ्वीं क्ष्वीं हंसः हर हर स्वाहा । [ આ મન્ત્રથી મન્ત્રેલા ] ૧૦૮ સુગંધીદાર સફેદ ફૂલોથી પૂજન કરીને, જમણી ભુજાએ ધારણ કરવાથી શાંતિદાયક, પુષ્ટિદાયક અને સર્વભયનું હરણ થાય છે.

ॐ नमो भगवते पार्श्वनाथाय આ મન્ત્રથી સમાધિ કરીને, શરીરની રક્ષા કરવી. વનને વિષે, ગામડાને વિષે, નગરને વિષે, જ્યાં ત્રણ રસ્તા ભેગા થતા હોય ત્યાં, જ્યાં ચાર રસ્તા ભેગા થતા હોય ત્યાં, દરવાજા વિષે અથવા ઘરને વિષે સૂતારની સ્ત્રી, બ્રાહ્મણની સ્ત્રી, ક્ષત્રિયની સ્ત્રી, વૈશ્યની સ્ત્રી, ચાંડાલની સ્ત્રી, માતંગની સ્ત્રી (જે હોય તે) ॐ ह्रां ह्रीं हूँ ह्र ह्रौं ह्र ह्रः મન્ત્રના મહિમાએ કરીને શરીરમાં અવતરીને દુષ્ટનો નિગ્રહ કર. હું ફટ્ સ્વાહા આ વિદ્યાનું નિરંતર સ્મરણ કરવાથી સર્વ રક્ષા થાય છે.

ॐ नमो अरिहंताणं ॐ नमो भगवईए चंदाई महाविज्जाए । ગામમાં પ્રવેશ કરતી વખતે આ વિદ્યાનો સાત વાર જાપ કરવાથી અન્ન, પાણીનો લાભ થાય છે–રોટલા મળે છે; પરંતુ પહેલાં ચોથ ભક્ત ( એક એકાસણું, બીજે દિવસે ઉપવાસ તથા પારણે એકાસણું ) કરીને, પાર્શ્વનાથ પ્રભુના જનમ દિવસે ( મારવાડી પોષ વદિ ૧૦ તથા ગુજરાતી માગશર વદિ ૧૦ ના દિવસે ) એક હજાર વખત જાપ કરી વિદ્યા સિદ્ધ કરવી જોઇએ.

ॐ वद्‌वद्‌वमूर्त्री वज्रमुंडी क्षाँ क्षीँ क्षूँ क्षैं क्षौं [क्षँ] क्षः तैलं स्तम्भय स्तम्भय स्वाहा । આ મન્ત્રથી ગોળ વગેરે તેલ મંતરવું. ॐ ह्रीं श्रीं क्लीं ब्लूँ अर्हं नमः આ મન્ત્રનો ત્રણે કાળ (સવાર, બપોર અને સાંજે) જાપ કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

ॐ णमो भगवओ अरहओ अजिय भगवई महाविज्जाए अजिअए उंवसोमए अणिहए महाविज्जा सुभंकरे स्वाहा । અરિહંત ભગવાનના મંદિરમાં (જિનમંદિરમાં) ચોથ ભક્ત કરીને ૧૦૦૮ જાપ કરવાથી આ વિદ્યા સિદ્ધ થાય છે. વિદ્યા સિદ્ધ થએથી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે.

સકલ ત્રિલોકમાં તિલક સમાન, જેઓને જયા તથા વિજયા બંને બાજુ ચામર કરી રહી છે; જેઓના મસ્તક પર ધરણેન્દ્રની ફણાઓ રૂપી છત્ર છે, ત્રણ નેત્રોવાળી




ચિત્ર ૧૬૪ નમિઊણ યંત્ર ૨૦ પૃષ્ઠ ૩૪૨

પદ્માવતીના મસ્તક ઉપર જેઓ રહેલા છે એવા શ્રીપાર્શ્વનાથ પ્રભુનું બિંબ યંત્રની મધ્યમાં આલેખીને, ઉપર ફરતી આઠ પાંખડીઓમાં ફક્ત માયાબીજ (હ્રીં કાર) આલેખીને, ઉપર ફરતા સોળ સ્વરો વીંટીને; તેના ઉપર માયાબીજના ત્રણ આંટા મારીને [ક્રોં કારથી રૂંધન કરવું]. (આકૃતિ માટે જુઓ નમિ૦ યંત્ર ૨૦ ચિત્ર નં. ૧૬૪.)

આ યંત્ર કેશર વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને, તેનું ઉત્તમ એવા ૧૦૮ ફૂલોથી પૂજન કરવાથી સર્વત્ર જય આપનાર થાય છે. દરેકે દરેક પુષ્પને મૂલ મન્ત્રથી મન્ત્રીને પૂજન કરવું જોઈએ.

**શ્રીપાર્શ્વનાથનું માહાત્મ્ય—**

उवसग्गंते कमठा-सुरम्मि झाणाओ जो न संचलिओ ।
सुरनरकिन्नरजुवईहिं, संथुओ जयउ पासजिणो ॥२२॥

[ उपसर्गान्ते कमठासुरस्य ध्यानात् यो न संचलितः ।
सुरनरकिन्नरयुवतिभिः संस्तुतः जयतु पार्श्वजिनः ॥ २२ ॥ ]

ભાવાર્થ:—કમઠાસુરે ઉપસર્ગ કર્યો ત્યારે જે પ્રભુ ધ્યાનથી ચલાયમાન થયા નહિ, તે સુર, નર અને કિંનરની સ્ત્રીઓવડે સ્તુતિ કરાએલા એવા શ્રીપાર્શ્વનાથ જિનેશ્વર જયવંતા વર્તો–૨૨. આ શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૬૫

ચિત્રની મધ્યમાં પાર્શ્વનાથ પ્રભુ કાયોત્સર્ગ મુદ્રાએ ઊભા રહેલા છે, તેઓના મસ્તક ઉપર ધરણેન્દ્રે નાગના સ્વરૂપે સાત ફણારૂપી છત્ર ધરેલું છે. અને તે પ્રભુની ડાબી બાજુએ બે હાથની અંજલિ જોડીને પ્રભુની સ્તુતિ કરતો ઊભો રહ્યો છે. વળી પ્રભુની જમણી બાજુએ બે હાથ જોડીને એક સ્ત્રી ઊભી રહેલી છે, જેણીના મસ્તક ઉપર સર્પની ત્રણ ફણા સ્પષ્ટ બતાવીને તે પદ્માવતી હોવાનો ભાવ ચિત્રકારે રજુ કરેલો છે અને તેવો જ ભાવ ધરણેન્દ્રના મસ્તક ઉપર ત્રણ ફણાની રજુઆત કરીને દર્શાવેલો છે, પ્રભુના પગની નીચેના ભાગમાં કમઠાસુર બે હાથ જોડીને પોતાના કૃત્યોની ક્ષમા માગતો જણાય છે. આ ચિત્રમાં ચિત્રકારે ધરણેન્દ્રને જમણી બાજુના બદલે ડાબી બાજુએ અને પદ્માવતીને ડાબી બાજુના બદલે જમણી બાજુ રજુ કરીને પોતાનું જૈનધર્મના રીતિ રિવાજોનું અજ્ઞાન બતાવેલું છે.

**મન્ત્રનું માહાત્મ્ય—**

एअस्स मज्झयारे, अट्ठारसअक्खरेहिं जो मंतो ।
जो जाणइ सो झायइ, परमपयत्थं फुडं पासं ॥२३॥

[ एतस्य मध्ये अष्टादशाक्षरैः यः मन्त्रः ।
यो जानाति स ध्यायति परमपदस्थं स्फुटं पार्श्वम् ॥ ]

ભાવાર્થ:—આ સ્તવનમાં (नमिऊण पास विसहर वसह जिण फुलिंग)+ અઢાર અક્ષરનો બનેલો [ચિંતામણિ નામનો] જે મન્ત્ર ગુપ્ત રહેલો છે, તે મન્ત્રને જે જાણે છે, તે, મનુષ્ય પરમ પદને પ્રાપ્ત થએલા **શ્રીપાર્શ્વનાથ** પ્રભુનું પ્રગટપણે ધ્યાન કરે છે એમ જાણવું–૨૩

**पासह समरण जो कुणइ, संतुट्ठहियएण ।**
**अट्ठुत्तरसयवाहिभय, नासइ तस्स दूरेण ॥२४॥**

[पार्श्वस्य स्मरणं यः करोति संतुष्टहृदयेन ।
अष्टोत्तरशतव्याधिभयानि नश्यन्ति तस्य दूरतः ॥]

ભાવાર્થ:—જે મનુષ્ય સંતુષ્ટ–સ્થિર ચિત્તવડે શ્રીપાર્શ્વનાથ પ્રભુનું સ્મરણ કરે છે, તેના એકસોને આઠ વ્યાધિનાં ભયો દૂરથી જ નાશ પામે છે.



ચિત્ર ૧૬૬ નમિઊણ યંત્ર ૨૧

+આ ચિંતામણિ નામના અઢાર અક્ષરનું જુદી જુદી રીતે ધ્યાન ધરવાનું જૈનાચાર્યોએ બતાવેલું છે અને તેનું ધ્યાન ધરવા માટેના યંત્રની આકૃતિઓ પણ જુદી જુદી રીતે બનાવવાની વિધિઓ તે મહાત્મા પુરુષોએ બતાવેલી છે, આ વિષયના જિજ્ઞાસુઓને માટે મારા તરફથી પ્રસિદ્ધ થએલ 'મન્ત્રાધિરાજ–ચિંતામણિ' (કિંમત રૂપિયા પચીસ) નામના ગ્રંથમાં છપાએલાં સ્તોત્રો તથા **માનતુંગસૂરિ** શિષ્ય શ્રી **ધર્મઘોષસૂરિ** વિરચિત 'ચિંતામણિ કલ્પ' તથા સાગરચંદ્રસૂરિ વિરચિત 'મન્ત્રાધિરાજ કલ્પ' અને 'શ્રી ચિંતામણી યંત્ર' નામનો યંત્ર વગેરે જોવા ભલામણ છે. —સંપાદક.

# ॥ श्रीअजितशांति स्तवन ॥

——(०)——

अजिअं जिअसव्वभयं, संतिं च पसंतसव्वगयपावं ।
जयगुरु संतिगुणकरे, दो वि जिणवरे पणिवयामि ॥१॥ (गाहा)×

[ अजितं जितसर्वभयं शान्तिं च प्रशान्तसर्वगदपापम् ।
जगद्गुरू शान्तिगुणकरौ, द्वावपि जिनवरौ प्रणिपतामि ॥ ] ॥ गाथा ॥

ભાવાર્થ:—આ લોકના સપ્તવિધ ભય (ઇહલોક ભય, પરલોક ભય, આદાન ભય, અકસ્માત ભય, આજીવિકા ભય, મરણ ભય અને અપકીર્તિ ભય)ને જેઓએ જિતેલા છે એવા શ્રીઅજિતનાથ નામના બીજા તીર્થંકર તથા સર્વ રોગ અને પાપને શાંત કરનાર એટલે નાશ કરનાર શ્રીશાંતિનાથ નામના સોળમા તીર્થંકર એ બંને જગતના ગુરુ અને શાંતિના કરનારા છે, તેઓને હું નમસ્કાર કરું છું.

ववगयमंगुलभावे, ते हं विउलतवनिम्मलसहावे ।
निरुवममहप्पभावे, थोसामि सुदिट्ठसब्भावे ॥२॥ (गाहा)

---

× આ ગાથા છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે:—

मुणि ट गुरू तत्थ न जो विसमे छट्ठो उ मज्झगो पढमे ।
दुइए उ दलम्मि लहू छट्ठो सेसं समं गाहा ॥ १ ॥

(सप्त चतुर्मात्रा गुरुश्च तत्र न जगणो (।ऽ।) विषमे षष्ठस्तु मध्यगः प्रथमेऽर्धे ।
द्वितीये तु दले लघुः षष्ठः शेषं समं (पथा) गाथेति ॥ १ ॥

दुइया छट्ठे पढमाउ सत्तमे लाउ कुणइ उवरिदले ।
न लहुम्मि पंचमे पढमयाउ इह तलदले विरई ॥ २ ॥

(उपरितनार्धे षष्ठे [चतुर्लघुकेऽर्वाक्] द्वितीयाल्लात्सप्तमे प्रथमाल्लाद्विरतिं कुरु ।
इहाधस्तनेऽर्धे पंचमे चतुर्मात्रिकलघुगणे प्रथमाल्लान्नविरतिः ॥ २ ॥

અર્થાત્—સાત ટગણ (ચાર માત્રાવાળા) પછી એક ગુરુ પ્રથમ અર્ધમાં આવે, ત્યાં વિષમ (ત્રણ પાંચ વગેરે એકી) ટગણમાં જગણ (।ऽ।) ન હોય. છઠ્ઠો ટગણ મધ્યમા ક ગણ ऽ) વાળો હોય. બીજા અર્ધમાં તો પાંચ ટ ગણ પછી છઠ્ઠો લઘુ હોય. બાકીનું પહેલા અર્ધ પ્રમાણે એટલે સાતમો ટ ગણ અને પછી ગુરુ એ પ્રકારે ગાથા છંદ જાણવો. "**दुतिचउपंचछकला गणाः कचटतपनामानः**" અહીં બે માત્રાનો ક ગણ, ત્રણનો ચ ગણ, ચારનો ટ ગણ, પાંચનો ત ગણ અને છ માત્રાનો પ ગણ એવા નામના પાંચ ગણ ગણેલા છે. બીજી કેટલીક સંજ્ઞા છંદોગ્રથથી જાણી લેવી. અહીં છઠ્ઠા ટ ગણમા બીજા લઘુની પહેલાં વિરામ કરવો, અને સાતમા ટ ગણમાં પહેલા લઘુની પૂર્વે વિરામ કરવો તથા બીજા અર્ધમા પાંચમા ટ ગણમાં પહેલા લઘુની પૂર્વે વિરામ કરવો.

[व्यपगताशोभनभावौ तावहं विपुलदपोनिर्मलस्वभावौ ।
निरुपममहाप्रभावौ स्तोष्ये सुदृष्टसद्भावौ ॥ २ ॥ गाथा]

ભાવાર્થ:—જેઓના મંગુલ એટલે અશોભન ભાવ, વવગય એટલે નાશ પામ્યો છે, ઉગ્ર તપસ્યા વડે જેઓનો સ્વભાવ નિર્મળ થએલો છે, જેઓનો પ્રભાવ એટલે મહિમા ઉપમા રહિત અને મોટો છે, તથા જેઓએ કેવળજ્ઞાન અને કેવળદર્શન વડે વિદ્યમાન એવા જીવાજીવાદિ ભાવોને યથાર્થ રીતે સંપૂર્ણ પણે જાણેલા છે, એવા શ્રીઅજિતનાથ અને શાંતિનાથ પ્રભુની હું [નંદિષેણ કવિ] સ્તુતિ કરીશ.

આ બંને શ્લોકોના ભાવ પરથી તૈયાર થએલી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૬૭માં દેરીઓની અંદર અનુક્રમે શ્રીઅજિતનાથ તથા શાંતિનાથ પ્રભુની મૂર્તિઓ આંગી સહિત બિરાજમાન છે. અજિતનાથ પ્રભુની પલાંઠીની નીચે ચિત્રકારે તેઓને ઓળખવા માટે હાથીનું ચિહ્ન તથા શ્રીશાંતિનાથ પ્રભુની પલાંઠી નીચે હરણનું ચિહ્ન રજુ કરેલું છે. વળી તેઓની સન્મુખ બે હાથ જોડીને સ્તુતિ કરતા ઉઘાડા માથાવાળા એક જૈન સાધુનું ચિત્ર દોરીને 'શ્રીઅજિતશાંતિ સ્તવ'ના કર્તા શ્રીનંદિષેણ મુનિની રજુઆત ચિત્રકારે કરેલી છે. અને ચિત્રની નીચેના ભાગમાં નાટારંભ કરતી બે સ્ત્રીઓ, બંને હાથે ઢોલ વગાડતાં બે પુરુષો તથા બંને હાથે મંજીરા અગર ઝાંઝ વગાડતાં બીજા બે પુરુષોની રજુઆત કરીને ચિત્રકારના સમયમાં જૈનમંદિરોમાં પ્રભુની સન્મુખ ભક્તિ નિમિત્તે થતા નાટારંભનો ખ્યાલ આપવાનો પ્રયત્ન ચિત્રકારે કરેલો છે. ચિત્રમાં રજુ કરેલા પુરુષોની પાઘડીઓ પરથી તથા નાટારંભ કરતી બંને સ્ત્રીઓના પહેરવેશથી આ ચિત્ર મોગલ સમયના અંત ભાગમાં ચિતરાએલું હોવું જોઇએ એમ અનુમાન થઈ શકે છે.

सव्वदुक्खप्पसंतीणं, सव्वपावप्पसंतिणं ।
सया अजिअसंतीणं, नमो अजिअसंतिणं ॥३॥ [सिलोगो+

[सर्वदुःखप्रशान्तिभ्यां, सर्वपापप्रशान्तिभ्याम् ।
सदाऽजितशान्तिभ्यां, नमोऽजितशान्तिभ्याम् ॥ ३ ॥]

---

+ આ શ્લોક નામનો છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

पंचमं लहु सव्वत्थ, सत्तमं दुचउत्थए
छट्ठं पुण गुरुं जाण, सिलोगं बिंति पंडिआ ॥ १ ॥
(सर्वत्र पंचमं लघु, द्वितियचतुर्थयोः (पादयोः) सप्तमम् ।
षष्ठं पुनर्गुरु येषामक्षरं तं श्लोकं ब्रुवते पण्डिताः ॥

અર્થાત્—પાંચમો અક્ષર સર્વત્ર-ચારે પાદમાં લઘુ હોય અને છઠ્ઠો અક્ષર સર્વત્ર ગુરુ હોય તથા બીજા અને ચોથા પાદમાં સાતમો અક્ષર લઘુ હોય તો તેને પંડિતો શ્લોક નામનો છંદ કહે છે,

ભાવાર્થ:—જેઓના સર્વ દુઃખોની શાંતિ થઈ ગઈ છે, તથા જેઓના સર્વ પાપની શાંતિ થઈ ગઈ છે, જેઓ કોઇથી જીતાએલા નથી એટલે જેઓનો રાગાદિક આઠ કર્મોથી પરાભવ થયો નથી, તથા જેઓ હમેશાં શાંતિને ધારણ કરવાવાળા છે. એવા શ્રીઅજિતનાથ અને શાંતિનાથને (મારો) નમસ્કાર હો.

अजिअजिण ! सुहप्पवत्तणं, तव पुरिसुत्तम ! नामकित्तणं ।
तह य धिइमइप्पवत्तणं, तव य जिणुत्तम ! संति ! कित्तणं ॥४॥ (मागहिया)+

[अजितजिन ! सुखप्रवर्तनं, तव पुरुषोत्तम ! नामकीर्तनम् ।
तथा च धृतिमतिप्रवर्तनं, तव च जिनोत्तम ! शान्ते ! कीर्तनम् ] ॥ ४ ॥

ભાવાર્થ:—હે પુરુષોત્તમ અજિતનાથ ! તથા હે જિનોત્તમ શ્રીશાંતિનાથ ! તમારા બંનેના નામોનું જે કીર્તન તે સુખને આપનાર અને ધીરજ તથા બુદ્ધિને પ્રગટ કરનાર છે.

किरियाविहिसंचिअकम्मकिलेसविमुक्खयरं,
अजिअं निचिअं च गुणेहिं महामुणिसिद्धिगयं ।
अजिअस्स य संतिमहामुणिणो वि अ संतिकरं,
सययं मम निव्वुइकारणयं च नमंसणयं ॥५॥ (आलिंगणयं)×

(क्रियाविधिसंचितकर्मक्लेशविमोक्षकरम्
अजितं निचितं च गुणैर्महामुनिसिद्धिगतम् ।
अजितस्य च शान्तिमहामुनेरपि च शान्तिकरं
सततं मम निर्वृतिकारणकं च नमस्यनकम् ॥ ५ ॥)

---

+ આ માગધિકા નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

विसमेसु दोन्नि टगणा, समेसु पो टो तओ दुसु वि जत्थ ।
लहुओ कगणो लहुओ, कगणो तं मुणह मागहिअं ॥ १ ॥
(विषमयोः [पृथमतृतीययोः] द्वौ टगणौ समयोः पः टः ततो द्वयोरपि ।
[समविषमयोः] लघुश्छः कगणः लघुकः कगणस्तां जानीहि मागधिकाम् ॥)

અર્થાત્—વિષમ એટલે પહેલા અને ત્રીજા એકી સંખ્યક પાદમાં પ્રથમ બે ટગણ હોય અને સમ એટલે બીજા અને ચોથા બેકી સંખ્યક પાદમાં પહેલો પગણ (છમાત્રા) અને બીજો ટગણ હોય. ત્યારપછી સમ વિષમ બંનેમાં એટલે ચારે પાદમાં અનુક્રમે લઘુ, કગણ, લઘુ અને કગણ એ રીતે આવે તેને માગધિકા છંદ કહે છે.

× આ આલિંગનક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

लहु दु गुरु टगणछक्कं, सव्वेसु पएसु पढमतइयम्मि ।
दुचउत्थे जमियमिणं, आलिंगणयम्मि छंदम्मि ॥ १ ॥
(द्विलघुगुरुरूपटगणषट्कं सर्वेषु पादेषु प्रथमं तृतीयेन ।
द्वितीयं च चतुर्थेन यमकितमेतदालिङ्गनके छन्दसि ) ॥ १ ॥

ભાવાર્થ:—શ્રીઅજિતનાથને તથા મહામુનિ શ્રીશાંતિનાથને કરેલો નમસ્કાર મને હમેશાં મોક્ષનું કારણ થાઓ. તે કરેલો નમસ્કાર કાયિકી આદિક ક્રિયાથી કરેલાં કર્મ અને કષાયથી અથવા કર્મના કલેશથી મૂકાવનાર છે, બીજા અન્ય દેવોને કરેલા નમસ્કારથી જીતાય નહિ તેવો એટલે કે અન્ય દેવોના નમસ્કારથી આ નમસ્કાર અધિક ફળને આપનારો છે, તથા આ નમસ્કાર સમગ્ર ગુણોવડે યુક્ત છે તથા મહાયોગીઓને પ્રાપ્ત થતી અષ્ટ મહાસિદ્ધિને તથા શાંતિને આપવાવાળો છે.

पुरिसा ! जइ दुक्खवारणं, जइ य विमग्गह सुक्खकारणं ।
अजिअं संतिं च भावओ, अभयकरे सरणं पवज्जहा ॥६॥ (मागहिआ)

[पुरुषाः ! यदि दुःखवारणं यदि च विमार्गयथ सुखकारणम् ।
अजितं शान्तिं च भावतोऽभयकरौ शरणं प्रपद्यध्वम् ॥ ६ ॥]

ભાવાર્થ:—હે પુરુષો ! જો તમે દુઃખના નિવારણને અને સુખના કારણને શોધતા હો, તો અભયને કરનારા એટલે કે ભયનું નિવારણ કરનારા શ્રીઅજિતનાથ તથા શ્રી શાંતિનાથને ભાવથી શરણે જાઓ અર્થાત્ શ્રીઅજિતનાથ તથા શ્રીશાંતિનાથ પ્રભુનું શરણ અંગીકાર કરો.

अरइरइतिमिरविरहिअमुवरयजरमरणं,
सुरअसुरगरुलभुयगवइपययपणिवइयं
अजिअमहमवि अ सुनयनयनिउणमभयकरं,
सरणमुवसरिअ भुविदिविजमहिअं सययमुवणमे ॥७॥ (संगययं)+

[ अरतिरतितिमिरविरहितमुपरतजरामरणं ।
सुरासुरगरुडभुजगपतिप्रयतप्रणिपतितम् ॥
अजितमहमपि च सुनयनयनिपुणमभयकरं ।
शरणमुपसृत्य भुविदिविजमहितं सततमुपनमामि ॥ ]

---

અર્થાત્—આલિંગનક નામના છંદને વિષે પહેલા બે લઘુ અને ત્રીજો અક્ષર ગુરુ એવા ચાર માત્રાના ૭ ટગણુ ચારે પાદમાં આવે છે. વિશેષ એ કે પહેલું પાદ ત્રીજા પાદ સાથે અને બીજું પાદ ચોથા પાદ સાથે યમકવાળું હોય છે.

+ આ સંગતક નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

लहुतगणचउगं गुरुणो. पायतिए तदुन्नि टगणदुगं ।
लहुतगणो अंतुगुरू, संगययं रइअअणुपासं ॥ १ ॥
( लहुतगणचतुष्कं गुरुः पादत्रिके लघुतद्वयं टगणद्वयम् ।
लघुतगणोऽन्त्यगुरुः संगतकं रचितानुप्रासम् ॥ )

ભાવાર્થ:—જેઓ સંયમને વિષે અરતિ અને અસંયમ ને વિષે રતિ તથા અજ્ઞાનથી રહિત છે. અથવા અરતિ મોહનીયના ઉદયથી ઉત્પન્ન થએલો ચિત્તનો ઉદ્વેગ, અને રતિ મોહનીયના ઉદયથી ઉત્પન્ન થએલો ચિત્તનો આનંદ એ બંને સમ્યક્જ્ઞાનને આચ્છાદન કરનાર હોવાથી તે રૂપ જે અંધકાર તેણે કરી રહિત છે. વળી જેઓ જરા અને મરણથી મુક્ત થએલા છે, અથવા 'उपरतजराम्' અને 'अरणं' એવો પદચ્છેદ કરી જરા રહિત તથા રણસંગ્રામ રહિત છે એવો પણ અર્થ ઘટાવવો. વળી સુર એટલે વૈમાનિક દેવો, અસુર એટલે ભવનપતિ દેવો, ગરૂડ એટલે જ્યોતિષ્ક દેવો અને ભુજગ એટલે નાગકુમાર દેવોના પતિ એટલે ઇંદ્રોએ જેઓને આદરથી નમસ્કાર કર્યો છે, તથા જેઓ સારી નીતિ અને ન્યાયને વિષે નિપુણ છે, તથા જેઓ અભયને કરનારા છે, તથા જેઓ મનુષ્યો અને દેવોથી પૂજિત છે, તેવા શ્રીઅજિતનાથનું શરણ લઈને હું પણ તેઓને સદા નમસ્કાર કરૂં છું.

**तं च जिणुत्तममुत्तमनित्तमसत्तधरं,**
**अज्जवमद्दवखंतिविमुत्तिसमाहिनिहिं ।**
**संतिकरं पणमामि दमुत्तमतित्थयरं,**
**संतिमुणी मम संतिसमाहिवरं दिसउ (ऊ) ॥८॥ (सोवाणयं)+**

**(तं च जिनोत्तममुत्तमनिस्तमसत्त्वधरम्**
**आर्जवमार्दवक्षान्तिविमुक्तिसमाधिनिधिम् ।**
**शान्तिकरं प्रणमामि दमोत्तमतीर्थकरं**
**शान्तिमुनिर्मम शान्तिसमाधिवरं दिशतु ॥ ८ ॥)**

---

**एकद्वित्रान्तरितं व्यञ्जनमविवक्षितस्वरं बहुशः ।**
**आवर्त्यते निरन्तरमथवा यदसावनुप्रासः ॥ २ ॥**

અર્થાત્—પ્રથમ લઘુ અક્ષરવાળા ચાર તગણ (પાચમાત્રા) આવે એટલે વીશ અક્ષર લઘુ આવે અને એકવીશમો છેલ્લો અક્ષર ગુરુ આવે એ પ્રમાણે પહેલા ત્રણ પાદમાં આવે, અને ચોથા પાદમાં લઘુ અક્ષરવાળા બે તગણ આવે એટલે કે પહેલા દશ અક્ષર લઘુ આવે, પછી બે ટગણ આવે. પછી લઘુ-અક્ષરવાળો એક તગણ આવે અને પછી છેલ્લો એક ગુરુ આવે, એ સંગતક છંદ અનુપ્રાસ-સહિત હોવો જોઈએ (૧). સ્વરની વિવક્ષા કર્યા વિના એટલે સ્વર ગમે તે હોય અને એક, બે કે ત્રણ અક્ષરને આંતરે એક વ્યંજન વારંવાર આવ્યા કરે તો તે અનુપ્રાસ અલંકાર કહેવાય છે (૨).

+ આ સોપાનક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

**गुरुलहुटगणपणगं, गुरू य सोवाणयं समपर्णह ॥**
**(गुरुलघुरूपटगणपञ्चकं गुरुश्च सोपानकं समपदैः)**

અર્થાત્—જેમાં પહેલો એક ગુરુ અને પછી બે લઘુ એવા (ચાર માત્રાવાળા) ટગણ પાંચ આવે અને છેલ્લો એક અક્ષર ગુરુ આવે, એ જ રીતે ચારે સરખા પાદોએ કરીને સોપાનક છંદ જાણવો, આમાં દરેક પાદમાં સોળ સોળ અક્ષર આવે છે.

ભાવાર્થઃ—જેઓ સામાન્ય કેવળીને વિષે ઉત્તમ છે, જેઓ ઉત્તમ અને અજ્ઞાનતા રહિત એવા ભાવયજ્ઞને અથવા પરાક્રમને ધારણ કરનારા છે. જેઓ આર્જવ, માર્દવ, ક્ષાંતિ એટલે ક્ષમા, નિર્લોભતા અને સમાધિના નિધાન છે, વળી જેઓ શાંતિના કરનારા તથા ઈંદ્રિયોનું દમન કરવામાં શ્રેષ્ઠ અને તીર્થને પ્રવર્ત્તાવનારા છે, એવા તે શ્રીશાંતિમુનિને એટલે શ્રીશાંતિનાથ પ્રભુને હું પ્રણામ કરૂં છું, વળી તે શ્રીશાંતિનાથ પ્રભુ મને શાંતિ અને સમાધિ એટલે ચિત્તની સ્થિરતારૂપ વરદાન આપો.

**सावत्थिपुव्वपत्थिवं च वरहत्थिमत्थयपसत्थवित्थिन्नसंथियं,**
**थिरसरित्थवच्छं मयगललीलायमाणवरगंधहत्थिपत्थाणपत्थियं संथवारिहं ।**
**हत्थिहत्थबाहुं धंतकणगरुअगनिरुवहयपिंजरं पवरलक्खणोवचिअसोमचारुरूवं,**
**सुइसुहमणाभिरामपरमरमणिज्जवरदेवदुंदुहिनिनायमहुरयरसुहगिरं ॥९॥ (वेड्ढओ)+**

[श्रावस्तीपूर्वपार्थिवं च वरहस्तिमस्तक प्रशस्तविस्तीर्णसंस्थितं,
स्थिरश्रीवत्सवक्षसं मदकललीलायमानवरगन्धहस्तिप्रस्थानप्रस्थितं संस्तवार्हम् ।
हस्तिहस्तबाहुं ध्मातकनकरुचकनिरुपहतपिञ्जरं प्रवरलक्षणोपचितसौम्यचारुरूपं,
श्रुतिसुखमनोऽभिरामपरमरमणीयवरदेवदुन्दुभिनिनादमधुरतरशुभगिरम् ॥ ९ ॥

ભાવાર્થઃ—જેઓ દીક્ષા લીધા પહેલાં શ્રાવસ્તી નગરીના રાજા હતા (અહીં શ્રાવસ્તી શબ્દથી અયોધ્યા ગ્રહણ કરવી તે વિષે આગમમાં કહ્યું છે કેઃ—'इक्खागभूमिओघा, सावत्थे विणियं कोसलपुर च'), ઉત્તમ હસ્તીના મસ્તકની સમાન પ્રશસ્ત અને વિસ્તીર્ણ સંસ્થાનવાળા, નિશ્ચળ શ્રીવત્સવાળું હૃદય છે જેમનું એવા, મન્દોમત્ત અને લીલાયુક્ત એવા શ્રેષ્ઠ ગંધહસ્તીની ગતિ સમાન ગતિ છે જેમની એવા, સ્તુતિ કરવાને યોગ્ય એવા, હાથીની સૂંઢ જેવી લાંબી ભુજાઓવાળા, ધમેલા એટલે તપાવેલા સુવર્ણના અલંકાર જેવો પીળો વર્ણ છે જેઓનો એવા, ઉત્તમોત્તમ લક્ષણોએ કરીને યુક્ત, સૌમ્ય અને સુંદર રૂપ છે જેઓનું એવા, કાનને સુખકારક અને મનને આનંદકારી તથા અતિ રમણીય એવા ઉત્તમ દેવદુંદુભિના નાદ કરતાં પણ અત્યંત મધુર અને સુખકારક છે વાણી જેઓની એવા.

---

+ આ વેષ્ટક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

**तचपतटदुगं, पोटचउक्कतचततिगलहुगुरुगो ।**
**चदुटो चचउटचदुगं, तञ्चतिण्णि टपगदसय गुरु वेढो ॥ १ ॥**
**(तचपतटद्विकतद्विकपटचतुष्कतचतत्रिकलघुगुरवः ।**
**चद्विकटचचतुष्कटचद्विकतचत्रिकटैकादशकगुरवो वेष्टः)**

અર્થાત્—તગણ, ચગણ (ત્રણ માત્રા), પગણ, તગણ, ટગણ બે, તગણ બે, પગણ, ટગણ ચાર, તગણ, ચગણ, તગણ ત્રણ, લઘુ, ગુરુ, ચગણ બે, ટગણ, ચગણ ચાર, ટગણ, ચગણ બે, તગણ, ચગણ ત્રણ, અગ્યાર ટગણ અને ગુરુ એ પ્રમાણે વેષ્ટક છંદ જાણવો.

अजिअं जिआरिगणं, जिअसव्वभयं भवोहरिउं ।
पणमामि अहं पयओ, पावं पसमेउ मे भयवं ! ॥१०॥ (रासालुद्धओ*)

[अजितं जितारिगणं, जितसर्वभयं भवौघरिपुम् ।
प्रणमाम्यहं प्रयतः पापं प्रशमयतु मे भगवन् ॥ १० ॥]

ભાવાર્થ:—[તથા] જેઓએ [મોહાદિક] શત્રુઓના સમૂહને જીત્યા છે, વળી જેઓએ સર્વ ભયોને જીત્યા છે તથા જેઓ સંસારની પરંપરાના શત્રુ છે—નાશ કરનારા છે એવા, શ્રીઅજિતનાથ પ્રભુને હું આદરસહિત પ્રણામ કરૂં છું, તો હે શ્રીઅજિતનાથ ભગવાન! મારા પાપનો નાશ કરો.

कुरुजणवयहत्थिणाउरनरीसरो पढमं तओ महाचक्कवट्टिभोए महप्पभावो,
जो बावत्तरिपुरवरसहस्सवरनगरनिगमजणवयवई बत्तीसारायवरसहस्साणुयायमग्गो ।
चउदसवररयणनवमहानिहिचउसट्ठिसहस्सपवरजुवईण सुंदरवई,
चुलसीहयगयरहसयसहस्ससामी छन्नवइगामकोडिसामी
आसीजो भारहम्मि भयवं ॥११॥ (वेड्ढओ×)

* આ રાસાલુબ્ધક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે:—

टगणदुगं लहुगुरुणो, टगणतिगं लहुगुरू य टगणतिगं ।
दुसरिच्छं अंतपयं रासाइलुद्धयं छंदं ॥ १ ॥
(टगणद्विकं लघुगुरुष्टगणत्रिकं लघुगुरुश्च टगणत्रिकम् ।
द्वितीयसमं चतुर्थं [यत्र तत्] रासालुब्धकच्छन्दः ॥)

અર્થાત્—પહેલા પાદમાં બે ટગણ, પછી એક લઘુ અને એક ગુરુ, બીજામાં ત્રણ ટગણ, પછી લઘુ અને ગુરુ, ત્રીજા પાદમાં ત્રણ ટગણ અને ચોથું પાદ બીજા પાદ જેવું હોય તે રાસાલુબ્ધક છંદ કહેવાય છે.

× આ વેષ્ટક છંદ છે. તે પ્રથમના વેષ્ટક છંદથી જુદો છે. તેનું લક્ષણ આ પ્રમાણે.—

पो तयुगं लहुगुरुणो, टछक्कदुगुरु टसत्त लहुगुरुगा ।
पटदुतचगुरुनवटा, दुलहुगुरु टचउ दो गुरुगा ॥ १ ॥
टदुचगुरुजुयं टतिगं, दुलहुगुरू अवरवेढ्ढओ छंदं ।
(पतद्विकं लघुर्गुरुष्टषट्कगुरुद्वयटसप्तकलघुगुरवः ।
पटद्विकतचगुरुटनवकलघुद्वयगुरुटचतुष्कगुरुद्विकाः ॥ १ ॥
टद्विकचगुरुयुतं टत्रिकं लघुद्विकं गुरुरपरवेष्टकछन्दः ।)

અર્થાત્—પગણ તગણ બે, લઘુ ગુરુ, ટગણ છ, બે ગુરુ, ટગણ સાત, લઘુ, ગુરુ, પગણ ટગણ બે, તગણ, ચગણ, ગુરુ, ટગણ નવ, બે લઘુ, ગુરુ, ટગણ ચાર, ગુરુ બે, ટગણ બે, ચગણ, ગુરુવાળા ટગણ ત્રણ, બે લઘુ અને ગુરુ એ પ્રમાણે બીજો વેષ્ટક છંદ જાણવો.

तं संतिं संतिकरं, संतिण्णं सव्वभया ।
संतिं थुणामि जिणं संतिं विहेउ मे ॥१२॥ ( रासानंदियं+)

[ कुरुजनपदहस्तिनापुरनरेश्वरः प्रथमं ततो महाचक्रवर्तिभोगान् (प्राप्तः) महाप्रभावः,
यो द्विसप्ततिपुरवरसहस्रवरनगरनिगमजनपदपतिर्द्वात्रिंशद्राजवरसहस्रानुयातमार्गः ।
चतुर्दशवररत्ननवमहानिधिचतुःषष्टिसहस्रप्रवरयुवतीनां सुन्दरपतिः,
चतुरशीतिहयगजरथशतसहस्रस्वामी षण्णवति-ग्रामकोटिस्वामी
आसीत् यो भारते भगवान् ॥ १ ॥ ]

[ तं शान्ति शान्तिकरं संतीर्णं सर्वभयात् ।
शान्ति स्तौमि जिनं शान्ति विदधातु मे ॥ १२॥ ]

ભાવાર્થ:—જેઓ પહેલાં કુરુ જનપદ એટલે કુરુ દેશમાં આવેલા હસ્તિનાપુર નામના નગરના રાજા હતા, ત્યારપછી મોટા ચક્રવર્તિના ભોગને ભોગવનારા હતા એટલે કે છખંડ ભરતક્ષેત્રના મોટા ચક્રવર્તિ હતા. તે વખતે મહાપ્રભાવવાળા તે સ્વામી બહોંતેર હજાર ઉત્તમ પુર, નગર[1], નિગમ[2] અને દેશના સ્વામી હતા, બત્રીશ હજાર (મુકુટબદ્ધ) શ્રેષ્ઠ રાજાઓએ અનુસર્યો છે માર્ગ જેઓનો એવા એટલે કે બત્રીશ હજાર રાજાઓ જેઓની આજ્ઞામાં હતા એવા, ઉત્તમ ચૌદ રત્નો[3], નવ મહાનિધિ[4] અને ચોસઠ હજાર શ્રેષ્ઠ સ્ત્રીઓના

+ આ રાસાનંદિતક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

टदुलहुदुगुरू पढमे दुइए टदुलहुगुरू पए तइए ।
तुरिए टदुगं सगुरू, रासाइनंदियं छंदं ॥ १ ॥
( टद्विकलघुद्विकगुरवः प्रथमे द्वितीये टद्विकलघुगुरवः पदे तृतीये ।
तुर्ये टद्विकं सगुरु रासानंदितकं छन्दः ॥ )

અર્થાત્—ટગણ બે. લઘુ બે, ગુરુ, પહેલા અને બીજા પાદમાં હોય. ત્રીજા પાદમાં ટગણ બે લઘુ અને ગુરુ હોય. ચોથા પાદમાં ટગણ બે અને ગુરુ એ લક્ષણવાળો રાસાનંદિતક છંદ જાણવો.

૧ જેમાં કર ન હોય તે નગર કહેવાય છે.

૨ જેમાં મોટા વ્યાપારીઓ નિવાસ કરતા હોય તે નિગમ કહેવાય છે.

૩ ચૌદ રત્નો દરેક ચક્રવતીને હોય છે. તે આ પ્રમાણેઃ—

૧ ચક્રરત્ન—ધનુષ પ્રમાણ ગોળાકૃતિએ હોય, તે શત્રુના મસ્તકનો છેદ કરવા માટે ઉપયોગમાં લેવાય છે, છતાં પણ એક જ ગોત્રમાં ઉત્પન્ન થએલા શત્રુ પર તે ચાલી શકતું નથી. ૨ છત્રરત્ન—ધનુષ પ્રમાણ છત્રાકારે હોય તે ચક્રવર્તીના હાથના સ્પર્શ માત્રથી ૧૨ (બાર) જોજન વિસ્તારવાળું થાય. ૩ દંડરત્ન—ધનુષ પ્રમાણ દંડાકૃતિએ હોય, તે વિષમ એટલે ખાડા ટેકરાવાળી જમીનને સમ એટલે સરખી કરે અને જરૂર પડે ત્યારે હજાર યોજન સુધી ઉંડી ભૂમિ ખોદે છે. ૪ ચર્મરત્ન—બે હાથ લાંબુ પહોળું હોય, તે જરૂર પડે ત્યારે ચક્રવર્તીના હાથના સ્પર્શથી બાર યોજન લાંબું થાય છે. તેમાં સવારે ધાન્ય વાવ્યું હોય તે સાંજે પાકે-તૈયાર થાય. ૫ ખડગરત્ન—બત્રીશ આંગળ લાંબુ હોય, તે સંગ્રામમાં ઉપયોગમાં લેવાય છે અને ઘણી જ શક્તિવાળું હોય છે. ૬ કાકિનીરત્ન—ચાર આંગળનું હોય, તેના વડે વૈતાઢ્ય

જેઓ સ્વામી હતા, ચોરાશી લાખ ઘોડા, હાથી અને રથના સ્વામી તથા છન્નું કરોડ ગામોના જેઓ સ્વામી આ ભરતક્ષેત્રમાં થયા હતા, તે ઉપશમરૂપ, શાંતિને કરનારા અને સર્વ ભયથી મુક્ત થએલા એવા શ્રીશાંતિનાથ પ્રભુની હું સ્તુતિ કરૂં છું. તે ભગવાન મને શાંતિ આપો.

---

પર્વતની બંને ગુફાઓમાં બંને બાજુએ પ્રકાશ આપનારા ઓગણપચાશ માંડલા થાય છે. ૭ મણિરત્ન—ચાર આંગળ લાંબું અને બે આંગળ પહોળું હોય, તે છત્રરત્નના તુંબ ઉપર બાંધવાથી બાર યોજન સુધી પ્રકાશ કરે અને હાથે કે માથે બાંધ્યું હોય તો સર્વ જાતની વ્યાધિઓનો નાશ કરે છે, આ સાતે રત્નો એકેંદ્રિય જાતિનાં હોય છે. ૮ પુરોહિતરત્ન—તે શાંતિકર્મ વગેરે માંગલિક કાર્ય કરે છે. ૯ અશ્વરત્ન. ૧૦ ગજરત્ન—બંને પરાક્રમી હોય છે. ૧૧ સેનાપતિરત્ન—ચક્રવર્તીની મદદ વિના ગંગા અને સિંધુના ચાર ખંડ જીતે છે, એટલો બધો તે બળવાન હોય છે. ૧૨ ગૃહપતિરત્ન—તે ઘરની સઘળી ચિંતા રાખે છે. ૧૩ વાર્ધકિરત્ન—તે મકાનો બાંધે, સૈન્યનો પડાવ તૈયાર કરે, અને વૈતાઢ્ય પર્વતની ગુફામાં રહેલી નિમ્નગા અને ઉન્મગા નદી ઉપર પૂલ બાંધે, તે સિવાયના પણ સઘળા બાંધકામ કરે. ૧૪ સ્ત્રીરત્ન—અત્યંત રૂપવંત હોય અને તે ચક્રવર્તીને જ ભોગવવા યોગ્ય હોય આ સ્ત્રી રત્નને સંતતિ પેદા થતી જ નથી.

આ દરેક રત્ન એક એક હજાર યક્ષોથી અધિષ્ઠિત હોય છે. તથા બે હજાર યક્ષો ચક્રવર્તીના બે બાહુના અધિષ્ઠિત હોય છે એ રીતે સોળ હજાર યક્ષો ચક્રીના સેવક હોય છે. ચક્ર, દંડ, છત્ર અને ચર્મ એ ચાર રત્નો ચક્રવર્તીની આયુધશાળામાં જ ઉત્પન્ન થાય છે. ખડ્ગ, કાકિની અને મણિ એ ત્રણ રત્નો ભંડારમાં ઉત્પન્ન થાય છે. હાથી અને ઘોડો વૈતાઢ્ય પર્વતમાં ઉત્પન્ન થાય છે. સ્ત્રીરત્ન ક્ષત્રિયરાજાને ત્યાં ઉત્પન્ન થાય છે. અને બાકીના પુરોહિત, વાર્ધકિ, સેનાપતિ અને ગૃહપતિ એ ચાર રત્નો ચક્રવર્તીના નગરમાં ઉત્પન્ન થાય છેઃ આ ચૌદ રત્નોની ચિત્રાકૃતિઓ માટે જુઓ 'જૈનચિત્રકલ્પદ્રુમ'માં છપાએલ ચિત્ર નં. ૨૭૮

૪ નવ મહાનિધિનું સ્વરૂપ આ પ્રમાણે છે—

૧ નૈસર્પ નામના નિધાનમાં ગ્રામ, નગર, આકર, પાટણ, દ્રોણમુખ વગેરે સર્વ હોય છે. ૨ પાંડુક નામના નિધાનમાં ગણિત, ગીત, ચોવીશ પ્રકારના ધાન્યના બીજ તથા તેની ઉત્પત્તિના પ્રકાર વગેરે હોય છે. ૩ પિંગલક નામના નિધાનમાં સર્વ જાતના આભરણ અશ્વ તથા હાથીના આભરણ હોય છે. ૪ સર્વરત્ન નામના નિધાનમાં ચક્રવર્તીના ચૌદ રત્નો વગેરે હોય છે. કેટલાકોના મતે આ નિધાનથી તે રત્નો મહાપ્રભાવ વાળાં થાય છે. ૫ મહાપદ્મનામના નિધાનમાં વસ્ત્ર તથા રંગની ઉત્પત્તિ, તેના પ્રકાર, સાતધાતુ અને વસ્ત્ર ધોવાની રીત વગેરે હોય છે. ૬ કાળ નામના નિધાનમાં સમગ્ર કાળનું (જ્યોતિષ) જ્ઞાન, તીર્થંકરાદિનાં વંશનું કથન, શિલ્પવિદ્યા, ખેતી, વ્યાપાર વગેરે હોય છે. ૭ મહાકાળ નામના નિધાનમાં લોઢું, સોનું, મણિ, મોતી, સ્ફટિક અને પરવાળા વગેરે હોય છે. ૮ માણવક નામના નિધાનમાં શૂરવીર યોદ્ધાની ઉત્પત્તિ, શસ્ત્ર વગેરે યુદ્ધની સામગ્રી, યુદ્ધનીતિ, દંડનીતિ વગેરે હોય છે. ૯ મહાશંખ નામના નિધાનમાં નાટ્યની વિધિ તથા ગદ્ય પદ્ય રચનાની વિધિ હોય છે.

આ નવે નિધાનો ઉત્સેધાંગુલે આઠ યોજન ઉંચા, નવ યોજન પહોળા અને બાર યોજન લાંબા પેટીના આકારે ગંગા નદીના મુખ આગળ રહેલા હોય છે ચક્રવર્તી છ ખંડ પૃથ્વીની સાધના કરે ત્યાર પછી તે તેની સાથે તેના નગરમાં જઈ નગરની પાતાળ ભૂમિમાં રહે છે વિસ્તૃત વર્ણન પ્રવચન સારોદ્ધાર વગેરે ગ્રંથથી જિજ્ઞાસુએ જાણી લેવું.

इक्खाग विदेहनरीसर नरवसहा मुणिवसहा,
नवसारयससिसकलाणण विगयतमा विहुअरया।
अजि उत्तम तेअगुणेहिं महामुणि अमिअवला विउलकुला,
पणमामि ते भवभयमूरण जगसरणा मम सरणं ॥१३॥ (चित्तलेहा)+

[ऐक्ष्वाक ! विदेहनरेश्वर ! नरवृषभ ! मुनिवृषभ !,
नवशारदशशिसकलानन ! विगततमाः ! विधुतरजाः ।
अजित ! उत्तम ! तेजोगुणैर्महामुन्यमितबल ! विपुलकुल !
प्रणमामि तुभ्यं भवभयभञ्जन ! जगच्छरण मम शरणम् ॥१३॥]

ભાવાર્થ:—હે ઈક્ષ્વાકુકુલમાં ઉત્પન્ન થએલા ! હે વિદેહ દેશના રાજા ! હે મનુષ્યોમાં ઉત્તમ ! હે મુનિઓને વિષે ઉત્તમ વૃષભ સમાન—શ્રેષ્ઠ ! હે શરદઋતુના પૂર્ણચંદ્ર જેવા મનોહર મુખવાળા ! હે અજ્ઞાન અને કર્મરજરૂપી તમોગુણ રહિત ! હે તેજ અને ગુણોવડે ઉત્તમ તેજસ્વી ! હે મહામુનિઓથી પણ ન જાણી શકાય તેવા સામર્થ્યવાળા ! હે વિશાળ કુલવાળા ! હે ભવભયભંજન એટલે સંસારરૂપી ભયનો નાશ કરનાર ! એવા હે શ્રી અજિતનાથ પ્રભુ ! હું તમોને નમસ્કાર કરૂં છું. કેમકે તમે જગતના શરણભૂત છો અને તેથી મારા પણ શરણભૂત થાઓ. અથવા હે જગતના શરણ અને મમતા રહિત મારા શરણભૂત થાઓ.

देवदाणविंदचंदसूरवंद हट्ठतुट्ठजिट्ठपरम—
लट्ठरूव धंतरूप्पपट्टसेयसुद्धनिद्धधवल—
दंतपंति संति सत्तिकित्तिमुत्तिजुत्तिगुत्तिपवर,
दित्ततेअवंद धेअ सव्वलोअभाविअपभावणेअ पइस मे समाहिं ॥१४॥ (नारायओ)*

---

+ આ ચિત્રલેખા છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે:—

तटतटदुलहुदुगुरुआ, आइदुगे तटतटतिगदुलहुगुरु ।
तुरिए तटतटजुयलं, चगणगुरु चित्तलेह त्ति ॥ १ ॥
(तटतटद्विकलघुकगुरव आदिद्विके तटनटत्रिकलघुद्विकगुरवः (२)।
तुर्ये तटतटद्विकचगुरवश्चित्रलेखा इति ॥ १ ॥)

અર્થાત્—તગણ, ટગણ, તગણ, ટગણ બે, લઘુ બે અને એક ગુરુ પહેલા અને બીજા પાદમાં આવે. તથા તગણ, ટગણ, તગણ, ટગણ ત્રણ, બે લઘુ અને એક ગુરુ એ પ્રમાણે ત્રીજા પાદમાં આવે. અને ચોથા પાદમાં તગણ, ટગણ, તગણ, ટગણ બે, ચગણ અને છેલ્લો એક ગુરુ આવે તે ચિત્રલેખા છંદ જાણવો.

* આ નારાચક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

गुरुलहुचनवगनगणो, चअट्ठनगणो चअट्ठनगणो अ ।
दस चगणा तह नगणो, गुरुदुनि नाराओ ॥ १ ॥
(गुरुलघुरूपचनवकं नगणश्चाष्टकं नगणश्चाष्टकं नगणश्च ।
दशचगणास्तथा नगणश्चगणो गुरुद्वयं नाराचः ॥)

SII ISI IIS SIS SSI III ISS भ ज स य र त न म ] एतेऽक्षरगणाः

[ देवदानवेन्द्रचन्द्रसूरवन्द्य ! हृष्टतुष्टज्येष्ठपरम-
लष्टरूप ! ध्मातरूप्यपट्टश्वेतशुद्धस्निग्धधवल-
दन्तपङ्क्ते ! शान्ते ! शक्तिकीर्तिमुक्तियुक्तिगुप्तिप्रवर !,
दीप्ततेजोवृन्द ! ध्येय ! सर्वलोकभावितप्रभाव !
ज्ञेय ! प्रदिश मम समाधिम् ॥ १४ ॥]

ભાવાર્થઃ—દેવ અને દાનવના ઇંદ્રોએ તથા ચંદ્ર, સૂર્યે વંદન કરવા યોગ્ય ! હર્ષિત, પ્રસન્ન શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ પુષ્ટ સ્વરૂપવાળા ! તપાવેલી રૂપાની પાટ જેવી શ્વેત, નિર્મળ, ચકચકિત અને ઉજ્વળ દંતશ્રેણિવાળા ! શક્તિ, કીર્તિ, નિર્લોભિતા, યુક્તિ, અને ગુપ્તિવડે સર્વોત્તમ ! દેદીપ્યમાન તેજના સમૂહવાળા ! ધ્યાન કરવા યોગ્ય ! સર્વ લોકમાં પ્રસિદ્ધ મહિમાવાળા ! તથા જાણવા યોગ્ય ! એવા હે શ્રીશાંતિનાથ પ્રભુ ! મને સમાધિ એટલે ચિત્તની શાંતિ આપો.

विमलससिकलाइरेअसोमं, वितिमिरसूरकराइरेअतेअं ।
तिअसवइगणाइरेअरूवं, धरणिधरप्पवराइरेअसारं ॥१५॥ ( कुसुमलया+ )

[ विमलशशिकलातिरेकसौम्यं वितिमिरसूरकरातिरेकतेजसम् ।
त्रिदशपतिगणातिरेकरूपं धरणिधरप्रवरातिरेकसारम् ॥ १५ ॥]

सत्ते अ सया अजिअं, सारीरे अ बले अजिअं ।
तवसंजमे अ अजिअं, एस थुणामि जिणं अजिअं ॥१६॥ ( भुअगपरिरिंगिअं× )

---

અર્થાત્—ગુરુ લઘુ ૩૫ ચગણુ નવ, નગણુ, ચગણુ આઠ, નગણુ, ચગણુ આઠ, અને નગણુ. દશ ચગણુ તેમ જ નગણુ, ચગણુ, ગુરુ બે, એ લક્ષણવાળો નારાચક છંદ છે.

અહીં નગણુ આપ્યો છે તે અક્ષરગણુ છે, તે આઠ પ્રકારે છે **भगण** SII, **जगण** ISI, **सगण** IIS, **यगण** ISS, **रगण** SIS, **तगण** SSI, **नगण** III, **मगण** SSS.

+ આ કુસુમલતા છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

विसमे कलाण छक्कं, समेसु अट्ठगं निरंतर न हु तं ।
अंते रगणो यगणो, कुसुमलयानामछंदम्मि ॥ १ ॥
(विषमयोः कलानां षट्कं समयोरष्टकं न चैतन्निरन्तरम् ।
अन्त्ये रगणयगणौ कुसुमलतानाम्नि च्छन्दसि ॥ )

અર્થાત્—વિષમ પદમાં છ કળા અને સમ પદમાં આઠ કળા પ્રથમ હોય અને અંતે રગણુ તથા યગણુ કુસુમલતા નામના છંદને વિષે હોય. આઠ કળાની ગણતરી હમેશ માટે સરખી હોતી નથી. આ છંદ ઔપચ્છંદસિક પણ કહેવાય છે.

× આ ભુજંગપરિરિંગિત છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

तगणो टगणो लहुगुरु, पगणो टगणो य दुलहुगुरु दुइए ।
एवं चियपच्छद्धं, भुयंगपरिरिंगियं छंदं ॥ १ ॥

सत्वे च सदाऽजितं शारीरे च बलेऽजितम् ।
तपःसंयमे चाऽजितमेष स्तौमि जिनमजितम् ॥ १६ ॥ ]

ભાવાર્થઃ—[જેઓ] નિર્મળ ચંદ્રની કળાથી પણ અધિક સૌમ્યતાવાળા છે, વાદળાના આવરણ વગરના સૂર્યના કિરણોથી પણ જેઓ અધિક તેજસ્વી છે, દેવોના સ્વામી ઇન્દ્રોના સમૂહથી પણ અધિક રૂપ છે જેઓનું એવા તથા મેરૂથી પણ અધિક દઢતાવાળા, વળી જેઓ આત્મબળથી તેમજ શારીરિક બળથી કોઇનાથી પણ ન જીતી શકાય તેવા અને બાર પ્રકારના તપ તથા સત્તર પ્રકારના [1]સંયમથી પણ જેઓ કોઇનાથી જીતાયા નથી તેવા શ્રીઅજિતનાથ પ્રભુની હું સ્તુતિ કરૂં છું.

सोमगुणेहिं पावइ न तं नवसरयससी,
तेअगुणेहिं पावइ न तं नवसरयरवी ।
रूवगुणेहिं पावइ न तं तिअसगणवई,
सारगुणेहिं पावइ न तं धरणिधरवई ॥१७॥ ( खिज्जिअयं* )

[सौम्यगुणैः प्राप्नोति न तं नवशरच्छशी
तेजोगुणैः प्राप्नोति न तं नवशरद्रविः ।
रूपगुणैः प्राप्नोति न तं त्रिदशगणपतिः
सारगुणैः प्राप्नोति न तं धरणिधरपतिः ॥ १७ ॥ ]

---

(तगणष्टगणो लघुर्गुरुः पगणष्टगणश्च लघुद्विकगुरुर्द्वितीये ।
एवमेव पश्चार्धे भुजंगपरिरिंगितं छन्दः ॥ )

અર્થાત્—પંહેલા પાદમાં તગણ, ટગણ, લઘુ, ગુરુ અને બીજા પાદમાં પગણ, ટગણ, લઘુ એ અને પછી એક ગુરુ હોય એ જ પ્રમાણે ઉત્તરાર્ધના બંને પાદ હોય, તે ભુજંગપરિરિંગિત છંદ કહેવાય છે.

૧ સત્તર પ્રકારનો સંયમ નીચે પ્રમાણે છે--

પાંચ ઇંદ્રિય અને ચાર કષાયનો જય, પાંચ અવ્રતનો ત્યાગ તથા ત્રણ યોગનું નિવર્તન એ પ્રમાણે કુલ સત્તર. અથવા ૧ પૃથ્વીકાય સંયમ, ૨ અપકાય સંયમ, ૩ તેઉકાય સંયમ, ૪ વાયુકાય સંયમ, ૫ વનસ્પતિકાય સંયમ, ૬ બેઇંદ્રિય સંયમ, ૭ તેઇંદ્રિય સંયમ, ૮ ચઉરિંદ્રિય સંયમ, ૯ પંચેન્દ્રિય સંયમ, ૧૦ પ્રેક્ષ્ય (જોવું) સંયમ, ૧૧ ઉપેક્ષ્ય સંયમ, ૧૨ પ્રમાર્જના સંયમ, ૧૩ અપહૃત્ય સંયમ, ૧૪ મનઃસંયમ, ૧૫ વચનસંયમ, ૧૬ કાય સંયમ અને ૧૭ અજીવસંયમ.

* આ ખિદ્યતક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે--

भरनभनगणलहुगुरु, सव्वपएसु तहा जई दसमे ।
सव्वंतक्खरजमियं छंदं खिज्जियनामंतं ॥ १ ॥
( भरनभना लघुर्गुरुश्च सर्वपदेषु तथा यतिर्दशमे ।
सर्वपादेष्वन्त्याक्षरयमकितं तत्खिद्यतकनामच्छन्दः ॥ )

અર્થાત્:--ભગણ, રગણ, નગણ, ભગણ, નગણ, લઘુ અને ગુરુ સર્વ પાદમાં હોય, તેમ જ દશમે અક્ષરે વિશ્રામ હોય, સર્વ પાદના અંત્યાક્ષર યમકવાળા હોય, તે ખિદ્યતક નામનો છંદ જાણવો. આ છંદને વંશપત્રપતિત નામનો છંદ પણ કહે છે.

तित्थवरपवत्तयं तमरयरहियं,
धीरजणथुअच्चिअं चुअकलिकलुसं ।
संतिसुहप्पवत्तयं तिगरणपयओ,
संतिमहं महामुणि सरणमुवणमे ॥१८॥ (ललिअयं*)

[तीर्थवरप्रवर्तकं तमोरजोरहितं,
धीरजनस्तुतार्चितं च्युतकलिकालुष्यभू ।
शान्तिसुखप्रवर्तकं त्रिकरणप्रयतः,
शान्तिमहं महामुनिं शरणमुवनमे ॥ १८ ॥]

ભાવાર્થ:—શીતળતાના ગુણો વડે નવીન શરદઋતુના પૂર્ણચંદ્ર પણ શ્રીશાંતિનાથની તુલનાને પામતો નથી, તેજના ગુણ વડે શરદ ઋતુનો સૂર્ય પણ તેઓની તુલનાને પામતો નથી, સુંદરતાના ગુણવડે ઇન્દ્ર પણ તેઓની તુલનાને પામતો નથી અને દઢતાના ગુણ વડે સુમેરુ પર્વત પણ તે પ્રભુની તુલ્યતાને પામતો નથી એટલે પ્રભુના તે તે શીતલતાદિક ગુણો ચંદ્રાદિકથી અધિક છે. ઉત્તમ ધર્મતીર્થને સ્થાપનાર, અજ્ઞાન અને કર્મરજથી અથવા તમોગુણ અને રજોગુણથી રહિત, વિદ્વાન પુરુષોએ સ્તવેલા અને પૂજેલા, કલેશ અને મલિનતાથી રહિત એવા તથા શાંતિ અને સુખને આપનારા મહામુનિ શ્રીશાંતિનાથ ભગવાનનું મન, વચન અને કાયાના ત્રિકરણ યોગે સાવધાનપણે હું શરણ અંગીકાર કરૂં છું.—૧૭, ૧૮

विणओणयसिररइअंजलिरिसिगणसंथुअं थिमिअं,
विबुहाहिवधणवइनरवइथुअमहिअच्चिअं बहुसो ।
अइरुग्गयसरयदिवायरसमहिअसप्पभं तवसा,
गयणंगणवियरणसमुइअचारणवंदिअं सिरसा ॥१९॥ (किसलयमाला+)

* આ લલિતક નામનો છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે—

टगणचउक्कं लहुगुरु, पायतिए टगण तगण टगणदुगं ।
लहुगुरु तुरिए जाणह, ललियनामं च छंदम्मि ॥ १ ॥
(टचतुष्कं लघुर्गुरुश्च पादत्रिके टतटद्विकम् ।
लघुर्गुरुस्तुर्ये जानीहि ललितकनाम च च्छन्दः ॥)

અર્થાત્—ટગણ ચાર, લઘુ, ગુરુ એમ ત્રણ પાદમાં આવે. અને ટગણ, તગણ, ટગણ બે, લઘુ અને ગુરુ એમ ચોથા પાદમાં આવે, તે લલિતક નામનો છંદ છે

+ આ કિસલયમાલા નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

टप्पणगं जलहुगुरु, पत्तेयं सत्तवीसमत्ताओ ।
किसलयमालाछंदं, जाणह छंदमणुद्दिट्ठं ॥ १ ॥

अस़ुरगरुलपरिवंदिअं, किन्नरोरगनमंसिअं ।
देवकोडिसयसंथुअं, समणसंघपरिवंदिअं ॥२०॥ (सुमुहं०)
अभयं अणहं, अरयं अरुयं ।
अजिअं अजिअं, पयओ पणमे ॥२१॥ (विज्जुविलसिअं*)
(त्रिभिर्विशेषकम्)

[विनयावनतशिरोरचिताञ्जलिऋषिगणसंस्तुतं स्तिमितं
विबुधाधिपधनपतिनरपतिस्तुतनमहितार्चितं बहुशः ।
अचिरोद्गतशरद्दिवाकरसमधिकसत्प्रभं तपसा
गगनाङ्गणविचरणसमुदितचारणवन्दितं शिरसा ॥ १९ ॥
असुरगरुडपरिवन्दित, किन्नरोरगनमस्यितम् ।
देवकोटीशतसंस्तुतं, श्रमणसङ्घपरिवन्दितम् ॥ २० ॥
अभयमनघमरतमरुजम्, अजितमजितं, प्रयतः प्रणमामि ॥ २१ ॥]

ભાવાર્થ: વિનયથી નમેલા મસ્તક પર અંજલિ કરીને મુનિઓના સમૂહે જે પ્રભુની સ્તુતિ કરી છે, જેઓ કદાપિ ચલાયમાન થતા નથી, દેવેંદ્રોએ, કુબેર વગેરે દિક્પાળોએ અને ચક્રવર્તીઓએ જેઓની સ્તુતિ કરી છે, કાયાવડે જેઓને નમસ્કાર કર્યા છે અને પુષ્પાદિક વડે જેઓની પૂજા કરી છે, જેઓ તપ વડે તત્કાળ ઉદય પામેલા શરદઋતુના સૂર્યથી પણ અધિક કાંતિવાળા છે, આકાશને વિષે વિચરવાના ક્રમથી એકઠા થએલા ચારણ

---

(टपञ्चकं जगणो लहुर्गुरुश्च प्रत्येकं सप्तविंशतिर्मात्राः ।
किसलयमालानामच्छन्दस्युद्दिष्टं छन्दः ।)

અર્થાત્:—ટગણ પાંચ, જગણ ।ऽ।, લઘુ અને ગુરુ પ્રત્યેક પાદમાં આવે અને સત્તાવીશ માત્રા હોય, એ પ્રકારે કિસલયમાલા વિષે છંદનો ઉદ્દેશ છે.

० આ સુમુખ નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

लहुचदुगटगणलहुगुरु, तदुगं लहुगुरुपगणटलहुगुरुगा ।
चदुगं टगणो लहुगुरु, तेरकलं सव्वओ सुमुहछंदं ॥ १ ॥
(लघुरूपचद्विकं टगणो लघुर्गुरुश्च तद्विकं लघुर्गुरुः पटलघुगुरवः ।
चद्विकं टगणो लघुर्गुरुश्च त्रयोदशमात्राः सर्वेषु सुमुखच्छन्दः ॥)

અર્થાત્—લઘુવાળા ચગણ બે, ટગણ, લઘુ અને ગુરુ, તગણ બે, લઘુ અને ગુરુ. પગણ, ટગણ, લઘુ અને ગુરુ ચગણ બે, ટ ગણ લઘુ અને ગુરુ. એ પ્રમાણે ચારે પાદ અનુક્રમે જાણવા. સર્વ પાદમાં તેર તેર માત્રા હોય તે સુમુખ નામનો છંદ જાણવો.

* આ વિદ્યુદ્વિલસિત નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

दुलहुगुरुदुलहुगुरु, पत्तेयं विज्जुविलसिअं छंदं ।
(लघुद्विकं गुरुर्लघुद्विकं गुरुश्च प्रत्येकं विद्युद्विलसितं छन्दः ।)

અર્થાત્—બે લઘુ ને એક ગુરુ, બે લઘુ ને એક ગુરુ એમ દરેક પાદમાં હોય તે વિદ્યુદ્વિલસિત છંદ જાણવો.

મુનિઓએ મસ્તક નમાવી જેઓને વંદન કર્યું છે, અસુરકુમાર અને સુવર્ણકુમારોએ જેઓને સમગ્ર રીતે વંદના કરી છે, કિન્નર અને નાગકુમારોએ જેઓને નમસ્કાર કર્યા છે, સેંકડો કરોડ દેવો જેઓની સ્તુતિ કરે છે, શ્રમણસંઘ–સાધુઓનો સમુદાય જેઓને નિરંતર વંદન કરે છે, જેઓ ભયરહિત, પાપરહિત, આસક્તિ રહિત અને રોગ રહિત છે, તથા જેઓ બાહ્ય આભ્યંતર શત્રુથી કદાપિ જીતાયા નથી, તેવા શ્રીઅજિતનાથ સ્વામીને હું આદરપૂર્વક પ્રણામ કરૂં છું. ૧૯–૨૦–૨૧.

आगया वरविमाणदिव्वकणग–
रहतुरयपहकरसएहिं हुलिअं ।
ससंभमोअरणक्खुभियलुलियचल–
कुंडलंगयतिरीडसोहंतमउलिमाला ॥ २२॥ ( वेड्ढओ* )
जं सुरसंघा सासुरसंघा वेरविउत्ता भत्तिसुजुत्ता,
आयरभूसिअसंभमपिंडिअसुट्ठुसुविम्हिअसव्वबलोघा ।
उत्तमकंचणरयणपरूवियभासुरभूसणभासुरिअंगा,
गायसमोणयभत्तिवसागयपंजलिपेसियसीसपणामा ॥२३॥ ( रयणमाला+ )
वंदिऊण थोऊण तो जिणं, तिगुणमेव य पुणो पयाहिणं ।
पणमिऊण य जिणं सुरासुरा, पमुइआ सभवणाइं तो गया ॥२४॥ ( खित्तयं* )

---

* આ વેષ્ટક નામનો છંદ પ્રથમના વેષ્ટક કરતાં જુદો છે તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

तदुटचउतटो ततिगं, लघुगुरुपटदुन्निदुगुरुगा वेढो ।
(तद्विकटचतुष्कतटाः तत्रिकं लघुगुरुः पटद्विकं गुरुद्वयं वेष्टकः ।)

અર્થાત્—ત ગણ બે, ટ ગણ ચાર, ત ગણ, ટ ગણ. (અહીં બીજો ટ ગણ આવવો જોઈએ. તેમ આવે તો જ માત્રાઓ મળતી આવે છે. તેથી ‘तश्च टौ च’ એવો સમાસ કરવો.) ત ગણ ત્રણ, લઘુ, ગુરુ, પ ગણ, ટ ગણ બે અને ગુરુ બે હોય તે વેષ્ટક છંદ જાણવો.

+ આ રયણમાલા છંદ છે, તેનું લક્ષણ આ પ્રમાણે.—

पढमे टदुगुरु एवं, सेसेसु टसत्तगुरुदुगं अंति ।
पत्तेयं बत्तीसं, मत्ताओ रयणमालाए ॥ १ ॥
(प्रथमे टो गुरुद्विकं चैवं शेषेसु टसप्तकं गुरुद्विकं चान्ते ।
प्रत्येकं द्वात्रिंशन्मात्रा रत्नमालायाम् ॥)

અર્થાત્—પહેલા પાદમાં પ્રથમ એક ટ ગણ પછી બે ગુરુ એમ ચાર વખત આવે અને બાકીના પાદમાં સાત ટ ગણ અને અંતે બે ગુરુ હોય, પ્રત્યેક પાદ બત્રીશ માત્રાવાળો હોય તે રયણમાલા છંદ કહેવાય છે.

* આ ક્ષિપ્તક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે—

पगणो टदुगं गुरुगो, पत्तेयं खित्तयम्मि छंदम्मि ।

तं महामुणिमहं पि पंजली, रागदोसभयमोहवज्जिअं।
देवदाणवनरिंदवंदिअं, संतिमुत्तममहातवं नमे ॥२५॥ ( खित्तयं° )

[ आगताः वरविमानदिव्यकनकरथतुरगसंघातशतैः शीघ्रं ।
ससंभ्रमावतरणक्षुभितलुलितचलकुण्डलाङ्गदकिरीटशोभमानमौलिमालाः ॥वेष्टक॥
यं सुरसंघाः सासुरसंघाः वैरवियुक्ताः भक्तिसुयुक्ताः,
आदरभूषितसंभ्रमपिण्डितसुष्ठुसुविस्मितसर्वबलौघाः
उत्तमकाञ्चनरत्नप्ररूपितभासुरभूषणभासुरिताङ्गाः,
गात्रसमवनतभक्तिवशागतप्राञ्जलिप्रेषितशीर्षप्रणामाः ॥ रत्नमाला ॥
वन्दित्वा स्तुत्वा ततो जिनं, त्रिगुणमेव च पुनः प्रदक्षिणम् ।
प्रणम्य च जिनं सुरासुराः, प्रमुदिताः स्वभवनानि ततो गताः ॥ क्षिप्तकम् ॥
तं महामुनिमहमपि प्राञ्जलिः, रागद्वेषभयमोहवर्जितम् ।
देवदानवनरेन्द्रवन्दितं, शान्तिमुत्तममहातपसं नमामि ॥ क्षिप्तकम् ॥ ]

ભાવાર્થઃ—દેવો તથા અસુરો શ્રેષ્ઠ વિમાન, દિવ્ય સુવર્ણના રથ અને અશ્વના સમૂહ લઈને શીઘ્રપણે આવે છે, તે વખતે સંભ્રમ સહિત એટલે ઉતાવળથી ઉતરતાં ક્ષોભ પામીને ડોલતા અને ચંચળ એવા કુંડળ, બાજુબંધ, મુગટ અને શોભતી મુગટની માળાઓ છે જેમની એવા, તથા વૈરવભાવ રહિત એવા, ભક્તિએ કરીને સહિત એવા, તથા આદરથી બાહ્ય અલંકારોથી ભૂષિત થએલો અને ઉતાવળથી એકઠો થએલો તથા અત્યંત વિસ્મય પામેલો સર્વ ગજ અશ્વાદિક સૈન્યનો સમૂહ છે જેમનો એવા, તેઓનાં શરીરો ઉત્તમ સુવર્ણ અને દેદીપ્યમાન અલંકારોથી સુશોભિત દેખાય છે, તથા તેઓ શરીરથી નમ્ર થઈ ભક્તિથી હાથ જોડી મસ્તકવડે શાંતિનાથ પ્રભુને વંદન કરે છે. આ રીતે તે દેવો તથા અસુરો જેઓને વાંદી, સ્તુતિ કરી અને ત્રણ પ્રદક્ષિણા પૂર્વક ફરી વાંદીને હર્ષ પામતા પોતાને સ્થાને જાય છે, તે જિનેશ્વર મુનિઓના મોટા પરિવારવાળા છે, રાગ, દ્વેષ, ભય અને મોહને જીતનાર છે, તેઓને દેવેંદ્ર, દાનવેંદ્ર અને નરેંદ્રો નિરંતર નમન કરે છે, તથા તેઓ ઉગ્ર તપસ્યા કરનારા છે, તેવા તે શ્રીશાંતિનાથ પ્રભુને હું પણ હાથ જોડીને નમું છું–વંદન કરૂં છું–૨૨, ૨૩, ૨૪, ૨૫.

---

(पटद्विकगुरवः प्रत्येकं क्षिप्तके छन्दसि ।)

અર્થાત્—૫ ગણ, ૮ ગણ બે, અને એક ગુરુ દરેક પાદમાં હોય, તે ક્ષિપ્તક નામનો છંદ કહેવાય છે.

° આ ક્ષિપ્તક નામનો વિલક્ષણ છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

रनरलगा पत्तेयं खित्तयछंदम्मि वा जाण।
(रनरलगाः प्रत्येकं क्षिप्तकच्छन्दसि वा जानीहि।)

અર્થાત્—અથવા ર ગણ, ન ગણ, ર ગણ, લઘુ અને ગુરુ પ્રત્યેક પાદમાં હોય તે ક્ષિપ્તક છંદ બીજો જાણવો. રથોદ્ધતા છંદ પણ આ પ્રમાણે હોય છે.

આ શ્લોકોના ભાવ પરથી તૈયાર થએલી પ્રતિકૃતિઓ માટે જુઓ ચિત્ર નં. ૧૬૮ તથા ચિત્ર. નં. ૧૬૯. ચિત્ર. નં. ૧૬૮ માં ચિત્રકારે દેરીની અંદર શ્રીશાંતિનાથ પ્રભુની મૂર્તિ અજિતનાથ પ્રભુની મૂર્તિના બદલે આંગી સહિત રજુ કરેલી છે. કારણ કે પ્રભુની પલાંઠીની નીચે હાથીના બદલે હરણનું લંછન ચીતરેલું છે. પ્રભુની જમણી બાજુ એક ભક્ત પુરુષ જમણા હાથમાં પૂજનની વાટકી રાખીને ડાબો હાથ પ્રભુ તરફ ઉંચો કરીને ઊભેલો છે ચિત્રકારે તેના માથે મુગટ પહેરાવેલો છે તે ચિત્રકારનું જૈન રીતિરિવાજનું અજ્ઞાન સૂચવે છે. કારણ કે મંદિરમાં દાખલ થયાં પછી મુગટધારીએ માથેથી પ્રભુના વિનયની ખાતર મુગટ ઉતારીને મંદિરમાં દાખલ થવાનું જૈન શાસ્ત્રકારોનું વિધાન છે, વળી તેના જમણા હાથમાં પૂજનની વાટકી આપીને તથા ડાબો હાથ ઉંચો બતાવીને પણ પોતાની અજ્ઞતા ચિત્રકારે બતાવેલી છે; કારણ કે પૂજન હમેશાં જમણા હાથથી જ કરવાનું અને પૂજનની સામગ્રી ડાબા હાથમાં પકડી રાખવાનું વિધાન છે; પ્રભુની ડાબી બાજુએ એક ભક્ત સ્ત્રી પોતાના જમણા હાથમાં ફૂલનો ભરેલો થાળ અને ડાબા હાથમાં એક ફૂલ પકડીને પ્રભુના મસ્તક પર ચઢાવવાની તૈયારી કરતી હોય તેવો ભાવ ચિત્રકારે તેણીનો જમણો હાથ ફૂલ સાથે ઉંચો ચીતરીને રજુ કર્યો છે. પ્રભુની બેઠકની નીચે અને ગર્ભદ્વારની બહારના રંગ–મંડપના ભાગમાં ચાર હાથવાળા એક દેવની આસન પર બેઠેલી આકૃતિ ચીતરેલી છે, દેવના ઉપરના ઉંચા કરેલા જમણા હાથમાં તલવાર અને ડાબા હાથમાં ચક્ર જેવું કોઈક શસ્ત્ર તથા નીચેના બંને હાથમાં કમલના ફૂલ છે. દેવની પાછળના ભાગમાં ચામર ધરનારી એક સ્ત્રી ચામર વીંઝતી ઊભી રહેલી છે તથા દેવની સન્મુખ બે સ્ત્રીઓ બંને હસ્તની અંજલિ જોડીને ઊભી રહેલી છે.

ચિત્ર નં. ૧૬૯ માં ઉપરના ભાગમાં સમવસરણમાં પ્રભુ બેઠેલા છે અને સમવસરણની બંને બાજુએ એકેક પુરુષ બંને હાથની અંજલિ જોડીને નમ્ર ભાવે ઊભેલો દેખાય છે, ચિત્રની નીચેના ભાગમાં ચિત્રની જમણી બાજુએથી સાત સૂંઢવાળા ઐરાવત હસ્તી પર આરૂઢ થઈને દેવેન્દ્ર પ્રભુની સન્મુખ આવતા દેખાય છે, દેવેન્દ્રની આગળ હાથી પર બેસીને હાથમાં ધ્વજા પકડીને તથા ઘોડા પર સ્વાર થઈને બીજા દેવો અને પગે ચાલતા પદાતિ દેવો ચાલીને સમોવસરણ તરફ જતાં દેખાય છે. આ બંને ચિત્રો પણ અગાઉના ચિત્રના સમયમાં ચીતરાએલાં અને એક જ હસ્તલિખિત પોથીમાંથી રજુ કરેલાં છે.

**अंवरंतरविआरणिआहिं, ललिअहंसवहुगामिणिआहिं ।**
**पीणसोणिथणसालिणिआहिं, सकलकमलदललोअणिआहिं ॥२६॥ (दीवयं*)**

* આ દીપક નામનો છંદ છે તેનુ લક્ષણ આ પ્રમાણે —

खित्तयछंदं चउपयजमियं दीपयमहव मंडिलनामं ॥
(चतुर्षु पादेषु यमकितं क्षिप्तकं छन्दो दीपकमथवा मंडिलनामं ॥)

पीणनिरंतरथणभरविणमिअगायलआहिं,
मणिकंचणपसिढिलमेहलसोहिअसोणितडाहिं ।
वरखिंखिणिनेउरसतिलयवलयविभूसणिआहिं,
रइकरचउरमणोहरसुंदरदंसणिआहिं ॥२७॥ (चित्तक्खरा+)

देवसुंदरीहिं पायवंदिआहिं वंदिआ य जस्स ते सुविक्कमा कमा,
अप्पणो निडालएहिं मंडणोड्डणप्पगारएहिं केहिं केहिं (वि) वी ।
अवंगतिलयपत्तलेहनामएहिं चिल्लएहिं संगयंगयाहिं,
भत्तिसंनिविट्ठवंदणागयाहिं हुंति ते वंदिआ पुणो पुणो ॥२८॥ (नारायओ*)

[ अंबरान्तरविचारिणीभिः ललितहंसवधूगामिनीभिः ।
पीनश्रोणीस्तनशालिनीभिः सकलकमलदललोचनिकाभिः ॥
पीननिरन्तरस्तनभरविनमितगात्रलताभिः,
मणिकाञ्चनप्रशिथिलमेखलाशोभितश्रोणीतटाभिः ।
वरकिङ्किणीनूपुरसत्तिलकवलयविभूषणाभिः,
रतिकरचतुरमनोहरसुन्दरदर्शनिकाभिः ॥ ]

---

અર્થાત્—ચારે પાદને વિષે યમક હોય એ ક્ષિપ્તક એટલે દીપક છંદ જાણવો, અથવા આ છંદનું નામ મંડિલ પણ છે.

+ આ ચિત્રાક્ષરા છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

टप्पणगं दोन्नि गुरू, पढमे तुरिए य टछगगुरुपगो ।
दुतिए चउपयजमियं, जाणह चित्तक्खरं छंदं ॥ १ ॥
(टपंचकं गुरुद्वयं प्रथमे तुर्ये च द्वितीयतृतीये च टषट्कं ।
गुरुश्चैकश्चतुष्पद्यां यमकितं छंदो विद्धि चित्राक्षरामिति)

અર્થાત્—પહેલા અને ચોથા પાદમાં પાંચ ટ ગણ અને બે ગુરુ આવે તથા બીજા ત્રીજા પાદમાં છ ટ ગણ અને એક ગુરુ હોય, ચારે પાદમાં યમકવાળો હોય તે ચિત્રાક્ષરા છંદ જાણવો.

* આ બીજો નારાયક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણેઃ—

चगणेगारसगुरुगो, चउदस चगणा य नगण सोलस चा ।
टगणो चगणा तिन्निउ, अवरं नारायछंदगं जाण ॥ १ ॥
(एकादश चगणा गुरुश्चतुर्दश चगणा नगणः षोडश ।
चगणा टगण त्रयश्चगणा इत्यपरं नाराचकच्छन्दो विद्धि ॥)

અર્થાત્—અગ્યાર ચ ગણ, ગુરુ, ચૌદ ચ ગણ, ન ગણ, સોળ ચ ગણ, ટ ગણ, ત્રણ ચ ગણ એ પ્રમાણે બીજો નારાયક છંદ જાણવો.

तमहं जिणचंदं, अजिअं जिअमोहं।
धुयसव्वकिलेसं, पयओ पणमामि ॥२९॥ (नंदिअयं*)

[देवसुन्दरीभिः पादवृन्दिकाभिर्वन्दितौ च यस्य तौ सुविक्रमौ क्रमौ,
आत्मनो ललाटकैर्मण्डनरचनाप्रकारकैः कैः कैरपि।
अपाङ्गतिलकपत्रलेखनामकैर्दीप्यमानैः संगताङ्गकाभिः,
भक्तिसन्निविष्टवन्दनागताभिर्भवतः तौ वन्दितौ पुनः पुनः॥
तमहं जिनचन्द्रं अजितं जितमोहम्। धूतसर्वक्लेशं प्रयतः प्रणमामि॥]

ભાવાર્થ:—આકાશમાં વિચરનારી, મનોહર એવા હંસ પક્ષીની સ્ત્રીઓ એટલે હંસીના જેવી ગતિવાળી, પુષ્ટ એવા કટિપ્રદેશ અને સ્તનો વડે કરીને શોભતી, સંપૂર્ણ કમલની પાંખડી જેવા લોચનવાળી એટલે વિકસ્વર કમળના પત્ર જેવા નેત્રવાળી, પુષ્ટ અને આંતરા રહિત ગાઢ-સ્તનના ભારવડે નમેલી છે શરીરરૂપી લતા જેમની એવી, જેમના કટિપ્રદેશ ઉપર મણિ અને સુવર્ણની શિથિલ એવી મેખલા શોભી રહી છે એવી, શ્રેષ્ઠ ઘુઘરીઓ અને ઝાંઝર અથવા ઘુઘરીઓવાળા ઝાંઝર, ઉત્તમ તિલક અને કંકણ વગેરે આભૂષણો વડે જેઓ અત્યંત શોભાયમાન છે એવી, જેમના શરીરનું દર્શન પણ સજ્જનના મનને હરણ કરનારૂં અને સુંદર છે, શરીરના વિષે ધારણ કરેલા અલંકારોના કિરણોના સમૂહથી જેઓ શોભાયમાન છે એવી, [તથા] દેદીપ્યમાન અપાંગ એટલે નેત્રમાં રહેલ અંજન, તિલક અને પત્રલેખ એટલે કેસ્તુરી વગેરે દ્રવ્યોથી કપોળ પર કરેલી પીળ-લેપની અપૂર્વ રચના વડે જેમનાં અંગો યુક્ત છે એવી દેવાંગનાઓએ પોતાના લલાટવડે પ્રભુના સુંદર ગતિવાળા બે ચરણોને વારંવાર વંદન કરેલું છે, તેવા મોહને જીતનાર અને સર્વ કલેશનો નાશ કરનાર અને સામાન્ય કેવળીને વિષે ચંદ્ર સમાન એવા શ્રીઅજિતનાથ પ્રભુને હું બહુ-માનપૂર્વક પ્રણામ કરૂં છું. ૨૬-૨૭-૨૮-૨૯.

थुअवंदिअस्सा रिसिगणदेवगणेहिं, तो देववहुहिं पयओ पणमिअस्सा।
जस्सजगुत्तमसासणअस्सा, भत्तिवसागयपिंडिअयाहिं।
देववरच्छरसाबहुआहिं, सुरवररइगुणपंडिअयाहिं ॥३०॥ भासुरयं÷ ॥

* આ નંદિતક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે:—

दुलहु गुरू दुलहु गुरु गुरू य सव्वेसु नंदियं छंदं॥
(लघुद्वयंगुरुर्लघुद्वयं गुरुर्गुरुश्च सर्वेषु पादेपु नन्दितं छंदः॥)

અર્થાત્—બે લઘુ, ગુરુ, બે લઘુ, ગુરુ, ગુરુ, સર્વ પાદમાં આવે તે નંદિતક છંદ જાણવો.

÷ આ ભાસુરક નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે:—

तगणो पगणो तगणो, टतटतटगणो गुरू पटदु गुरुगो।
बारस टगणा सुजई, भासुरयं जाणमणुपासं॥ १॥

वंससद्दतंतितालमेलिए तिउक्खराभिरामसद्दमीसए कए अ,
सुइसमाणणे अ सुद्धसज्जगीअपायजालघंटिआहिं ।
वलयमेहलाकलावनेउराभिरामसद्दमीसए कए अ,
देवनट्टिआहिं हावभावविब्भमप्पगारएहिं ।
नच्चिऊण अंगहारएहिं वंदिआ य जस्स ते सुविक्कमा कमा,
तयं तिलोयसव्वसत्तसंतिकारयं पसंतसव्वपाव-
दोसमेस हं नमामि संतिमुत्तमं जिणं ॥३१॥ नारायओ ०

[ स्तुतवन्दितकस्य ऋषिगणदेवगणैः, ततो देववधूभिः प्रयतः प्रणमितस्य ।
यस्य जगदुत्तमशासनस्य, भक्तिवशागतपिण्डितकाभिः ।
देववराप्सरोबहुकाभिः, सुरवररतिगुणपण्डितकाभिः ॥
वंशशब्दतन्त्रीतालमिलिते त्रिपुष्कराभिरामशब्दमिश्रके कृते च,
श्रुतिसमानने च शुद्धसज्जगीतपादजालघण्टिकाभिः ।
वलयमेखलाकलापनूपुराभीरामशब्दमिश्रके कृते च,
देवनर्तकीभिः हावभावविभ्रमप्रकारकैः नर्तित्वाऽङ्गहारकैः ।
वन्दितौ च यस्य तौ सुविक्रमौ क्रमौ तकं
त्रिलोकसर्वसत्त्वशान्तिकारकं प्रशान्तसर्वपाप-
दोषमेषोऽहं नमामि शान्तिमुत्तमं जिनम् ॥ ]

ભાવાર્થ:—જે પ્રભુ પ્રથમ ઋષિઓ અને દેવોથી સ્તુતિ તથા વંદન કરાએલા છે, અને ત્યારપછી દેવાંગનાઓએ આદરથી નમસ્કાર કરાએલા છે, તથા જેઓની શક્તિ આખા જગત્‌ને મુક્તિ પમાડે તેવી છે અને જેઓનું શાસન સર્વોત્તમ છે, તથા જેઓના પરાક્રમ વાળા બે ચરણોને ભક્તિના વશથી આવીને એકત્ર થએલી નૃત્ય કરનાર તથા વાદ્ય વગાડનાર એવા શ્રેષ્ઠ દેવો તથા નૃત્યમાં કુશળ એવી અપ્સરાઓથી યુક્ત થએલી અને દેવો સાથે

---

(तपतटतटतटगणगुरुपट द्विकगुरुकाः ।
टगणा द्वादश सुयति सानुप्रासं च भासुरकं जानीहि ॥

અર્થાત્—ત ગણ, પગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, ગુરુ, પગણ, ટગણ બે, ગુરુ, બાર ટગણ, એ પ્રકારે સુયતિ અને અનુપ્રાસ સહિત ભાસુરક છંદ જાણવો.

० આ બીજો નારાયક છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે.—

तेरस चगणा नगणो, नव चा नगणो य तीस चा गुरुगो ।
चगण द्वारस एवं, अवरं नारायछंदयं जाण ॥ १ ॥
( त्रयोदश चगणा नगणो नव चा नगणश्च त्रिंशच्चा गुरुकः ।
अष्टादश चा एवमपरं नाराचच्छन्दो जानीहि ॥ )

અર્થાત્:—તેર ચગણ, નગણ, નવ ચગણ, નગણ, ત્રીશ ચગણ, ગુરુ, તથા અઢાર ચગણ આવે, તે બીજો નારાચ છંદ જાણવો.

રતિક્રીડા કરવામાં કુશળ એવી દેવની નર્તકીઓએ હાવભાવ અને વિભ્રમના પ્રકારવાળા અંગના વિક્ષેપે કરીને નૃત્ય કરવા પૂર્વક વંદના કરી છે, કે જે નૃત્ય વખતે વાંસળીનો શબ્દ, વીણાનો સ્વર અને પટહાદિકનો તાળ મેળવવામાં આવ્યો હતો, ત્રિપુષ્કર (એક મુખવાળા અને બે મુખવાળા વાજિંત્રો મળીને ત્રણ મુખવાળા) વાજિંત્રનો મનોહર શબ્દ મિશ્ર કરવામાં આવ્યો હતો, હરેક પ્રકારના શબ્દ સાંભળી શકાય તેમ સર્વના કાન સાવધાન થયા હતા, ષડ્જ સ્વરવડે શુદ્ધ ગીત ગાતાં પગમાં બાંધેલી ઘુઘરીઓના શબ્દથી નૃત્યાદિકની સંભાવના કરવામાં આવતી હતી, તથા જે નૃત્ય કંકણ, કટિમેખલા (કંદોરો), કલાપ અને નૂપુર (ઝાંઝર)ના મનોહર શબ્દથી મિશ્ર હતું. તે ત્રણ જગતના સર્વ પ્રાણીઓને શાંતિ કરનાર અને પાપ, દ્વેષ વગેરેથી મુક્ત થએલા ઉત્તમ એવા શ્રીશાંતિનાથ જિનેશ્વરને હું નમસ્કાર કરૂં છું–૩૦–૩૧

આ શ્લોકોના ભાવપરથી તૈયાર કરેલી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૭૦. ચિત્રકારે ચિત્રમાં દેરીની અંદર અગાઉના ચિત્રની માફક ભૂલથી શાંતિનાથની જગ્યાએ અજિતનાથની મૂર્તિ આંગી સહિત રજુ કરેલી છે. કારણ કે પ્રભુની પલાંઠીની નીચેના ભાગમાં હરણના બદલે હાથીનું લંછન ચીતરેલું છે. પ્રભુની જમણી બાજુ બે હાથની અંજલિ જોડીને બે ઢીંચણ જમીનને અડાડીને એક મુગટબદ્ધ ભક્ત પુરુષ બેઠેલો છે, જે દેવોએ પ્રભુની કેવી રીતે સ્તુતિ કરી હતી તેનો ખ્યાલ આપે છે, પ્રભુની ડાબી બાજુએ બંને હાથમાં ફૂલની માળા પકડીને એક સ્ત્રી ઊભેલી છે, તે આકૃતિ દેવાંગનાઓએ કેવી રીતે પ્રભુની સ્તુતિ તથા પૂજા કરી હતી તેનો ખ્યાલ આપવાનો ચિત્રકારનો આશય રજુ કરે છે, ચિત્રની નીચેના ભાગમાં ચાર વાદ્ય વગાડનારા પૈકી બે દેવો બંને હાથે ઢોલ વગાડે છે અને બે દેવો બંને હાથે ઝાંઝ જેવાં કાંઇક વાજીંત્ર વગાડે છે અને સાથે સાથે નાચતા જાય છે. તથા વચમાં બે નર્તકીઓ નૃત્ય કરતી દેખાય છે.

**छत्तचामरपडागजूअजवमंडिआ, झयवरमगरतुरयसिरिवच्छसुलंछणा ।**
**दीवसमुद्दमंदरदिसागयसोहिआ, सत्थिअवसहसीहरहचक्कवरंकिआ ॥३२॥ (ललिअयं *)**
**सहावलट्ठा समप्पइट्ठा, अदोसदुट्ठा गुणेहिं जिट्ठा ।**
**पसायसिट्ठा तवेण पुट्ठा, सिरीहिं इट्ठा रिसीहिं जुट्ठा ॥३३॥ (वाणवासिआ †)**

---

* આ લલિતક છંદનું લક્ષણ આ પ્રમાણે છે.—

**चरणो टगणचउक्कं, गुरू तहा ललिययं अवरं ॥**
**(चगणष्टचतुष्कं गुरूश्च तथा ललितकमपरं)**

અર્થાત્—એક ચગણ, પછી ચાર ટગણ ત્યાર પછી એક ગુરુ એમ ચારે પાદમાં હોય એ બીજો લલિતક છંદ જાણવો.

† આ વાનવાસિકા છંદનુ લક્ષણ આ પ્રમાણે છે.—

ते तवेण धुअसव्वपावया, सव्वलोअहिअमूलपावया ।
संथुआ अजिअसंतिपायया, हुंतु मे सिवसुहाण दायया ॥३४॥ (अपरांतिका+)

[ छत्रचामरपताकायूपयवमण्डिता ध्वजवरमकरतुरगश्रीवत्ससुलाञ्छनाः ।
द्वीपसमुद्रमंदरदिग्गजशोभिताः, स्वस्तिकवृषभसिंहरथचक्रवराङ्किताः ॥
स्वभावलष्टाः समप्रतिष्ठाः, अदोषदुष्टा गुणैर्ज्येष्ठाः ।
प्रसादश्रेष्ठाः तपसा पुष्टाः, श्रीभिरिष्टाः ऋषिभिर्जुष्टाः ॥
ते तपसा धुतसर्वपापकाः, सर्वलोकहितमूलप्रापकाः ।
संस्तुता अजितशान्तिपादा, भवन्तु मे शिवसुखानां दायकाः ॥ ]

ભાવાર્થઃ—જેઓ છત્ર, ચામર, પતાકા, યજ્ઞસ્તંભ અને જવના લક્ષણો વડે શોભે છે, જેઓ શ્રેષ્ઠ ધ્વજ, મગર, અશ્વ અને શ્રીવત્સના સુંદર લાંછન (ચિહ્ન)વાળા છે, જેઓ દ્વીપ, સમુદ્ર, મેરુપર્વત અને દિગ્ગજના ચિહ્નવડે શોભાયમાન છે, જેઓ સ્વસ્તિક, વૃષભ, સિંહ, રથ અને શ્રેષ્ઠ ચક્રના ચિહ્નવાળા છે, જેઓ સ્વભાવથી જ સુંદર છે, જેઓ સમતાની ભૂમિ પર પ્રતિષ્ઠિત છે, જેઓ રાગાદિક દોષવડે દૂષિત થયા નથી, જેઓ જ્ઞાનાદિક ગુણો વડે મોટા છે, જેઓ રાગાદિક મળના અભાવને લીધે નિર્મળતાવડે શ્રેષ્ટ છે, જેઓ તપવડે પુષ્ટ છે, જેઓ લક્ષ્મીવડે પૂજિત છે, જેઓ મુનિઓવડે સેવાયેલા છે, જેઓએ તપસ્યાવડે સર્વ શુભાશુભ કર્મનો નાશ કર્યો છે, જેઓ સર્વ લોકના હિતના—મોક્ષના મૂળરૂપ જ્ઞાન, દર્શન અને ચારિત્રને પ્રાપ્ત કરાવનાર છે તથા જેઓ સમ્યક્ પ્રકારે સ્તુતિ કરાએલા છે તે શ્રીઅજિતનાથ તથા શાંતિનાથ પ્રભુ મને મોક્ષસુખના આપનાર થાઓ—૩૨-૩૩-૩૪.

एवं तवबलविउलं, थुअं मए अजिअसंतिजिणजुअलं ।
ववगयकम्मरयमलं, गइं गयं सासयं विउलं ॥३५॥ गाहा ॥

[ एवं तपोबलविपुलं, स्तुतं मयाऽजितशान्तिजिनयुगलं ।
व्यपगतकर्मरजोमलं, गतिं गतं शाश्वतीं विपुलाम् ॥ ]

ભાવાર્થઃ—આ પ્રમાણે તપના બળથી મોટા, નાશ પામ્યા છે જ્ઞાનાવરણાદિક આઠ

---

टचउक्को नवमबारसलहुहिं सा वाणवासिआ ॥
टचतुष्कं नवमी द्वादशी च लघुना मात्रा सा वानवासिका ॥ )

અર્થાત્:—ટગણ ચાર, તેમાં નવમી અને બારમી માત્રા લઘુ હોય, એ પ્રમાણે ચાર પાદ હોય તે વાનવાસિકા છંદ કહેવાય છે.

+ આ અપરાંતિકા છંદનું લક્ષણ આ પ્રમાણે છે—

अडकलरगणो लहुगुरु, सव्वहि तह वरंतिआ होइ
( अष्ट मात्रा रगणो लघुर्गुरुश्च सर्वत्र तथाऽपरान्तिका भवति )

અર્થાત્:—આઠ માત્રા, ર ગણ ડાડ, લઘુ અને ગુરુ સર્વ પાદમાં હોય તે અપરાંતિકા છંદ જાણવો.

કર્મ મલ જેઓના એવા, અથવા અત્યંત નાશ પામ્યો છે કર્મનો પ્રવાહ-જેમનો એવા, તથા શાશ્વતી અને વિસ્તારવાળી મોક્ષરૂપ ગતિને પામેલા એવા શ્રીઅજિતનાથ અને શાંતિનાથ નામના બે જિનેશ્વરોની મેં સ્તુતિ કરી છે–૩૫

तं बहुगुणप्पसायं, मुक्खसुहेण परमेण अविसायं ।
नासेउ मे विसायं, कुणउ अ परिसा वि अ प्पसायं ॥३६॥ गाहा ॥

[ तत् बहुगुणप्रसादं मोक्षसुखेन परमेणाविषादम् ।
नाशयतु मे विषादं करोतु च पर्षदपि च प्रसादम् ॥ ]

ભાવાર્થ:—જ્ઞાનાદિક પુષ્કળ ગુણોની નિર્મળતાવાળા અને ઉત્કૃષ્ટ એવા મોક્ષસુખવડે વિષાદ રહિત એટલે વિકળતા રહિત તે બંને જિનેશ્વરો મારા ખેદનો અથવા દુઃખનો નાશ કરનારા થાઓ, તથા આ સ્તવનને સાંભળનાર સભા પણ પ્રસાદને કરો એટલે મારા વચનના ગુણનું ગ્રહણ અને દોષના ત્યાગરૂપ મહેરબાની કરો–૩૬

तं मोएउ अ नंदिं, पावेउ अ नंदिसेणमभिनंदिं ।
परिसा वि अ सुहनंदिं, मम य दिसउ संजमे नंदिं ॥३७॥ गाहा ॥

[ तत् मोदयतु च नन्दिं प्रापयतु च नन्दिषेणमभिनन्दिम् ।
पर्षदोऽपि च सुखनन्दिं मम च दिशतु संयमे नन्दिम् ॥ ]

ભાવાર્થ:—તે બંને (શ્રીઅજિતનાથ તથા શ્રીશાંતિનાથ) પ્રભુ લોકોને હર્ષ આપો, નંદિષેણ [સ્તવનના કર્તા]ને સમસ્ત પ્રકારે આનંદ આપો, શ્રોતાઓની સભાને સુખની વૃદ્ધિ આપો અને મને સંયમને વિષે આનંદને આપનારા થાઓ.

पक्खिअचाउम्मासिअ–संवच्छरिए अवस्स भणिअव्वो ।
सोअव्वो सव्वेहिं, उवसग्गनिवारणो एसो ॥ ३८ ॥

[ पाक्षिकचातुर्मासिकसांवत्सरिके अवश्यं भणितव्यः
श्रोतव्यः सर्वैः उपसर्गनिवारण एषः ॥ ]

ભાવાર્થ:—પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણને વિષે આ અજિતશાંતિ સ્તવ એક જણે ભણવો અને બીજા સર્વેએ સાંભળવો. કારણ કે આ સર્વ ઉપસર્ગનો નાશ કરનાર છે. એક સાથે સર્વ ભણે તો કોલાહલ થવાનો સંભવ છે, તેથી એક જણે જ ભણવો એ યોગ્ય છે.

આ ૩૭ મા તથા ૩૮ મા શ્લોકોનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૧૭૧ માં બે દેરીઓમાં અનુક્રમે શ્રીઅજિતનાથ તથા શ્રીશાંતિનાથ પ્રભુની આંગી સહિત મૂર્તિઓ બિરાજમાન છે. બંનેના પગની પલાંઠીની નીચેના ભાગમાં બંનેને ઓળખવાનાં ચિહ્ન હાથી અને હરણ અનુક્રમે ચીતરેલાં છે. દેરીઓની જમણી બાજુએ બંને હાથમાં

ફૂલની માળા પકડીને એક સ્ત્રી ઊભી છે અને દેરીની ડાબી બાજુએ બે હાથ ઉંચા કરીને હસ્તની અંજલિ જોડીને પ્રભુની સ્તુતિ કરતો એક પુરુષ ઊભો છે. જૈન શાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રભુની જમણી બાજુ પુરુષ અને ડાબી બાજુ સ્ત્રી ઊભી હોવી જોઇએ, પરંતુ જૈન રીતિ રીવાજોના અજ્ઞાનને લીધે ચિત્રકારે બંનેને ઉલટા ચીતરેલા છે. ચિત્રની નીચેના ભાગમાં જમણી બાજુ ચાર પુરુષો બેઠેલાં છે. જેમાંથી બે પુરુષના જમણા હાથમાં માળા છે, એક પુરુષ જમણા હાથમાં મુહપત્તી મુખની પાસે રાખીને કાંઇક (અજિતશાંતિ) બોલતો અને તેની પાસેનો ચોથો પુરુષ તથા માળા પકડીને બેઠેલા બંને પુરુષો પણ ધ્યાન દઇને સાંભળતા હોય એમ ચિત્રકારે ચીતરેલા છે, વળી ખુબીની વાત એ છે કે ચારે પુરુષના માથામાં ચોટલી પણ ચિત્રકારે ચીતરેલી છે. જે પરથી એમ અનુમાન થઈ શકે છે કે ચિત્રકાર પોતે બ્રાહ્મણ અથવા તો વૈષ્ણવ સંપ્રદાયનો અનુયાયી હશે. ચિત્રની ડાબી બાજુએ ચાર સ્ત્રીઓ બેઠેલી ચીતરેલી છે, જેમાં એક સ્ત્રી બંને હાથની અંજલી જોડીને, બીજી સ્ત્રી જમણા હાથમાં માળા પકડીને તથા બાકીની બંને સ્ત્રીના જમણા હાથમાં એકેક ફૂલ ચીતરેલું છે. અને તે ચારે સ્ત્રી ધ્યાનપૂર્વક કાંઇક સાંભળી રહી હોય એમ તેઓની મુખમુદ્રા પરથી લાગે છે. આ ચિત્રોમાં પણ જૈન ધર્મના રીતિ રિવાજોથી ચિત્રકાર અજ્ઞાત છે તે જણાઈ આવે છે કારણ કે જિનમંદિરમાં સ્ત્રી યા પુરુષને હાથમાં ફૂલ રાખીને સુંઘવાની મનાઈ છે, જ્યારે ચિત્રકારે બંને સ્ત્રીને સુંઘવાની તૈયારી કરતી હોય તેવી રીતે રજુ કરેલી છે. એક જણે પાઠ કરવો અને બીજાઓએ ધ્યાન દઇને સાંભળવું તે વિષે જે ઉપરની ગાથામાં ઉલ્લેખ કરેલો છે તેનો ભાવ રજુ કરવામાં ચિત્રકારે પુરેપુરી કાળજી રાખી હોય એમ તુરત જ જણાઈ આવે છે.

**जो पढइ ओ अ निसुणइ, उभओ कालं पि अजिअसंतिथयं ।**
**न हु हुंति तस्स रोगा, पुव्वुप्पन्ना वि नासंति ॥ ३९ ॥**

[यः पठति यश्च निशृणोति उभयकालमप्यजितशान्तिस्तवम् ।
नैव भवन्ति तस्य रोगाः पूर्वोत्पन्ना अपि नश्यन्ति ॥]

ભાવાર્થઃ—આ અજિતશાંતિ સ્તવને સવારે અને સાંજના બંને સમયે જે ભણે છે અને જે સાંભળે છે, તેને રોગો થતા નથી, અને પ્રથમના ઉત્પન્ન થએલા રોગો હોય તો પણ નાશ પામે છે.

**जइ इच्छह परमपयं, अहवा किर्त्ति सुवित्थडं भुवणे । +**
**ता तेलुक्कुद्धरणे, जिणवयणे आयरं कुणह ॥ ४० ॥**

+ કેટલીક પ્રતોમાં આ ગાથાની પહેલાં નીચેની બે ગાથાઓ વધારાની મલી આવે છે.

**ववगयकलिकलुसाणं, ववगयनिद्धंतरागदोसाणं ।**
**ववगयपुणब्भवाणं, नमोत्थु ते देवाहिदेवाणं ॥**

[ यदीच्छथ परमपदमथवा कीर्तिं सुविस्तृतां भुवने ।
तदा त्रैलोक्योद्धरणे जिनवचने आदरं कुरुथ ॥ ]

ભાવાર્થ:—જો તમે મોક્ષને ઈચ્છતા હો અથવા ત્રણ જગતમાં વિસ્તાર પામેલી એવી કીર્તિને ઈચ્છતા હો તો ત્રણ લોકનો ઉદ્ધાર કરનાર એવા શ્રીજિનાગમને વિષે આદર કરો -જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ વર્ત્તન કરો.

---

[ व्यपगतकलिकलुषेभ्यो व्यपगतनिर्धूतरागद्वेषेभ्यः ।
व्यपगतपुनर्भवेभ्यो नमोऽस्तु तेभ्यो देवाधिदेवेभ्यः ॥ ]

ભાવાર્થ:—નાશ પામ્યો છે કલિ સંબંધી મલ જેનો અથવા ક્લેશ અને પાપ જેનાં, તથા નાશ પામ્યા છે મૂલમાંથી રાગ અને દ્વેષ જેના, તથા નાશ પામ્યા છે પુનર્જન્મ જેના એવા તે દેવાધિદેવને નમસ્કાર થાઓ.

सव्वं पसमइ पावं, पुण्णं वड्ढइ नमंसमाणस्स ।
संपुण्णचंदवयणस्स कित्तणे अजिअसंतिस्स ॥
[ सर्वं प्रशाम्यति पापं पुण्यं वर्धते नमस्यतः ।
संपूर्णचन्द्रवदनयोः कीर्तनेऽजितशान्त्योः ॥ ]

ભાવાર્થ—સંપૂર્ણ ચન્દ્રની જેવા મુખવાળા શ્રીઅજિતનાથ તથા શાંતિનાથનું કીર્તન કરે સતે વંદન કરનારના સર્વ પાપનો નાશ થાય છે અને પુણ્યની વૃદ્ધિ થાય છે.



# ભક્તામર સ્તોત્ર

——(०)——

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-
मुद्द्योतकं दलितपापतमो वितानम् ।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वालम्बनं भवजले पततां जनानाम् ॥
यः संस्तुतः सकलवाङ्मयतत्वबोधा-
दुद्भुतबुद्धिपटुभिः सुरलोकनाथैः ।
स्तोत्रैर्जगत्रितयचित्तहरैरुदारैः
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ १-२ ॥ युग्मम्

સમશ્લોકી ભાષાંતર

ભક્તામરો લચિત તાજ મણિ પ્રભાના,
ઉદ્યોતકાર હર પાપ તમો જથાના;
આધાર રૂપ ભવસાગરના જનોને,
એવા યુગાદિ પ્રભુ પાદયુગે નમીને......૧
કીધી સ્તુતિ સકલ શાસ્ત્ર જ તત્વબોધે,
પામેલ બુદ્ધિપટુથી સુર લોકનાથે;
ત્રૈલોક્ય ચિત્તહર ચારૂ ઉદાર સ્તોત્રે,
હું એ ખરે સ્તવીશ આદિ જીનેંદ્રને તે......૨

**શ્લોકાર્થ:**—ભક્તિવંત દેવતાઓના નમેલાં મસ્તકોને વિષે રહેલા મુગટોના મણિઓની કાંતિને પ્રકાશિત કરનાર, પાપરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર અને યુગની આદિથી ભવસમુદ્રમાં પડેલાં મનુષ્યોને આધારભૂત એવા શ્રીજિનેશ્વરદેવના બંને ચરણોમાં રૂડી રીતે નમસ્કાર કરીને, સમસ્ત શાસ્ત્રોના તત્ત્વજ્ઞાનથી ઉત્પન્ન થએલી નિપુણ બુદ્ધિ દ્વારા ત્રણ લોકના ચિત્તનું હરણ કરનાર મનોહર અને ઉદાર અર્થવાળા સ્તોત્રોથી દેવેન્દ્રોએ પણ જેઓની સ્તુતિ કરી છે, એવા શ્રી પ્રથમ જિનેશ્વર [ શ્રીઋષભસ્વામી ]ની હું પણ સ્તુતિ કરીશ ૧-૨.

વાર્તા ૧લી શ્લોક. ૧-૨

## હેમશ્રેષ્ટિ કથા.

એક સમયે માળવાધિપતિ વિદ્યાપ્રેમી સુપ્રસિદ્ધ મહારાજા ભોજ પોતાની રાજધાની ઉજ્જેણી નગરીમાં આવેલા પોતાના રાજમહેલની અંદર દરબારમાં સરદારો, સામંતો,

ભાયાતો તથા પંડિતોથી પરિવરેલો રાજ્યસિંહાસન પર બિરાજેલો હતો. તે સમયે જુદા જુદા પ્રકારનો દેશ, વિદેશ, નીતિ, ન્યાય, કુતૂહલ તથા ચમત્કાર વગેરે વિષયોનો વાર્તા વિનોદ ચાલી રહ્યો હતો; દરમ્યાન દરવાને આવી નમન કરીને મહારાજાને કહ્યું કેઃ—'હે મહરાજ ! કોઈ બ્રાહ્મણ આપની પાસે કાંઈ નિવેદન કરવાની ઇચ્છા રાખે છે. જો આપશ્રીની આજ્ઞા હોય તો તેણે અંદર લાવું.'

રાજાએ કહ્યું કેઃ—'ભલે, ખુશીથી આવવા દે.' અનુજ્ઞા મળતાંની સાથે જ પહેરેગીર બહાર ચાલ્યો ગયો અને થોડી જ વારમાં એક સુંદર આકૃતિવાન અને ભવ્ય ચહેરાવાળો બ્રાહ્મણ અંદર આવી મહારાજાને શુભાશીષ આપી ઊભો રહ્યો. રાજાએ યથાયોગ્ય આદર સત્કાર કરી બેસવાને આસન અપાવ્યું. આસન પર બેઠા પછી બીજી કેટલીએક વાતચીત કર્યા પછી બ્રાહ્મણે ધીમે રહીને કહ્યું કેઃ—'મહારાજ ! મેં એકથી અનેકવાર સાંભળ્યું છે કે **'ભક્તામર'** સ્તોત્ર મહાપ્રાભાવિક છે અને એ સ્તોત્રના કર્તા સમર્થ વિદ્વાન **'માનતુંગ'** નામના આચાર્યશ્રીએ તેનો પ્રભાવ બતાવ્યો પણ હતો. પરંતુ મને તે વાત પર વિશ્વાસ આવતો નથી કે એ પ્રભાવ **'ભક્તામર'**નો હોય, કારણ કે **માનતુંગ** આચાર્ય મંત્રશાસ્ત્રના જાણકાર હતા અને તેથી મંત્રના પ્રભાવથી યા કોઈ દેવ વિશિષ્ટની સાધનાથી અથવા તો કોઈ તંત્ર અગર ઔષધિના પ્રભાવથી કદાચ ચમત્કાર બતાવ્યા પણ હોય તો તે સંભવિત છે અને એવા પ્રયોગો વડે લોકોને આશ્ચર્ય પમાડીને તે પ્રભાવ **'ભક્તામર'**નો છે તેવું લોકોમાં જાહેર કરેલું હોય એવું મને જણાય છે. પરંતુ વાસ્તવિક રીતે એવો પ્રભાવ **'ભક્તામર'**નો જ હોય એમ માની શકાતું નથી. હું તો **'ભક્તામર'**નું માહાત્મ્ય સત્ય ત્યારે જ સમજું કે જો અહીં બીજો કોઈ તેનો પ્રભાવ પ્રત્યક્ષ બતાવે; નહીતર **'ભક્તામર'**નો પ્રભાવ કાંઈ છે જ નહિ એમ જે હું માનું છું તે સત્ય જ છે.'

આ પ્રમાણેનાં બ્રાહ્મણનાં વચન સાંભળી રાજાને પણ **'ભક્તામર'**ના માહાત્મ્ય અને સત્ય પ્રભાવ માટે શંકા થઈ અને તેથી સત્ય પ્રભાવ જાણવાની જિજ્ઞાસાથી કચેરીમાં બેઠેલા સભાજનો સમક્ષ રાજા કહેવા લાગ્યો કેઃ—'મારી આ નગરીમાં **'ભક્તામર'** જાણનાર અને તેનો પ્રભાવ બતાવનાર કોઈ છે ?'

આ વચન સાંભળી એક મનુષ્ય બોલ્યો કેઃ—'મહારાજા ! આપણી નગરીમાં **'હેમશ્રેષ્ઠિ'**[1] ભદ્રિક, ધર્માત્મા અને સદાચારી છે, તેમ જ **ભકતામર** સ્તોત્ર બહુ જ સારી રીતે જાણે છે, તેઓને પૂછવાથી આપશ્રી કાંઇક જાણી શકશો એમ મારૂં માનવું છે.'

---

૧. 'क શ્રીભક્તામર સ્તોત્ર સાર્થ'માં અ૦ સુ૦ મહેતાએ 'દેવચંદ' નામ છપાવેલું છે. ख તથા 'શ્રી ભ૦ મં-માહાત્મ્ય'મા મુનિશ્રી છોટાલાલજીએ 'હેમચંદ્ર' નામ છપાવેલું છે, ग 'ભક્તામર કથા'માં ઉદયલાલ કાશીવાલે 'હેમરત્ત' નામ છપાવેલું છે.

મહારાજાએ હેમશ્રેષ્ઠિનું નામ સાંભળી તેમ જ સારી રીતે **ભક્તામર** જાણે છે એવું જાણી એક નોકરને હુકમ કર્યો કે:—'**હેમશ્રેષ્ઠિને** જલદી અહીંઆં બોલાવી લાવો.'

મહારાજાની આજ્ઞા થતાં જ નોકર શેઠને ત્યાં ગયો અને આપને મહારાજા બોલાવે છે એવું શેઠને કહ્યું, એટલે મહારાજાની આજ્ઞાને માન આપી શેઠ યથોચિત્ત સ્થિતિએ રાજદરબારમાં આવી નમન કરી 'શી આજ્ઞા છે' એમ કહી ઊભા રહ્યા.

મહારાજાએ શેઠને યોગ્ય સન્માન આપી બેસાડયા પછી કહ્યું કે:—'મેં સાંભળ્યું છે કે આપ **ભક્તામર** સ્તોત્રને સારી રીતે જાણો છો અને **ભક્તામર** અત્યંત પ્રાભાવિક કહેવાય છે, એ પ્રભાવ પણ જાણો છો, તો તે શું સત્ય છે? જો એ સત્ય હોય તો **ભક્તામરનો** પ્રભાવ જાણવાની મારી ઇચ્છા છે.'

શેઠે જવાબ આપ્યો કે:—'ગુરુકૃપાથી **ભક્તામર** અને તેનો પ્રભાવ જાણવા-જોવાની જ જો આપની ઇચ્છા હોય તો મને ત્રણ દિવસની મુદત આપો.'

શેઠની માગણી પ્રમાણે મહારાજાએ ત્રણ દિવસની મુદત આપી, જોતજોતામાં ત્રણ દિવસ પૂરા થઈ ગયા; ત્રીજે દિવસે મહારાજા **ભોજે** સાંજના સમયે **ભક્તામર** સ્તોત્રનો પ્રભાવ જોવાના ઇરાદાથી જ **હેમશ્રેષ્ઠિને** મજબૂત નાગપાશના બંધનોથી બાંધીને પાણી વગરના એક ઉંડા અંધારા કુવામાં ઉતારી મૂકયા અને તેઓ કોઈ પણ યુક્તિથી બહાર ન નીકળી જાય તેના માટે પોતાના સિપાઈઓને ચોકી કરવાને માટે રાજાએ બેસાડયા.

કુવામાં ઉતાર્યા પછી **હેમશ્રેષ્ઠિએ** એક જ ધ્યાનથી શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પ્રથમના બે કાવ્યોનું ચિંતવન કર્યું. તે શ્લોકોના પ્રભાવથી '**ચક્રેશ્વરી**' દેવી પ્રગટ થયાં અને **હેમશ્રેષ્ઠિનાં** સર્વ બંધનો છોડી બંધનમુક્ત કર્યા, એટલું જ નહિ પણ તે શેઠને વસ્ત્રાભૂષણથી સારી રીતે શણગારી દૈવિ શક્તિથી તે જ કુવામાં એક સુંદર સ્થળ બનાવી ત્યાં જ રાખ્યા.

શેઠને બંધનમુક્ત કરી દેવી બોલ્યાં કે:—હે વત્સ ! સવારમાં રાજા તને બોલાવશે, અને તે વખતે મારા બનાવેલા નાગપાશથી બંધાએલા એવા તેને **ભક્તામરના** પ્રથમ બે શ્લોકોથી પાણી મંતરીને છાંટવાથી તે બંધનમુક્ત થશે, આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઈ ગયાં.

બીજે દિવસે દેવીએ રાજાને નાગપાશથી એવો સખત બાંધી લીધો કે તે પથારીમાંથી ઉઠવાને પણ શક્તિવાન રહ્યો નહિ. ત્યારે આકાશમાં રહીને **અપ્રતિચક્રા** '**ચક્રેશ્વરી**' **દેવી** બોલી કે:—'રેરે દુષ્ટ ! તું **હેમશ્રેષ્ઠિને** બોલાવી લાવ અને તે જો સ્તોત્ર ભણીને પાણી મંતરીને છાંટશે તો જ તારાં બંધનો છુટશે.'

આ પ્રમાણે સાંભળતાં જ રાજાએ સેવકોને હુકમ કર્યો કે:—'હે સેવકો ! જલદી **હેમશ્રેષ્ઠિને** કુવામાંથી બહાર કાઢી, તેને બંધનમુક્ત કરી અહીંયાં લાવો.'

રાજાનો હુકમ થતાં જ સેવકો દોડયા અને જે કુવામાં શેઠને ઉતાર્યા હતા, ત્યાં આવી શેઠના નામનો અવાંજ કર્યો. ત્યાં સુશોભિત વસ્ત્રાભૂષણથી અલંકૃત શેઠ કોઇની પણ સહાય વિના જ સ્વયમેવ કુવાની બહાર આવ્યા, અને પાણી મંતરીને છાંટીને રાજાને બંધનમુક્ત કર્યો.

આ બનાવથી રાજા તથા નગરના લોકો મહાન આશ્ચર્ય પામ્યા. પછી દેવીએ રાજાને તર્જના પૂર્વક પૂછ્યું કેઃ—'હે રાજા ! ફરીથી સર્વ દેવદાનવોથી પૂજનિક **શ્રીઋષભદેવ** પ્રભુના સ્તોત્રનો પ્રભાવ જોવો છે ?'

રાજા બોલ્યો કેઃ—'હે માતા ! મારા આ અજ્ઞાન જન્ય અપરાધ માટે મને ક્ષમા આપો.' અને દેવીના ચરણમાં નમી પડયો. પછી દેવી અંતર્ધ્યાન થઇ ગયાં.

આ વ્યતિકર નજરે જોઈને પ્રથમ **ભક્તામર**ના પ્રભાવ માટે શંકા ઉઠાવનાર બ્રાહ્મણ તેમ જ ઘણા સભાજનોને **ભક્તામર** પ્રત્યે શ્રદ્ધા, ભક્તિભાવ અને પૂજ્યભાવ ઉત્પન્ન થયો. ત્યારપછી **હેમશ્રેષ્ઠિ**ને રાજાએ ઘણું સન્માન આપી તેમની ક્ષમા માગી, મોટા સન્માનથી ઘેર વિદાય કર્યા, રાજા પરમ જૈન થયો અને સર્વત્ર જૈન શાસનનો પ્રભાવ વિસ્તર્યો.

ગુ૦ સૂ૦ વૃ૦ મંત્રામ્નાયઃ—ॐ **नमो वृषभनाथाय मृत्युञ्जयाय सर्वजीवशरणाय परमपुरुषाय चतुर्वेदाननाय अष्टादशदोषरहीताय अजरामराय सर्वज्ञाय सर्वदर्शिने सर्वदेवाय अष्टमहाप्रातिहार्यचतुस्त्रिंशदतिशयसहिताय श्रीसमवसरणे द्वादशपर्षद्वेष्टिताय दानसमर्थाय ग्रह नाग भूत यक्ष राक्षस [1]वशङ्कराय सर्वशान्तिकराय मम शिवं कुरु कुरु स्वाहा ॥** આ મંત્રનો જાપ કરવાથી સર્વ જાતની વિપત્તિનો નાશ થાય છે.

ઋદ્ધિઃ—ॐ **ह्रीं अर्हं णमो अरिहंताणं णमो जिणाणं ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्रः असिआउसा अप्रतिचक्रे फट् विचक्राय झ्रौं झ्रौं स्वाहा**

મંત્રઃ—ॐ **ह्रां ह्रीं ह्रूं श्रीं क्लीं ब्लूं क्रों** ॐ **ह्रीं नमः स्वाहा ॥**

**बुद्ध्या विनाऽपि विबुधार्चितपादपीठ !**
**स्तोतुं समुद्यतमतिर्विगतत्रपोऽहम् ।**
**बालं विहाय जलसंस्थितमिन्दुबिम्ब-**
**मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ? ॥ ३ ॥**

સમશ્લોકી

બુદ્ધિ વિના ય સૂરપૂજિતપાદપીઠ !
મેં પ્રેરી બુદ્ધિ સ્તુતિમાં તજી લાજ શુદ્ધ !
લેવા શિશુ વિણ જળે સ્થિત ચંદ્રબિંબ,
ઇચ્છા કરે જ સહસા જન કોણ અન્ય ?—૩

---

૧. દે લા પુ. ફં. ગ્રંથાંક. ૭૯ માં **शंकराय** પાઠ છે, પરંતુ તે અશુદ્ધ હોય એમ લાગે છે.

દેવોએ અથવા પંડિતોએ પૂજ્યું છે પાદપીઠ જેઓનું એવા હે પ્રભુ ! તમારી સ્તુતિ કરવામાં મારી કાંઈ પણ બુદ્ધિ નથી, તો પણ નિર્લજ્જ થઈને તમારી સ્તુતિ કરવા મારી મતિ ઉદ્યમવાળી થઇ છે; જળમાં પ્રતિબિંબરૂપે પડેલા ચંદ્રના બિંબને સહસા—વગર વિચાર્યે પકડવાને બાળક વિના બીજો કયો માણસ ઇચ્છા કરે ? અર્થાત્ જેમ બાળક વિના બીજો કોઇ પણ બુદ્ધિમાન જલપ્રતિબિંબિત ચંદ્રને ગ્રહણ કરવા ઇચ્છતો નથી તેમ હું પણ તમારી સ્તુતિ કરવાને અશક્ત હોવા છતાં પણ તમારી સ્તુતિ કરવા ઇચ્છું છું.—૩

वक्तुं गुणान् गुणसमुद्र ! शशाङ्ककान्तान्
कस्ते क्षमः सुरगुरुप्रतिमोऽपि बुद्ध्या ?
कल्पान्तकालपवनोद्धतनक्रचक्रं
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ? ॥ ४ ॥

સમશ્લોકી

કે'વા ગુણો ગુણનિધિ ! તુજ ચંદ્રકાન્ત,
છે બુદ્ધિથી સુરગુરુસમ કો સમર્થ ?
જ્યાં ઉછળે મગરમચ્છ મહાન વાતે,
રે કોણ તે તરિ શકે જ સમુદ્ર હાથે ?—૪

શ્લોકાર્થઃ—હે ગુણસમુદ્ર પ્રભુ ! ચંદ્રના સરખા મનોહર—ઉજ્વળ એવા તમારા ગુણોને બુદ્ધિ વડે કરીને બૃહસ્પતિ સમાન એવો પણ કયો પુરુષ કહેવાને સમર્થ થાય ? અર્થાત્ કોઇ પણ સમર્થ થતો નથી. પ્રલયકાળના પવનથી મગરના સમૂહો જેને વિષે ઉછળી રહ્યાં છે એવા સમુદ્રમાં બે હાથ વડે તરવાને કોણ સમર્થ થાય છે ? જેમ બે હાથથી સમુદ્ર તરવો અશક્ય છે, તેમ તમારા ગુણોનું વર્ણન કરવું અશક્ય છે.—૪

વાર્તા ૨ જી શ્લોક. ૩-૪

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં આવેલા માલવદેશમાં આવેલી **ઉજ્જયિની** નામની નગરીમાં **સુમતિ**[1] નામનો એક ભદ્રક પરિણામવાળો અને નિર્ધન વણિક રહેતો હતો. તે નીતિમાન, સરલ અને દયાવાન તેમ જ ધર્મપ્રેમી હતો. તે દરિદ્રી હોવા છતાં પણ અનીતિના માર્ગે દોરાએલો ન હતો.

એક વખતે **ઉજ્જયિની** નગરીના બહારના ઉદ્યાનમાં કોઇ શ્વેતામ્બર જૈન મુનિ[2] પોતાના શિષ્યમંડળ સાથે પધાર્યા. ગામમાં સાધુ પધારવાની ખબર થવાથી અનેક સ્ત્રી-પુરુષો દર્શનાર્થે અને ધર્મોપદેશ શ્રવણાર્થે હર્ષભેર આવવા વાગ્યા. લોકોની સાથે **સુમતિ** વણિક પણ વ્યાખ્યાન શ્રવણ કરવા આવ્યો હતો. જ્યારે ધર્મોપદેશ શ્રવણ કરીને બધા માણસો

૧. क માં શેઠનું નામ 'વીરચંદ' આપેલુ છે જ્યારે ख માં 'સુમતિચંદ્ર' નામ આપેલું છે.
૨. ख માં મુનિનું નામ 'અનાશ્રવી' આપેલું છે, જ્યારે ग મા 'પિહિતાશ્રવ' નામ આપેલુ છે.

ચાલ્યા ગયા ત્યારે **સુમતિ** કે જે હજુ સુધી શાંત ચિત્તે ત્યાં બેઠેલો હતો, તે પોતાના સ્થાનથી ઉઠી ઊભો થઇ મુનિ મહારાજની પાસે આવી શ્રદ્ધા અને ભક્તિપૂર્વક વંદન-નમસ્કાર કરી નજીક બેસી બે હાથની અંજલિ જોડી કહેવા લાગ્યો કે:—'મહાત્મન્! આપે ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાવ્યું અને એવા ધર્મથી જ મુક્તિ મળે એમ કહ્યું તે યથાર્થ જ છે, પરંતુ ધર્મ કરવો એ મનોવૃત્તિ શાંત અને સ્થિર હોય તો જ બની શકે. કાંઇક બાહ્ય જીવન સુખરૂપ હોય તો તે બને, પણ દરિદ્રી માણસ કે જેને એક ટંકના ખોરાકના માટે પણ વાંધા પડતા હોય તેવા મનુષ્યો ધર્મ કેવી રીતે કરી શકે? મને ધર્મ કરવાની ઘણીએ ઇચ્છા છે, પરંતુ દરિદ્રતા રૂપી પિશાચિની મારો કેડો છોડતી નથી. આપશ્રી દયાળુ છો અને કોઇપણ દુઃખી પ્રાણીને સુખી કરવો એ આપનો ધર્મ છે. પરોપકારી મહાપુરુષો પોતાની જાતે સંકટો વેઠીને પણ અન્યનું કલ્યાણ કરવાનો પ્રયત્ન કરે છે, તો મારા જેવા દરિદ્રી પર દયા લાવી મને કોઈ એવો ઉપાય બતાવો કે જેથી દરિદ્રતા રૂપી પાપિણી મારો કેડો છોડે.'

આવા કરૂણાપૂર્ણ વચનો સાંભળી તે દયાળુ મહાત્માનું હૃદય દ્રવવા લાગ્યું અને તેનું કલ્યાણ કરવાની લાગણી થઈ આવી. દયાર્દ્ર હૃદયે મહાત્મા બોલ્યા કે:—'હે ભાઈ! જે સુખદુઃખ આવે છે તે પૂર્વકૃત કર્માનુસાર આવે છે અને એ દરિદ્રતાનો નાશ કરવા માટે ધર્મ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા રાખી ન્યાયપરાયણ બનવું એ સિવાય અન્ય કોઇ પણ ઉપાય નથી. ધર્મ કરવાથી અનેક જીવો સુખી થયા છે, માટે ધર્મની શ્રદ્ધા રાખી તેનું શ્રવણ કરો અને હું તમોને આ બે શ્લોકો આપું છું તેનો વિધિપૂર્વક પાઠ, અધ્યયન અને જાપ કરવાથી તમે દરેક રીતે સુખી થશો. એટલું કહી તે દયાળુ મહાત્માએ '**ભક્તામર**'નો ત્રીજો અને ચોથો શ્લોક આપ્યો અને તેનો કેવી રીતે જાપ કરવો તે પણ સમજાવ્યું. **સુમતિ** આવી અમૂલ્ય પ્રાસાદી મળવાથી ઘણો જ આનંદિત થયો અને મહાત્માના ચરણ-કમળમાં મસ્તક નમાવી ત્યાંથી સ્વસ્થાને ગયો. મહાત્મા પણ અન્ય સ્થળે વિહાર કરી ગયા.

એક વખતે કોઇક વણિક પુત્રની સાથે વહાણમાં બેસી **સુમતિ** ધન ઉપાર્જનાર્થે પરદેશ જવા નીકળ્યો. તે વહાણમાં અનેક જણા બેઠેલા હતા. વહાણ જલમાર્ગ કાંપતું ધીમે ધીમે આગળ વધવા લાગ્યું, એવામાં એકદમ પવન પ્રતિકૂળ થયો અને દરિયો તોફાને ચઢયો, આથી વહાણ હાલમડોલ થવા લાગ્યું અને પાણીનાં મોજાંની સાથે તે પણ ઉંચે ઉછળવા લાગ્યું, તેમ જ વહાણ ડૂબવાની તૈયારી હોય તેમ જણાયું. તે વખતે વહાણમાં બેઠેલા દરેક જણ આફતમાંથી મુકત થવાને માટે અનેક જાતની પ્રભુપ્રાર્થના કરવા લાગ્યા, પરંતુ સઘળું વ્યર્થ. હજી તો પૂરી એક ઘડી થઈ નથી ત્યાં તો વહાણ ભાંગી ગયું અને નાવિકો જળમાં ડૂબવા લાગ્યા. વહાણમાં રહેલા બધા લોકો ભયભીત થઈ ગયા. દરેક સૌ પોતપોતાનાં ઇષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યા. આ સમયે **સુમતિ** વણિ-

ફરીને મહાત્માએ આપેલા **ભક્તામર**ના બે શ્લોકોનું સ્મરણ થઇ આવ્યું એટલે શુદ્ધ અધ્યવ્-સાયથી તે તેનું સ્મરણ કરવા લાગ્યો. અને પોતાના બંને બાહુથી સમુદ્ર તરવા લાગ્યો. પ્રભુના નામ સ્મરણથી સંસારરૂપી અગાધ સમુદ્રની પાર ઉતરી શકાય છે, તો પછી બાહ્ય સમુદ્ર તરી શકાય તેમાં શું આશ્ચર્ય? થોડી જ વારમાં શ્લોકના પ્રભાવથી **ચક્રેશ્વરી** દેવીએ મોકલાવેલ દેવીએ **સુમતિ** ને દરિયામાંથી ઉપાડી સમુદ્રના કાંઠે મૂક્યો, એટલું જ નહિ પણ અનેક કિંમતી વસ્ત્રાભૂષણો અને રત્નો તેને અર્પણ કરી અને બોલી કે:—'જ્યારે કોઇ ખાસ પ્રસંગ હોય અથવા મુશ્કેલી ઉપસ્થિત થઇ હોય ત્યારે મને યાદ કરવી અને તે વખતે હું હાજર થઇશ.' આ પ્રમાણે કહી દેવી ચાલી ગઇ.

**સુમતિ** વણિક શાંતિથી કેટલાક દિવસે પોતાના ઘેર પહોંચ્યો, અને દેવીએ આપેલાં રત્નોનો વ્યય કરી કરોડો નાણું પ્રાપ્ત કરી મહાન ધનાઢ્ય થયો. કાળે કરી ઉજ્જયિની નગરીના સઘળા ધનાઢ્યોમાં તે મુખ્ય ગણાવા લાગ્યો. રાજદરબારમાં તેનું સન્માન થવા લાગ્યું, તેમ જ માન અને પ્રતિષ્ઠાને પામ્યો. **સુમતિ**ને ધનની પ્રાપ્તિ થવાથી તે કંજુસ અને સંકુચિત મનોવૃત્તિનો નહીં બનતાં, પોતાની પૂર્વની દરિદ્રાવસ્થાનો ખ્યાલ રાખી ઉદાર અને દાનેશ્વરી બન્યો, તેને અનેક દુઃખી આત્માઓને અનેક પ્રકારની સહાયતા કરી અને તે પરમ શ્રાવક બન્યો. આવી રીતે ભક્તામરના ત્રીજા અને ચોથા શ્લોકના પ્રભાવથી તે શાંતિમય જીવન ગુજારવા લાગ્યો.

શુ. સૂ. વૃ. મંત્રામ્નાય:—**अत्रापि मन्त्रः प्राक् कथित एव ॥** અહીંઆં પણ મંત્ર પૂર્વે કહેલો તે જ જાણવો.

**सोऽहं तथापि तव भक्तिवशान्मुनीश !**
**कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ।**
**प्रीत्याऽऽत्मवीर्यमविचार्य मृगो मृगेन्द्रं**
**नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ? ॥ ५ ॥**

**સમશ્લોક**

તેવો તથાપિ તુજ ભક્તિવડે મુનીશ!
શક્તિ રહિત પણ હું સ્તુતિને કરીશ;
પ્રીતે વિચાર બળનો તજી સિંહ સામે,
ના થાય શું મૃગ શિશુ નિજ રક્ષવાને?...૫

શ્લોકાર્થ:—હે મુનીશ્વર! આવી રીતે હું તમારી સ્તુતિ કરવાને અસમર્થ છું. તો પણ તમારા પરની ભક્તિને લીધે તમારી સ્તુતિ કરવાને પ્રવૃત્ત થયો છું. જેવી રીતે હરણ પોતાના બલનો વિચાર કર્યા વિના જ પોતાના બચ્ચાં પરની પ્રીતિને વશ થઇને તેનું પરિપાલન કરવા શું સિંહની સામે નથી થતો? થાય છે જ. તેવી જ રીતે હું મંદબુદ્ધિ-

વાળો હોવા છતાં પણ તમારી ભક્તિને વશ થઈને જ સ્તુતિ કરવા પ્રવૃત્ત થયો છું માટે હું શ્લાઘાનું સ્થાન થઇશ.—૫

अल्पश्रुतं श्रुतवतां परिहासधाम
त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम् ।
यत कोकिलः किल मधौ मधुरं विरौति
तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

સમશ્લોકી

શાસ્ત્રજ્ઞ અજ્ઞ ગણીને હસતાં છતાં એ,
ભક્તિ તમારી જ મને બળથી વદાવે !
જે કોકિલા મધુર ચૈત્ર વિષે ઉચ્ચારે,
તે માત્ર આમ્રતરૂ મો'ર તણા પ્રભાવે.—૬

શ્લોકાર્થ:—હે સ્વામી ! હું અલ્પ જ્ઞાનવાળો એટલે થોડાં જ્ઞાનવાળો છું તેથી વિદ્વાનોમાં હું હાંસીનું પાત્ર છું, તો પણ તમારા પરની ભક્તિ જ મને બળાત્કારે તમારી સ્તુતિ કરવામાં વાચાળ કરે છે; તે યોગ્ય જ છે. વસંતઋતુમાં કોયલ જે મધુર શબ્દ કરે છે, તેનું કારણ માત્ર મનોહર આંબાના મો'રનો સમૂહ છે. અર્થાત્ જેવી રીતે આંબાની માંજર ખાવાથી કોયલનો શબ્દ મધુર લાગે છે, તેવી જ રીતે હું પણ ભક્તિથી તમારી સ્તુતિ કરૂં છું તેથી મારી સ્તુતિ વિદ્વાનોમાં પ્રશંસાપાત્ર થશે—૬

त्वत्संस्तवेन भवसन्ततिसन्निबद्धं
पापं क्षणात् क्षयमुपैति शरीरभाजाम् ।
आक्रान्तलोकमलिनीलमशेषमाशु
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

સમશ્લોકી

બાંધેલ પાપ જનનાં ભવ સર્વ જેહ
ત્હારી-સ્તુતિથી ક્ષણમાં ક્ષય થાય તેહ;
આ લોક વ્યાપ્ત નિશીનું ભમરા સમાન,
અંધારૂં સૂર્ય કિરણોથી હરાય જેમ. ૭

શ્લોકાર્થ:—(હે પ્રભુ !) કોટિ ભવમાં ઉપાર્જન કરેલાં પ્રાણીઓનાં પાપકર્મ તમારી સ્તુતિ કરવાથી તત્કાળ નાશ પામે છે. જેવી રીતે લોકમાં વ્યાપી ગએલું, ભમરાની જેવું કાળું, કૃષ્ણપક્ષની રાત્રિ સંબંધીનું સર્વ અંધારૂં સવારમાં થતા સૂર્યોદયથી નાશ પામે છે, તેવી જ રીતે જિનેશ્વરદેવની સ્તુતિ કોટિ ભવના પાપોનો નાશ કરે છે.

વાર્તા ૩ જી શ્લોક-૫-૬-૭

## સુધન શ્રેષ્ઠિની કથા.

પાટલીપુત્ર[1] નામના શહેરમાં **સુધન**[2] નામે એક શેઠ રહેતો હતો. તે તેના નામ પ્રમાણે ઘણો જ ધનવાન હતો. જેમ બીજાઓ કરતાં તે વધારે ધનવાન હતો, તેમ બીજાઓ કરતાં ઉદાર વૃત્તિવાળો પણ વધારે હતો. लक्ष्म्याभरणं दानं લક્ષ્મીનું આભૂષણ દાન છે, અને દાનથી જ લક્ષ્મી ટકે છે તથા શોભે છે. તે જેવો દાનેશ્વરી હતો, તેવો જ જૈનધર્મ પ્રત્યે પરમ શ્રદ્ધાવાળો હતો પોતાના આત્મશ્રેય માટે ઘરની નજીકમાં એક જિનમંદિર[3] તેણે બંધાવ્યું હતું, જેમાં મૂળનાયક **શ્રીઋષભદેવ** પ્રભુ બિરાજમાન હતા. **સુધન** શેઠના સહવાસથી **ભીમ**[4] નામનો રાજા પણ શ્રાવક થયો હતો.

એક સમયે તે શહેરમાં **ધુલીપા**[5] નામનો એક કાપાલિક આવ્યો. તેને ચેટક સાધ્ય કરેલો હોવાથી, **પાટલીપુત્ર**નાં બધા માણસોને ચમત્કાર બતાવી પોતા તરફ આકર્ષી લીધા. કહેવત પણ છે કેઃ—'દુનીયા ઝુકતી હૈ ઝુકાને વાલા ચાહિયે.' જૂદા જૂદા પ્રકારના બાહ્ય સ્વાર્થની પૂર્તિના માટે અનેક મનુષ્યો તે કાપાલિક પાસે દરરોજ આવવા લાગ્યા. 'गतानुगतिको लोकः' એ ન્યાયે એકને દેખીને બીજો અને બીજાને દેખીને ત્રીજો એમ દિવસ અને રાત્રિ જ્યારે જુઓ ત્યારે કાપાલિકની કૃપાના યાચકો તેના નિવાસ સ્થાને ભરાએલા જ રહેતા.

**સુધન**શેઠ અને **ભીમ**રાજા એ બે જણા સિવાય લગભગ આખું ગામ તે કાપાલિક પાસે આવતું હતું. **સુધન** શેઠ અને રાજા **ભીમ** બંને સમજતા હતા કેઃ—

> **'नमस्कारसमो मन्त्रः शत्रुंजयसमो गिरिः ।**
> **वीतरागसमो देवो, न भूतो न भविष्यति ॥ १ ॥'**

અર્થાત્—'નમસ્કાર મંત્ર સમાન મંત્ર, શત્રુંજય પર્વત જેવો [ પવિત્ર ] પર્વત અને વીતરાગ સમાન દેવ ભૂતકાળમાં થયા નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ.'

આ પ્રમાણેનાં દૃઢ નિશ્ચયવાળા તે બંને પુણ્યાત્માઓ કાપાલિકની નિંદા કર્યા વિના પોતાના આત્મચિંતનમાં મગ્ન રહેતા હતા.

એક દિવસે ઉપરોક્ત કાપાલિકે લોકોને[6] અભિમાનયુક્ત પ્રશ્ન કર્યો કે 'હે નગરજનો ! આ નગરની અંદર મારી સેવા માટે કોણ નથી આવતું ?'

---

૧. **क, ख** અને **ग** માં શહેરનું નામ પટણા છે, જે પાટલીપુત્રનુ જ બીજું નામ છે.
૨. **क** માં શેઠનું નામ 'ધનાવહ' છે, જ્યારે **ख** અને **ग** માં ઉપર પ્રમાણે 'સુધન' જ છે.
૩. **ग** માં 'જિનમંદિર'ના બદલે 'ધર્મ સ્થાનક' શબ્દ છાપેલો છે.
૪. **क** માં એકલા 'ધનાવહ' શેઠનું નામ આપેલું છે.
૫. **क** માં યોગિનું નામ 'ધૂલીપાત' આપેલુ છે. જ્યારે **ख** અને **ग** માં 'ધુલી' અને 'ધાશી' નામના બે યોગિઓનાં નામ છે.
૬. **ग** પ્રતમાં 'લોકોને' બદલે 'પોતાના શિષ્યોને' છે.

આ પ્રશ્નના જવાબમાં લોકોએ કહ્યું કે:—'સ્વામી ! આપની અદ્ભુત શક્તિના પ્રભાવથી શહેરનાં તમામ મનુષ્યો આપની પૂજા–ભક્તિ કરે છે, પરંતુ માત્ર બે મનુષ્યો જ આપની સેવા તો શું પણ આપની સામું પણ જોતા નથી. તે બંને જૈન શ્વેતામ્બર ધર્માનુયાયી છે, જેઓનાં નામ '**સુધન**શેઠ' અને 'રાજા **ભીમ**' છે. તે બંને જૈનધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધાવાળા હોવાથી આપણને તો તેઓ મિથ્યાત્વી–ધૂર્ત–પાખંડી પોતાના મનથી માને છે, એટલે જ તેઓ અહીં આવતા નથી અને આપણી સેવાભક્તિ વગેરે કાંઈ પણ કરતા નથી.'

**ધુલીપા** યોગિ આ સાંભળી એકદમ ક્રોધાયમાન થયો અને ક્ષુદ્ર **ચેટક** દેવની સહાયથી તેણે **સુધન** શેઠ તથા ભીમરાજાના ઘેર ધૂળ અને પત્થરોની વૃષ્ટિ કરાવી, ધૂળ અને પત્થરો એટલા બધા વરસાવ્યા કે બંનેના ઘરની અંદર રહેલા મનુષ્યો ગુંગળાઈ અને મુંઝાઈ મરે, પરંતુ ક્ષણવારમાં **સુધન** શેઠ અને **ભીમરાજા** ચિંતા કરવા લાગ્યા કે અમારા ઉપર કાંઈ પણ આફત આવી છે, પરંતુ તેઓના ધર્મજ્ઞાને તે ચિંતા તુરત જ નાબુદ કરી.

विपत्तौ धैर्यं આ સૂત્રાનુસારે ધૈર્ય પકડી આ મુશ્કેલી નથી પણ એક જાતની કસોટી છે એમ માની શાંત થયા, અને **ભક્તામર** સ્તોત્રના સાતમા શ્લોકનું શુદ્ધ ભાવથી સ્મરણ અને ધ્યાન કરવા લાગ્યા, તેઓના પ્રબળ પુણ્યોદયથી અને '**ભક્તામર**' સ્તોત્રના પ્રભાવથી **ચક્રેશ્વરી**[1] દેવી પ્રગટ થયાં. તેણીએ **સુધન**ના તથા **ભીમરાજા**ના વચનથી અરિહંત શાસનની પ્રભાવના વધારવા માટે તેઓના ઘરમાંની ધૂળ તથા પત્થરો દૂર કરી, **ધુલીપા** યોગિના સ્થાનકમાં મૂક્યાં.

આ વાત કાપાલિકના જાણવામાં આવતાં તેણે આ પ્રસંગ સુધારવા ઘણા પ્રયત્નો કર્યા, પણ કોઈ દેવી અગર દેવતાથી પણ ધૂળ અને પત્થર દૂર થઈ શક્યા નહિ. આથી કાપાલિકને બહુ જ ખેદ થયો અને પોતાની ભૂલને માટે તે પશ્ચાતાપ કરવા લાગ્યો. કહ્યું પણ છે કે:—"**तावद् गर्जन्ति मातङ्गा, वने मदभरालसाः ।**

**लीलोल्लालितलाङ्गूलो, यावन्नायाति केसरी ॥ १ ॥**

અર્થાત્—જ્યાં સુધી લીલાએ પૂંછડુ ઉંચે ઉછાળતો એવો કેસરી આવ્યો નથી, ત્યાં સુધી જંગલમાં મદોન્મત્ત થએલા એવા હસ્તિઓ ગર્જારવ કરે છે."

**ધુલીપા** યોગીએ આ બધું શ્રેષ્ઠિના કહેવાથી દેવીએ કર્યું છે, તે વાત જાણીને તેને શ્રેષ્ઠિનું શરણ માંગ્યું–ક્ષમા માગી. અને **સુધન** શ્રેષ્ઠિએ તેણે આ પ્રમાણે ધર્મ સંભળાવ્યો:—

"**हिंसा त्याज्या नरकपदवी सत्यमाभाषणीयं**

**स्तेयं हेयं सुरतविरतिः सर्वसङ्गान्निवृत्तिः ।**

---

૧. क, ख અને ग માં શાસનરક્ષક દેવ–દેવી પ્રગટ થયાં–થઈ એમ પાઠ છે.

जैनो धर्मो यदि न रुचितः पापपङ्कावृतेभ्यः
सर्पिर्दुष्टं किमलमियता यत् प्रमेही न भुङ्क्ते ॥ १ ॥
देवेषु वीतरागाद् देवो, व्रतिषु व्रती च निर्ग्रन्थात् ।
धर्मश्च क्षान्तिकृपा-धर्मादस्त्युत्तमो नान्यः ॥ २ ॥"

અર્થાત્—:—નરક પદવીને આપવાવાળી એવી હિંસાનો ત્યાગ, અસત્ય બોલવાનો ત્યાગ, ચોરીનો ત્યાગ, કામક્રીડાની વિરતિ અને સર્વ પરિગ્રહના ત્યાગ રૂપી જૈનધર્મ, પાપમાં ખૂંચેલા એવા જે આત્માને ન ગમે, તે પ્રમાદી આત્માને માયારૂપી નાગિની કેમ ડંશ દેવાને સમર્થ ન થાય ? અર્થાત્ તે આત્માને માયારૂપી નાગિની ડંશ દે છે.—૧

દેવોમાં વીતરાગ, વ્રતધારીમાં નિર્ગ્રન્થ એવા સાધુ અને ધર્મમાં ક્ષમા તથા કરૂણા જેવો ઉત્તમ કોઈ બીજો ધર્મ નથી.—૨

આ પ્રમાણે સમ્યક્ પ્રકારે ધર્મ સાંભળવાથી **ધુલીપા** યોગિ **સુધન** શ્રેષ્ઠિને ગુરુ તરીકે માનવા લાગ્યો, દેવી સ્વસ્થાને ચાલી ગઈ. સૂર્યના તેજની માફક જૈનધર્મનો પ્રતાપ વિસ્તર્યો. **ધુલીપા** યોગિ દેવાધિદેવની મૂર્તિ જોઈને આનંદ પામ્યો. આ બધો વૃતાંત જોઈને લોકો પણ **ભક્તામર** સ્તોત્ર અને જૈનધર્મ પ્રત્યે વિશેષ શ્રદ્ધાવાન થયા.

ગુ. સૂ. વૃ. મંત્રામ્નાય:—ૐ ह्राँ ह्रीं ह्रूँ ऋषभशान्तिधृतिकीर्त्तिकान्तिबुद्धिलक्ष्मी ह्रीं अप्रतिचक्रे! फट् विचक्राय स्वाहा । शान्त्युपशान्तिसर्वकार्यकरी भव देवि! अपराजिते ॐ ठः ठः । राजकुले विवादे कटकादिषु स्मर्यते ।

मत्वेति नाथ ! तव संस्तवनं मयेद-
मारभ्यते तनुधियाऽपि तव प्रभावात् ।
चेतो हरिष्यति सतां नलिनीदलेषु
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

સમશ્લોકી

માની જ તેમ સ્તુતિ નાથ ! તમારી આ મેં,
આરંભી અલ્પમતિથી પ્રભુના પ્રભાવે;
તે ચિત્ત સજ્જન હરે જ્યમ બિંદુ પામે,
મોતી તણી કમળપત્ર વિષે પ્રભાને ! ૮

શ્લોકાર્થ:—હે નાથ ! તમારા પ્રભાવ વડે તમારૂં આ સ્તોત્ર સજ્જન પુરુષોના ચિત્તનું હરણ કરશે, એમ માનીને મંદ બુદ્ધિવાળો પણ હું તેના વડે તમારૂં સ્તોત્ર આરંભ કરાય (રચાય) છે, અર્થાત્ હું તમારૂં સ્તોત્ર રચું છું; જેમ કમલિનીના પત્ર પર પડેલું એવું જલનું બિંદુ મોતીની શોભાને પામે છે. તેમ તમારા પ્રભાવથી આ મંદબુદ્ધિનું રચેલું સ્તોત્ર પણ સજ્જનોને આનંદકારી થશે—૮

आस्तां तव स्तवनमस्तसमस्तदोषं
त्वत्संकथाऽपि जगतां दुरितानि हन्ति ।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ॥ ९ ॥

સમશ્લોકી

દૂરે રહો રહિત દોષ સ્તુતિ તમારી !
ત્હારી કથા પણ અહો ! જન-પાપ હારી !
દૂરે રહે રવિ કદી તદપિ પ્રભાએ—
ખીલે સરોવર વિષે કમળો ઘણાં એ !

શ્લોકાર્થ—હે સ્વામી ! જેવી રીતે સૂર્ય અતિશય દૂર હોવા છતાં પણ તેનાં કિરણો વડે સરોવરમાંના કમળો વિકસિત થાય છે, તેવી જ રીતે સઘળા પાપોનો નાશ કરનારૂં આપનું સ્તવન-સ્તોત્ર તો ભલે દૂર રહો ! માત્ર આપના ચરિત્રની કથા જ અથવા આપનું નામ જ માત્ર ત્રણ જગતનાં પ્રાણીઓનાં પાપનો નાશ કરે છે. ૯

વાર્તા ચોથી શ્લોક ૮-૯

વસંતપુર નામના નગરમાં 'કેશવ' નામનો એક નિર્ધન વણિક રહેતો હતો. ગરીબાઇને લીધે તે **કેશવ** અનેક જાતનાં પાપકર્મ કરી પોતાની આજીવિકા ચલાવતો હતો. એક દિવસે તેને જૈનમુનિ પાસેથી ધર્મદેશના સાંભળી કેઃ—

"धर्मो मङ्गलमुत्तमं नरसुरश्रीभुक्तिमुक्तिप्रदो
धर्मः याति पितेव वत्सलतया मातेव पुष्णाति च ।
धर्मः सद्गुणसंग्रहे गुरुरिव स्वामीव राज्यप्रदो
धर्मः स्निह्यति बन्धुवद् दिशति वा कल्पद्रुवद् वाञ्छितम् ॥ १ ॥
किञ्च—कल्लाणकोडिजणणी; दुरंतदुरिआरिवग्गनिट्ठवणी ।
संसारजलहितरणी, इक्कुच्चिय होइ जीवदया ॥ २ ॥"

અર્થાત્‌ઃ—ધર્મ તે જ ઉત્તમ મંગલ છે, મનુષ્ય લોક તથા દેવલોકનાં સુખને આપનારો અને મોક્ષ પદવીને આપવાવાળો પણ ધર્મ જ છે, ધર્મ જ પિતાની માફક રક્ષણ કરવાવાળો તથા માતાની માફક પોષણ પણ કરે છે, ધર્મ જ ગુરુની માફક સદ્ગુણની પ્રાપ્તિ કરાવે છે તથા સ્વામીની માફક રાજ્યને આપવાવાળો છે. ધર્મ જ ભાઇની માફક સ્નેહને આપવાવાળો તથા કલ્પવૃક્ષની માફક ઇચ્છિતફલને આપવાવાળો છે.

એક જ જીવદયારૂપી ધર્મ, કલ્યાણની કોટિને પેદા કરનાર, અત્યંત ભારે પાપના સમૂહનો નાશ કરનાર અને સંસારરૂપી સમુદ્રમાંથી તારવાવાળો છે.

આ પ્રમાણેના મુનિમહારાજના ઉપદેશથી **કેશવ**ના મનમાં અહિંસા પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઈ અને તેને મુનિની પાસેથી **ભક્તામર** સ્તોત્ર શીખી લીધું. બાહ્ય તેમ જ અભ્યંતર શાંતિના અર્થે તેણે **ભક્તામર** સ્તોત્રનો નિત્ય પાઠ કરવો શરૂ કર્યો. **કેશવ** વિચારવા લાગ્યો કે જગતમાં ધન વિનાનું જીવન તે નિરર્થક છે. કહ્યું પણ છે કેઃ—

**यस्यास्ति वित्तं स नरः कुलीनः**
**स पण्डितः स श्रुतवान् गुणज्ञः ।**
**स एव वक्ता स च दर्शनीयः**
**सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥ १ ॥**

અર્થાત્ઃ—જેની પાસે પૈસા છે, તે માણસ કુળવાન છે, તે પંડિત છે, તે વિદ્વાન્ છે, તે ગુણજ્ઞ છે, તે વક્તા છે અને તે જ મનોહર છે. સઘળા ગુણો પૈસાને અવલંબીને રહેલા છે.

આ પ્રમાણે વિચાર કરીને એક દિવસ **કેશવ** ધનપ્રાપ્તિ માટે પરદેશ જવાને તૈયાર થયો. પોતાની પાસે જે કાંઈ હતું તે વેચીને પૈસા ભેગા કરી પગ રસ્તે તે પરદેશ ગયો. માર્ગમાં ચાલતાં ચાલતાં તે સાર્થથી ભૂલો પડી ગયો અને રસ્તામાં તેને પોતાની સામે પૂંછડું ઉછાળતો અને ગર્જના કરતો એક સિંહ જોયો, તે ભય પામ્યો અને **ભક્તામર સ્તોત્ર**નો પાઠ કરવા લાગ્યો, સ્તોત્ર પાઠના પ્રભાવથી સિંહ નાસી ગયો.

આગળ ચાલતાં ચાલતાં વળી તેને કોઈ એક કાપાલિકનો ભેટો થયો. તે કાપાલિક એક રસકૂપિકાની નજીક ફરતો હતો, તેના જોવામાં ધનની આશાવાળો **કેશવ** આવ્યો, તેને પોતાની મોહક વાગ્જાળમાં ફસાવી પાડવા માટે **કેશવ**ને પ્રથમ તો સારો આવકાર આપ્યો અને પછી ઘણા જ મીઠા શબ્દોમાં કહ્યું કેઃ—"ભાઈ! આ રસકૂપિકામાં એક જાતનો અમૂલ્ય રસ છે અને તેની એવી તો અપૂર્વ શક્તિ છે; કે જો તે રસનું એક બિંદુ લોઢા ઉપર પડે તો તે સુવર્ણ થઈ જાય છે. વળી જેની પાસે એ રસ હોય છે તેની દરેક મનઃકામના પૂર્ણ થાય છે; માટે હે ભાઈ! જો તમે આ રસકૂપિકામાં જઈ આ તુંબડી ભરી આવો તો તમારૂં તથા મારૂં બંનેનું કામ સિદ્ધ થાય અને ગરીબાઈ તથા નિર્ધનાવસ્થા પલાયન કરી જાય."

કાપાલિકના આ પ્રમાણેના મોહક શબ્દો સાંભળી **કેશવ** કાંઇ પણ વિચાર કર્યા સિવાય તે રસકૂપિકામાં ઉતરવા તૈયાર થયો. તેને પેલા કાપાલિકને પૂછ્યું કેઃ—"ભાઇ! તે રસકૂપિકામાં કેવી રીતે ઉતરી શકાય?"

જવાબમાં કાપાલિકે કહ્યું કેઃ—"તે બાબતની ચિંતા કરવા જેવું નથી, કારણ કે મારી પાસે એક મજબૂત દોરડું છે તે હું તમારી કેડે બાંધું અને તમે હાથમાં તુંબડી લઇ કૂપિકામાં ઉતરો; રસ તુંબડીમાં ભરી લેશો એટલે હું તમને ઉપર ખેંચી લઇશ."

આ પ્રમાણે નક્કી કરી **કેશવ** દ્રવ્યનાં લોભે સાહસ કરવા તૈયાર થયો અને કેડે દોરડું બંધાવી હાથમાં તુંબડી લઇ કૂપિકામાં ઉતર્યો. કૂપમાંથી રસની તુંબડી ભરી દોરડું હલાવ્યું એટલે ઠગે **કેશવને** ઉપર ખેંચી લીધો. કૂપના કાંઠે **કેશવ** આવ્યો એટલે કાપાલિક **કેશવને** કહેવા લાગ્યો કેઃ—" તું પહેલાં મને તુંબડી આપી દે પછી હું તને ઉપર ખેંચી લઉં, કારણ કે વખતે તુંબડીમાંથી રસ ઢોળાઈ જાય તો વળી ફરી મહેનત પડે."

વિશ્વાસુ **કેશવે** તેના કહેવા પ્રમાણે પ્રથમ તુંબડી આપી દીધી. કાપાલિકના હાથમાં તુંબડી આવી એટલે તેને એક બાજુએ મૂકીને દોરડું હતું તે કાપી નાંખ્યું એટલે **કેશવ** બિચારો કૂવાના તળીએ જઇ પડ્યો. ભાગ્યયોગે કયાંય પણ અથડાયા વિના કૂવાના મધ્યભાગમાં જ તે પડ્યો, એટલે તેને બહુ વાગ્યું તો નહિ પણ તે મુંઝાવા લાગ્યો.

કૂવાના મધ્યમાં રહ્યા રહ્યા આ દુઃખથી છૂટવા માટે તે **ભક્તામરસ્તોત્રનું** એકાગ્ર ચિત્તે સ્મરણ કરવા લાગ્યો, થોડી જ વારમાં સ્તોત્ર સ્મરણના પ્રભાવથી તત્કાળ **ચક્રેશ્વરી** દેવી હાજર થયાં અને **કેશવને** આશ્વાસન આપી કૂપિકામાંથી બહાર કાઢ્યો અને સારાં સારાં વસ્ત્રાભૂષણો તથા તેની નિર્ધનતાના નિવારણાર્થે મહામૂલ્યવાન આઠ રત્નો આપી દેવી સ્વસ્થાનકે ચાલી ગઈ.

**કેશવની** લોભવૃત્તિ હજુ નષ્ટ થઈ ન હતી તેથી વિદેશમાં જવા માટે તેને આગળ મુસાફરી લંબાવી. આગળ ચાલતાં ચાલતાં તેને ઠગ લોકોનું એક ટોળું મળ્યું કે જેઓ શાહુકાર અને વ્યાપારી તરીકે સાર્થવાહ બનીને જતા હતા, તેઓની સાથે **કેશવ** ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં એક મોટું વન આવ્યું. સાર્થવાહની દાનત **કેશવ** પાસેથી દેવીએ આપેલાં રત્નો પડાવી લેવાની થઇ તે **કેશવને** પકડી દુઃખ દેવા લાગ્યો. તે વખતે પણ અનન્ય શ્રદ્ધાથી **કેશવે** 'એકાશન' કરી **ભક્તામર** સ્તોત્રનો પાઠ કરવો શરૂ કર્યો, એટલે તેના પ્રભાવથી **ચક્રેશ્વરી** દેવી પ્રગટ થઇ અને પેલા ઠગ લોકોને પોતાનો પ્રભાવ બતાવી નસાડી મૂકયા તથા **કેશવને** વિપત્તિથી છોડાવ્યો.

આ વિપત્તિથી મુક્ત થઈ ને **કેશવે** આગળ પ્રયાણ કરવા માંડ્યું, પરંતુ તે રસ્તો ભૂલ્યો અને વધારે વિષમ જંગલમાં જઈ ચડ્યો. ચાલતાં ચાલતાં મધ્યાન્હનો સમય થયો અને સૂર્યનો સખત તાપ પડવા લાગ્યો. તાપથી **કેશવને** ઘણી જ તૃષા લાગી. તેના કંઠ અને શ્વાસ રૂંધાવા લાગ્યા, ચાલવાની બધી શક્તિ નષ્ટ થઇ ગઈ અને કયાંય પણ પાણીનો પત્તો લાગ્યો નહિ, તેથી કંટાળીને એક વૃક્ષની છાયા નીચે તે બેઠો.

આ વખતે પોતાનું મરણ નજીક જાણી **કેશવને** વિચાર થઇ આવ્યો કે હવે હું થોડા જ સમયમાં મરણ પામીશ તો પછી હાય વોય કરતાં મરવું એના કરતાં પ્રભુના નામનું સ્મરણ કરતાં મરવું એ જ વધારે ઉત્તમ છે, આ પ્રમાણે નક્કી કરી શુદ્ધ અધ્યવસાયથી **ભક્તામરસ્તોત્રનો** એક જ ચિત્તે પાઠ કરવા લાગ્યો અને પ્રભુના ધ્યાનમાં ને

ધ્યાનમાં તે એવો તો એકાકાર થઈ ગયો કે પોતાની જાત સુદ્ધાંને પણ તે ભૂલી ગયો. પ્રભુસ્મરણના અલૌકિક પ્રભાવથી **ચક્રેશ્વરી** દેવી તુરત પ્રગટ થઈ. **કેશવને** મીઠું અને સ્વચ્છ જળ પીવા માટે આપ્યું, તેને ત્યાંથી ઉપાડીને તેના પોતાના **વસંતપુર**નગરની નજીકમાં મૂકીને દેવી સ્વસ્થાનકે ચાલી ગઈ. કહ્યું પણ છે કેઃ—

"वने रणे शत्रुजलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥ १ ॥

અર્થાત્ઃ—વનમાં, યુદ્ધમાં, શત્રુઓની મધ્યમાં, પાણી તથા અગ્નિના ભયમાં, અરણ્યમાં, પર્વતના શિખર પર, સૂતેલા સમયે, પ્રમાદાવસ્થામાં તથા ગમે તેવી વિષમસ્થિતિમાં પણ પૂર્વે કરેલું પુણ્ય જ રક્ષણ કરે છે."

**કેશવ** પોતાને ઘેર આવ્યો અને **ચક્રેશ્વરી**એ આપેલાં રત્નો વટાવી એક ઉન્નત અને વિશાળ જિનમંદિર બંધાવી પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કર્યો. હમેશાં દુઃખીજનો પ્રત્યે દયા—અનુકંપા દર્શાવતો, ચતુર્વિધ સંઘની ભક્તિ કરતો તે સુખે કરીને પોતાનો સમય નિર્ગમન કરવા લાગ્યો.

**ગુ. સૂ. વૃ. મંત્રામ્નાયઃ—**

ॐ ह्रीं [1]क्लीं श्रीचक्रेश्वरी मम रक्षां कुरु कुरु स्वाहा ॥—સર્વરક્ષાકરી ભગવતી [વિદ્યા]

વિધિઃ—દિવાલીની રાત્રિએ આ મંત્ર યક્ષકર્દમથી લખવો, [કપૂર, કસ્તૂરી, કેસર, ગોરૂચંદન, સંગરફ (અગર?) આ પાંચ વસ્તુઓને યક્ષકર્દમ કહે છે], આ મંત્ર રૂપાની કલમથી યક્ષકર્દમ વડે પાતળા સારા ભોજપત્ર અથવા કાગળ ઉપર લખી રૂપાના માદળીઆમાં મઢાવી પાસે રાખવાથી જ્યાં જઈએ ત્યાં ફત્તેહ પમાય, જય થાય, ભૂતપ્રેતનો ભય હોય નહિ, તાવ વગેરેનો નાશ થાય.

नात्यद्भूतं भुवनभूषणभूत ! नाथ !
भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः ।
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा
भूत्याश्रितं य इह नात्मसमं करोति ॥ १० ॥

**સમશ્લોકી**

આશ્ચર્યના ભુવનભૂષણ ! ભૂતનાથ !
રૂપે ગુણે તુજ સ્તુતિ કરનાર અત્ર;
તે તુલ્ય થાય તુજની ધનીકો શું પોતે,
પૈસે સમાન કરતા નથી આશ્રિતોને ? ૧૦

૧. દે. લા. માં 'ज्रूं' પાઠ છે, પરંતુ અહીંઆ क्लीं પાઠ જ વાસ્તવિક લાગે છે.

શ્લોકાર્થ:—પૃથ્વીના આભૂષણરૂપ હે નાથ! હે ભૂતનાથ! તમારા અનેક ગુણો દ્વારા તમારી સ્તુતિ કરનારા પ્રાણીઓ તમારા જેવા થઈ જાય તેમાં શું આશ્ચર્ય છે? કાંઈપણ આશ્ચર્ય નથી, જગતમાં જે કોઈ સ્વામી પોતાના સેવકને પોતાના જેવી સમૃદ્ધિવાળો ન કરે તો તેવા સ્વામીના સેવા કરવાથી શું ફળ? કાંઈ જ નહીં. અર્થાત્ તમારી સ્તુતિ કરવાથી હું પણ તમારા જેવો [તીર્થંકર] થાઉં, એમ કવિનો કહેવાનો આશય છે.—૧૦

दृष्ट्वा भवन्तमनिमेषविलोकनीयं
नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।
पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिन्धोः
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ! ॥११॥

**સમશ્લોકી**

**જો દર્શનીય પ્રભુ એક દૃશેથી દેખે!**
**સંતોષથી નહિ બીજે જન—નેત્ર પેખે;**
**પી ચંદ્રકાન્ત પય ક્ષીરસમુદ્ર કેરૂં,**
**પીશે પછી જળનિધિ—જળ કોણ ખારૂં? ૧૧**

શ્લોકાર્થ:—હે પ્રભુ! અનિમેષ દૃષ્ટિ વડે નિરંતર દર્શન કરવા યોગ્ય આપના સ્વરૂપને એક વાર જોયા પછી મનુષ્યની દૃષ્ટિ બીજે કોઇ સ્થળે સંતોષ પામતી નથી. ચન્દ્રના કિરણોના જેવા ઉજ્જવલ ક્ષીરસમુદ્રનું જલપાન કર્યા પછી લવણસમુદ્રનું ખારૂં પાણી પીવાની કોણ ઈચ્છા કરે? કોઇ ન કરે.—૧૧

**વાર્તા પમી શ્લોક. ૧૦—૧૧**

શ્રી**અણહિલપુર**પાટણ નામના ભવ્ય અને સુંદર શહેરમાં ન્યાયી, નીતિપરાયણ અને ચૌલુક્યવંશમાં ઉત્પન્ન થએલો **કુમારપાલ**[૧] નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને **ભોપલા** (ભોપલદેવી) નામની રાણી અને વાગ્ભટ નામનો મહામાત્ય હતો. શ્વેતામ્બરાચાર્ય શ્રી **હેમચન્દ્રસૂરિ**ના ઉપદેશથી રાજા પરમજૈન થયો. તેજ નગરમાં '**કપર્દી**'[૨] નામનો એક ગરીબ વણિક રહેતો હતો, તે પોતાનાં પૂર્વનાં કોઈ લાભાંતરાય કર્મના યોગે ઘણી જ દરિદ્ર અવસ્થા ભોગવતો હતો અને દુઃખમાં જ જીવન પસાર કરતો હતો.

**શ્રીહેમચંદ્રસૂરિ** નામના શ્વેતામ્બરાચાર્ય એક દિવસ વિહાર કરતા કરતા શહેરમાં પધાર્યા, ગુરુમહારાજનું આવાગમન સાંભળી **કપર્દી** તેઓની પાસે ધર્મોપદેશ શ્રવણ

૧. क માં રાજાનું નામ નથી, ख માં રાજાનું નામ 'પ્રજાપાલ' છે તથા ग માં રાજાનુ નામ 'અરિમર્દન' છે. ૨. क, ख, અને ग માં શેઠનું નામ 'કમદ્રી' છે, જે વાસ્તવિક નથી, કારણ કે કપર્દી શેઠ પાટણમાં હતો તે વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે.

કરવા ગયો. ગુરુમહારાજે વ્યાખ્યાનમાં પ્રભુસ્તુતિના અલૌકિક પ્રભાવનું વર્ણન કર્યું, જે તરફ **કપર્દી**નું ખાસ લક્ષ ગયું. ઉપદેશનો સમય પૂરો થતાં શ્રોતાઓ પોતપોતાને સ્થાનકે ગયા.

પછી **કપર્દી**એ ગુરુમહારાજને પૂછ્યું કે:—"કૃપાળુ દેવ! આજના વ્યાખ્યાનમાં આપશ્રીએ પ્રભુસ્તુતિનો મહિમા કહ્યો તે ઠીક છે, પણ તેવી સ્તુતિને માટે શું કરવું જોઇએ? શા વડે સ્તુતિ પ્રાપ્ત થાય તે કૃપા કરી સમજાવશો તો મારા ઉપર મોટો ઉપકાર થશે; કારણકે હું જનમથી જ દરિદ્રી હોવાથી આજીવિકા અર્થે જ મારો બધો કાળ વ્યતિત કરૂં છું એટલે મને બીજું કાંઇ પણ જ્ઞાન નથી. માટે મને કાંઇ એવો રસ્તો બતાવો કે જેનાથી હું પ્રભુસ્તુતિ કરી મારા આવતા જનમને સુધારૂં. આ જનમ તો ધોબીના કૂતરાની માફક જ પરિપૂર્ણ થાય એમ જણાય છે."

આટલું બોલતાં બોલતાં તો **કપર્દી**ની આંખમાં આંસુ આવી ગયાં, અને તેથી તે વધારે બોલી શક્યો નહિ. આવી સ્થિતિમાં **કપર્દી**ને જોઈ **હેમચન્દ્રાચાર્ય**એ કહ્યું કે:—"ભાઈ! ગરીબાઇ–નિર્ધનાવસ્થા પ્રાપ્ત થવી એ પૂર્વકૃત કર્મનું ફળ છે અને એવી સ્થિતિમાં પણ ધૈર્ય રાખી નીતિમય જીવન ગુજારવું અને પ્રભુભક્તિ કરવી જેથી આ જનમનું દુઃખ દૂર થાય અને અન્ય જનમમાં શાંતિ પ્રાપ્ત થાય વગેરે ઉત્તમ પ્રકારનો બોધ આપી તેને **ભક્તામર**સ્તોત્ર શીખવાનું કહ્યું અને વધારામાં કહ્યું કે આ મહાપ્રાભાવિક સ્તોત્રનો વિધિ-પુરઃસર જો નિત્યપાઠ કરવામાં આવે તો આ જનમનાં દુઃખો દૂર થશે અને અન્ય જનમમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થશે તથા પરંપરાએ કર્મનાં ગાઢ બંધનો પણ તૂટી જતાં મોક્ષ સુખની પ્રાપ્તિ થશે." આ પ્રમાણે કહીને ગુરુ મહારાજે પોતાની અપૂર્વ શક્તિના પ્રભાવે થોડા વખતમાં જ **કપર્દી**ને **ભક્તામર**સ્તોત્ર શીખવી દીધું.

**કપર્દી** પ્રભાતના સમયે હમેશાં એકાગ્રચિત્તથી વર્ણમાત્રાની શુદ્ધિ પૂર્વક **ભક્તામર** સ્તોત્રનો પાઠ કરવા લાગ્યો. એમ કરતાં કરતાં એક દિવસ **કપર્દી** એકાગ્રચિત્તથી **ભક્તામર**નો પાઠ કરતો હતો, તે સમયે એકાએક તેના ઓરડામાં પ્રકાશ થયો અને **ચક્રેશ્વરી** દેવી આવીને **કપર્દી**ને કહેવા લાગી કે:—"હે મહાનુભાવ! તારી અચળ શ્રદ્ધા અને પ્રભુભક્તિથી હું તારા પર તુષ્ટમાન થઈ છું. તો તારે જે જોઇતું હોય તે માગી લે. દુનિઆની વ્યવહારિક વસ્તુઓ આપવાની મારી શક્તિ છે, પરંતુ આત્મિક વસ્તુઓ આપવાની મારી શક્તિ નથી."

આ શબ્દો સાંભળી **કપર્દી** કહેવા લાગ્યો કે:—"હે માતા! હું આ જનમથી બહુ જ નિર્ધન અને ગરીબ છું અને એ ગરીબાઇને લીધે મારે મહાસંકટો ભોગવવાં પડે છે અને અનેક પાપકર્મ કરવાં પડે છે, તો જો આપની કૃપા મારા પ્રત્યે થઈ હોય તો હાલમાં તો મને ધન જોઇએ છે તે આપો એટલે બસ."

જવાબમાં દેવીએ કહ્યું કેઃ—"તારી તે ઇચ્છા પૂર્ણ કરવાને માટે આજ સાંજે તારે ઘેર **'કામધેનૂ'** ગાય આવશે, તેનું દૂધ તું કોરા ઘડામાં દોહી લેજે એટલે તે સુવર્ણ બનશે.. આટલું કહી દેવી ચાલી ગઇ. સાંજ થઈ અને શેઠના ઘરના બારણા પાસે એક સુશોભિત અને સુંદર કામધેનૂ આવી. શેઠે તેને આદરપૂર્વક લાવી પોતાના ઘેર બાંધી, અને કોરા ઘડામાં તેણીનું દૂધ દોહવા માંડ્યું. તે દૂધના તેને એકત્રીશ[1] ઘડાઓ ભર્યા. પછી દેવીએ આવી **કપર્દી**ને કહ્યું કેઃ—"હવે તારી શી ઇચ્છા છે? જે હોય તે કહે."

**કપર્દી**એ કહ્યું કેઃ—"મારી ધનની ઇચ્છા તો પૂરી થઇ, પણ મારી હવે એવી ઇચ્છા છે કે મને મળેલા ધનના સદુપયોગ તરીકે આ શહેરમાં જેટલા ધર્મિષ્ટ પુરુષો છે તેઓને મારે કામધેનૂ ગાયના ઉત્તમ દૂધથી તૈયાર થએલ ખીરનું ભોજન જમાડવું છે, તે મારી ઇચ્છા પૂર્ણ કરો. એ પ્રમાણે કરવાથી ધર્મની પ્રભાવના સારી થશે, તેમ જ ઘણા લોકો ધર્મમાં દૃઢ શ્રદ્ધાવાળા થશે."

દેવીએ તે વાત માન્ય રાખી અને એક દિવસ વધુ એટલે કે બત્રીશમા દિવસે **કપર્દી** શેઠે બધા સાધર્મીભાઇઓને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું. પરમાર્હત્ મહારાજા **કુમારપાલ** સુદ્ધાંને પણ જમવા માટે આમંત્રણ આપ્યું હતું. નગરજનો આવી ઉત્તમ ભોજન સામગ્રીથી શેઠનાં વખાણ કરવા લાગ્યા, મહારાજા **કુમારપાલ** પણ આ દૈવી ભોજનથી ખુશ થઈ ગયા, **શ્રીહેમચંદ્રાચાર્ય** મહારાજને પણ વહોરવા પોતાના ત્યાં શેઠે બોલાવ્યા હતા. બધાને ભોજન કરાવ્યા પછી **ભક્તામર** સ્તોત્રના પ્રભાવથી પોતાને પ્રાપ્ત થએલા એકત્રીશ સુવર્ણના ઘડા રાજા તથા બીજા સહધર્મી બંધુઓને બતાવ્યા. આ મહદાશ્ચર્ય જોઇને સર્વ લોકો **ભક્તામર** સ્તોત્ર ગણવા લાગ્યા અને જૈન ધર્મનો મહા ઉદ્યોત થયો.

ગુ. સૂ. વૃ. મંત્રામ્નાયઃ—**ॐ ह्रीं[2] अरिहंताणं[3] सिद्धाणं सूरीणं उवज्झायाणं साहूणं मम ऋद्धिं वृद्धिं समीहितं कुरु कुरु स्वाहा ॥**

વિધિ—સવારમાં ઉઠીને સ્નાન કરીને સ્વચ્છ પચરંગી ધોતી પહેરીને મૂંગાની માલાથી જાપ કરવો, અગર ઉખેવવો, ૩૨૦૦ બત્રીશસો જાપ કરવાથી મનોકામના સિદ્ધ થાય છે.

**यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं**
**निर्मापितस्त्रिभुवनैकललामभूत !**
**तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्यां**
**य[illegible] परं न[illegible] [illegible] ॥१२॥**

૧. ग મા એકત્રીશ ઘડા[illegible]

૨ દે, લા. માં 'ह्रीं' પાઠ[illegible]

સમશ્લોકી

જે શાંતરાગ રુચિના પરમાણુ માત્ર,
તે તેટલા જ ભુવી આપ થએલ ગાત્ર!
એ હેતુથી ત્રિભુવને શણગાર રુપ!
ત્હારા સમાન નહિ અન્યતણું સ્વરુપ! -૧૨

શ્લોકાર્થ:—ત્રણ ભુવનમાં અદ્વિતીય અલંકાર રૂપ હે પ્રભુ! શાંતરસની કાંતિવાળા જે પરમાણુઓ વડે તમારૂં શરીર બન્યું છે, તે પરમાણુઓ પૃથ્વીપર તેટલા જ છે. કારણ કે આપની સમાન અન્ય કોઇમાં પણ એવી સુંદરતા નથી.

વાર્તા ૬ ઠ્ઠી શ્લોક ૧૨

ભરતક્ષેત્રમાં આવેલા અંગદેશની રાજધાની **ચંપા** નામની નગરીમાં **કર્ણ** નામનો દયાળુ, નીતિજ્ઞ અને પ્રજાપાળક રાજા હતો. તે રાજાને બુદ્ધિશાળી અને જૈનધર્મ પ્રત્યે દૃઢશ્રદ્ધાવાળો **સુબુદ્ધિ** નામનો પ્રધાન હતો.

એક વખતે રાજસભામાં કોઈ બહુરૂપી જાદુગર આવ્યો. તે જાદુગરે જાદુઈ વિદ્યાથી હાથમાં શંખ, ચક્ર, ગદા, અને સારંગ ધારણ કરેલાં શ્યામ વર્ણવાળા **લક્ષ્મી**ની સાથે **વિષ્ણુનું** રૂપ બનાવ્યું. વળી સફેદ વર્ણવાળા, જટામાં ચંદ્ર અને ગંગાને ધારણ કરનારા, આખા શરીરે સર્પોના આભૂષણવાળા, આખા શરીરે જેઓએ ભસ્મનું લેપન કર્યું છે તેવા **શિવનું** રૂપ બનાવ્યું, ત્યારપછી રાજહંસ પર બેઠેલા ચાર મુખથી શ્રુતિઓના ઉચ્ચાર કરતા **બ્રહ્માનું** સ્વરૂપ બનાવ્યું. બીજા પણ **સ્કન્દ–બુદ્ધ**–ગણપતિ વગેરે દેવના રૂપો બનાવ્યાં, જે જોઈને આખી સભા આશ્ચર્યમુગ્ધ થઈ ગઈ.

આ પ્રમાણે દેવ દેવીઓના કૃત્રિમ વેશ કાઢી તેમની મશ્કરી કરતો જોઈને **સુબુદ્ધિ**એ તેને કહ્યું કે:—"તું બીજા ગમે તેના વેશ કાઢે તે સારૂં, પરંતુ પૂજ્ય દેવ દેવીઓના વેશ કાઢવા અને તેમની મશ્કરી કરવી તે વ્યાજબી નથી."

પરંતુ જાદુગર બીજાને ખુશ કરવા જ આવેલો હોવાથી, મંત્રીનું કહેવું નહિ ગણકારતાં, બીજાઓની શીખવણીથી છેવટે તીર્થંકરનું, રૂપ બનાવવા પણ તૈયાર થયો.

**સુબુદ્ધિ** મંત્રી આ સહન કરી શક્યો નહિ અને તેને બીજો ઉપાય નહિ જડવાથી છેવટે ભક્તામરના ૧૨ મા શ્લોકનું શુદ્ધ અધ્યવસાયથી સ્મરણ કરવા માંડ્યું. સ્મરણના પ્રભાવથી તરત જ **ચક્રેશ્વરી** દેવી પ્રગટ થયાં અને તીર્થંકરનું રૂપ બનાવનાર જાદુગરને ભરસભામાં એક તમાચો લગાવ્યો. તમાચો પડતાની સાથે જ તેની બધી કલાઓ નાશ પામી ગઈ અને સાથે સાથે તેનું મોઢું વાંકું થઈ ગયું અને તે ઘણો પ્રયત્ન કરવા છતાં પણ સીધું ન થયું; ત્યારે આખી સભા તેના સામું જોઈ હસવા લાગી અને જાદુગર ગભરાઈ ગયો.

દેવી બોલ્યાં કે:—"અરે મૂર્ખશેખર ! દુષ્ટબુદ્ધિવાળા ! નિરંજન, નિરાકાર અને વચનથી પણ અગોચર એવા સ્વરૂપવાળા ! સર્વોત્કૃષ્ટ તીર્થંકર ભગવાનનું રૂપ બનાવી તું જીવિતની આશા કેવી રીતે રાખે છે ? જો તું જીવવાને ઇચ્છતો હો તો **સુબુદ્ધિ** મંત્રીની ક્ષમા માગ અને તે કહે એટલે હું તને આ દુઃખમાંથી મુક્ત કરૂં."

આ પ્રમાણે દેવીનાં વચનો સાંભળી તે જાદુગરે **સુબુદ્ધિ** મંત્રીની ક્ષમા માંગી, પ્રધાને પણ દેવીને પ્રાર્થના કરવાથી તેનું વાંકું રહેલું મોઢું દેવીએ સીધું કરી દીધું, અને રાજાને તથા સભાજનોને **જૈનધર્મ**નો તથા **ભક્તામર**સ્તોત્રનો પ્રભાવ કહી સંભળાવ્યો; અને દેવી અદૃશ્ય થઈ ગયાં. આ વૃતાંત નજરે જોઈને રાજા તથા સભાજનો **જૈનધર્મ** તથા **ભક્તામર** સ્તોત્ર તરફ પૂજ્યભાવ ધારણ કરવા લાગ્યાં.

ગુ. સૂ. વૃ. મંત્રામ્નાય:—**ॐ ह्रीं चउदसपुव्वीणं ॐ ह्रीं पयाणुसारीणं ॐ ह्रीं एगारसंगधारीणं ॐ ह्रीं उज्जुमईणं ॐ ह्रीं विउलमईणं नमः स्वाहा ॥**—આ સરસ્વતી વિદ્યા છે.

વિધિ—સવારમાં ઉઠીને, સ્નાન કરીને, સફેદ રેશમી ધોએલું–સ્વચ્છ વસ્ત્ર પહેરીને પવિત્ર અંગે સ્ફટિકની માલાથી દરરોજ ૧૦૮ જાપ કરવાથી સરસ્વતી પ્રસન્ન થાય છે અને વિદ્યા ચઢે છે.

**वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि**
**निःशेषनिर्जितजगत्त्रितयोपमानम् ।**
**बिम्बं कलङ्कमलिनं क्व निशाकरस्य**
**यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥**

સમશ્લોકી

ત્રૈલોક્ય સર્વ ઉપમાન જ જિતનારું,
ને નેત્ર દેવ નર ઉરગ હારી તારું,
ક્યાં મુખ ? ક્યાં વળી કલંકિત ચંદ્ર બિંબ ?
જે દિવસે પીળચટું પડી જાય ખૂબ !—૧૩

શ્લોકાર્થ:—હે સુંદર મુખવાળા પ્રભુ ! દેવ, મનુષ્ય અને ભવનપતિ (દેવો)નાં નેત્રોને હરણ કરનારૂં મનોહર અને ત્રણ જગત્માંની સઘળી (કમળ, દર્પણ, ચંદ્ર વગેરે) ઉપમાઓને જીતનારૂં તમારૂં મુખ ક્યાં ? અને કલંકથી મલિન થએલું તથા દિવસે ખાખરાનાં પાંદડાં જેવું ફીકકું પડી જતું ચન્દ્રનું બિંબ ક્યાં ? અર્થાત્ તમારા મુખને ચંદ્રની ઉપમા આપીએ તો પણ તે વાસ્તવિક નથી, કારણ કે બંનેની સરખામણી બિલકુલ થઈ શકે તેમ નથી.

શું. સૂ. વૃ. મંત્રામ્નાયઃ—

ॐ ह्रीं पूर्वं आमोसहिलद्धीणं विप्पोसहिलद्धीणं खेलोसहिलद्धीणं जल्लोसहिलद्धीणं सव्वोसहिलद्धीणं नमः स्वाहा ॥ અથવા ॐ ह्रीं श्रीं क्लीं इयं रोगापहारिणी विद्या ॥—રોગાપહારિણી વિદ્યા.

વિધિ—આ મંત્રથી સર્વ રોગ જાય. સવારે, મધ્યાન્હે અને સાંજે (ત્રિકાળે) [૧૦૮ વખત] સ્મરણ કરવાથી સર્વ રોગ મટે.

सम्पूर्णमण्डलशशाङ्ककलाकलाप-
शुभ्रा गुणास्त्रिभुवनं तव लङ्घयन्ति ।
ये संश्रितास्त्रिजगदीश्वर ! नाथमेकं
कस्तान् निवारयति सञ्चरतो यथेष्टम् ? ॥१४॥

સમશ્લોકી

સંપૂર્ણ ચંદ્ર તણી કાંતિ સમાન ત્હારા,
રૂડા ગુણો ભુવન ત્રેણ ઉલ્લંઘનારા !
ત્રૈલોક્યનાથ તુજે આશ્રિત એક તેને,
સ્વેચ્છા થકી વિચરતાં કદી કોણ રોકે ? ૧૪

શ્લોકાર્થ:—હે ત્રિલોકના નાથ ! પૂર્ણિમાના ચંદ્રની કળાના સમૂહ જેવા ઉજ્વળ તમારા ગુણો આખા ત્રણ જગતને વ્યાપીને રહેલા છે; તે યોગ્ય જ છે. કારણ કે જેઓ અદ્વિતીય-સમર્થ સ્વામીના આશ્રિત હોય તેઓની ઇચ્છા પ્રમાણે સર્વત્ર ફરી શકે છે, તેમને કોઈપણ રોકવા સમર્થ નથી. અર્થાત્ ત્રણ જગતના સર્વ જીવો આપણા ગુણનું કીર્તન કર્યા કરે છે.

વાર્તા ૭ મી શ્લોક ૧૩-૧૪

**શ્રીઅણહિલપુર પાટણ**[૧]ની અંદર '**સત્યક**'[૨] નામનો એક ધનાઢ્ય વ્યાપારી રહેતો હતો, તેના ગુરુનું નામ **શ્રીહેમચંદ્રાચાર્ય** હતું. તે **સત્યક**ને બધી કલાઓમાં નિષ્ણાત અને ગુણસંપન્ન '**ડાહી**' નામની એક ચતુર પુત્રી હતી. તે કન્યા આઠ વર્ષની થઇ ત્યારે **શ્રીપંચાસરા પાર્શ્વનાથ**ના દેરાસરમાં[૩] દર્શન કરવા અને ગુરુને વંદન કરવા **સત્યક**ની સાથે ગઇ. ગુરુ મહારાજે આત્મહિતકર બોધ આપ્યો અને **ભક્તામર**સ્તોત્રનું માહાત્મ્ય બતાવ્યું, તે દિવસથી **સત્યક**ને અને **ડાહીને ભક્તામર** પર શ્રદ્ધા બેઠી અને તે સ્તોત્ર મુખપાઠ કરી લીધું, તથા બંનેએ એવી પ્રતિજ્ઞા કરી કે અશુદ્ધિ ટાળી તે સ્તોત્રનો નિયમિત ત્રિકાળ પાઠ કરવો.

સમયના વહેવા સાથે **ડાહી** યૌવનવયને પ્રાપ્ત થઈ. **સત્યક** શ્રેષ્ઠિએ તેણીનાં લગ્ન

૧. ख અને ग માં શહેરનું નામ 'પટણા' છે. ૨. क અને ग મા શેઠનું નામ 'સત્યવાન' છે. ૩. ग માં 'પંચાસરા પાર્શ્વનાથ દેરાસર' ના બદલે 'શહેરની બહાર ધર્મસ્થાનમાં' પાઠ છે.

**ભ્રગુકચ્છના** રહેવાસી કોઈ એક ગૃહસ્થ સાથે કર્યાં. **ડાહી** પોતાના લગ્ન **ભ્રગુકચ્છ** કરેલાં હોવાથી પોતાના પિયેરથી થોડાં માણસો સાથે લઈ **ભ્રગુકચ્છ** જવાને નીકળી. રસ્તામાં બપોરના સમયે બધાં સાથેનાં માણસો ભોજન કરવા બેઠાં,* પરંતુ જિનેશ્વરનું વંદન તથા **ભકતામરસ્તોત્રનું** પઠન કર્યા વિના ભોજન નહિ લેવાનો પોતાનો નિત્ય નિયમ હોવાથી તેણીએ ભોજન કર્યું નહિ.

તેણીના સાસરા વગેરેએ કહ્યું કેઃ—"હે વત્સે! ભોજન કર, તારે ઓછું આણવું જોઇતું નથી, જેમ ડાંગર ઉત્પન્ન કરનાર જુદા હોય છે, અને ખાનાર પણ જુદા હોય છે, તેમ કન્યા પણ પિતૃગૃહે મોટી થાય છે અને મોટી થએથી શ્વસુરગૃહે જાય છે. તે માટે શોક કરવો છોડી દઈને ભોજન કરી લો." તેણી આ બધું સાંભળીને મૌન રહી.

**ડાહીના** શ્વસુરપક્ષના બધા માણસો એવું સમજ્યા કે તેણી પોતાના પિતાના ઘરના વિરહને લીધે ભોજન લેતી નથી, એમ માનીને આગળ પ્રયાણ કરવા લાગ્યા, રસ્તામાં રાત્રિ પડતા બધાં માણસો જ્યારે સૂઈ ગયા, ત્યારે તેણીએ તેરમા અને ચૌદમા કાવ્યનો એકચિત્તે પાઠ શરૂ કર્યો. તુરત જ **ચક્રેશ્વરી** દેવી રાત્રિના સમયે પ્રગટ થયાં અને બોલ્યાં કેઃ—'ભદ્રે! ભોજન કર! તને શું ન્યૂનતા છે? હું, **આદીશ્વર** ભગવાનની સેવિકા **ચક્રેશ્વરી** છુ"

ડાહી બોલી કેઃ—"મારૂં વ્રત પૂરણ કરો."

---

* **क** અને **ग** માં આ પ્રમાણે કથા છે.—"થોડી વાર થઈ એવામાં ૧૫-૨૦ હથીઆરબંધ લુંટારાઓએ તેઓને ઘેરી લીધા. ડાહીની સાથેના માણસો પહેલાં તો આવનાર માણસોની સામે થયાં, પણ આવનાર લુંટારાઓનું બળ વધારે હોવાથી અને તેઓ તરફથી એકદમ હલ્લો થવાથી ડાહીની સાથે આવેલાં માણસો નાસી ગયા. પછી લુંટારાઓએ ડાહીને સતાવવા માડી પ્રથમ તો **ડાહીએ** નમ્ર વાણીથી ઘણી આજીજી કરી, પણ આજીજીની અસર તેઓ પર કાંઈ ન થઈ.

લુંટારાઓ વધારે ઉદ્ધતાઈ કરવા લાગ્યા અને છેવટે **ડાહી** પર બળાત્કાર ગુજારવા તૈયાર થયા. તે જ વખતે **ડાહીએ ભકતામર** સ્તોત્રના ૧૩-૧૪ માં શ્લોકનું સ્મરણ કરવા માંડયું, આથી સત્ય-શીલનો પ્રભાવ એકદમ પ્રકાશી નીકળ્યો અને ઉપરોક્ત બંને શ્લોકથી પાણી મંત્રી તે લુંટારાઓ પ્રત્યે ફેંક્યું; એટલે લુંટારાઓ ભય અને દુઃખથી ત્રાસવા લાગ્યા તથા તેઓના શરીરમાં વ્યાધિ થવા લાગ્યો અને લુંટારાઓ ત્યાં જ સ્થંભી ગયા.

જ્યારે લુંટારાઓમાં હલનચલન કરવાની કાંઈ પણ શક્તિ ન રહી, ત્યારે **ડાહીએ** પોતાની સાથેનાં માણસો જે દૂર નાસી ગયાં હતાં તેઓને પાછા બોલાવી પોતે ચાલવાની તૈયારી કરી. તે વખતે લુંટારાઓએ દીન વદને પ્રાર્થના કરી કે અમોને આ સ્થિતિમાથી દયા કરી મુક્ત કરી પછી આપ આગળ જાઓ.

**ડાહીએ** તેમની દીનવાણી સાંભળી, ફરીવાર આવા અન્યાય અને જુલ્મ નહિ કરવાની પ્રતિજ્ઞા આપી. પછી તે જ બે શ્લોકોથી મંત્રી પાણીનો છંટકાવ કર્યો એટલે સર્વ લુંટારા છૂટા થયા અને **ડાહીને** ધર્મબ્હેન કહી તેણીના પગમાં પડયા અને ક્ષમા માંગી."

પછી દેવીએ ચન્દ્રથી પણ ઉજ્વલ અને ઝેરનું હરણ કરનાર એવો હાર અને બીજો હાર કે જે દિવ્ય પુષ્પોનો બનેલો હતો તે આપ્યો તથા ગુરુની પાદુકા આપી અને કહ્યું કેઃ—"આ હારને તું **મુનિસુવ્રતસ્વામી**ના કંઠમાં આરોપણ કરીશ, એટલે તે કોઈપણ સમયે કરમાશે નહિ. **શ્રીમુનિસુવ્રતસ્વામી**ની પૂજા અને વંદન તું **શ્રીપાર્શ્વનાથસ્વામી**ની પૂજા અને વંદન કરે છે તેવી જ રીતે કરજે તો તેનું પણ તે પ્રમાણે જ ફલ મલશે. કારણ કે તે બંને જિનેશ્વરો સમાન હોવાથી હારનું ફલ પણ સમાન જ મલશે અને આ પાદુકાને તું જેવી રીતે **શ્રીહેમચંદ્રાચાર્ય** ગુરુને નમન વંદન કરે છે તેવી રીતે કરજે, એટલે તે પણ તેટલું જ ફલ આપશે. અને આ જે હાર છે તે તારા કંઠમાં પહેરજે. મારા અર્પણ કરેલા હારના મધ્યમાં રહેલા મણિની અંદરથી પ્રગટ છે મહિમા જેઓનો એવા **શ્રીપાર્શ્વનાથપ્રભુ**ની પ્રતિમા સર્વસમક્ષ પ્રગટ થશે એમ કહીને **ચક્રેશ્વરીદેવી** અદૃશ્ય થઇ ગયાં."

સવારના સમયે સાસરા વગેરેના જાણવામાં આ બધો વ્યતિકર આવ્યો. **ડાહીએ** પારણું કર્યું અને અનુક્રમે બધા **ભૃગુકચ્છ** નગરે પહોંચ્યાં. તેણીએ **શ્રીમુનિસુવ્રતસ્વામી**ના ગળામાં હાર આરોપણ કર્યો, માલા હમેશાં નહિ કરમાતાં એવીને એવી રહેતી, ગુરુપાદુકાને તે હમેશાં વંદન કરતી, હારથી અનેકના ઝેર ઉતાર્યાં, **સત્યક** શેઠની કન્યાનો આ સર્વ સત્ય પ્રભાવ પ્રત્યક્ષ જોઈને શ્વસુર પક્ષના બધાં માણસો દૃઢ ધર્મી બન્યા. **ભક્તામર** સ્તવનના પ્રભાવથી **ડાહી** સુશ્રાવિકાએ ચિરકાળ સુધી સંસાર સુખ ભોગવ્યાં.

**ગુ. સૂ. વૃ. મંત્રામ્નાયઃ—ॐ ह्रीं आसीविमलद्धीणं ॐ ह्रीं खीरासवलद्धीणं ॐ ह्रीं महुयासवलद्धीणं ॐ ह्रीं अमिआसवलद्धीणं नमः स्वाहा ॥**

**—विषापहारिणी विद्या ।**

વિધિ—જ્યારે કોઈ પણ માણસને ઝેર ચઢ્યું હોય ત્યારે આ મંત્રથી ૧૦૮ વાર પાણી મંત્રી પાવાથી ઝેર ઉતરી જાય છે.

બીજો મંત્રઃ—**ॐ ह्रीं श्रीं क्लीं असिआउसा चुलु चुलु कुलु कुलु मुलु मुलु इच्छियं मे कुरु कुरु स्वाहा ॥**

**—त्रिभुवनस्वामिनी विद्या ॥**

વિધિ—પ્રભાત સમયે ઉઠીને સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી મુંગાની (પ્રવાલની) જપમાલાથી નિત્ય ૩૦૦૦ ત્રણ હજાર જાપ કરીએ તો મનોવાંછિત સિદ્ધ થાય.

**चित्रं किमत्र यदि ते त्रिदशाङ्गनाभि-**
**र्नीतं मनागपि मनो न विकारमार्गम् ।**
**कल्पान्तकालमरुता चलिताचलेन**
**किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ? ॥१५॥**

### સમશ્લોકી

આશ્ચર્ય શું પ્રભુ તણા મનમાં વિકાર—
દેવાંગના ન કદી લાવી શકી લગાર !
સંસારકાળ પવને ગિરિ સર્વ ડોલે !
મેરૂગિરિ શિખર શું કદી તોય ડોલે ?–૧૫

શ્લોકાર્થ:—હે નિર્વિકાર પ્રભુ ! દેવાંગનાઓ પણ તમારા મનને જરા પણ વિકાર-યુક્ત ન કરી શકી, તેમાં શું આશ્ચર્ય છે? કારણ કે કંપાયમાન થયા છે. અન્ય પર્વતો જેનાથી એવા પ્રલયકાળના પવન વડે ક્યારે પણ મેરૂપર્વતનું શિખર ચલાયમાન થયું છે? અર્થાત્ કલ્પાંતકાળનો પવન અન્ય પર્વતને કંપાવી શકે છે પણ મેરૂ પર્વતને કંપાવી શકતો નથી, તેમ દેવાંગનાઓ હરિહરાદિક અન્ય દેવોને વિકાર ઉત્પન્ન કરી શકે છે પણ તમારા મનમાં વિકાર ઉત્પન્ન કરી શકતી નથી.–૧૫

### વાર્તા ૮ મી શ્લોક ૧૫

ભરતક્ષેત્રમાં આવેલા કોશલદેશની રાજધાની **અયોધ્યા**[1] નામની નગરીમાં પોતાના નામ પ્રમાણે ગુણવાળો **સજ્જન**[2] નામનો રાજા રાજ્ય કરતો. હતો. એક વખતે રાજાને દુષ્ટ યોગિની[3] વળગી અને તેથી રાજા ઘણો ખરો સમય બેભાન જ રહેવા લાગ્યો.

મંત્રી[4] સામંતાદિ વગેરેએ ઘણા ઉપાયો કર્યા છતાં પણ કોઇ રીતે રાજાના શરીરમાંથી યોગિનીનો દોષ દૂર ન થઇ શક્યો. પછી ત્યાં રહેલા **શ્રીગુણસેનસૂરિ**[5] નામના જૈનાચાર્ય પાસે મંત્રી ગયો અને વિજ્ઞપ્તિ કરી કહેવા લાગ્યો કે:—"મહાત્મન્ ! રાજાને સ્વસ્થ કરી દોષ મુક્ત કરો."

મુનિ મહારાજ બોલ્યા કે:—"હું મારાથી બનતું કરીશ." એમ કહી મંત્રીને વિદાય કર્યો. રાત્રિના સમયે **શ્રીગુણસેનસૂરિએ ભક્તામરસ્તોત્ર**ના પંદરમા શ્લોકનું તથા તેના મંત્રનું એક ચિત્તે ધ્યાન ધર્યું. દેવીએ પ્રગટ થઇને કહ્યું કે:—"**મલ** મુનિનાં ચરણોદકના અભિષેકથી **સજ્જન** રાજા દોષથી મુક્ત થશે.[6]"

સવારમાં મંત્રી આવ્યો એટલે ગુરુ બોલ્યા કે:—"ગુર્જરદેશને વિષે હમેશાં કાયોત્સર્ગમાં રહેવાવાળા, દુર્ગમ ઉપસર્ગોને સહન કરવાવાળા, મોટા મહિમાવાળા '**મલ્લ**' નામના મુનિનાં ચરણોદકના અભિષેકથી રાજા યોગિનીના દોષથી મુક્ત થશે."

---

૧. માં **क** 'ચંપા' નગરી છે. ૨. **क** માં 'ધુરસેન' રાજાનું નામ છે, જ્યારે **ख** અને **ग** માં 'મહીપાળ' રાજાનું નામ છે. ૩. **क, ख** અને **ग** માં 'પિશાચ' વળગ્યો એમ છપાએલું છે. ૪ **क** તથા **ग** માં મંત્રીનું નામ ગુણચંદ્ર છે, જ્યારે **ख** માં ગુણસેન નામ છે. ૫ **क, ख** તથા **ग** માં મુનિનું નામ આપવામાં આવ્યું નથી. ૬ **क** અને **ग** માં આ પ્રમાણે છપાએલું છે:–"સવારે પ્રધાનને કહી તમારી પાસે રાજા તથા સભાજનોને અહીં બોલાવવા. પછી આ રાખની ચપટી ઉપરોક્ત શ્લોકથી મંત્રી તેનો રાજાના કપાળમાં ચાંલ્લો કરવાથી પિશાચ હમેશને માટે નાશી જશે અને રાજા દોષથી મુક્ત થશે."

આ પ્રમાણે સાંભળીને પ્રધાન વગેરે ત્યાં ગયા, ત્યાં જઈને વંદન નમસ્કાર કરીને **ચક્રેશ્વરી** વગેરે દેવીઓથી સન્માન પામેલા **મલ્લર્ષિ**ને પ્રાર્થના કરીને ત્યાં લાવ્યા. તેઓનું ચરણોદક છાંટવા માત્રથી રાજા યોગિનીના દોષથી તુરજ જ મુક્ત થયો.

**મલ્લ**મુનિએ રાજાને ઉપદેશ આપતાં કહ્યું કેઃ—

**"यथा चतुर्भिः कनकं परीक्ष्यते, निघर्षणच्छेदनतापताडनै ।**
**तथैव धर्मो विदुषा परीक्ष्यते, श्रुतेन शीलेन तपोदयागुणैः ॥ १ ॥"**

અર્થાતઃ—ઘર્ષણ, છેદ—કાપ, તાપ; અને તાડન—કટકા કરવા એ ચાર વડે જેમ સોનાની પરીક્ષા થાય છે, તેમ ધર્મની પણ શ્રુત, શીલ—સદ્ આચાર, તપ, અને દયારૂપ ગુણો વડે પરીક્ષા થાય છે.

સર્વ જીવોની રક્ષા કરવી એ જૈનોનો પરમ સિદ્ધાંત છે.

**"दीर्घमायुः परं रूप-मारोग्यं श्लाघनीयता।**
**अहिंसाया फलं सर्वं, किमन्यत् कामदैव सा ॥ १ ॥"**

અર્થાતઃ—દીર્ઘ આયુ, સુંદર રૂપ, આરોગ્ય, અને યશઃકીર્ત્તિ એ સઘળું અહિંસાનું ફળ છે. આથી બીજું શું જોઈએ, અહિંસા જ ઇષ્ટને આપવાવાળી છે.

આ પ્રમાણે સાંભળીને **સજ્જન** રાજાએ જીવદયાધર્મનો સ્વીકાર કર્યો અને રાજા પરમ જૈન થયો. મંત્રી વગેરે સર્વે લોકોએ જૈનધર્મનો સ્વીકાર કર્યો.

ગુ. સૂ. વૃ. મંત્રામ્નાયઃ—**चउवीस तीर्थंकरतणी आण, पञ्चपरमेष्ठितणी आण, चउवीस तीर्थंकरतणइ तेजि पञ्चपरमेष्ठितणइ तेजि, ॐ ह्रीं अर्हं उत्पत्तये स्वाहा ॥**

વિધિ—પુષ્યાર્કનો યોગ આવે થકે સંધ્યાના સમયે સ્નાન કરી, સુગંધી તેલ, ચૂઆ ચંદન વગેરેનું શરીરે વિલેપન કરી, પવિત્ર ગાત્ર કરી સુંગંધીદાર ફૂલની માલા પહેરી, જ્યાં સ્રીનો સંઘટ્ટો–સંસર્ગ થાય નહિ એવા એકાંત સ્થાનમાં આવી પવિત્ર લિંપન લિંપાવી, તેના ઉપર ઊભા રહી, પૂર્વ દિશા સન્મુખ ઊભા રહી સ્ફટિકની માલાથી ૧૦૮ વાર મંત્ર ભણી, પછી દક્ષિણ દિશા સમુન્ખ ઊભા રહી ૧૦૮ વાર મંત્ર ભણી, પછી પશ્ચિમ દિશા સન્મુખ ઊભા રહી ૧૦૮ વાર મંત્ર ભણી, પછી ઉત્તર દિશા સન્મુખ ઊભા રહી ૧૦૮ વાર મંત્ર ભણવો. આ પ્રમાણે વિધિ સંપૂર્ણ કરી, જે કાર્ય હોય તે મનમાં ચિંતવીને સંથારે અડધી રાત્રિ વીતી ગયા પછી સૂઈ રહેવું, પાછલી રાત્રિની ઘડી બે બાકી રહે ત્યારે સ્વપ્ન દેખે, સ્વપ્નમાં જે કાર્ય ચિંતવ્યું હોય તેનું શુભાશુભ ફલ દેખીને જાગી જવું, સ્વપ્ન આવ્યા પછી સૂઈ રહેવું નહિ.

બીજો મંત્ર આ પ્રમાણે છેઃ—ૐ **ह्रीं पूर्वं जिणाणं ओहिजिणाणं परमोहिजिणाणं अणंतोहिजिणाणं सामन्नकेवलीणं भवत्थकेवलीणं अभवत्थकेवलीणं नमः स्वाहा ॥**

**—बन्धमोक्षिणी विद्या ॥**

ગુણ—કોઈ પણ સંકટ ઉપસ્થિત થાય અથવા ભૂત, પ્રેત, ડાકણ, શાકિનીના ઉપદ્રવ હોય તો તેનો નાશ થાય.

निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥१६॥

समश्लोकी

ધૂમ્ર રહિત નહિ વાટ ન તેલવાળો !
ને આ સમગ્ર ત્રણ લોક પ્રકાશનારો !
ડોલાવનાર ગિરિ વાયુ ન જાય પાસે !
તું નાથ ! છો અપર દીપ જગત્પ્રકાશે !—૧૬

હે નાથ ! જેમાં ધૂમ્ર, દીવેટ અને તેલ નથી અને ત્રણ જગત્‌ને પ્રકાશિત કરે છે, પર્વતને ડોલાવનાર પવન પણ જેને કાંઈ કરી શકતો નથી એવા આપ જગત્‌ને પ્રકાશિત કરનાર એક વિલક્ષણ–લોકોત્તર દીપક છો.—૧૬

ગુ. સુ. વૃ. મંત્રામ્નાય:—ॐ ह्रीं पूर्वं बीयबुद्धीणं कुट्ठबुद्धीणं संभिन्नसोआणं अक्खीण महाणसीणं सव्वलद्धीणं नमः स्वाहा ॥ – श्री सर्पादिनी विद्या ॥

વિધિ—સવારમાં ઉઠીને સ્નાન કરી પવિત્ર શરીર કરી પીળી ધોતી પહેરીને કપૂરની (કેરબાની)માલાથી જાપ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય, ધન ધાન્યની કમીના ન હોય.

नास्तं कदाचिदुपयासि न राहुगम्यः ।
स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति ।
नाम्भोधरोदरनिरुद्धमहाप्रभावः
सूर्याऽतिशायिमहिमाऽसि मुनीन्द्र ! लोके ॥१७॥

સમશ્લોકી

ઘેરી શકે કદિ ન રાહુ ન અસ્ત થાય !
સાથે પ્રકાશ ત્રણ લોક વિષે કરાય !
તું હે મુનીંદ્ર ! નહિ મેઘ વડે છવાય !
લોકે પ્રભાવ રવિથ અદકો ગણાય !—૧૭

શ્લોકાર્થ.

હે મુનીંદ્ર ! આ જગતમાં તમારો મહિમા સૂર્યથી પણ અધિક છે, કારણ કે સૂર્ય તો માત્ર દિવસે જ ઉદય પામે છે અને રાત્રિએ અસ્ત પામે છે, જ્યારે તમે તો રાત્રિ દિવસ સર્વદા કેવળજ્ઞાનને લીધે ઉદય પામેલા જ છો. સૂર્યને રાહુ ગ્રહણ કરે છે, અને તમે તો

રાહુ રૂપ જે દુષ્કૃત તેનાથી ગ્રહણ થતા નથી. સૂર્ય પરિમિત ક્ષેત્રને અનુક્રમે જ પ્રગટ કરે છે અને તમે તો તત્કાળ એકી વખતે જ આખા ત્રણ જગતને જ્ઞાનાલોકવડે પ્રગટ કરો છો. સૂર્યનો પ્રભાવ મેઘથી રૂંધાય છે, પણ તમારો પ્રભાવ જ્ઞાનાવરણરૂપ મેઘથી રૂંધાતો નથી. તેથી તમોને સૂર્યની ઉપમા આપવી એ પણ યોગ્ય નથી.—૧૭

વાર્તા. ૯મી શ્લોક ૧૬-૧૭

ભરતક્ષેત્રમાં આવેલા **સંગરપુર**[1] નામના શહેરમાં **સંગર**[2] નામનો જૈનરાજા રાજ્ય કરતો હતો. રાજા જૈનધર્મ પ્રત્યે પૂર્ણ શ્રદ્ધાવાળો સદ્ગુણી અને ન્યાયી હતો. તેના ગુરુનું નામ **ધર્મદેવાચાર્ય**[3] હતું. એક વખતે રાજાને ત્યાં પુત્રનો જનમ થયો, તેનું નામ **કેલિપ્રિય**[4] પાડવામાં આવ્યું. અનુક્રમે **કેલિપ્રિય** રાજકુમાર યૌવનાવસ્થાને પામ્યો.

**સંગર**રાજા જેટલો શ્રદ્ધાળુ અને નીતિમાન હતો, તેટલો જ **કેલિપ્રિય** નાસ્તિક અને ક્રૂર હતો. પાપ-પુન્યનું ફળ, સ્વર્ગ-નરકની હયાતી, વગેરે તે કાંઈ પણ માનતો ન હતો. રાજાએ તેને સમજાવવા માટે અને ધર્મના સંસ્કારો પાડવા માટે બહુ બહુ પ્રયત્નો કરવા માંડ્યા, પરંતુ તે સર્વ નિષ્ફળ ગયા.

એક વખતે રાજકુમાર પોતાના મિત્રો સાથે વનમાં ક્રીડા કરવાને માટે નીકળ્યો હતો. તે વખતે પાસેના ઉદ્યાનમાં રહેલા **ધર્મદેવાચાર્ય** તેની નજરે પડ્યા. રાજકુમાર ગુરુ મહારાજની નજરે પડ્યો એટલે તેને શિકાર ખેલતો દેખીને ગુરુ મહારાજ તેની નજીક આવ્યા અને બોલ્યા કેઃ—"હે રાજકુમાર !

**ब्रह्महत्या सुरापानं, स्तेयं गुर्वङ्गनागमः ।**
**महान्ति पातकान्याहु-रेभिश्च सह सङ्गमः ॥ १ ॥**
**यदि सत्सङ्गनिरतो, भविष्यसि भविष्यसि ।**
**तदा सज्जनगोष्ठीषु, पतिष्यसि पतिष्यसि ॥ २ ॥**
**यः प्राप्य दुष्प्रापमिदं नरत्वं धर्मं न यत्नेन करोति मूढः ।**
**क्लेशप्रबन्धेन स लब्धमब्धौ चिन्तामणिं पातयति प्रमादात् ॥ ३ ॥**

અર્થાતઃ—બ્રહ્મહત્યા, મદિરાનું પાન, ચોરી કરવી. વિદ્યાગુરુની સ્ત્રી સાથે ક્રીડા કરવી, વગેરે મોટાં પાપો છે, એવું જ્ઞાનીઓ કહે છે-૧. જો તું સુખને ઇચ્છતો હોય તો તારે સારાની સોબતમાં રહેવું જ જોઇએ અને સજ્જનોની સાથે વાર્તાલાપકરવો જ જોઇએ-૨. જે મૂર્ખ મનુષ્ય, દુષ્પ્રાપ્ય એવો મનુષ્ય ભવ પામીને ધર્મ કરતો નથી, તે ઘણી મુશ્કેલીથી સમુદ્રમાંથી મેળવેલા એવા ચિંતામણી રત્નને પ્રમાદથી ગુમાવી દે છે. અર્થાત્ મનુષ્ય ભવ હારી જાય છે—૩.

---

૧ क માં શહેરનું નામ 'સાગરપુર', ख માં 'સગરપુર' અને ग માં 'સુંદરપુર' છે. ૨. क તથા ख માં રાજાનું નામ 'સગર' છે, જ્યારે ग માં 'હિંમતસિંહ' છે. ૩ क માં ગુરુનું નામ નથી, જ્યારે ख અને ग માં મુનિનું નામ 'ગુણભૂષણ' છે. ૪ क માં રાજકુમારનું નામ 'દેવીસિંહ' છે,

રાજકુમારે જવાબ આપ્યો કેઃ—"હે મુનિ! ધર્મની સાધના કરનાર આત્મા જેવી કોઈ વસ્તુ જ નથી તો પછી ધર્મ કરવાનું શું પ્રયોજન, જેમ મુશળધાર વર્ષાદનો જ અભાવ હોય તો પછી નદીમાં પૂર હોતું નથી, તેમ પંચમહાભૂતના બનેલા આ શરીરમાં આત્માનો સંભવ જ શી રીતે હોઈ શકે. અને આત્મા જ ન હોય તો પછી નરક શી રીતે હોઈ શકે, કારણ કે ગાસ જ ન હોય તો પછી હદ શી રીતે હોય, ન જ હોય. તેવી રીતે આત્મા જ નથી તો પછી પુણ્ય-પાપ, નરક-સ્વર્ગ વગેરે છે નહિ. તમારા જેવા માણસોએ અજ્ઞાની લોકોને છેતરવા માટે આ બધા ઢોંગ જ માત્ર છે."

ગુરુ મહારાજ રાજકુમારનો જવાબ સાંભળી વિચારવા લાગ્યા કે આ મનુષ્ય દુર્લભબોધિ હોય એમ લાગે છે. એક વખતે રાજકુમાર ફરીથી ગુરુ મહારાજ પાસે આવ્યો, તે વખતે રાજકુમારને પ્રતિબોધ કરવા માટે **ભક્તામર** સ્તોત્રના ૧૬–૧૭ મા શ્લોકનું મુનિમહારાજે એક ચિત્તે ધ્યાન કર્યું, એટલે તત્કાળ **ચક્રેશ્વરી** દેવી હાજર થઈ. મુનિએ તેણીને કહ્યું કે નરકના દુઃખો બતાવીને **કેલિપ્રિય** રાજકુમારને પ્રતિબોધ પમાડ.

દેવીએ કહ્યું કેઃ—"આપ તે બાબતની ચિંતા ન કરશો."

એમ કહી દેવીએ પોતાની દૈવી શક્તિથી રાજકુમારને બેભાન બનાવી દીધો અને જાણે તે સ્વપ્નાવસ્થામાં હોય તેમ નારકીના દુઃખ નજરે જોવા લાગ્યો. કોઈ મનુષ્યને યમરાજ મારે છે, કોઇને ધગધગતા લોઢાના સળીઆ ચાંપે છે, તો કોઇને ધગધગતું સીસું ઉકાળીને પાય છે, ન પીએ તો પરાણે મોઢામાં રેડે છે, અને તેં મનુષ્યભવમાં કરેલાં કર્મનો આ બદલો છે; એમ કહીને વધારે દુઃખ આપે છે. પેલા માણસો બિચારા આ દુઃખમાંથી છુટવા માટે ઘણી આજીજીઓ કરે છે પણ યમરાજ તેઓને છોડતો નથી. આ બધાં દૃશ્યો જોઇને રાજકુમાર ભય પામ્યો અને પાપના ફલ પ્રત્યક્ષ દેખીને ધ્રુજી ઉઠયો; પછી દેવીએ તેને હોશમાં આણ્યો.

પછી ગુરુ મહારાજે પુછયું કેઃ—"ભાઈ! પાપના ફલ જોયા કે નહિ?"

**કેલિપ્રિય** બોલ્યો કેઃ–"ભગવન્! બધું જોયું, અને પોતાને ધર્મનું રહસ્ય સમજાવવા વિનંતિ કરી."

ગુરુ મહારાજે યોગ્ય શબ્દોમાં ધર્મનું સ્વરૂપ સમજાવ્યું, પછી રાજકુમારે ગૃહસ્થના સમકિત મૂલ બારવ્રત ગુરુ પાસે ઉચર્યાં અને ચિરકાલ રાજ્ય પાળી સદ્ગતિનું ભાજન થયું.

ગુ. સૂ. વૃ. મન્ત્રામ્નાયઃ—**ॐ ह्रीं उग्गतवचरणचारीणं ॐ ह्रीं दित्ततवाणं ॐ ह्रीं तत्ततवाणं ॐ ह्रीं पडिमापडिवन्नाणं नमः स्वाहा ॥ —परविद्याच्छेदिनी विद्या ॥**

વિધિ—આ મંત્ર આખો મોઢે કરીએ, પછી જે કોઇને ભૂત પ્રેતનો દોષ લાગ્યો હોય તેને આ મંત્રથી મોર પીંછાંવડે ૧૦૮ વાર ઝાડો દીજે-ઉંઝીએ તો દોષ ટલે. શીત

જ્વર, ઉષ્ણજ્વર પ્રમુખ સર્વજ્વરનો નાશ થાય. વળી આ મંત્રથી ૧૦૮ વાર પાણી મંતરીને ચારે બાજુની ભિતોએ તે મંતરેલું પાણી છાંટીએ તો મરકી વગેરે ઉપદ્રવનો નાશ થાય.

नित्योदयं दलितमोहमहान्धकारं
गम्यं न राहुवदनस्य न वारिदानाम् ।
विभ्राजते तव मुखाब्जमनल्पकान्ति
विद्योतयञ्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

સમશ્લોકી

મોહાંધકાર દળનાર સદા પ્રકાશી!
રાહુ-મુખે ગ્રસિતા ના નહિ મેઘ-શશી!
શોભે તમારૂં મુખ-પદ્મ અપાર રૂપે!
જેવો અપૂર્વ શશિ લોક વિષે પ્રકાશે! -૧૮

હે પ્રભુ! આપશ્રીનું મુખકમળ નવીન ચંદ્રબિંબની જેમ શોભે છે. કેમકે તે નિરંતર ઉદય પામેલું છે અથવા નિરંતર શુભ ભાગ્યવાળું છે, અને ચંદ્રબિંબ તો પ્રાતઃકાળે અસ્ત પામે છે. આપશ્રીનું મુખકમલ મોહનીય કર્મરૂપી અંધકારનો નાશ કરે છે અને ચંદ્ર તો અલ્પ અંધકારનો નાશ કરવા પણ સમર્થ નથી. રાહુ જેવા દુષ્ટ વાદીઓના વાદ તમારા મુખને પરાભવ પમાડી શકતા નથી, અને ચંદ્રને તો રાહુ ગળે છે. તમારૂં મુખ મેઘ સમાન દુષ્ટ અષ્ટકર્મને આધીન નથી અને ચંદ્રને તો મેઘ આચ્છાદન કરે છે. તમારૂં મુખ ઘણી કાંતિવાળું છે, અને ચંદ્રનું બિંબ તો અલ્પ કાંતિવાળું છે, કેમકે તે કૃષ્ણપક્ષમાં ક્ષય પામે છે. તથા તમારૂં મુખ જગતને પ્રકાશિત કરે છે અને ચંદ્ર તો પૃથ્વીના અલ્પ પ્રદેશને પણ પ્રકાશિત કરવા સમર્થ નથી.—૧૮

વાર્તા ૧૦મી શ્લોક ૧૮.

શ્રીગૂર્જરભૂમિના તિલક સમાન **અણહિલપુરપાટણ** નામના શહેરમાં પ્રજાપાળક અને ન્યાયપરાયણ પરમાર્હત્ **કુમારપાળ** નામનો રાજા રાજ્ય કરતો હતો. શ્રીમાલવંશમાં તિલક સમાન **શ્રીઉદયન** નામના મંત્રિશ્વરના પુત્ર **આંબડ**[1]ને મહારાજા કુમારપાલે તેની રાજસેવાના બદલામાં અતિ રસાળ અને ધનધાન્યથી ભરપૂર '**લાટ**' દેશ બક્ષીસ આપ્યો. તે હમેશાં **ભક્તામર** સ્તોત્રનો પાઠ કરતો હતો.

એક વખતે ભૃગુકચ્છથી કોઈ કાર્યપ્રસંગે બહાર જતાં રસ્તામાં એક મહાભયંકર અને ગિરિગુફાઓવાળી અટવીમાં રાત્રિના સમયે તે આવી ચઢ્યો. અટવીમાં અંધારૂં એટલું

૧ **ख** માં મંત્રીનું નામ આછડ છે, જ્યારે **ग** મા મંત્રીનુ નામ અછડ છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ પણ ખોટું છે.

તો ભયંકર હતું કે **આંબડને** કોઈ પણ રીતે રસ્તો સૂઝે જ નહિ. આ વખતે તેણે **ભક્તામર** સ્તોત્રના ૧૮ મા શ્લોકનું એકાગ્ર ચિત્તે ચિંતવન કર્યું કે તુરત જ **ચક્રેશ્વરી** દેવી પ્રગટ થયાં અને બોલ્યાં કે—"હે વત્સ! પવિત્ર થઇને તેં કરેલા સ્તોત્રના સ્મરણથી હું તારા ઉપર તુષ્ટમાન થઈ છું અને તને આ વિષનું હરણ કરનાર, તથા દરેક પ્રકારના વિઘ્નનું હરણ કરનાર ચંદ્રકાંતમય **ચંદ્રપ્રભુ** સ્વામીનું બિંબ આપું છું તે ગ્રહણ કર તથા બીજું કાંઈ તારે જોઇતું હોય તે માગ.*"

**આંબડ** દંડાધિપતિએ પોતે નિઃસ્પૃહ હોવા છતાં પણ હમેશાં અભિષ્ટ ફલને

---

* **ક** માં આ હકીકત નીચે પ્રમાણે છે:—

"એક વખત પોતાની માતાના આગ્રહથી **આંબડે** કચ્છમાં આવેલા ભદ્રપુર (ભદ્રેશ્વર) ની સંઘ સહિત યાત્રાએ જવાનો નિશ્ચય કર્યો અને ધામધૂમ પૂર્વક ઘણા સ્નેહી સંબંધીઓ સાથે તથા અનેક સાધર્મીભાઈઓ સાથે પાટણથી નીકળ્યો.

રસ્તામાં આવતાં દરેક સ્થળે યાત્રાઓ કરતાં કરતાં ચોતરફ જૈનધર્મનો વિજયડંકો વગાડતા વગાડતા તેઓ ઘણા દિવસે કચ્છના રણના નાકે આવી પહોંચ્યા.

ચોતરફ ઊભા કરેલા નાના મોટા પચરંગી તંબુઓથી વિશાળ જગ્યા શોભી રહી હતી અને જાણે એક નાનું સુંદર શહેર વસી ગયું હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો. આસપાસના ગામોમાંથી અનેક લોકો ચતુર્વિધ સંઘના દર્શન કરી પવિત્ર થતા હતા અને થોડા દિવસ પહેલાં વર્ષોથી ઉજ્જડ પડેલી જગ્યાએ આજે મનુષ્યોના ટોળેટોળા કલ્લોલ કરી રહ્યા હતા.

× × × ×

સાયંકાળ થવા આવ્યો અને થોડીવારમાં તો સફેદ દૂધ જેવા પૂર્ણિમાના ચંદ્રના તેજે આખી પૃથ્વી શોભી રહી આજે આ રણનો લાંબો પટ ઓળંગવાને આખો સંઘ તૈયારી કરી રહ્યો હતો. નિશાન ડંકા વાગ્યા અને નોબતો ગડગડી ત્યાં તો આખો સંઘ ગાજતે વાજતે ઉપડ્યો, દેવને પણ દુર્લભ દર્શન થાય એવા આ પવિત્ર સંઘને નિહાળીને અને જૈનધર્મની કીર્તિનો ફેલાવો થતો જોઈને એક મિથ્યાત્વી દેવને અદેખાઈ આવી. તેથી તેણે પોતાનું બળ અજમાવવાનું શરૂ કર્યું રણની અધવચમાં જ સંઘના બધાં ગાડાં તેણે અટકાવી દીધાં.

માણસોએ ઘણી ઘણી જાતના પ્રયત્નો કર્યા છતાં પણ બળદો અને માણસો જરા પણ આગળ ન ચાલતાં ત્યાંને ત્યાં થંભી ગયાં. સંઘના માણસોની અને પોતાની આ સ્થિતિ જોઈને **આંબડ** પ્રધાન પણ ગભરાઈ ગયો અને શું કરવું તે વિચારવા લાગ્યો. પરંતુ સદ્‌ભાગ્યે **આંબડ**ની માતા બહુ જ ભક્તિવાળી અને નિખાલસ હૃદયની હોવાથી તેણીએ પોતાના પુત્રને તથા આખા સંઘને **ભક્તામર**સ્તોત્રના ૧૮ મા શ્લોકનો જાપ જપવાનું કહ્યું, સાથે સાથે પોતે પણ શાંત ચિત્તે ૧૮ મા શ્લોકનું ચિંતવન કર્યું અને થોડીવારમાં જ શાસનદેવ હાજર થયા.

સંઘની આવી વિકટ પરિસ્થિતિ નજરે નિહાળી શાસનદેવે પેલા મિથ્યાત્વી દેવને નસાડી મૂક્યો અને સંઘના સંકટનું નિવારણ કરી જયજયકાર વર્તાવ્યો. નિર્વિઘ્ને યાત્રા કરી પાછા આવ્યા ત્યારે મહારાજ **કુમારપાળ** તથા પાટણના રહેવાસીઓ પણ આ વાત સાંભળીને બહુ જ નવાઈ પામ્યા અને જૈનધર્મના પ્રભાવમાં વૃદ્ધિ થઈ."

દેવાવાળી નાગવલ્લી માંગી અને દેવીને નમસ્કાર કર્યો. દેવીએ તે નાગવલ્લી **આંબડને** આપી અને અદૃશ્ય થઈ ગઈ. **આંબડ** રત્નમય જિનબિંબના તેજથી અજવાળી રાતની માફક પલ્લીમાંથી બહાર નીકળ્યો, અને દેવીએ આપેલા જિનેશ્વરનાં ચંદ્ર-કાન્તમય બિંબનું હમેશાં પૂજન કરવા લાગ્યો. અનુક્રમે રાજાની આજ્ઞાથી રાજ-

ग માં વળી નીચે પ્રમાણે છેઃ—

"**લાટ** દેશના રાજા તરીકે અને તેનું રક્ષણ કરવા અર્થે **અછંડ લાટ** દેશમાં જ રહેવા લાગ્યો. **લાટ** દેશની નજીકના બીજા દેશના રાજાઓથી **અછંડ** કે જે એક પ્રધાન હતો તે રાજા થાય તે જોઈ શકાયું નહિ અને તેને નિર્બળધારી તેની સામે તેઓ બંડ ઉઠાવવા લાગ્યા. આથી **અછંડે** બીજા રાજ્ય પર પોતાનું બળવાન સૈન્ય લઈ ચઢાઈ કરી. કર્મયોગે રસ્તામાં ભૂલો પડયો અને એક વિષમ અટવીમાં જઈ ચડયો. ત્યાં પોતે લશ્કર સાથે દુઃખમાં આવી પડવાથી **અછંડ** ગભરાવા લાગ્યો ત્યારે તેણે વિચાર કર્યો કે દુઃખી મનુષ્યને ધર્મ અને પ્રભુસ્મરણ જરૂર સહાય કરે છે. ગભરાઈ જવાથી કે શોચ કરવાથી શું ફાયદો થવાનો હતો? માટે ધૈર્ય રાખી પ્રભુસ્મરણ કરવાથી અવશ્ય લાભ મળશે જ.

આ પ્રમાણે વિચાર કરી '**नित्योदयं**' એ શ્લોકનું અત્યંત દૃઢતાપૂર્વક સ્મરણ કરવા લાગ્યો. થોડીવારમાં તે શ્લોકના પ્રભાવથી દેવી ત્યાં આવી અને શ્લોકારાધનનું કારણ પૂછ્યું. જવાબમાં અછંડે વિષમ અટવીમાં આવી પડવાથી પડતા દુઃખના નિવારણની અને તે અટવીમાથી સીધો રસ્તો મળે અને ધારેલ સ્થળે પહોંચાય તેવી માંગણી કરી.

દેવીએ ટૂંકો રસ્તો બતાવ્યો અને બે રત્નો (**અછંડની** ભક્તિને વશ થઈ) આપ્યાં. અને કહ્યું કે;—"એક રત્નથી ગમે તે પ્રકારનું વિષ હોય તે નાશ પામે છે અને બીજા રત્નના પ્રભાવથી રસ્તો ભૂલાતો નથી અને શત્રુ પર વિજય મેળવાય છે." એ રત્નો આપી, જરૂર પડે તો ફરીવાર યાદ કરવાનું કહી દેવી પોતાના સ્થાનકે ગઈ.

**અછંડે** પોતાના ધારેલા રસ્તે આવી જુદા જુદા દેશોમાં જઇ તેના રાજાઓને પોતાના ભૂજબળથી નમાવ્યા અને અભિમાની તેમજ સમર્થ બળવાન રાજા '**મલય**' નામે કે જે ઘણો સમર્થ હતો તેને પણ નમાવી વિજય ડંકો વગડાવતો ઘણી સંપત્તિ અને ચતુરંગી સૈન્ય સાથે પોતાના દેશમાં–પોતાની રાજધાનીમાં મ્હોટા ઉત્સવથી આવ્યો. રાજમહેલમાં પ્રવેશ કરતાં પ્રથમ પોતાની પવિત્ર માતાના દર્શનાર્થે અને સુભાશિષ માટે તેમને નમસ્કાર કરવા ગયો.

પોતાના પુત્રને વિજયવંત અને સુખપૂર્વક પાછો આવેલો જોઈ અતિ આનંદથી તેને વધાવી હૃદય સાથે ચાંપી સુખી ભવિષ્ય નીવડે એવો માતાએ આશીર્વાદ આપ્યો. પછીથી તે કહેવા લાગી કે–"હે પુત્ર! તું મહાન–સમર્થ–બળવાન છે અને તું જ્યાં જ્યાં ગયો છે ત્યાં ત્યાં તેં વિજય મેળવ્યો છે એ વાત સત્ય છે પરંતુ તે વિજય જેમ સિંહ બકરા અગર ઘેટા પર મેળવે તેવા જ પ્રકારનો છે, કારણ કે તેં જીતેલા સઘળા રાજાઓ બિચારા ઓછા સાધનવાળા અને ઓછા બળવાન હોવાથી એ વિજય ખરો વિજય કહેવાય નહિ. તું ખરો વિજયી ત્યારે જ કહેવાઈ શકે છે કે જ્યારે '**ભૃગુકચ્છ**'નો સમર્થ અને અત્યાર સુધીમાં અજીત એવો '**પૃથ્વીસેન**' નામનો રાજા છે તે રાજાને તું તારે કબજે કર. તેને તારી આજ્ઞા મનાવતો કરે તો તું વિજયવંત ગણાશે, કારણ કે તે તારો ખરો શત્રુ છે અને પૂરો દૂષી છે.

માતાનાં આવાં વચનો સાંભળી તે રાજાને જીતવાનું તેણે માતાને વચન આપ્યું. થોડા દિવસની વિશ્રાંતિ લઈ મ્હોટા અને બળવાન સૈન્યને લઈ **અછંડ** '**ભૃગુકચ્છ**' તરફ કૂચ કરી ગયો.

પિતાસંહ બિરૂદને ધારણ કરતા એવા કોંકણદેશના **મલ્લિકાર્જુનને** છલથી હણીને શૃંગાર કોટિશાટિકા ૧, ગરલ હર સિપ્રા ૨, સફેદ હાથી ૩, એકસોઆઠ રત્નપાત્રો ૪, બત્રીશ મૂડા સાચાં મોતી ૫, સો ઘડી પ્રમાણ સુવર્ણના ઘડાઓ ૬, અગ્નિધૌત ઉત્તરપટ ૭, **મલ્લિકાર્જુનનું** માથું ૮, એ આઠ વસ્તુઓ **કુમારપાલ** મહારાજા આગળ ભેટ કરી, મહારાજાએ **રાજપિતામહનું** બિરૂદ આપ્યું.

ત્યારપછી પોતાની માતાના પગમાં નમસ્કાર કર્યો, પરંતુ માતાને નારાજ જોઈ તેનું કારણ પૂછ્યું. કારણ પૂછવાથી માતાએ કહ્યું કે:—"રાજહત્યાના લાગેલા પાપના નિવારણ માટે તું **ભૃગુકચ્છમાં** આવેલા **શકુનિકાવિહાર** વગેરેનો જીર્ણોદ્ધાર ના કરે તો હું શી રીતે પ્રસન્ન થાઉ ?"

**આંબડે** આ વાત સાંભળીને **હેમચન્દ્રસૂરિની** સાનિધ્યમાં ઉદ્ધાર કર્યો, પ્રતિષ્ઠા સમયે તેને દીધેલાં ઉત્કૃષ્ટ દાનને જોઇને, ગૃહસ્થની સ્તુતિ કરવાથી વિમુખ એવા **શ્રીહેમચંદ્રસૂરિ**એ પણ તેના દાનનું વર્ણન કરતાં કહ્યું છે કે:—

"किं कृतेन न यत्र त्वं, यत्र त्वं किमसौ कलिः ।
कलौ चेद् भवतो जन्म, कलिरस्तु कृतेन किम् ॥ १ ॥

અર્થાત્—આ કલિયુગમાં તારો જનમ થએલો હોવા છતાં પણ તેં શું નથી કર્યું ? અર્થાત્ તેં કલિયુગને પણ ભૂલાવી દીધો છે."

આ પ્રમાણે જીર્ણોદ્ધાર કરીને માતાને રાજી કર્યાં, અને **આંબડ** દંડાધિપતિ બહુ સુખના ભાગી થયા.

શુ. સુ. વૃ. મન્ત્રામ્નાય:—**ॐ ह्रीं जङ्घाचारणाणं ॐ ह्रीं विज्जाचारणाणं ॐ ह्रीं वेउव्विय-इड्ढिपत्ताणं ॐ ह्रीं आगासगामिणं नमः स्वाहा ॥**

વિધિ—રવિવારના દિવસે આ મંત્રાક્ષરોને ભોજપત્ર પર યક્ષકર્દમથી લખી, માદળીઆમાં તે ભોજપત્રને ઘાલી, પાસે રાખીએ તો આપણા ઉપર કોઈ પણ વ્યક્તિએ કામણદુમણ

ચાલતાં ચાલતાં અછંડનુ લશ્કર 'ભૃગુકચ્છ' ની નજીકમાં આવવા લાગ્યું. **પૃથ્વીસેન** રાજાને ખબર પડી કે મ્હારા રાજ્ય પર **અછંડ** ચડી આવે છે, એટલે પોતે સેના લઈ **અછંડની** સામે લડાઈ કરવા ચાલ્યો રસ્તામાં બંને લશ્કરો એકઠાં થયાં અને પ્રચંડ યુદ્ધ થયું પરિણામે **પૃથ્વીસેનનું** લશ્કર પાછું હઠયું. તેથી તેને **અછંડને** નમવું પડ્યું અને તેની આજ્ઞા માન્ય રાખવી પડી. આ રીતે **અછંડનો** વિજય થયો અને દેશ વિદેશમાં તેનો યશ ફેલાયો મોટા યશની સાથે વિજયડંકો વગડાવતો તે પોતાની રાજધાનીમાં મ્હોટી ધામધૂમથી આવ્યો અને માતાને વંદન કર્યું.

માતા પુત્રને વિજયવંત જોઈ ઘણો જ આનંદ પામી. જુઓ ક્યાં પ્રધાનપણું ? ક્યાં એક દેશનું રાજ્ય ? અને ક્યાં આવડો મોટો વિજય ? આ બધું ભક્તામરના પ્રભાવનું પરિણામ છે. માટે સુખાર્થી મનુષ્યોએ નિરંતર પ્રભુ સ્મરણ કરવું."

કર્યાં હોય તેની અસર થાય નહિ; અને દિવસે દિવસે આપણી કીર્તિ તથા પ્રતાપમાં વધારો થતો રહે.

किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा ?
युष्मन्मुखेन्दुदलितेषु तमस्सु नाथ ! ।
निष्पन्नशालिवनशालिनी जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ? ॥१९॥

સમશ્લોકી

શું રાત્રિમાં શશિ થકી દિવસે રવિ જે !
અંધારૂં તુજ મુખ ચંદ્ર હસતું અતીશે !
શાલિ સુશોભિત રહી નિપજી ધરામાં !
શી મેઘની ગરજ હોય જ આભલામાં ?—૧૯

શ્લોકાર્થ—હે નાથ ! જો તમારા મુખરૂપ ચંદ્ર વડે પાપરૂપ અંધકારનો નાશ થાય છે, તો પછી રાત્રિએ ચંદ્રનું શું કામ છે અથવા દિવસે સૂર્યનું શું કામ છે ? કાંઈ જ નહીં, જો પાકેલા શાલિના વન વડે પૃથ્વીપીઠ શોભતું હોય તો પછી જલના ભારથી નમી ગએલા મેઘનું શું કામ છે ? કાંઈ જ નહીં. અથવા જેમ તૃણ, લતા અને ધાન્યાદિક પાકી ગયા પછી મેઘ માત્ર કાદવ અને શરદી વગેરેના કલેશનું કારણ હોવાથી નિષ્ફળ છે, તેમ તમારા મુખચંદ્ર વડે પાપરૂપ અંધકાર નાશ પામવાથી ચંદ્ર સૂર્ય કેવળ શીતળતા અને તાપનું કારણ હોવાથી નિષ્ફળ છે.—૧૯

### વાર્તા. ૧૧ મી શ્લોક ૧૯

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં આવેલી **વિશાલા** નામની નગરીમાં **લક્ષ્મણ**[1] નામનો એક શ્રેષ્ઠિ રહેતો હતો, તે પરોપકારી અને શ્રીમંત હતો. વળી તે ધર્મે જૈન હોવાથી પોતાના ગુરુ **રામચન્દ્રસુરિ**[2] પાસેથી આમ્નાય સહિત **ભક્તામરસ્તોત્ર** શીખેલો હતો અને તેનો હમેશાં તે શુદ્ધચિત્તે પાઠ કરતો હતો.

એક વખતે રાત્રિના સમયે[3] શુદ્ધ વસ્ત્રો પહેરીને એક ચિત્તે **ભક્તામર** સ્તોત્રના ૧૯ મા શ્લોકનું શેઠ ધ્યાન ધરતા હતા, તે સમયે **ચક્રેશ્વરી**[4] દેવી આવ્યાં. અને તેજોમય ચન્દ્રકાન્ત મણિ આપ્યો. દેવીએ તુષ્ટમાન થઈ કહ્યું કે:—“જ્યારે કોઈ પણ ઠેકાણે મહાન

૧ **क** તથા **ग** માં શેઠનું નામ ‘લક્ષ્મીકાન્ત’ આપેલું છે, જ્યારે **ख** માં શેઠનું નામ ‘લક્ષ્મણ’ જ આપેલું છે. ૨ **क** માં ગુરુનું નામ જ નથી આપવામાં આવ્યું, **ख** માં ગુરુનું નામ ‘ચન્દ્રકીર્તિ’ આપવામાં આવેલું છે, જ્યારે **ग** માં ગુરુનું નામ ‘વિદ્યાચંદ્ર’ આપેલું છે.

૩ **ग** માં ‘એક દિવસ સવારમાં’ લખેલું છે.

૪ **ग** માં ‘શાસનદેવ પ્રસન્ન થઈ આપ્યો’ લખેલું છે.

અંધકાર હોય ત્યારે તું આ શ્લોકનું સ્મરણ કરજે અને આ મણિને આકાશમાં ઉછાળવાથી સોળે કળાએ પરિપૂર્ણ ચંદ્ર ખીલ્યો હોય તેવો પ્રકાશ કરનાર કૃત્રિમ ચંદ્ર બનશે અને જ્યાં સુધી તારી ઇચ્છા હશે ત્યાંસુધી તે આકાશમાં રહી ચંદ્રના પ્રકાશની ગરજ સારશે. પછી પાછો તે મણિ તારી પાસે આવી મૂળ સ્થિતિમાં રહેશે; આટલું કહી કામ પડે યાદ કરવાની મલામણ કરી દેવી સ્વસ્થાનકે ગઇ."*

એક વખતે માલવાનો[1] રાજા **મહીધર**[2] નામનો હતો, તે કોઈ પોતાના સમર્થ શત્રુને જીતવાને અને જીવતો પકડવાને માટે એકાએક સૈન્ય લઈને નીકળી પડ્યો, રસ્તામાં ગાઢ જંગલ આવ્યું અને તે સમયે રાત્રિ પડી ગઈ; અંધકારમાં કોઈ પણ રીતે માર્ગ નહીં સૂઝવાથી સૈન્ય આગળ વધવાને અશક્ત નીવડ્યું. આ વખતે **લક્ષ્મણ** શેઠ પણ રાજાની સાથે હતો.

આ પ્રદેશમાં મહા અંધકાર જોઈને રાત્રિ કેવી રીતે વીતાડવી તે પ્રશ્ન મુશ્કેલ થઈ પડ્યો અને રાજા વિચારવા લાગ્યો કે અંધકારને દૂર કરવા માટે શું ઉપાય લેવો. પોતાના રાજાને આ પ્રમાણે ચિંતાતુર જોઈને **લક્ષ્મણ** શેઠ રાજા પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે:—"હે દેવ ! હું પૂર્ણચન્દ્ર આપને દેખાડું અને સૈન્યને માટે રાત્રિ દિવસ જેવી કરી નાખું."

---

* **क** માં તદ્દન જુદી જ ઢબનું વર્ણન છે, જે નીચે પ્રમાણે છે:—

"શ્રદ્ધાની પણ કસોટી હોય છે તેમ આ **લક્ષ્મીકાન્ત** શેઠની વિધિસરની આરાધનામાં ભંગાણ પાડવા એક વખત દેવ આવ્યા અને શેઠના ગુમાસ્તાનું રૂપ ધારણ કરી શેઠના પૂજાના ઓરડામાં દાખલ થઈ ગભરાએલા અવાજે કહ્યું:—"શેઠ! શેઠ! દોડો! દોડો! આપણી દુકાનમાં મોટી આગ લાગી છે અને લાખો રૂપિઆનો કિંમતી માલ સળગી ગયો છે.

શેઠ તો આ અવાજથી પ્રથમ ચમકયા પરંતુ તેમના હૃદય ઉપર કાંઈ અસર થઈ નહિ, તે તો પોતાના ધ્યાનમાં ફરી લીન થયા.

દેવે પોતાના દાવમાં નિષ્ફળ જવાથી તેણે ફરી બીજી યુક્તિ અજમાવી, અને બહાર જઇ થોડીવાર પછી બીજા ગુમાસ્તાનું રૂપ ધારણ કરી એકદમ શેઠની પાસે આવ્યો અને ઉતાવળથી ગભરાતાં ગભરાતાં બોલ્યો કે:—"શેઠ! ઉઠો!! ઉઠો!!! ત્રીજા માળની બારીએથી અચાનક જ પડી જવાથી આપનો પુત્ર બેભાન થઈ ગએલ છે, બધા માણસો એકઠા થઈ ગયા છે અને તમને એકદમ બોલાવે છે.

શેઠ તો સાંભળ્યું ન સાંભળ્યું કરી ફરી પોતાના ધ્યાનમાં જોડાયા આ જોઈને દેવ બહુ જ પ્રસન્ન થયો અને પ્રત્યક્ષ શેઠના વખાણ કર્યા અને તેને જે જોઈએ તે માગવા કહ્યું. ત્યારે શેઠે કહ્યું કે:—"મારે આપના પ્રતાપે પૂર્ણ સુખ છે, તેમાં મને સંતોષ છે, મારે કાંઈ જોઈતું નથી." તો પણ 'દેવ દર્શન કદી ખાલી જાય નહિ' એમ કહી શેઠને એક સુંદર મણિ આપી દેવ પોતાને સ્થાનકે ચાલ્યો ગયો."

૧ **ख** અને **ग** માં 'માલવાના રાજા' ના બદલે 'વિશાળાનો રાજા' છે.

૨ **ख** અને **ग** માં રાજાનું નામ 'મહીધર' નહીં પણ 'લોકપાળ' છે.

રાજાએ કહ્યું કેઃ—"કર, જો તે પ્રમાણે તું મારા પ્રત્યે ઉપકાર કરીશ તો હું તારા મનોવાંછિત પૂરા કરીશ."

આ પ્રમાણે સાંભળીને **ભક્તામર** સ્તોત્રનું ચિંતવન કરી કૃત્રિમ ચંદ્રમાં પ્રગટ કર્યો. સવાર પહેલાં તો રાજાએ શત્રુ રાજાની રાજધાની કબજે કરી અને દુશ્મન રાજાને બાંધી, રાજા પોતાના નગરમાં પાછો આવ્યો.* **લક્ષ્મણને** બધા ધનવાનોના કરતાં પણ અધિક ધનવાન બનાવ્યો, **લક્ષ્મણે** રાજાને કહ્યું કે આ બધો સ્તવનનો મહિમા છે.

એક વખતે **લક્ષ્મણ** રાજાને ધર્મશ્રવણ માટે ગુરુ પાસે લઈ ગયો. ગુરુએ ઉપદેશ આપતાં કહ્યું કેઃ—

**"जैनो धर्मः प्रकटविभवः सङ्गतिः साधुलोके**
**विद्वद्गोष्ठी वचनपटुता कौशलं सत्कलासु ।**
**साध्वी लक्ष्मीश्चरणकमलोपासना सद्गुरूणां**
**शुद्धं शीलं मतिरमलिना प्राप्ते नाल्पपुण्यैः ॥ १ ॥"**

અર્થાત્–પ્રગટ પ્રભાવવાળો જૈનધર્મ, સત્પુરુષોની સોબત, વિદ્વાનો સાથે ગોષ્ઠી–વાર્તાલાપ, વચનપટુતા–બોલવામાં ચતુરાઇ, સુંદર કળાઓમાં કુશળતા, ન્યાયોપાર્જિત લક્ષ્મી, સદ્ગુરુના ચરણકમળની સેવા, શુદ્ધ શીલ, નિર્મળ બુદ્ધિ આ સઘળા ગુણો અલ્પ પુણ્યથી પ્રાપ્ત થતા નથી, પરંતુ બહુ પુન્યવાન આત્માઓને જ પ્રાપ્ત થાય છે.

ગુરુ પાસેથી દેવ, ગુરુ અને ધર્મરૂપી ત્રણ રત્નોનું સ્વરૂપ સાંભળીને **મહીધર** રાજાએ **જૈનધર્મ** સ્વીકાર કર્યો અને **લક્ષ્મણ** બધા ધનવાનોને પણ પૂજનીક થયો. કહ્યું છે કેઃ—

---

* **ग** માં આ વર્ણન પણ નીચે પ્રમાણે છેઃ—

"એક વખત **લક્ષ્મીકાન્ત** શેઠ પરદેશથી પુષ્કળ માલ ભરી દેશમા આવવા નીકળ્યા, પરંતુ રસ્તામાં જંગલમાં અધવચ રાત્રિ પડી, ત્યાં ચોર લુંટારાઓનો બહુ જ ત્રાસ હતો. જો ત્યાંથી આગળ ન જવાય તો પાસેની બધી મિલ્કત લુંટાઈ જાય તેમ હતું; ઉપરાંત અમાવાસ્યાની કાળી અંધારી રાત હોવાથી રસ્તો સૂઝે તેમ પણ ન હતું. શેઠના હૃદયમાં મુઝવણ થવા લાગી અને આ સંકટમાંથી બચવા તે ઉપાય શોધવા લાગ્યા.

ખૂબ ઉંડો વિચાર કરતાં પ્રથમ દેવે આપેલો ચંદ્રકાંત મણિ યાદ આવ્યો અને **ભક્તામર** સ્તોત્રના ૧૯ મા શ્લોકનું ચિંતવન કરી તે મણિ આકાશને વિષે ઉછાળ્યો, તેથી ચારે તરફ પૂર્ણિમાના ચંદ્ર સરખું ઝળહળતું તેજ ફેલાઈ ગયું અને ચંદ્રની માફક તે મણિ આકાશને વિષે ઉંચે રહી તેજ પ્રસારવા લાગ્યો. એના તેજથી રસ્તો સૂઝવાથી શેઠના માણસો તથા શેઠ વગેરે સહિસલામત એ જંગલમાંથી પાર ઉતર્યા.

પ્રભાત થતાં શેઠે ફરી ૧૯ મા શ્લોકનું ચિંતવન કરી એ મણિને પાછો ખેંચી લીધો અને પોતાને ગામ આનંદથી પહોંચી ગયા.

આખા નગરમાં જ્યારે આ મણિના પ્રભાવની વાત પ્રસરી ત્યારે રાજાએ પણ શેઠને બોલાવ્યો અને વાત પૂછી તો **લક્ષ્મીકાન્ત** શેઠે **ભક્તામર**નો મહિમા કહી સંભળાવ્યો આથી રાજા વગેરે ઘણા માણસોએ **ભક્તામર** સ્તોત્રનું આરાધન કરવા માંડ્યું."

"महिमानं महियांसं, सङ्गः सूते महात्मनाम् ।
मन्दाकिनीमृदो वन्द्या–स्त्रिवेदीवेदिनामपि ॥ १ ॥"

અર્થાત્–મહાત્માઓની સોબત મોટા મહિમાને ઉત્પન્ન કરે છે. ત્રણ વેદને જાણનારાઓને ગંગા નદીની માટી પણ વંદનીય થાયછે.

**ગુ. સૂ. વૃ. મંત્રામ્નાયઃ—ॐ ह्रीं पूर्वं मणपज्जवनाणीणं सीयलेसाणं तेउलेसाणं आसीविसभावणाणं दिट्ठीविसभावणाणं चारणभावणाणं महासुमिणभावणाणं तेयग्गिनिसग्गाणं नमः स्वाहा ॥–अशिवोपशमनी विद्या ॥**

વિધિ—આ મંત્રની સાધના તથા તેનો પ્રભાવ ઉપર અઢારમા કાવ્યમાં કહી ગયા છીએ, તે પ્રમાણે જાણવો. આનાથી બધા ઉપદ્રવનું નિવારણ થાય. અને ચક્રેશ્વરીદેવી પ્રત્યક્ષ થાય.

**ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं**
**नैवं तथा हरिहरादिषु नायकेषु ।**
**तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं**
**नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥२०॥**

સમશ્લોકી

શોભે પ્રકાશ કરી જ્ઞાન તમો વિષે જે,
તેવું નહીં હરિહરાદિકના વિષે તે;
રત્નો વિષે સ્ફુરિત તેજ મહત્વ ભાસે,
તેવું ન કાચ કકડે ઉજળે ગણાશે. ૨૦

શ્લોકાર્થ—હે પ્રભુ ! અનંત પર્યાયવાળી વસ્તુને વિષે પ્રકાશ કરનારૂં જ્ઞાન જેવું તમારે વિષે શોભે છે તેવું હરિ–વિષ્ણુ, હર–મહાદેવ તથા બ્રહ્મા, બૌદ્ધ વગેરે દેવોને વિષે શોભતું નથી. કેમકે તેઓ કદાચિત ભયાદિક દેખાડીને પોતાનું નાયકપણું બતાવે છે તો પણ તેઓ વિભંગજ્ઞાની જ છે, તેથી તેઓના શાસ્ત્રોમાં પૂર્વાપરનો વિરોધ સ્પષ્ટ રીતે જોવામાં આવે છે, જેવી રીતે ગમે તેવો તેજસ્વી કાચનો કકડો હોય તો પણ તેનું દેદીપ્યમાન તેજ વજ્ર, વૈડૂર્ય, પદ્મરાગ અને ઇંદ્રિનીલ વગેરે મણિના તેજ પાસે જરા પણ ગૌરવપણું પ્રાપ્ત કરતું નથી, તેવી જ રીતે તમારા જ્ઞાન પાસે તેઓનું જ્ઞાન નિષ્ફળ છે–નકામું છે.—૨૦

## વાર્તા ૧૨ મી શ્લોક ૨૦

શ્રીનાગપુર નામના નગરમાં મહીપતિ[1] નામનો રાજા રાજ્ય કરતો હતો. તે

૧ क માં રાજાનુ નામ 'મહિપતસિંહ' છે, ख માં રાજાનુ નામ 'નાગરાજ' છે, તથા ग માં રાજાનું નામ 'રાજસિંહ' આપેલું છે.

રાજાને માનીતો **સોમદેવ** નામનો પુરોહિત હતો, તે ગામમાં વિહાર કરતાં કરતાં શ્રી **વિજયસેનસૂરિ**[૧] નામના એક જૈનાચાર્ય પધાર્યા. તેઓ હમેશાં રાત્રિના સમયે **ભક્તામર** સ્તોત્રનો પાઠ કરતા હતા અને તે પાઠના પ્રભાવથી એક વખતે તેઓ **ભક્તામર**સ્તોત્રના ૨૦ મા શ્લોકનું ચિંતવન કરતા હતા, તે વખતે **ચક્રેશ્વરી** દેવીએ પ્રગટ થઇને તેઓને બધી જાતના પ્રશ્નો જાણવાની વિદ્યા આપી હતી.

એક દિવસે **મહીપતિ** રાજા સભા ભરીને બેઠો હતો, તે વખતે પોતાની રાણીને રહેલા ગર્ભ સંબંધી પોતાની સભામાં બેઠેલા રાજપુરોહિત તથા બીજા પણ જ્યોતિષીઓને રાજાએ પ્રશ્ન કર્યો કેઃ—"મારી રાણીને ગર્ભ રહેલો છે તો તે ગર્ભનો જનમ ક્યારે થશે અને પુત્ર હશે કે પુત્રી ? તથા તેના જનમથી મારે ત્યાં શું થશે ?"

રાજાના આ પ્રશ્નના જવાબમાં પુરોહિત તેમજ બધા જ્યોતિષીઓ મૌન રહ્યા તેથી શ્રીવિજયસેનસૂરિને સન્માન સહિત રાજદરબારમાં બોલાવ્યા. રાજાએ તેઓને વંદન કર્યું અને પોતાનો પ્રશ્ન પૂછ્યો.

આચાર્ય મહારાજે રાજા, પુરોહિત તથા સભા સમક્ષ કહ્યું કેઃ—" મહારાજ ! સાંભળો. 'આવતી કાલે તમારી પટ્ટરાણીને ત્રણ નેત્રવાળો એક પુત્ર અવતરશે અને તે પછી બારમા દિવસે એટલે આજથી તેરમા દિવસે આપના મુખ્ય હસ્તીનું મરણ થશે.' અને તે ત્રણ નેત્રવાળો પુત્ર ઘણો જ બળવાન અને સમૃદ્ધિવાન થશે."

આ સાંભળી જેઓના ગળામાં જનોઇ રહેલી છે એવા બ્રાહ્મણો ગુરુ મહારાજના આ વચનોની હાંસી કરવા લાગ્યા, જેઓનો રાજાએ નિષેધ કર્યો. ગુરુના કહેવા પ્રમાણે જ રાજાની પટરાણીએ બીજે દિવસે ત્રણ નેત્રવાળા પુત્રને જનમ આપ્યો અને પુત્રના જનમથી બરાબર બારમા દિવસે રાજાના પટ્ટહસ્તીનું મરણ થયું, એ રીતે ગુરુ મહારાજના કહેલા વચનો સત્ય થયાં.

તેરમા દિવસે **મહીપતિ** રાજાએ ગુરુ મહારાજને બોલાવીને રાજ્ય સિંહાસન ઉપર બેસાડ્યા અને તેઓની સ્તુતિ કરવા માંડી. ગુરુ મહારાજનું આવું ચમત્કારીક જ્ઞાન જોઈને દ્વેષી બ્રાહ્મણોના મુખ કાળાં પડી ગયાં અને જમીન તરફ નીચું મુખ રાખીને જોવા લાગ્યા એટલે કે તેઓ ઝંખવાણા પડી ગયાં અને ગુરુને નમસ્કાર કરવા લાગ્યા. પ્રસન્નમુખે ગુરુ મહારાજ આશીર્વાદ આપતાં બોલ્યા કેઃ—

**'आधारो यस्त्रिलोक्या जलधिजलधरार्केन्दवो यन्नियोज्या**
**भुज्यन्ते यत्प्रसादादसुरसुरनराधीश्वरैः सम्पदस्ताः ।**

---

૧ **क** માં સાધુનું નામ નહીં આપતાં એક 'શ્રીપૂજ્ય' એમ લખેલું છે, જ્યારે **ख** તથા **ग** માં સાધુનું નામ 'વિદ્યાનંદી' આપેલું છે.

आदेश्या यस्य चिन्तामणिसुरसुरभीकल्पवृक्षादयस्ते
श्रीमान् जैनेन्द्रधर्मः किसलयतु स वः शाश्वतीं शर्मलक्ष्मीम् ॥१॥

અર્થાત્:—જે ત્રણે લોકનો આધાર છે, જેનાથી સમુદ્ર, મેઘ, સૂર્ય અને ચંદ્ર નિયમ મુજબ ચાલે છે, જેની કૃપાથી અસુર સુર મનુષ્યો અને રાજાઓ વડે તે તે સંપદાઓ ભોગવાય છે, જેના આદેશ પ્રમાણે ચિંતામણિ રત્ન, કામધેનુ અને કલ્પવૃક્ષાદિ વર્તે છે, તે શ્રીમાન્ જિનેન્દ્ર કથિત ધર્મ તમોને શાશ્વતી મોક્ષલક્ષ્મી આપો.

હમેશાં સુખને આપનાર જૈનધર્મનાં મહિમાનું શ્રવણ કરી રાજાએ શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો, બીજાઓએ પણ જૈનધર્મનો સ્વીકાર કર્યો.

અહીંયાથી શરૂ કરીને છ શ્લોક સુધીના મન્ત્રો સૂરિમન્ત્રથી જાણી લેવા.

मन्ये वरं हरिहरादय एव दृष्टा
दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।
किं वीक्षितेन भवता भुवि येन नान्यः
कश्चिन्मनो हरति नाथ ! भवान्तरेऽपि ॥२१॥

સમશ્લોકી

માનું રૂડું હરિહરાદિકને દીઠા તે !
દીઠે છતે હૃદય આપ વિષે ઠરે છે;
જોવા થકી જગતમાં પ્રભુનો પ્રકાશ,
જન્માન્તરે ન હરશે મન કોઇ નાથ !–૨૧

શ્લોકાર્થ:—હે નાથ ! હરિહરાદિ દેવોને મેં દીઠા, તે સારૂં જ થયું, કારણ કે એમને દેખ્યા છતાં મારૂં ચિત્ત આપને વિષે જ સંતુષ્ટ થાય છે અને આ લોકમાં આપને દેખી લેવાથી વિશેષ લાભ એ થયો કે હવે કોઇ પણ જનમાંતરમાં કોઈ અન્ય દેવ મારા મનનું હરણ કરી શકશે નહિ.–૨૧

વાર્તા ૨૩ મી શ્લોક ૨૧

**શ્રીવાયડ** નામના ગામની અંદર પરાકાયપ્રવેશ વિદ્યાના જાણકાર **શ્રીજીવદેવસૂરિએ**[1] **ભક્તામર**સ્તોત્રના ૨૧ મા શ્લોકનો આમ્નાય સહિત જાપ કરીને **અપ્રતિચક્રા** (ચક્રેશ્વરી) દેવી પાસેથી સર્વ દેવોને પ્રકટ કરવાની શક્તિ પ્રાપ્ત કરી હતી.

તેઓશ્રી વિહાર કરતા કરતા મનોહર **ગૂર્જર**ભૂમિની અંદર આવેલા **સોરઠ** દેશમાં **શ્રીદેવપત્તન**[2] (પ્રભાસપાટણ) નગરે પધાર્યા, ત્યાં **શ્રીસોમનાથ** મહાદેવનું પ્રસિદ્ધ મંદિર આવેલું હતું.

---

૧. **क** માં આચાર્યનું નામ 'દેવસૂરિ' છે, **ख** માં નામ 'જીવનંદી' છે, જ્યારે **ग** માં નામ 'ક્ષમાશીલ' આપેલું છે.

૨. **क** માં ગામનું નામ 'સુંદરપુર' છે, જ્યારે **ख** અને **ग** માં ગામનું નામ 'દેવપુર' આપેલું છે.

ગામમાં તપાસ કરતાં એક પણ જૈનમંદિર નહિ જોવાથી સૂરિજીએ ગામના એક વૃદ્ધ પુરુષને બોલાવીને હકીકત પૂછી તો માલુમ પડયું કે પહેલાં આ ગામમાં ઘણા જૈનોની વસ્તી હતી, પરંતુ મુનિમહારાજના વિહાર વિના અને ગામમાં બ્રાહ્મણોનું પ્રસિદ્ધ તીર્થસ્થળ હોવાને લીધે ઘણાખરા જૈનો અન્યધર્મી થઇ ગયા છે; અને હાલમાં તો જૈન નામને પણ કોઇ જાણતું નથી.

આ પ્રમાણેની હકીકત સાંભળી આચાર્ય મહારાજને ઘણો જ ખેદ થયો અને કોઇ પણ ઉપાયે શવ બની ગએલા જૈનોને પુનઃ જૈન બનાવવા વિચાર થયો. તે માટે પ્રથમ જનસમૂહનું આકર્ષણ કરવા નિમિત્તે પોતે પોતાના શિષ્ય પરિવાર સહિત **સોમનાથ** મહાદેવના મંદિરમાં ગયા. ત્યાં ગયા પછી થોડીવારમાં લોકોમાં ખબર થઇ કે કોઇ જૈન સાધુ મહાદેવના મંદિરમાં મહાદેવને નમસ્કાર કરવા જાય છે. તેથી લોકો ટોળે ટોળાં મળી ભેગાં થયાં.

અહીંયાં આચાર્ય મહારાજે **ચક્રેશ્વરી** દેવીના આરાધનના પ્રભાવથી **સોમેશ્વર**ને બોલવ્યા, વળી **શિવ**ને બોલાવ્યા, **બ્રહ્મા** તથા **વિષ્ણુ**ને પ્રાસાદમાંથી આવતા બતાવ્યા, **સૂર્ય-ગણેશ-સ્કન્દ** વગેરેને પણ ચાલતા બતાવ્યા, આ પ્રમાણે બધા દેવોને પ્રગટ થએલા જોઈને ગામના લોકો પણ આશ્ચર્યમુગ્ધ થઇ ગયા, વળી **શિવ**ને **ચંદ્રપ્રભુના** જિનમંદિર તરફ પૂજન કરવા જતાં અને નમતાં, તથા **સોમેશ્વર**ને પૂજન કરીને આઠમા તીર્થંકરને નમન કરીને પ્રભુનો હાથ માગતાં અને પ્રભુએ તેમનો હાથ પકડતાં બતાવ્યા, પછી આચાર્ય ઉપાશ્રયે પાછા ચાલ્યા ગયા, અને શાસનની મહાઉન્નતિ થઈ.

**स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्**
**नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।**
**सर्वा दिशा दधति भानि सहस्ररश्मिं**
**प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ॥२२॥**

સમશ્લોકી

**સ્ત્રી સેંકડો પ્રસવતી કદી પુત્ર ઝાઝા,**
**ના અન્ય આપ સમ કો પ્રસવે જનેતા!**
**તારા અનેક ધરતી જ દિશા બધીય,**
**તેજે સ્ફુરીત રવિને પ્રસવે જ પૂર્વ -૨૨**

શ્લોકાર્થ:—જેમ તારાના સમૂહને તો સઘળી દિશાઓ ધારણ કરે છે, પરંતુ સ્ફુરાયમાન તેજસ્વી કિરણોના સમૂહવાળા સૂર્યને તો એક માત્ર પૂર્વ દિશા જ ઉત્પન્ન કરે છે; તેમ સેંકડો સ્ત્રીઓ સેંકડો પુત્રને જનમ આપે છે, પરંતુ આપ જેવા પુત્રને જનમ આપનારી બીજી કોઈ માતા નથી. [**મરૂદેવા** જેવી કોઇક ભાગ્યશાળી માતાઓ જ તમારા જેવા તીર્થંકર પુત્રને જનમ આપે છે].-૨૨

## વાર્તા ૧૪ મી શ્લોક ૨૨

શ્રી **ગુડશસ્ત્રપત્તન**[૧] નામના નગરમાં **વૃદ્ધકર**[૨] નામના બૌદ્ધાચાર્યને શાસ્ત્રાર્થમાં ભુવનમુનિ[૩]એ જીત્યો હતો. તે બૌદ્ધાચાર્ય મરીને યક્ષ તરીકે ઉત્પન્ન થયો. પૂર્વભવમાં જૈનમુનિથી પામેલા પરાભવને યાદ કરીને જૈન સંઘને ઉપદ્રવ કરવા લાગ્યો. સંઘે દુષ્ટ યક્ષનું દમન કરવા માટે **ભક્તામર**સ્તોત્રનાં ૨૨ મા શ્લોકની સાધના જેઓએ કરેલી છે; એવા વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થએલા વિદ્યાસિદ્ધ **આર્યખપુટાચાર્ય**ને ઉત્સાહપૂર્વક '**ગુડશસ્ત્રપત્તન**' ના વિષે વિનંતિ કરી બોલાવ્યા.

ગુરુ મહારાજ યક્ષના મંદિરને વિષે ગયા અને યક્ષના કાન પર પગ મૂકીને સૂઈ ગયા, એવામાં યક્ષનો પૂજારી ત્યાં આવ્યો, તે આ બનાવ જોઈને બોલ્યો કેઃ—"અરે દુર્વિનીત! જલદી ઊભો થા, નાહકનો મરી જઈશ."

આ બધું સાંભળ્યા છતાં આચાર્ય મહારાજ ચોતરફ વસ્ત્ર બરાબર લપેટીને કપટ-નિંદ્રાએ સૂતેલા હતા તેથી કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. આ બનાવનું પૂજારીએ રાજાને નિવેદન કર્યું, ત્યારે રાજા તેમના પર કોપાયમાન થયો. અને પોતાના માણસો મોકલીને તેઓને ઉઠાડવાનો પ્રયત્ન કરાવ્યો, પણ તેઓ તો વસ્ત્રથી આચ્છાદિત હોવાથી જાગ્યા જ નહિ એટલે તેમણે એ વૃત્તાંત આવી રાજાને જણાવ્યો, જે સાંભળતાં તે અધિક કોપાયમાન થઈ કહેવા લાગ્યો કેઃ—"એને પત્થર અને લાકડીવતી ખૂબ માર મારો."

રાજસેવકોએ તે પ્રમાણે કર્યું. પરંતુ આચાર્યને તો મારની કાંઇ ખબર જ ન પડી. એવામાં તરત નગર અને અંતઃપુરમાં કોલાહલ જાગ્યો અને કંચુકીઓ પોકાર કરતા, રાજા પાસે આવીને કહેવા લાગ્યા કેઃ—"હે સ્વામિન્! અમારૂં રક્ષણ, કરો. પત્થર અને લાંકડીવતી કરેલા અદૃષ્ટ પ્રહારોથી કોઇએ સમસ્ત અંતઃપુરને જર્જરિત કરી નાંખેલ છે."

આ સાંભળતાં રાજા ચિંતવવા લાગ્યો કેઃ—"અવશ્ય આ કોઈ વિદ્યાસિદ્ધ પુરુષ છે. તેથી પ્રહારો અંતઃપુરમાં ચલાવે છે અને પોતાનો બચાવ કરે છે, માટે મારે તેઓ માનનીય છે." એમ ધારી અધિષ્ટાયક દેવની માફક રાજાએ મધુર વચનથી આચાર્યને શાંત કર્યા, ત્યારે કપટનિંદ્રા તજીને **આર્યખપુટાચાર્ય** મહારાજ જાગ્રત થઇને ઉઠ્યા ત્યાં જમીન સુધી મસ્તક નમાવીને રાજાએ તેઓને નમસ્કાર કર્યા.

પછી આચાર્યમહારાજે યક્ષને કહ્યું કેઃ—"હે યક્ષ તું મારી સાથે ચાલ." ત્યારે તે સાથે ચાલ્યો અને તેની પાછળ પાછળ **શિવ**, **વિનાયક** વગેરે યક્ષ મંદિરમાંની બીજી પણ દેવમૂર્તિઓ ચાલવા લાગી. વળી એક હજાર પુરુષો ઉઠાવી શકે એવી પત્થરની ત્યાં બે

૧. **क** માં ગામનું નામ '**કુંદનપુર**' છે, જ્યારે **ग** માં ગામનું નામ '**નંદનપુર**' છે. ૨. **क** **ख** તથા **ग** માં બૌદ્ધાચાર્યનું નામ '**પ્રજ્ઞાકર**' છે. ૩. **क**, **ख** અને **ग** માં જૈનાચાર્યનું નામ '**મતિસાગર**' છે.

કુંડીઓ પડી હતી, તેને પણ ગુરુએ પોતાની પાછળ પાછળ ચલાવી, એવી રીતે કૌતુકથી તેઓનો પ્રવેશોત્સવ થયો. એમ આચાર્ય મહારાજનો અદ્ભુત પ્રભાવ જોઈ રાજા અને નગર લોકો પણ જિનશાસનના ભક્ત થયા અને શાસનનો મહિમા વિસ્તર્યો. છેવટે રાજાની વિનતિથી શાંત થએલા સૂરિજીએ યક્ષને તેના સ્થાને પાછો મોકલ્યો અને બે કુંડીઓ ત્યાં જ રહેવા દીધી.

त्वामामनन्ति मुनयः परमं पुमांस-
माद्दित्यवर्णममलं तमसः पुरस्तात् ।
त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः ॥२३॥

સમશ્લોકી

માને પરંપુરુષ સર્વ મુનિ તમોને,
ને અંધકાર સમીપે રવિ શુદ્ધ જાણે;
પામી તને સુરીત મૃત્યુ-જીતે મુનીંદ્ર,
છે ના બીજો કુશલ મોક્ષ તણો જ પંથ-૨૩

શ્લોકાર્થ:—હે મુનીંદ્ર ! પ્રભુ ! મુનિઓ તમોને પરમ પુરુષ કહે છે. અર્થાત્ મિથ્યાત્વી જીવ બાહ્યાત્મા કહેવાય છે, સમ્યગ્દૃષ્ટિ કર્મવાળો જીવ અંતરાત્મા કહેવાય છે અને કર્મરહિત થએલ જીવ પરમાત્મા કહેવાય છે, તેવા પરત્સામા તમે છો, એમ મુનિઓ કહે છે, તમે સૂર્ય સમાન સ્વયં તેજસ્વી છો, અમલ–રાગ દ્વેષ રહિત છો, તથા પાપરૂપ અંધકારથી દૂર છો. તમને જ અંતકરણની શુદ્ધિવડે પામીને–જાણીને પ્રાણીઓ મૃત્યુને જીતે છે–સિદ્ધ થાય છે. તે સિવાય બીજો કોઈ પણ ઉપદ્રવ રહિત મોક્ષનો માર્ગ નથી.

## વાર્તા ૧૫ મી શ્લોક ૨૩ મો.

આગળ જેઓનું વર્ણન કરી ગયા છીએ, તે વિદ્યાસિદ્ધ **શ્રીઆર્યખપુટાચાર્યે** **ભક્તામર**સ્તોત્રના તેવીસમા શ્લોકની સાધના કરીને સર્વ અભીષ્ટ વસ્તુઓને દેવાવાળી એવી **ચક્રેશ્વરી** દેવી પાસેથી દુષ્ટવ્યંતરને કબજે કરવાનું વરદાન મેળવ્યું હતું, તે શ્રી **આર્યખપુટાચાર્ય** વિહાર કરતા કરતા **'ઉજ્જયિની'** નામની નગરીએ આવ્યા.

તે **ઉજ્જયિની** નગરીના ઉદ્યાનના મધ્યભાગમાં **ચંડિકા** દેવીનું એક મંદિર હતું, તે હિંસાપ્રિય દેવીની પાસે નિરંતર અનેક પ્રકારનાં નિર્દોષ અવાચક પ્રાણીઓનો સંહાર થતો હતો, તેથી ઉદ્યાનમાં ઠેકાણે ઠેકાણે લોહી, હાડકાં, માંસ, મરેલાં જાનવરનાં કલેવરો વગેરે પડેલાં હતાં. સાંજનો સમય થઈ જવાથી આચાર્ય મહારાજ રાત્રિ વીતાવવા માટે તે **ચંડિકાના** મંદિરની નજીકની ભૂમિમાં રહ્યા,

થોડી રાત્રિ વીત્યાબાદ ક્રોધાયમાન થએલી **ચંડિકા** દેવી મુનિને પોતાના મંદિરની નજીકમાં ધ્યાનસ્થ જોઈ એકદમ ક્રોધથી રાતી પીળી થઈ ગઈ અને મુનિના ગળે નખ માર્યો, જે તેણીના કપોળમાં જ લાગ્યો આ પ્રમાણે જોઈને દેવી ઉપસર્ગ કરવા છોડી દઈ મુનિના પગમાં પડી અને તેઓની ક્ષમા માંગી અને કહ્યું કે આપ કાંઈ આજ્ઞા કરો. ગુરુએ જીવહિંસા બંધ કરવાનું કહ્યું અને જીવો પર થતા ઉપસર્ગનું નિવારણ કર્યું અને તેણીને શાંતિ પમાડી. સવારમાં તેઓની સાથે ઉપાશ્રય તરફ જતાં નગરના દરવાજે તેઓની પૂજા અને વંદન કરી પોતાના મંદિરમાં પાછી ગઇ. તેણીના કપોલના વિષે નખરેખા તેવીને તેવી જ કાયમ રહી. આ વૃતાંત લોકોના જાણવામાં આવવાથી લોકોમાંથી પણ કેટલાકે ગુરુ મહારાજનો ઉપદેશ શ્રવણ કરી સમ્યકત્વ અંગિકાર કર્યું અને ગુરુના ગુણનું સ્મરણ કરતાં કરતાં પોતાને ઘેર ગયા.

त्वामव्ययं विभुमचिन्त्यमसङ्ख्यमाद्यं
ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।
योगीश्वरं विदितयोगमनेकमेकं
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥२४॥

**સમશ્લોકી**

તું આદિ અવ્યય અચિંત્ય અસંખ્ય વિભુ,
છે બ્રહ્મ ઈશ્વર અનંત અનંગકેતુ;
યોગીશ્વર વિદિતયોગ અનેક એક,—
કે'છે તને વિમળ જ્ઞાનસ્વરૂપ સંત.-૨૪

શ્લોકાર્થઃ—હે પ્રભુ ! સંત પુરુષ તમોને અવ્યય એટલે સર્વ કાળે એક સ્થિર સ્વભાવવાળા હોવાથી હાનિવૃદ્ધિ રહિત, તથા વિભુ એટલે પરમ ઐશ્વર્ય વડે શોભનાર અથવા કર્મનો નાશ કરવામાં સમર્થ, અચિંત્ય એટલે આધ્યાત્મિક પુરુષોવડે પણ ચિંતવી ન શકાય તેવા અથવા અચિંત્ય ગુણવાળા, અસંખ્ય એટલે તમારા ગુણની સંખ્યા ન હોવાથી અસંખ્ય, અથવા અનંત જ્ઞાનવાળા છતાં પણ સંસાર અનંત હોવાથી સર્વ જીવોના સર્વ ભવોની સંખ્યા નહિ કરી શકવાથી અસંખ્ય અથવા અનંત અર્થવાળા અકારાદિક વર્ણોની સંખ્યા નહીં કરી શકવાથી અસંખ્ય, અથવા ગુણથી અને કાળથી તમારી સંખ્યા થઈ શકતી નથી માટે અસંખ્ય. આદ્ય એટલે લોક વ્યવહારની આદિમાં થએલા હોવાથી આદ્ય, અથવા પાંચ પરમેષ્ઠીની મધ્યે પ્રથમ હોવાથી આદ્ય અથવા ચોવીશ તીર્થંકરમાં પ્રથમ હોવાથી આદ્ય, અથવા સર્વ તીર્થંકરો પોતપોતાના તીર્થની આદિ કરનાર હોવાથી આદ્ય. બ્રહ્મા એટલે અનંત આનંદવડે વૃદ્ધિ પામનાર. ઇશ્વર એટલે સર્વ દેવોના સ્વામી અથવા ઐશ્વર્યયુક્ત હોવાથી કૃતાર્થ. અનંત એટલે અનંત જ્ઞાનદર્શનવાળા અથવા મૃત્યુરૂપ

અંત રહિત. અનંગકેતુ એટલે કામદેવનો નાશ કરવામાં કેતુ સમાન એટલે કે જેમ ઉદય પામેલો કેતુનો તારો જગતનો ક્ષય કરે છે, તેમ ભગવાન કામદેવનો ક્ષય કરે છે, અથવા વૈક્રિય, ઔદારિક, આહારક, તૈજસ અને કાર્મણ એ પાંચે અંગ–શરીરના કેતુ–ચિહ્નરહિત હોવાથી અનંગકેતુ. યોગીશ્વર એટલે મન, વચન અને કાયાને જીતનારા, યોગીઓના એટલે ચાર જ્ઞાનવાળાના અથવા ધ્યાનીના ઇશ્વર અથવા સયોગી કેવળીના માન્ય હોવાથી ઇશ્વર. વિદિતયોગ એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ યોગને જાણનાર અથવા ધ્યાનીઓએ જેનાથી યોગ જાણ્યો છે તેવા, અથવા 'વિ' એટલે વિશેષે કરીને, 'દિતઃ' એટલે નાશ કર્યો છે, 'યોગઃ' જીવની સાથે ક્ષીરનીરના ન્યાયથી રહેલો કર્મબંધ જેણે એવા. અનેક એટલે જ્ઞાને કરીને સર્વમાં રહેલા હોવાથી અનેક, અથવા ગુણ અને પર્યાય અનેક હોવાથી અનેક, અથવા એક ઠેકાણે અનેક સિદ્ધ હોવાથી અનેક, અથવા **ઋષભ** વગેરે અનેક વ્યક્તિ હોવાથી અનેક, અથવા નામ સ્થાપના, દ્રવ્ય સ્થાપના અને ભાવ સ્થાપના રૂપે હોવાથી અનેક. એક એટલે અદ્વિતીય, ઉત્તમ અથવા એક જીવની અપેક્ષાએ એક જ્ઞાનસ્વરૂપ એટલે કેવળજ્ઞાનના સ્વરૂપવાળા તથા અમલ એટલે અઢાર દોષરૂપ મળ રહિત છો આ રીતે તમોને કહે છે.–૨૪

**बुद्धस्त्वमेव विबुधार्चित ! बुद्धिबोधात्**
**त्वं शङ्करोऽसि भुवनत्रयशङ्करत्वात् ।**
**धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानात्**
**व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥२५॥**

**સમશ્લોકી**

**છો બુદ્ધિ–બોધ થકી હે ! સુરપૂજ્ય બુદ્ધ,**
**છો લોકને સુખદ–શંકર તેથી શુદ્ધ !**
**છો મોક્ષ–માર્ગ–વિધિ–ધારણથી જ ધાતા,**
**છો સ્પષ્ટ આપ પુરુષોત્તમ સ્વામી ત્રાતા.—૨૫**

શ્લોકાર્થઃ—હે ઇંદ્રાદિક દેવોથી પૂજિત પ્રભુ ! પદાર્થોને વિષે તમારી જ મતિનો પ્રકાશ હોવાથી સાચા **બુદ્ધ** તમે જ છો. અથવા 'વિબુધ' એટલે પંડિતો, પંડિતો એટલે ગણધરો તેમણે 'અર્ચિત' એટલે પૂજિત જે તીર્થંકરો, તેની 'બુદ્ધિ' એટલે કેવળજ્ઞાન, તેના વડે 'બોધાત્' એટલે વસ્તુસમૂહનું જ્ઞાન હોવાથી તમે જ **બુદ્ધ** છો. તથા ત્રણ જગતના જીવોને સુખ કરનાર હોવાથી તમે જ સાચા **શંકર** છો. હે ધીર ! ત્રણ રત્નરૂપ મોક્ષમાર્ગનું વિધાન કરવાથી તમે જ ધાતા–**બ્રહ્મા** છો. હે ભગવાન્ ! તમે જ સર્વ પુરુષોમાં ઉત્તમ છો. તેથી સ્પષ્ટ રીતે તમે જ **પુરુષોત્તમ–વિષ્ણુ** છો. અર્થાત્ **બુદ્ધ, શંકર, બ્રહ્મા** અને **વિષ્ણુ**. તેઓ નામ પ્રમાણે ગુણવાળા નથી. કારણ કે **બુદ્ધ** કેવળજ્ઞાન રહિત છે,

શંકર સંહાર કરનાર છે, બ્રહ્મા હિંસક વેદનો ઉપદેશ આપનાર છે અને વિષ્ણુ માયાકપટ યુક્ત છે. અને તે નામોના યથાર્થ ગુણો તો તમારામાં જ છે.—૨૫

## વાર્તા ૨૬ મી શ્લોક ૨૪-૨૫

શૌર્યપુર[1] નામના નગરમાં **જીતશત્રુ**[2] નામનો મહા પરાક્રમી, બળવાન અને નીતિવાન રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને રૂપમાં રંભા સમાન અને શીલવંત બહોંતેર રાણીઓ હતી.

એક દિવસ વસંતઋતુ પૂર બહારમાં ખીલી રહી હતી, સુગંધ-પરિમલ ચારે બાજુ પ્રસરી રહ્યો હતો, કોકિલા મધુર સ્વરે આલાપ કરતી હતી, તે વખતે માળીએ આવી મહારાજાને વસન્તની મોજ અનુભવવા અને વિશ્રાંતિ લેવા ઉદ્યાનમાં પધારવા કહ્યું. રાજા રાણીઓ સહિત બગીચામાં જઈ વસંતની મોજ અનુભવવા લાગ્યો.

ઉદ્યાનમાં ક્રીડા કરતાં કરતાં કોઈ એક વ્યંતર તે રાણીઓને વળગ્યો અને રાણીઓને બેભાન સ્થિતિમાં લાવી મૂકી. ગાંડા માણસની માફક જેમ તેમ રાણીઓ બોલવા લાગી તેમ જ અનેક ચેષ્ટાઓ કરવા લાગી; તેથી રાજા તેમ જ બીજા માણસો બહુ દુઃખી થવા લાગ્યા અને ચારે બાજુ શોક ફેલાઈ રહ્યો.

રાજાએ તુરત જ **શૌર્યપુર** નગરમાંથી મંત્ર-યંત્ર-તંત્ર જાણનારાઓને બોલાવી રાણીઓના વ્યંતરને કાઢવા કહ્યું, માંત્રિકો-તાંત્રિકોએ બહુ બહુ પ્રયત્નો કર્યા, પણ સર્વે નિષ્ફળ ગયા. જ્યારે કોઈ પણ પ્રયત્ન ફળીભૂત થયો નહિ, ત્યારે રાજા નિરાશ થઈ ગયો.

આ સમયે રાજાના ભાગ્યથી જ જાણે પધાર્યા હોય નહિ, તેમ વિહાર કરતાં કરતાં **શાંતિસૂરિ**[3] શ્વેતાંબરાચાર્ય **શૌર્યપુર** નગરને વિષે પધાર્યા, આ **શાંતિસૂરિ** મહારાજને **ભક્તામર**સ્તોત્રના ૨૪મા શ્લોકનું આરાધન કરવાથી **ચક્રેશ્વરી** દેવી પ્રસન્ન થએલાં હતાં, આવા મહાપ્રભાવશાળી આચાર્ય મહારાજના રાજાની રાણીને વ્યંતર વળગ્યાનો વૃત્તાંત જાણવામાં આવ્યો. તેથી શાસનની પ્રભાવના કરવાની જ એક માત્ર ઇચ્છાથી ગુરુ મહારાજે અવધૂતનો વેષ લીધો અને ફરતા ફરતા રાજમંદિર અગાડી આવી પહોંચ્યા, અને બોલ્યા કે આ રાણીઓને દોષ રહિત હું કરી શકું તેમ છું.

તેઓના આ વચનોનું શ્રવણ કરીને રાજાએ તેઓને અંતઃપુરની પાસે સોનાના સિંહાસન પર બેસાડયા અને કહ્યું કેઃ—"હે ભગવન્! મારા પર કૃપા કરી રાણીઓને જેમ બને તેમ જલદી જીવિતદાન આપી મારા જીવનનો ઉદ્ધાર કરો અને તેના બદલામાં ભલે મારૂં રાજ્ય ગ્રહણ કરો."

---

૧. क અને ग માં નગરનું નામ 'સૂર્યપુર' છે, ત્યારે ख માં નગરનું નામ 'સૂરીપુર' છે. ૨. क માં રાજાનું નામ 'અજિતસિંહ' છે. ૩. क, ख અને ग મા મુનિનું નામ 'શાંતકીર્તિ' છે.

આ પ્રમાણે આચાર્યમહારાજને વિજ્ઞપ્તિ કરવાથી આચાર્ય મહારાજે પ્રાસુક નિર્મળ જળ મંગાવીને મંત્રીને આપ્યું અને કહ્યું કે "આ પાણીને દરેક રાણીની આંખ પર છાંટો અને તેનું પાન દરેક રાણીને કરાવો." આ પ્રમાણે કરવાથી બહોંતેરે રાણીઓને વળગેલો દુષ્ટ વ્યંતર તુરત જ પલાયન થઈ ગયો.

આ પ્રમાણેનો અલૌકિક પ્રભાવ પ્રત્યક્ષ જોઈ રાજા અને રાણીઓ ગુરુ મહારાજને વંદન કરી, તેઓની વારંવાર પ્રશંસા કરતાં તેઓની પાસે ધર્મદેશના સાંભળવા બેઠાં.

ગુરુ મહારાજ શ્રીશાંતિસૂરિએ ધર્મદેશના આપતાં કહ્યું કે:—

"ज्ञानादित्रितयोच्चशालकलितं शीलाङ्गसंख्यैः पुरः
सत्सूत्रैः कपिशीर्षकैः परिगतं दानादिसद्गोपुरम् ।
क्षान्त्याद्युच्चदशप्रकारविलसद्यन्त्रं शमाम्भोनिधिं
भीताः कर्मरिपोः श्रयध्वमधुना सद्धर्मदुर्गं जनाः ॥ १ ॥

અર્થાત્:—સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્રરૂપ ત્રણ કોટયુક્ત, અને અઢાર હજાર શીલના અંગોવડે યુક્ત, ઉત્તમ સૂત્ર રૂપ કાંગરાવડે સહિત, દાન આદિરૂપ દરવાજાવાળો, ક્ષમા આદિ દશ પ્રકારના યતિધર્મરૂપ યન્ત્રવાળો, અને શમરૂપી પાણીનો ભંડાર એવા સદ્ધર્મરૂપ કિલ્લાનો કર્મરૂપ શત્રુથી ભયભીત થએલા હે મનુષ્યો ! તમે આશ્રય કરો.

આ પ્રમાણે સાંભળીને રાજાએ જૈનધર્મનો સ્વીકાર કર્યો અને પોતાના આખા રાજ્યની અંદર જીવહિંસાનો નિષેધ કરાવ્યો. રાણીઓએ પણ જૈનધર્મનો સ્વીકાર કર્યો અને ગુરુપાસે પંચમી તપ ઉચ્ચર્યું. રાજાએ ઉંચા તોરણોવાળા સેંકડો નવીન જિનમંદિરો તથા તેની પ્રતિષ્ઠાઓ ગુરુ મહારાજના ઉપદેશથી કરાવી.

મંત્રામ્નાય:—આ ગાથાઓ [૧૯થી ૨૫]માં મંત્રાક્ષર એક જ છે. જે આ પ્રમાણે છે:—

ॐ ह्रीं श्रीं अर्हं नमिऊण पास विसहर वसह जिण फुलिंग ॐ ह्रीं श्रीं अर्हं नमः । —भयहरी विद्या [ચિંતામણિ મંત્ર પણ આ જ છે, તેના વિધિ વિધાન માટે અગાઉ આવી ગએલ 'ઉવસગ્ગહર સ્તોત્ર'ની બીજી ગાથાના મન્ત્રામ્નાયો જૂઓ.]

तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥२६॥

સમશ્લોકી

ત્રૈલોકદુઃખ–હર નાથ ! તને નમોઽસ્તુ !
તું ભૂતળે અમલ ભૂષણને નમોઽસ્તુ !
ત્રૈલોકના જ પરમેશ્વરને નમોઽસ્તુ !
હે જિન ! શોષક ભવાબ્ધિ તને નમોઽસ્તુ !—૨૬

શ્લોકાર્થઃ—હે નાથ ! ત્રિભુવનના દુઃખોને નષ્ટ કરનાર આપને મારા નમસ્કાર હો ! પૃથ્વીતળને વિષે નિર્મળ અલંકારરૂપ આપને મારા નમસ્કાર હો ! ત્રણ જગતૂના પરમેશ્વર ! એવા આપને મારા નમસ્કાર હો ! અને હે જિનેન્દ્ર ! ભવસમુદ્રને શોષણુ કરનાર આપને મારા નમસ્કાર હો.—૨૬

## વાર્તા ૧૭ મી શ્લોક ૨૬ મો.

ગરવી ગૂર્જરભૂમિમાં રમણીય જિનમંદિરોથી તથા શ્રેષ્ઠિઓના ગૃહમંદિરોથી વિભૂષિત શ્રીઅણુહિલપુરપાટણુ[1] નામનું એક સુંદર અને સુશોભિત શહેર હતું. તે શહેરમાં શ્રીમાલવંશમાં ઉત્પન્ન થએલ એક નિર્ધન વાણીઓ રહેતો હતો. તે શહેરની આજુબાજુના ગામોમાં માથે ચણાની પોટલી મૂકીને ચણા, મમરાની ફેરી કરીને મહા મુશીબતે પોતાનું ગુજરાન ચલાવતો હોવાથી લોકોમાં તે **ચનિક**[2]ના નામથી ઓળખાતો હતો.

એક વખતે પોતે બહારગામ ફેરીને માટે જતો હતો, તેવામાં ભાગ્યયોગે રસ્તામાં તેને **ઉદ્યોતનસૂરિ**[3] નામના જૈનસાધુનો મેળાપ થયો તેઓને ભક્તિપૂર્વક વંદન કરી **ચનિક** બે હાથની અંજલિ જોડીને ઊભો રહ્યો.

આચાર્ય મહારાજે **ચનિક**ને પૂછયું કેઃ—"કાંઈ ધર્મકરણી કરો છો કે કેમ ?"

જવાબમાં **ચનિકે** કહ્યું કેઃ—"હે પ્રભો ! ચિત્તની શાંતિ વિના ધર્મકરણી કેવી રીતે થઈ શકે ? હું ઘણો જ નિર્ધન છું અને નિર્ધન હોવાને લીધે સર્વત્ર પરાભવ પામું છું"

કહ્યું છે કેઃ—" **पंथसमा नत्थि जरा, दारिद्दसमो पराभवो नत्थि ।**
**मरणसमं नत्थि भयं, छुहासमा वेयणा नत्थि ॥ १ ॥**

અર્થાતઃ—પંથ સમાન કોઈ ઘડપણ નથી, દારિદ્રય સમાન કોઈ પરાભવ નથી; મરણ સમાન કોઈ ભય નથી અને ક્ષુધા–ભૂખ સમાન કોઈ વેદના નથી."

ગુરુએ કહ્યું કેઃ—**धर्माद् धनं धनत एव समस्तकामाः**
**कामेभ्य एव सुखमिन्द्रियजं समग्रम् ।**
**कार्यार्थिना हि खलु कारणमेषणीयं**
**धर्मो विधेय इति तत्वविदो वदंति ॥ १ ॥**

અર્થાતઃ—ધર્મથી ધન મળે છે, ધનથી જ સઘળા કામ–ભોગના સાધનો પ્રાપ્ત થાય છે, કામથી જ ઇન્દ્રિયજન્ય સુખ ઉત્પન્ન થાય છે. કાર્યના અર્થિએ કારણનો વિચાર કરવો જોઇએ. આ બધાનું કારણ ધર્મ છે, માટે ધર્મ જ સેવવો જોઇએ એમ તત્ત્વવેત્તાઓ કહે છે.

---

૧. **क** માં ગામનું નામ 'પાટલીપુત્ર' છે, જ્યારે **ख** અને **ग** માં ગામનું નામ 'પટણા' છે. ૨. **क, ख** અને **ग** માં વાણીઆનું નામ 'ધનમિત્ર' છે. ૩. **क** માં સાધુનું નામ 'વિજયદેવસૂરિ' છે; જ્યારે **ख** અને **ग** માં સાધુનુ નામ 'ગુણસેન' મુનિ છે.

**ભક્તામર** સ્તોત્રના ૨૬ મા શ્લોકનું **પંચાસરા** પાર્શ્વનાથ ભગવાનને નમસ્કાર કરીને વારંવાર ચિંતવન કર, શક્તિ પ્રમાણે તપસ્યા કર અને બ્રહ્મચર્યપૂર્વક **મહાલક્ષ્મી**ના મન્ત્રનો જાપ કર.

**ચનિકે** કહ્યું કે:—"તે બધું એ પ્રમાણે જ કરીશ" પછી ગુરુને નમસ્કાર કરી તે પોતાના કામે લાગી ગયો.

ત્યારપછી હમેશાં તે 'तुभ्यं नमो०' શ્લોક બોલીને પાર્શ્વનાથ ભગવાનને વંદન કરી, આઠસો જાપ નમસ્કાર મન્ત્રના કરતો, પરસ્ત્રીને માતા અને બહેન સમાન ગણતો, અને જે ગામે તે ચણા મમરાની ફેરી કરવા જતો ત્યાં અગાડી આવેલી **શ્રીઋષભદેવ** ભગવાનની ભક્તિ કરવાવાળી **મહાલક્ષ્મી**ની મૂર્તિને જતાં આવતાં નમસ્કાર કરવા જતો.

આ પ્રમાણે કરતાં છ મહિના પસાર થઈ ગયા. એક દિવસે મધ્યાન્હના વખતે **મહાલક્ષ્મી**ના મંદિરે દિવ્ય આભૂષણો ધારણ કરેલી, કેસર વગેરે સુગંધી દ્રવ્યોનું જેણે અંગે વિલેપન કર્યું છે તેવી, તથા મૃદુમૃદુ હાસ્ય કરતી, અને કામવિહ્વલા એક સ્ત્રી **ચનિકે** દીઠી.

તે સ્ત્રીએ **ચનિકને** બોલાવીને પૂછ્યું કે:—"હે પોટલીવાલા ! શું કરે છે ?"

**ચનિકે** જવાબ આપ્યો કે:—"હું દેવીને નમસ્કાર કરૂં છું."

તેણી બોલી કે:—"**મહાલક્ષ્મી**ને નમન કરવાથી શું ? મને આપશ્રીની અર્ધાંગના તરીકે સ્વીકારી મ્હારૂં જીવન સફળ કરો. ભોગ ભોગવો, દૌર્ભાગ્યનો ત્યાગ કરો."

**ચનિકે** જવાબ આપ્યો કે:—"તું મારી મા છે, આવા વચનો તો સ્વપ્ને પણ ન બોલવાં જોઈએ તો પછી કાર્યમાં—અમલમાં મૂકવાની તો વાત જ શી ? કારણ કે પારકી સ્ત્રીને મા સમાન ગણવી, એવું મારૂં વ્રત છે."

સ્ત્રીએ ફરી ફરીને એના એ જ વચનો કહેવા માંડ્યાં, તો પણ તે (**ચનિક**) પોતાના વ્રતથી ચલાયમાન થયો નહિ.

**મહાલક્ષ્મી** સાક્ષાત્ પ્રગટ થયાં અને બોલ્યાં કે:—"વત્સ ! 'तुभ्यं नमो०' શ્લોકના જાપથી તુષ્ટમાન થએલી મારી સખી **ચક્રેશ્વરી** દેવીના વચનથી મેં તારી આ પ્રમાણે પરીક્ષા કરી છે અને તારી વ્રતમાં દૃઢતા જોઈને હું પ્રસન્ન થઈ છું, તો વર માગ !"

**ચનિકે** કહ્યું કે:—"મારા દારિદ્રયનો નાશ થાઓ."

દેવીએ કહ્યું કે:—"આજે સાંજે તારી પાસે જેટલા ચણા હોય તેટલા બધાથી તારા ઘરમાંની કોઠીઓ ભરી દે જે, સવારમાં તે બધા સુવર્ણના થઈ જશે." આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઈ ગઇ.

**ચનિકે** પણ ચણા ભેગા કરીને પોતાના ઘેર આવી ત્રણ કોઠીઓ ચણાથી ભરી દીધી, સવારમાં તે બધા સોનાના થઈ ગયા. તેનો થાળ ભરીને સવારમાં વૃદ્ધ **ભીમદેવ** રાજાને ભેટણું ધર્યું.

આશ્ચર્ય પામીને રાજાએ પૂછ્યું કેઃ—"શા માટે સોનાના ચણા ચડાવ્યા છે?"

ચનિકે પોતાને મળેલા વરદાન વગેરેનો વૃત્તાંત કહી સંભળાવ્યો. રાજાએ તેના પર મહેરબાની કરીને ઘર બાંધવા માટે જગ્યા બક્ષીસ આપી. તે જગ્યા પર નવું ઘર કરાવ્યું, અને શ્રીચક્રેશ્વરી દેવી સહિતનું શ્રીઋષભદેવ ભગવાનનું જિનમંદિર કરાવ્યું તથા મહાલક્ષ્મીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. અનુક્રમે તીર્થયાત્રાઓમાં પણ પોતાની કેટલી એક લક્ષ્મીનો વ્યય કર્યો, હમેશાં દાન દેતો તથા ભોગસુખ ભોગવતો ચનિક મુખ્ય નગરશેઠ થયો અને પોતાનો કાળ સુખપૂર્વક નિર્ગમન કરવા લાગ્યો.

મન્ત્રામ્નાયઃ—ૐ श्रीं ह्रीं क्लीं महालक्ष्म्यै नमः ।

વિધિઃ—પંચમ નક્ષત્ર (મૃગ) અને ગુરૂવાર જે દિવસે હોય તે દિવસે જાપ શરૂ કરવા, જાપ શરૂ કરતા પહેલાં જે ઘરમાં અગર જે જગ્યાએ જાપ કરવા હોય તે જગ્યાની ભિંતોને ધોળાવવી અને જમણી તરફ લક્ષ્મી દેવીની મૂર્તિની સ્થાપના કરવી.

લક્ષ્મીદેવીનું સ્વરૂપઃ—ચાર હાથ જરદ (પીળો) વર્ણ, શરીરના બંને હાથ ઉપર પાણી જેમાંથી ટપકતું હોય તેવા કમલનાં ફૂલ, ત્રીજા હાથમાં પાણીનો ભરેલો લોટો તથા ચોથા હાથમાં અંકુશ. આ પ્રમાણેના ચાર હાથ બનાવીને, જમણી તથા ડાબી બંને બાજુએ બે હાથીનું રૂપ અને તે હાથી સૂંઢમાં બે ચામર લઈને, દેવીની આરતી કરતા હોય એવી દેવીની સુંદર મૂર્તિ, હસતા મુખવાળી, પીળા વસ્ત્રને જેણીએ ઓઢેલું છે,, તેવી રીતની લક્ષ્મીદેવીની મૂર્તિની જમીનથી એક હાથ ઉંચે સ્થાપના કરવી. [આકૃતિ માટે જૂઓ ચિત્ર નંબર. ૧૭૨] તે મૂર્તિની આગળ એક અગ્નિકુંડ કરવો, તે અગ્નિકુંડની નજીક એક કાંબલ—કટાસણું બિછાવીને બેસવું. સ્નાન કરી, પવિત્ર થઇ, ગુરુની આજ્ઞા લઈ, ગુરુને રૂપાનાણું એટલે પાવલી, અડધો રૂપૈયો, રૂપૈયો, અગર જે કાંઈ પોતાની ઇચ્છા હોય, તે મુજબ પોતાની શક્તિ અનુસાર આપીને, હાથમાં કપૂરની (કેરબાની) જપમાલા લઈને દરરોજ ૧૦૦૮ એક હજારને આઠ જાપ કરીએ, ૧૦૦૦૦૦ એક લાખ જાપ કરીને, ફરી એટલાં જ સોન ચંપાનાં ફૂલથી જાપ જપીને ઉઠતી વખતે બધાં ફૂલોનો અગ્નિમાં હોમ કરીએ, આ રીતે જપતાં જપતાં ૬ મહિનામાં જાપ સંપૂર્ણ કરવો. જ્યાં સુધી આ મંત્રનો જાપ સંપૂર્ણ ન થાય ત્યાં સુધી સ્ત્રીસંગ કરવો નહિ, બ્રહ્મચર્ય પાળવું, થોડું ભોજન, અલ્પ નિંદ્રા, અલ્પ ક્રોધ કરવો. આ વિધિથી મંત્રની સાધના કરવાથી લક્ષ્મીદેવી પ્રસન્ન થઈને સાક્ષાત્ દર્શન દઇને વરદાન આપે છે, આગમશાસ્ત્રમાં પણ લક્ષ્મીનો મંત્ર આ પ્રમાણે જ કહ્યો છેઃ—**आदौ प्रणवस्ततः श्रीं च, ह्रीं क्लीं कामाक्षरं ततः ।**

**महालक्ष्म्यै नमश्चांते, मंत्रो लक्ष्म्यादशाक्षरः ॥ १ ॥**

અર્થાત્ઃ—જેની શરૂઆતમાં પ્રણવ ૐ, પછી श्रीं તથા ह्रीं અને કામબીજ क्लीं; ત્યારપછી महालक्ष्म्यै અને नमः જેની અંતમાં છે એવો દશ અક્ષરનો મહાલક્ષ્મીનો મંત્ર છે.

**का विस्मयोऽत्र यदि नाम गुणैरशेषै-**
**स्त्वं संश्रितो निरवकाशतया मुनीश !**
**दोषैरुपात्तविबुधाश्रयजातगर्वैः**
**स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥**

**સમશ્લોકી**

**આશ્ચર્ય શું ગુણજ સર્વ કદી મુનીશ !**
**ત્હારે જ આશ્રય કરી વસતા હમેશ !**
**દોષો ધરી વિવિધ આશ્રય ઉપજેલા,**
**ગર્વાદિકે ન તમને સ્વપ્ને દીઠેલા !–૨૭**

શ્લોકાર્થઃ—હે મુનીશ્વર ! સમગ્ર ગુણોએ નિરંતર આપનો જ આશ્રય કર્યો છે, તેમાં શું આશ્ચર્ય છે ? કાંઈ જ નહીં. કેમકે અન્ય દેવાદિકરૂપ વિવિધ પ્રકારના આશ્રય મળવાથી જેમને ગર્વ ઉત્પન્ન થયો છે એવા રાગાદિક સમગ્ર દોષોએ કદાપિ સ્વપ્નમાં પણ તમને જોયા નથી. અર્થાત્ વિવિધ આશ્રય મળવાથી જેને ગર્વ થયો હોય તે અન્યની સન્મુખ ન જ જુવે એ સ્વાભાવિક છે.—૨૭

**વાર્તા ૧૮ મી શ્લોક ૨૭ મો**

દક્ષિણમાં આવેલી **ગોદાવરી** નદીના કાંઠે **'પ્રતિષ્ઠાનપુર'**[1] નામે શહેર હતું, તે શહેરનો **હાલ**[2] (સાતવાહન) નામનો રાજા બળવાન, ત્યાગી, ગુણવાન, સર્વ કલાનો જાણકાર તથા ભોગીજનોમાં અગ્રેસર હતો. તે રાજાને માત્ર એક જ મહાદુઃખ હતું, તેને બહુ બહુ મણિ મન્ત્રોના પ્રયોગો કર્યા છતાં પણ પોતાની મનઃકામના પૂરી થઇ નહિ.

પુત્રને માટે રાજાએ ઘણી ઘણી તપસ્યાઓ કરીને શંકરની પૂજા આરાધના કરી, પરંતુ સ્વપ્નમાં પણ રાજાની આશા ફળી નહિ. આખરે **શંકર**ની આરાધનાથી કાંઇ પણ કાર્ય સિદ્ધ નહીં થાય એમ રાજાને લાગવાથી તેનું મન તે તરફથી ઊઠી ગયું, એવામાં ત્યાં કોઇ એક **જૈન**સાધુ વિહાર કરતા કરતા આવેલા તેઓને રાજાએ બે હાથ જોડી પ્રશ્ન કર્યો કેઃ—"મને પુત્રની પ્રાપ્તિ થશે કે નહિ ?"

મુનિમહારાજે કહ્યું કેઃ—"હે રાજન્ ! તમે તપસ્યાપૂર્વક એકચિત્તે **ભક્તામર** સ્તોત્રનું આરાધન કરો કે જેનાથી **ચક્રેશ્વરી** દેવી તમારી મનોકામના પૂરી કરશે."

રાજાએ મુનિમહારાજના આ પ્રમાણેનાં વચનો સાંભળી કમલ વગેરે ઉત્તમ પુષ્પોથી

---

૧ **क**માં ગામનું નામ 'પૈઠણપુર' છે, **ख** માં ગામનું નામ 'બાનાપુર' છે; જ્યારે **ग** માં ગામનું નામ 'ચન્દ્રપુર' છે. ૨ **क** માં તથા **ग** માં રાજાનું નામ 'હરિસિંહ' છે. જ્યારે **ख**માં રાજાનું નામ '**હ** -' છે.

**ઋષભદેવ** ભગવાન તથા તેમના શાસનની અધિષ્ઠાયિકા **ચક્રેશ્વરી** દેવીની એક ચિત્તે પૂજા તથા આરાધના કરવી શરૂ કરી દીધી. ત્રીજા જ દિવસે **ચક્રેશ્વરી** દેવી પ્રગટ થયાં, અને રાજાને કહ્યું કે:—"રાજેન્દ્ર! તારી પ્રભુભક્તિથી પ્રસન્ન થઇ હું તને એક અપૂર્વ પુષ્પમાળા આપું છું તે રાણીના કંઠમાં પહેરાવશો તો પુત્રની અવશ્ય પ્રાપ્તિ થશે." આટલું કહી પુષ્પમાળા આપી દેવી અદૃશ્ય થઈ ગઈ.

રાજાએ તે પુષ્પમાળા પોતાની પટરાણીના કંઠમાં આરોપણ કરી. કેટલાએક દિવસે રાણીને ગર્ભ રહ્યો, અને સારા નક્ષત્રમાં રાણીએ એક તેજસ્વી પુત્રરત્નને જનમ આપ્યો. અને **ચક્રેશ્વરી** દેવીના પ્રાસાદથી પુત્રની પ્રાપ્તિ થએલી હોવાથી રાજાએ તેનું **ચક્રદાસ** એવું નામ પાડયું.

મન્ત્રામ્નાય—**ॐ नमो ॠषभाय मृत्युंजयाय सर्वजीवशरणाय परमब्रह्मणेऽष्टमहाप्रातिहार्यसहिताय नागभूतयक्षवशंकराय सर्वशान्तिकराय मम शिवं कुरु कुरु स्वाहा ॥-वार २१ स्मरणात् क्षुद्रोपद्रवनाशो वाञ्छितलाभश्च ॥**

વિધિઃ—અજવાલી ચઉદશના દિવસે આ મંત્રના ૩૦૦૦ ત્રણ હજાર જાપ કરીએ તો સર્વ કાર્યની સિદ્ધિ થાય; દુષ્ટ, ભૂત, વ્યંતર, દૈત્ય તથા ખવીસ કોઈને વળગ્યો હોય તો ત્રણ દિવસ ૨૧ એકવીસ વાર આ મંત્રથી ઝાડવાથી ત્રણ દીનમાં વળગાડવાળો માણસ વળગાડથી મુક્ત થાય. જેને પુત્ર ન હોય તેને આ મંત્રનો હમેશાં જાપ કરવાથી પુત્રની પ્રાપ્તિ થાય, બીજી પણ જે કોઈ જાતની ચિંતા હોય તેનો પણ નાશ થાય.

**उच्चैरशोकतरुसंश्रितमुन्मयूख-**
**माभाति रूपममलं भवतो नितान्तम् ।**
**स्पष्टोल्लसत्किरणमस्ततमोवितानं**
**बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥**

**સમશ્લોકી**

ઉંચા અશોકતરૂ આશ્રિત કીર્ણ ઉંચ,
અત્યંત નિર્મળ દીસે પ્રભુ આપ રૂપ;
તે જેમ મેઘ-સમીપે રહી સૂર્ય—બિંબ,
શોભે પ્રસારી કિરણો હણીને તિમિર.—૨૮

શ્લોકાર્થઃ—જેવી રીતે પ્રકાશના કિરણોવાળું અને અંધકારના સમૂહને નષ્ટ કરવાવાળું સૂર્યનું બિંબ વાદળાંની સમીપે શોભે છે, તેવી જ રીતે ઉંચા અશોકવૃક્ષની નીચે ઉંચાં કિરણોવાળું આપનું પણ સ્વરૂપ અત્યંત નિર્મળ દેખાય છે-શોભે છે-૨૮

सिंहासने मणिमयूखशिखाविचित्रे
विभ्राजते तव वपुः कनकावदातम् ।
बिम्बं वियद्विलसदंशुलतावितानं
तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

સમશ્લોકી

સિંહાસને મણિ તણા કિરણો વિચિત્ર,
શોભે સુવર્ણ-સમ આપ શરીર ગૌર;
તે સૂર્ય-બિંબ ઉદયાચળ શીર ટોચે,
આકાશમાં કિરણ જેમ પ્રસારી શોભે.-૨૯

શ્લોકાર્થ:—[હે તીર્થપતિ!] જેવી રીતે ઉંચા ઉદયાચળ પર્વતના શિખર ઉપર આકાશમાં ઉદ્યોતમાન કિરણોની શાખાઓના સમૂહવડે સૂર્યનું બિંબ શોભે છે, તેવી જ રીતે મણિઓના કિરણોની કાંતિથી વિચિત્ર શિખરવાળા સિંહાસન પર સુવર્ણ જેવું આપનું શરીર વિશેષે કરીને શોભે છે.-૨૯

कुन्दावदातचलचामरचारुशोभं
विभ्राजते तव वपुः कलधौतकान्तम् ।
उद्यच्छशाङ्कशुचिनिर्झरवारिधार-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

સમશ્લોકી

ધોળા ઢળે ચમર કુંદ-સમાન એવું,
શોભે સુવર્ણ-સમ રમ્ય શરીર ત્હારૂં;
તે ઉગતા શશી સમા જળ-ઝર્ણ-ધારે,
મેરૂ તણા કનકના શીર-પેઠ શોભે!—૩૦

શ્લોકાર્થ:—જેવી રીતે ઉદય પામેલા ચન્દ્રમાના જેવા નિર્મળ ઝરણાંનાં પાણીની ધારાઓથી, સુવર્ણમય મેરૂ પર્વતનું ઉંચું શિખર શોભે છે; તેવી જ રીતે મોગરાના પુષ્પ જેવું અને ધોળા વીંઝાતા ચામરોવડે મનોહર શોભાવાળું સુવર્ણ કાંતિમય આપનું શરીર અત્યંત શોભાયમાન છે.—૩૦

छत्रत्रयं तव विभाति शशाङ्ककान्त-
मुच्चैः स्थितं स्थगितभानुकरप्रतापम् ।
मुक्ताफलप्रकरजालविवृद्धशोभं
प्रख्यापयत्त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

સમશ્લોકી

ઢાંકે પ્રકાશ રવિને શશીતુલ્ય રમ્ય !
મોતી-સમૂહ-રચનાથી દેદીપ્યમાન;
એવા પ્રભુજી તમને ત્રણ છત્ર શોભે,
ત્રૈલોકનું અધિપતિપણું તે જણાવે—૩૧

શ્લોકાર્થ:—હે પ્રભુ ! ચંદ્ર જેવા મનોહર-ઉજ્વળ, તમારા મસ્તક પર ઉંચે ઉપરા ઉપર ધારણ કરાએલા, સૂર્યના કિરણોના પ્રતાપને ઢાંકી દેનાર, મોતીના સમૂહ વડે કરેલી રચનાથી વિશેષ શોભતા અને તમારૂં ત્રણ જગતનું સ્વામીપણું સૂચવતા તમારા ત્રણ છત્રો શોભે છે.—૩૧

## વાર્તા ૧૯ મી શ્લોક ૩૧ મો

સિંહપુર નામના નગરમા 'ગોપાલ'[1] નામનો એક સરલ પ્રકૃતિવાળો ક્ષત્રિય રહેતો હતો, તે નિર્ધનાવસ્થાને લીધે લોકોની ગાયો ચરાવીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે પોતાની ભદ્રપ્રકૃતિને લીધે એક વખત ગામમાં પધારેલા જૈન મુનિને વંદન કરવા માટે ગયો. તે મુનિમહારાજે:—

"लक्ष्मीर्वेश्मनि भारती च वदने शौर्यं च दोष्णोर्युगे
त्यागः पाणितले सुधीश्च हृदये सौभाग्यशोभा तनौ
कीर्तिर्दिक्षु सपक्षता गुणिजने यस्माद् भवेदङ्गिनां
सोऽयं वाञ्छितमङ्गलावलिकृते श्रीधर्मलाभोऽस्तु वः ॥ १ ॥"

અર્થાત્:—જેના પ્રતાપવડે પ્રાણીઓને ગૃહમાં લક્ષ્મી, મુખમાં ભારતી, બે બાહુમાં શૌર્ય, હાથમાં ત્યાગ, હૃદયમાં સદ્બુદ્ધિ, શરીરમાં સૌભાગ્યની શોભા, દિશાઓમાં યશ, ગુણીજનોમાં પક્ષપાત થાય છે તે ઇષ્ટ અને મંગળની પરંપરાને કરનાર ધર્મલાભ તમોને હો.

આ પ્રમાણે **ગોપાલને** ધર્માશિષ આપી, અને ધર્મદેશના આપતાં કહ્યું કે:—"હે **ગોપાલ !** તું એક ચિત્તે જૈનધર્મનું આરાધન કર તથા **ભક્તામરસ્તોત્ર** અને પંચપરમેષ્ઠી મંન્ત્રનો હમેશાં જાપ કર, જેનાથી આ ભવ અને પરભવમાં તું સુખનો ભોક્તા થઇશ અને યાવત્ મોક્ષસુખને પામીશ."

ગુરુ મહારાજના કહેવાથી **ગોપાલ** હમેશાં **ભક્તામરસ્તોત્રનો** એક ચિત્તે પાઠ કરતો હતો અને જૈનધર્મનું આરાધન કરતો હતો, તેવામાં એક રાત્રિએ સ્વપ્નમાં તેને ત્રણ છત્ર વગેરે પ્રતિહાર્યો સહિત **શ્રીઋષભદેવ** ભગવાનનાં દર્શન થયાં, તેથી તે હૃદયથી આનંદિત થયો. સવારમાં તે ગાયો ચારવા ગયો, ત્યારે વર્ષાદથી જમીન ધોવાઈ જવાને લીધે **ઋષભદેવ** ભગવાનના જિનબિંબ પ્રગટ થએલાં તેને જોયાં; અને નદી કિનારે એક ઝુંપડી

[1] क માં 'વીરો' ગોપાળ એવું નામ છે, જ્યારે ख અને ग માં 'નરપાળ' નામ છે.

બાંધીને ત્યાં સ્થાપના કરી. તેની સન્મુખ તે ત્રણે કાળ **ભક્તામર**સ્તોત્રનો જાપ–પાઠ કરવા લાગ્યો. આ પ્રમાણે કરતા છ મહિના વીતી ગયા, એવામાં એક સમયે એકત્રીશમાં શ્લોકનું સ્મરણ કરતાં **ચક્રેશ્વરી** દેવીએ પ્રસન્ન થઇને **ગોપાલને** રાજા થવાનું વરદાન આપ્યું; અને દેવી અદૃશ્ય થઈ ગયાં.

કર્મસંયોગે **સિંહપુરનો** રાજા અકસ્માત્ નિઃસંતાન મરણ પામ્યો, હવે રાજ્ય કોને સોંપવું એ પ્રશ્ન ઉપસ્થિતિ થયો, મંત્રિ, સામંત તથા ભાયાતો વગેરેએ ભેગા થઇને નક્કી કર્યું કેઃ—"મહારાજાની એક હાથણી છે તેની સૂંઢમાં પવિત્ર જળથી ભરેલો એક સુવર્ણ કલશ આપવો અને તે કલશના જલથી હાથણી જેના ઉપર અભિષેક કરે તેને રાજ્યાભિષેક કરી આપણો મહારાજા બનાવવો." આ વાત સર્વાનુમતે મંજુર થઈ અને હાથણીને શણગારી તેની સૂંઢમાં સુવર્ણ કલશ પવિત્ર જલ ભરીને આપવામાં આવ્યો; તેની સાથે પાંચ દિવ્યો પણ પાછળ પાછળ ચાલવા લાગ્યાં.

ફરતી ફરતી હાથણી શહેર બહાર નીકળી. જંગલમાં જ્યાં અગાડી ગાયો ચરાવતો ચરાવતો **ગોપાલ** એક ઝાડ નીચે બેઠો હતો, ત્યાં આવી હાથણીએ સુવર્ણ કલશમાંનું જલ **ગોપાલના** ઉપર ઢોળ્યું, અને પાંચે દિવ્યો પ્રગટ થયાં અને હાથણીએ તેને પોતાના કુંભસ્થલ પર બેસાડયો, અને ગર્જના કરી, તે જ વખતે પ્રધાને તથા નગરજનોએ તેને પોતાના રાજા તરીકે કબુલ કરી મોટી ધામધૂમથી શહેરમાં લાવી રાજ્યાભિષેક કર્યો.

દેવીએ **ભક્તામરના** પ્રભાવથી રાજ્ય આપેલું હતું, તેથી **ગોપાલે** પોતાનું નામ **દેવદત્ત** રાખ્યું; **સિંહપુરના** ભાયાતો તથા ખંડીઆ રાજાઓના મનમાં અદેખાઈ ઉત્પન્ન થઈ કે આપણા સ્વામી તરીકે એક ગોવાળ રાજા થયો તે ઠીક નહિ, આ પ્રમાણે વિચાર કરી તે બધા એકઠા થઈ યુદ્ધ કરવા તૈયાર થયા. દુશ્મનોની આ બધી ચેષ્ટાઓ **ગોપાલના** જાણવામાં આવતાં જ તેને **ચક્રેશ્વરી** દેવીનું સ્મરણ કર્યું અને દુશ્મનોનું લશ્કર પોતાના નગર તરફ ધસી આવતું જોયું.

દેવીએ રાત્રિના પ્રગટ થઇને કહ્યું કેઃ—"હે વત્સ! હું તારી ભક્તિથી પ્રસન્ન થઈ હતી અને તેથી જ મેં તને રાજ્ય વગેરે અપાવેલ છે. માટે તું ચિંતા ન કર" એમ કહી દેવી અદૃશ્ય થઈ ગઇ.

યુદ્ધ શરૂ થતાં જ દુશ્મનોનું લશ્કર ચિત્રની માફક તથા માટીની માફક હલનચલનની ક્રિયા વગરનું સ્તંભિત થઈ ગયું, આ પ્રમાણેનો દેવીનો પ્રભાવ જોઇને ભાયાતો તથા સામંતો વગેરે ભય પામ્યા **દેવદત્તને** પ્રણામ કરીને પોતાની ભૂલ માટે ક્ષમા માંગી, અને દેવાધિદેવની માફક તેની આજ્ઞાનો સ્વીકાર કર્યો.

અનુક્રમે પોતાના ભુજબળથી કેટલાએ રાજાઓને તાબે કર્યા અને **દેવદત્ત** પરમ

જૈન થયો તથા શ્રીઋષભદેવ ભગવાનનું તેને એક ગગનચુંબી જિનમંદિર બંધાવ્યું અને ચિરકાલ રાજ્યસુખ ભોગવ્યું.

મન્ત્રામ્નાય—अरिहंतसिद्धआयरियउवज्झायसव्वसाहूसव्वधम्मतित्थयराणं ॐ नमो भगवईए सुअदेवयाए संतिदेवयाणं सव्वपवयणदेवयाणं दसण्हं दिसापालाणं पंचण्हं लोगपालाणं ॐ ह्रीं अरिहंतदेवं (વાય) नमः

વિધિ—જ્યારે શીખીએ ત્યારે સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી આ મંત્રવડે કેસરથી કાન પૂજી, ગુરુ પાસે આવીને, જ્યારે ગુરુ શીખવાડે ત્યારે ઉત્તરદિશા તરફ મુખ રાખી ગુરુને નમસ્કાર કરી મંત્રાક્ષર શીખવો, ગુરુને સારાં વસ્ત્રો આપીને ગુરુની પૂજા સારી રીતે કર્યા પછી આ મંત્ર શીખવો. ત્યારપછી ત્રણ મહિના સુધી આ મંત્રનો હમેશાં ૧૦૮ વખત જાપ કરવો. જાપ હમેશાં સવારમાં ઉઠીને કરવો, જાપ જંપીને બંને હાથ મોં ઉપર ફેરવવા, ત્યારપછી ઉઠીને જ્યાં કાંઈ કામ હોય ત્યાં જવાથી ધારેલું કામ નિશ્ચયે કરીને સફળ થાય છે, મનોકામના સિદ્ધ થાય, રણસંગ્રામમાં સ્મરણ કરીએ તો જીત થાય, વૈરી–દુશ્મન નાશી જાય. આ મંત્ર બહુ જ ઉચ્ચ કોટિનો છે.

गम्भीरताररवपूरितदिग्विभाग-
स्त्रैलोक्यलोकशुभसङ्गमभूतिदक्षः ।
सद्धर्मराजजयघोषणघोषकः सन्
खे दुन्दुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥ ३२ ॥

સમશ્લોકી

ગંભીર ઉચ્ચ સ્વરથી પૂરી છે દિશાઓ,
ત્રૈલોક્યને સરસ-સંપદ આપનારો;
સદ્ધર્મરાજ જયને કથનાર ખુલ્લો!
વાગે છે દુંદુભિ નભે યશનાદ ત્હારો. ૩૨

શ્લોકાર્થઃ—ઉંચા અને ગંભીર શબ્દોથી દશે દિશાઓને પૂરિત કરનારી, ત્રણે લોકના લોકોને શુભ સમાગમની વિભૂતિને દેનારી જે દુંદુભિ વાગે છે, તે આપશ્રીના ધર્મરાજ્યની જયઘોષણા પ્રગટ કરે છે અને આકાશમાં આપના યશને જ પ્રગટ કરે છે.—૩૨

मन्दारसुन्दरनमेरुसुपारिजात-
सन्तानकादिकुसुमोत्करवृष्टिरुद्धा ।
गन्धोदबिन्दुशुभमन्दमरुत्प्रयाता
दिव्या दिवः पतति ते वचसां ततिर्वा ॥ ३३ ॥

સમશ્લોકી

મંદાર સુંદર નમેરૂ જ પારિજાતે,
સંતાનકાદિ ફુલની બહુ વૃષ્ટિ ભારે;

પાણી કણે સુરભિ મંદ સમીર પ્રેરે,
શું દિવ્ય વાણી તુજ સ્વર્ગ થકી પડે તે.—૩૩

શ્લોકાર્થ:—સુગંધી જળનાં બિંદુઓથી શુભ અને મંદ પવનથી મંદાર, સુંદર નમેરૂ, સારાં પારિજાત અને સંતાનકાદિ વૃક્ષોનાં પુષ્પોની જે શ્રેષ્ટ વૃષ્ટિ આકાશમાંથી પડે છે તે જાણે કે આપશ્રીનાં વચનોની દિવ્ય પંક્તિ પ્રસરી રહેતી હોય નહિ, તેવી દેખાય છે.—૩૩

शुम्भत्प्रभावलयभूरिविभा विभोस्ते,
लोकत्रये द्युतिमतां द्युतिमाक्षिपन्ति ।
प्रोद्यद्दिवाकरनिरन्तरभूरिसङ्ख्या,
दीप्त्या जयत्यपि निशामपि सोमसौम्याम् ॥ ३४ ॥

સમશ્લોકી

શોભે વિભો ! પ્રસરતી તુજ કાંતિ ભારે,
ત્રૈલોક્યના દ્યુતિ-સમુહની કાંતિ હારે !
તે ઉગતા રવિ સવી બહુ છે છતાંએ,
રાત્રિ જીતે શીતલ ચંદ્ર સમાન તેજે ! ૩૪

શ્લોકાર્થ:—હે વિભો ! તમારા શોભાયમાન પ્રભામંડળની અતિશય તેજસ્વીતા, ત્રણ જગતના દ્યુતિમાન પદાર્થોની દ્યુતિનો તિરસ્કાર કરે છે અને અનેક પ્રકાશમાન સૂર્યોની સમાન તેજસ્વી હોવા છતાં પણ ચંદ્રમા સમાન શીતળ પ્રભાવડે રાત્રિને જીતે છે.—૩૪

स्वर्गापवर्गगममार्गविमार्गणेष्टः,
सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्याः ।
दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व-
भाषास्वभावपरिणामगुणप्रयोज्यः ॥ ३५ ॥

સમશ્લોકી

જે સ્વર્ગ મોક્ષ શુભ માર્ગ જ શોધી આપે,
સદ્ધર્મ-તત્ત્વ કથવા પટુ ત્રૈણ લોકે;
દિવ્યધ્વનિ તુજ થતો વિશદાર્થ સર્વ,
ભાષા-સ્વભાવ-પરિણામ ગુણોથી યુક્ત.-૩૫

શ્લોકાર્થ:—સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બતાવવામાં ઇષ્ટ મિત્ર, સદ્ધર્મ અને સદ્-વસ્તુનું સ્વરૂપ કહેવામાં એક જ ચતુર તથા નિર્મળ અર્થ અને સમસ્ત ભાષા સ્વભાવ પરિણામાદિક ગુણોથી યુક્ત આપનો દિવ્યધ્વનિ થાય છે.—૩૫

उन्निद्रहेमनवपङ्कजपुञ्जकान्ति-
पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ ।
पादौ पदानि तव यत्र जिनेन्द्र ! धत्तः
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३६ ॥

સમશ્લોકી

ખીલેલ હેમ-કમળો સમ કાંતિવાળા,
ફેલૈ રહેલ નખ—તેજ થકી રૂપાળા;
એવા જિનેન્દ્ર તુમ પાદ ડગો ભરે છે,
ત્યાં કલ્પના કમળની વિબુધો કરે છે.-૩૬

શ્લોકાર્થ:—હે જિનેન્દ્ર ! વિકાસ પામેલાં સુવર્ણનાં નવીન કમળના સમૂહની કાંતિ સમાન ઝળહળતાં નખનાં કિરણોના પ્રકાશથી મનોહર તમારાં ચરણો જ્યાં જ્યાં પૃથ્વીપર પગલાં ભરે છે, ત્યાં ત્યાં દેવતાઓ કમળની રચના કરે છે.-૩૬

इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र !
धर्मोपदेशनविधौ न तथा परस्य ।
यादृक् प्रभा दिनकृतः प्रहतान्धकारा
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ? ॥ ३७ ॥

સમશ્લોકી

એવી જિનેંદ્ર થઇ જે વિભૂતિ તમોને,
ધર્મોપદેશ સમયે, નહી તે બીજાને;
જેવી પ્રભા તિમિરહારી રવિ તણી છે,
તેવી પ્રકાશિત ગ્રહોની કદી બને છે ?—૩૭

શ્લોકાર્થ:—હે જિનેન્દ્ર ! ઉપરોક્ત પ્રકારની વિભૂતિઓ ધર્મોપદેશ કરતી વખતે આપને જે પ્રકારે થઈ તેવી બીજા દેવોની થઇ નથી. અંધકારનો નાશ કરનારા સૂર્યની જેવી પ્રભા હોય છે, તેવી પ્રભા પ્રકાશિત થએલા ગ્રહોના સમુદાયની ક્યાંથી હોય ?-૩૭

વાર્તા ૨૦ મી શ્લોક ૩૭ મો

ભારતવર્ષના સુરમ્ય ગૂર્જરદેશમાં શ્રીધવલપુર[1] (ધોળકા) નામના શહેરમાં શ્રીમાલવંશમાં શિરોમણિ પાહા નામના શ્રેષ્ઠિનો પુત્ર જિણહાક[2] નામનો શ્રાવક વસતો હતો, કર્મસંયોગે તે પોતાની નિર્ધનાવસ્થાને લીધે ઘીના ઘાડવા, કપાસ તથા અનાજ વગેરેની મજુરી કરીને પોતાનું ગુજરાન ચલાવતો હતો.

એક વખતે તે પોતાના ધર્મગુરુ શ્રીઅભયદેવસૂરિ મહારાજને વંદન કરવા માટે ઉપાશ્રયમાં ગયો, ત્યાં ગુરુને વંદન કરીને તેઓની સન્મુખ બેઠો ગુરુ મહારાજે ધર્મલાભ પૂર્વક કહ્યું કે:—

"धर्मं सनातनो येषां, दर्शनप्रतिभूरभूत् ।
परित्यजति किं नाम, तेषां मन्दिरमिन्दिरा ॥ १ ॥"

૧ क મા ગામનું નામ 'વસંતપુર' છે. જ્યારે ग મા ગામનું નામ 'શ્રીપુર' છે. ૨ क અને ग માં શ્રેષ્ઠિના પુત્રનું નામ 'જિનદાસ' છે.

અર્થાત્ઃ—જેઓની ધર્મપરની શ્રદ્ધા સનાતન-પ્રાચીન-ઘણા વખતથી અને અત્યંત આદરણીય હોય તેઓના ઘરને લક્ષ્મી કેમ છોડે ? આ પ્રમાણે ધર્મોપદેશ આપ્યો. આ સાંભળીને તેણે કહ્યું કેઃ—"ભગવન્! જ્યાં પોતાના ઉદરનિર્વાહનું જ પુરૂં સાધન નથી ત્યાં ધર્મક્રિયા શી રીતે થાય ?" કહ્યું છે કેઃ—

"ધણવંતહ સુણહિ સયણા બંધજણઆણવડિચ્છઓ
કજ્જકાલિ સયમેવ લોઉ તસુ હોઇ બિઇજ્જઓ--૧
રાઉલદેઉલ ગણઈ ભણઈ ઈસર ! વઈ તુહ સિરિં
દારિદ્દિય મનરુંધિ ઠામું તુહૂં બાહિર નીસરી—૨

આ પ્રમાણે બોલ્યો, ગુરુ મહારાજે પણ ભંડારમાં રહેલી એવી **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમા, **શ્રીચક્રેશ્વરી** દેવીની તથા **ઋષભદેવ** ભગવાનની પ્રતિમા આપીને, કલિકુંડ મન્ત્રામ્નાય તથા **ભક્તામર** સ્તોત્રનું સ્મરણ કરજે એમ કહ્યું. જિણહાક પણ પ્રભુને નમસ્કાર કરીને પોતાના ઘેર ગયો. ઘેર આવીને સ્નાન કરી પવિત્ર થઈ હમેશાં ત્રણે કાળ **ભક્તામર**સ્તોત્ર તથા કલિકુંડ મન્ત્રામ્નાયનું એકચિત્તે સ્મરણ કરવા લાગ્યો.

આ પ્રમાણે કરતો એક વખતે **જિણહાક** એક દિવસે કોઇ કાર્યપ્રસંગે બહારગામ ગયો; ત્યાં ત્રીજી રાત્રે સ્તોત્રના ૩૭ મા શ્લોકનું સ્મરણ કરતી વખતે ત્યાં અગાડી સૂર્ય સમાન જાજ્વલ્યમાન તેજવાળું વિમાન ઉત્પન્ન થયું. તેની અંદરથી **શ્રીચક્રેશ્વરી** દેવીની એક પ્રતિહારી પ્રગટ થઇ અને બોલી કેઃ—"હે ભદ્ર! **શ્રીઆદીશ્વર** ભગવાનના સ્તોત્રના સ્મરણથી તથા **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમાનું તું જે એકચિત્તે પૂજન, અર્ચન કરે છે; તેથી મારી સ્વામિની **શ્રીચક્રેશ્વરી** તારા પ્રત્યે પ્રસન્ન થઈ છે અને તેથી તેણીએ તને આ રત્ન મોકલાવ્યું છે, તે તારી ભુજાએ બાંધવાથી તું સર્વને વશ કરી શકીશ. આ પ્રમાણે કહીને રત્ન આપીને તે અદૃશ્ય થઈ ગઇ.

**જિણહાક** તે રત્ન પોતાના હાથે બાંધીને સવારમાં પોતાના ઘેર જવા નીકળ્યો, રસ્તામાં તેને ત્રણ ચોરો મલ્યા, તે બોલ્યા કેઃ—"હે વણિક! આ ચામડાનો ગાડવો મૂકી દે, નહીંતર તું માર્યો જઈશ."

મારા જીવતાં મારો ઘીનો ગાડવો કોણ ગ્રહણ કરવાને સમર્થ છે, એમ કહીને ત્રણ બાણથી ત્રણ ચોરોને યમધામ પહોંચાડયા, પાછળથી આવતાં પથિકો તેનું આવું અદ્ભુત પરાક્રમ જોઈને તેઓ આશ્ચર્ય પામ્યા, તેને કરેલા ચોરોના વધની પ્રશંસા **ધવલપુરથી** પાટણ શહેરમાં ચૌલુક્યવંશીય મહારાજ **ભીમદેવ**ના સાંભળવામાં આવવાથી રાજાએ **જિણહાક**ને બોલાવ્યો. તેનું ભવ્ય કપાળ વિશાળ છાતી તથા ઢીંચણ સુધી પહોંચતાં બંને હાથો અને તેજસ્વિતા વગેરે જોઇને રાજા બોલ્યો કેઃ—"હે! શ્રેષ્ઠિ ગૂર્જરદેશનું ક્રૂર તસ્કર વગેરેથી રક્ષણ કરવા માટે મારી તલવાર હું તને સોંપું છું."

આ પ્રમાણે કહીને તેને **શ્રીભીમદેવ** રાજાએ વસ્ત્ર, દુપટ્ટો, સોનાની મુદ્રિકા તથા તલવાર આપીને ધવલકપુરના સૈન્યના સેનાપતિ તરીકે નિમણુંક કરી, તે રાજાને નમન કરીને પોતાના શહેરમાં પાછો આવ્યો. અનુક્રમે તેણે **ગૂર્જર**ભૂમિમાંથી ચોરીનું તથા ચોરોનું નામ નિશાન કાઢી નાખ્યું–દૂર કર્યું.

એક વખતે કોઈ ચારણે તેની પરિક્ષા કરવા માટે કાંઈક ચોરી કરી, **જિણહાક**ના માણસે ચોરી કરતાં તેને જે વખતે **જિણહાક** સેનાપતિ પૂજા કરતો હતો તેજ વખતે તે બાંધેલા ચોરને રજુ કર્યો અને પૂછ્યું કેઃ—"હે દેવ! આ ચોરનું શું કરવું?"

આંગળીની ચેષ્ટાથી તેનો વધ કરવાનો સેનાપતિએ આદેશ આપ્યો–આજ્ઞા કરી; તેથી ચોર ઉંચે સ્વરે બોલ્યો કેઃ—

**"ઇક્કુ જિણહા અનુજિણવરહ ન મિલઇ તારોતાર;**
**જેહિં અમારણુ પૂજીઇ તે કિમ મારણહાર?—૧"**

આ પ્રમાણે સાંભળતાં જ તેણે કહ્યું કેઃ—"હે! જો તું ફરીથી ચોરી કરીશ તો તું નક્કી મરણ પામીશ."

તે બોલ્યોઃ–**"ઇક્કા ચોરી સાય કિય, જા ખોલઈ ન માઇ,**
**બીજી ચોરી જે કરઈ, ચારણ ચોર ન થાઇ—૧"**

હું સોરઠનો રહેવાસી ચારણ છું, અને વાણિયો ચોરનો નિગ્રહ કરનારો હોઇ શકે નહિ? એમ માનીને મેં આ ચોરીનું કાર્ય ઈરાદાપૂર્વક જ કરેલું છે. આ સાંભળીને **જિણહાકે** તેને દાન આપ્યું, તે લઇ ચારણ ચાલતો થયો.

**જિણહાકે** અનુક્રમે મહામાત્યના પદે નિયુક્ત થયો અને તેને **શ્રીધવલકપુર**માં **શ્રી પાર્શ્વનાથ** પ્રભુનું વિશાલ ગગન ચુંબિત જિનમંદિર બંધાવ્યું, કસોટી રત્નનું શ્યામ **પાર્શ્વનાથ** પ્રભુનું જિનબિંબ કરાવ્યું અને તે જિનબિંબની **શ્રીદુર્લભદેવ** રાજાને પ્રતિબોધ કરનાર **શ્રીજિનેશ્વરસૂરિ**ના પટ્ટધર અને **શ્રીસ્થંભનપાર્શ્વનાથ**ની પ્રતિમાને પ્રગટ કરનાર, નવાંગી વૃત્તિકાર **શ્રીઅભયદેસૂરિ** પાસે પ્રતિષ્ઠા કરાવી, તથા મોટા મહિમા સહિત અને દાનાદિ કાર્યો પૂર્વક ગુરુ મહારાજના વચનથી શ્રીયુગાદિદેવ પ્રભુનું **શ્રીચક્રેશ્વરી**દેવીની મૂર્તિ સહિત જિનમંદિર કરાવ્યું. નવાંગીવૃત્તિની સેંકડો પ્રતો લખાવી શત્રુંજયનો સંઘ કાઢ્યો વગેરે ધાર્મિક કૃત્યો મહાસુભટ, શ્રાવકોત્તમ **જિણહાક** સેનાધિપતિ—દંડનાયકે કરાવ્યાં. અત્યારે પણ તે શહેરને વિષે પોટલીવાળાનું દાણ કોઇ પણ લેતું નથી, જે **જિણહાકે** માફ કરાવ્યું હતું તે રિવાજ હજુ પણ ચાલુ છે.

મન્ત્રામ્નાય—**ॐ ह्रीं श्रीं कलिकुण्डदण्डस्वामिन्! आगच्छ आगच्छ आत्ममन्त्रान् रक्ष रक्ष परमन्त्रान् छिन्द छिन्द मम सर्वसमीहितं कुरु कुरु हुं फट् स्वाहा।–एतज्जापात् सकलसम्पदो भवन्ति। जापः सहस्र १२ रक्तश्वेतपुष्पैः यः।**

વિધિ—પોષ વદિ ૧૦ (ગુજરાતી માગશર વદિ ૧૦) ના દિવસે રવિવાર હોય ત્યારે આ મંત્રની સાધના કરવી, ગુરુ પાસે મંત્ર શીખી લઈને, સવારમાં સ્નાન કરી, ગુરુની પૂજા કરી પૂર્વ દિશા સન્મુખ બેસી, **શ્રીપાર્શ્વનાથ**પ્રભુની મૂર્તિ આગળ રાખી અષ્ટ દ્રવ્યનો હોમ કરીએ, પાસે **શ્રીચક્રેશ્વરી** દેવીની મૂર્તિ પણ રાખીને હમેશાં ૧૦૮ જાપ કરવાથી છ મહિનામાં **ચક્રેશ્વરી**દેવી પ્રત્યક્ષ થાય અથવા સ્વપ્નામાં વરદાન આપે.

श्च्योतन्मदाविलविलोलकपोलमूल-
मत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ।
ऐरावताभमिभमुद्धतमापतन्तं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३८ ॥

સમશ્લોકી

વ્હેતા મદે મલિન ચંચળ શિર તેવો,
ગુંજારવે ભ્રમરના બહુ ક્રોધી એવો;
ઐરાવતે તુલીત ઉદ્ધત હાથી સામે-
આવેલ જોઈ તુમ આશ્રિત ભો ન પામે !—૩૮

શ્લોકાર્થ:—ઝરતા મદથી વ્યાપ્ત થએલા, ચંચળ, ગંડસ્થળથી મદોન્મત્ત, [અહિં તહિં] ભમતા ભ્રમરોના શબ્દે કરીને કોપ પામેલા, ઐરાવત હાથી જેવા મોટા અને ઉદ્ધતપણે સામે આવતા હાથીને જોઈને પણ તમારા આશ્રિતો ભય પામતા નથી.—૩૮

## વાર્તા ૨૧ મી શ્લોક ૩૮ મો

**શ્રીપાટલિપુત્ર** નામના નગરમાં એક **'સોમરાજ'** નામનો રાજપુત્ર હતો, જે કર્મસંયોગે નિર્ધનાવસ્થાને પ્રાપ્ત થએલો હતો. પોતાની નિર્ધનાવસ્થાને દૂર કરવા માટે તે દેશાંતર ગયો, રસ્તામાં કોઈ એક ઠેકાણે **શ્રીવર્ધમાનસૂરિ** નામના જૈન સાધુનાં તેને દર્શન થયાં. તેઓને દેખીને વંદન નમસ્કાર કરીને તેઓની દેશના સાંભળવા તે બેઠો.

**શ્રીવર્ધમાનસૂરિ**એ દેશના આપતાં કહ્યું કે:—

" सर्वे वेदा न तत् कुर्युः, सर्वे यज्ञाश्च भारत !
सर्वे तीर्थाभिषेकाश्च, यत् कुर्यात् प्राणिनां दया ॥ १ ॥
—(महाभारते शान्तिपर्वणि)

विउलं रज्जं रोगेहिं, वज्जिअं रूवमाउअं दीहम् ।
अन्नंपि तं न सुक्खं, जं जीवदयाइ न हु सज्झं ॥ २ ॥

जिनेन्द्रपूजा गुरुपर्युपास्तिः
सत्त्वानुकम्पा शुभपात्रदानम् ।

गुणानुरागः श्रुतिरागमस्य
नृजन्मवृक्षस्य फलन्यमूनि ॥ २ ॥"

અર્થાતઃ—હે **ભારત** ! જે કાર્ય પ્રાણિઓ ઉપરની દયા કરે છે, તે કાર્ય સઘળા વેદ નહિ કરે, સઘળા યજ્ઞો નહિ કરે, કે તીર્થો ઉપર કરેલા સઘળા અભિષેકો પણ નહિ કરે.

વિપુલ રાજ્ય, રોગ વિવર્જિત શરીર, લાંબુ આયુ, આ સઘળું જીવદયાથી પ્રાપ્ત થાય છે, એવું બીજું કોઈ સુખ નથી કે જે જીવદયાથી સાધ્ય નથી.

જિનેશ્વર ભગવાનની પૂજા, ગુરુમહારાજની સેવા, પ્રાણિઓ ઉપર દયા, સુપાત્રે દાન, ગુણ ઉપર પ્રેમ, તીર્થંકરોએ પ્રરૂપેલા આગમોનું શ્રવણ, આ સઘળા મનુષ્ય જન્મરૂપ વૃક્ષના ફળો છે.

આ પ્રમાણેનો ઉપદેશ સાંભળીને પોતે જૈનધર્માનુરાગી થયો અને મુનિમહારાજે તેને **ભક્તામર**સ્તોત્ર તથા નવકાર મન્ત્રના આમ્નાયો વિધિપૂર્વક બતાવ્યાં, જેનું તે **સોમરાજ** નિત્ય ચિંતવન કરવા લાગ્યો. ફરતાં ફરતાં અનુક્રમે તે **'હસ્તિનાપુર'** નામના નગરને વિષે આવી પહોંચ્યો. તે જ વખતે **હસ્તિનાપુરના** રાજાનો પટ્ટહસ્તિ આલાન સ્તંભને ઉખેડી, સાંકળો તોડી, દોરડાંઓ વગેરે તોડીને મદોન્મત્તપણાથી લોકોને મારતો, દુકાનો તથા રસ્તામાં આવતા થાંભલાઓને તોડતો, ઘોડા વગેરે તિર્યંચોને સૂંઢમાં લઈને અદ્ધર ઉછાળતો બહાર નીકળી ગયો.

તે જ વખતે **હસ્તિનાપુર**ના રાજાની "**મનોરમા**" નામની રાજપુત્રી પોતાની સખીઓની સાથે ઉદ્યાનમાં ક્રીડા કરીને, પોતાની સખીઓ સાથે પાછી ફરતી હતી, તેની પાસે મદોન્મત હસ્તિ આવી પહોંચ્યો, રાજકુમારીની સખીઓ તો પોતપોતાનો જીવ બચાવવા નાસી ગઈ અને રાજકુમારી એકલી રહી ગઇ. રાજાને તથા લોકોને આ વાતની જાણ થતાં જ આખા નગરમાં હાહાકાર વર્તાઇ ગયો; રાજા પોતે નગરના કોટ પર ઊભો રહ્યો રહ્યો આ પ્રમાણે બોલ્યો કેઃ—"હે લોકો ! જે કોઇ આ મારી કન્યાનું રક્ષણ કરશે તેને મારી આ કન્યા તથા અડધું રાજ્ય હું આપીશ."

એક ઝાડની નીચે વિશ્રાન્તિ લેવા બેઠેલા **સોમરાજ**ના સાંભળવામાં રાજાનાં આ વચનો આવ્યાં અને રાજકન્યાની એકદમ નજીક હાથીને આવી પહોંચેલો જોયો, તેના હૃદયમાં કરૂણા આવવાથી મનમાં **ભક્તામર**સ્તોત્રના ૩૮ મા શ્લોકનું સ્મરણ કરતો એકદમ મદોન્મત્ત હસ્તિની પાસે જઇ પહોંચ્યો અને સહજ વારમાં સ્તોત્રના પ્રભાવથી તુષ્ટમાન થએલી દેવી **ચક્રેશ્વરી**ની સાનિધ્યથી તે હસ્તિને પકડી પોતાને કબજે કર્યો; અને ફરીથી આલાન સ્તંભે બાંધ્યો.

કન્યા પણ **સોમરાજ**નું અતુલ પરાક્રમ અને તેનું સુંદર મુખ નજરે નિહાળતાં જ તેના પ્રત્યે અનુરાગી થઇ. આ પ્રમાણે રાજા પોતાની પ્રજાને શાંતિ આપનાર તથા રાજકુ-

મારીને ભયથી મુક્ત કરનાર **સોમરાજને** જોઈ બહુ જ ખુશ થયો, પણ **સોમરાજને** પરદેશી તથા અજ્ઞાતકુળનો જાણી રાજા વિચારવા લાગ્યો કે:—"જેના કુળની જ્ઞાતિની કે આચારની ખબર નથી તેવા અજાણ્યા પરદેશી પુરુષને મારી પુત્રી હું કેવી રીતે આપું? અને આપું તે યોગ્ય નહિ, માટે એને ઇનામમાં સારૂં દ્રવ્ય આપી સંતોષ પમાડી વિદાય કરૂં."

એક તરફ રાજા આ પ્રમાણે વિચાર કરે છે, ત્યારે બીજી બાજુ રાજપુત્રી પોતાના મ્હેલના ઝરૂખામાંથી **સોમરાજને** જોઇને તેના પરના મોહથી વધુને વધુ આસક્ત થઈ રહી હતી, કારણ કે **સોમરાજનું** સૌન્દર્ય કામદેવથી પણ અધિક હતું. જ્યારથી કુંવરીએ **સોમરાજને** જોયો ત્યારથી તેની માનસિક સ્થિતિ બગડી અને માનસિક તેમજ શારીરિક સ્થિતિ પણ બગડતી ગઇ. અમુક વખતે **સોમરાજને** ઇનામ આપવામાં આવશે એમ કહી રાજાએ થોડા વખતને માટે **સોમરાજને** ત્યાંથી વિદાય કર્યો, પરંતુ રાજકુમારીના હૃદયમાંથી તે દૂર થયો નહિ.

રાજકુમારીએ ખાવા–પીવાનું, બોલવા–ચાલવાનું, હાસ્યવિનોદ, વસ્ત્રાભૂષણ ધારણ કરવાનું, સંગીત–વિનોદ બંધ કરી દીધાં. આ સ્થિતિ રાજાના જાણવામાં આવી અને રાજાએ અનુમાન કર્યું કે તેને કોઈ શારીરિક વ્યાધિ લાગુ પડયો હશે અથવા તો ભૂત, પિશાચ યા યક્ષ વળગ્યો હશે. એમ ધારીને માન્ત્રિકો તથા વૈદ્યોને બોલાવી ઘણા ઘણા ઉપચારો કરાવ્યા. અનેક ઉપચારો કરવા છતાં પણ જ્યારે કાંઈ પણ ઇચ્છિત પરિણામ ન આવ્યું ત્યારે રાજા ઘણો જ ઉદાસ થયો અને હરકોઈ ઉપાયે પુત્રીને શાંતિ થાય તેમ કરવા નિશ્ચય કર્યો અને તેથી તેણે નગરમાં ઢંઢેરો ફેરવ્યો કે:—"જે કોઈ રાજપુત્રીને વ્યાધિમુક્ત કરશે તેને મારા રાજ્યનો ચોથો ભાગ અને એ જ પુત્રી હું અર્પણ કરીશ–પરણાવીશ."

ઢંઢેરો સાંભળી **સોમરાજ** રાજમહેલમાં આવી પહોંચ્યો અને રાજકુમારીની નજરે આવ્યો. **સોમરાજે** કુંવરીના ચિત્તની પરવશ સ્થિતિ સમજી બાહ્ય દેખાવની ખાતર એક યંત્ર કરી, યોગિની મંડલમાં બેસાડીને, ૐ હું फट् स्वाहा વગેરે મન્ત્રપદોનું ચિંતવન કરવા લાગ્યો, એટલે જેમ કોઇને સર્પ કરડયો હોય ને મન્ત્રપ્રભાવથી તે વિષમુક્ત થઈ જાય છે, તેમ રાજપુત્રી પણ એકાએક સ્વસ્થ બની ગઇ. આ બનાવ જોઇને રાજાને સંતોષ થયો અને તે જ વખતે પોતાના રાજ્યનો ચોથો ભાગ આપી **મનોરમાને** તેની સાથે પરણાવી દીધી. કેટલાએક સમય પછી **સોમરાજને** તેના વડીલનું રાજ્ય પણ મળ્યું અને એ મોટા રાજ્યને મેળવીને તે સુખી થયો. રાજ્ય મળ્યા પછી ગુરુ મહારાજના ઉપદેશાનુસાર આખા રાજ્યમાં હિંસાનો નિષેધ કર્યો, અને **સોમરાજ** પરમજૈન રાજા થયો.

મન્ત્રામ્નાય—ૐ હું फट् स्वाहा । જ્યારે કોઈ હાથીનું સંકટ ઉપસ્થિત થાય ત્યારે આ મન્ત્રનો જાપ કરવાથી સંકટ દૂર થાય છે.

भिन्नेभकुम्भगलदुज्ज्वलशोणिताक्त-
मुक्ताफलप्रकरभूषितभूमिभागः ।
बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३९ ॥

સમશ્લોકી

ભેદી ગજેંદ્ર-શિર શ્વેત રૂધિરવાળા,
મોતી સમૂહ થકી ભૂમિ દીપાવે એવા;
દોડેલ સિંહ તણી દોટ વિષે પડે જે,
ના તુજ પાદ ગિરિ આશ્રયથી મરે તે. ૩૯

શ્લોકાર્થ:—હાથીઓના ભેદેલા કુંભસ્થળથી પડતાં શ્વેત અને લોહીથી લિપ્ત થએલાં ઉજવળ મોતીના સમૂહવડે પૃથ્વીને વિભૂષિત કરનાર અને તલપ મારવા માટે પગને એકઠા કરી લપાઇને તૈયાર થએલો સિંહ પણ પોતાની એક જ ફાળમાં આવે તેવા તમારા ચરણાશ્રિત સેવકને મારી શકતો નથી.—૩૯

વાર્તા ૨૨ મી શ્લોક ૨૯ મો.

શ્રીપુર નામના એક સમૃદ્ધિશાળી શહેરમાં 'દેવરાજ' નામનો એક નિર્ધન શ્રાવક રહેતો હતો, જે હમેશાં **ભક્તામર**સ્તોત્રનો પાઠ કરતો હતો.

એક દિવસે વ્યાપારાર્થે બીજા કેટલાએક વ્યાપારીઓની સાથે **સાકેતપુર** નામના નગર તરફ જવાને તે નીકળ્યો. રસ્તે ચાલતાં ચાલતાં અનુક્રમે તેઓ સિંહ, વાઘ, વરૂ, ચિત્તા, સર્પ, અજગર, વગેરે અનેક જીવોથી વ્યાપ્ત એવા ભયંકર જંગલમાં આવી પહોંચ્યા, અને તે જંગલને સામે છેડે પહોંચાય તે પહેલાં રાત્રિ પડી જવાથી વનની મધ્યમાં પડાવ નાખવો પડ્યો; આવી સ્થિતિમાં આવી પડવાથી **દેવરાજના** બધા સાથીઓ ગભરાઈ જઈ ભારે મુંઝવણમાં આવી પડ્યા.

તમામ લોકો ચિંતાગ્રસ્ત સ્થિતિમાં બેઠા છે તેવામાં જ એક ભયંકર સિંહ ગર્જના કરતો આવી પહોંચ્યો. તે સિંહ મદોન્મત્ત હાથીના કુંભસ્થળને વિદારી તેના લોહીમાં જાણે હાલમાં જ સ્નાન કરી આવતો હોય તેવો, ભયંકર પીળા નેત્રવાળો, દેખાવ માત્રથી વિકરાળ, તીક્ષ્ણમાં તીક્ષ્ણ નખવાળો, ઉંચા પૂંછડાને જમીન પર પછાડીને અવાજ કરતો અને ગર્જનાઓ કરતો કરતો આવતો હતો. આવા ભયંકર સિંહને આવતો જોઇને **દેવરાજના** સાથીઓ ભય પામીને **દેવરાજની** પાછળ પાછળ ભરાઈ ગયા.

પોતાની સન્મુખ જાણે સાક્ષાત્ કાળ હોય તેવા ભયંકર સિંહને આવતો જોઇને **દેવરાજ** પણ પહેલાં તો ગભરાઈ ગયો, પરંતુ તુરત જ પોતાના ગુરુએ શીખવેલા **ભક્તામર**સ્તોત્રના

૩૯ મા શ્લોકનું મન્ત્ર સાથે ચિંતવન કરવા લાગ્યો. તે ચિંતવનના પ્રભાવથી તત્કાળ તે વિકાળ સિંહ એક નાના શિયાળની માફક શાંત બન્યો અને જેમ યોગીરાજ પ્રચંડ કામદેવને પોતાને વશ કરે છે, તેવી જ રીતે તેણે સિંહને વશ કર્યો. હિંસક છતાં કરૂણાવાળો, ક્રોધી છતાં ક્ષમાવાળો, સિંહ જાણે મસ્તક ઝુકાવી નમસ્કાર કરતો હોય તેમ શાંતિથી ઊભો રહ્યો.

આવું અદ્ભુત આશ્ચર્ય જોઈને સાર્થવાહ વગેરે સાથીદારો બહુ જ ખુશી થયા, મૃગરાજ પણ સ્તુતિ કરવા લાયક એવા **દેવરાજને** નમન કરીને તેણી આગળ પોતાના પંજામાંથી ત્રણ અમૂલ્ય મૌક્તિકો નાખીને પોતાના સ્થાનકે ગયો. બધા લોકો તેના મન્ત્ર પ્રભાવથી રાજી થયા, તે **શ્રીઋષભદેવ** ભગવાનના સ્તવનનો મહિમા છે એમ **દેવરાજે** કહીને, સાથે આવેલા બધા માણસોને ધર્મોપદેશ આપતાં કહ્યું કેઃ—

" विपदि धैर्यमथाभ्युदये क्षमा
सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ १ ॥

वाञ्छा सज्जनसङ्गमे परगुणे प्रीतिर्गुरौ नम्रता
विद्यायां व्यसनं स्वयोपिति रतिर्लोकापवादाद् भयम् ।
भक्तिश्चार्हति शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले
यत्रैते निवसन्ति निर्मलगुणाः श्लाघ्यास्त एव क्षितौ ॥ २ ॥"

અર્થાત્ઃ—વિપત્તિમાં ધૈર્ય, ઉન્નતિમાં ક્ષમા, સભામાં બોલવાની ચતુરાઈ, યુદ્ધમાં પરાક્રમ, યશની ઇચ્છા, શાસ્ત્ર શ્રવણમાં અભિરૂચિ, આ બધા મહાત્માઓના સ્વાભાવિક ગુણો છે.

સજ્જનની મૈત્રીની ઈચ્છા, પારકાના ગુણોમાં પ્રેમ, ગુરુ-મોટાઓ પાસે નમ્રતા, વિદ્યામાં વ્યસન, પોતાની સ્ત્રીમાં જ પ્રીતિ, લોકાપવાદનો ડર, તીર્થંકરોની ભક્તિ, ઇન્દ્રિયોને દમવાની શક્તિ, દુષ્ટ પુરુષોની સોબતનો અભાવ આ સઘળા નિર્મળ ગુણો જેનામાં વસે છે તે પુરુષો પૃથ્વીમાં પ્રશંસનીય છે.

આ પ્રમાણે સાંભળીને સર્વ સાથવાળાઓએ જૈનધર્મનો સ્વીકાર કર્યો અને **દેવરાજને** પોતાનો અગ્રેસર ગણવા લાગ્યા. ત્યારબાદ એ વનમાંથી નીકળી સર્વ જણા **સાકેતપૂર** પહોંચ્યા. ત્યાં પોતાની પાસેનો માલ તથા ત્રણ અમૂલ્ય મોતીઓનું વેચાણ કરીને **દેવરાજે** ઘણી ઋદ્ધિ પ્રાપ્ત કરી. ધર્મથી સઘળું પ્રાપ્ત થાય છે. કહ્યું છે કેઃ—

" राज्यं च सम्पदो भोगाः, कुले जन्म सुरूपता ।
पाण्डित्यमायुरारोग्यं, धर्मस्यैतत् फलं विदुः ॥ १ ॥"

અર્થાત્—રાજ્ય, સંપદા, ભોગસુખ, ઉત્તમકુલમાં જનમ, સ્વરૂપવાન શરીર, ચતુરાઇ, દીર્ઘાયુષ, આરોગ્યપણું તે બધાં બુદ્ધિશાળીઓએ ધર્મના ફલો કહેલાં છે.

પછી તે પોતાના મૂળ નગર શ્રીપુરનગરમાં પાછો આવ્યો, અને સુખે કરીને કાળ નિર્ગમન કરવા લાગ્યો.

મન્ત્રાનાય—ॐ ठः ठः **सिंहभयं हर हर स्वाहा**।–આ મંત્ર જપવાથી સિંહનો ભય દૂર થાય છે.

कल्पान्तकालपवनोद्धतवह्निकल्पं
दावानलं ज्वलितमुज्ज्वलमुत्फुलिङ्गम् ।
विश्वं जिघत्सुमिव सम्मुखमापतन्तं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ४० ॥

સમશ્લોકી

જે જોરમાં પ્રલયના પવને થએલો,
ઓઢા ઉડે બહુજ અગ્નિ હવે ધીકેલો;
સંહારશે જગત સન્મુખ તેમ આવે,
તે તુજ કીર્તન રૂપી જળ શાંત પાડે.—૪૦

શ્લોકાર્થ:—હે પ્રભુ ! તમારા નામના સ્મરણરૂપ જળ, વજ્રાગ્નિ, વીજળી વગેરે સર્વ પ્રકારના દાવાનલને પછી ભલે તે પ્રલયકાળના વાયુવડે ઉદ્ધત થએલા અગ્નિ જેવો હોય, દેદીપ્યમાન હોય, તેની જ્વાળા ઉંચે આકાશ સુધી પહોંચતી હોય, તેના તણખા–કણીયા ચારે તરફ પ્રસરતા હોય, જાણે આખા વિશ્વને ગળી જવાને તે ઇચ્છતો હોય તથા સન્મુખ આવતો હોય, તેને પણ શાંત કરી દે.—૪૦

### વાર્તા ૨૩મી શ્લોક ૪૦ મો

પ્રતિષ્ઠાનપુર નામના એક નગરમાં **લક્ષ્મીધર** નામનો એક ધનવાન વ્યાપારી હતો. તેને જૈનધર્મ પ્રત્યે અનન્ય શ્રદ્ધા હોવાથી હમેશાં **ભક્તામરસ્તોત્રનું** ધ્યાન કરતો હતો.

એક વખતે તે બળદ, ઊંટ, ખચ્ચર, ગધેડાં, પાડા તથા અનેક ગાડાઓમાં માલ ભરી સાથે લઇને પરદેશમાં વ્યાપારાર્થે પૂર્વ દિશા તરફ નીકળ્યો હતો, તે વખતે મોટી કલિકાળ જેવી ગ્રીષ્મ ઋતુ પ્રવર્ત્તતી હતી, તે ઋતુમાં નિરંતર જંગલની વનસ્પતિઓ પણ સુકાઈ ગએલી હોય છે અને બધી વસ્તુઓ અછતને લીધે મોંઘા ભાવે વેચાઈ જાય છે, સાર્થવાહ ચાલતાં ચાલતાં જંગલની મધ્યમાં આવ્યો અને એકાએક પ્રચંડ પવન વાવા લાગ્યો અને તે પવન એટલે સુધી વધી ગયો કે ત્યાં કઈ જગ્યાએ અને કેવી રીતે રહેવું તે મોટો વિચાર થઈ પડયો. વનમાં રહેલાં વૃક્ષો અને વાંસનાં ઝુંડો પરસ્પર અથડાવાથી

તેના ઘર્ષણમાંથી અગ્નિ ઉત્પન્ન થયો અને દરેક દિશાએ પ્રચંડ જ્વાળાઓ નીકળવા લાગી. સાર્થના સર્વ માણસોએ એકત્ર મળી પોતાના રક્ષણ માટે અનેક પ્રયત્ન કર્યા, પરંતુ એક પણ ઉપાય ફળીભૂત થયો નહિ અને સર્વેએ જીવવાની આશા છોડી દીધી.

આ વખતે આકસ્મિક રીતે **લક્ષ્મીધરને ભક્તામરનો** ૪૦મો શ્લોક અને તેના મંત્ર યાદ આવ્યા અને તેથી તેના હૃદયમાં આશાનો અંકુર જનમ્યો, જરા પણ વિલંબ કર્યા વિના તે ૪૦ મા શ્લોકનું ચિંતવન કરવા લાગ્યો અને તેના એકાગ્ર સ્મરણથી **ચક્રેશ્વરી** દેવીએ પોતાના એક સેવક દેવને દાવાનલની શાંતિ કરવા મોકલ્યો; તેણે આવીને દાવાનલને શાંત કર્યો. બધા લોકો દાવાનલની શાંતિ થએલી જોઇને વિસ્મય પામ્યા, અને એકબીજાને કુશલતાના સવાલો પૂછવા લાગ્યા. આ પ્રમાણે શ્રીયુગાદિદેવ સ્તવનો તથા જૈનધર્મનો પ્રભાવ પ્રત્યક્ષ જોઇને બધા સાથવાળાઓએ જૈનધર્મનો સ્વીકાર કર્યો. અનુક્રમે તેઓ ઇચ્છિત સ્થાને પહોંચ્યા અને ત્યાંથી ઘણું સુવર્ણ ઉપાર્જન કરી **લક્ષ્મીધર** શેઠ પોતાના મૂળ વતનમાં પાછા આવ્યા.

એક વખતે **પ્રતિષ્ઠાનપુરમાં** ભયંકર અગ્નિ ઉત્પન્ન થયો, તે વખતે પણ શેઠે ચાલીશામા શ્લોકથી પાણી મંતરીને છાંટીને અગ્નિને શાંત કરી દીધો, આ વાત સાંભળીને તે નગરનો રાજા ઘણો જ આનંદિત થયો અને તેણે **લક્ષ્મીધર** શેઠનું બહુમાન કરીને પોતે પણ જૈનધર્મનો સ્વીકાર કર્યો. આ પ્રમાણે જૈનશાસનની પ્રભાવના કરી, **લક્ષ્મીધર** શેઠ સર્વસુખ તથા કીર્તિનો ભોક્તા થયો.

**મન્ત્રામ્નાયઃ**—ॐ ह्रीं ह्रूँ त्रिपुरसुंदरिं जातवेद भयनिवारण क्लीं नमः ।

આ મન્ત્ર ભણવાથી અગ્નિનો ભય દૂર થાય છે.

**रक्तेक्षणं समदकोकिलकण्ठनीलं**
**क्रोधोद्धतं फणिनमुत्फणमापतन्तम् ।**
**आक्रामति क्रमयुगेन निरस्तशङ्क—**
**स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ४१ ॥**

**સમશ્લોકી**

જે રક્ત નેત્ર પીક-કંઠ સમાન કાળો,
ઊંચી ફણે સરપ સન્મુખ આવનારો;
તેને નીશંક જન તે ઉલંઘી ચાલે,
ત્વં નામ નાગદમની દીલ જેહ ધારે—૪૧

શ્લોકાર્થઃ—જે પુરુષના હૃદયમાં તમારા નામરૂપી નાગદમની (ઔષધિ) રહેલી હોય, તે પુરુષ શંકા રહિત થઈને, લાલ નેત્રવાળા મદોન્મત્ત કોયલના કંઠ જેવા શ્યામ વર્ણ

વાળા, ક્રોધથી ઉદ્ધત થએલા, ઊંચી ફણાવાળા અને સન્મુખ આવતા એવા સર્પને પણ પોતાના ચરણ યુગલે કરીને ઉલ્લંઘે છે.—૪૧

## વાર્તા ૨૪ મી શ્લોક ૪૧ મો

**નર્મદા** નદીના કાંઠા પર આવેલા 'નર્મદપુર' નામના નગરમાં '**મહેભ્ય**'[૧] નામનો એક શેઠ રહેતો હતો, તે ઘણો ધનવાન તથા ગુણવાન હતો. તેને એક કલા અને ગુણે કરીને સંપૂર્ણ **દઢવ્રતા**[૨] નામની એક સુંદર પુત્રી હતી, જે હમેશાં એકાગ્રચિત્તે **ભક્તામર** સ્તોત્રનું શુદ્ધ ઉચ્ચાર પૂર્વક સ્મરણ કરતી હતી.

એક વખતે **દશપુર** નામના શહેરનો **કર્મણ**[૩] નામનો એક શાહુકાર વ્યાપાર માટે ત્યાં આવ્યો હતો જે મેશરી હતો. **કર્મણ** અને **મહેભ્ય** શ્રેષ્ઠિ વચ્ચે વ્યાપારના સંબંધને લીધે ગાઢ મૈત્રી બંધાઈ. એક સમયે **કર્મણને મહેભ્ય** શ્રેષ્ઠિએ પોતાના ઘેર જમવાનું આમંત્રણ કર્યું, જમતાં જમતાં શ્રેષ્ઠિની પુત્રી **કર્મણના** જોવામાં આવી, અને જોતાંની સાથે જ તેણીના ઉપર તેને અનુરાગ ઉત્પન્ન થયો. તેણીના પ્રત્યે બહુ જ અનુરાગ હોવાને લીધે **કર્મણે** કપટથી શ્રાવકની ક્રિયાઓ કરવા માંડી અને તેણીને પરણવા માટે પોતાની લક્ષ્મીના બળથી ઘણા શ્રાવકોને પોતાના મિત્રો બનાવ્યા. કહ્યું છે કેઃ—

"क्रतौ विवाहे व्यसने रिपुक्षये
प्रियासु नारीष्वधनेषु बन्धुषु ।
यशस्करे कर्मणि मित्रसंग्रहे
धनव्ययोऽष्टासु न गण्यते बुधैः ॥ १ ॥"

અર્થાત્—પૂજામાં, વિવાહમાં, વ્યસન—કષ્ટમાં, શત્રુનો નાશ કરવામાં, પ્રિય સ્ત્રીના વિષયમાં, ધન રહિત કુટુંબમાં, યશ વિસ્તારે તેવા કાર્યમાં અને મિત્રો બનાવવામાં, એ આઠ કાર્યમાં પંડિત પુરુષો ધનનો વ્યય ગમે તેટલો થાય તેને ગણકારતા નથી.

**કર્મણ** શ્રેષ્ઠિએ મિત્રતાના સંબંધના લીધે **મહેભ્ય** શ્રેષ્ઠિ પાસે કન્યાની માગણી કરી.

कुलं च शीलं च सनाथता च
विद्या च वित्तं च वपुर्वयश्च ।
एतानि सप्त प्रविलोक्य देयात्
ततः परं भाग्यवशा हि कन्या ॥ १ ॥

અર્થાત્—કુલ, શીળ, સનાથતા, વિદ્યા, ધન, શરીર અને વય, આ સાત વસ્તુ બરાબર તપાસી કન્યા આપવી જોઈએ. પછી તો કન્યાના ભાગ્ય પર આધાર છે.

આ પ્રમાણેનો વિચાર કરી **મહેભ્ય** શ્રેષ્ઠિએ **કર્મણની** સાથે પોતાની કન્યા **દઢવ્રતાને**

૧ **क**માં શેઠનું નામ 'સીરચંદ છે' જ્યારે **ग**માં શેઠનું નામ 'મહેન્દ્ર' છે. ૨ **क**માં પુત્રીનું નામ 'સુવ્રતા' છે. ૩. **क**માં શેઠનું નામ 'વિદ્યાચંદ' છે. જ્યારે **ग**માં 'કર્મચંદ' નામ છે.

પરણાવી. પરણીને કર્મણ પોતાની નવવધૂ સાથે પોતાના ગામ **દશપુર** આવ્યો. **દૃઢવ્રતા** પોતાને સાસરે આવી અને પતિભક્તિની સાથે સ્વધર્મને વળગી રહી. ઉપવાસ, સામાયિક, વ્રત, નિયમ, જૈનશાસ્ત્રનું વાંચન, મનન, દેવદર્શન વગેરે ધાર્મિક ક્રિયાઓ કરવા લાગી. તેણી પરમ શ્રાવિકા હોવાથી રાત્રિ–ભોજન કરતી નહિ, બીજા દેવોને વંદન–નમસ્કાર કરતી નહિ, અભક્ષ તથા અનંત–કાયનું ભક્ષણ કરતી નહિ. આવી રીતે **કર્મણ**ના કુટુંબીઓ **દૃઢવ્રતા**ને પોતાના કુલાચાર તથા ધર્મથી વિરૂદ્ધ ક્રિયાઓ કરતી જોઇ તેના પર દ્વેષ કરવા લાગ્યાં, તથા તેનો વાતવાતમાં તિરસ્કાર–અપમાન વગેરે કરવા લાગ્યાં. તેમ જ તેણીની સન્મુખ જૈનધર્મની હાંસી–નિંદા કરી જેમ બને તેમ તેણીને કષ્ટ આપવા લાગ્યાં.

આ બધું જાણીને **કર્મણે** એક વખતે **દૃઢવ્રતાને** કહ્યું કે:—"પ્રિયે! આપણા કુલને ઉચિત ધર્મનું આચારણ કર, કારણકે પતિ જે પ્રમાણે ધર્મ પાળતો હોય તે પ્રમાણે પતિવ્રતા પત્નિએ પણ પતિના માર્ગને અનુસરવું જોઈએ." આ પ્રમાણે કહેવા છતાં પણ તેણીએ પોતાનો ધર્મ ન ત્યજ્યો.

**દૃઢવ્રતાનાં** શ્વસુરપક્ષવાળાઓએ **કર્મણ**નાં બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યાં. તે નવી સ્ત્રી **કર્મણ**ના ધર્મની જ હતી, અને વળી કાંઇક વધારે ચાલાક હોવાથી તેના પર **કર્મણ**ની વધારે પ્રીતિ થઈ. **દૃઢવ્રતા**એ એક વખત પોતાના પતિ **કર્મણ**ને કહ્યું કે:–"સ્વામિનાથ! રાત્રિભોજનમાં મહાન દોષ સમાએલા છે કહ્યું છે કે:—

> " उलुककाकमार्जार–गृध्रशम्वरशूकराः ।
> अहिवृश्चिकगोधाश्च, जायन्ते रात्रिभोजनात् ॥ १ ॥ "

અર્થાત્:—રાત્રિભોજન કરવાથી ઘુવડ, કાગડો, બિલાડી, ગીધ, શીયાળ, ભૂંડ, સર્પ, વીંછી અને ઘોમાં ઉત્પન્ન થવું પડે છે.

આ પ્રમાણે કહેવા છતાં પણ દુઃખે નિવારણ કરી શકાય તેવા દર્શનરાગને લીધે તેનું વચન **કર્મણે** માન્યું નહિ.

એક દિવસે નવી સ્ત્રીએ **કર્મણ**ને કહ્યું કે:—"સ્વામિન્! **દૃઢવ્રતા** પાપિણી અને અભિમાની છે. જુઓ તો ખરા, તે આપણા દેવગુરુની બહુ જ નિંદા કરે છે, અને કોઈ પણ રીતે પોતાના દેવગુરુને વંદન-નમન કરવા જાય છે, આવી સ્ત્રી આપણા કુળમાં કલંક રૂપ છે. આપ એને કાંઈ કહેતા નથી તેથી તે વધારે અભિમાની થતી જાય છે. હું તો આવી વર્તણુંક એક ઘડી પણ સહન ન કરી શકું પણ શું કરૂં? તમારે લીધે પૂજ્ય ગુરુદેવ વગેરેની નિંદા સહન કરવી પડે છે."

આવી રીતની અનેક પ્રકારની યુક્તિવાલી વાતો કરી **કર્મણ**નો **દૃઢવ્રતા** પરનો સ્નેહ તદ્દન ઉતારી નાંખ્યો, એટલું જ નહિ પણ દ્વેષની વૃદ્ધિ કરી **કર્મણ** કોઈ પણ ઉપાયથી

દૃઢવતાનો નાશ કરવાનો વિચાર કરી તેના ઉપાયો શોધવા લાગ્યો. છેવટે એક દિવસે એક ગારૂડીને બોલાવી તેને કેટલુંક ધન આપી **કર્મણે** કહ્યું કે—" ઘણો જ ઝેરી સર્પ લાવી મને આપી જજે, મને તેની બહુ જ જરૂર છે."

ગારૂડીએ **કર્મણ**ના કહ્યા પ્રમાણે એક ભયંકર ઝેરી સર્પ લઇ આવી તેને સોંપ્યો. **કર્મણે** તે સર્પને લઈ એક ઘડામાં પૂરી પોતાના શયનગૃહમાં મૂક્યો. રાત્રિના સમયે **કર્મણે** બંને સ્ત્રીઓ સાથે [ નવી સાથે શુદ્ધ વિચારથી અને **દઢવ્રતા**ની સાથે કપટથી] આનંદ વિનોદ કરીને જ્યારે સૂઇ રહેવાનો વખત થયો ત્યારે **દઢવ્રતા**ને કહ્યું કેઃ—" હે પ્રિયા ! હું એક વાત તો તદ્દન ભૂલી ગયો. તે એ કે આજ હું તારા માટે એક ઘણી જ સુન્દર ફૂલની માળા લાવ્યો છું."

**દઢવ્રતા** પોતાની શોકયની ઈર્ષા અને કહેવાથી સર્પ મંગાવી ઘડામાં પૂર્યો હતો તે દરેક હકીકત જાણતી હતી, છતાં તે સર્વભાવને દબાવી ઘણા જ ઉમંગથી **કર્મણ** પ્રત્યે બોલી કેઃ—" પ્રાણનાથ ! તે માળા કયાં રાખી છે? હું હમણાં જ તેને લાવી પહેરૂં મારા જેવી હતભાગિનીના ઉપર આજ આપની કૃપા થઇ છે તેથી મને બહુ જ સંતોષ અને આનંદ થયો છે."

**કર્મણે** હાથની નિશાની કરી જે ઘડામાં સર્પ પૂર્યો હતો તે બતાવ્યો અને તેમાં ફૂલની માળા છે એમ કહ્યું. **દઢવ્રતા** 'रक्तेक्षणं समदकोकिल०' એ શ્લોકનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરતી જલદીથી જે ઘડામાં સર્પ પૂર્યો હતો તે ઘડા નજીક જઇ ઘડાને ખુલ્લો કરી તેમાંથી માળા કાઢી ઘણા જ આનંદથી હસતી હસતી પોતાના સ્વામી પાસે આવી. સર્પને બદલે ફૂલની માળા જોઈ બંને ધૂર્ત્ત સ્ત્રીપુરુષના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

**કર્મણ** પોતાનો કપટભાવ છુપાવી બોલ્યો કેઃ—" પ્રિયે ! કહો કેવી સુંદર માળા છે? અને હવે તમે ગળામાં પહેરી જુઓ કે તમને કેવી શોભે છે ? "

**દઢવ્રતા**એ હાસ્ય અને આંતરભાવ છુપાવી એકદમ પોતે માળા પહેરી લીધી. થોડી વાર પહેરી રાખી પછી ગળામાંથી કાઢી પોતાના ભદ્રિક સ્વભાવને લીધે બોલીઃ-" જીવન-સર્વસ્વ ! આપ પોતે પણ પહેરી જુઓ, આપના સુંદર ગળામાં તો મારાથી પણ વધારે શોભા આપશે."

આટલું કહી **દઢવ્રતા** પોતાના પતિના ગળામાં તે માળા પહેરાવવા જાય છે, ત્યાં એકાએક કોઇ સ્વર્ગીય સુંદરી આકસ્મિક રીતે આવી અને તેણે **દઢવ્રતા**નો હાથ પકડી લીધો. તે સુંદરી **કર્મણ** અને તેની નવી સ્ત્રી પ્રત્યે બોલી કેઃ—" પાપીજનો ! આ સુશીલ અને સરલહૃદયા ધર્મિષ્ટ સ્ત્રીપર તમે શા માટે જુલમ ગુજારો છો ? એટલું પણ શું તમે જાણતાં ન હતાં કે તમોએ મંગાવેલ સર્પ અને તે વડે કરીને તમોએ **દઢવ્રતા**નો લેવા

ધારેલા જીવ—એ વાત કોઇથી છાની નથી ? તમે જાણતાં નથી કે તે **દઢવ્રતા**ની પાસે એક અમૂલ્ય વસ્તુ છે કે જેનાથી તમે એને હેરાન કરી શકો જ નહિ; પરંતુ તમને જ સ્હામું દુઃખ ભોગવવું પડશે. હું અત્યારે તમારા પર દયા કરૂં છું તે તમારા પોતાના માટે નહિ પણ **દઢવ્રતા** કે જે તદ્દન સરલ હૃદયની અને નિર્દોષ છે તેના હિતને ખાતર જ કારણ કે જે ફૂલની માળા **દઢવ્રતા**ના હાથમાં છે તે મૂળ તો સર્પ જ છે પણ **દઢવ્રતા**ની ધર્મશ્રદ્ધા અને તેની પાસેના અમૂલ્ય મન્ત્રયોગથી તે ફૂલની માળા પોતાના જ માટે થઈ છે, પણ જો તે ફૂલની માળા તમારા ગળામાં પડે તો તે જ વખતે તે માળા મટી જઈ સર્પ જ થાય, અને તેના દંશથી તમારૂં મૃત્યુ થાય, જેથી **દઢવ્રતા**ને શિરે વૈધવ્યનું દુઃખ આવી પડે. તે દુઃખ ન આવે તેટલા માટે જ મેં તેનો હાથ પકડી રાખેલો છે. હવે જો તમે પોતે તમારૂં ભલું ચાહતા હો તો તેના ઉપર ગુજારેલા જુલમોની ક્ષમાપના માંગો અને હવે પછી એવી પ્રતિજ્ઞા કરો કે કોઈ પણ વખતે તેનો અપરાધ, તેની અવગણના, અપમાન વગેરે કાંઈ પણ નહિ કરતાં યોગ્ય સન્માન આપીશું." આટલું કહી દેવી **ચક્રેશ્વરી** પોતાના સ્થાનકે ગયાં.

દેવીના ગયા પછી **કર્મણ** અને તેની નવી સ્ત્રી બંનેએ **દઢવ્રતા**ની ક્ષમાપના માંગવા માટે તેણીના પગમાં મસ્તક નમાવ્યું. **દઢવ્રતા** સતી હતી તેથી પતિને એકદમ ઉઠાડી લઈ પોતે જ વિનય કરવા લાગી. આવું અદ્‌ભુત આશ્ચર્ય જોઈ **કર્મણ** તથા તેની નવી સ્ત્રીએ પણ જૈનધર્મ અંગીકાર કર્યો. આ પ્રમાણે ધર્મ અને પ્રભુભક્તિમાં નિશ્ચલ રહેવાથી પતિના તિરસ્કારને પાત્ર હતી તે **દઢવ્રતા** સત્કારને પાત્ર થઈ અને સુખે જીંદગી ગુજારવા લાગી.

**મન્ત્રામ્નાયઃ**—ॐ हं हं हंसः सर्प हंसः जं ज्ञा हंसः जा गुं हंसः । આ મન્ત્રાક્ષરો જપવાથી સાપના કષ્ટનું નિવારણ થાય છે. [આ મન્ત્રામ્નાય અશુદ્ધ હોય એવું લાગે છે].

वल्गत्तुरंगगजगर्जितभीमनाद—
 माजौ बलं बलवतामपि भूपतीनाम् ।
उद्यद्दिवाकरमयूखशिखापविद्धं
 त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ॥ ४२ ॥

**સમશ્લોકી**

નાચે તુરંગ ગજ શબ્દ કરે મહાન,
 એવું રણે નૃપતિનું બળવાન સૈન્ય;
ભેદાય છે તિમિર જેમ રવિ કરેથી,
 છેદાય શીઘ્ર ત્યમ તે તુજ કીર્તનેથી.—૪૨

**શ્લોકાર્થ:**—જેમાં યુદ્ધ કરતા ઘોડાઓ અને હાથીઓની ગર્જનાઓ તથા વીરોના ભયંકર સિંહનાદ થતા હોય છે એવા બળવાન રાજાઓનું સૈન્ય તમારા નામ માત્રનું સ્મરણ

કરવાથી જ ઉદય પામતા સૂર્યના કિરણોના અગ્રભાગવડે ભેદાએલા અંધકારની જેમ તત્કાળ નાશ પામે છે.—૪૨

कुन्ताग्रभिन्नगजशोणितवारिवाह–
वेगावतारतरणातुरयोधभीमे ।
युद्धे जयं विजितदुर्जयजेयपक्षा–
स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ४३ ॥

સમશ્લોકી

ભાલા થકી હણીત હસ્તિ રૂધિર વ્હે છે,
યોદ્ધા પ્રવાહ થકી આતુર જ્યાં તરે છે;
એવા યુદ્ધે અજીત શત્રુ જીતે જનો તે—
ત્વત્પાદ પંકજરૂપી વન શર્ણ લે જે—૪૩

શ્લોકાર્થ:—ભાલાના અગ્રભાગથી ભેદાએલા હાથીઓના રૂધિરરૂપી જલપ્રવાહમાં વેગથી પ્રવેશ કરી તેને તરી જવા માટે વ્યાકુળ થએલા વીરો વડે ભયંકર દેખાતા યુદ્ધને વિષે તમારા ચરણરૂપ કમળવનનો આશ્રય કરનાર મનુષ્યો દુર્જય શત્રુઓનો પરાભવ કરી વિજય મેળવે છે.—૪૩

## વાર્તા ૨૫મી શ્લોક ૪૨-૪૩મા

**મથુરા**[1] નામની નગરીમાં **રણકેતુ** નામનો એક મહાપરાક્રમી અને બલવાન્ રાજા હતો, તેને એક **ગુણવર્મા**[2] નામનો જૈનધર્માનુરક્ત, દુષ્ટપાખંડીઓથી વિરક્ત, **ભક્તામરસ્તોત્ર** જપવામાં આસક્ત, દાનેશ્વરી, અને પ્રભુ પ્રત્યે અતિશય શ્રદ્ધાવાળો નાનો ભાઈ હતો.

એક દિવસે **રણકેતુની** પટ્ટરાણીએ કહ્યું કે:—"હે દેવ! આ **ગુણવર્મા** નગરજનોમાં અતિપ્રિય તથા કીર્તિવાળો છે, તેથી તે કોઈ દિવસ આપને રાજ્યભ્રષ્ટ કરી પોતે જ રાજ્ય પચાવી પડશે. રાજ્યનું હરણ કરી શકે એવો ભાઈ હોય તો પણ તેને શત્રુ ગણવો. કહ્યું છે કે:—

"तुल्यार्थं तुल्यसामर्थ्यं, मर्मज्ञं व्यवसायिनम् ।
अर्धराज्यहरं मित्रं, यो न हन्यात् स हन्यते ॥ १ ॥"

અર્થાત્:—તુલ્ય પ્રયોજનવાળા, સમાન સામર્થ્યવાળા, રહસ્યને જાણનાર, વ્યવસાયી અને અર્ધરાજ્ય લઈ લેનાર મિત્રને પણ જે રાજા ન હણે તે પોતે જ હણાય છે.

રાજા બોલ્યો કે:—"હે દેવી! બંને સગાભાઈઓમાં વૈમનસ્ય હું શા માટે કરૂં? જગતમાં ભાઈ મળવો દુર્લભ છે. કહ્યું છે કે:—

૧ ક્રમાં નગરીનું નામ 'મિથિલા' આપેલું છે. ૨ ક્રમાં ભાઈનું નામ'ગુહવર્મા' છે.

"देशे देशे कलत्राणि, देशे देशे च सूनवः ।
तं देशं नैव पश्यामि, यत्र भ्राता सहोदरः ॥ १ ॥"

અર્થાત્—દરેક દેશમાં સ્ત્રીઓ અને પુત્રો તો દેખાય છે, પણ તેવા દેશને હું જોતો નથી કે જ્યાં સહોદર ભાઈ હોય છે.

રાણીએ કહ્યું કેઃ—"દુશ્મન તરીકે સગપણ શું? તમારો જે પુત્ર છે તેને રાજ્ય ક્યાંથી મળશે? તમારા હાથમાંથી રાજ્ય ગયા પછી, તમારૂં નામ પણ કોઈ નહિ ગ્રહણ કરે."

રાણીનાં આવાં વચનો સાંભળી તે સત્ય માની રાજ્યલોભને લીધે પોતાના પ્રિય લઘુ બંધુને કાંઈ પણ હિતાહિતનો વિચાર કર્યા વિના જ એકદમ પોતાના દેશ બહાર ચાલ્યા જવાનો હુકમ કર્યો.

રાજાનો હુકમ મળતાંની સાથે જ **ગુણવર્મા** પોતાના બળની તથા ભાગ્યની પરીક્ષા કરવા માટે પોતાના ભાઈનો દેશ છોડી ચાલી નીકળ્યો, તે સમયે વર્ષાઋતુ ચાલુ હતી, તેથી ફરતો ફરતો તે એક જંગલમાં પહોંચ્યો અને ત્યાં આવેલા કોઈ એક પર્વત પરની ગુફામાં ફળફૂલાદિનો આહાર કરી પોતાનું જીવન શાંતિથી ગુજારવા લાગ્યો.

ગુફામાં રહ્યો રહ્યો પંચપરમેષ્ઠિ મહામન્ત્રનો તથા **ભક્તામરના** ૪૩મા શ્લોકનું હમેશાં એકાગ્રચિત્તે તે ચિંતવન કરતો હતો, તેવામાં એક દિવસે **અપ્રતિચક્રા (ચક્રેશ્વરી)** દેવી પ્રગટ થયાં અને તેને કહ્યું કેઃ—"તું વરદાન માગ."

**ગુણવર્માએ** કહ્યુંઃ—"મને રાજ્ય અપાવો."

દેવીએ રાજ્ય અપાવવાનું વચન આપ્યું અને પછી તુરત જ અદૃશ્ય થઈ ગયાં.

એક વખતે **રણકેતુ** રાજા પોતાના શત્રુપર વિજય મેળવવા જતો હતો, પરંતુ રસ્તામાં જ જે સ્થળે **ગુણવર્મા** રહેતો હતો તે રસ્તે થઈને જતાં રાત્રિ પડી જવાથી પર્વતની પાસેના એક ભાગમાં લશ્કર સહિત તેને પોતાનો પડાવ નાખ્યો.

**ગુણવર્માને** તે પર્વતની ગુફામાં જ રહેતો જોઈને **રણુકેતુ** વિચારવા લાગ્યો કેઃ— "મારા રાજ્યનો ખરો શત્રુ તો અહીં જ રહે છે, અને કોણ જાણે સમય વીતતાં તે શું નહિ કરે? માટે એનો મૂળમાંથી નાશ કરવો જ ઉચિત છે."

આ પ્રમાણે વિચાર કરતાંની સાથે જ **રણકેતુએ** પોતાના સૈન્યને આજ્ઞા કરી કેઃ— "જાઓ, આ સામેની ગુફાને ઘેરી લો અને તોપોથી ઉડાવી દો."

**રણકેતુની** આજ્ઞા થતાં જ લશ્કરે ગુફાને ઘેરી લીધી અને એકદમ ઉપરાઉપરી તોપો છોડવા માંડી. **ગુણવર્મા** શાંતિથી ગુફામાં બેઠો હતો તે આ તોપોના ધડાકા સાંભળી આશ્ચર્ય પામ્યો અને વિચારવા લાગ્યો કે કોઈ શિકારી આવ્યો હશે તેથી આ અવાજ

થાય છે. આ વિચારથી પોતે ગુફાની બહાર નીકળ્યો, જેવો ગુફાની બહાર આવે છે તેવો જ તે ગુફાની ચારે બાજુ ઘેરી વળેલાં પોતાના ભાઇના સૈન્યને જોવા લાગ્યો.

**ગુણવર્મા** તુરત જ સેંકડો હરણીઆઓના ટોળામાં જેમ એક કેસરીસિંહ હોય તેવી રીતે એકલો આખા સૈન્યમાં ઘુમી વળ્યો અને ક્ષણવારમાં તો સૂર્યથી જેમ અંધકાર દૂર થઈ જાય, તેમ **રણકેતુના** સૈન્યને **ચક્રેશ્વરી** દેવીના વરદાનના પ્રભાવથી અસ્તવ્યસ્ત કરી નાખ્યું. રાજાના રથના છત્ર, શસ્ત્ર વગેરે પણ **ગુણવર્માએ** ક્ષણવારમાં પાડી નાંખ્યા, વનદેવતાએ પણ **ગુણવર્માનો** જયજયારવ કરી તેના ઉપર ફૂલોની વૃષ્ટિ કરી. કુલવાન તથા વિનયી હોવાને લીધે **ગુણવર્મા** પોતાના મોટાભાઈના પગમાં પડ્યો. કહ્યું છે કે:—

"नमन्ति सफला वृक्षा, नमन्ति कुलजा नराः ।
शुष्कं काष्ठं च मूर्खाश्च, भजन्ति न नमन्ति च ॥ १ ॥
साली भरेण तोयेण, जलहरा फलभरेण तरुसिहरा ।
विणयेण य सप्पुरिसा, नमन्ति न हु कस्सइ भएण ॥ २ ॥"

અર્થાત્‌:—ફળવાળા વૃક્ષો નમે છે, કુળવાન મનુષ્યો નમે છે. પરંતુ સૂકું લાકડું અને મૂર્ખ કોઇની સેવા કરતા નથી અને કોઇને નમતા એ નથી. શાળી ભારવડે; મેઘ પાણીવડે, વૃક્ષો ફળના ભારથી અને સત્પુરુષો વિનયથી નમે છે, પરંતુ કોઇના ભયથી નમતા નથી.

**રણકેતુ** રાજા પોતાના ભાઇના વિનયથી લજ્જા પામ્યો, અને ઘણો જ પશ્ચાતાપ કરવા લાગ્યો. તેને પોતાના સંસાર પરથી વૈરાગ્ય આવ્યો અને ચિંતવવા લાગ્યો કેઃ—

"अर्थं धिगस्तु बहुवैरकरं नराणां
राज्यं धिगस्तु सततं बहुशङ्कनीयम् ।
रूपं धिगस्तु नियतं परिहीयमानं
देहं धिगस्तु परिपुष्टमपि व्रणाशि ॥ १ ॥"

અર્થાત્‌:—મનુષ્યોમાં પરસ્પર વૈર ઉત્પન્ન કરનાર અર્થ-પૈસાને ધિક્કાર હો. નિરંતર શંકાને યોગ્ય રાજ્યને ધિક્કાર થાઓ, નિયતપણે ક્ષીણ થતા રૂપને ધિક્કાર થાઓ, અને અત્યંત પુષ્ટ હોવા છતાં પણ જેમાં રોગો રહેલા છે એવા શરીરને ધિક્કાર થાઓ.

વળી કહ્યું છે કેઃ—"अवश्यं यातारश्चिरतरमुषित्वाऽपि विषया
वियोगे को भेदस्त्यजति न जनो यत् स्वयममून् ।
व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः
स्वयं त्यक्तास्त्वेते शमसुखमनन्तं विदधति ॥ १ ॥"

અર્થાત્‌:—મનુષ્યો જો વિવેકપૂર્વક વિષયોનો ત્યાગ ન કરે તો લાંબો કાળ સાથે રહીને પણ વિષયો તો અવશ્ય જનાર જ છે. બંને રીતે થતા વિયોગમાં શું ભેદ છે કે મનુષ્યો પોતાની મેળે વિષયોનો ત્યાગ કરતા નથી ? વિષયો સ્વતંત્રપણે ચાલ્યા જાય તો ઘણું

પરિતાપ માટે થાય છે. તેને જ મનુષ્યો વિવેકપૂર્વક ત્યાગ કરે તો તે અનંતુ શમ-શાંતિનું સુખ ઉત્પન્ન કરે છે.

વળી જો મેં પહેલાં સ્ત્રીના વચનોથી નાના ભાઇને દેશનિકાલ ન કર્યો હોત, તો યુદ્ધમાં પરાજિત થવાનો સમય ન આવત, એકાંતે સ્વાર્થમાં જ રક્ત અને અનર્થ કરવાની પ્રેરણા કરનાર સ્ત્રી જાતિને ધિક્કાર હો! પુરુષ પણ તેણીને વિષે આસક્ત થએલો પોતાનું ભાન ભૂલીને જડ જેવો બની જાય છે. કહ્યું છે કેઃ—

" तावदेव पुरुषः सचेतन--
स्तावदाकलयति क्रमाक्रमौ ।
यावदेव न कुरङ्गचक्षुषां
ताड्यते चपललोचनाञ्चलैः ॥ १ ॥
संपीडयेवाहिद्रंष्ट्राग्नि-यमजिह्वाविषाङ्कुरान् ।
जगज्जिघत्सुना नार्यः, कृताः क्रूरेण वेधसा ॥ २ ॥
संसार ! तव पर्यन्त-पदवी न दवीयसी ।
अन्तरा दुस्तरा न स्यु-र्यदि रे मदिरेक्षणाः ॥ ३ ॥ "

અર્થાત્‌ઃ—ત્યાં સુધી જ પુરુષ સચેતન-ચેતનાવાળો છે, ત્યાં સુધી જ ક્રમાક્રમ સમજે છે કે જ્યાં સુધી હરણ જેવા નેત્રવાળી સ્ત્રીના લોચનના પ્રાંતભાગથી તાડિત થએલ નથી. સર્પની દાઢા, અગ્નિ, યમની જિહ્વા અને વિષ એ સઘળાને પીડીને જ હોય નહિ તેમ જગતને ખાઈ જવાને ઈચ્છતા ક્રૂર બ્રહ્માએ સ્ત્રીઓ બનાવી છે. લાલ નેત્રવાળી દુઃખપૂર્વક તરાય તેવી સ્ત્રીઓ વચમાં ન હોય તો હે સંસાર! તારૂં છેવટનું સ્થાન બહુ દૂર નથી.

આ પ્રમાણે વિચાર કરીને રાજાએ પોતાના સામંતો વગેરે સાથે મસલત કરીને **ગુણવર્માને** પોતાની રાજગાદી સોંપવાનો નિશ્ચય કર્યો. શુભમુહૂર્તે **ગુણવર્માને** સિંહાસન ઉપર બેસાડીને તીર્થજલ વગેરે સુગંધી દ્રવ્યોથી રાજાએ પોતે **ગુણવર્માનો** અભિષેક કર્યો અને પોતે જટાધારી યોગી થઇને જંગલમાં ચાલ્યો ગયો.

**ગુણવર્મા** પોતાના વડીલ ભાઇની પ્રકૃતિ આમ એકાએક ફરી ગએલી જોઈ આશ્ચર્ય પામ્યો અને વડીલબંધુના વિયોગથી વધારે દુઃખી થયો. પોતાની ઇચ્છા રાજ્ય કરવાની નહિ હોવા છતાં પણ રાજ્યમાં અવ્યવસ્થા ઉત્પન્ન ન થાય, શત્રુઓ આવી પ્રજાને દુઃખ ન આપે તેમ વિચારીને તેણે રાજ્યનો સ્વીકાર કર્યો. **ગુણવર્મા** રાજા થયા પછી હમેશાં ગુરુના ઉપદેશનું શ્રવણ કરતો, વખતો વખત તીર્થયાત્રા કરતો, પરોપકારી કાર્યો કરતો પોતાનો મનુષ્યભવ સફલ કરવા લાગ્યો અને જૈનધર્મની પ્રભાવનામાં વૃદ્ધિ કરવા લાગ્યો. વળી તે પરમજૈન **ગુણવર્મા** રાજા પર્વતિથિએ પોતાના પાપોનાં નિવારણને માટે અતિચાર રહિત સામાયિક પૌષધાદિક વ્રતોનું પાલન કરતો શાંતિથી જીવન ગુજારવા લાગ્યો,

મન્ત્રામ્નાયઃ— ॐ अट्टी (ट्टे ?) मट्टी (ट्टे ?) सव्वं (वें) पिशुणं दलनं घरट्टी जो समरै (रे) पंचवट्टी ताकै (के) अरि पर उंघावट्टी ॐ ठः [ ठः ] स्वाहा ।

આ મન્ત્રાક્ષર જપવાથી સંગ્રામના ભયનો નાશ થાય છે.

अम्भोनिधौ क्षुभितभीषणनक्रचक्र-
पाठीनपीठभयदोल्बणवाडवाग्नौ ।
रङ्गत्तरङ्गशिखरस्थितयानपात्रा-
स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४४ ॥

સમશ્લોકી

જ્યાં ઉછળે મગર મચ્છ તરંગ ઝાઝા,
ને વાડવાગ્નિ ભયકારી થકી ભરેલા;
એવા જ સાગર વિષે સ્થિત નાવ જે છે,
તે નિર્ભયે તુજ તણા સ્મરણે તરે છે.—૪૪

શ્લોકાર્થ—હે સ્વામી ! જેમાં ભયંકર મગરના સમૂહ તથા પાઠીન અને પીઠ નામનાં મત્સ્યો તથા ભયંકર દેદીપ્યમાન વાડવાનલ અગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો છે, તેવા સમુદ્રમાં જેમના વહાણો ઉછળતા તરંગોના—મોજાઓના અગ્રભાગપર રહેલા છે એવા વહાણવાળા પુરુષો પણ તમારૂં સ્મરણ માત્ર કરવાથી જ ભય રહિત થઈ નિર્વિઘ્નપણે વાંછિત સ્થાને પહોંચી જાય છે.—૪૪

વાર્તા ૨૬ મી શ્લોક ૪૪

ધન, સુવર્ણ, રત્ન તથા નંદનવન સમાન બગીચાઓથી સુશોભિત **તામ્રલિપ્તી**[1] નામની નગરીમાં **ધનાવહ**[2] નામનો એક શેઠ રહેતો હતો. તે પોતે એક વખત નગરમાં પધારેલા **શ્રીજિનેશ્વરસૂરિ**[3] નામના જૈન સાધુ પાસે વ્યાખ્યાન સાંભળવા ગયો, આચાર્યશ્રીએ ઉપદેશ આપતાં કહ્યું કેઃ—

" वन्द्यास्तीर्थकृतः सुरेन्द्रमहिताः पूजां विधायामलां
सेव्याः सन्मुनयश्च वन्द्यचरणाः श्रव्यं च जैनं वचः ।
सच्छीलं परिपालनीयमतुलं कार्यं तपो निर्मलं
ध्येया पञ्चनमस्कृतिश्च विदुषा भाव्या च सद्भावना ॥ १ ॥ "

અર્થાતઃ—ચિત્તની શુદ્ધિ પૂર્વક નિર્મળ પૂજા કરીને દેવેંદ્રો વડે પૂજ્ય તીર્થંકરોને નમસ્કાર કરવો જોઇએ, જેના ચરણો ભવ્યાત્માઓવડે વંદનીય છે તેવા મુનિઓની સેવા

૧ क માં ગામનું નામ 'તીરપુર' બંદર છે, જ્યારે ग મા ગામનુ નામ 'તામલી' છે. ૨ क માં શેઠનું નામ 'વિજયશેઠ' છે, જ્યારે ग માં 'ધનચંદ' છે. ૩ क માં મુનિનુ નામ નિશાન પણ નથી, જ્યારે ग માં 'ચંદ્રકીર્તિ' નામ છે.

કરવી જોઈએ, જિનેશ્વરોના વચનને સાંભળવું જોઈએ, ઉત્તમ શીલ પાળવું જોઈએ, અને નિર્મળ તપ કરવું જોઇએ, પંચપરમેષ્ઠિનું ધ્યાન કરવું જોઇએ અને ઉત્તમ બાર ભાવનાઓ ભાવવી જોઈએ.

તેમાં પણ જીવોને વિષે જે દયારૂપી ધર્મ તે સર્વ ધર્મોમાં ઉત્તમ છે.

"देविंदचक्कवट्टि-त्तणाइं भुत्तूण सिवसुहमणंतं ।
पत्ता अणंतसत्ता, अभयं दाउण जीवाणं ॥ १ ॥
यो दद्यात् काञ्चनं मेरुं, कृत्स्नां चापि वसुन्धराम् ।
सागरं रत्नपूर्णं वा, न च तुल्यमहिंसया ॥ २ ॥
हंतूण परप्पाणे, अप्पाणं जो करेइ सप्पाणम् ।
अप्पाणं दिवसाणं, कएण नासेइ अप्पाणम् ॥ ३ ॥"

અર્થાત્ઃ—જીવોને અભયદાન આપીને અનંત આત્માઓ દેવેન્દ્ર અને ચક્રવર્ત્તિના ભોગો ભોગવીને અનંત શિવસુખને પામ્યા છે, જો કોઇ ભવ્યાત્મા દાનમાં સોનાનો મેરૂ આપે અથવા સંપૂર્ણ પૃથ્વી આપે અથવા રત્નથી ભરેલો સમુદ્ર આપે તો પણ તે અહિંસાની સમાન નથી.

જે કોઇ બીજાના પ્રાણોને હણી પોતાના પ્રાણને બચાવે છે, તે થોડા દિવસના માટે જ થાય છે કેમકે બીજાના પ્રાણોનો નાશ કરી ખરેખર તે પોતાનો જ નાશ કરે છે.

આ પ્રમાણે ગુરુ મહારાજનો ઉપદેશ સાંભળીને પ્રાણાંતે પણ નિરપરાધી જીવને હણવો અને હણાવવો નહિં એ પ્રમાણે **ધનાવહ** શેઠે વ્રત લીધું અને જૈનધર્મનો પોતે સ્વીકાર કર્યો, અને હમેશાં **ભક્તામર**સ્તોત્રનો પાઠ કરવો શરૂ કર્યો.

**ધનાવહ** શેઠે એક દિવસે વિચાર કર્યો કે ઘણું ધન હોવા છતાં પણ જો બહારની ચાલુ આવક ન હોય અને ખર્ચ હમેશાં થયા કરતું હોય તો કોઇ એક દિવસે પોતાની પાસેના ધનનો સર્વથા નાશ થઇ જાય છે, માટે ગૃહસ્થે ધન વધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરીને વિશેષ ધન મેળવવાની ઇચ્છાથી **'સિંહલદ્વીપ'** બંદરે જવા માટે પાંચ વહાણો ત્યાં વેચવા લાયક વસ્તુઓથી ભરાવીને શુભમુહૂર્તે નાળિએર વગેરેથી સમુદ્રનું પૂજન કરીને શેઠે પ્રસ્થાન કર્યું. ભાગ્યયોગે શેઠના વહાણો પવનની અનુકૂળતાને લીધે બહુ જ થોડા દિવસમાં **'સિંહલદ્વીપ'** બંદરે પહોંચી ગયાં. ત્યાં પહોંચી કેટલાએક દિવસ રહી વ્યાપારાદિવડે ઘણું ધન ઉપાર્જન કર્યું.

થોડા દીવસ વીતી ગયા પછી પોતાના વતનમાં પાછા આવવાની ઇચ્છા થઈ તેથી પોતાનું સઘળું ધન વહાણમાં ભરી દીધું અને પોતાના દેશ ભણી વહાણ હંકારી મૂક્યાં. ચાલતાં ચાલતાં રસ્તામાં એકાએક વહાણ અટકી પડયાં. ખારવાઓએ શેઠને કહ્યું કેઃ— "શેઠ સાહેબ! અહીંઆં એક **'વિકટાક્ષી'** નામની દેવી રહે છે તેણીએ આપણાં વહાણો અટકાવી દીધાં છે, અને તે પશુનું બલિદાન માંગે છે."

શેઠે તેઓને કહ્યું કેઃ—"હે નાવિકો! હું પશુનું બલિદાન નહિ આપી શકું, હું કોઈ પણ પ્રકારે જીવોનો ઘાત કરવા કે કરાવવા ખુશી નથી, ભલે મારૂં બધું નાશ થઈ જાય પણ દેવીને જીવનું બલિદાન તો હું નહીં જ આપું. કહ્યું છે કેઃ—

"दमो देवगुरूपास्ति-र्दानमध्ययनं तपः ।
सर्वमप्येतदफलं, हिंसां चेन्न परित्यजेत् ॥ १ ॥
हिंसा विघ्नाय जायते, विघ्नशान्त्यै कृताऽपि हि ।
कुलाचारधियाऽप्येषा, कृता कुलविनाशिनी ॥ २ ॥

અર્થાતઃ—જો હિંસાનો ત્યાગ કરવામાં ન આવે તો ઇન્દ્રિયોનું દમન, ગુરુની સેવા, દાન, અધ્યયન તપ આ સઘળું નિષ્ફળ છે.

વિઘ્નની શાન્તિ માટે કરેલી હિંસા વિઘ્ન માટે જ થાય છે. કુળાચારની બુદ્ધિએ પણ કરેલી હિંસા કુળના નાશ માટે જ થાય છે.

આ પ્રમાણે બોલી રહેતાંની સાથે જ ચારે બાજુએ વાદળાંઓ ચઢી આવ્યા, જોરથી તોફાની વાયરો વાવા લાગ્યો, એટલે **ધનાવહ** શેઠે **ભક્તામર**ના ૪૪ મા શ્લોકનું સ્મરણ કરવું શરૂ કર્યું. આ બાજુ ભયંકર ગર્જનાઓ સાથે મૂશળધાર વર્ષાદ વરસવા લાગ્યો અને જોરથી પવન ફૂંકાવા લાગ્યો. નાવિકોએ કહ્યું કેઃ—"શેઠ સાહેબ! હઠાગ્રહી ન બનો! દેવીના ઉપદ્રવથી બધાનું તથા વહાણોનું રક્ષણ કરો." ડાહ્યા માણસોએ પોતાના રક્ષણના માટે અધર્મનું આચરણ પણ કરવું પડે તો કરવું જોઈએ—

"त्यजेदेकं कुलस्यार्थे, ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे, आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ १ ॥
आपदर्थे धनं रक्षेद्, दारान् रक्षेद् धनैरपि ।
आत्मानं सततं रक्षेद्, दारैरपि धनैरपि ॥ २ ॥

અર્થાતઃ—કુળ માટે એકનો ત્યાગ કરે, ગામ માટે કુળનો ત્યાગ કરે, દેશ માટે ગામનો ત્યાગ કરે અને પોતાને બચાવવા પૃથ્વીનો પણ ત્યાગ કરે. આપત્તિથી બચવા માટે ધનની રક્ષા કરે, સ્ત્રીઓને ધનથી રક્ષે, અને પોતાને સ્ત્રી અને ધન બંને વડે રક્ષે.

થોડાનો નાશ થતો હોય તો થવા દઈને વધારેનું રક્ષણ કરવું.

"सर्वनाशे समुत्पन्ने, अर्धं त्यजति पण्डितः ।
अर्धेन कुरुते कार्यं, सर्वनाशो हि दुस्तरः ॥ १ ॥"

અર્થાતઃ—"પંડિત પુરુષ સર્વનાશ થતો દેખે ત્યારે તેને બચાવવા અર્ધાનો ત્યાગ કરે છે, અર્ધાથી કાર્ય કરે છે. કારણ કે સર્વ નાશ દુસ્તર—દુઃખથી તરાય તેવો છે.

તેથી સર્વનો નાશ થાય તો પણ પોતાનું-આત્મ રક્ષણ કરવું જોઇએ, તેથી પશુનું બલિદાન આપવું તે યોગ્ય છે." આ પ્રમાણે કહેવા છતાં પુણ્યાત્મા **ધનાવહ** પોતાના ધ્યાનમાંથી ચલાયમાન ન થયો; શેઠના ધ્યાનના પ્રભાવથી તે સમુદ્રવાસિની '**વિકટાક્ષી**'

દેવીની સર્વ શક્તિઓ નાશ પામી ગઈ અને તે પ્રગટ થઈને બોલી કે:—"હે શેઠ! હું તમારા પર પ્રસન્ન થઈ છું, માટે જે જોઈએ તે માગો."

"अमोघा वासरे विद्यु-दमोघं निशि गर्जितम् ।
नारीबालवचोऽमोघ-ममोघं देवदर्शनम् ॥ १ ॥"

અર્થાત્:—દિવસે થતી વિજળી સફળ છે, રાતમાં થએલ ગર્જના સફળ છે, સ્ત્રી અને બાળકનું વચન સફળ થાય છે, અને દેવદર્શન [પણ] સફળ છે.

શેઠે જવાબમાં કહ્યું કે:—"મને કોઈ વાતની ચાહના નથી, પણ એટલું જ માંગું છું કે આજથી હવે તમે સર્વથા જીવહિંસા છોડી દો, અમૃતનું ભોજન કરનાર દેવોએ પાપના કારણ રૂપ પશુ વધનો નિરર્થક અભિલાષ કરવો ઉચિત નથી."

દેવીએ શેઠની આ માગણીનો સ્વીકાર કર્યો. અને શેઠનાં વહાણ ચાલવા માંડચાં. ક્ષણમાત્રમાં જ શેઠના વહાણો **સ્તંભતીર્થ**માં આવી પહોંચ્યા, **સ્તંભતીર્થ**ની યાત્રા કરીને **ધનાવહ** શેઠ અનુક્રમે પોતાના નગર '**તામ્રલિપ્તી**'માં કુશળ ક્ષેમ આવી પહોંચ્યા, ત્યાં ઘણું ધન ખરચીને **ચક્રેશ્વરી** દેવીની મૂર્તિ સહિત **શ્રીઋષભદેવ** ભગવાનનું ગગનચુંબી જિનાલય બંધાવ્યું, તે જિનમંદિરમાં હમેશાં પૂજન, અર્ચન કરતો **ધનાવહ** શેઠ સુખે કરીને કાળ નિર્ગમન કરવા લાગ્યો.

મન્ત્રામ્નાય:—**ॐ ह्रीं थंमेउ जल जलणं दुट्ठं थंमेउ स्वाहा ॥**

વિધિ—આ મન્ત્ર ગણવાથી વહાણમાં ડૂબતાં બચે અને કુશલક્ષેમ પોતાના સ્થાનકે પાછા આવે.

**उद्भूतभीषणजलोदरभारभुग्नाः
शोच्यां दशामुपगताश्च्युतजीविताशाः ।
त्वत्पादपङ्कजरजोऽमृतदिग्धदेहा
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४५ ॥**

સમશ્લોકી

જે છે નમ્યા ભયદ રોગ જલોદરેથી,
પામ્યા દશા દુઃખદ આશ ન દેહ તેથી;
त्वत्पाद-પદ્મ રજ અમૃત નીજ દેહે—
ચોળે બને મનુજ કામ સમાન રૂપે -૪૫

શ્લોકાર્થ:—જેઓ ઉત્પન્ન થએલા ભયંકર જલોદરના રોગના ભારે કરીને વાંકા વળી ગયા છે, શોક કરવા લાયક દશાને પ્રાપ્ત થએલા અને જીવવાની આશા જેઓએ છોડી દીધી છે, એવા મનુષ્યો પણ તમારા ચરણકમળની રજરૂપી અમૃતને પોતાના શરીર પર ચોપડવાથી કામદેવ સરખા સ્વરૂપવાળા થએલા જોવામાં આવે છે—૪૫

## વાર્તા ૨૭ મી શ્લોક ૪૫ મો.

ઉજ્જયિની[1] નામની નગરીમાં **રાજશેખર**[2] નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેને **વિમળા** નામની એક પટ્ટરાણી હતી, તેનો **રાજહંસ**[3] નામનો એક પરાક્રમી વિનયી સુશીલ અને બુદ્ધિવાન પુત્ર હતો. દૈવ સંજોગે **રાજહંસ**ની માતા **વિમળા** પુત્રને નાની ઉંમરનો મૂકી સ્વર્ગવાસી થઈ. તેના સ્વર્ગવાસ થયા પછી **કમળા** નામની બીજી રાણી હતી તે પટ્ટરાણી તરીકે ગણાવા લાગી.

**કમળા**ને પણ એક પુત્ર હતો પણ તે **રાજહંસ** જેવો ચાલાક અને બુદ્ધિમાન ન હતો, તેથી ઓરમાન માતા **કમળા**એ એક દિવસ વિચાર કર્યો કેઃ—"**રાજહંસ** મ્હારા પુત્રથી મોટો છે, બુદ્ધિમાન તેમજ ભાગ્યશાળી છે, વળી મહારાજાની તેના પ્રત્યે સંપૂર્ણ પ્રીતિ છે, તેથી મ્હારા પુત્રને રાજ્ય મળવું એ તદ્દન અસંભવિત છે, અને જો મ્હારા પુત્રને રાજ્ય ન મળે તો મ્હારી અને પુત્રની બંનેની દુર્દશા થાય; અટલા માટે કોઇ પણ ઉપાયે **રાજહંસ**નો નાશ કરવો એ વધારે ઠીક છે. પરંતુ જો હું એને એકાએક મારી નાંખીશ તો લોકોમાં ખરાબ બોલાશે અને કદાચ મૂશ્કેલીમાં ઉતરવું પડશે, માટે એમ નહિ કરતાં કોઈ એવી વસ્તુ ખોરાક વગેરેમાં આપવી કે જેથી તે વ્યાધિગ્રસ્ત બને અને તે વ્યાધિને અંતે રીબાઇ રીબાઈને મરી જાય.

એક વખતે **રાજશેખર** રાજા શત્રુઓને વશ કરવાને અને દિગ્વિજય કરવા માટે પરદેશ ગયો, તે તકનો લાભ લઈ રાણીએ **રાજહંસ** કુમારને વ્યાધિનું મૂળ કોઈ વિષ લઈને ભોજનમાં ખવરાવી દીધું. ધીમે ધીમે **રાજહંસ**ના શરીરમાં વ્યાધિઓ ઉત્પન્ન થઇ અને તેમાંએ મુખ્ય વ્યાધિ જલોદરની ઉત્પન્ન થઈ. વ્યાધિના કારણ સંબંધી તપાસ કરતાં તેને માલુમ પડયું કે મ્હારી સાવકી માતાના કપટને લીધે જ મ્હારે આ વ્યાધિઓ ભોગવવી પડે છે; અને જો હું અહીંઆં રહીશ તો જરૂર મરણ પામીશ. કહ્યું છે કેઃ—

"दुष्टा भार्या शठं मित्रं, भृत्याश्चान्तरदायकाः ।
ससर्पगृहवासश्च, मृत्युरेव न संशयः ॥ १ ॥
शशी दिवसधूसरो गलितयौवना कामिनी
सरो विगतवारिजं मुखमनक्षरं स्वाकृतेः ।
प्रभुर्धनपरायणः सततदुर्गतः सज्जनो
नृपाङ्गणगतः खलो मनसि सप्त शल्यानि मे ॥ २ ॥"

અર્થાત્—દુષ્ટ સ્ત્રી, લુચ્ચો ભાઈબંધ, ફુટી ગએલા નોકરો અને સર્પવાળા ઘરમાં વાસ આ સઘળા મૃત્યુનું જ કારણ થાય છે. એમાં કંઈ સંશય નથી.

---

૧ क માં નગરીનુ નામ 'કૌશાંબી' છે. ૨ क માં રાજાનુ નામ જયશેખર છે, જ્યારે ग માં 'નૃપશેખર' છે. ૩ क માં પુત્રનુ નામ 'વિજયસિંહ' છે.

દિવસે મેલો ચંદ્રમા, યૌવનરહિત સ્ત્રી, પાણી વિનાનું સરોવર, અનક્ષર—બોલતા જ ન આવડે તેવું મુખ, ધન સંચયમાં તત્પર શેઠ, નિરંતર કંગાલ સજ્જન, અને રાજાને આંગણે જતો ખલ આ સાત મારા મનમાં શલ્ય સરખા છે.

જ્યારે માતાની અવકૃપા થઈ તો પછી અહીં રહેવું તે પણ વ્યાજબી નથી, એમ વિચારીને કોઈને પણ કહ્યા વિના એકાએક ઉજ્જયિનીથી ચાલી નીકળી **રાજહંસ હસ્તિનાપુર** આવી પહોંચ્યો. ત્યાં પહોંચી એક મહોલ્લામાં સારૂં સ્થળ શોધી શાંતિથી રહેવા લાગ્યો.

**રાજહંસ** કુમાર જે સમયે **હસ્તિનાપુર**માં રહેતો હતો, તે સમયે ત્યાં **માનગિરિ** નામનો રાજા રાજ્ય કરતો હતો તેને **કલાવતી** નામની એક સુશીલ, ડાહી અને વિચક્ષણ પુત્રી હતી. તે પુત્રીએ જૈન સાધ્વી પાસે એક દિવસ સાંભળ્યું કે—

**" श्रीतीर्थेशस्य पूजा गुरुचरणयुगाराधनं जीवरक्षा**
**सत्पात्रे दानवृत्तिर्विषयविरमणं सद्विवेकस्तपश्च ।**
**श्रीमत्सङ्घस्य पूजा जिनपतिवचसां लेखनं पुस्तकेषु**
**सोपानश्रेणिरेषा भवतु तनुभृतां सिद्धिसौधाधिरोहे ॥ १ ॥ "**

અર્થાત્:—તીર્થંકરોની પૂજા, ગુરુના ચરણકમળની સેવા, જીવરક્ષા, સત્પાત્રે દાન, વિષયથી વિરમણ, વિવેક, તપ, શ્રીસંઘની સેવા, પરમાત્માની વાણીનું પુસ્તકોમાં લેખન, આ સઘળા સિદ્ધિરૂપી મહેલમાં ચડવા માટે પ્રાણીઓને પગથીઆ જેવા થાઓ.

આ પ્રમાણે સાંભળીને તેણીએ જૈનધર્મનો સ્વીકાર કર્યો. અને નિરંતર **ભક્તામર** સ્તોત્રનો શુદ્ધ ઉચ્ચારપૂર્વક જાપ કરવા લાગી. અનુક્રમે તેણી પોતાના કલાગુરુ પાસેથી ચોસઠે કલાઓનો અભ્યાસ કરી તેમાં પ્રવીણ થઇ. એક દિવસે **કલાવતી** પોતાના પિતાની સાથે રાજસભામાં બેઠી હતી. તેવામાં હસતાં હસતાં રાજાએ **કલાવતી**ને પૂછ્યું કે:— " હે પુત્રી ! કહે તો ખરી કે ત્હારૂં સુખ અમારા હાથમાં છે કે કર્મના હાથમાં ? જે સત્ય હોય તે કહે ! "

જવાબમાં **કલાવતી**એ કહ્યું કે:—"પિતાજી ! મનુષ્ય તો ફક્ત મિથ્યાભિમાન રાખીને આ હું કરું છું, હું ધારૂં તે કરી શકું છું, એમ ફોગટનો બકવાદ કર્યા કરે છે, બાકી જે કાંઈ થાય છે તે કર્મથી જ."

આ પ્રમાણેનો **કલાવતી**નો જવાબ સાંભળી રાજા એકદમ ગુસ્સે થઈ ગયો અને બોલ્યો કે:—"હે દુર્મતિવાળી પુત્રી ! તું કેવી રીતે જીવે છે?" તેણીએ જવાબ આપ્યો કે: —"મારાં કર્મથી." કહ્યું છે કે:—

**" नमस्यामो देवान् ननु हतविधेस्तेऽपि वशगा**
**विधिर्वन्द्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः ।**

फलं कर्मायत्तं यदि किममरैः ? किं च विधिना ?
नमस्तत् कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥ १ ॥"
( नीतिशतके श्लो० ९१ )

અર્થાત્:-દેવોને અમે નમસ્કાર કરીએ છીએ, પરંતુ તે દેવો પણ વિધિને વશ છે. વિધિ વંદ્ય છે, પરંતુ તે પણ આપણે કરેલા કર્મના જ ફળને આપનાર છે, સારાં માઠાં ફળ કર્માયત્ત-કર્મને આધિન છે તો દેવોવડે કરીને શું ? બ્રહ્માવડે પણ શું ? અર્થાત્ તે બંને નકામા છે. જેનાથી બ્રહ્મા પણ બળવાન નથી તે કર્મને જ નમસ્કાર થાઓ.

" दैवेनास्रजता स्वयं जगति यद् यस्य प्रमाणीकृतं
तद् तस्योपनयेन्मनागपि महान् नैवाश्रयः कारणम् ।
सर्वाशापरिपूरके जलधरे वर्षत्यपि प्रत्यहं
सूक्ष्मा एव पतन्ति चातकमुखे द्वित्राः पयोबिन्दवः ॥ २ ॥"

અર્થાત્:—સારી રીતે ઉત્પન્ન કરનાર ભાગ્યે જેના માટે જે વસ્તુ જગતમાં ચોક્કસ નિર્માણ કરી તેને માટે તે વસ્તુ થોડી હોય તો પણ મહાન જ બને છે, તેમાં આશ્રય કારણ નથી. કેમ ?-સંપૂર્ણ ઇચ્છાને પૂર્ણ કરનાર વરસાદ હમેશાં વરસતો હોય છતાં પણ નાનાં બે ત્રણ જળનાં ટીપાં ચાતકના મુખમાં પડે છે તે તેની સંપૂર્ણ શાન્તિને માટે બસ છે.

આ પ્રમાણે કહેવાથી રાજા ક્રોધથી રાતો-પીળો થઈ ગયો અને બધુંએ કર્મથી જ થાય છે તે દલીલ અસત્ય કરાવવાને માટે પોતાના દુષ્ટ સુભટોને તેને આજ્ઞા કરી કે:— "આખા નગરમાં જે ગરીબમાં ગરીબ માણસ હોય અને જે વ્યાધિથી વધારે પીડાતો હોય તેને અહીંઆં પકડી લાવો."

રાજાનો હુકમ સાંભળીને જેના હાથ તથા પગ નાના દોરડી જેવા થઈ ગએલા છે, કાન મેલથી ભરાઈ ગએલા છે, તાવથી જે પીડાય છે, દુઃખ અને દારિદ્રયના એકમાત્ર નમૂનારૂપ એવા રાજહંસકુમારને પકડીને તે સુભટો રાજસભામાં લાવ્યા. રાજાએ બધા અલંકારો ઉતરાવી લઈને તથા ઠેકાણે ઠેકાણે ફાટી ગએલાં છે એવાં મલિન વસ્ત્રો રાજપુત્રીને પહેરાવીને રાજહંસકુમાર સાથે પરણાવી દીધી. આવું અનિષ્ટ કાર્ય થતું જોઇને મન્ત્રિ સામંત વગેરેએ રાજાને કહ્યું કે:—"હે સ્વામિન્ ! કાર્ય કરતાં પહેલાં બહુ જ વિચારીને કાર્ય કરવું જોઇએ કે જે કર્યા પછી પાછળ પસ્તાવો કરવો ન પડે."

રાજાએ કોઇનું પણ નહિ માનતાં કુંવરીને કહ્યું કે:—"હે સત્યકર્મવાદિનિ ! સાંભળ. તું કહે છે કે બધું કર્મથી જ થાય છે તો થોડું ભાતું માર્ગમાં ખાવા સારું લઇને મારી નગરીનો ત્યાગ કર."

આ પ્રમાણે સાંભળીને કુંવરી બોલી કે:—

"समीहितं जन्न लभाहे वयं
प्रभो ! न दोषस्तव कर्मणो मम ।
दिवाऽप्युलूको यदि नावलोकते
तदाऽपराधः कथमंशुमालिनः ? ॥ १ ॥"

અર્થાત્—અમે અમારી ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત ન કરીએ તેમાં હે પ્રભુ ! તમારો દોષ નથી પણ મારા કર્મનો દોષ છે. દિવસે પણ ઘુવડ જો ન દેખે તો તેમાં શું સૂર્યનો અપરાધ છે ? નહિ જ.

આ પ્રમાણે બોલી પોતાના સ્વામીનો હાથ પકડી, આંસુ ભરી આંખે નગરજનોના દેખતાં **કલાવતી** ત્યાંથી ચાલી નીકળી. માર્ગમાં રાત્રિ પડી, તે વખતે કળિકાળ સમાન હેમન્તઋતુ ચાલતી હતી. કહ્યું છે કેઃ—

"निर्दग्धाः कमलाकराः सुमनसो मम्लुः कलावानपि
प्रीत्यै नो किल कृष्णवर्त्मसु जनः प्रायेण बद्धादरः ।
जाड्येनोल्लसितं जगत् सुमहिते मित्रेऽपि यन्मन्दता
तन्नूनं कलिरेष दुःसहतः शीतर्तुना स्पर्धते ॥ १ ॥"

અર્થાત્—કમળના સમૂહો ઠંડીથી બળી ગયાં, ખીલેલાં પુષ્પો કરમાઈ ગયાં, કલાવાન પુરુષ આદરવાળો છે તો પણ પોતાના કામથી ધુમસવાળા માર્ગમાં પ્રસન્ન કરી શકતો નથી. તેમ આખું જગત્ ઠંડીથી શીથિલ થઈ ગયું, વળી માનનીય મિત્રના કામમાં પણ મંદપણું આવી ગયું, ખરેખર આ ઠંડી ઋતુની સાથે અસહ્ય કલિયુગ હરીફાઈ કરી રહ્યો છે.

ત્યાં એક ઝાડની નીચે **કલાવતી**એ ચારે બાજુ ખરી પડેલાં પાંદડાંઓની પથારી કરીને તેના ઉપર **રાજહંસ**કુમારને સૂઈ રહેવા માટે વિનંતિ કરતાં કુમારે કહ્યું કેઃ—"હે પ્રિય ! બહુ જ અનિષ્ટ થયું, તું મને અડકીશ નહિ કારણ કે સરખેસરખાનો વિવાહ થવો યુક્ત છે અને જગતમાં તે જ વ્યાજબી ગણાય." કહ્યું છે કેઃ—

"शूराश्च कृतविद्याश्च, याश्च रूपधनाः स्त्रियः ।
यत्र यत्र गमिष्यन्ति, तत्र तत्र कृतालयाः ॥ १ ॥"

અર્થાતઃ—શૂરવીરો, વિદ્વાનો, રૂપવાળી સ્ત્રીઓ, જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં તે પોતાનું સ્થાન કરી લેશે.

**કલાવતી** બોલી કેઃ—"પ્રાણનાથ ! આવું શા માટે બોલો છો ? આપ કુલવાન સ્ત્રીની ફરજો નથી જાણતા ?"

"गतविभवं रोगयुतं, निर्वीर्यं भाग्यवर्जितं स्वपतिम् ।
दैवतवत् सेवन्ते, कुलस्त्रियस्ता न शेषाः स्युः ॥ १ ॥"

અર્થાતઃ—નિર્ધન, રોગી, અશક્ત અને હિનભાગ્ય એવા પોતાના પતિને દેવની જેમ જે સેવે છે, તે કુલવાન સ્ત્રીઓ છે બીજી નહિ,

"दिनानां च निशानां च, यथा ज्योतिर्विभूषणम् ।
सतीनां च यतीनां च, तथा शीलं विभूषणम् ॥ १ ॥"

અર્થાત્:—દિવસ અને રાત્રિનું જેમ સૂર્ય, ચંદ્રનો પ્રકાશ ભૂષણ છે, તેમ સતી સ્ત્રી અને યતિનું શીળ આભૂષણ છે.

આ પ્રમાણે કહેવાથી આ કોઈ કુલીન પુરુષ છે તેમ જાણીને **કલાવતીને** સંતોષ થયો. સવારમાં બંને જણાએ આગળ ચાલવું શરૂ કર્યું, બપોરના સમયે એક ઝાડ નીચે પાંદડાંનું આસન કરીને, તે આસન પર તે પતિવ્રતા **કલાવતી** પવિત્ર થઈને પોતાના સ્વામીનાથના રોગોના નાશને માટે **ભક્તામર**સ્તોત્રનો પાઠ કરવા લાગી. સ્તોત્રના પીસ્તાલીસમા શ્લોકનું સ્મરણ કરતી વખતે તેણીએ પોતાના સ્વામીની નાભિમાંથી સર્પનું મુખ નીકળેલું જોયું. નજીકમાં રહેલા રાફડામાંથી પણ બીજા સર્પનું મુખ જોયું. બંને સર્પો **ચક્રેશ્વરી** દેવીના અધિષ્ઠિતપણાથી સામસામી એકબીજાના મર્મ બોલવા લાગ્યા.

રાફડાવાળો સર્પ બોલ્યો:—"હે દુરાચારી! સત્પુરુષના રૂપનો વિનાશ કરનાર, જો કોઇક બહુ જ ખાટી એવી છાશમાં નાખેલી રાઈ આ સત્પુરુષને આપે તો તું આ સ્થાન છોડીને ચાલ્યો જઇશ."

ત્યારપછી પેટ ઉપર રહેલો સર્પ બોલવા લાગ્યો—"રે તું એકઠું ધન કરનાર કૃપણ જેવો છે, જો તારા દરમાં કોઈ ગરમ કરેલું તેલ નાંખે તો તારા આશ્રયે રહેલું નિધાન તે મેળવી શકે અને તું મરણ પામે." આટલું કહીને બંને પોતપોતાને સ્થાને ગયા.

**કલાવતીએ** આ બધું નજરે જોયું અને સાંભળ્યું, સ્તોત્રના પ્રભાવથી પ્રત્યક્ષ થઈને આ બધું **ચક્રેશ્વરી** દેવીએ કર્યું હોય એમ જાણીને, તેણીએ ત્યાં રહેલા ગોકુલમાંથી છાશ લાવીને છાશ અને રાઈ પાઇને પોતાના પતિની વ્યાધિને ઉપશમાવી દીધી. પછીથી **રાજહંસ** કુમાર પોતાના મૂલરૂપને પામ્યો અને રાફડામાં તેલ રેડીને ધન લઈ લીધું. પછી **કલાવતીએ** **ચક્રેશ્વરીનો** પ્રભાવ અને સર્પ સંબંધી બધી વાત કહી. પછી **રાજહંસ**કુમારે પોતાના માતપિતાના નામ વગેરે કહ્યાં.

**રાજશેખર** રાજા દિગ્વિજય માટે ગએલો તે કાર્ય સિદ્ધ કરી પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. નગરમાં આવી પોતાના જ્યેષ્ઠ પુત્રની દુર્દશાની ખબર સાંભળી તે અત્યંત દુઃખી થયો અને પુત્રની શોધ કરવા માટે રાજ્યકામમાં કુશળ અને સ્વામિભક્ત માણસોને મોકલ્યા. તે લોકો શોધતા શોધતા જ્યાં રાજકુમાર તથા **કલાવતી** રહેલાં છે ત્યાં આવી પહોંચ્યા. રાજ્યકારભારીઓએ રાજકુમારને પુત્રવિયોગથી રાજાને થતા દુઃખ અને ચિંતા કહી સંભળાવ્યાં. પોતાના લીધે પિતા દુઃખી થાય છે, તે સાંભળી તેને પણ દુઃખ થયું અને તે જ વખતે ત્યાંથી પત્ની સાથે ચાલી નીકળ્યો; અને થોડા વખતમાં જ પિતા પાસે આવી પહોંચ્યો.

**રાજશેખર** રાજા પોતાના પુત્રને પત્ની તથા ધન સાથે આવતો દેખીને ખૂબ હર્ષિત થયો અને પુત્રને જોતાંની સાથે જ ભેટી પડયો, **રાજહંસ**કુમારને દુઃખી કરનાર પોતાની પટ્ટરાણી **કમલા** જ છે, તેમ જાણી તેણીને કાઢી મૂકી અને **રાજહંસ** કુમારને પોતાની રાજગાદી સોંપી.

**હસ્તિનાપુર**ના રાજા **માનગિરિ**ને ખબર પડી કે **રાજહંસ** આરોગ્ય મેળવી મહારાજા થયો છે. અને મ્હારી પુત્રી **કલાવતી** મહારાણી થઈ છે; આ પ્રમાણે ખબર મળવાથી એને નિશ્ચય થયો કે મનુષ્ય પ્રયત્ન કર્મની અનુકૂળતા વિના સફળ થતો નથી, જે કાંઈ બને છે તે શુભાશુભ કર્મની અનુકૂળતાથી જ બને છે. આ પ્રમાણે સમજીને પોતાની પુત્રી **કલાવતી**ને બોલાવી, પોતાના અપરાધ માટે તેણીને ખમાવી. **રાજહંસ** રાજા જૈનધર્મની આરાધના કરી પોતાની મનુષ્ય જીંદગી સફલ કરવા લાગ્યો.

**મન્ત્રામ્નાયઃ—ॐ ह्रौं ह्रीं हिलि हिलि चुलु चुलु स्वाहा ॥**

આ મન્ત્રાક્ષર જપવાથી સર્વ રોગના કષ્ટ દૂર થાય છે.

**आपादकण्ठमुरुशृङ्खलवेष्टिताङ्गाः**
**गाढं बृहन्निगडकोटिनिघृष्टजङ्घाः ।**
**त्वन्नाममन्त्रमनिशं मनुजाः स्मरन्तः**
**सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४६ ॥**

**સમશ્લોકી**

બેડી જડી પગથી છેક ગળા સુધીની,
તેની ઝીણી અણીથી જાંગ ઘસાય જેની;
એવા અહોનિશ જપે તુજ નામ મંત્ર,
તો તે જનો તુરત થાય રહિત બંધ.—૪૬

શ્લોકાર્થ:—જેઓનાં શરીર પગથી મસ્તક સુધી મોટી સાંકળોથી બાંધેલા હોય અને જેઓની જંઘાઓ બેડીના અગ્રભાગથી અત્યંત ઘસાતી હોય, એવા મનુષ્યો પણ હે સ્વામી! નિરંતર તમારા નામરૂપ મન્ત્રનું સ્મરણ કરવાથી તત્કાળ પોતાની મેળે જ બંધનના ભય રહિત થઈ જાય છે.—૪૬

### વાર્તા ૨૮ મી શ્લોક ૪૬ મો.

શ્રી **'અજયમેરૂ'**દુર્ગની ફરતાં ઘણાં ગામડાંઓ **રણપાલ**[1] નામના એક દાનેશ્વરી અને વિનયવાન રાજપુત્રના તાબામાં હતાં, તે કોઈ **જૈન** સાધુના સહવાસથી પોતે ભદ્રકસ્વભાવી હોવાથી નિરંતર **ભક્તામર**સ્તવ તથા પંચપરમેષ્ઠિ મન્ત્રનો પાઠ કરતો હતો.

---

૧. क તથા ग માં રાજપુત્રનું નામ 'રણધીર' છે.

**ભક્તામર**સ્તવના પ્રભાવથી અને શ્રીયુગાદિજિનની ભક્તિથી તે મુસલમાનોથી જીતી શકાતો ન હતો, એક વખત છલથી **અજમેર**ના અમીરે તેને તેના પુત્ર સહિત બાંધી લીધો. કલિયુગનું માહાત્મ્ય જ એવું છે. કહ્યું છે કે:—

"**सीदन्ति सन्तो विलसन्त्यसन्तः पुत्रा म्रियन्ते जनकश्चिरायुः ।**
**परेषु मैत्री स्वजनेषु रोषः पश्यन्तु लोकाः कलिखेलितानि ॥ १ ॥**
**सङ्कुचन्ति कलौ तुच्छाः प्रवर्धन्ते महाधियः ।**
**ग्रीष्मे सरांसि शुष्यन्ति, कामं वार्धिस्तु वर्धते ॥ २ ॥**

અર્થાત્:—સત્પુરુષો દુઃખી થાય છે અને અસત્પુરુષો આનંદ કરે છે. પુત્રો મરી જાય છે, જ્યારે પિતા લાંબો કાળ જીવે છે. અન્ય સાથે મૈત્રિ થાય છે, ત્યારે સ્વજનોમાં વૈર થાય છે. આ સઘળા કળિયુગના નાટકનો લોકોએ વિચાર કરવો જોઈએ."

કળિયુગમાં તુચ્છ પુરુષો સંકોચ પામે છે, અને મહાન્ બુદ્ધિવાળા વધે છે. જેમ ગ્રીષ્મઋતુમાં સરોવર સૂકાય છે અને સમુદ્ર વધે છે.

**રણુપાલ**ને તથા તેના પુત્રને બાંધી તે વખતે **દિલ્હી**ના પાયતખ્ત પર રાજ્યકર્તા સુલતાન **જલાલુદ્દીન** ખીલજી પાસે લઈ જવામાં આવ્યા. **રણુપાલ**ને તેના પુત્ર સાથે જુના **દિલ્હી**માં આવેલા કેદખાનામાં આખા શરીરે લોખંડની બેડીઓ જકડી પૂરી દેવામાં આવ્યો.

ત્યાં રહ્યા રહ્યા **રણુપાલે** પવિત્ર મનથી **ભક્તામર**સ્તોત્રના છેંતાલીસમા શ્લોકનું નિરંતર સ્મરણ કરવાનું શરૂ કર્યું. સ્મરણ કરતાં કરતાં જ્યારે તે શ્લોકનું દશહજાર વખત સ્મરણ થઈ રહ્યું તે વખતે રાત્રિના સમયે પગનાં નુપૂરના ઝણકાર કરતી, કમરે મણિમય કટિમેખલાને ધારણ કરેલી, સાક્ષાત્ કામદેવ જેવા સ્વરૂપવાળી, ગળામાં મોટાં અને નિર્મલ મોતીઓના હારને ધારણ કરવાવાળી, કમલના જેવી કોમળ હાથની આંગળીઓ પર રત્નમય મુદ્રિકાઓને ધારણ કરવાવાળી, ભમરાઓનો સમૂહ જાણે એકઠો થયો હોય નહિ એવી શ્યામ અને નાગના જેવી લાંબી વેણીવાળી તથા શરીરે સોળે શૃંગાર સજેલી એવી સુંદર યુવતી આવીને બોલી કે:—"હે વત્સ ! જલદી ઊભો થા અને તારા નગરે જા."

**રણુપાલ** બોલ્યો કે:—"માતા ! તમે કોણ છો ? દેવી છો, માનુષી છો કે કોઈ વિદ્યાધરી છો ?"

તેણીએ કહ્યું કે:—"ગરૂડના વાહનવાળી, શ્રીયુગાદિ જિનેશ્વરની ભક્ત તથા **ભક્તામર** સ્તોત્રનું સ્મરણ કરવા વાળાઓનું રક્ષણ કરવાવાળી દેવી **ચક્રેશ્વરી** છે, તે મારી સ્વામિની **ચક્રેશ્વરી**ની આજ્ઞાથી અને પ્રેરણાથી તેણીની દાસી એવી હું તને કેદખાનામાંથી છોડાવવા આવી છું."

**રણુપાલે** જવાબ આપ્યો કે:—"દેવી ! તમે જ મારે મન તો **ચક્રેશ્વરી** છો, પરંતુ હાથ અને પગમાંની બેડીઓથી જકડાએલો એવો હું શી રીતે ઉઠી શકું ?"

દેવી બોલી:—"હાથ અને પગનો સ્પર્શ કર. તે બંધન વગરના જોઈ, પોતાના પુત્રને પણ તે જ રીતે બંધન વગરનો જોઈ, બંને ઊભા થયા અને કેદખાનાના દરવાજા ઉઘાડવા જતાં દેવીએ નિષેધ કર્યો, કારણ કે તે ઉઘાડવાના અવાજથી પહેરેગીરો જાગી જાય. પછીથી દેવીએ બતાવેલાં પગથીઆંઓના રસ્તે કોટ ઉપર ચઢીને નીચે બિછાવેલી કોમળ શય્યા પર કુદકો મારી નીચે આવ્યા. પછી પોતાના ગામ પ્રત્યે ચાલવા લાગ્યા. અનુક્રમે પોતાના પુત્ર સાથે રણપાલ ક્ષેમકુશળ પોતાના સ્થાને આવી પહોંચ્યો. પછી પોતાનું વતન છોડીને 'ચિત્રકૂટ' દુર્ગ પર સુરક્ષિત રીતે કુટુંબ સહિત તે રહેવા લાગ્યો. અને સુખે કરીને કાળ નિર્ગમન કરવા લાગ્યો.

મન્ત્રામ્નાયઃ—ॐ ऋषभाय नमः। આ મન્ત્રનો એક લાખ જાપ કરવાથી બંદિખાનેથી માણસ મુક્ત થાય છે.

मत्तद्विपेन्द्र-मृगराज-दवानला-हि
सङ्ग्रामवारिधिमहोदरबन्धनोत्थम् ॥
तस्याशु नाशमुपयाति भयं भियेव
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४७ ॥

સમશ્લોકી

જે મત્ત હસ્તિ અહિ સિંહ દવાનલાગ્નિ,
સંગ્રામ સાગર જલોદર બંધનોથી;
પેદા થએલ ભય તે ઝટ નાશ પામે,
ત્હારૂં કરે સ્તવન આ મતિમાન પાઠે.—૪૭

શ્લોકાર્થ:—જે બુદ્ધિમાન મનુષ્ય તમારા આ સ્તોત્રનો નિરંતર પાઠ કરે છે, તેના મદોન્મત્ત હાથી, સિંહ, દાવાનળ, સર્પ, યુદ્ધ, સમુદ્ર, જલોદર અને સમુદ્રથી ઉત્પન્ન થએલા ભયો પણ તુરત જ નાશ પામે છે.—૪૭

स्तोत्रस्रजं तव जिनेन्द्र गुणैर्निबद्धां
भक्त्या मया रुचिरवर्णविचित्रपुष्पाम् ।
धत्ते जनो य इह कण्ठगतामजस्रं
तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४८ ॥

સમશ્લોકી

આ સ્તોત્ર માળ તુજના ગુણથી ગુંથી મેં,
ભક્તિ થકી વિવિધ વર્ણરૂપી જ પુષ્પે;
તેને જિનેંદ્ર! જન જે નિત્ય કંઠ નામે,
તે માનતુઙ્ગ અવશા શુભ લક્ષ્મી પામે—૪૮

શ્લોકાર્થ:—હે જિનેશ્વર ! ભક્તિથી પૂર્વોક્ત જ્ઞાનાદિ ગુણો વડે રચાયેલી તથા મનોહર અક્ષરો રૂપી વિચિત્ર પુષ્પવાળી તમારી સ્તોત્રમાળાને આ જગતમાં જે મનુષ્ય નિરંતર કંઠમાં ધારણ કરે છે એટલે મુખપાઠ કરે છે, તે માન વડે ઉન્નતિવાળા પુરુષને તેના ગુણથી વશ થએલી [એવી] લક્ષ્મી પ્રાપ્ત થાય છે.—૪૮

અથવા—'भक्त्या' રચના વડે 'गुणैः' સૂત્રના તંતુએ કરીને 'निबद्धां' ગુંથેલી, 'मया' મા-માન એટલે પ્રમાણ વડે યુક્ત અને મનોહર પાંચ વર્ણના પુષ્પોવાળી તમારા સ્તોત્રરૂપી માળા.

અથવા—'मया' પદ્માએ-લક્ષ્મીએ 'भक्त्या' અનુરાગ વડે 'जिनेन्द्रगुणैः' જિન એટલે વિષ્ણુ, તે રૂપ ઇંદ્ર એટલે પતિ તેના પ્રભુત્વાદિક ગુણે કરીને 'निबद्धां' સ્થાપન કરેલી વિચિત્ર પુષ્પોની માળાને જે ધારણ કરે છે તે 'मानतुङ्ग' સાભિમાની પુરુષોત્તમને 'अवशा' અ-કૃષ્ણ, તેની વશા—સ્ત્રી પ્રાપ્ત થાય છે.

અથવા—જિન એટલે વિષ્ણુ અને इन्द्र એટલે સુરેંદ્ર, તેમના શૌર્ય અને ઐશ્વર્યાદિક ગુણો વડે યુક્ત એવો જે પરાક્રમી પુરુષ ઉક્ત વિશેષણવાળી પુષ્પમાળાને કંઠમાં ધારણ કરે છે તે मानतुङ्ग એટલે સાહંકારી પુરુષને સમગ્ર ભુવનની લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

અથવા—જે કોઈ પણ પુરુષ પુષ્પમાળાને ધારણ કરે છે તે લક્ષ્મીવાળો થાય છે. તથા જે 'मया' લક્ષ્મી વડે યુક્ત પુરૂષ 'भक्त्या' ઘણા પ્રકારની રતિક્રીડાની રચનાએ કરીને માધુર્યાદિક ગુણો વડે 'निबद्धां બાંધેલી એટલે પોતાને વશ કરેલી 'रुचिरवर्णविचित्रपुष्पां' મનોહર વર્ણ-શરીરની કાંતિ, વિચિત્ર-વિશેષ પ્રકારનું તિલક અને પુષ્પ-માલ્યાભરણ વડે ભૂષિત એવી પુષ્પમાળાના જેવી સ્ત્રીને કંઠમાં ધારણ કરે છે એટલે આલિંગન કરે છે તે 'मानतुङ्ग' પુરુષની ગણનામાં અગ્રેસર પુરુષને પરાધીન એવી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. એટલે કે પુષ્પમાળા ધારણ કરવાથી અને ઉત્તમ સ્ત્રીના સેવનથી દરિદ્રી પુરુષ પણ લક્ષ્મીવાન થાય છે.

અરવાઃ—જે પુરુષ સ્વયંવરમાં તેના ગુણોથી રંજન થએલી કુમારીએ સ્થાપન કરેલી, 'भक्त्याः રચના વડે 'मया' શોભા વડે અને 'गुणैः' સુવર્ણના દોરા વડે ગુંથેલી મનોહર વિવિધ રંગના પુષ્પોની માળાને-વરમાળાને કંઠમાં ધારણ કરે છે, તે 'मानतुङ्ग' શરીરના પ્રમાણને પામેલા તથા સર્વ શુભ લક્ષણવાળા પુરુષને લક્ષ્મી જેવી રૂપવતી કન્યા 'अवशा' પરાધીન એટલે કામને આધીન થઈ દૂરથી પણ તેની પાસે પ્રાપ્ત થાય છે.

સ્તોત્રના અંતે લક્ષ્મી શબ્દ મૂક્યો છે તે માંગલિક અર્થને દર્શાવનારો છે. તેથી આ સ્તોત્ર ભણનાર, સાંભળનાર અને વ્યાખ્યાન કરનાર પુરુષોને નિરંતર કલ્યાણ લક્ષ્મી પ્રાપ્ત થાય છે.—૪૮.

શરૂઆતના ૧ થી ૨૨ કાવ્ય સુધીની વિધિ આ પ્રમાણે જાણવીઃ—

એકાંત સ્થાનમાં જમીન ઉપર નહિ પડેલું એવું ગાયનું છાણ લાવીને, તેમાં કુંકુમ

મેળવીને, પવિત્ર જલથી [લીંપીને] ભૂમિશુદ્ધિ કરવી, પછી દેહશુદ્ધિ કરીને, પીળાં વસ્ત્ર પહેરીને, ઉત્તર દિશાએ સિંહાસન ઉપર **ચક્રેશ્વરી**ની મૂર્તિની સ્થાપના કરીને, તેની આગળ પંચામૃતથી ભરેલો માટીનો, ચાંદીનો, અથવા સપ્તધાતુનો ઘડો સ્થાપન કરીને, તે ઘડા ઉપર શ્રીફલ મૂકીને, ચાર લોગપાલોની સ્થાપના કરીને, પછી ઘીનો દીવો કરી, નવરંગી અથવા દશાંગ ધૂપ ઉખેવી, પછી સ્થાપનાની આગળ અક્ષતથી સુંદર સ્વસ્તિક કરીને, તે સ્વસ્તિકના ઉપર સોપારી મૂકીને, પછી પંચામૃતના ઘડાની અંદર રૂપાનાણું મૂકીને ૧૦૮ એકસો આઠ પંચવર્ણી પુષ્પની માલા કરીને, ઘડાના કાંઠલા પર સ્થાપન કરીને—ઘડાને પહેરાવીને—પછી પંચામૃતથી **ચક્રેશ્વરી**નું પ્રક્ષાલન કરીને, અષ્ટગંધ ભેગાં કરીને **ચક્રેશ્વરી** દેવીની અષ્ટગંધથી પૂજા કરીને, પછી અષ્ટપ્રકારની પૂજા કરી, લોગપાલની પૂજા બલિ, બાકળા નૈવેદ્ય, ફલ, ફૂલ વગેરેથી કરીને, પુષ્યાર્ક યોગે ઘડાવેલી આંબાના લાકડાની પાટલી અથવા ચાંદીના પતરાં પર અષ્ટગંધથી યંત્ર લખીને, યંત્રની સ્થાપના કરીને, તે યંત્રની પણ ફલ, નૈવેદ્ય, પુષ્પથી પૂજા કરીને, આરતી કરવી. પછી પોતે અષ્ટગંધથી કપાળમાં તિલક કરીને, પીળાં આસન ઉપર ઉત્તર દિશા તરફ મુખ રાખી બેસીને, પીળી નવકારવાળીથી કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્ર [ત્રણે]ના જુદા જુદા ૧૨૦૦૦ જાપ કરવા અને તે પ્રમાણે જાપ કરવાથી તે તે મન્ત્ર સિદ્ધ થાય છે. મન્ત્ર સિદ્ધ થયા પછી આગળ પંચાંગ વિધિમાં તે તે કાવ્યમાં બતાવેલી સંખ્યા પ્રમાણે નિરંતર જાપ કરવા.

ભક્તામર સ્તોત્રનો સર્વોત્તમ વિધિ આ પ્રમાણે જાણવો—

मन्त्रारंभस्य चैत्रस्य बहुदुःखस्य दायकाः ।
वैशाखे रत्नलाभाय ज्येष्ठे च मरणं ध्रुवं ॥ १ ॥
आषाढा कलहश्चैव पूर्णार्थो श्रावणो भवेत् ।
भाद्रपदं सुखंवासिः पुत्राय धनमाश्विने ॥ २ ॥
कार्त्तिके स्वर्णलाभाय मार्गशीर्षो महोदये ।
पौषे धनसमृद्धिश्च माघे मेधाविवर्द्धनं ॥ ३ ॥
धान्यं फाल्गुने चैव मासानां कथितं फलं ।
सुखार्थस्य (मन्त्र) दातव्यं ज्ञातव्यं यत्ततो बुधे ॥ ४ ॥
स्थानदा वरदा मन्त्रा ध्यानं स्थानात् फलप्रदं ।
ध्यानस्थान विनिर्मुक्ता सुधाध्याऽपि वैरिणः ॥ ५ ॥
नानाहुतश्च मन्त्रस्य नैवभुक्तिः फलप्रदाः ।
तस्मात् ध्यान समाहृत्य जप होमो निरंतरं ॥ ६ ॥
गुरौ शुक्रौ च विप्राणां कुजार्कौ क्षत्रिये पुनः ।
बुधो हि शुद्रवर्णेभ्यः वैश्य चंद्र स्मृते बुधैः ॥ ७ ॥
म्लेच्छेशो शनिराहुश्च (च ?) ग्राह्यो हिमबलैः पुनः ।
राज्ञा हि सूर्यवारेण हस्त पुष्य समाश्रितौ ॥ ८ ॥

तपस्विनां चंद्रवारेण रोहिणि मृगशिरस्तथा ।
सुवर्णकारेषु भौमोहि अश्विनी च समन्विता ॥ ९ ॥
बुधेन ब्रह्मवर्णेषु अनुराधा सहप्रभो ।
गुरु वणिक जात्यैव पुष्यसा क्षण संयुतः ॥ १० ॥
वंशेषु वश स ज्ञेयो रेवत्या सह सिद्धिदः ।
सूर्येण दीनदासादीन् रोहिण्या युक्तमेवहि ॥ ११ ॥
एतेषु योगयुक्तेषु शुभः सर्वार्थसाधिकः ।
भक्तामरेति स्तोत्रस्य सिद्धि देयं च साधकः ॥ १२ ॥

पुनः शुभकार्यं पूर्णातिथिः, मुक्तिगमनं जयातिथिः, वश्यं नंदातिथिः, लक्ष्मीबुद्धिः भद्रातिथिः, आकर्षणः गारुडः रिक्तातिथिः ।

उच्चाटनं मारणं दिशिउत्तर, वश्यार्थं स्तंभने पूर्वे, आकर्षणे दक्षिण, मारणे इशान, विद्वेषे आग्नेयी कूणि, उच्चाटने वायु कूणि, शांतिके पश्चिमदिशि, पौष्टिके नैऋत कूणि ।

अथ प्रहरः । पूर्वान्हे वश्यं, मध्यान्हे विद्वेषणं, अपरान्हे उच्चाटनं, संध्या मारणार्थि, मध्यरात्रिः शांतिकः, प्रभाति पौष्टिककार्यः ।

अथ वर्णः । श्वेते मुक्तिप्राप्तिः, कृष्णे उच्चाटन मारणः, वश्ये रक्त, पीते लक्ष्मीप्राप्तिः, नीले बुद्धि विवाहप्राप्तिः ।

इत्यादि योगयुक्तविधिना श्रीआदिजिनबिंब सप्तधातुमय रूप्यः वा स्वर्णमयं वा चित्रित, अष्टप्रकारेण पूजयित्वा स्थापना कार्या । शुक्लपक्षे चंद्रबल पुहचते नैवेद पकानादि फल फूल दीप धूपः अक्षतः स्वस्तिकं सर्वे सामग्री कृत्वा, शुचिदेहं चंदनविलेपनं कृत्वा शुचि वस्त्रं परिधाय एकभुक्तभोजनः ब्रह्मचारी एतत विधिना स्थापनाग्रे श्रीआदिजिनस्तवनः भक्तामरस्तोत्रः पाठति वाचति इति संपूर्णम् । अष्टचत्वारिंशति काव्य सदैव स्मरण करोति तस्यायं अष्टसिद्धि नवनिधिः प्राप्नुवन्ति ।

पुनः अयं विधिना काव्य, ऋद्धि, मन्त्र सहित सवालक्षस्मरण करोति तस्य सिद्धिः कमलावंगेति इति श्रीआदिजिनस्तवनः श्रीभक्तामरस्तोत्रः श्रीमानतुंगसूरि विरचितायां अष्टचत्वारिंशति काव्यः ऋद्धि, मन्त्र, यंत्र विधिः समाप्तं । पुनः श्रीहरिभद्रसूरिविरचिताः अष्टचत्वारिंशति यंत्रः तत्राम्नायः सत्यप्रत्ययकरा ॥

કાવ્ય ૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं णमो जिणाणं ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्रः असिआउसा अप्रतिचक्रे फु (फ ?)ट् विचक्राय झ्रों झ्रों स्वाहा । મન્ત્ર—ॐ ह्रां ह्रीं ह्रूं श्रीं क्लीं ब्लूं क्रौं क्रौं [1] (क्रों क्रों) ह्रीं नमः ।

વિધિ—આ મન્ત્રના ધ્યાનથી સર્વ સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે, મહાપ્રાભાવિક થાય છે, સકલ ઉપદ્રવનું નિવારણ થાય છે અને સૌભાગ્યની વૃદ્ધિ થાય છે, સફેદ વસ્ત્ર પહેરી, પૂર્વ દિશા સન્મુખ બેસી એક લાખ જાપ કરીને યંત્ર પાસે રાખવાથી સકલ ઋદ્ધિ સિદ્ધિ સંપદા—લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૭૩

१ ઘણા क्रौंના બદલે ॐ અક્ષર છે,

ચિત્ર ૧૭૩ ભક્તામર કાવ્ય ૧ પૃષ્ઠ ૪૫૬

**તન્ત્ર**—ચારે દિશાઓ ॐકાર તથા ह्रींકારથી વેષ્ટિત કરવી, પછી ઋદ્ધિ મન્ત્રથી વીંટીને, તેના ઉપર ચાર દિશાએ ૪૪ ॐ અને क्लीं વીંટવા.

**યન્ત્ર—तार ताम्र सुवर्णं च इंदु अर्क षोडशभी ।**

**पुष्यार्के घटिता मुद्रा हृढ दारिद्रनाशिनी ॥ १ ॥**

એક રતી સોનું, બાર રતી ચાંદી, ૧૬ રતી ત્રાંબુ એ સર્વને ભેગાં કરવાથી ૨૯ ઓગણત્રીશ રતી થાય તેની વીંટી રવિવારે પુષ્ય નક્ષત્રનો યોગ આવે છતે પુષ્ય નક્ષત્રનો કાળ વીતી ગયા પહેલાં ઘડાવી પંચામૃતે પખાલી, ધૂપ કરી પહેલી તર્જની આંગળીમાં પ્રથમ કાવ્ય ૧૦૮ વખત ગણી જમણા હાથે પહેરીએ તો ગમે તેવા દરિદ્રીના દારિદ્રયનો નાશ કરે, લક્ષ્મીનો લાભ કરે અને તે વીંટીને ભોજન કરતી વખતે ડાબા હાથમાં ઘાલવી. જમી રહ્યા પછી પાછી જમણા હાથમાં પહેરવી.

ઇતિ પ્રથમ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિ** કૃત પ્રથમ યંત્રની વિધિઃ—આ યંત્રને ભોજપત્ર પર અષ્ટગંધથી

લખીને સોનાના માદળીઆમાં ઘાલી મસ્તકે રાખવાથી સર્વ સુખ, સૌભાગ્ય તથા લક્ષ્મીની વૃદ્ધિ થાય. વળી, પુષ્યાર્ક યોગે તથા દિવાલીના દિવસે લખી ફરી એ યંત્રને રૂપાનાં પતરાં પર ખોદાવી નિત્ય પૂજા કરે તો દારિદ્રતાનો નાશ થાય. લક્ષ્મી વધે, યશ મલે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૭૪.

ચિત્ર ૧૭૪ ભક્તામર કાવ્ય ૧

કાવ્ય ૨—ઋદ્ધિ—ॐ ह्रीं णमो ओहिजिणाणं । મન્ત્ર—ॐ ह्रीं श्रीं क्लीं ब्लूँ नमः ।

યન્ત્ર—ह्रौं કાર ઉપર ह्रींકાર વીંટીને, તેના ઉપર ચઉદ श्रींકાર વીંટવા, તેના ઉપર ઋદ્ધિમન્ત્રથી વીંટી, પછી ૪૬ છેંતાલીસ ॐકાર, क्रौंકાર સહિત વીંટવા. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૭૫

વિધિ—આ કાવ્ય તથા ઋદ્ધિ મન્ત્રનો જાપ કરવાથી અને પાસે યંત્ર રાખવાથી દષ્ટિબંધ દૂર થાય છે. ત્રીશ દિવસ સુધી,[1] કાળી જપમાળા, કાળાં વસ્ત્ર પહેરીને ૧૦૮

[1] ઘણાં ૨૧ દિવસ સુધી દરરોજ ૧૦૮ અથવા ૭ દિવસ સુધી દરરોજ ૧૦૦૦ જાપ કરવા એમ પણ પાઠ છે.

વખત જાપ કરી, હમેશાં ૧૦૮ અરીઠા, કડવા તેલ સહિત હોમવાથી નિશ્ચયે કરીને શત્રુનો ક્ષય થાય છે. મન્ત્ર સાધતાં સુધી મીઠાંનો હોમ દિવસમાં એક વાર કરવો જોઇએ.[1]



યંત્ર ૧૭૫ ભક્તામર કાવ્ય ૨ પૃષ્ઠ ૪૫૮

**તંત્ર**--બિલાડી એટલે મીનીની ઉપરની દાઢ અને કુતરાંની નીચેની દાઢ શનિવારે રાત્રિના લઇને, રવિવારે કાવ્યથી ૧૦૮ વાર મન્ત્રી શત્રુના ઘરમાં દાટવાથી અથવા તો ભિંતમાં ઘાલી દેવાથી શત્રુતું ઘર ભાંગી પડે, મહા ઉત્પાત થાય.

ઇતિ દ્વિતીય કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત બીજા યંત્રની વિધિઃ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર લખી દિવાલીના દિવસે અથવા રવિવારે પુષ્યનક્ષત્રનો યોગ આવે છતે કંઠે તથા બાહુએ ધારણ કરવાથી ક્રોધે ભરાએલો એવો શત્રુ પણ વશ થાય છે. શત્રુની નજર મૃદંગ (માદળીયું) દેખવાથી બંધ થાય. આ યંત્ર શનિવારે શ્મશાનના [બળેલા] કોલસા, હરતાલ, મનશીલ તથા પોતાની કનિષ્ઠિકા આંગળીના ટેરવાંનાં લોહી વડે કાગડાનાં પીંછાંથી સરાવલા (માટીના ચપણીઆ-કોડીઆ)ની મધ્યમાં દુશ્મનનું નામ લખી, દાટી કપડ મીટ કરીને ખદિરના

૧ ઘમાં આ પાઠ વધારે છે.

અંગારાથી તપાવીએ તો ત્રણ દિવસમાં દુશ્મન દાહજ્વરથી પીડાય. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૭૬



યંત્ર ૧૭૬ ભક્તામર કાવ્ય ૨

કાવ્ય ૩—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो[1] परमोहि जिणाणं। મન્ત્ર—ॐ ह्रीं श्रीं क्लीं सिद्धेभ्यो बुद्धेभ्यो सर्वसिद्धिदायकेभ्यो नमः स्वाहा।

યન્ત્ર—મધ્યે શ્રીંકાર ત્રણ વલયથી વીંટીને, તેના ઉપર ચઉદ ક્લીંકાર વીંટવા, પછી વલય કરીને, તેના ઉપર ઋદ્ધિ મન્ત્ર વીંટવા પછી તેના ઉપર ॐ नमो भगवते परमतत्वार्थ भावकार्यसिद्धि ह्रीं ह्रीं हूँ हः स्वयंरूपाय नमो नमः આ મન્ત્રથી વીંટીને ફરી બત્રીશ ક્ષીં કારથી યન્ત્ર વીંટવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૭૭.

વિધિ—આ કાવ્ય તથા ઋદ્ધિ, મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી નાનાં બાલકને દષ્ટિ-નજર લાગી હોય તો આ મંત્રથી મંતરેલું પાણી પાવાથી તેનો નાશ

૧ ઘ માં 'णमो' શબ્દ નથી.

॥ૐ ह्रीं श्रीं क्लीं सिद्धेभ्यो बुद्धे — भ्यो सर्व सिद्धि दायकेभ्यो॥
॥नमः स्वाहा॥

ચિત્ર ૧૭૭ ભક્તામર કાવ્ય ૩ પૃષ્ઠ ૪૬૦

થાય, ભેંશ અથવા ચાર પગવાળાં તિર્યંચને પણ મંતરેલું પાણી પાવાથી તથા ત્રણ દીવસ તે જ પાણી છાંટવાથી દૃષ્ટિદોષ નાશ પામે છે.[1]

**તંત્રઃ**—સફેદ સરસવ, ગોરૂચંદન, ઉપલેટ, વજ તથા કપૂર ને પુષ્યાર્ક યોગે મેલવી (ભેગાં કરી) ગોળી બનાવી રાખી મૂકવી, જ્યારે જરૂર પડે ત્યારે તેનું તિલક કરવાથી દૃષ્ટિ દોષ મટે. તિર્યંચને નજર લાગી હોય તો તેના નેત્રમાં આંજવાથી દૃષ્ટિ દોષ મટે છે.

**ઇતિ તૃતીય કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

**શ્રીહરિભદ્રસૂરિકૃત ત્રીજા યંત્રની વિધિ—**

**छत्तीसकोडिआओ सत्तावीसं च याउ बत्तीस लुआओ अ,**
**अट्ठावीसं च फूलीआओ ॥ १ ॥**

**चउरासी वायाओ एगंतरपमुह दुट्ठज्वरआओ ।**
**हरिसा वालय पमुहा जंत पभावेन नासंती ॥ २ ॥**

---

૧–ઘ માં આ પ્રમાણે વિધિ છે.—ઋદ્ધિ મન્ત્રને કમળ કાકણાની માળા વડે ૭ દિવસ સુધી રોજ ત્રણ વખત ૧૦૮ વાર જપવો જોઈએ. હોમને માટે દશાંગધૂપ જોઈએ અને પૂજાને માટે ગુલાબનાં ફુલ જોઈએ. લોટામાં પાણી મન્ત્રીને ૨૧ દિવસ મ્હોં પર છાંટવાથી સર્વ પ્રસન્ન થાય છે અને યંત્ર પાસે રાખવાથી શત્રુની નજર બંધ થાય છે.

भगवइ चउसठि योगिनी जंत लिहीउण पूइयणं च ।
देहेवहं दुट्ठाणं संतिकरं नत्थि संदेहो ॥ ३ ॥

આ યંત્રને યક્ષકર્દમથી શુભદિને લખી માદળીઆમાં ઘાલી કંઠે બાંધવાથી નજર ન લાગે, અનેક રોગ નાશ થાય અને ચતુષ્પદને નજર લાગી હોય તો તેનો પણ નાશ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૭૮.

ॐ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૭ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૨ | ૧ |
| ૧૬ | ૧૫ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૧૦ | ૯ |
| ૪૧ | ૪૨ | ૨૨ | ૨૧ | ૨૦ | ૧૯ | ૪૭ | ૪૮ |
| ૩૩ | ૩૪ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૩૯ | ૪૦ |
| ૨૫ | ૨૬ | ૩૮ | ૩૭ | ૩૬ | ૩૫ | ૩૧ | ૩૨ |
| ૧૭ | ૧૮ | ૪૬ | ૪૫ | ૪૪ | ૪૩ | ૨૩ | ૨૪ |
| ૫૬ | ૫૫ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૫૦ | ૪૯ |
| ૬૪ | ૬૩ | ૩ | ૪ | ૫ | ૬ | ૫૮ | ૫૭ |

ह्रौं

ચિત્ર ૧૭૮ ભક્તામર કાવ્ય ૩

**કાવ્ય ૪—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो सव्वोहिजिणाणं । મન્ત્ર—ॐ ह्रीं श्रीं क्लीं जल देवताभ्यो[1] नमः ।**

**યન્ત્ર**—મધ્યમાં ह्रीं કાર વીંટીને તેના ઉપર, ચોવીશ ग्लौं કાર વીંટવા, તેના ઉપર ઋદ્ધિ મન્ત્ર વીંટીને, તેના ઉપર પચીશ सौं કાર વીંટવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૭૯.

વિધિઃ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યન્ત્ર પાસે રાખવાથી પાણીનો ઉપદ્રવ મટે, પાણીમાં ડુબે નહિ, વહાણ પાણીમાં ડુબે નહી. વળી, ૧૦૮વાર અથવા ૨૧ અગર ૭ વાર કાંકરી મન્ત્રીને જાળમાં નાખવાથી જાળમાં માછલીઓ પકડાતી નથી.[2]

---

૧ ख તથા ग માં ' जलयात्रा जलदेवताभ्यो ' અને घ માં ' जलयात्रादेवताभ्यो ' પાઠ છે.
૨ ग તથા घ માં વિધિ આ પ્રમાણે છે—" કાવ્ય, ઋદ્ધિ મન્ત્રનો સફેદ માળા વડે ૭ દિન સુધી રોજ ૧૦૦૦ વાર જાપ કરવો. સફેદ ફૂલ ચઢાવવાં, એક વખત જમવું અને ભોંય સંથારે સૂઈ રહેવું "

ચિત્ર ૧૭૯ ભક્તામર કાવ્ય ૪ પૃષ્ઠ ૪૬૨

**તંત્રઃ**—બાલક ઊભા પગે જનમ્યો હોય (સ્ત્રીની યોનિમાંથી પહેલાં પગ નીકળે, પછી મસ્તક નીકળે તે બાલક ઊભા પગે જનમ્યો કહેવાય છે,) તે બાલક પુષ્યાર્ક, હસ્તાર્ક અથવા મૂલાર્ક યોગે જનમ્યો હોય તથા દિવાલીના દિવસે સ્વાતિ નક્ષત્રમાં જનમ્યો હોય, તે બાલકની નાર તથા સ્ત્રીની જર (ઓર) જે પડી હોય તે લઇને એકાંતમાં છાયામાં સૂકવીને, ઓર પર કોઇનો પડછાયો પડવા દેવો નહીં, વળી તે સ્ત્રીની આંબળ, સફેદ સરસવ પંચાંગ, રાજહંસી પંચાંગ, કાળો ધંતૂરો પંચાંગ, કાળો જલભાંગરો પંચાંગ આ બધી વસ્તુઓની પુષ્યાર્ક યોગે ગુટીકા કરી પગે તથા શરીરે લેપ કરવાથી જલમાં ડૂબાય નહિ. આ તંત્ર પાત્ર જોયા વગર આપવો નહિ.

ઇતિ ચતુર્થ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

**શ્રીહરિભદ્રસૂરિકૃત** ચોથા યંત્રની વિધિ—આ યંત્રને નિરંતર ચાંદીના પતરાં ઉપર અષ્ટગંધથી લખીને ૨૧ ચંપાના ફૂલથી પૂજીને, નિવેદ, ફલ વગેરે મૂકવાથી દેવતાએ કરેલા મૃતવત્સા દોષનું નિવારણ થાય છે. આ યંત્ર સુગંધીદાર દ્રવ્યોથી શુભયોગે ભોજપત્ર પર લખી ત્રિધાતુના બનાવેલા માદળીઆમાં મૂકીને બાહુ અગર મસ્તકે ધારણ કરવાથી જલ સંકટનો નાશ થાય છે, ધારણ કરનાર પાણીમાં ડૂબતો નથી. સગર્ભા સ્ત્રીને યંત્ર પંચામૃતથી પખાલીને પાવાથી તુરત જ પ્રસવ થાય અને જનમેલા બાળકના ગળે યંત્ર બાંધવાથી બાળક ચિરંજીવી થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૦.



ચિત્ર ૧૮૦ ભક્તામર કાવ્ય ૪ પૃષ્ઠ ૪૬૩

કાવ્ય ૫—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं अणंतोहिजिणाणं । મન્ત્ર—ॐ ह्रीं श्रीं क्रौं क्रौं (क्रौं ?) सर्वसंकटनिवारणेभ्यो[1] सुपार्श्वयक्षेभ्यो नमो नमः स्वाहा ।

યન્ત્ર—ૡીંકાર મધ્યમાં વીંટીને, તેના ઉપર શ્રીંકાર પચીશ વીંટી, તેના ઉપર ઋદ્ધિ મન્ત્ર વીંટીને તેના ઉપર છવીશ ક્રૌંકાર વીંટવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૧.

વિધિ–કાવ્ય તથા ઋદ્ધિ, મન્ત્રનો જાપ કરવાથી અને યંત્ર પાસે રાખવાથી આંખની પીડા મટે, જેની આંખ દુખવા આવી હોય તેને આંખો દિવસ ભૂખ્યો રાખીને, સંધ્યા સમયે ૨૧ પતાસાં મંતરી પાણીમાં ઘોળી પાવાથી અથવા ૨૧ વાર આંખ મંતરવાથી આંખ દુખતી મટે, નેત્રના સર્વ રોગનો નાશ થાય.[2]

તન્ત્ર—મનુષ્યના મસ્તકની ખોપરી ઉપર રતાંજળી, ભીમસેની કપૂર તથા પુષ્યાર્કયોગે

---

૧ ग તથા घ માં 'सर्वसंकटनिवारणेभ्यः' પાઠ છે. ૨ ग તથા घ માં વિધિ આ પ્રમાણે છે.– "પીળાં વસ્ત્રો પહેરીને ૭ દિવસ સુધી દરરોજ ૧૦૦૦ જાપ કરવા, પીળા પુષ્પ ચડાવવાં અને કંદરૂપનો ધૂપ કરવો."




ચિત્ર ૧૮૧ ભક્તામર કાવ્ય ૫ પૃષ્ઠ ૪૬૪



ચિત્ર ૧૮૨ ભક્તામર કાવ્ય ૫ પૃષ્ઠ ૪૬૬

પહેલી જ વખત બાળકને જનમ આપનાર સધવા સ્ત્રીના દુધમાં પુષ્યાર્કયોગે ગોળી બનાવીને, કામ પડે ત્રણ દિવસ આંખમાં ગોળી આંજવાથી નેત્રના સર્વ રોગનો નાશ થાય છે.

**ઇતિ પંચમ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

**શ્રીહરિભદ્રસૂરિકૃત** પાંચમા યન્ત્રની વિધિ—આ યન્ત્રને અષ્ટગંધથી ભોજપત્ર પર શુભદિને લખીને, રૂપાના માદળીઆમાં ભોજપત્રને નાખીને ગળે બાંધવાથી આંખની પીડા ઉપશમે છે. સૂર્ય અથવા ચંદ્રગ્રહણની વખતે ધાન્ય મધ્યે માદળીયું નાખીને પછી ધૂપ દઇને ગળે બાંધવાથી નેત્ર રોગની પીડા ઉપશમે છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૨.

**કાવ્ય ૬—ॐ ह्रीं अर्हँ णमो कुट्ठबुद्धीणं । ઋદ્ધિ—ॐ ह्रीं श्रां श्रीं श्रूँ श्रः हं सं यः यः[1] ठः ठः सरस्वती भगवती विद्याप्रसाद कुरु कुरु स्वाहा ।**

**યન્ત્ર—**ल्वौँ[2]કાર મધ્યે વીંટીને, તેના ઉપર ૩૨ ॐકાર વીંટીને, તેના ઉપર પચીશ[3] ह्रौँકાર વીંટવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૩.



ચિત્ર ૧૮૩ ભક્તામર કાવ્ય ૬

૧. कમાં 'घं घं घं' પાઠ છે, खમા 'थं थं' પાઠ છે, ग તથા घમા 'थथथः' પાઠ છે ૨. ख માં 'ह्रूँ' પાઠ છે, ग માં 'ग्लौं' પાઠ છે, અને घ માં 'हवूँ' પાઠ છે. ૩. મૂળ પ્રતમાં 'છવીશ'

વિધિ—કાવ્ય, ઋદ્ધિ અને મંત્રનો પાઠ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી વિદ્યા શીઘ્ર ચડે, વિસ્મૃતિ ન થાય, વાક્‌શુદ્ધિ થાય, મૂર્ખપણું દૂર થાય અને જીભ છુટી થાય.[1]

**તંત્ર**—આસો સુદી પૂર્ણિમાના દીવસે બ્રાહ્મીનો રસ[2] વચા, કપિલા (ભૂરિ) વાછરડાં વાળી ગાયનું ઘી, એ ત્રણ વસ્તુ સરખા ભાગે મેળવી, કાંસાની થાળી ત્રણવાર મંજાવી તે ત્રણે વસ્તુ તેમાં પાથરીને, યંત્ર લખી, તેમાં પાર્શ્વનાથની મૂરતિ લખીને[3] તે ઉપર અષ્ટગંધથી ॐ ह्रीं श्रीं क्लीं ब्लूं वदवद वाग्वादिनी એ મંત્ર લખી થાલી બાજોઠ ઉપર રાખી ચંદ્રમાના પ્રકાશમાં રાત્રે રાખીને, સવારમાં એકેક અક્ષર કાપી ગીટીજે, નવો ગ્રંથ જોડે **સરસ્વતી** વશ થાય.

ઇતિ ષષ્ટમ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ



ચિત્ર ૧૮૪ ભક્તામર કાવ્ય ૬ પૃષ્ઠ ૪૬૮

**હ્રીં**કાર વીંટવા એવુ લખ્યું છે, પરંતુ क, ख, ग તથા घમાં પચીશની સંખ્યા હોવાથી પચીશની સંખ્યા વધારે યોગ્ય લાગે છે. ૧. ग તથા घમાં આ પ્રમાણે વિધિ છે. "લાલ વસ્ત્રો પહેરીને ૨૧ (ग માં ૧૪ છે) દિવસ સુધી રોજ ૧૦૦૦ જાપ કરવા અને યંત્રને પાસે રાખવાથી વિદ્યા બહુ જ ઉતાવળે ચડે છે. વિખૂટો પડેલો માણુસ આવી મળે છે. વિધિમાં લાલ ફૂલ, ધૂપ કંદરૂપનો, સંથારે સૂઈ રહેવું અને એકાશન કરવું. ૨. क માં 'નવી બાજરીનો પિષ્ટ તથા સાકર' લખેલુ છે. ૩. क માં 'પાર્શ્વનાથની મૂરતિ'નો પાઠ નથી.

**શ્રીહરિભદ્રસૂરિ** કૃત છઠા યંત્રની વિધિ—આ યંત્ર શુભદ્રવ્યથી શુભદિને ભોજપત્ર પર લખી કંઠમાં ધારણ કરવાથી **સરસ્વતી** પ્રસન્ન થાય છે. મૂર્ખતાપણું, તોતડાપણું મટે, વળી આ યંત્રને રૂપાના પતરાં પર કોતરાવી રોજ પૂજવાથી છ મહિનાની અંદર **સરસ્વતી** વરદાન આપે, તેમાં સંદેહ ન રાખવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૪.

કાવ્ય. ૭—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो बीअबुद्धीणं । મન્ત્ર—ॐ ह्रीं श्रीं हं सौं[1] श्रां श्रीं क्रौं (क्रौं?) क्लीं सर्वदुरितसंकटक्षुद्रोपद्रवकष्टनिवारणं कुरू कुरू स्वाहा ॥

**યંત્ર**—ષટ્કોણ યંત્ર કરીને મધ્યમાં क्म्ल्व्र्यूं લખીને છ ખૂણામાં ॐ ह्रां श्रीं क्लीं નમઃ લખીને, તેના ઉપર ઋદ્ધિ મન્ત્ર વીંટીને, તે ઉપર છવીશ नौं[2]કાર વીંટવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૫.




ચિત્ર ૧૮૫ ભક્તામર કાવ્ય ૭

વિધિઃ—આ કાવ્ય, ઋદ્ધિ અને મંત્રનું સ્મરણ કરવાથી સર્પનો ભય રહેતો નથી. વળી સ્થાવર અને જંગમ સર્વ જાતનાં ઝેરનો નાશ થાય. ૧૦૮ વાર ઋદ્ધિ મન્ત્રથી કાંકરી મંત્રીને સર્પના મસ્તક પર મારવાથી સર્પ કીલિત થઈ જાય છે. સર્પ ડંશ દઈ શકતો

૧ ઘ માં 'સં' પાઠ છે. ૨ ग તથા ञ માં અઠાવીશ नौंકાર વીંટવા એવો પાઠ છે.

નથી, જેને સર્પ કરડ્યો હોય તેને પાણી મંત્રીને આપવાથી સાપનું ઝેર ચડતું નથી.[1]

**તંત્રઃ**—કાલા સર્પની કાંચળી પુષ્યાર્કે લઈને, વળી મરેલા કાલા સર્પના મોંમાં હીરવણી કપાસનાં બીજ વાવીને, ભૂમિમાં દરરોજ પાણીનું સિંચન કરવું, અનુક્રમે વણી ઉગે તે હીરવણીના ડીંડવામાંથી કપાસ નીકળે તે લઈને, દીવેટ કરતી વખતે તે કાલા સર્પની કાંચલી તેની વચમાં લપેટી દીવેટ કરીને, ચાલતી ઘાણીનું તેલ કોડીયામાં ભરી, દીવેટ અંદર મૂકી જે ઘરમાં દીવો કરીએ તે ઘરમાં પુષ્કળ સર્પ ફરતા હરતા દેખાય અને તે જોઈને સર્વ મનુષ્ય અજાયબ થાય.

ઇતિ સપ્તમ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિ**કૃત સાતમા યંત્રની વિધિ—આ યંત્ર શુભદિવસે અષ્ટગંધથી ભોજપત્ર



ચિત્ર ૧૮૬ ભક્તામર કાવ્ય ૭ પૃષ્ઠ ૪૭૦

૧ **ग** તથા **घ** માં વિધિ આ પ્રમાણે છે.—"લીલા રંગની માળાથી ૨૧ દિવસ સુધી નિરંતર ૧૦૮ વાર જાપ કરવાથી અને યંત્ર ગળામાં બાંધવાથી સર્પનું વિપ ઉતરી જાય છે. યંત્ર લીલો તથા ધૂપ લોબાનનો કરવો જોઈએ.

પર લખી, લોઢાના માદળીઆમાં ઘાલી બાહુએ બાંધવાથી સર્પાદિ ભયનો નાશ થાય છે. વળી એ જ માદળીઆને ચોખા જલથી પખાલીને જેણે સર્પ કરડયો હોય તેણે પાણી પાવાથી સર્પનું ઝેર ઉતરી જાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૬.

કાવ્ય. ૮—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं, [ ॐ ह्रीं अर्हं ] णमो पयाणुसारीणं। मंत्र--[ ॐ ] ह्राँ ह्रीं ह्रूँ ह्र अप्रतिचक्रे फट् विचक्राय झ्रौं झ्रौ स्वाहा। વળી ॐ ह्रीं लक्ष्मणरामचन्द्रदेव्यै नमः ।[1]

યન્ત્ર—આઠ પાંખડીઓવાળું કમલ કરીને મધ્યમાં रंम्ल्व्र्यूं લખીને, આઠ પાંખડીઓમાં ॐ ह्रीं श्रीं सर्वसिद्धेभ्यो[2] લખીને, તેના ઉપર ઋદ્ધિ મન્ત્ર વીંટીને, તેના ઉપર ૧૯ યંકાર લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૭.



ચિત્ર ૧૮૭ ભક્તામર કાવ્ય ૮

વિધિ–આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્રને પાસે રાખવાથી

---

૧ घ માં 'नमः स्वाहा' પાઠ છે. ૨ ख માં 'सर्वसिद्धाय' પાઠ છે; જ્યારે ग તથા घ માં 'सर्वसिद्धेभ्य.' પાઠ છે

વ્રણ (ઘા)ની પીડાનો નાશ થાય છે, વળી મીઠાંની કાંકરી ૭ વાર અથવા ૧૦૮ વાર મંત્રી પીડાતા અંગને ઝાડો દેવાથી પીડા મટી જાય છે.[1]

**તંત્ર**—શનીવારના દિવસે સાંજના બ્રહ્મદંડી નોતરીને, અક્ષત, સોપારી મૂકવી તથા કંકુના છાંટા નાંખીને પછી રવિવારની સાંજના ધૂપ કરી વસ્ત્ર રહિત (નગ્ન) થઈ પંચાંગ બ્રહ્મદંડી લઈ, પછી વસ્ત્ર પહેરી લીલી હોવાથી ઘુંટી ઘા ઉપર અથવા વ્રણ ઉપર લેપ કરવાથી ગમે તેવા અસાધ્ય ઘા અથવા ગડગુંબડ હોય તો પણ આરામ થઈ જાય છે.

ઇતિ અષ્ટમ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

**શ્રીહરિભદ્રસૂરિ** કૃત આઠમા યંત્રની વિધિઃ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર રવિવારના દિવસે લખી પાંચ રંગના વસ્ત્રના સુતરથી વીંટીને રૂપાના માદળીઆમાં નાંખી ભુજાએ અગર ગળામાં બાંધવાથી વ્રણ પીડા દૂર થાય છે. અઢારે જાતના વ્રણની પીડાની શાંતિ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૮.




ચિત્ર ૧૮૮ ભક્તામર કાવ્ય ૮

[1] ઘ માં વિધિ આ પ્રકારે છેઃ—" અરીઠાનાં બીજની માળાથી ૨૧ દિવસ સુધી દરરોજ ૧૦૦૦ જાપ કરવાથી અને યંત્ર પાસે રાખવાથી સર્વ પ્રકારનાં અરીષ્ટ દૂર ટળે છે. આ વિધિમાં ધૂપ ગુગળનો કરવો અને તે લવણની કાંકરી હોમમાં નાખવી જોઈએ."

કાવ્ય ૯--ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं[1] ह्राँ ह्रीं हूँ फट् स्वाहा। મંત્ર--ॐ ह्रीं श्रीं क्रौं (क्रों?) क्लीं[2] रः रः रः हं हं नमः[3]।

યન્ત્ર—પાંચ પાંખડીવાળું કમળ કરવું, મધ્યમાં म्ल्व्र्यूँ લખીને, પાંચ પાંખડીઓમાં ॐ ऋद्धाय नमः લખીને, તેના ઉપર ઋદ્ધિ મન્ત્ર વીંટીને, તેના ઉપર પચીશ नौं[4] કાર વીંટીને, તે ઉપર ॐ नमो भगवते जययक्षाय ह्रीं हूँ नमः स्वाहा એ મંત્ર વીંટવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૮૯.




ચિત્ર ૧૮૯ ભક્તામર કાવ્ય ૯

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનો જાપ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી માર્ગે ચાલતાં ચોર અથવા ધાડનો ઉપદ્રવ ટલે, વળી ઘરમાં ચાર ખૂણે ચાર કાંકરી ૧૦૮ વાર મંત્રી મૂકીએ તો ચોર પેસવા પામે નહિ. અને ચોર સ્થંભિત થઈ જાય છે.[5]

---

૧ क, ख, ग તથા घ માં 'णमो संभिन्नसोदराणं' પાઠ છે. ૨ ग માં 'ह्रीं' પાઠ છે. જ્યારે घ માં 'ह्वीं' પાઠ છે. ૩ ख માં 'रः रः हः हः नमः' પાઠ છે, જ્યારે ग અને घ માં 'रः रः हंहः नमः स्वाहा.' પાઠ છે ૪ क, ग તથા घ માં 'नौंकार પાઠ છે. ૫ घ માં વિધિ આ પ્રમાણે છે.—"ચાર કાંકરી ૧૦૮ વાર મંત્રીને ચાર દિશાઓમાં ફેંકવાથી અને યંત્ર પાસે રાખવાથી રસ્તો કીલિત થઈ જાય છે અને ચોર ચોરી કરી શકતો નથી.

**તંત્રઃ**—પુષ્યાર્ક યોગે જે સ્ત્રીને પુત્ર જનમ્યો હોય તે સ્ત્રીની આવલ (ઓર) લઈ એકાંતે સૂકવી તે આવલને રૂની અંદર વીંટી દીવો કરવાથી ઘરમાં અનેક મનુષ્ય દેખાય અને ચોર ચોરી કરવા ઘરમાં પેસે નહિ.

**ઇતિ નવમ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

**શ્રીહરિભદ્રસૂરિકૃત** નવમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી શુભદિવસે ભોજપત્ર પર લખીને પંચવર્ણીપટ સૂત્રથી વીંટીને લોઢાની ખીલી માદળીઆમાં નાખી, પંચામૃતથી પ્રક્ષાલન કરીને ભુજાએ ધારણ કરવાથી ચોરના ભયનો નાશ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૯૦.

કાવ્ય ૧૦—**ऋद्धि—ॐ ह्रीं अर्हं णमो पत्तेअबुद्धीणं**[1] । **मंत्र—ॐ ह्रां ह्रीं ह्रौं ह्रः श्रां श्रीं श्रूं श्रः सिद्धि बुद्धि कृतार्थो भव[भव] वषट् संपूर्ण स्वाहा । जन्मस्थां ध्यानतो जपतो वा मनोत्कर्ष धृत्वा वादीनार्यो नीक्षन्ति वा भवेयु प्रशांता प्रत्येकादिबुद्धिम्मनोस्तात् ।**




ચિત્ર ૧૯૦ ભક્તામર કાવ્ય ૯

૧ ग તથા घ માં '**सयंबुद्धीणं**' પાઠ છે.

**યન્ત્ર**:—દશ પાંખડીનું કમલ કરીને, મધ્યમાં ક્ष्म्ल्व्र्यूं લખીને, તે ઉપર ॐ ह्रीं विक्रमाधिपते नमः લખીને, વલય દઈને ઋદ્ધિ મન્ત્ર વીંટીને, ફરી વલય દઈને સત્તાવીશ હ્રૈંકાર વીંટીને, ઉપર ॐ ह्रीं (अर्हं) णमो शत्रुविनाशनाय द्युते[1] पराजय उपसर्गहराय नमः આ મંત્ર વીંટવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૧૯૧.

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ અને મંત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખવાથી દ્યૂતમાં પરાજય ન થાય. વળી **કુલહરાટી** કરીને રાજદરબારમાં જવાથી જય થાય છે. પોતાનું બોલ્યું વચન બધાં પ્રમાણ કરે, ક્રોધે ભરાએલો એવો સામેનો વાદી પ્રમાણ કરે.

**તંત્ર**—પુષ્યાર્ક યોગે ઘુવડનાં હાડકાને પાણીમાં ઘસીને હાથે લેપ કરવાથી દ્યૂતમાં જરૂર જય થાય છે, રાજદરબાર પણ વશ થાય છે અને શત્રુનો પરાભવ થાય છે.

॥ॐ ह्रां ह्रीं ह्रूं ह्रः श्रां श्रीं श्रूं श्रः सिद्धिबुद्धि कृतार्थो भव भव वषट्॥
॥संपूर्णं स्वाहा॥



ચિત્ર ૧૯૧ ભક્તામર કાવ્ય ૧૦

ઇતિ દશમ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિ કૃત દશમા યંત્રની વિધિઃ—આ યંત્ર ભોજપત્ર પર અષ્ટગંધથી

૧ ઘ માં 'द्युत'ના બદલે 'जय' એવો પાઠ છે.

પુષ્યાર્ક યોગે અથવા દિવાલીનાં દિવસે નાહી ધોઇને ધૂપ સહિત લખીને, વળી નૈવેદ્ય વગેરેથી પૂજન કરીને, પંચામૃતનો હોમ કરીને, ૨૨૦૦૦ બાવીશ હજાર મૂલ મંત્રનો જાપ કરી સેવંતી તથા જાઈના ફૂલથી સોનાના માદળીઆમાં નાખી, માથે રાખવાથી નિશ્ચયે કરીને દ્યૂતમાં જય થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૨



ચિત્ર ૧૯૨ ભક્તામર કાવ્ય ૧૦

**કાવ્ય ૧૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं णमो आगासगामीणं[1]। મંત્ર—ॐ ह्रीं श्रीं क्लीं श्राँ श्रीं श्रौं कुमतिनिवारण्यै [ महा ] मायायै नमः स्वाहा।**

**યંત્રઃ**—બાર પાંખડીવાળું કમલ કરીને, મધ્યમાં ह्म्ल्व्र्यूं સ્થાપીને પાંખડીઓમાં ॐ ह्रीं सौं (क्लीं ?) क्रौं (क्रों?) श्रीभक्तिरूपाय नमः[2] લખીને, વલય દઇને, ઋદ્ધિ મન્ત્ર વડે વીંટીને, તે ઉપર વલય દઇને, ॐ नमो भगवते प्रसिद्धरूपाय भक्तियुक्ताय सां सीं सौं (ह्रीं) ह्रीं ह्रौं क्रौं (क्रों?) श्रौं नमः આ મંત્રથી વીંટવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૩

૧ ख, ग અને घ માં 'पत्तेयबुद्धीणं' પાઠ છે.

૨ ख તથા ग માં 'ॐ ह्रीं सौं क्लीं श्रीं भक्तिरूपाय नमः' પાઠ છે, જ્યારે घ માં 'ॐ ह्रीं श्रीं क्लीं श्रां भक्तिस्वरूपाय नमः' પાઠ છે, પરંતુ તે બરાબર નથી, કારણ કે અક્ષરો તેર થઈ જાય છે જ્યારે પાંખડીઓ બાર જ છે.

॥ ॐ ह्रीं श्रीं क्लीं श्रां श्रीं श्रौं कुमति निवारण्यै महा॥
॥ मायायै नमः स्वाहा ॥



ચિત્ર ૧૯૩ ભક્તામર કાવ્ય ૧૧ પૃષ્ઠ ૪૭૫

વિધિઃ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્ર જપવાથી તથા યંત્ર પાસે રાખવાથી[1] ગઇ વસ્તુ પાછી મલે, ખોવાએલાં મનુષ્ય, દાસ, દાસી પણ પાછાં મલી આવે. ચારે દિશા તરફ ઊભા રહીને દરેકે દરેક દિશાએ ૧૦૮ જાપ કરવાથી ગએલી વસ્તુ તથા સગાં સ્નેહી દાસ દાસી વગેરે તુરત જ પાછાં મલી આવે. ઈન્દ્રધ્વજ શણગારી જલયાત્રા કરવી, વાજીંત્ર, ગીત, નૃત્ય તથા પંચામૃતની જલધારા દઇ, અમારી પડહો દેવડાવી, બલિ બાકુલા ઉંચે ઉછાળી નગરના સર્વ દેવદેવીઓને નૈવેદ્ય તથા ફલથી પૂજીને અષ્ટમભક્ત કરી, દીપ, ધૂપ નૈવેદ્ય કરી સફેદ નવકારવાલીથી ઊભા ઊભા ચારે દિશાએ એકેક નવકારવાલી ગણી, સફેદ સરસવના ૧૨૦૦૦ મંત્ર ગણીને તે મંત્રેલા સરસવ ઉછાળવાથી જલની વૃષ્ટિ નિશ્ચયે કરીને થાય છે.

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે '—" સ્નાન કરીને પવિત્ર વસ્ત્ર પહેરી, ધૂપ, દીપ, નૈવેદ્ય ફળ લઈ પ્રસન્ન ચિત્તથી ઊભા રહી સફેદ માળાથી ૧૦૮ જાપ કરવાથી અને યંત્ર પાસે રાખવાથી જેને બોલાવવાની ઇચ્છા હોય તે આવી શકે છે. લાલ માળાથી ૨૧ દિવસ સુધી રોજ ૧૦૮ વાર જપવાથી પણ એ પ્રમાણે જ બને છે. વિધિમાં ધૂપ કુંદરૂપનો કરવો "

**તંત્રઃ**—પુષ્યાર્ક યોગે લજાલુનાં પંચાંગ ગ્રહણ કરીને, છાયાએ સૂકવીને ખોવાએલા મનુષ્યના વસ્ત્રે જડી બાંધી ત્રિકાલ ચાબખો મારીએ તો ખોવાએલો મનુષ્ય જલદી પાછો આવે.

**ઇતિ એકાદશ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ**

**શ્રીહરિભદ્રસૂરિ** કૃત ૧૧ મા યંત્રની વિધિઃ—આ યંત્ર પાસે રાખવાથી પિશાચ લાગતો નથી, તૃષા લાગી હોય તો જલ તરત મલી આવે છે, ખોવાએલ મનુષ્યના વસ્ત્ર ઉપર અલતો, હરતાલ, કંકુથી આ યંત્ર લખી, સાવરણીએ બાંધી ત્રિકાલ કોરડા મારવાથી ખોવાએલો માણસ તુરત મલી આવે છે. વળી હરતાલ [તથા અલસીના તેલ]થી તાંબાના પતરા ઉપર લખી પતરાંને તપાવવાથી ખોવાએલો માણસ તુરત મલી આવે છે. તેમાં સંદેહ ન જાણવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૪



ચિત્ર ૧૯૪ ભક્તામર કાવ્ય ૧૧

કાવ્ય ૧૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं णमो बुद्धबोधीणं[1] । મંત્ર—ॐ (ॐ)

[1] ગ માં 'ॐ ह्रीं अर्हं णमो बोहिय बुद्धिणं स्वाहा' પાઠ છે, જ્યારે ઘ માં 'ॐ ह्रीं अर्हं

ॐ अँ अँ अः[1] सर्वराजाप्रजामोहिनी सर्वजनवश्यं कुरु कुरु स्वाहा ।

યંત્રઃ—સોલ પાંખડીનું કમલ કરીને, મધ્યમાં च्म्ल्व्र्यूं લખીને, પાંખડીઓમાં ॐ ह्रीं श्रीं क्लीं निजधर्मचिंताय क्रौं क्रौं रं ह्रौं नमः લખીને તેના ઉપર ॐ नमो अनुदिन मनुज स्वायात्र सुभिक्षाय जामि श्रुतजलातिरथै परै प्रसिद्धि कैश्चित् देवा परगटितानि नाद-करणतां देवकैश्चित् जवालयु सुखैस्तान् बोधितादान बुद्धौ दान । આ પ્રમાણે લખીને, વલય દઈને, ઋદ્ધિ મન્ત્ર વીંટીને તેના ઉપર ॐ नमो भगवते अतुलबलपराक्रमाय आदीश्वर-यक्षाधिष्ठाय ह्रौं ह्रौं ह्रीं[2] नमः આ મંત્ર વીંટવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૫



ચિત્ર ૧૯૫ ભક્તામર કાવ્ય ૧૨

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્રને પાસે રાખવાથી

णमो बोही बुद्धीणं પાઠ છે.

1 ख માં 'ॐ अँ अँ अँ अँ' પાઠ છે, જ્યારે ग અને घ માં 'ॐ आं आं अं अः' પાઠ છે.

2 घ માં ह्रां ह्रीं नमः' પાઠ છે.

જે કન્યા પોતાને ઈષ્ટ હોય તેની સાથે પાણિગ્રહણ થાય, વળી સ્ત્રી રીસાઈને ચાલી ગઈ હોય તો પાછી આવી મલે.[૧]

**તંત્ર**—પુષ્યાર્ક યોગે શંખાવલી પંચાંગ તથા ઉંધાહુલી પંચાંગ શનિવારની સાંજના નોંતરી, કંકુ, ચોખા તથા સોપારી ધરીને તે બંને જડીનાં પંચાંગ લાવી વાટી કસ્તુરી, ગોરૂચંદન, કેસર, સફેદો વગેરે ભેગાં કરી પોતાનાં વીર્યથી ગોળીવાળી જે સ્ત્રીને ખાવા પીવામાં ગુટિકા રવિવારના રોજ આપીએ તે વશ થાય.

ઇતિ દ્વાદશ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિ** કૃત બારમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી શુભયોગે ભોજપત્ર પર લખી, સોનાના માદળીઆમાં નાંખીને, દૂધ, દહીં તથા ઘીમાં જુદા જુદા ત્રણ દિવસ



ચિત્ર ૧૯૬ ભક્તામર કાવ્ય ૧૨ પૃષ્ઠ ૪૮૦

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ—"યંત્ર પાસે રાખવો અને ૧૦૮ વાર ઉક્ત મંત્ર વડે તેલ મંત્રીને હાથીને પાવાથી તેનો મદ ઉતરી જાય છે. ૪૨ દિવસ સુધી દરરોજ ૧૦૦૦ જાપ લાલ માળાથી જપવા જોઈએ, અને ધૂપ દશાંગ વાપરવો જોઈએ."

સુધી રાખી પંચામૃતથી પખાલી જમણા હાથે બાંધવાથી [ઇચ્છિત] કન્યાની પ્રાપ્તિ થાય, નિશ્ચયે કરીને વિવાહ થાય. વળી તાંબાનાં પતરાં ઉપર લખીને તપાવવાથી જે સ્ત્રીનું ચિંતવન કરે તેની સાથે પાણિગ્રહણ થાય. શ્રીહરિભદ્રસૂરિકૃતામ્નાય સત્યં. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૬

કાવ્ય ૧૩--ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो उज्जुमईणं[1] । મન્ત્ર--ॐ ह्रीं श्रीं हंसः ह्रौं[2] ऐं ह्राँ ह्रीं द्राँ द्रीं द्रैँ द्रः मोहिनी सर्व [जन] वश्यं कुरु कुरु स्वाहा ।

યંત્ર—સોલ પાંખડીવાળું કમલ કરીને, તેની મધ્યમાં છેંલ્વ્યૂઁ લખીને, સોળ પાંખડીમાં ॐ नमो भगवते सौभाग्यरुपाय ह्रीं[3] नमः લખીને, તે ઉપર વલય દઈ ને, ઋદ્ધિ, મન્ત્ર




ચિત્ર ૧૯૭ ભક્તામર કાવ્ય ૧૩ પૃષ્ઠ ૪૮૧

૧ क, ख અને ग માં ॐ ह्रीं अर्हं णमो उज्जुमदीणं' પાઠ છે, જ્યારે घ માં 'ऋजुमदीणं' પાઠ છે. ૨ क તથા ख માં 'ह्सां' પાઠ છે, જ્યારે घ માં 'ऐं' પાઠ નથી. ૩ क માં 'श्रीं' પાઠ છે, જ્યારે ख માં 'श्री' છે.

વીંટીને, ફરી વલય દઈને, ૐ ભ્રાં ભ્રીં[1] अष्टसिद्धि क्रौं (क्रों) ह्रीं ह्म्ल्व्र्यूं युक्ताय नमः એવો મન્ત્ર વીંટવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૭

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મંત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી ચોરનો ભય ઉપસ્થિત થતો નથી, રસ્તે ચાલતાં કાંકરી ૭ અથવા માટીના કકડા ૭ લઈ ૧૦૮ વાર મન્ત્રી ચારે દિશામાં નાખવાથી ચોરનો ભય ઉપસ્થિત થતો નથી. ઘરના ચાર ખૂણામાં ૪ કાંકરી મંત્રીને નાંખીએ તો ચોર ચોરી કરવા પેસે નહિ.[2]

**તંત્ર**—પુષ્યાર્ક યોગે કુંવારી કન્યાએ કાંતેલા સુતરને જલભાંગરાના રસમાં ભીંજાવી સૂકવી, જલમાંથી જલોક લાવી તે સુતરથી બેવડી કરી જલોક વીંટી દીવેટ કરી, કોડીઆમાં દીવેટ મૂકી, હનુમાનની મૂરતિના માથે સવા પાશેર તેલ ચડાવી, તેલ કોડીઆમાં લઈ, જમીન સિંદૂરથી પૂજી, કોડીયું તેના ઉપર મૂકવું, કોડીયું પણ સિંદૂરથી પૂજી, ખુલ્લી જગ્યામાં દીવો કરી ઉપર લોઢાનું વાસણ રાખી, લોઢાના વાસણમાં કાજલ પાડવું. જ્યાંસુધી




ચિત્ર ૧૯૮ ભક્તામર કાવ્ય ૧૩ પૃષ્ઠ ૪૮૨

૧ ખમાં 'નમો' પાઠ છે, જ્યારે ગમાં તથા ઘમાં 'ભ્રાં ભ્રીં' ના બદલે 'ભ્રા ના' પાઠ છે.
૨ ઘ માં વિધિ આ પ્રમાણે છે—'પીળી માળા વડે ૭ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ કરવા જોઈએ, ધૂપ કંદરૂપનો કરવો, ભોંયે સૂવું અને એક વખત જમવું.

કાજલ પડે ત્યાંસુધી ગુગલનો ધૂપ ચાલુ રાખવો. કાજલ પોતાની આંખમાં આંજવાથી અને ચોર અગર દુષ્ટના સામું જોવાથી તે વશીભૂત થાય છે.

**ઇતિ તેરમા કાવ્યની પંચાંગ વિધિ સંપૂર્ણ**

શ્રીહરિભદ્રસૂરિ કૃત તેરમા યંત્રની વિધિ—આ યંત્ર શુભયોગે શુભદ્રવ્યે ભોજપત્ર પર લખી ભુજાએ ધારણ કરવાથી માર્ગમાં તસ્કર વગેરેનો ભય ઉપજતો નથી. અને દેખવા માત્રથી વશીભૂત થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૮

**કાવ્ય ૧૪--ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो बीयबुद्धीणं[1] । મન્ત્ર--ॐ ह्रीं[2] नमो भगवती गुणवती महामानसी स्वाहा ।**

યંત્ર—પાંચ પાંખડીનું કમલ કરીને મધ્યમાં ज्म्ल्व्यूं લખીને, પ્રથમ દલે, પૂર્વ દિશાએ આઠ રંકાર લખીને, દક્ષિણે પાંચ श्रींકાર, ત્રીજામાં પાંચ क्रौंકાર, ચોથામાં પાંચ ॐકાર તથા પાંચમા દલમાં પાંચ ह्रींકાર લખીને, તેના ઉપર વલય દઈને ઋદ્ધિ મન્ત્ર લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૧૯૯




ચિત્ર ૧૯૯ ભક્તામર કાવ્ય ૧૪

१ ख માં 'उलमदीणं' પાઠ છે, જ્યારે घ માં 'विपुलमदीणं' પાઠ છે.
२ ख, ग તથા घ માં 'ह्रीं' પાઠ નથી.

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી અને યંત્રને મસ્તકે, ભુજાએ અથવા હૃદય પર ધારણ કરવાથી સરસ્વતી પ્રસન્ન થાય છે. વળી મહામૂર્ખ હોય તો પણ ચારે પ્રકારે બુદ્ધિમાન થાય છે. વળી પવિત્ર થઈને સફેદ વસ્ત્ર પહેરી, સફેદ જપમાલાથી ત્રણે કાળ ૧૦૮ વાર જાપ કરી, દીપ, ધૂપ, ઘી, ગુગલ, કસ્તૂરી, કેશર, કપૂર, સુખડ, રતાંજળી, અગર, શિલારસ વગેરેની ઘી મિશ્રિત ગુટિકા ૧૦૮ કરી હમેશાં હોમ કરવાથી અને ત્રણે કાળ **સરસ્વતી** દેવીની મૂર્તિની સુગંધી દ્રવ્યોથી પૂજા કરવાથી મહામૂર્ખ પણ વિદ્વાન થાય છે, સંપૂર્ણ વિદ્યા, ગુણ તથા લક્ષ્મીની વૃદ્ધિ પ્રાપ્ત કરે છે.[1]

**તંત્ર**—પુષ્યાર્કે વિદ્યાબ્રાહ્મી, શતાવરી, શંખાવલી, અઘાડો, જાવંત્રી, કેસર, માલકાંકણી, ચિત્રક, અકલગરો અને સાકરનું ચૂર્ણ કરી, સર્વ સમભાગે લઈ સવારમાં ૧૪ વાલ આદુના રસની સાથે ૨૧ દિવસ ખાવાથી બુદ્ધિની વૃદ્ધિ થાય છે.



ચિત્ર ૨૦૦ ભક્તામર કાવ્ય ૧૪ પૃષ્ઠ ૪૮૪

૧ **ઘ** માં વિધિ આ પ્રમાણે છે.—"યંત્ર પાસે રાખી ૭ કાંકરી લઈ દરેકને ૨૧ વાર મંત્રી ચારે બાજુ ફેંકવાથી વ્યાધિ, શત્રુ વગેરેનો ભય નષ્ટ થાય છે. લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે અને વાત રોગ નષ્ટ થાય છે."

### ઇતિ ચતુર્દશ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

શ્રીહરિભદ્રસૂરિકૃત ચઉદમા કાવ્યની વિધિઃ—આ યંત્ર શુભયોગે અષ્ટગંધથી ભોજપત્ર પર લખી, રૂપાના માદળીઆમાં નાખીને, પંચામૃતે પખાલી ગળાના વિષે ધારણ કરવાથી બુદ્ધિની વૃદ્ધિ થાય છે. વળી યંત્રને રૂપાનાં પતરાં પર અષ્ટગંધથી નિરંતર લખી, દીપ, ધૂપ, નૈવેદ્ય તથા ફૂલથી પૂજી, સફેદ ચંબેલીના ફૂલ હમેશાં ચઢાવવાથી નિશ્ચયે કરીને મહાબુદ્ધિમાન થવાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૦૦

કાવ્ય ૧૫—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो दसपूव्वीणं। મન્ત્ર—ॐ **नमो भगवती गुणवती सुसीमा पृथ्वी वज्रशृङ्खला मानसी महामानसी स्वाहा ।**

યન્ત્રઃ—દશ પાંખડીનું કમલ કરીને, તેની મધ્યમાં झ्म्ल्व्र्यूं લખીને, દશ પાંખડીઓમાં ॐ अप्रतिचक्राय ह्रीं नमः લખીને, વલય દઇને ઋદ્ધિ, મન્ત્ર લખી, વલી વલય દઇને, ॐ नमो अचिंत्यवलपराक्रमाय सर्वार्थकामरूपाय ह्राँ ह्रीं क्रौं (क्रों ?) श्रीं नमः એવા મન્ત્રથી વીંટીને, વલય દેવું. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૧.




યંત્ર ૨૦૧ ભક્તામર કાવ્ય ૧૫

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી અને યંત્ર કમ્મરે બાંધવાથી રાત્રે સ્ત્રી સાથે ભોગ કરતી વખતે પોતાના વીર્યનું સ્ખલન થતું નથી. વળી દિવસે સૂઈ ગયા હોઇએ, તે વખતે નિંદ્રામાં ખરાબ સ્વપ્ન [ કામક્રીડા સંબંધીનું ] જોવામાં આવે તો પણ વીર્યનું સ્ખલન થતું નથી. વળી કદાચિત્ પૂજા, વિધિ, દીપ, ધૂપ, નૈવેદ્ય, ફ્લ, પુષ્પ-શ્રીફ્લાદિ સામગ્રી કરતી વખતે, દેવતા, દેવાંગના જેવું સુંદર સ્વરૂપ દીવસે દેખાડે તો પણ રાત્રિના વિષે પોતાના શીયલના પ્રભાવથી પરસ્ત્રી ગમન સ્વપ્નમાં ન દેખાય અને શીયલની શુદ્ધિ પળાય.[1]

**તંત્ર**—પુષ્યાર્ક યોગે કાળા ધંતૂરાનું અથવા સફેદ ધંતૂરાનું મૂલ શનિવારે નોતરી, રવિવારે સંધ્યાકાળે નગ્ન થઇને ગ્રહણ કરીને, કુમારિકાએ કાંતેલા સુતરથી વીંટી ધૂપ દઇને પોતાની કમ્મરે વીંટવાથી સ્વપ્નમાં વીર્યનું સ્ખલન થતું નથી.

ઇતિ પંચદશ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત પંદરમા કાવ્યની વિધિઃ—આ યંત્ર શુભયોગે અષ્ટગંધથી ભોજપત્ર



ચિત્ર ૨૦૨ ભક્તામર કાવ્ય ૧૫ પૃષ્ઠ ૪૮૬

૧–ઘ મા આ પ્રમાણે વિધિ છે.—"યંત્ર રાખીને ૨૧ વાર તેલ મંત્રીને મ્હોંપર લગાડવાથી રાજ-દરબારમાં સન્માન થાય, સૌભાગ્ય વધે, લક્ષ્મીની પ્રાપ્તિ થાય. ૧૪ દિવસ સુધી રોજ લાલ માળાવડે ૧૦૦૦ જાપ કરવા, દશાંગ ધૂપ કરવો અને એકવાર જમવું."

પર લખી, રૂપાના માદળીઆમાં નાખી કમ્મરે બાંધવો. વળી કુંવારીએ કાંતેલા સુતરથી યંત્ર વીંટીને પંચામૃતથી પખાલી કમ્મરે પંચવર્ણી સૂત્રનો દોરો કરીને બાંધવો, વળી સૂઇ રહેતી વખતે નિરંતર ધૂપ દેવાથી વીર્યનું સ્થંભન થાય છે, અને સ્વપ્નમાં વીર્યનું સ્ખલન થતું નથી. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૦૨

કાવ્ય. ૧૬--ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं **णमो चउदसपूव्वीणं ।** મન્ત્ર--ॐ **नमो सुमंगला सुसीमा नामा देवी समीहितार्थ वज्रशृंखला कुरू कुरू स्वाहा ।**

યન્ત્ર—મધ્યમાં झ्म्ल्व्र्यूँ લખીને, તેના ઉપર ચતુષ્કોણ કરીને, પૂર્વ દિશાએ ॐ ह्रीं जयाय(यै ?) नमः, દક્ષિણે ॐ श्रीं विजयाय(यै ?) नमः, પશ્ચિમે ॐ क्लीं अपराजिताय(यै ?) नमः અને ઉત્તરે ॐ ग्लौं माणिभद्राय नमः લખી, ઉપર ચારે બાજુ ફરતાં ઋદ્ધિ મન્ત્ર વીંટવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૩.



ચિત્ર ૨૦૩ ભક્તામર કાવ્ય ૧૬

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મંત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખવાથી અગ્નિનો ભય ઉપસ્થિત થતો નથી, રસ્તામાં જતાં વન મધ્યે દાવાનલ જાગ્યો હોય તો શુદ્ધ જલને એકવીશ વાર મંત્રી, ચારે દિશાએ સર્વત્ર તે પાણી છાંટવાથી દાવાનલનો અગ્નિ શાંત થઈ જાય છે અને જંગલમાં રહેતાં ઘણા જીવો પર ઉપગાર થાય છે. વળી ગામમાં, કિલ્લામાં, નગરમાં, શહેરમાં જ્યાં જ્યાં અગ્નિ લાગી હોય, ત્યાં ત્યાં ઉતાવળે જઇને, પાણી તથા

ધૂળને મંત્રીને નાંખવાથી અગ્નિ શાંત થાય છે. વળી પોતાના ઘેર આ યંત્રને તામ્રપત્ર પર કોતરાવી નિરંતર પૂજવાથી અગ્નિનો ઉપદ્રવ થતો નથી. વળી શત્રુએ આગીઓ વીર મૂક્યો હોય તો તે પણ ચાલી શકતો નથી.[1]

**તન્ત્ર**—પુષ્યાર્કે અથવા હસ્તાર્કે રૂદ્રવતી તથા મરહટીના પંચાંગ લાવી, પાણીથી ગુટિકા કરીને કાર્ય પડે શરીરે મર્દન કરવાથી અગ્નિની ઝાળ શરીરે ન લાગતાં અગ્નિ ઠંડી લાગે છે.

ઇતિ ષોડશ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

**શ્રીહરિભદ્રસૂરિ**કૃત સોળમા યંત્રની વિધિ—આ યંત્રને અષ્ટગંધથી ભોજપત્ર પર શુભ દિને લખી, ભુજાએ ધારણ કરવાથી શરીરે અગ્નિ ભય લાગતો નથી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૪.



ચિત્ર ૨૦૪ ભક્તામર કાવ્ય ૧૬

૧. ઘમાં વિધિ આ પ્રમાણે છે—"યંત્ર પાસે રાખીને ૧૦૮ વાર મન્ત્ર જપી રાજદરબારમાં જવાથી પ્રતિપક્ષીની હાર થાય છે તથા શત્રુનો ભય રહેતો નથી ૯ દિવસ સુધી દરરોજ ૧૦૦૧ જાપ લીલા રંગની માળાવડે ફરવો. ધૂપ કંદરૂપનો ફરવો.

કાવ્ય. ૧૭--ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो अट्ठंग महानिमित्त कुसलाणं। મન્ત્ર—ॐ नमो नमिऊण अट्टे मट्टे क्षुद्रविघट्टे क्षुद्रपीडा जठरपीडा भंजय भंजय सर्वपीडा भंजय भंजय सर्वरोगनिवारणं कुरु कुरु स्वाहा।

યંત્રઃ—ચારે બાજુ સરખા ચોખંડા સોલ કોઠા કરવા તેમાં ॐ नमो अजितशत्रु पराजयं कुरू कुरू स्वाहा લખી, તેના ઉપર ચારે દિશાઓમાં ફરતાં ઋદ્ધિ મન્ત્ર લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૫.



ચિત્ર ૨૦૫ ભક્તામર કાવ્ય ૧૭

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી અને યંત્ર પાસે રાખવાથી પેટમાં પીડા થતી નથી. વળી જે પુરુષ સવારમાં શુદ્ધ થઇને શુદ્ધ વસ્ત્ર પહેરીને પીળી જપમાલાથી ઉત્તરદિશા તરફ મોં રાખીને ઘીનો દીવો કરીને, પાણી ભરીને ઘડાની સ્થાપના કરે અને તે [સ્થાપેલા] ઘડા ઉપર શ્રીફલ મૂકીને આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનો જાપ કરે તથા ઋદ્ધિ, મન્ત્રથી ગુગલ ગોળી મંત્રીને, ધૂપમાં હોમ ૧૦૮ વાર મંત્રેલી ગોળીનો

નિરંતર કરે તથા મીઠાના કકડા ૭ સાત ઘડામાં નાખે તો તે પુરુષના જઠર રોગ, જલોદર, કઠોદર, ગુલ્મપાહિની, શૂળ તથા જઠરના સર્વ રોગનો નાશ થાય છે.[1]

**તંત્ર**—મૂલાકેં સરપંખો પંચાંગ, વીસ ખપરો પંચાંગ, ઇંદ્રવારૂણી પંચાંગ, ઇશ્વરલિંગી પંચાંગ સર્વ ભેગાં કરીને જઠર પર લેપ કરવાથી ઉદરનો રોગ તુરત જ શાંત થઈ જાય છે.

**ઇતિ સપ્તદશ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

**શ્રીહરિભદ્રસૂરિકૃત** સત્તરમા યંત્રની વિધિઃ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર શુભયોગે લખીને, રૂપાના માદળીઆમાં ઘાલી પંચામૃતે પખાલી ગળે બાંધવાથી જઠરની સર્વ જાતની પીડાની શાંતિ થાય છે. વળી આ યંત્ર રૂપાનાં પતરાં પર સુગંધી દ્રવ્યે લખીને પંચામૃતથી પખાલી મહારોગીને હમેશાં પીવડાવવાથી સર્વ જાતનાં ઉદરનાં રોગ જાય. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૬




ચિત્ર ૨૦૬ ભક્તામર કાવ્ય ૧૭

1 આમાં વિધિ આ પ્રમાણે છે:—" યંત્ર પાસે રાખીને ચોખું પાણી ૨૧ વાર મંત્રી પીવડાવવાથી પેટની અસાધ્ય પીડા, વાયુ, શૂલ તથા ગોળો વગેરે સર્વ રોગની શાંતિ થાય છે. ૭ દિવસ સુધી દરરોજ ૧૦૦૦ જાપ સફેદ માળાવડે કરવો અને ધૂપ ચંદનનો કરવો."

કાવ્ય ૧૮--ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो विउव्वणइड्ढिपत्ताणं[1] । મન્ત્ર--ॐ नमो भगवते जये विजये[2] मोहय मोहय स्तंभय स्तंभय स्वाहा ।

યંત્રઃ—કુંભાકારે યંત્ર કરીને, મધ્યમાં ષટકોણ આલેખીને તથા છ દલમાં ॐ ह्रीं परमार्हं नमः લખીને, વળી ષટકોણપર વલય દઈને, તેના ઉપર ઋદ્ધિ મન્ત્ર વીંટીને ફરી વલય દઈને ॐ नमो शास्त्रज्ञान[3] बोधनाय परमऋद्धि प्राप्त जयं कराय ह्रां ह्रीं ह्रौं[4] श्रीं नमः ॐ नमो भगवते शत्रुसैन्यं निवारणाय यं यं यं रक्ष रक्ष विध्वंसनाय क्लीं ह्रीं नमः । આ પ્રમાણે મન્ત્ર લખીને યંત્ર પૂરો કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૭.

॥ॐ नमो जये विजये मोहय मोहय स्तंभय स्तंभय॥



ચિત્ર ૨૦૭ ભક્તામર કાવ્ય ૧૮

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખવાથી બુદ્ધિનો વિભ્રમ ન થાય, જે પુરુષ વિધિપૂર્વક પવિત્ર થઈને નિરંતર એકાગ્ર ચિત્તથી સ્મરણ કરે, તેના મનમાં સંકલ્પ, વિકલ્પ તથા વિચારોની પરંપરા કદાપિ ઉપજે જ નહિ; મનમાં ચિંતા, શોક અથવા દુર્ધ્યાન થાય જ નહિ. મોહ, મિથ્યાત્વનો નાશ થાય. ધર્મમાં મતિ

---

૧ क માં 'विऊपणईट्टिपत्ताणं' પાઠ છે. ख માં 'विउणग्रतिपत्ताणं' પાઠ છે, ग માં 'विउयणद्धिपत्ताणं' પાઠ છે, જ્યારે घ માં 'विउयणयद्धिपत्ताणं' પાઠ છે. ૨ ख, ग તથા घ માં 'जयविजय' પાઠ છે. ૩ क માં 'शास्त्रज्ञानं' પાઠ છે. ૪ घ માં 'क्रौं' પાઠ છે.

સ્થિર થાય, વળી ઘરમાં માંગલિક હર્ષોત્સવ થાય, વળી માર્ગમાં આંધી, દુષ્ટ વાયુ તથા ઘોર અંધકારનો ભય ન થાય.[1]

**તન્ત્ર**—પુષ્યાર્ક યોગે બરાબર પાકેલું લિંબુ લઈને, શનિવારે વૃશ્ચિકકંટક તથા પારો લાવી, રાત્રે નગ્ન [ ઊભા રહીને ] આકાશનું તારા ગણુ જોવું, જ્યારે તારો ખરતો દેખાય ત્યારે બંને વસ્તુઓ લિંબુની મધ્યમાં નાખવી અને તે લિંબુને સૂર્યના તડકામાં કાંસાના વાસણમાં મૂકવાથી લિંબુ કૂદે છે.

ઇતિ અષ્ટાદશ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિકૃત** ૧૮મા યંત્રની વિધિ—આ યંત્ર ભોજપત્ર પર અષ્ટગંધથી લખી, પુષ્યાર્કયોગે અથવા શુભદિને રૂપાના માદળીઆમાં નાખીને પંચામૃતથી પખાલી, ધૂપ દઈને કંઠે ધારણ કરવાથી મનોવિભ્રમ થતો નથી, ધર્મમાં મતિ સ્થિર થાય છે; મિથ્યાત્વ, મોહ,



ચિત્ર ૨૦૮ ભક્તામર કાવ્ય ૧૮ પૃષ્ઠ ૪૯૨

[1] **ઘ** માં આ પ્રમાણે વિધિ છે- યંત્ર પાસે રાખી અને ૧૦૮ વાર મન્ત્ર જપવાથી શત્રુ અથવા શત્રુની સેનાનું સ્તંભન થાય છે. ૭ દિન સુધી દરરોજ ૧૦૦૦ જાપ લાલ માળાવડે કરવા, ધૂપ દશાંગનો કરવો અને એકવાર ભોજન કરવું."

ઉદાસીનતા તથા ચિંતાનો નાશ થાય છે. વળી આ યંત્ર રૂપાના પતરાં પર અષ્ટગંધથી લખી, ઘેર નિરંતર દીપ, ધૂપ, નૈવેદ્ય તથા સુગંધી પુષ્પથી પૂજન કરે તો ઘેર હર્ષ મહોત્સવ નિરંતર થયાં કરે. માર્ગમાં ઘોર અંધકાર તથા દુષ્ટ વાયુનો ભય ન ઉપજે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૮.

કાવ્ય. ૧૯—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो विज्जाहराणं। મન્ત્ર—ॐ ह्रां ह्रीं ह्रूं ह्रः यक्षः ह्रीं वषट् फट्[1] स्वाहा।

યંત્રઃ—ધનુષાકાર યંત્ર કરીને, મધ્યમાં પાંચ ह्रींકાર લખીને, પૂર્વમાં ॐકાર આઠ લખીને, દક્ષિણે રંકાર આઠ લખવા, પશ્ચિમે આઠ યંકાર લખીને, ઉત્તરે આઠ क्षंકાર લખવા. આ પ્રકારે ધનુષના વિષે મન્ત્રાક્ષરની સ્થાપના કરીને, વળી ચક્રાકારે વલય દઈને, તેમાં

॥ॐ ह्रां ह्रीं ह्रूं ह्रः यक्षः ह्रीं वषट् फट् स्वाहा॥



ચિત્ર ૨૦૯ ભક્તામર કાવ્ય ૧૯ પૃષ્ઠ ૪૯૩

1 ઘ માં 'फट्'ના સ્થાને 'नमः' પાઠ છે.

ઉપર ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૦૯.

**વિધિઃ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરી, યંત્ર પાસે રાખવાથી પરવિદ્યા આપણા શરીરને વિષે ઉચ્ચાટન કરી શકતી નથી. વળી વિધિપૂર્વક પવિત્ર થઈને રોજ સવારમાં આ કાવ્ય તથા ઋદ્ધિ, મન્ત્રનો જાપ કરે તેના શરીરે મંત્ર, તંત્ર, યંત્ર, કામણ, ટુંમણ, કાર્મણ, મૂઠ પોતાની સ્ત્રીએ કરેલ હોય અથવા બીજા કોઈ પુરુષે કરેલ હોય તે કોઈ પણ દોષ લાગતો નથી. વળી આ કાવ્ય મન્ત્રનું સ્મરણ કરવાના પ્રભાવથી જ્યાં જ્યાં જઈએ ત્યાં ત્યાં આજીવિકા સુખપૂર્વક મલી શકે અને ભૂખે ન મરાય. વળી ભાગ્યહીન પુરુષ પણ જો આ યંત્રરાજની પૂજા કરે તો પ્રાણના આધાર સમાન અન્નપાન સુખેથી મેળવી શકે.[1]




ચિત્ર ૨૧૦ ભક્તામર કાવ્ય ૧૯ પૃષ્ઠ ૪૯૪

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ—"યંત્ર પાસે રાખવાથી અને મન્ત્રનો ૧૦૮ વાર જાપ કરવાથી પોતાના ઉપર, બીજાએ કરેલા પ્રયોગો જેવા કે મંત્ર, વિદ્યા, મૂઠ, જાદુ વગેરેની અસર થતી નથી. ઉચ્ચાટનનો ભય રહેતો નથી."

તંત્ર-પુષ્યાર્કયોગે લજ્જાલુ પંચાંગ, શંખપુષ્પી પંચાંગ, રામપંચાંગ, લક્ષ્મણપંચાંગ, શ્વેતગુંજા પંચાંગ, બધાંને ગ્રહણ કરીને ગોળી કરી, કાર્ય વેળાએ પોતાના થૂંકથી ઘસીને તિલક કરવાથી પરવિદ્યા નિષ્ફલ થાય છે અને આજીવિકા મલે છે.

ઇતિ એકોનવિંશતિ કાવ્ય પંચાંગ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત ઓગણીશમા કાવ્યની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્રપર પુષ્યાર્કયોગે અથવા દીવાળીના દિવસની રાત્રિએ લખીને, ધૂપ, દીપ, નૈવેદ્ય, પુષ્પ, પંચામૃતનો હોમ મધુઘૃતથી કરીને, ત્રિધાતુના માદળીઆમાં નાખી, વળી પંચામૃતથી પ્રક્ષાલન કરી, મસ્તકે ધારણ કરવાથી પરવિદ્યા, શત્રુકૃત કોઈ પણ જાતનો ઉચ્ચાટનનો પ્રયોગ પોતાના શરીરે લાગતો નથી. વળી સૂર્ય ચંદ્રના ગ્રહણ વખતે જમીનમાં ગોપવીને વળી પંચામૃતે પખાલી માથે રાખવાથી પરવિદ્યાનો ઉચ્છેદ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૧૦.

**કાવ્ય. ૨૦—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो चारणसमणभावणाणं । મન્ત્ર—ॐ श्रां श्रीं श्रूं श्रः ठः ठः ठः स्वाहा[1] ।**

ચિત્ર ૨૧૧ ભક્તામર કાવ્ય ૨૦ પૃષ્ઠ ૪૯૫

૧ ग तथा घ માં 'ॐ श्रां श्रीं श्रूं श्रः शत्रुभयनिवारणाय ठः ठः नमः स्वाहा' પાઠ છે.

**યંત્ર**—અર્ધચંદ્રાકૃતિએ યંત્ર કરીને, મધ્યમાં ॐકાર ૧, श्रींકાર ૧, એ પ્રમાણે પાંચ ॐકાર અને પાંચ श्रींકાર ચંદ્રની મધ્યમાં આલેખવા, તેના ઉપર ચંદ્ર મધ્યે ॐ नमो भगवते पुत्राय अर्थ सौख्यं कुरु कुरु स्वाहा ह्रीं नमः । આ પ્રમાણે લખીને, વળી ચંદ્રની બહારની બાજુની પૂર્વ દિશામાં ચોવીશ યંકાર લખીને, વળી ચંદ્રના ઉપર વૃત્તાકારે વલય દઈને, ઋદ્ધિ મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દેવાથી યંત્ર પૂરો થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૧૧.

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મંત્રના જાપથી, તથા સ્ત્રીના કંઠે યંત્ર બાંધવાથી પુત્રની પ્રાપ્તિ થાય છે. વળી વિધિપૂર્વક પવિત્ર થઈને રૂપાના પતરાં પર આ યંત્ર અષ્ટગંધથી લખીને, યંત્રની સ્થાપના કરીને, તેની સન્મુખ પૂર્વ દિશાએ મૂખ રાખીને રૂપાની નવકાર વાલીથી નિરંતર ૧૦૮ વાર જાપ કરવાથી તથા નિરંતર સુગંધીવાળા ૧૦૮ ફૂલોનો હાર બનાવીને યંત્રની પૂજા કરી, વળી જપીને પંચામૃતથી પ્રક્ષાલન કરી, તેનું ન્હવણ રૂપાની વાડકીમાં ગ્રહણ કરી સ્નાનાંતરે સ્ત્રીને પીવડાવવું, આ પ્રકારે ત્રણઋતુ પીવડાવવાથી અવશ્ય પુત્ર-પ્રાપ્તિ થાય છે.[1]




ચિત્ર ૨૧૨ ભક્તામર કાવ્યં ૨૦ પૃષ્ઠ ૪૯૬

૧ ગ માં વિધિ આ પ્રમાણે છેઃ—"મંત્ર પાસે રાખી અને મન્ત્રને ૧૦૮ વાર જપવાથી સંતાન પ્રાપ્તિ થાય છેઃ લક્ષ્મી મળે છે, સૌભાગ્ય વધે છે, વિજયલાભ થાય છે અને બુદ્ધિ વધે છે."

તંત્ર—પુષ્યાર્કે શિવલિંગી પંચાંગ, મૃત મંમોલીક, કપિલા (ભુરી) ગાયના દુધ સાથે પીવડાવવાથી નિશ્ચયે કરીને પુત્રની પ્રાપ્તિ થાય છે, તેમાં સંદેહ ન રાખવો, ત્રણ ઋતુ દુધ આ પ્રમાણે પીવડાવવું.

ઇતિ વિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

શ્રીહરિભદ્રસૂરિ કૃત વીશમા યંત્રની વિધિ—આ યંત્ર ભોજપત્ર પર દીવાલીના દિવસે અષ્ટગંધથી લખી સ્ત્રીના કંઠે ધારણ કરાવવાથી પુત્રની પ્રાપ્તિ થાય છે. વળી આ યંત્ર રૂપાના પતરાં પર સુગંધી દ્રવ્યોથી લખીને, દીપ, ધૂપ સહિત જાઇનાં પુષ્પથી પૂજીને સ્ત્રીને ઋતુ સ્નાનાંતરે પંચામૃતથી પખાળી પાવાથી, આ પ્રમાણે ત્રણ ઋતુ કરવાથી વંધ્યા સ્ત્રી પણ પુત્રવાળી થાય છે. રૂપાના માદળીઆમાં નાંખીને ગળામાં ધારણ કરવાથી સૌભાગ્યવતીને પુત્ર થાય તેમાં સંદેહ ન રાખવો. આ વાત નિશ્ચયથી જાણવી. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૧૨

કાવ્ય ૨૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं नमो पण्णसमणाणं। मन्त्र ॐ नमो भगवते शत्रुभय·




ચિત્ર ૨૧૩ ભક્તામર કાવ્ય ૨૧ પૃષ્ઠ ૪૯૭

**निवारणाय नमः ॐ नमः ( नमो ? ) श्रीमाणिभद्र जय विजय अपराजिते सर्वसौभाग्यं सर्वसौख्यं कुरू कुरू स्वाहा ।**

**યંત્રઃ**—ચતુષ્કોણ સોળ ખાના કરવાં તેમાં પ્રથમ મન્ત્ર લખીને, તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ **તથા** બીજો મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઈને, પચીસ ક્ષ્ંકાર લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૧૩

**વિધિઃ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્રને પાસે રાખવાથી સર્વ જન વશ થાય છે. વળી સવારમાં પવિત્ર થઇને, ઘીનો દીવો કરી, દશાંગ ધૂપ, પુષ્પાદિ સામગ્રી તૈયાર રાખી ઉત્તરાભિમુખે પંચામૃતથી ભરેલો કલશ, સિંહાસન ઉપર કેસર વગેરેથી સ્વસ્તિક કરીને, વળી પુષ્યાર્ક યોગે આંબાના લાકડાની પાટી ઘડાવી, તેના ઉપર ચંબેલીની કલમથી અષ્ટગંધ વડે આ કાવ્ય, ઋદ્ધિ, મન્ત્ર, યંત્ર સહિત લખીને, સિંહાસન ઉપર પાટી સ્થાપન કરી, રક્તવસ્ત્ર વહેરી, રાતી માલાથી સ્થાપનાની સન્મુખ ૧૦૮ જાપ નિરંતર કરવાથી સ્વજન તથા પરજન સર્વે વશ થાય છે.[1]



ચિત્ર ૨૧૪ ભક્તામર કાવ્ય ૨૧ પૃષ્ઠ ૪૯૮

૧ **ઘ** માં વિધિ આ પ્રમાણે છે-" મન્ત્રને ૪૨ દિવસ સુધી નિરંતર ૧૦૮ વાર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી સૌ પોતાને આધીન-વશ થાય છે. "

તંત્રઃ—પુષ્યાર્ક યોગે દ્રોણ પંચાંગનો રસ લાવી, અષ્ટગંધમાં મેલવીને, ડાબા હાથની અનામિકા આંગળીથી કપાળમાં નિરંતર તિલક કરવાથી સર્વ જન વશ થાય છે, તિલક કરતી વખતે મન્ત્ર બોલીને તિલક કરવું.

ઇતિ એકવિશંતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

શ્રીહરિભદ્રસૂરિકૃત એકવીશમા યંત્રની વિધિઃ—આ યંત્રરાજ અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્ક અથવા દીવાલીના દિવસે લખી સોનાના માદળીઆમાં નાખી, પંચામૃતથી પ્રક્ષાલન કરી, દીપ, ધૂપ, નૈવેદ્ય, ફલ, ફૂલથી પૂજન કરી મસ્તકને વિષે ધારણ કરવાથી દૃષ્ટિ માત્રથી સર્વજન વશ થાય છે, સ્વજન તથા પરજન પણ વશ થાય છે. વળી આ યંત્રરાજનું નિરંતર પૂજન કરવાથી મહાપ્રાભાવિક થવાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૧૪

કાવ્ય ૨૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं[1]। णमो आगासगामिणं। મન્ત્ર ॐ नमो श्रीवीरं जृंभय जृंभय मोहय मोहय स्तंभय स्तंभय अवधारणं कुरू कुरू स्वाहा।




ચિત્ર ૨૧૫ ભક્તામર કાવ્ય ૨૨ પૃષ્ઠ ૪૯૯

1 ख, ग તથા घ માં 'णमो अरिहंताणं' પાઠ નથી.

**યંત્ર**—પુષ્પાકારે છ દલનો યંત્ર કરીને મધ્યની કર્ણિકામાં નવ યંકાર સ્થાપીને, પૂર્વદિશિના પ્રથમ દલમાં શ્રૌંકાર નવ, દક્ષિણ દિશાના બીજા દલમાં હ્રૌં[1]કાર નવ, ત્રીજા દલમાં શ્રૌંકાર નવ,[2] ચોથામાં ક્રૌં કાર નવ, પાંચમામાં 'ક્ષ્રૌં કાર નવ અને છઠ્ઠામાં હ્રૌંકાર નવ લખવા; તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ, મન્ત્ર વીંટવા, તેના ઉપર વલય દઈને યંત્ર પૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૧૫

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી અને યંત્ર પાસે રાખી કંઠમાં ધારણ કરવાથી દુર્ભગા સ્ત્રી પણ સુભગા થાય છે. વળી વિધિપૂર્વક પવિત્ર થઈને ઉત્તર દિશાએ સિંહાસન ઉપર **ચક્રેશ્વરી** દેવીની મૂર્તિ સ્થાપીને અથવા પવિત્ર જલનો ભરેલો ઘડો સ્થાપન કરીને, તેના ઉપર શ્રીફલ મૂકીને, ભિંત પર ઘી તથા સિંદૂરથી ચક્ર આલેખીને, તેની સન્મુખ નિરંતર ૧૦૮ જાપ કરી પંચામૃતથી યંત્રનું પ્રક્ષાલન કરીને, તે




ચિત્ર ૨૧૬ ભક્તામર કાવ્ય ૨૨ પૃષ્ઠ ૫૦૦

---

૧ ઘ મા 'द्रौंકાર નવ' પાઠ છે
૨ क, ख તથા ઘ માં भौंકાર' પાઠ છે.

પ્રક્ષાલનનું ન્હવણ વ્યંતરાદિ દોષથી ગ્રસિત થએલ સ્ત્રી અગર પુરુષને પીવડાવવાથી સર્વ દોષથી મુક્ત થાય છે.

**તંત્રઃ**—પુષ્યાર્કે જાતિ (જાઇ?) પંચાંગ તથા સમુદ્રફલની ગધેડાનાં મૂત્રથી ગુટિકા કરીને, આંખમાં આંજવાથી ભૂત, પ્રેત, વ્યંતરાદિ સર્વ દોષનો નાશ થાય છે. સ્ત્રીની ભગ ઉપર લેપ કરવાથી તે સુભગી થાય છે.

ઇતિ દ્વાવિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રી હરિભદ્રસૂરિ કૃત બાવીશમા યંત્રની વિધિઃ—પુષ્યાર્ક યોગે અથવા દીવાલીના દિવસે અષ્ટગંધથી આ યંત્રરાજ ભોજપત્ર પર લખી ત્રિધાતુના માદળીઆમાં નાખી, કંઠે બાંધવાથી ભૂત, પિશાચ, યક્ષ, રાક્ષસ, ભૂતડી, ચૂડેલ, શાકિની, ડાકિની, આકાશમાં રહેવાવાળા બીજા દેવદેવી, પૂર્વજ, પિતરાઈ વગેરે મોટા આઠ પ્રકારના વ્યંતર વગેરેના દોષોનો નાશ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૧૬




ચિત્ર ૨૧૭ ભક્તામર કાવ્ય ૨૩ પૃષ્ઠ ૫૦૧

કાવ્ય ૨૩--ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो आसीविसाणं । મન્ત્ર—ॐ नमो भगवति जयवति मम समीहितार्थं मोक्षसौख्यं कुरू कुरू स्वाहा ।

**યંત્ર**—ચતુષ્કોણ બાર ખાના કરી ખાનામાં ॐ ह्रीं श्रीं क्लीं सर्वसिद्धिदाय श्रीं नमः લખીને, તેના ઉપર ગોળ વલય દઈને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, વળી વલય દઇને, બત્રીશ ર્ંકાર તેના ઉપર વીંટીને યંત્ર પૂરો કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૧૭

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર મસ્તકને વિષે ધારણ કરવાથી આત્મરક્ષા થાય છે. વળી ચંદ્ર બલવાન હોય અને શુભયોગ હોય તે દિવસે, વિધિપૂર્વક પવિત્ર થઇને ઉત્તર દિશાએ સિંહાસનપર **શ્રીચક્રેશ્વરી** દેવીની મૂર્તિ સ્થાપન કરી, દીપ, ધૂપ, પુષ્પ, નૈવેદ્ય, શ્રીફલ તથા સ્વાદિષ્ટ અને પરિપકવ ફલો વગેરે સામગ્રી એકઠી કરીને તે મૂર્તિની સન્મુખ ધરાવીને, સફેદ વસ્ત્ર પહેરીને, સફેદ આસન પર બેસીને, પંચામૃતથી **શ્રીચક્રેશ્વરી** દેવીની મૂર્તિનું પ્રક્ષાલન કરી, અષ્ટગંધથી પૂજન કરી, પછી રૂપાનાં પતરાં ઉપર અથવા આંબાની પાટી પર અષ્ટગંધથી યંત્ર લખી; પૂજન કરી, આરતી કરી સફેદ જપમાલાથી બાર હજાર જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે, કાર્ય પડે ત્રણવાર મન્ત્રનું સ્મરણ કરવાથી રક્ષા થાય છે.[1]




ચિત્ર ૨૧૮ ભક્તામર કાવ્ય ૨૩ પૃષ્ઠ ૫૦૨

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે–" પહેલાં મન્ત્રને ૧૦૮ વાર જપીને પોતાના શરીરની રક્ષા

તંત્ર—પુષ્યાર્કનો યોગ આવેથી રોહિણીકા પંચાંગ, ચક્રાંગ પંચાંગ લાવીને ગુટિકા કરીને, ત્રિધાતુના માદળીઆમાં નાખી, ભૂજાએ બાંધવાથી જીવનપર્યંત શરીરની રક્ષા થાય છે.

ઇતિ ત્રયોવિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિ કૃત ત્રેવીશમા યંત્રની વિધિઃ—આ યંત્ર શુભ દ્રવ્યથી ભોજપત્ર પર શુભયોગે લખી, ત્રિધાતુના માદળીઆમાં નાખી પંચામૃતથી પખાલી ધૂપ તથા પુષ્પથી પૂજા કરી મસ્તકે ધારણ કરવાથી આત્મરક્ષા જીવનપર્યંત થાય છે. વળી ચંદ્ર, સૂર્યના ગ્રહણ વખતે જમીનમાં દાટીને, પછી પંચામૃતથી પ્રક્ષાલન કરી ધારણ કરે તો પણ શરીરની જીવનપર્યંત રક્ષા થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૧૮

કાવ્ય ૨૪—ઋદ્ધિ—ॐ ह्रीं अर्ह णमो अरिहंताणं[1] णमो दिट्ठिविसाणं । स्थावर जंगम वा कृत्रिमं सकलविषं यद्भक्ते अप्रणमिताय ये दृष्टिविषान् मुनीन्ते । मन्त्र—ॐ नमो भगवते वद्धमाणसामिस्स सर्व समीहितं कुरू कुरू स्वाहा । [ ॐ ] ह्रां ह्रीं ह्रूं ह्रौं[2] ह्रः असिआउसा ज्रौं ज्रौं[3] स्वाहा ।




ચિત્ર ૨૧૯ ભક્તામર કાવ્ય ૨૪ પૃષ્ઠ ૫૦૩

કરવી. પછી જેને પ્રેત વળગ્યુ હોય તેને ઝાડવું અને યંત્ર પાસે રાખવો, આ પ્રમાણે કરવાથી પ્રેત દૂર થાય છે."

[1] ख, ग तथा घ માં 'णमो अरिहंताणं' પાઠ નથી. [2] ग તથા घ માં 'ह्रौं' મન્ત્રાક્ષર નથી. [3] घ માં 'ज्रौं ज्रौं' પાઠ છે.

**યંત્રઃ**—પાંચ કોઠાનો ચતુરસ્ત્ર કરી, તેની મધ્યમાં ॐ ह्रीं क्लीं सौं नमः લખી તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ લખીને, તેના ઉપર વલય દઈને, મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર પૂરો કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૧૯

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરી, યંત્ર મસ્તકે ધારણ કરવાથી આધાશીશી, સૂર્યવાત તથા માથાનાં વેગ વગેરે મસ્તકના સર્વ રોગ દૂર થાય. વળી પહેલાં વિધિ પૂર્વક આ મન્ત્રની સાધના કરીને, પવિત્ર થઈ રાતાં વસ્ત્ર પહેરીને, પાણીનો ભરેલો ઘડો સ્થાપન કરીને, સિંહાસન ઉપર સૂર્યની મૂર્તિ સ્થાપન કરવી. વળી **ગૌતમસ્વામી**ની મૂર્તિ સ્થાપન કરીને, બંને મૂર્તિઓ અષ્ટગંધથી પૂજીને, તામ્રપત્ર પૂર અષ્ટગંધથી યંત્ર લખીને, પૂજા કરી, આગળ સ્થાપન કરીને રાતાં પુષ્પથી પૂજીને, આરતી સુધી આગળ કહી ગયા છિએ તે પ્રમાણે વિધિ સર્વ કરીને, રક્ત જપમાલાથી ૧૦૦૮ જાપ કરી, પંચામૃતથી યંત્ર પખાલી સાત દિવસ સુધી નિરંતર પીવડાવવાથી મસ્તકના સર્વ રોગ મટે છે.

**તંત્ર**—પુષ્યાર્કનો યોગ આવે છતે ધન્વંતરિ પંચાંગ, લક્ષ્મણા પંચાંગ, શિવલિંગી પંચાંગ, એ ત્રણેનું ચૂર્ણ કરી સુંઘવા આપવાથી આધાશીશી તથા સૂર્યવાતનો નાશ થાય છે.

**ઇતિ ચતુર્વિંશતિ કાવ્યે પચાંગ વિધિ સંપૂર્ણ**




ચિત્ર ૨૨૦ ભક્તામર કાવ્ય ૨૪ પૃષ્ઠ ૫૦૪

શ્રીહરિભદ્રસૂરિકૃત ચોવીશમા યંત્રની વિધિ--આ યંત્ર ભોજપત્ર મૂલાકે અથવા પુષ્પાકે અષ્ટગંધથી લખી સોનાના માદળીઆમાં નાખી પંચામૃતથી પખાલી, રાતાં પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્યથી પૂજીને, જેને આધાશીશીનું દર્દ હોય તે પુરુષે સાત દિવસ સુધી આયંબિલ અથવા એકાસણું કરવું અને સૂર્યનો અડધો ઉદય થયો હોય તે સમયે મસ્તકે ઉપરોક્ત માદળીયું બાંધવું અને સૂર્યાસ્ત સમયે જે વખતે અડધું બિંબ સૂર્યનું દેખાતું હોય તે સમયે આ કાવ્યઋદ્ધિ અને મન્ત્રથી મસ્તક મંત્રવાથી માથાના તમામ રોગો નિશ્ચયે કરીને નાશ પામે છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૦

કાવ્ય ૨૫--ઋદ્ધિ--**ॐ ह्रीं अर्हं णमो उग्गतवाणं ।** મન્ત્ર--[ ॐ ] **ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्रः असिआउसा झ्रौं झ्रौं**[1] **स्वाहा । ॐ नमो भगवते जये विजये अपराजिते सर्वसौभाग्यं सर्वसौख्यं कुरू कुरू स्वाहा ।**

યંત્ર--ષટ્કોણ આકૃતિ યંત્રની મધ્યમાં કરીને છ ખાનામાં **ॐ नमो परमपदाय** લખીને, તેના ઉપર વલય દઈને, તેના ઉપર અઠ્ઠાવીશ **ह्रीं**[2]કાર વીંટવા, વળી તેના ઉપર વલય




ચિત્ર ૨૨૧ ભક્તામર કાવ્ય ૨૫ પૃષ્ઠ ૫૦૫

૧ ઘ માં 'ह्रौं ह्रौं' પાઠ છે. ૨ क માં 'ह्रूं'કાર વીંટવા એવો પાઠ છે, ख માં 'ह्रं'કાર અને ग માં 'ह्रूं'કાર પાઠ છે.

દઈને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર પૂરો કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૧

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ, મંત્રનું સ્મરણ કરીને યંત્ર પાસે રાખવાથી અગ્નિનું દિવ્ય કરતી વખતે અગ્નિ ઠંડી થઈ જાય છે. વળી વિધિપૂર્વક પવિત્ર થઈને રક્તવસ્ત્ર પહેરીને, પૂજા સામગ્રી, સર્વ પહેલાંની માફક મૂકીને, સિંહાસન ઉપર **ચક્રેશ્વરી**ની મૂર્તિ સ્થાપન કરીને, **ક્ષેત્રપાળ**ની મૂર્તિ સ્થાપન કરી, પંચામૃતથી બંનેનું પ્રક્ષાલન કરી, **ચક્રેશ્વરી**ની અષ્ટગંધથી પૂજા કરી, **ક્ષેત્રપાળ**ની મૂર્તિનું સિંદૂરથી પૂજન કરી, પછી અષ્ટગંધથી તામ્રપત્ર પર યંત્ર લખીને, યંત્રની પૂજા કરી, તેની સ્થાપના કરી સુગંધવાળા રાતાં પુષ્પથી પૂજા કરી, આરતી સુધી બધી ક્રિયાઓ પહેલાં કહી ગયા છિએ તે પ્રમાણે કરી, રાતી જપમાલાથી બાર હજાર જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. પછી કાર્યવેલાએ સાતવાર સ્મરણ કરીને જોવાથી અગ્નિ ઠંડી થઇ જાય છે.[1]




ચિત્ર ૨૨૨ ભક્તામર કાવ્ય ૨૫ પૃષ્ઠ ૫૦૬

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે.—" ઉક્ત ઋદ્ધિ મન્ત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી આરાધક ઉપર અગ્નિની અસર થતી નથી."

તંત્રઃ—પુષ્યાર્ક યોગે એકદંડી પુત્રંજારી પંચાંગ, ત્રિધાતુના માદળીઆમાં નાખીને ભુજાએ બાંધવાથી સર્વે જાતની અગ્નિ નિશ્ચયે કરીને ઠંડી થઈ જાય છે. આ પ્રયોગ સત્ય છે.

**ઇતિ પંચવિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

શ્રીહરિભદ્રસૂરિકૃત પચીશમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી પુષ્યાર્ક યોગે અથવા તો દીપાલિકા દિને ભોજપત્ર પર લખી ત્રિધાતુના માદળીઆમાં ઘાલી, પંચામૃતથી પ્રક્ષાલન કરી, હાથે બાંધવાથી અગ્નિ દિવ્ય નિશ્ચયે થાય છે. ગમે તેવું તપાવેલું તેલ હોય, ગમે તેવો તપાવેલો ગોળો હાથમાં લેવા છતાં પણ ઠંડા જલ જેવો તે લાગે છે. આ પ્રયોગ સત્ય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૨૨

કાવ્ય ૨૬—ઋદ્ધિ—**ॐ ह्रीं अर्हं णमो दित्ततवाणं ।** મન્ત્ર—**ॐ नमो भगवति ॐ ह्रीं श्रीं क्लीं हूँ ह्रः पुरुष स्त्रीजनजन्म जीवआर्त्ति पीडानिवारणं कुरू कुरू स्वाहा**[1] ।

યન્ત્રઃ—સ્વસ્તિકાકારે યંત્ર કરીને, પૂર્વ દિશાએ સપ્ત વિંકાર લખીને, ઉત્તર દિશાએ સાત યંકાર લખવા, દક્ષિણ દિશાએ સાત શ્રીંકાર લખવા અને પશ્ચિમ દિશાએ સાત




ચિત્ર ૨૨૩ ભક્તામર કાવ્ય ૨૬ પૃષ્ઠ ૫૦૭

[1] ख, ग तथा घ मा 'ॐ नमो ह्रीं श्रीं क्लीं ह्रू हूँ परजनशान्तिव्यवहारे कुरु कुरु स्वाहा । પાઠ છે.

મંકાર લખવા, પછી સ્વસ્તિકને ફરતો વલય દઈને, તેના ઉપર ઋદ્ધિ અને મન્ત્ર વીંટવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૩.

**વિધિ**—પ્રથમ શુભદિને ચંદ્રમા બલવાન હોય તે જોઈને, પૂજા સામગ્રી ભેગી કરીને અર્ધરાત્રિએ, અપરાન્હકાલ સમયે, પવિત્ર થઈને, રક્ત વસ્ત્ર પહેરીને, જમીન પર નહિ પડેલું એવું ગાયનું છાણ લઈને, તેમાં કંકુ મેલવીને, પવિત્ર જલથી ઉત્તર દિશાએ ગહુંલિકા દઈને, ભૂમિ પવિત્ર કરી, તેના ઉપર સિંહાસન સ્થાપીને, તે સિંહાસન પર સોનાની બનાવેલી **ચક્રેશ્વરી**દેવીની મૂર્તિની સ્થાપના કરીને, પંચામૃતથી મૂર્તિનું પ્રક્ષાલન કરી, અષ્ટગંધથી પૂજન કરી, તામ્રપત્ર પર અષ્ટગંધથી આ યંત્ર લખીને પૂજીને સ્થાપન કરવો. રાતાં ફૂલથી પૂજા કરવી, ફલ, નૈવેદ્ય, દીપ, ધૂપાદિક આરતી સુધી સર્વે વિધિ કરવી. સન્મુખ રહીને રાતી જપમાલાથી આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનો ૧૨૦૦૦ જાપ કરતાં મન્ત્ર સિદ્ધ થવાથી પ્રાણાંત કષ્ટ ઉપસ્થિત થયું હોય તે પણ દૂર થઈ જાય છે.[1]



ચિત્ર ૨૨૪ ભક્તામર કાવ્ય ૨૯ પૃષ્ઠ ૫૦૮

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે.—"ઋદ્ધિ, મન્ત્ર વડે ૧૦૮ વાર તેલ મંત્રીને માથે લગાડવાથી તથા યંત્ર પાસે રાખવાથી આધાશીશી વગેરે માથાના સર્વ રોગ નાશ પામે છે."

**તંત્ર:**—પુષ્યાર્કે કાંગસી પંચાંગ સ્ત્રીનાં નેત્રમાં આંજવાથી પ્રસુતિ વેળાએ પીડા થતી નથી, વળી નાભિમાં પણ લેપ કરવો.

**ઇતિ ષટ્‌વિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

**શ્રીહરિભદ્રસૂરિકૃત** છવીશમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી પુષ્યાર્કે અથવા દીપાલિકાના દિવસે ભોજપત્ર પર લખી, સોનાના અથવા તાંબાના માદળીઆમાં નાખી, પંચામૃતે પ્રક્ષાલન કરી, સ્ત્રીની કમ્મરે બાંધવાથી પૂરે માસે પીડા વિના ગર્ભને પ્રસવે છે. વળી આ યંત્ર અષ્ટગંધથી કાંસાની થાળીમાં લખી પ્રસુતિ સમયે પંચામૃતથી પખાલી, સ્ત્રીને પાવાથી, તુરત જ છુટકારો થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૪.

**કાવ્ય ૨૭—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो तत्ततवाणं । મન્ત્ર—ॐ नमो चक्रेश्वरी देवी चक्रधारिणी चक्रेणानुकूलं साधय साधय शत्रुन् उन्मूलय उन्मूलय स्वाहा ।**




ચિત્ર ૨૨૫ ભક્તામર કાવ્ય ૨૭ પૃષ્ઠ ૫૦૯

**યન્ત્રઃ**—ચતુરસ્ત્ર ચોવીશ ખાનાનો યંત્ર કરીને, તે ખાનાઓ મધ્યે ॐ **नमो भगवते सर्वार्थसिद्धेभ्यो सर्वसुखाय** ॐ **ह्रीं [नमो] नमः स्वाहा।** આ મન્ત્રાક્ષરો લખીને, તેના ઉપર ગોળ વલય દઈને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, તેના ઉપર વળી વલય દઈને, ચોવીશ ज़ंकार વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર પૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૫.

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી શત્રુનો ક્ષય થાય છે. આજ વિધિથી સાધીને શત્રુના ઘાતને માટે પોતાનો ચંદ્ર બલવાન જોઈને, શુભ ચંદ્રનો યોગ જોઈને, પવિત્ર થઈ, કાળાં વસ્ત્ર પહેરી, દક્ષિણ દિશા અથવા પશ્ચિમ દિશા સન્મુખ **ચક્રેશ્વરી** તથા **ક્ષેત્ર**પાળ બંનેની સ્થાપના કરી, પ્રક્ષાલન, પૂજન, આરતી વગેરે કહી ગયા છિએ તે પ્રમાણે સર્વ કરીને, વળી યંત્રની રક્તચંદનની પાટી પર સ્થાપના પૂર્વ વિધિ પ્રમાણે કરીને, કાળાં પુષ્પથી પૂજન કરી કાળી જપમાલાથી આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનો ૧૨૦૦૦ બારહજાર જાપ કરી, ત્રિકાળ કાળાં મરચાં ૧૦૮ હોમવાથી શત્રુનો ક્ષય થાય છે.[1]



ચિત્ર ૨૨૬ ભક્તામર કાવ્ય ૨૭ પૃષ્ઠ ૫૧૦

૧ **ઘ** માં વિધિ આ પ્રમાણે છે—" ઋદ્ધિ, મન્ત્રની આરાધના કરવાથી અને યંત્ર પાસે રાખવાથી શત્રુ આરાધકને કશી હાનિ કરી શકતો નથી."

તંત્ર:—પુષ્યાર્કે કુકડાની હઘાર, મોરની હઘાર; શિયાલની હઘાર, લુંગડીની (લોંકડીની) વિષ્ટા, વાગોલની વિષ્ટા તથા ચતુષ્પદની રજ, સર્વ ભેગાં કરીને શત્રુના માથાં પર નાખવાથી તેનો ક્ષય થાય છે.

ઇતિ સપ્તવિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત ૨૭ મા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે અથવા દીપાલિકા દિને લખીને, સોનાનાં માદળીઆમાં નાંખી, ત્રણ ત્રણ દિવસે દુધ, દહીં, ઘી વગેરે પંચામૃતમાં સ્થાપીને પછી ધૂપ કરીને ગળામાં અથવા મસ્તકે ધારણ કરવાથી શત્રુનો ક્ષય થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૬.

કાવ્ય ૨૮—ઋદ્ધિ ॐ ह्रीं अर्हं णमो महातवाणं। મંત્ર—ॐ नमो भगवते जये विजये[1] जृंभय जृंभय मोहय मोहय सर्वसौभाग्यं[2] सम्पत्तिसौख्यं कुरू कुरू स्वाहा।




ચિત્ર ૨૨૭ ભક્તામર કાવ્ય ૨૮ પૃષ્ઠ ૫૧૧

૧ ख તથા ग માં 'जयविजय' પાઠ છે ૨ ख તથા ग માં 'सर्वसिद्धि' પાઠ છે.

**યંત્ર**—ચતુરસ્ત્ર નવ ખાના કરવા, ખાનાઓમાં મધ્યના એક ખાનામાં સૌંકાર લખીને, બાકીના આઠ ખાનામાં હ્રીંકાર લખવા, તેના ઉપર ગોળ વલય દઈને, ઉપર સોળ હ્રીંકાર લખવા, તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ, મન્ત્ર વીંટી તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૭.

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરીને યંત્ર પાસે રાખવાથી સૌભાગ્ય, કીર્તિ તથા લક્ષ્મીની વૃદ્ધિ પ્રાપ્ત થાય છે. વળી આ વિધિથી સાધના કરવી–શુભદિને, પવિત્ર થઈને, પીત વસ્ત્ર પહેરીને, ઉત્તર દિશા અથવા પૂર્વ દિશા તરફ સિંહાસનનું મુખ રાખીને, તેના ઉપર **ચક્રેશ્વરી**દેવીની મૂર્તિની સ્થાપના કરી, પૂજા સામગ્રી પહેલાં બતાવેલી વિધિ આરતી સુધીની નિરંતર કરી, ત્રાંબાની પાટી અથવા રૂપાનાં પતરાં ઉપર યંત્રની સ્થાપના કરી, સુગંધવાળા પીળાં પુષ્પથી પૂજન કરી, પીળા આસનપર બેસી, કેરબાની અથવા સોનાની અથવા પીળી જપમાલાથી આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રસહિતનો ૧૨૦૦૦-બાર હજાર જાપ કરી સિદ્ધ કર્યા પછી નિરંતર એકસો આઠ વાર ગણીને, યંત્રનું નિરંતર પૂજન કરવાથી વ્યાપારમાં લક્ષ્મીની વૃદ્ધિ થાય, રાજદરબારમાં જય થાય, યશ સૌભાગ્યાદિ



ચિત્ર ૨૨૮ ભક્તામર કાવ્ય ૨૮ પૃષ્ઠ ૫૧૨

વધે, નગરશેઠની પદવીનો ભોક્તા થાય, સર્વ મનોવાંછિત સિદ્ધ થાય.[1]

**તન્ત્ર**—પુષ્યાર્કયોગે સફેદ સુપલિ ભાંગરો, સહદેવી, ગોરૂચંદન સર્વ લાવીને તિલક કરવાથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

ઇતિ અષ્ટાવિંશતિ પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત અઠાવીશમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર શુભ દિવસે લખી સોનાના માદળીઆમાં નાખી દહીં, દુધ, ઘી એ ત્રણ મધ્યે ત્રણ ત્રણ દિવસ માદળીઉં રાખીને, પછી માથે ગળે ધારણ કરે, પંચામૃતે પખાલી વળી રૂપાના પતરાં પર લખીને નિરંતર પૂજન કરે તો વ્યાપારે લક્ષ્મીની વૃદ્ધિ, સૌભાગ્ય, મનોવાંછિત સર્વ કાર્યની સિદ્ધિ થાય. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૮.

કાવ્ય ૨૯—ઋદ્ધિ—**ॐ ह्रीं अर्हं णमो घोरतवाणं ।** મન્ત્ર—**ॐ नमिऊण पास त्रिसहर फुल्लिंग नामाक्षर मंतो सव्वसिद्धे समीहेउ जो समरंताणं मणे जागइ कप्पदुम्म सर्वसिद्धि ॐ नमः स्वाहा ।**

॥ॐ नमिऊण पास विसहर फुल्लिंग नामाक्षर मंतो सव्वसि॥
॥द्धे समीहेउ जो समरंताणं मणे जागइ कप्पदुम्म सर्वसिद्धिं ॐ नम.॥



ચિત્ર ૨૨૯ ભક્તામર કાવ્ય ૨૯ પૃષ્ઠ ૫૧૩

[1] ઘ માં વિધિ આ પ્રમાણે છે.—"ઉક્ત ઋદ્ધિ, મન્ત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી શત્રુ આરાધકને કોઈપણ પ્રકારની હાનિ પહોંચાડી શકતો નથી."

**યંત્રઃ**—મધ્યમાં યોનિ આકાર કરી, તેની મધ્યમાં ૐકાર ત્રણ સ્થાપન કરીને, તેના ઉપર વલય દઈને, [ સોળ સ્વર લખીને, તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ મન્ત્ર લખીને ] વલય દઈ યંત્ર પૂરો કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૨૯.

**વિધિઃ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરીને યંત્ર પાસે રાખવાથી સ્થાવર વિષનું ઝેર ચઢતું નથી. વળી વિધિપૂર્વક પવિત્ર થઈને, લીલા રંગનું વસ્ત્ર પહેરીને, ઉત્તરાભિમુખ સિંહાસન ઉપર **ચક્રેશ્વરી** દેવીની સ્થાપના કરીને, પહેલાંની વિધિ આરતી સુધીની કહેલી છે તે પ્રમાણે સર્વ કરીને, પુષ્યાર્કે ઘડેલી આંબાની પાટલી ઉપર યંત્ર લખીને, પૂજીને, સ્થાપના કરવી, મરવો, દમણો અથવા માલતીનાં ફૂલોથી પૂજન કરીને, આગળ મૂકી, પછી લીલમણિની જપમાલાથી ૧૦૦૮ જાપ કરવાથી વિદ્યા સિદ્ધ થાય છે. આ વિદ્યા સિદ્ધ થયા પછી જે પુરુષે સ્થાવર વિષનું ભક્ષણ કર્યું હોય તેને પંચામૃત અથવા શુદ્ધ જલ એકસોઆઠ વાર અથવા એકવીશ વાર મંત્રીને પીવડાવવાથી અફીણ, સોમલ, આકડો, ધંતૂરો વગેરે જે કોઈ જાતનું સ્થાવર વિષ હોય તેનાં ઝેરનો નાશ થાય છે.[1]




ચિત્ર ૨૩૦ ભક્તામર કાવ્ય ૨૯ પૃષ્ઠ ૫૧૪

[1] ઘ માં વિધિ આ પ્રમાણે છે.—" ઉક્ત ઋદ્ધિ, મન્ત્ર વડે ૧૦૮ વાર પાણી મંત્રીને પાવાથી અને યંત્ર પાસે રાખવાથી દુઃખતી આંખો સારી થાય છે."

તન્ત્ર—પુષ્યાર્કે સરપંખો પંચાંગ, ચક્રાંગ પંચાંગ, મયૂરશીખા પંચાંગ. આ સર્વે પંચાંગ પાણી સાથે પીવડાવવાથી કોઈ પણ જાતનું ઝેર મૃત્યુ નીપજાવતું નથી.

ઇતિ એકોનત્રિંશત્ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત ઓગણત્રીશમા યંત્રની વિધિ—આ યંત્ર દીપાલિકાના દિવસે અથવા રવિવારના દિવસે સ્વાતિ નક્ષત્રનો યોગ આવે છતે અષ્ટગંધથી ભોજપત્રપર લખી, [ઉપરોક્ત] પંચાંગ ત્રિધાતુના માદળીઆમાં નાખી, પંચામૃતથી પખાલી ભુજાએ ધારણ કરવાથી સ્થાવર વિષ જેવાં કે અફીણ, સોમલ, આકડો, ધંતૂરો, મોહરો વગેરે કોઈ પણ જાતનું ઝેર હોય તોપણ મૃત્યુ થાય નહિ. કોઈએ ઝેર ખાધું હોય તેને આ યંત્ર પંચામૃતે પ્રક્ષાલન કરી તેનું ન્હવણ પીવડાવવાથી, ઝેર ઉતરી જાય છે, અને તે મરતો નથી. આ મણિપ્રભાયંત્ર છે. અને તે શ્રીહરિભદ્રસૂરિએ કહેલો હોવાથી સત્ય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૦.

કાવ્ય ૩૦—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो घोरगुणाणं। મન્ત્ર—ॐ ह्रीं श्रीं श्रीपार्श्वनाथाय

॥ॐ ह्रीँ श्रीँ श्रीपार्श्वनाथाय ह्रीँ धरणेंद्र पद्मावती सहिताय अट्टे॥
॥मट्टे क्षुद्रविघट्टे क्षुद्रान् स्तंभय स्तंभय रक्षां कुरु कुरु स्वाहा॥



ચિત્ર ૨૩૧ ભક્તામર કાવ્ય ૩૦ પૃષ્ઠ ૫૧૫

ह्रीं धरणेन्द्रपद्मावतीसहिताय अट्टेमट्टे [ क्षुद्रविघट्टे ] क्षुद्रान् स्तंभय स्तंभय रक्षां कुरू कुरू स्वाहा ।

**યંત્ર**:—ચતુરસ્ર પાંચ ખાનાવાળો કરીને, તે ખાનાઓમાં પાંચ હ્રૂંકાર લખીને તેના ઉપર વલય દઇને, તેના ઉપર પંચદશ ટંકારાક્ષર વીંટીને, વળી તેના ઉપર વલય દઇને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઇને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૧.

**વિધિ**:—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખીને માર્ગે જતાં, બીજા કોઈ, દેશ, નગર અથવા ગામે જતાં આવતાં રસ્તામાં દ્વિપદ અથવા ચતુષ્પદ હિંસક પ્રાણીઓનો ભય ઉપસ્થિત ન થાય. વળી પવિત્ર થઇને સફેદ વસ્ત્ર ધારણ કરી, પૂર્વદિશાએ સિંહાસન ઉપર **શ્રીચક્રેશ્વરી**દેવીની મૂર્તિ સ્થાપન કરીને, સફેદ ફૂલથી પૂજીને, સફેદ આસન પર બેસીને, રૂપાની માલાથી ૧૦૦૮ વાર આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનો જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. સિદ્ધ થયા પછી ભયજનક સ્થાનમાં તથા માર્ગમાં જતાં આવતાં એકવીશ વાર સ્મરણ કરવાથી ચોર, દુષ્ટ ભિલ્લ, વાઘ વગેરેનો ભય ઉપસ્થિત



ચિત્ર ૨૩૨ ભક્તામર કાવ્ય ૩૦ પૃષ્ઠ ૫૧૬

થતો નથી. ઘેર નિરંતર યંત્રનું પૂજન કરવાથી આ યંત્ર સર્વભયોનું હરણ કરે છે.[1]

તંત્ર—પુષ્યાર્કે ઘુવડનું હાડકું તથા લજામણીના પંચાંગ લાવી ગોળી કરી, કાર્ય પડે ત્યારે તિલક કપાળમાં કરવાથી રસ્તામાં કોઈ પણ જાતનો ભય ઉપસ્થિત થતો નથી.

ઇતિ ત્રિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત ત્રીશમા યંત્રની વિધિ—આ યંત્ર ભોજપત્ર પર અષ્ટગંધથી પુષ્યાર્કે અથવા હસ્તાર્કે અથવા દીપમાલિકાના દિવસે વિધિ સહિત લખીને, ત્રિધાતુના માદળીઆમાં નાખીને, પંચામૃતથી પખાલી, હાથે બાંધવાથી રસ્તામાં કોઈ પણ જાતનો ભય ઉપસ્થિત થતો નથી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૨.

**કાવ્ય ૩૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो घोरगुण परक्कमाणं । મન્ત્ર—ॐ उवसग्गहरं**



ચિત્ર ૨૩૩ ભક્તામર કાવ્ય ૩૧ પૃષ્ઠ ૫૧૭

[1] ૨ માં વિધિ આ પ્રમાણે છે: —" ઋદ્ધિ, મન્ત્રનું આરાધન કરીને, યંત્ર પાસે રાખવાથી શત્રુનું સ્તંભન થાય છે "

**पासं पासं वंदामि कम्मघणमुक्कं । विसहर विसनिन्नासं मंगलकल्लाणआवासं ॐ ह्रीं नमः स्वाहा ।**

**યંત્ર**—મધ્યમાં ચતુરસ્ર આકાર કરીને, તે ચતુરસ્રની મધ્યમાં એક ક્રોંકાર અને એક હ્રીંકાર, એ પ્રમાણે સાત ક્રોંકાર અને સાત હ્રીંકાર મલીને કુલ ચઉદ બીજાક્ષર લખીને, તેના ઉપર વલય દઈને, તેના ઉપર બાવીશ ગંકાર વીંટીને, તેના ઉપર વલય દઈને, તેના ઉપર ઋદ્ધિ, મન્ત્ર વીંટી, તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૩.

**વિધિઃ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખવાથી રાજા વશ થાય છે. વળી વિધિપૂર્વક આ યંત્રને સ્થાપન કરીને; પવિત્ર થઈ, રક્ત વસ્ત્ર પહેરીને, પવિત્ર સ્થાને પંચામૃતથી ભરેલો ઘડો સ્થાપન કરીને, વળી **ચક્રેશ્વરી** તથા **ધરણેન્દ્ર** બંનેની અષ્ટગંધથી પૂજા કરીને સ્થાપના કરવી. નૈવેદ્ય ફલ વગેરે પહેલાં કહી ગયા છિએ તે પ્રમાણે સર્વ વિધિ કરીને, યંત્ર સોનાનાં પતરાં ઉપર તથા ચંપકવૃક્ષની પાટલી પુષ્યાર્કમાં ઘડાવી, તેના ઉપર વિધિપૂર્વક યંત્ર સ્થાપીને, તેની રાતાં પુષ્પથી પૂજા કરી, ઉત્તરાભિમુખે રક્ત જપમાલાથી સાડા બાર હજાર જાપ એકાસણું કરીને કરવો. જેથી મન્ત્ર સિદ્ધ થાય




ચિત્ર ૨૩૪ ભક્તામર કાવ્ય ૩૧ પૃષ્ઠ ૫૧૮

છે. તે સિદ્ધ થએલા મન્ત્રનું ૧૦૮ વાર નિરંતર સ્મરણ કરીને; યંત્રનું પૂજન કરવાથી રાજ્યના જેટલું સુખ મલે છે.[1]

**તન્ત્ર**—પુષ્યાર્કે પુરુષે લજ્જાલુ પંચાંગ, અષ્ટગંધની સાથે મેલવીને, તિલક કરી રાજદરબારમાં જવાથી રાજા તિલક કરનારની સન્મુખ જોતાંની સાથે જ મહેરબાની કરે છે અને માન સન્માન આપે છે.

ઇતિ એકત્રિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સમાપ્ત.

શ્રીહરિભદ્રસૂરિકૃત એકત્રીશમા યંત્રની વિધિઃ—આ યંત્ર પુષ્યાર્કે અથવા દીવાલિના દિવસે ભોજપત્ર પર અષ્ટગંધથી લખી, વિધિ સહિત સોનાના માદળીઆમાં નાખીને મસ્તકે ધારણ કરવાથી રાજા નિશ્ચયે કરીને વશ થાય છે. નિરંતર યંત્રનું પૂજન કરી, પંચામૃતથી પખાલી દૂધ, દહીં, ઘીમાં ત્રણ ત્રણ દિવસ માદળીયું રાખી, પછી મસ્તકે ધારણ કરવાથી રાજા વશ થાય છે. જીંદગી સુધી નિરંતર બંનેનું પૂજન કરવું. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૪.

॥ॐ नमो ज्ञां ज्ञीं ज्ञूं ज्ञः सर्वदोषनिवारणं कुरु कुरु॥



ચિત્ર ૨૩૫ ભક્તામર કાવ્ય ૩૨ પૃષ્ઠ ૫૧૯

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે:—"આ મન્ત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી રાજમાન્ય થવાય છે."

કાવ્ય ૩૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो घोरगुण बंभयारिणं। મન્ત્ર- ॐ नमो ह्रां ह्रीं ह्रूँ ह्रः सर्वदोषनिवारणं कुरू कुरू स्वाहा।

**યન્ત્રઃ**—મધ્યમાં ચતુરસ્ર પાંચ ખાનાઓ કરીને, ખાનાઓમાં પાંચ ह्रींકાર લખવા, તેના ઉપર વલય દઈને, સત્તાવીશ સૌંકાર લખીને, તેના ઉપર વલય દઈને, તેના ઉપર ઋદ્ધિ, મન્ત્ર વીંટવા, તેના ઉપર વલય કરીને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૫.

**વિધિ**—આ કાવ્ય ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર કમ્મરે બાંધવાથી પેટની પીડા, ગોળો, શૂલ, સંગ્રહણી વગેરે રોગોની શાંતિ થાય છે. વળી આ વિધિથી સાધના કરવી. પવિત્ર થઈ, પીળાં વસ્ત્ર પહેરીને, જલથી ભરેલા ઘડાની સ્થાપના કરી, તેના ઉપર શ્રીફલ મૂકી, સિંહાસન ઉપર અક્ષતથી ષટ્કોણ આકૃતિ કરીને, તે ષટ્કોણની મધ્યે સાડા ત્રણ વાલની તાંબાની વીંટી પોતાની તર્જની આંગળીમાં આવે એવી કરાવી સ્થાપન કરવી. પછી વિધિપૂર્વક **ચક્રેશ્વરી** દેવીની પૂજા કરીને સ્થાપના કરવી અને યંત્રને તાંબાના પતરાં પર લખી સુગંધી પુષ્પોથી પૂજન કરીને પછી પીળી જપમાલાથી ૧૦૦૮ જાપ કરી મન્ત્ર




ચિત્ર ૨૩૬ ભક્તામર કાવ્ય ૩૨ પૃષ્ઠ ૫૨૦

સિદ્ધ કરવો. ગોળાના રોગીને પંચામૃત ૨૧ વાર મંત્રીને પાવાથી તથા તામ્રમુદ્રિકા હાથે ધારણ કરાવવાથી ગોળો શાંત થઈ જાય છે.[1]

**તન્ત્ર**—પુષ્યાર્કે ચકાંકા પંચાંગ, કાગજંઘા પંચાંગ પાવાથી અંતરગાંઠ, ગોળો તથા શૂળની સમાધિ-શાંતિ થાય છે.

**ઇતિ દ્વાત્રિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

**શ્રીહરિભદ્રસૂરિકૃત** બત્રીશમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર શુભદિવસે લખીને, તાંબાના માદળીઆમાં નાખીને તથા તાંબાની વીંટી પણ તે દિવસે ઘડાવીને, રોગીને એકાસણું કરાવી, માદળીયું તથા વીંટી ધારણ કરાવીને, તેને પંચામૃત પાવાથી અંતરગાંઠ, ગોળો, શૂલ, સંગ્રહણી વગેરે સર્વપીડા મટે છે. રોગીને ઉપવાસ, આયંબિલ અથવા તો એકાસણું કરાવવું. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૬.

કાવ્ય ૩૩—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो सव्वोसहिपत्ताणं । મન્ત્ર—ॐ ह्रीं श्रीं क्लीं ब्लूं ध्यानसिद्धि परमयोगीश्वराय नमो नमः स्वाहा ।

**યન્ત્ર**—મધ્યમાં ષટ્કોણાકૃતિ કરીને, ષટ્કોણાકૃતિની મધ્યમાં ॐકાર લખીને, છ ખાનામાં क्लींકાર લખીને[2], તેના ઉપર વલય દઇને, તેના ઉપર સોળ ह्रींકાર ફરતા લખીને, વળી તેના ઉપર વલય દઇને ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, ઉપર વલય દઇને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૭.

**વિધિઃ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરીને, ગળામાં યંત્રને ધારણ કરવાથી તાવ એકાંતરો, વેલા જ્વર, તૃતીય જ્વર, ચતુર્થ જ્વર, શીત જ્વર, ઉષ્ણ જ્વર વગેરે દશ જાતિના તાવની પીડા શાંત થઈ જાય છે. વળી આ વિધિથી સાધના કરવી-શરીરે પવિત્ર થઇને, સફેદ વસ્ત્ર ધારણ કરી પાણીથી ભરેલો ઘડો સ્થાપીને, પૂર્વદિશાએ સિંહાસન ઉપર **ચક્રેશ્વરીની** તથા **હનુમાનની** બંનેની સ્થાપના કરી, પછી પહેલાં કહી ગયા છિએ તે વિધિએ પૂજાની સામગ્રી એકઠી કરી, પૂજન કરી, પંચવર્ણના પુષ્પથી પૂજન કરી, બાંબાની પાટિ પર યંત્રની સ્થાપના કરી, પ્રથમની વિધિથી ૧૦૦૮ ગુગલની ગુટિકા પર કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનો પાઠ કરી, ધૂપમાં હોમ કરવો. અથવા સફેદ માલા પર પાઠ કરી ગુટિકાઓનો સામટો હોમ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. સિદ્ધ થયા પછી કુમારિકાએ કાંતેલા સુતરના ૨૧ તાર લઇને, દરેક તાર પર ૨૧ વાર મન્ત્ર ભણીને તાવવાળાના હાથે યંત્ર સહિત બાંધવાથી સર્વ જાતના તાવનો વ્યાધિ શાંત થઈ જાય છે.[3]

**ઇતિ ત્રયસ્ત્રિંશત કાવ્ય પંચાગ વિધિ સંપૂર્ણ.**

---

૧ घ માં આ પ્રમાણે વિધિ છેઃ—"આ ઋદ્ધિ, મન્ત્ર વડે કુંવારી બાળાએ કાંતેલું સુતર ૧૦૮ વાર મંત્રી તેને ગળામાં બાંધવાથી અને યંત્ર પાસે રાખવાથી સંગ્રહણી આદિ પેટની સર્વ પીડાઓ નષ્ટ થાય છે." ૨ ख, ग તથા घ માં 'क्लींકાર દશ લખવા' એવો પાઠ છે. ૩ घ માં વિધિ આ




ચિત્ર ૨૩૭ ભક્તામર કાવ્ય ૩૩ પૃષ્ઠ ૫૨૦

શ્રીહરિભદ્રસૂરિકૃત તેત્રીશમા યંત્રની વિધિ—આ યંત્ર રવિવારે અથવા શુભયોગે ભોજપત્ર પર અષ્ટગંધથી લખી, રૂપાના માદળીઆમાં નાખી, પંચામૃતથી પખાલી, પુરુષના જમણા હાથે બાંધવો, પછી કુંવારીએ કાંતેલું સુતર રોગીના શરીર પ્રમાણ ભરીને, આ યંત્રમાં જે મન્ત્ર છે, તે મન્ત્રથી ૨૧ ગાંઠ દેવી, એકેક ગાંઠે ત્રણ વાર મન્ત્રનું સ્મરણ કરવું, એટલે ૬૩ વાર દોરો મન્ત્રીને ધૂપ દઈ, તે દોરાથી માદળીઆંને ભુજાએ બાંધવાથી સર્વ જાતના તાવ શાંત થઈ જાય છે. પછી હનુમાનને સવાશેર લોટ ખાંડ ઘી સહિત ચઢાવીને, તેલ, સિંદૂરથી પૂજા કરવાથી સમાધિ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૮.

**કાવ્ય ૩૪—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो खेलोसहिपत्ताणं । મન્ત્ર—ॐ नमो ह्रीं श्रीं क्लीं ऐं ह्सौं पद्मावत्यै देव्यै नमो नमः स्वाहा ।**

**યંત્ર:**—મધ્યમાં ચતુરસ્ર નવખાના કરીને, તે નવખાનાની મધ્યમાં ॐ प च य म પ્રમાણે છે—

૧ "ઉક્ત ઋદ્ધિ, મન્ત્ર વડે અવિવાહિત બાલિકાએ કાંતેલુ સુતર ૩૧ વાર મન્ત્રીને, તેની બનાવેલી દોરી ( હાથે ) બાંધવાથી તથા ઝાડવાથી અને આ યંત્રને પાસે રાખવાથી એકાંતરીઓ, તરીઓ વગેરે સર્વ જાતના તાવ નાશ પામે છે."

**હ્રાં હ્રીં નમઃ** આ પ્રમાણે અક્ષરો લખીને, તેના ઉપર ગોલાકાર વલય દઈને, તેના ઉપર પંદર ફંકાર વીંટીને, વળી તેના ઉપર વલય દઇને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૩૯.

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મંત્રનું સ્મરણ કરીને યંત્ર સ્ત્રીના ગળામાં અથવા કમ્મરે ધારણ કરાવવાથી કસુવાવડ થતી નથી અને સંપૂર્ણ માસે, ગર્ભ પરિપકવ થયા પછી ગર્ભનો પ્રસવ થાય છે. વળી આ વિધિથી મન્ત્રની સાધના કરવી–પવિત્ર થઈ, સફેદ રેશમી વસ્ત્ર પહેરીને, પંચામૃતથી ભરેલો કલશ ઉત્તરદિશાએ સ્થાપન કરીને, વિધિપૂર્વક પૂજનસામગ્રી નૈવેદ્ય ફલાદી સર્વ તૈયાર કરી, અષ્ટગંધથી **ચક્રેશ્વરી**ની પૂજા કરી સ્થાપના કરી, પછી **ભૈરવ**ની મૂર્તિ તેલ સિંદૂરથી પૂજીને, સ્થાપના કરી તે બંનેને પંચવર્ણી પુષ્પથી પૂજીને, ત્રાંબાની પાટલી ઉપર અથવા રૂપાના પતરાં ઉપર યંત્ર લખીને, સ્થાપન કરીને, સફેદ જપમાલાથી બારહજાર જાપ જપીને મન્ત્ર સિદ્ધ કરવો. પચરંગી સૂત્રના સ્ત્રીના ડાબા અંગુઠાથી માથાના ચોટલા પર્યંતના માપનો નવસેરો દોરો લઈને, તેને નવ ગાંઠ દેવી. એકેક ગાંઠ દેતી વખતે ત્રણ ત્રણ વખત મન્ત્ર ભણીને કંઠે યંત્ર સહિત સ્ત્રીને



ચિત્ર ૨૪૦ ભક્તામર કાવ્ય ૩૪ પૃષ્ઠ ૫૨૪

ધારણ કરાવવાથી અધૂરો ગર્ભપાત થતો નથી.[1]

**તંત્ર**—પુષ્યાર્કે સહદેવી પંચાંગ, ત્રિધાતુના માદળીઆમાં ધારણ કરવાથી અધૂરો ગર્ભપાત થતો નથી.

ઇતિ ચોત્રીશમા કાવ્યનો પંચાંગ વિધિ સંપૂર્ણ.

**શ્રીહરિભદ્રસૂરિકૃત** ચોત્રીશમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર લખી, ત્રિધાતુના માદળીઆમાં નાખી, પંચામૃતથી પખાલી સ્ત્રીની કમ્મરે શુભદિને બંધાવવાથી અધૂરો ગર્ભપાત થતો નથી. વળી સ્ત્રીના શરીર પ્રમાણ પચરંગી સૂતરના તાર ૨૧ કરી ગાંઠ નવ દઈ (દરેક ગાંઠ ત્રણ ત્રણ વાર મંતરવી), ધૂપ દઈ, કમ્મરે બંધાવવાથી અધૂરો ગર્ભપાત થતો નથી. યંત્રનું નિરંતર પૂજન કરી, પંચામૃતે પખાલીને, તેનું ન્હવણ સગર્ભા સ્ત્રીને પાવાથી ગર્ભની વૃદ્ધિ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૪૦.

॥ॐ ह्रीं अर्हं नमो जये विजये अपराजिते महालक्ष्मी अमृतव॥
॥र्षिणी अमृतस्राविणी अमृतं भव भव वषट् सुधाय स्वाहा॥

ચિત્ર ૨૪૧ ભક્તામર કાવ્ય ૩૫ પૃષ્ઠ પ૨૫

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે.—"કસુંબાના રંગથી રંગેલા સૂતરને ૧૦૮ વાર ઋદ્ધિ, મન્ત્ર વડે મંત્રી અને તેને ગુગળનો ધૂપ દઈ બાંધવાથી તથા યંત્રને પાસે રાખવાથી ગર્ભનું સ્તંભન થાય છે અને અસમયે ગર્ભનું પતન થતું નથી."

**કાવ્ય ૩૫—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो जल्लोसहिपत्ताणं । મન્ત્ર—ॐ ह्रीं अर्हं नमो जयेविजये अपराजिते महालक्ष्मी अमृतवर्षिणी अमृतस्राविणी अमृतं भव [ भव ] वषट् सुधाय स्वाहा ।**

**યન્ત્ર**—બાર પાંખડીનું કમલ કરીને, કમલની મધ્યકર્ણિકામાં ॐકાર તથા બાકીની બાર **પાંખડીઓમાં અનુક્રમે ह्रीं १ श्रीं २ क्रैं (क्रों ?) ३ ह्रां ४ ह्रीं ५ हूँ ६ ह्रः ७ ह्र ८ ह्र ९ ह्रीं १० न ११ मः १२** આ પ્રમાણે મન્ત્રાક્ષરો વલયાકારે લખી, તેના ઉપર વલય દઈને, તેના ઉપર **ॐ नमो गजगमने सर्वकल्याण मूर्त्तये रक्ष रक्ष नमः** આ મન્ત્ર વીંટીને તેના ઉપર વલય દઈને ઋદ્ધિ, મન્ત્ર વીંટીને; તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૪૧.

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી, તથા યંત્ર મસ્તકે ધારણ કરવાથી મરકી તથા દુર્ભિક્ષનો ભય ઉપસ્થિત થતો નથી. વળી આ વિધિથી મન્ત્ર સિદ્ધ કરવો–પવિત્ર થઈ, સફેદ વસ્ત્ર પહેરી, પ્રથમ બતાવેલી વિધિ પ્રમાણેની સર્વ સામગ્રી કરીને **ચક્રેશ્વરી**ની પૂજા કરીને, પંચામૃતથી ભરેલા કલશની સ્થાપના કરીને આંબાની



ચિત્ર ૨૪૨ ભક્તામર કાવ્ય ૩૫ પૃષ્ઠ ૫૨૭

પાટલી ઉપર અષ્ટગંધથી યંત્ર લખીને, પંચવર્ણી ફૂલોથી પૂજન કર્યા પછી સફેદ આસન પર બેસી, સફેદ જપમાલાથી ૧૨૫૦૦ સાડાબાર હજાર જાપ સાત દિવસમાં પૂરા કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. મન્ત્ર સિદ્ધ થયા પછી નિરંતર યંત્રનું પૂજન કરીને, કાવ્ય ઋદ્ધિ તથા મન્ત્રના સાત વાર જાપ કરીને મરકીના રોગીને પંચામૃત ૧૦૮ વાર મન્ત્રીને પીવડાવવાથી મરકીનો રોગ નાશ પામે છે. તથા વળી દુર્ભિક્ષનો ભય ઉપસ્થિત થતો નથી.[1]

**તંત્ર**—ગુરુ પુષ્યે વિદ્યા બ્રાહ્મી પંચાંગ, શતી (રાતી ?) ભસ્મ ત્રિધાતુના માદળીઆમાં ધારણ કરવાથી મરકીનો ઉપદ્રવ લાગતો નથી.

ઇતિ પંચત્રિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત ૩૫મા યંત્રની વિધિઃ—આ યંત્ર શુભ દ્રવ્યથી ભોજપત્ર પર દીપાલિકા અથવા ગુરુવારના રોજ પુષ્ય નક્ષત્રનો યોગ આવે છતે લખી, ત્રિધાતુના માદળીઆમાં નાખી માદળીઆને પંચામૃતમાં જુદા જુદા રાખી પછી પાંચમા દિવસે ધૂપ દઈ હાથે બાંધવાથી મરકી કોગળીઉ તથા દુર્ભિક્ષનો ઉપદ્રવ થતો નથી. યંત્રનું પંચામૃતથી

।ॐ ह्रीँ श्रीँ कलिकुंडदंड स्वामिन् आगच्छ आगच्छ आत्ममंत्रान् आ।
।।कर्षय आकर्षय आत्ममंत्रान् रक्ष रक्ष परमंत्रान् छिंद छिंद मम समी।।
।।हितं कुरु कुरु स्वाहा ।।



ચિત્ર ૨૪૩ ભક્તામર કાવ્ય ૩૬ પૃષ્ઠ પ૨૭

1 ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ–" ઉક્ત ઋદ્ધિ, મન્ત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી દુર્ભિક્ષ, ચોરી, મરકી, રાજભય વગેરે સર્વ નાશ પામે છે."

પ્રક્ષાલન કરી મરકીના રોગી પુરુષને તે પીવડાવવાથી તે મરણ પામતો નથી અને ઘર મધ્યે પંચામૃત છાંટવાથી મરકી ઘરમાં પ્રવેશ કરી શકતી નથી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૪૨

**કાવ્ય ૩૬—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो विप्पोसहिपत्ताणं । મન્ત્ર—ॐ ह्रीं श्रीं कलिकुंड दंडस्वामिन् आगच्छ आगच्छ आत्ममंत्रान् आकर्षय आकर्षय आत्ममंत्रान् रक्ष रक्ष परमंत्रान् छिन्द छिन्द मम समीहितं कुरु कुरु स्वाहा ।**

**યંત્રઃ**—મધ્યમાં ચતુરસ્ર સોળ ખાનાં કરીને, તે ખાનાઓમાં વલયાકારે ॐ ह्रां ह्रीं श्रीं क्लीं ह्रूँ ह र य म घ म ह्रीं ह्रूँ हः આ સોળ મંત્રાક્ષરો સ્થાપીને, તેના ઉપર વલય દઈને, તેના ઉપર વલયાકારે ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૪૩

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખવાથી, સુવર્ણ વગેરે ધાતુના વ્યાપારમાં લક્ષ્મીનો લાભ થાય, અને રાજમાન્ય થવાય, વળી પાંચ જણ વચ્ચે પોતાનું બોલેલું વાક્ય પ્રમાણભૂત ગણાય. વળી આ વિધિથી આ મન્ત્રની સાધના કરવી—પવિત્ર થઈ, પીળાં વસ્ત્ર પહેરી, વિધિપૂર્વક પૂજા સામગ્રી સર્વ કરીને, પંચામૃતથી ભરેલો ઘડો, [તથા] **ચક્રેશ્વરી**દેવીની ઉત્તર દિશાએ સ્થાપના કરી, પછી આંબાની પાટલી ઉપર યંત્રની સ્થાપના કરી, પીળાં પુષ્પથી પૂજા કરી પીળી જપમાલાથી બારહજાર જાપ કરીને મન્ત્ર સિદ્ધ કરવો. મન્ત્ર સિદ્ધ થયા પછી નિરંતર ૧૦૮ વખત તેનો જાપ કરવો[1]

**તંત્ર**—પુષ્યાર્કે કાચું કપૂર, સોવીરાંજન, પાતાલતુંબ, પાતાલધૂપ, સફેદગિરીનો મૂલ અને પાતાલ ગુગલના ધૂમાડાની મેશ પાડીને, પોતાની આંખમાં અંજન કરીને, પિપલના પાંદડાં ૧૬ સોળ આંખે બાંધવાથી જે જગ્યાએ નિધાન હોય તે જગ્યાએ જવાલા દેખાય, જેટલા ભાગમાં જવાલા દેખાય, તેટલા ભાગમાં પ્રાચીન નિધાન છે એમ જાણવું.

ઇતિ ષટ્ત્રિંશત્ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિ**કૃત છત્રીશમા યંત્રની વિધિ–આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે લખી, સોનાના માદળીઆમાં નાખી, ત્રણ દિવસ પંચામૃતમાં રાખી, તે પછી મસ્તકે ધારણ કરવાથી, સુવર્ણ નિધિ પ્રગટ થાય, વ્યાપારમાં તથા રાજદરબારમાં લાભ થાય, વળી પાંચ જણ વચ્ચે પોતાનું બોલેલું વચન પ્રમાણભૂત ગણાય, વળી આંબાની પાટલી ઉપર આ યંત્રનું અષ્ટગંધથી ફૂલ નૈવેદ્ય વગેરેથી નિરંતર પૂજન કરવાથી છ મહિનામાં નિધિ પ્રગટ થાય છે. અને સુવર્ણનો લાભ નિશ્ચયે કરીને થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૪૪

---

૧ **ઘ** માં વિધિ આ પ્રમાણે છે–"ઋદ્ધિ, મન્ત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી સંપત્તિનો લાભ થાય છે. ૧૨૦૦૦ બાર હજાર જાપ લાલ પુષ્પ વડે કરવાથી અને યંત્રનું પૂજન કરવાથી સંપત્તિનો લાભ જરૂર થાય છે."



ચિત્ર ૨૪૪ ભક્તામર કાવ્ય ૩૬ પૃષ્ઠ ૫૨૭

**કાવ્ય ૩૭—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो सव्वोसहिपत्ताणं । મન્ત્ર—ॐ नमो भगवति अप्रतिचक्रे ऐं क्लीं ब्लूं ॐ ह्रीं मनोवांछित सिद्धयै नमो नमः अप्रतिचक्रे ह्रीं ठः ठः स्वाहा।**

**યન્ત્ર**—મધ્યમાં ગોલાકાર ખાનું કરીને ચાર દિશાએ ચાર અર્ધ ચંદ્રાકાર અને એ જ પ્રમાણે પાંચ ખાનાનો ગોલાકાર યંત્ર કરીને તેની મધ્યમાં ॐ श्रीं ह्रीं क्रौं क्लीं આ મંત્રાક્ષરોની સ્થાપના કરીને, તેના ઉપર ગોળ વલય દઈ ને, તેના ઉપર બાર ह्रौं[1]કાર વીંટીને તેના ઉપર વલય દઈ ને, ઋદ્ધિ મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઈને, યંત્ર સંપૂર્ણ કરવો આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૫

વિધિઃ—આ કાવ્ય, ઋદ્ધિ મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્રને પાસે રાખવાથી દુર્જનના વાક્યનું સ્તંભન, સર્વજનને ન્યાય કર્તા વચનનું બોલવાપણું અને કીર્તિ તથા યશની વૃદ્ધિ થાય છે. વળી આ વિધિથી સાધના કરવી—પવિત્ર થઈ, સફેદ વસ્ત્ર પહેરી, વિધિપૂર્વક પૂજા સામગ્રી સર્વ કરીને, ઉત્તર દિશાએ ચક્રેશ્વરીની સ્થાપના કરીને આંબાની પાટલી પર યંત્રની સ્થાપના કરીને, પહેલાં બતાવી ગયા છિએ તે વિધિથી પૂજા કરીને,

૧ ઘ માં 'બાર ह्रींકાર વીંટવા' એવો પાઠ છે.

સફેદ ફૂલોથી પૂજન કરીને, પછી ગુગલ, કપૂર, કસ્તુરી તથા કેસર સહિત ૧૦૦૮ ગુટીકા કરીને, એક ગુટીકાને એક કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રથી મન્ત્રીને ધૂપમાં હોમવી, એ પ્રમાણે ૧૦૦૮ એક હજાર આઠ ગુટીકાઓનો હોમ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. મન્ત્ર સિદ્ધ થયા પછી નિત્ય ૨૧ એકવીશ વખત મન્ત્રનું સ્મરણ કરીને, યંત્રનું પૂજન કરવાથી અને ૨૧ ગુટીકા હોમવાથી શત્રુ નમે.

॥ॐनमो भगवति अप्रतिचक्रे ऐं क्लीं ब्लूं ॐ ह्रीं मनो वाञ्छितसिद्ध्यै॥
॥नमोनमः अप्रतिचक्रे ह्रीं ठः ठः स्वाहा॥



ચિત્ર ૨૪૫ ભક્તામર કાવ્ય ૩૭ પૃષ્ઠ ૫૨૮

**તંત્રઃ**—અશ્વિની નક્ષત્રમાં ઘોડાના હાડકાંનો ખીલો સાત આંગળ પ્રમાણ શત્રુના ઘેર નાખવાથી (દાટવાથી) તે વશ થાય છે.[૨]

**ઇતિ સપ્તત્રિંશતિ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.**

શ્રીહરિભદ્રસૂરિકૃત ૩૭ મા યન્ત્રની વિધિ—આ યન્ત્ર અષ્ટગંધથી પુષ્યાર્કે અથવા શુભ દિવસે લખીને, રૂપાના માદળીઆમાં નાંખીને દૂધ, દહીં તથા ઘી એ ત્રણ મધ્યે ત્રણ ત્રણ દિવસે રાખીને, પછી માદળીયું મસ્તકે ધારણ કરવાથી અને વળી આ યંત્ર આંબાની પાટલી પર નવો લખી અષ્ટગંધ, ફૂલ સફેદ, નિવેદ, ફલ વગેરેથી પૂજન કરે તો દુર્જન

૨ ઘ માં વિધિ આ પ્રમાણે છે:-" ઋદ્ધિ, મન્ત્ર વડે ૨૧ વાર પાણી મંત્રીને મૂખ પર છાટવાથી અને યંત્ર પાસે રાખવાથી દુર્જન વશ થાય છે અને તેની જીભનું સ્થંભન થાય છે."

વશ થાય છે. સર્વજનનો ન્યાય કરવાવાળો થાય, કીર્તિ અને યશની વૃદ્ધિ થાય તથા શત્રુ મિત્ર થઈ જાય. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૬




ચિત્ર ૨૪૬ ભક્તામર કાવ્ય ૩૭

**કાવ્ય ૩૮—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो मणवलीणं । મન્ત્ર—ॐ नमो भगवते अष्टमहा नागकुलोच्चाटिनी कालदंष्ट्रमृतकोत्थापिनी परमन्त्रप्रणाशिनी देवी शासनदेवते ह्रीं नमो नमः स्वाहा ।**

યન્ત્રઃ—મધ્યમાં ખડ્ગાકાર કરીને, તે ખડ્ગાકારની મધ્યમાં ॐ ह्रीं शत्रुविजय रणरणाग्रे ग्राँ ग्रीं ग्रूँ ग्रः नमः આ મંત્ર લખીને, તેના ઉપર વલય દઇને, હ્રેંકાર અક્ષર ૨૧ એકવીશ લખીને, તેના ઉપર વલય દઈ ને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને તેના ઉપર વલય દઈ ને યન્ત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૭

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી મદોન્મત્ત એવો હાથી પણ વશ થાય છે. વળી આ વિધિથી મન્ત્રની સાધના કરવી–પવિત્ર થઇ, પીળાં વસ્ત્ર પહેરીને, ઉત્તરદિશાએ પંચામૃતનો ઘડો અથવા ચક્રેશ્વરી દેવીની મૂર્તિની સ્થાપના કરવી, જમણી સૂંઢ વાળી ગણેશની મૂર્તિ રક્તચંદનની બનાવેલી સ્થાપન કરી અગાઉ બતાવી ગએલી વિધિ મુજબ પૂજા, સામગ્રી સર્વે એકઠી કરીને, અષ્ટપ્રકારી ચક્રે-

શ્વરીની પૂજા કરીને અને ગણેશની ઘી તથા સિંદુરથી પૂજા કરીને, પછી તાંબાના પતરાં પર યંત્રની અષ્ટગંધથી સ્થાપના કરી (લખી)ને પંચવર્ણના પુષ્પથી પૂજા કરી, પીળી જપમાલાથી કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રથી મોદક (લાડવા) લંબોદર (ગણપતિ) આગળ ધરાવવા, કુલ ૧૦૦૮ મોદક મન્ત્રીને લંબોદર આગળ ધરાવવાથી મન્ત્ર સિદ્ધ થાય છે, પછી તે લાડવા હાથીને ખવડાવી દેવાથી હાથી વશ થાય છે.[1]



ચિત્ર ૨૪૭ ભક્તામર કાવ્ય ૩૮ પૃષ્ઠ ૫૩૦

**તંત્ર**—પુષ્યાર્કે ભૂંડ, સુવરની વિષ્ટા જમીન ઉપર પડયા વગરની ગ્રહણ કરીને મિષ્ટાન્નની સાથે હાથીને ખાવા આપવાથી હાથી વશ થાય છે.

ઇતિ શ્રી અષ્ટાત્રિંશત્ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિકૃત** ૩૮મા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી શુભ દિવસે ભોજપત્ર પર લખીને, તાંબાના માદળીઆમાં નાખીને, પંચામૃતથી પખાલી, ભુજાએ ધારણ કરવાથી મદોન્મત્ત હાથી વશ થાય છે. વળી આ યંત્ર તાંબાના પતરાં પર અષ્ટગંધથી

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ—"ઋદ્ધિ, મન્ત્ર જપવાથી અને યત્ર પાસે રાખવાથી ધનનો લાભ થાય છે."

વશ થાય છે. સર્વજનનો ન્યાય કરવાવાળો થાય, કીર્તિ અને યશની વૃદ્ધિ થાય તથા શત્રુ મિત્ર થઈ જાય. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૬




ચિત્ર ૨૪૬ ભક્તામર કાવ્ય ૩૭

કાવ્ય ૩૮—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो मणवलीणं । મન્ત્ર—ॐ नमो भगवते अप्रमहा नागकुलोच्चाटिनी कालदंष्ट्रमृतकोत्थापिनी परमन्त्रप्रणाशिनी देवी शासनदेवते ह्रीं नमो नमः स्वाहा ।

યન્ત્ર:—મધ્યમાં ખડ્ગાકાર કરીને, તે ખડ્ગાકારની મધ્યમાં ॐ ह्रीं शत्रुविजय रण-रणाग्रे म्रां म्रीं म्रूँ म्रः नमः આ મંત્ર લખીને, તેના ઉપર વલય દઈને, ઠેકાર અક્ષર ૨૧ એકવીશ લખીને, તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને તેના ઉપર વલય દઈને યન્ત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૭

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી મદોન્મત્ત એવો હાથી પણ વશ થાય છે. વળી આ વિધિથી મન્ત્રની સાધના કરવી–પવિત્ર થઈ, પીળાં વસ્ત્ર પહેરીને, ઉત્તરદિશાએ પંચામૃતનો ઘડો અથવા ચક્રેશ્વરી દેવીની મૂર્તિની સ્થાપના કરવી, જમણી સૂંઢ વાળી ગણેશની મૂર્તિ રક્તચંદનની બનાવેલી સ્થાપન કરી અગાઉ બતાવી ગએલી વિધિ મુજબ પૂજા, સામગ્રી સર્વે એકઠી કરીને, અષ્ટપ્રકારી ચક્રે

શ્વરીની પૂજા કરીને અને ગણેશની ઘી તથા સિંદુરથી પૂજા કરીને, પછી તાંબાના પતરાં પર યંત્રની અષ્ટગંધથી સ્થાપના કરી (લખી)ને પંચવર્ણના પુષ્પથી પૂજા કરી, પીળી જપમાલાથી કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રથી મોદક (લાડવા) લંબોદર (ગણપતિ) આગળ ધરાવવા, કુલ ૧૦૦૮ મોદક મન્ત્રીને લંબોદર આગળ ધરાવવાથી મન્ત્ર સિદ્ધ થાય છે, પછી તે લાડવા હાથીને ખવડાવી દેવાથી હાથી વશ થાય છે.[1]




ચિત્ર ૨૪૭ ભક્તામર કાવ્ય ૩૮ પૃષ્ઠ ૫૩૦

**તંત્ર**—પુષ્યાર્કે ભૂંડ, સુવરની વિષ્ટા જમીન ઉપર પડયા વગરની ગ્રહણ કરીને મિષ્ટાન્નની સાથે હાથીને ખાવા આપવાથી હાથી વશ થાય છે.

**ઇતિ શ્રી અષ્ટાત્રિંશત્ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ**

**શ્રીહરિભદ્રસૂરિકૃત ૩૮મા યંત્રની વિધિ**—આ યંત્ર અષ્ટગંધથી શુભ દિવસે ભોજપત્ર પર લખીને, તાંબાના માદળીઆમાં નાખીને, પંચામૃતથી પખાલી, ભુજાએ ધારણ કરવાથી મદોન્મત્ત હાથી વશ થાય છે. વળી આ યંત્ર તાંબાના પતરાં પર અષ્ટગંધથી

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ—"ઋદ્ધિ, મન્ત્ર જપવાથી અને યત્ર પાસે રાખવાથી ધનનો લાભ થાય છે."

લખી નિરંતર ૨૧ ફૂલથી પૂજન કરીએ તો લક્ષ્મીની વૃદ્ધિ થાય અને ભંડાર મધ્યે સ્થાપન કરીએ તો અખૂટ લક્ષ્મી રહે. નિત્ય પૂજવાથી હાથી વશ થાય. હાથીના ગલે બાંધવાથી હાથીનો મદ ઉતરી જાય. વળી પંચામૃતથી પખાલીને પાવાથી સર્પ પણ નિર્વિષ થઇ જાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૮

ચિત્ર ૨૪૮ ભક્તામર કાવ્ય ૩૮

કાવ્ય ૩૯—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो वयणवलीणं । મન્ત્ર—ॐ नमो एषु वृत्तेषु वर्द्धमान तत्त तव भयहर वृत्ति वर्णा येषु मन्त्राः पुनः [पुनः] स्मर्तव्या अतो नापरमन्त्र निवेदनाय नमः स्वाहा ।

યન્ત્રઃ—મધ્યમાં ચતુરસ્ર બાર ખાના કરીને,[1] તે બાર ખાનાની મધ્યમાં ॐ नमो भगवते भयविध्वंस ह्रां ह्रीं ह्रैं[2] श्रीं। આ મન્ત્ર સ્થાપીને, તેના ઉપર વલય દઇને, ચઉદ क्लौं[3]કાર વીંટીને, તેના ઉપર વલય દઇને યંત્ર સંપૂર્ણ કરવો.[4] આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૯

૧ ગ માં 'પંદર ખાના કરીને' પાઠ છે ૨ ગ માં 'ह्रौं' પાઠ છે, ૩ ઘ માં 'क्रौं'કાર પાઠ છે, ૪ ગ માં વિધિ આ પ્રમાણે છે. "ઋદ્ધિ, મન્ત્ર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી સર્પનો ભય ઉત્પન્ન થતો નથી.

।ॐ नमो एषु वृत्तेषु वर्द्धमान तव रव भयहर वृत्ति वर्णा येषु मंत्राः॥
॥पुनः पुनः स्मर्तव्या अतो नापर मंत्र निवेदनाय नमः स्वाहाः॥



ચિત્ર ૨૪૮ ભક્તામર કાવ્ય ૩૯ પૃષ્ઠ ૫૩૨

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર ભુજાએ ધારણ કરવાથી માર્ગમાં સિંહ, વાઘ વગેરેનો ઉપદ્રવ થતો નથી. વળી પ્રથમ આત્મસાધના કરી, પવિત્ર થઈ, પીળાં વસ્ત્ર પરિધાન કરીને, પૂર્વાભિમુખે ચક્રેશ્વરીદેવીની મૂર્તિ સ્થાપન કરીને, પૂજા સામગ્રી સર્વ ભેગી કરીને, અષ્ટ પ્રકારે ચક્રેશ્વરીનું પૂજન કરીને, નૈવેદ્ય, ફલ, શ્રીફલાદિ સર્વ આરતી સુધી કરીને, પછી સુગંધીદાર પીળાં પુષ્પથી પૂજન કરી, વળી તામ્રપત્ર પર અષ્ટગંધથી યંત્ર લખી સ્થાપન કરીને, ગુગલ, કપૂર, કેસર, કસ્તુરીની ઘી મિશ્રિત ૧૦૦૮ ગુટિકા કરીને, પીળી જપમાલા પર જપીને, એકેક ગુટિકા ધૂપમાં હોમવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. પછી કામવેલાએ ૨૧ વાર મન્ત્રનું સ્મરણ કરવાથી સિંહ, વાઘનો ભય ઉપસ્થિત થતો નથી.

**તંત્ર**——રવિવારના દિવસે સિંહની દાઢ, બિલાડાનો દાંત, ભૂંડ, સુવરનો દાંત તથા

લખી નિરંતર ૨૧ ફૂલથી પૂજન કરીએ તો લક્ષ્મીની વૃદ્ધિ થાય અને ભંડાર મધ્યે સ્થાપન કરીએ તો અખૂટ લક્ષ્મી રહે. નિત્ય પૂજવાથી હાથી વશ થાય. હાથીના ગલે બાંધવાથી હાથીનો મદ ઉતરી જાય. વળી પંચામૃતથી પખાલીને પાવાથી સર્પ પણ નિર્વિષ થઇ જાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૮



ચિત્ર ૨૪૮ ભક્તામર કાવ્ય ૩૮

**કાવ્ય ૩૯—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो वयणबलीणं । મન્ત્ર—ॐ नमो एषु वृत्तेषु वर्द्धमान तत्त तव भयहर वृत्ति वर्णा येषु मन्त्राः पुनः [पुनः] स्मर्तव्या अतो नापरमन्त्र निवेदनाय नमः स्वाहा ।**

યન્ત્રઃ—મધ્યમાં ચતુરસ્ર બાર ખાના કરીને,[1] તે બાર ખાનાંની મધ્યમાં ॐ नमो भगवते भयविध्वंस ह्राँ ह्रीँ ह्रौँ[2] श्रीं। આ મન્ત્ર સ્થાપીને, તેના ઉપર વલય દઇને, ચઉદ क्लौँ[3]કાર વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો.[4] આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૪૯

૧ ઘ મા 'પંદર ખાના કરીને' પાઠ છે. ૨ ઘ મા 'क्ष्रौँ' પાઠ છે, ૩ ઘ માં 'क्रौँ'કાર પાઠ છે, ૪ ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ "ઋદ્ધિ, મન્ત્ર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી સર્પનો ભય ઉપસ્થિત થતો નથી.

॥ॐ नमो एसु दन्तेषु वर्द्धमान तव रव भयहर वृत्ति वर्णा येषु मंत्राः॥
॥पुनः पुनः स्मर्तव्या अतो नापर मंत्र निवेदनाय नमः स्वाहा॥



ચિત્ર ૨૪૮ ભક્તામર કાવ્ય ૩૯ પૃષ્ઠ ૫૩૨

વિધિ—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર ભુજાએ ધારણ કરવાથી માર્ગમાં સિંહ, વાઘ વગેરેનો ઉપદ્રવ થતો નથી. વળી પ્રથમ આત્મસાધના કરી, પવિત્ર થઈ, પીળાં વસ્ત્ર પરિધાન કરીને, પૂર્વાભિમુખે ચક્રેશ્વરીદેવીની મૂર્તિ સ્થાપન કરીને, પૂજા સામગ્રી સર્વ ભેગી કરીને, અષ્ટ પ્રકારે ચક્રેશ્વરીનું પૂજન કરીને, નૈવેદ્ય, ફલ, શ્રીફલાદિ સર્વ આરતી સુધી કરીને, પછી સુગંધીદાર પીળાં પુષ્પથી પૂજન કરી, વળી તામ્રપત્ર પર અષ્ટગંધથી યંત્ર લખી સ્થાપન કરીને, ગુગલ, કપૂર, કેસર, કસ્તુરીની ઘી મિશ્રિત ૧૦૦૮ ગુટિકા કરીને, પીળી જપમાલા પર જપીને, એકેક ગુટિકા ધૂપમાં હોમવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. પછી કામવેલાએ ૨૧ વાર મન્ત્રનું સ્મરણ કરવાથી સિંહ, વાઘનો ભય ઉપસ્થિત થતો નથી.

**તંત્ર**——રવિવારના દિવસે સિંહની દાઢ, બિલાડાનો દાંત, ભૂંડ, સુવરનો દાંત તથા

શિઆલનો દાંત લાવીને ત્રિધાતુના માદળીઆમાં પુષ્યાર્કે નાખીને, ભુજાએ ધારણ કરવાથી સિંહનો ભય લાગતો નથી.

ઇતિ એકોનચત્વારિંશત્ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિ** કૃત ૩૯મા યંત્રની વિધિ:—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે અથવા શુભદિને લખીને, તાંબાના માદળીઆમાં નાખીને, નૈવેદ્ય, પુષ્પ, ફલથી પૂજન કરીને, પંચામૃતથી પખાલી, ભુજાએ ધારણ કરવાથી સિંહ તથા વાઘનો ઉપદ્રવ થતો નથી. વળી નિરંતર તાંબાના પતરાં પર લખીને પીળાં ૧૦૮ પુષ્પ વડે નિત્ય પૂજન કરનારને મુક્તાફલનો લાભ થાય છે. છ માસ સુધી કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રનું સ્મરણ કરવાથી શ્વાપદના ભયનો નાશ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૫૦



ચિત્ર ૨૫૦ ભક્તામર કાવ્ય ૩૯

**કાવ્ય ૪૦—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो कायबलीणं । મન્ત્ર—ॐ ह्रीं श्रीं क्लीं ह्रां ह्रीं अग्नि उपशमनं कुरू कुरू स्वाहा ।**

**યંત્ર**—બાર પાંખડી વાલા કમલની મધ્ય કર્ણિકામાં સાધકનું નામ (દેવદત્ત) લખીને, બાર પાંખડીઓમાં ॐ सौं ह्रीं क्रौं स्वौं (व्लौ ?) सुंदरधाय नमः લખીને, ઉપર વલય દઇને,

તેના ઉપર સૌંકાર પંદર વીંટીને, તેના ઉપર વલય દઇને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૧.




ચિત્ર ૨૫૧ ભક્તામર કાવ્ય ૪૦

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખવાથી અગ્નિનો ઉપદ્રવ થતો નથી. વળી આ વિધિથી મન્ત્રની સાધના કરવી–પવિત્ર થઇને અગ્નિ ખૂણે અથવા પૂર્વદિશાએ પંચામૃતથી ભરેલો ઘડો **ચક્રેશ્વરી**ની સ્થાપના કરીને, પહેલાંની વિધિ પ્રમાણે પૂજા સામગ્રી એકઠી કરીને, લાલ વસ્ત્ર પહેરીને, અષ્ટ પ્રકારે **ચક્રેશ્વરી**ની પૂજા કરીને, તાંબાના પતરાં પર યંત્ર અષ્ટગંધથી લખી સ્થાપના કરીને, સુગંધીવાળાં લાલ ફૂલથી પૂજન કરીને, લાલ આસન પર પૂર્વાભિમુખ બેસીને, લાલ જપમાલા પર કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રના ૧૨૦૦૦ બાર હજાર જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. સિદ્ધ થયા પછી જ્યાં જ્યાં અગ્નિ લાગતો હોય ત્યાં ત્યાં પંચામૃતથી અથવા શુદ્ધ જલથી ૧૦૮ વાર મંત્રીને જલધારા ૨૧વાર દેવાથી અગ્નિ શાંત થઈ જાય છે.[1]

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે:–"ઋદ્ધિ, મન્ત્ર વડે ૨૧ વાર મંત્રેલું પાણી ઘરની ચારે બાજુએ છાંટવાથી અને યંત્ર પાસે રાખવાથી અગ્નિનો ભય મટી જાય છે."

તંત્ર—પુષ્યાર્કે શિયાલણીની દાઢ અને લજ્જાલુ પંચાંગ, ત્રિધાતુના માદળીઆમાં નાખીને ધારણ કરવાથી અગ્નિથી નિર્ભય થવાય છે.

ઇતિ ચત્વારિંશત્ કાવ્ય પંચાંગ વિધિ સંપૂર્ણ.

**શ્રીહરિભદ્રસૂરિકૃત** ૪૦ મા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે, મૂલાર્કે અથવા દિવાલીના દિવસે લખીને, ત્રિધાતુના માદળીઆમાં નાખીને, ત્રણ ત્રણ દિવસ પંચામૃતમાં નાંખીને, પછી મસ્તકે ધારણ કરવાથી અગ્નિની જ્વાલાનો ભય લાગતો નથી. વળી તાંબાના પતરાં ઉપર નવીન યંત્ર ઘરે લખીને, સફેદ ૨૧ ફૂલથી તથા ફલ, નૈવેદ્યથી પૂજન કરીને, તેના પ્રક્ષાલનનું પંચામૃત ઘરમાં નિરંતર છાંટીએ તો કદાપિ કાલે અગ્નિનો ભય ઉપસ્થિત થતો નથી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૨.




ચિત્ર ૨૫૨ ભક્તામર કાવ્ય ૪૦

**કાવ્ય ૪૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो खीरासवीणं।** મન્ત્ર—**ॐ नमो श्रां श्रीं श्रूं श्रः जलदेव्या पद्मह्रदनिवासिनि पद्मोपरिसंस्थिते सिद्धिं देहि मनोवांछितं कुरू कुरू स्वाहा।**

**યંત્રઃ** હસ્તાકાર યંત્ર કરીને, અંગુઠાની મધ્યમાં પાંચ ॐ કારની સ્થાપના કરવી, તર્જનીની મધ્યમાં પાંચ હ્રીંકારની સ્થાપના, મધ્યમાની મધ્યમાં પાંચ શ્રીંકારની સ્થાપના, અનામિકાની મધ્યમાં પાંચ ક્લીંકારની સ્થાપના, કનિષ્ઠિકામાં પાંચ ગ્લૌંકારની સ્થાપના કરવી,

તે પછી હાથના તલીઆમાં ॐ ह्रीं श्रीं आदिदेवाय ह्रीं नमः લખીને, હસ્તાકારને ફરતો વલય દઇને, તેના ઉપર ઋદ્ધિ, મન્ત્ર લખીને તેના ઉપર વલય દઇને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૩.



ચિત્ર ૨૫૩ ભક્તામર કાવ્ય ૪૧

**વિધિઃ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી સર્પનો તથા ઝેરનો ભય ઉપસ્થિત થતો નથી. વળી આ મન્ત્રની સાધના આ પ્રમાણે કરવી–વિધિપૂર્વક પવિત્ર થઈ, સફેદ વસ્ત્ર ધારણ કરી, પંચામૃત કુંભાદિ **ચક્રેશ્વરી**ની મૂર્તિ અષ્ટપ્રકારે પૂજીને સ્થાપીને, આંબાની પાટલી પર યંત્રની સ્થાપના કરીને, સફેદ પુષ્પથી પૂજીને, સફેદ જપમાલાથી ૧૨૦૦૦ બારહજાર જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. નિરંતર યંત્રનું પૂજન કરતાં કરતાં ૨૧ વખત મન્ત્રનું સ્મરણ કરવું, વળી જેને ઝેર ચઢયું હોય તેને પંચામૃત અથવા પવિત્ર પાણી ૨૧ વાર મંત્રીને પાવાથી ડંખમાંથી ઝેર જતું રહે છે.[1]

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે–"ઋદ્ધિ, મન્ત્ર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી રાજદરબારમાં સન્માન મળે છે અને ઝાડવાથી સર્પનું વિષ ઉતરે છે."

**તંત્ર**—પુષ્યાર્કે નિર્વિષી પંચાંગ અને મોરશિખા, ત્રિધાતુના માદળીઆમાં ધારણ કરવાથી સર્પ કરડતો નથી અથવા ડંખે લેપ કરવાથી ઝેર ઉતરી જાય છે.

**ઇતિ એકતાલીસમા કાવ્યની પંચાંગ વિધિ સંપૂર્ણ**

**શ્રીહરિભદ્રસૂરિકૃત** ૪૧ મા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે અથવા સારા દિવસે લખીને, માદલીઆમાં નાંખીને, દહીં, દૂધ, ઘી વગેરે પંચામૃતમાં ત્રણ ત્રણ દિવસ રાખીને, પછી ભુજાએ ધારણ કરવાથી સર્પનો ભય ઉપસ્થિત થતો નથી. વળી આ યંત્રનું નિરંતર સફેદ ફૂલ ૨૧ એકવીશ તથા નૈવેદ્ય અને ફલથી જે પૂજન કરે તેના ઘેર સર્પ પ્રવેશ કરતો નથી. વળી પુષ્યાર્કે ઘડાવેલા રૂપાનાં પતરાં ઉપર અથવા આંબાની પાટલી ઉપર આ યંત્ર અષ્ટગંધથી લખીને, બીજા વિંછિ વગેરેનું જંગમ અથવા સ્થાવર ઝેર જે કોઇને ચઢયું હોય તેને આ યંત્ર પંચામૃતથી પખાલીને તેના ન્હવણનું પાણી પીવડાવવાથી તે ઝેરથી મુક્ત થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૪.




ચિત્ર ૨૫૪ ભક્તામર કાવ્ય ૪૧

**કાવ્ય ૪૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो सव्वोपसवाणं । મન્ત્ર—ॐ नमो नमिऊण विसहर विस प्रणाशन रोग शोक दोष ग्रह कप्पदुमच्चजायइ सुहनाम गहण सकल सुह दे ॐ नमः स्वाहा ।**

**યન્ત્રઃ**—મધ્યમાં ચતુરસ્ર બાર ખાના કરીને, ॐ ह्रीं श्रीं बलपराक्रमाय नमः આ મન્ત્રની સ્થાપના તે બાર ખાનામાં કરીને, તેના ઉપર ગોલાકાર કરીને, તેના ઉપર ફરતા ૧૮ વંકાર વીંટીને, તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ મન્ત્ર વીંટીને તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૫.

॥ॐ नमो नमिऊण विसहर विस पणासन रोग सोक दोष ग्गह॥
॥कप्पडुमच्छ जायइ सुहनाम गहण सकल सुहदे ॐ नमः स्वाहा॥




ચિત્ર ૨૫૫ ભક્તામર કાવ્ય ૪૨

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર મસ્તકે ધારણ કરવાથી યુદ્ધ, સંગ્રામનો ભય ઉપસ્થિત થતો નથી. રાજાનો કોપ ઉપશમે છે અને પોતાના બલ તથા પરાક્રમમાં વૃદ્ધિ થાય છે. વળી આ વિધિથી મન્ત્રની સાધના કરવી—પવિત્ર થઈ, રાતાં વસ્ત્ર પરિધાન કરીને, પંચામૃતથી ભરેલો રૂપાનો કલશ, **ચક્રેશ્વરી**ની મૂર્તિ તથા **ભૈરવ**ની મૂર્તિ, બંને મૂર્તિઓ પૂર્વ દિશાએ સ્થાપન કરીને, પછી પહેલાં બતાવી ગયા છિએ તે વિધિ પ્રમાણે પૂજા સામગ્રી કરીને, **ચક્રેશ્વરી**ની અષ્ટપ્રકારે પૂજા કરીને, **ભૈરવ**ની તેલ, સિંદૂરથી પૂજા કરીને, રાતાં ફૂલથી પૂજીને, રક્તચંદનની પાટલી પર યંત્રની સ્થાપના કરીને,

રાતી જપમાલાથી ૧૨૫૦૦ સાડા બારહજાર જાપ કાવ્ય, ઋદ્ધિ અને મંત્ર સહિત કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. મન્ત્ર સિદ્ધ થયા પછી નિરંતર ૧૦૮ અથવા ૨૧ વખત જાપ કરવો.[1]

**તંત્ર**—પુષ્યાર્કે શુદ્ધ હાથા જોડી, ત્રિધાતુના માદળીઆમાં ધારણ કરવાથી, સબલ એવો સેનાધિપતિ પણ પગમાં પડે છે અને સર્વ કાર્યમાં નિરંતર નિર્ભય થવાય છે.

**ઇતિ બેંતાલીસમા કાવ્યની પંચાંગ વિધિ સંપૂર્ણ.**

**શ્રીહરિભદ્રસૂરિકૃત ૪૨ મા યંત્રની વિધિ**—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે અથવા દીપાલિકાના દિવસે વિધિપૂર્વક લખીને, ત્રિધાતુના માદળીઆમાં નાંખીને, દહીં, દૂધ અને ઘી એ ત્રણમાં ત્રણ ત્રણ દિવસ રાખીને, પંચામૃતથી પખાલીને, મસ્તકે ધારણ કરવાથી રાજ્ય કોપથી તથા સંગ્રામના ભયથી મુક્ત થવાય છે. વળી રૂપાનાં પતરાં પર લખી ૨૧વાર સફેદ ફૂલથી પૂજન કરનારને વાસુદેવ પણ નમસ્કાર કરે છે અને સર્વ પ્રકારે તે પજન કરનાર નિર્ભય થાય છે. આ યંત્રને પૂજન કરેલા અષ્ટગંધનું તિલક



ચિત્ર ૨૫૬ ભક્તામર કાવ્ય ૪૨ પૃષ્ઠ ૫૪૧

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે.—"ઋદ્ધિ, મન્ત્રની આરાધનાથી અને યત્ર પાસે રાખવાથી યુદ્ધનો ભય રહેતો નથી:"

કરીને બહાર જવાથી ત્રણે જગતનાં લોકો નિશ્ચયે કરીને નમસ્કાર કરે છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૬.

કાવ્ય ૪૩—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो महुआसवीणं । મન્ત્ર—ॐ नमो चक्रेश्वरी [ देवी ] चक्रधारिणी जिनशासनसेवाकारिणी क्षुद्रोपद्रवविनाशिनी धर्मशांतिकारिणी नमः कुरु कुरु स्वाहा ।

**યન્ત્રઃ**—મધ્યમાં ચાર ખાનાનું કમલ કરીને, તેની મધ્ય કર્ણિકામાં ॐ લખીને ચાર પાંખડીઓમાં ह्रीं श्रीं नमः લખીને. તેના ઉપર વલય દઈને પંદર ધૂંકાર લખીને, તેના ઉપર વલય દઈને, તેના ઉપર ઋદ્ધિ, મન્ત્ર ફરતાં લખીને, તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૭.




ચિત્ર ૨૫૭ ભક્તામર કાવ્ય ૪૩

**વિધિ**—આ યંત્ર સાધનાની વિધિ ઉપરના કાવ્યોની વિધિ પ્રમાણે જ જાણવી. આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી દરેક કાર્યમાં વિજય પ્રાપ્ત થાય છે.

**તંત્રઃ**—પુષ્યાર્કે સહદેવી પંચાંગ, ચક્રાંકા પંચાંગ, લજ્જાલુ પંચાંગ તથા ચમક પાષાણનું તિલક કરવાથી વિજય થાય છે.

ઇતિ તેંતાલીશમા કાવ્યનો પંચાંગ વિધિ સંપૂર્ણ.

**શ્રીહરિભદ્રસૂરિ** કૃત ૪૩ મા યંત્રની વિધિ—આ વિજયપતાકા યંત્ર અષ્ટગંધથી ભોજપત્રના ઉપર દીવાળીના દિવસે લખી, સોનાના માદળીઆમાં નાખી, પંચામૃતે પખાલી મસ્તકે ધારણ કરવાથી યુદ્ધમાં જય થાય છે. વળી આ જ યંત્ર રૂપાનાં પતરાં પર લખીને, ૧૦૮ એકસો આઠ ચંબેલીના ફૂલોથી હમેશાં પૂજન કરવાથી ઋદ્ધિ પ્રાપ્ત થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૮.

॥काव्य ४३ हरिभद्रसूरि कृत यन्त्र ४३॥

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ७१ क्रौं | ६४ ॐ | ६९ श्रीं | क्रौं ८ | १ ॐ | ६ श्रीं | ५३ क्रौं | ४६ ॐ | ५१ श्रीं |
| ६६ ह्रैं | ६८ ह्रूं | ७० ह्रौं | ३ ह्रैं | ५ ह्रूं | ७ ह्रौं | ४८ ह्रैं | ५० ह्रूं | ५२ ह्रौं |
| ६७ क्लीं | ७२ नम | ६५ क्लीं | ४ क्लीं | ९ नम | २ क्लीं | ४९ क्लीं | ५४ नम | ४७ क्लीं |
| २६ क्रौं | १९ ॐ | २४ श्रीं | ४४ क्रौं | ३७ ॐ | ४२ श्रीं | ६२ क्रौं | ५५ ॐ | ६० श्रीं |
| २१ ह्रैं | २३ ह्रूं | २५ ह्रौं | ३९ ह्रैं | ४१ ह्रूं | ४३ ह्रौं | ५७ ह्रैं | ५९ ह्रूं | ६१ ह्रौं |
| २२ क्लीं | २७ नम | २० क्लीं | ४० क्लीं | ४५ नम | ३८ क्लीं | ५८ क्लीं | ६३ नमः | ५६ क्लीं |
| ३५ क्रौं | २८ ॐ | ३३ श्रीं | ८० क्रौं | ७३ ॐ | ७८ श्रीं | १७ क्रौं | १० ॐ | १५ श्रीं |
| ३० ह्रैं | ३२ ह्रूं | ३४ ह्रौं | ७५ ह्रैं | ७७ ह्रूं | ७९ ह्रौं | १२ ह्रैं | १४ ह्रूं | १६ ह्रौं |
| ३१ क्लीं | ३६ नम | २९ क्लीं | ७६ क्लीं | ८१ नम | ७४ क्लीं | १३ क्लीं | १८ नम. | ११ क्लीं |

ચિત્ર ૨૫૮ ભક્તામર કાવ્ય ૪૩

**કાવ્ય ૪૪—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अमीआसवीणं । મન્ત્ર—ॐ नमो रावणाय विभीषणाय कुंभकरणाय लंकाधिपतये महाबलपराक्रमाय मनश्चिंतित कार्यं कुरू कुरू स्वाहा ।**

**યન્ત્રઃ**—આઠ પાંખડીવાલા કમલની મધ્ય કર્ણિકામાં ॐ કાર લખીને, આઠ પાંખડીઓમાં ग्लौं કાર લખવા, તેના ઉપર વલય દઇને, બાર ह्रीं કાર લખવા, તેના ઉપર વલય દઇને ઋદ્ધિ, મન્ત્ર લખવો તેના ઉપર વલય દઇને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૫૯.

॥ॐ नमो रावणाय विभीषणाय कुंभकरणाय लंकाधिपतये ॥
॥महाबलपराक्रमाय मनश्चिंतितं कार्यं कुरु कुरु स्वाहा॥



ચિત્ર ૨૫૯ ભક્તામર કાવ્ય ૪૪ પૃષ્ઠ ૫૪૨

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ તથા મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી, સમુદ્રના ભયનો નાશ થાય છે, સમુદ્રમાં વહાણ ડૂબતાં નથી, પોતાનું શરીર પાણીમાં ડૂબતું નથી અને તરીને પાર ઉતરાય છે. વળી આ વિધિથી મન્ત્રની સાધના કરવી—પવિત્ર થઈ, સફેદ વસ્ત્ર પહેરીને, પંચામૃત ભરેલો ઘડો, **ચક્રેશ્વરી**ની ઉત્તરદિશાએ સ્થાપના કરીને અષ્ટપ્રકારે **ચક્રેશ્વરી**ની પૂજા કરીને, આરતી સુધીની સર્વ ક્રિયા કરીને, સફેદ ફૂલથી પૂજા કરીને, પછી રૂપાની પાટલી અથવા ત્રાંબાની પાટલી પર યંત્રની સ્થાપના કરીને, પછી સફેદ જપમાલાથી ૧૦૦૮ એક હજારને આઠ જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે અને સિદ્ધ થયા પછી કાર્ય વખતે ૨૧ એકવીશ વખત સ્મરણ કરીને, યંત્રની પૂજા કરવાથી સમુદ્ર સંબંધીના સર્વ ભય દૂર થાય છે.[1]

---

૧ ઘ માં વિધિ આ પ્રમાણે છે—"ઋદ્ધિ, મન્ત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી (સમુદ્રની) આપત્તિ દૂર થાય છે, સમુદ્રમાં તોફાનનો ભય રહેતો નથી અને સમુદ્ર પાર કરી શકાય છે."

**તંત્ર**—પુષ્યાર્કે રામ, લક્ષ્મણુ પંચાંગ અને રાજહંસી પંચાંગ, ત્રિધાતુના માદળીઆમાં ધારણુ કરવાથી સમુદ્રને વિષે ભય ઉત્પન્ન થતો નથી.

ઇતિ ચુંમાલીશમા કાવ્યનો પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિકૃત ૪૪ મા યંત્રની વિધિ:**—આ યંત્ર ભોજપત્ર પર અષ્ટગંધથી શુભ દિને લખીને, ત્રિધાતુના માદળીઆમાં નાખીને, ત્રણ ત્રણ દિવસ પંચામૃતમાં નાખીને, પછી ધૂપ દઇને, ભુજાએ બાંધીને સમુદ્રગમન કરવાથી સમુદ્ર સંબંધી કોઈ પણ જાતનો ઉપદ્રવ થતો નથી, વહાણુ વગેરે ક્ષેમકુશલ પાર ઉતરી જાય છે, નિત્ય પૂજન કરવાથી કદાપિ ડૂબે નહિ અને તરીને પાર તુરત જ ઉતરી જાય છે. વળી આ યંત્ર વહાણુની ધજાએ બાંધવાથી કુશલક્ષેમ તુરત જ પાર ઉતરી જવાય છે અને સમુદ્રના ભયનો નાશ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૬૦.




ચિત્ર ૨૬૦ ભક્તામર કાવ્ય ૪૪

**કાવ્ય ૪૫**—**ઋદ્ધિ**—ॐ ह्रीं अर्हं णमो अक्खीणमहाणसीणं । **મન્ત્ર**—ॐ नमो भगवति क्षुद्रोपद्रवशान्तिकारिणी रोगकष्टज्वरोपशमनं शान्तिं कुरु कुरु स्वाहा ।

**યંત્ર**—મધ્યમા ચોરસ સોળ ખાના કરીને, તે સોળ ખાનામાં भगवते भयभीषणहराय नमः એ મન્ત્રની સ્થાપના કરીને, તેના ઉપર ગોળાકાર વલય દઈને, તેના ઉપર

સોળ હ્રૂંકાર વીંટીને, તેના ઉપર વલય દઈને ઋદ્ધિ, મંત્ર વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૬૧



ચિત્ર ૨૬૧ ભક્તામર કાવ્ય ૪૫

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી વ્યાધિની પીડા શાંત થાય છે, વળી મહાભયાનક મરણ ભય, જલોદર, ભગંદર મરકી વગેરેનો ભય, અઢાર જાતના કોઢ રોગ, સર્વ શાંત થાય છે. વળી તેની આ પ્રમાણે સાધના કરવી–પવિત્ર થઈ, પીળાં વસ્ત્ર પહેરીને, શુદ્ધ ભૂમિએ પંચામૃત કુંભ, **ચક્રેશ્વરી** તથા **ગૌતમસ્વામી** બંનેની મૂર્તિઓ દક્ષિણ દિશાએ સ્થાપન કરીને, પહેલાં કહી ગયા છિએ તે વિધિએ પૂજા, સામગ્રી સર્વ કરીને. **ચક્રેશ્વરી** માતાની અષ્ટ પ્રકારે પૂજા કરીને, પછી **ગૌતમસ્વામી**ની સુગંધચૂર્ણથી (વાસક્ષેપથી) પૂજા કરીને, આંબાની પાટલી પર યંત્ર સ્થાપન કરીને, પાંચ વર્ણના પુષ્પથી પૂજા કરીને, પીળી જપમાલાથી ૧૦૦૮ એક હજારને આઠ જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. મન્ત્ર સિદ્ધ થયા પછી નિરંતર ૨૧વાર પંચામૃતનું

પાન તથા છંટકાવ કરવાથી દરેક જાતના રોગ ઉપશમે છે.[1]

ઇતિ પીસ્તાલીસમા કાવ્યનો પંચાંગ વિધિ સંપૂર્ણ.

શ્રીહરિભદ્રસૂરિકૃત ૪૫મા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે અથવા દીવાલીની રાત્રે લખીને, રૂપાના માદળીઆમાં નાખીને, દહીં દૂધ અને ઘી એ ત્રણેમાં ત્રણ ત્રણ દિવસ રાખીને, પછી પંચામૃતથી પખાલી, ગળાને વિષે ધારણ કરવાથી મહાભય, જલોદર, ભગંદર, કોઢરોગ, મરકી વગેરે ઉપદ્રવમાં રક્ષા થાય છે. વળી નિરંતર પંચામૃતથી પખાલી, પીવાથી સર્વ રોગનો નિશ્ચયે કરીને નાશ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૬૨



ચિત્ર ૨૬૨ ભક્તામર કાવ્ય ૪૫

**કાવ્ય ૪૬—ઋદ્ધિ**--ॐ **ह्रीं अर्हं णमो सिद्धादयादमाणं । મન્ત્ર**--ॐ **नमो ह्रां ह्रीं श्रीं हूँ ह्रौं ह्रः ठः ठः [ ठः ] जः ज [ जः ] क्षाँ क्षीं क्षूँ क्षः क्षयौ स्वाहा ।**

[1] ઘ માં વિધિ આ પ્રમાણે છે.–" ઋદ્ધિ, મન્ત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી મોટામાં મોટો ભય પણ દૂર થઈ જાય છે, પ્રતાપ પ્રગટ થાય છે, રોગ નષ્ટ થાય છે. અને કોઈ પણ જાતના ઉપસર્ગનો ભય રહેતો નથી."

**યન્ત્ર**—મધ્યમાં ષટ્કોણ કરીને, ષટ્કોણની મધ્યમાં હ્મ્લ્વ્યૂં લખીને, છએ ખાનામાં ૐકાર લખવા, છ ખાનાની બહારના ખૂણા ઉપર શ્રીંકાર લખવા, પછી વલય દઈને, તે ઉપર ફરતાં પચીશ ઐંકાર લખીને, તેના ઉપર વલય દઈને, ઋદ્ધિ, મન્ત્ર ફરતા વીંટીને, તેના ઉપર વલય દઈને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર. ૨૬૩



ચિત્ર ૨૬૩ ભક્તામર કાવ્ય ૪૬

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરવાથી તથા યંત્ર પાસે રાખવાથી બંદીખાનાથી છૂટે, રાજ્યના તરફથી બંદીખાનાનું સંકટ ઉપસ્થિત થયું હોય તેનાથી શીઘ્ર છૂટે, વળી નિબિડ બંધને બાંધેલી લોઢાની સાંકળો તથા બેડીઓ પણ તેની પોતાની જાતે જ તૂટી પડે છે. આ કાવ્ય વગેરેનું સ્મરણ કરવાથી એકવીશ દિવસમાં જરૂર બંધનમુક્ત થાય છે. વળી આ વિધિથી પ્રથમ સાધના કરવી—પવિત્ર થઇ, પૂર્વ દિશાએ પંચામૃત કુંભ, **ચક્રેશ્વરી** તથા **ક્ષેત્રપાલની** સ્થાપના કરીને, પીળાં વસ્ત્ર પહેરીને, અષ્ટ પ્રકારે **ચક્રેશ્વરીની** પૂજા કરવી તથા તેલ અને સિંદૂરથી **ક્ષેત્રપાલની** પૂજા કરીને, આંબાની પાટલી ઉપર યંત્રની સ્થાપના કરીને, પીળાં પુષ્પથી પૂજન કરી, પીળી જપમાલાથી ૧૨૦૦૦ બાર હજાર જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. સંકટ આવે ૧૦૮ વાર નિરંતર મન્ત્ર બોલીને, યન્ત્રનું

પૂજન કરીને, પંચામૃત શરીરે છાંટવાથી બંધનથી મુક્ત થાય છે.[1]

**તંત્રઃ**—પુષ્યાર્કે કાળો ધતૂરો પંચાંગ, ચમક પત્થર તથા ઘુવડની જીભનું તિલક કરવાથી બંધનથી મૂક્ત થાય છે.

ઇતિ છેંતાલીસમા કાવ્યની, પંચાંગ વિધિ સંપૂર્ણ.

**શ્રીહરિભદ્રસૂરિકૃત ૪૬ મા યંત્રની વિધિઃ**—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર શુભ દિવસે લખીને, ત્રિધાતુના માદળીઆમાં નાખીને, પંચામૃતમાં ત્રણ ત્રણ દિવસ રાખીને પછી મસ્તકે અથવા ભુજાએ ધારણ કરવાથી બંદીખાનામાં પડાતું નથી, કદાચિત્ બંધન યુક્ત હોય તો યંત્ર બાંધવાથી તુરત બંધનથી છૂટે છે, બેડી બંદીખાનાની તુરત તૂટી જાય છે અને બંદીખાનાની સજા નિશ્ચયે કરીને માફ થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૬૪.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| श्री | सा | मा | या | ॐ | या | मा | सा | श्री |
| सा | मा | या | ह्रै | क्रौं | ह्रौं | या | मा | सा |
| मा | या | ली | ला | स: | ला | ली | या | मा |
| या | ह्रै | ला | ली | वषट् | ली | ला | ह्रै | या |
| ॐ | क्रौं | स | वषट् | [illegible] | वषट् | सः | क्रौं | ॐ |
| या | ह्रै | ला | ली | वषट् | ली | ला | ह्रै | या |
| मा | या | ली | ला | स | ला | ली | या | मा |
| सा | मा | या | ह्रै | क्रौं | ह्रौं | या | मा | सा |
| श्री | सा | मा | या | ॐ | या | मा | सा | श्री |

ચિત્ર ૨૬૪ ભક્તામર કાવ્ય ૪૬

**કાવ્ય ૪૭--ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो वड्ढमाणाणं । મન્ત્ર--ॐ नमो ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्रः यक्षः श्रीं ह्रीं फट् स्वाहा ।**

[1] ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ—" ઋદ્ધિ, મન્ત્ર જપવા, યંત્ર પાસે રાખવો, તથા યંત્રની ત્રિકાળ પૂજા કરવાથી કેદખાનામાંથી છૂટકારો થાય છે, રાજા વગેરેનો ભય રહેતો નથી. દરરોજ ૧૦૮ વાર જાપ કરવા જોઈએ. "

**યંત્ર**—મધ્યમાં સોળ ખાના ચોરસ કરીને, તે સોળ ખાનાની મધ્યમાં ॐ नमो भगवते उन्मत्त भयहराय नमः । આ મન્ત્ર સ્થાપન કરીને, તેના ઉપર ગોલાકાર કરીને भयहर શબ્દ ચોવીશ વખત લખીને, તેના ઉપર વલય દઇને, ઋદ્ધિ, મન્ત્ર વીંટીને, તેના ઉપર વલય દઇને યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૫.



ચિત્ર ૨૯૫ ભક્તામર કાવ્ય ૪૭

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનું સ્મરણ કરીને, યંત્ર પાસે રાખવાથી છ ખંડ પૃથ્વી સાધવી હોય તો છ ખંડ પૃથ્વી સાધી શકાય છે, અને બધા પ્રણામ કરે છે. વળી આ વિધિથી મન્ત્રની સાધના કરવી–પવિત્ર થઈ, રાતાં વસ્ત્ર પહેરીને, ઉત્તરદિશાએ પ્રથમ કહી ગયા છિએ તે વિધિએ **ચક્રેશ્વરી**, પંચામૃત કુંભની સ્થાપના કરીને, પછી અષ્ટપ્રકારે **ચક્રેશ્વરીનું** પૂજન કરીને, પછી ચાર લોગપાલની પૂજા કરીને, પછી ચાર શ્રીફલની સ્થાપના કરીને, બલિ, બાકુલા, નૈવેદ્ય તથા પંચવર્ણી ફૂલોથી પૂજન કરીને, આંબાના પાટીઆ પર યંત્રની સ્થાપના કરીને, પછી રાતી જપમાલાથી ૯૦૦૦ નવહજાર જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. મન્ત્ર સિદ્ધ થયા પછી નિરંતર ૨૧ વાર અને કાર્ય વખતે ૧૦૮ વાર મન્ત્રનો જાપ કરવો.[1]

૧ **ઘ** માં વિધિ આ પ્રમાણે છેઃ—" ઋદ્ધિ, મન્ત્રની આરાધના કરીને શત્રુ પર ચઢાઈ કરનારને

**તંત્ર**—પુષ્યાર્કે શિયાલશિંગી તથા શિવલિંગી પંચાંગ, ત્રિધાતુના માદળીઆમાં ધારણ કરવાથી દરેક દિશાએ વિજય થાય છે.

**ઇતિ સુડતાલીસમા કાવ્યની પંચાંગ વિધિ સંપૂર્ણ.**

શ્રીહરિભદ્રસૂરિકૃત સુડતાલીસમા યંત્રની વિધિ—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર પર પુષ્યાર્કે અથવા શુભ દિવસે લખીને, સોનાના માદળીઆમાં નાખીને, નૈવેદ્ય, ફૂલ, પુષ્પથી પૂજન કરીને પંચામૃતથી પખાલીને, મસ્તકે ધારણ કરવાથી સર્વ દિશાઓમાં વિજય થાય છે અને સર્વ દુશ્મનો વશ થાય છે. વળી આ યંત્ર રૂપાનાં પતરાં પર લખીને, તેનું ચંબેલીના અથવા મોગરા વગેરેનાં સફેદ ૨૧ ફૂલથી નિરંતર પૂજન કરવાથી કોઈપણ દુશ્મન યુદ્ધ કરવા તૈયાર થતો નથી અને સર્વ દુશ્મન વશ થઈને સેવા કરે છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૬૬.




ચિત્ર ૨૬૬ ભક્તામર કાવ્ય ૪૭

**કાવ્ય ૪૮—ઋદ્ધિ- ॐ ह्रीं अर्हं णमो भयवं महावीर वड्ढमाणं ह्रां ह्रीं ह्रूं ह्रौं हः अ सि आ उ सा झ्रौं झ्रौं स्वाहा । મંત્ર—ॐ नमो बंभचेरधारिणस्स अठारसहस्स शीलांगरथधारिणेभ्यो नम स्वाहा ।**

---

વિજયલક્ષ્મી પ્રાપ્ત થાય છે, શત્રુ વશ થાય છે, શત્રુનાં શસ્ત્રોની ધાર નકામી થઈ જાય છે અને બંદૂકની ગોળી, બરછી વગેરેના ઘા લાગતા નથી.”

**યંત્રઃ**—મધ્યમાં અષ્ટ પાંખડીનું કમલ કરીને, વચ્ચેની કર્ણિકામાં **દેવદત્ત** લખીને, આઠ પાંખડીઓમાં ॐ ह्रीं लक्ष्मी प्राप्त्यै ( प्राप्ति ) नमः લખીને, તેના ઉપર વલય દઈને, તેના ઉપર સોળ [ પાંખડીઓમાં ] શ્રીંકાર ફરતા વીંટીને, તેના ઉપર વલય દઈને, યંત્ર સંપૂર્ણ કરવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૬૭.



ચિત્ર ૨૬૭ ભક્તામર કાવ્ય ૪૮

**વિધિ**—આ કાવ્ય, ઋદ્ધિ, મન્ત્રનું સ્મરણ કરવાથી અને યંત્ર પાસે રાખવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. વળી આ યંત્રનું દરરોજ પૂજન કરવાથી તથા સ્તોત્રનો સંપૂર્ણ પાઠ કરવાથી અષ્ટસિદ્ધિ અને નવનિધિની પ્રાપ્તિ થાય છે. વળી પવિત્ર થઈ, પીળાં વસ્ત્ર ધારણ કરી, ઉત્તરદિશાએ પંચામૃત કલશ, **ચક્રેશ્વરી**દેવીની સિંહાસન પર સ્થાપના કરીને, પહેલાંની વિધિ પ્રમાણે સામગ્રી સર્વ એકઠી કરીને, અષ્ટપ્રકારે **ચક્રેશ્વરી**નું પૂજન આરતી સુધી સર્વ કરીને, પીળાં પુષ્પથી પૂજન કરીને અષ્ટગંધથી રૂપાનાં પતરાં પર યંત્રની સ્થાપના કરીને, પીળી જપમાલાથી આ કાવ્ય, ઋદ્ધિ અને મન્ત્રનો સાડાબાર હજાર અથવા પૂરો એક લાખ છ મહિનામાં જાપ સંપૂર્ણ કરીને મન્ત્ર સિદ્ધ કરવો. પછી નિરંતર

૧૦૮ વાર જાપ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.[1]

**તંત્રઃ**—પુષ્યાર્ક યોગે સફેદ આકડો કે જેની સાતમી ગ્રંથિ ગણેશાકાર હોય છે, તે લાવીને દ્રવ્યની અંદર રાખવાથી અષ્ટસિદ્ધિ તથા નવનિધિની પ્રાપ્તિ થાય છે.

ઇતિ અડતાલીસમા કાવ્યનો પંચાંગ વિધિ સંપૂર્ણ

**શ્રીહરિભદ્રસૂરિકૃત** અડતાલીસમા યંત્રની વિધિઃ—આ યંત્ર ભોજપત્ર પર અષ્ટગંધથી લખી સોનાના માદળીઆમાં શુભ દિવસે નાખીને, ત્રણ દિવસ પંચામૃતમાં રાખી, પછી મસ્તકે ધારણ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. વળી રૂપાનાં પતરાં ઉપર અષ્ટગંધથી લખીને નિરંતર પંચવર્ણી પુષ્પ, નૈવેદ્ય તથા ફલથી પૂજન કરવાથી લક્ષ્મીની વૃદ્ધિ, અષ્ટસિદ્ધિ તથા નવનિધિની પ્રાપ્તિ છ મહિનામાં થાય છે. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૬૮.



ચિત્ર ૨૬૮ ભક્તામર કાવ્ય ૪૮



[1] ઘ માં વિધિ આ પ્રમાણે છેઃ–" ૪૯ દિવસ સુધી ૧૦૮ વાર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી મનોવાંછિત કાર્યની સિદ્ધિ થાય છે અને જેને પોતાના આધીન કરવો હોય તેના નામનું ચિંતવન કરવાથી તે પોતાને વશ થાય છે."

# કલ્યાણમંદિર સ્તોત્ર

—(૦)—

कल्याणमन्दिरमुदारमवद्यभेदि
भीताभयप्रदमनिन्दितमंघ्रिपद्मम् ।
संसारसागरनिमज्जदशेषजन्तु–
पोतायमानमभिनम्य जिनेश्वरस्य ॥
यस्य स्वयं सुरगुरुर्गरिमाम्बुराशेः
स्तोत्रं सुविस्तृतमतिर्न विभुर्विधातुम् ।
तीर्थेश्वरस्य कमठस्मयधूमकेतो–
स्तस्याहमेष किल संस्तवनं करिष्ये ॥ १–२ ॥–युग्मम्

શ્લોકાર્થ:—કલ્યાણનું ઘર, ઉદાર, પાપને ભેદનાર, ભય પામેલાને અભયના દેનાર, પ્રશસ્ય અને સંસારરૂપી સમુદ્રને વિષે ડૂબતા એવા સમગ્ર પ્રાણીઓને પ્રવહણ (વહાણ) સમાન એવા જિનેશ્વર દેવના ચરણકમળને નમસ્કાર કરીને, મહિમાના મહાસાગર રૂપ તથા કમઠના અહંકારનો નાશ કરવામાં ધૂમકેતુ સમાન એવા **શ્રીપાર્શ્વનાથ** પ્રભુ કે જેઓની સ્તુતિ કરવા માટે અતિશય બુદ્ધિશાળી એવો બૃહસ્પતિ પણ સમર્થ થયો નથી, તેઓની સ્તુતિ કરવા હું પ્રવૃત્ત થયો છું–૧–૨

**મન્ત્ર—ॐ नमो भगवओ रिसहस्स तस्स पडिनिमित्तेण चरणपण्णत्ति इंदेण भणामइ यमेण उप्पाडिया जीहा कंठोट्ठमुहतालुया खीलिया जो मं भसइ जो मं हसइ दुट्ठदिट्ठीए वज्जसिंखलाए देवदत्तस्स मणं हियय कोहं जीहा खीलिया सेलखियाए ल ल ल ल ठः ठः ठः स्वाहा ।** [ –भैरवपद्मावतीकल्प अ० ८ श्लो० ८ ]

**વિધિ:**—આ મંત્રનો ૧૦૮ વાર જાપ કરીને પછી શત્રુ સાથે વાદ વિવાદ કરવાથી જાપ કરનારનો જય થાય, નિશ્ચયે કરીને દુશ્મનનું મુખ બંધ થાય–પરાજય થાય. **ॐ ह्रीं कमठस्स य धूमकेतूपमाय जिनाय नमः ॥**

सामान्यतोऽपि तव वर्णयितुं स्वरूप–
मस्मादृशाः कथमधीश ! भवन्त्यधीशाः ? ।
धृष्टोऽपि कौशिकशिशुर्यदि वा दिवाऽन्धो
रूपं प्ररूपयति किं किल घर्मरश्मेः ? ॥ ३ ॥

ભાવાર્થ:—હે પ્રભુ! સામાન્ય રીતે પણ તમારૂં સ્વરૂપ કહેવાને મારા જેવા મંદ બુદ્ધિવાળા શી રીતે સમર્થ થાય? જેવી રીતે દિવસે નિરંતર અંધ એવો ઘુવડનો બાળક

ગમે તેટલો બુદ્ધિશાળી હોય તો પણ સૂર્યનું સ્વરૂપ કહી શકતો નથી, તેવી જ રીતે હું પણ મંદ બુદ્ધિવાળો હોવાથી પ્રભુનું સ્વરૂપ વર્ણવી શકું તેમ નથી.—૩

મન્ત્ર—ૐ ह्स्क्ल्रीं ह्रीं बगलामुखी देवी नित्ये ! क्लिन्ने ! मदद्रवे ! मदनातुरे ! षषट् स्वाहा

**વિધિ**—આ મંત્રનો પુષ્યાર્કનો યોગ આવે છતે જાપ શરૂ કરવો અને તે ૨૧ દિવસ સુધીમાં ૧૨૦૦૦ બાર હજાર જાપ પૂરો કરવાથી ત્રણે લોક વશીભૂત થાય છે. ૐ ह्रीं त्रैलोक्याधीशाय नमः

આ ૩ જા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૬૯ માં વચ્ચે **પાર્શ્વનાથ** પ્રભુની મૂર્તિ પદ્માસનસ્થ બિરાજમાન છે, મૂર્તિની જમણી બાજુએ સ્તોત્રકાર **કુમુદચંદ્ર** સ્તુતિ બોલતા ચિત્રકારે રજુ કરેલા છે. પ્રભુની ડાબી બાજુએ પર્વત ઉપર એક ઘુવડ બેઠેલ છે અને આકાશમાં ચિત્રકારે સૂર્ય રજુ કરેલો છે, તથા પ્રભુની મૂર્તિની નીચે તેઓનું લાંછન સર્પ રજુ કરેલું છે.

**मोहक्षयादनुभवन्नपि नाथ ! मर्त्यो**
**नूनं गुणान् गणयितुं न तव क्षमेत ।**
**कल्पान्तवान्तपयसः प्रकटोऽपि यस्मा–**
**न्मीयेत केन जलधेर्ननु रत्नराशिः ॥ ४ ॥**

શ્લોકાર્થ—હે નાથ ! કોઈ મનુષ્ય મોહનીયાદિ કર્મનો ક્ષય થવાને લીધે કેવલજ્ઞાન ઉત્પન્ન થવાથી તમારા ગુણોને જાણે પણ છે, તથાપિ તેનું વર્ણન કરવાને તે સમર્થ થઇ શકતો નથી. જેવી રીતે સમુદ્રને વિષે રહેલું એવું જે પાણી કલ્પાન્ત કાળને વિષે દૂર થઈ જવાથી તેમાં રહેલા રત્નોનો સમૂહ પ્રગટ રીતે જોવામાં આવવા છતાં પણ માપી શકાતો નથી તેવી જ રીતે મોહનીયાદિ કર્મોના ક્ષયથી પ્રગટપણે આપના ગુણોને જાણતા એવા કેવલજ્ઞાની પણ આપના ગુણોનું વર્ણન કરી શકતા નથી.—૪

આ ૪ થા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૦ ની મધ્યમાં પ્રભુ **પાર્શ્વનાથ**ની પ્રતિમા પદ્માસનસ્થ સર્પના લંછન સહિત બિરાજમાન છે. જમણી બાજુ સ્તોત્રકર્તા **કુમુદચંદ્ર** બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતા બેઠેલા છે. ત્યારે ડાબી બાજુ એક શ્વેતામ્બર સાધુ ઊભેલા છે અને તેઓની બાજુમાં ચિત્રની નીચે બાજુમાં રજુ કરેલા સમુદ્રમાંનાં પાણીમાં રહેલા રત્નોને જોતાં છતાં પણ લઈ શકવાને અશક્ત હોય એવો ભાવ દર્શાવતી એક ગૃહસ્થની પ્રતિકૃતિ રજુ કરીને ચિત્રકારે પોતાની કલ્પના શક્તિથી શ્લોકનો ભાવ દર્શાવવા પૂરેપૂરો પ્રયાસ કરેલો જણાઈ આવે છે.

अभ्युद्यतोऽस्मि तव नाथ ! जडाशयोऽपि
कर्तुं स्तवं लसदसङ्ख्यगुणाकरस्य ।
बालोऽपि किं न निजबाहुयुगं वितत्य
विस्तीर्णतां कथयति स्वधियाऽम्बुराशेः ? ॥ ५ ॥

ભાવાર્થઃ—હે નાથ ! જેવી રીતે મંદ બુદ્ધિવાળો બાળક પોતાની બુદ્ધિવડે કરીને પોતાનાં બંને હાથ પહોળા કરીને આવડો મોટો સમુદ્ર છે એમ કહી સમુદ્રનો વિસ્તાર બતાવે છે, તેવી જ રીતે મંદ બુદ્ધિવાળો એવો હું હોવા છતાં પણ દેદીપ્યમાન અસંખ્ય ગુણોના સ્થાનરૂપ તમારૂં સ્તોત્ર કરવાને ઉદ્યમવંત થયો છું.—૫

ये योगिनामपि न यान्ति गुणास्तवेश !
वक्तुं कथं भवति तेषु ममावकाशः ? ।
जाता तदेवमसमीक्षितकारितेयं
जल्पन्ति वा निजगिरा ननु पक्षिणोऽपि ॥ ६ ॥

**ભાવાર્થ**ઃ—હે સ્વામી ! આપના ગુણોનું યથાર્થ વર્ણન કરવાને યોગીઓ પણ સમર્થ થતા નથી, તો પછી તેનું વર્ણન કરવાને હું તો કયાંથી જ શક્તિવાન થાઉં ? તેથી કરીને મેં જે આ આપની સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો છે તે અવિચારી જ કર્યું છે. અથવા જેવી રીતે પક્ષીઓને મનુષ્યોની ભાષા બરાબર નહિ આવડવાને લીધે પોતાને જે બોલવું હોય તે તેઓ પોતપોતાની ભાષામાં બોલે છે, તેવી રીતે હું પણ મને જેવી આવડે તેવી ભાષામાં આપની સ્તુતિ કરૂં છું.—૬

**મન્ત્ર—ॐ नमो भगवति ! अम्बिके ! अम्बालिके ! यक्षिदेवि यूँ यौँ व्लैँ ह्स्क्लीँ व्लूँ ह्सौँ रः रः रः रः रां रां दृष्टि प्रत्यक्ष मम देवदत्त वश्यं कुरु कुरु स्वाहा । [ संवौषट् ? ] ॥**
**[ भैरवपद्मावतीकल्पे अ० ६ श्लो० २ ]**

**વિધિઃ**—આ મંત્રે ૨૧વાર દાતણ મંતરીને દાતણ કરીને પછી ૨૧ વાર મંત્ર ભણવાથી ઈચ્છિત મનુષ્ય વશ થાય છે. ॐ ह्रीं अव्यक्तगुणाय श्रीजिनाय नमः । श्रीशंखेश्वर-पार्श्वनाथाय ॐ ह्रीं श्रीं नमः ॥

आस्तामचिन्त्यमहिमा जिन ! संस्तवस्ते
नामापि पाति भवतो भवतो जगन्ति ।
तीव्रातपोपहतपान्थजनान् निदाघे
प्रीणाति पद्मसरसः सरसोऽनिलोऽपि ॥ ७ ॥

**ભાવાર્થ**ઃ—હે જિનેશ્વરદેવ ! અચિંત્ય મહિમાવાળું તમારૂં સ્તવન તો દૂર રહો, પરંતુ તમારૂં નામ માત્ર પણ ત્રણ જગતના પ્રાણીઓનું ભવભ્રમણથી રક્ષણ કરે છે. જેવી રીતે

ઉનાળાની સખ્ત ગરમીથી વ્યાકુળ થએલા મુસાફર લોકોને કમળ સરોવરનો આર્દ્ર–ઠંડો પવન પણ પ્રસન્ન કરે છે, તો પછી સરોવરનું જળ અને તેમાં ઉગેલા કમળો પ્રસન્ન કરે તેમાં તો શું આશ્ચર્ય ? તેવી જ રીતે તમારૂં નામ માત્ર પણ ગ્રહણ કરવાથી પ્રાણીઓનું ભવભ્રમણ દૂર થાય છે, તો પછી તમારી સ્તુતિ કરવાથી ભવભ્રમણ દૂર થાય તેમાં તો આશ્ચર્ય જ શું ?—૭

મન્ત્ર –ॐ **नमो भगवओ अरिट्ठनेमिस्स बंधेण बंधामि रक्खसाणं भूयाणं खेयराणं चोराणं दाढाणं साईणीणं महोरगाणं अण्णे जे वि दुट्ठा संभवंति तेसिं सव्वेसिं मण मुहं गइं दिट्ठीं बंधामि घणु घणु महाघणु ज: ज: [ ज: ? ) ठ: ठ: ठ: हुं फट् [ स्वाहा ? ] ॥**

**[ –भैरवपद्मावतीकल्प** અ૦ ૭. **श्लो० १७ ]**

**વિધિ:**—આ મંત્રથી માર્ગે ચાલતાં, અટવીના મધ્યમાં ભય ઉપજતાં કાંકરા મંત્રીને ચારે દિશાએ નાખવાથી ચોર, સિંહ, સર્પાદિ ભયનો નાશ થાય છે. ॐ ह्रीं भवाटवी निवारकाय श्रीजिनाय नमः ।

**हृद्वर्तिनि त्वयि विभो ! शिथिलीभवन्ति**
**जन्तोः क्षणेन निबिडा अपि कर्मबन्धाः ।**
**सद्यो भुजङ्गममया इव मध्यभाग–**
**मभ्यागते वनशिखण्डिनि चन्दनस्य ॥ ८ ॥**

**ભાવાર્થ:**—હે પ્રભો ! જેવી રીતે વનનો મોર વનના મધ્યભાગમાં આવે છે. ત્યારે સુખડના ઝાડને વીંટાઈ રહેલા સર્પો ખસી જાય છે, તેવીજ રીતે ભવ્યપ્રાણીઓના હૃદયમાં તમો વર્તે છતે દૃઢ એવા કર્મબંધનો તત્કાળ શિથિલ થઈ જાય છે.—૮

મન્મ—ॐ **नमो भगवते पार्श्वतीर्थङ्कराय हंसः महाहंसः पद्महंसः शिवहंसः कोपहंसः उरगेशहंसः पक्षि महाविषभक्षि हुँ फट् ( स्वाहा ? ) ॥**

**[ –भैरवपद्मावती कल्प** અ૦ **१०. श्लो० २९ ]**

**વિધિ**—આ મંત્ર ભણીને ૧૦૮ વાર ઉંજવાથી સર્પનું ઝેર ઉતરે છે. ॐ ह्रीं कर्माहिबंधमोचनाय श्रीजिनाय नमः ।

આ ૮ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૧ ની મધ્યમાં પ્રભુ **પાર્શ્વનાથ**ની મૂર્તિ સર્પના લંછન સહિત બિરાજમાન છે, તેઓની જમણી બાજુ સ્તોત્રકાર **કુમુદચંદ્ર** સ્તુતિ કરતા બેઠેલા છે અને ડાબી બાજુ સુખડના ઝાડને વીંટાએલા સર્પો નજીકમાં આવેલા વનના મોરોના ભયથી નાશી જતા દેખાય છે. ચિત્રકારે આ ચિત્રમાં પણ શ્લોકને અનુરૂપ ભાવ બરાબર રજુ કરેલો છે.

**मुच्यन्त एव मनुजाः सहसा जिनेन्द्र !**
**रौद्रैरुपद्रवशतैस्त्वयि वीक्षितेऽपि ।**

गोस्वामिनि स्फुरिततेजसि दृष्टमात्रे
चौरैरिवाशु पशवः प्रपलायमानैः ॥ ९ ॥

ભાવાર્થઃ—હે જિનેંદ્ર ! જેવી રીતે દેદીપ્યમાન તેજવાળા સૂર્ય, રાજા કે ગોવાળને દેખવા માત્રથી જ નાશી જતા એવા ચોરોવડે પશુઓ શીઘ્ર મૂકાઈ જાય છે, તેવી જ રીતે તમારા દર્શનમાત્રથી જ સેંકડો ભયંકર ઉપદ્રવોથી મનુષ્યો તત્કાલ મુક્ત થાય છે.—૯

મન્ત્ર ॐ इंदसेणा महाविज्जा देवलोगाओ आगया दिट्ठिबंधणं करिस्सामि भडाणं भूआणं, अहिणं दाढीणं सिंगीणं चोराणं चारियाणं जोहाणं वग्घाणं सिंहाण भूयाणं गंधव्वाणं महोरगाणं अन्नेसिं ( अण्णे वि ? ) दुट्ठसत्ताणं दिट्ठिबंधाणं मुहबंधणं करेमि ॐ इंदनरिंदे स्वाहा ॥

**વિધિઃ**—દિપાલિકા દિને ઉપવાસ કરીને આ મંત્રનો ૧૦૮ વાર જાપ કરવો. પછીથી માર્ગે ચાલતાં ૨૧ વાર ગણવાથી સર્વ જાતના ભય તથા ઉપદ્રવનો નાશ થાય છે. ॐ ह्रीं सर्वोपद्रव हरणाय श्रीजिनाय नमः ॥

આ ૯ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૨ ની મધ્યમાં સર્પના લાંછન સહિત પ્રભુ **પાર્શ્વનાથ**ની પદ્માસનસ્થ મૂર્તિ, મૂર્તિની જમણી બાજુએ પ્રભુની સ્તુતિ કરતા સ્તોત્રકાર **કુમુદચન્દ્ર** તથા ડાબી બાજુએ નાશી જતાં એવા ઢોરો તેનું ચોરોથી રક્ષણ કરતાં બે ઢાલ અને તલવારધારી સુભટો તથા ચિત્રની ઉપરના ભાગમાં દેદીપ્યમાન તેજવાળા સૂર્યની રજુઆત કરીને ચિત્રકારે આ ચિત્રમાં પણ શ્લોકને અનુલક્ષીને ભાવ દર્શાવવામાં બરાબર સફળતા મેળવેલી છે.

त्वं तारको जिन ! कथं भविनां त एव
त्वामुद्वहन्ति हृदयेन यदुत्तरन्तः ? ।
यद्वा दृतिस्तरति यज्जलमेष नून—
मन्तर्गतस्य मरुतः स किलानुभावः ॥ १० ॥

**ભાવાર્થ**—હે જિનેશ્વરદેવ ! સંસાર સમુદ્રથી પાર ઉતરતા એવા ભવ્ય પ્રાણીઓ આપને પોતાના હૃદયમાં વહન-ધારણ કરે છે; તો પછી તમે ભવ્ય પ્રાણીઓને તારનાર કહેવાઓ છો તે કેવી રીતે ? તો કહે છે કે-જેવી રીતે ચામડાની અંદર રહેલા વાયુના પ્રભાવથી જ મશક તરે છે તેવી જ રીતે ભવ્ય પ્રાણીઓ જે સંસાર સમુદ્રથી પાર ઉતરે છે તેમાં તમારો જ પ્રભાવ છે.—૧૦

મન્ત્ર—ॐ ह्रीं चक्रेश्वरी चक्रधारिणी जल जलनिहि पारउतारणि जलं थंभय थंभय दुष्टान् दैत्यान् दारय दारय असिवोपसमं कुरू कुरू ॐ ठः ठः [ ठः ? ] स्वाहा ॥

**વિધિ**—આ મંત્રને ગુરૂવારના રોજ પુષ્ય નક્ષત્રનો યોગ આવે છતે ૧૦૮ વાર

જાપ કરીને સાધ્ય કર્યા પછી કાર્ય પડચે ૨૧ એકવીશવાર ગણવાથી દરેક જાતના પાણીના ભય ટલે છે. ॐ ह्रीं भवोदधितारकाय श्रीजिनाय नमः ॥

આ ૧૦મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૩ ની મધ્યમાં સર્પના લંછન સહિત પાર્શ્વનાથ પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે, પ્રભુની જમણી બાજુએ સ્તોત્રકાર **કુમુદચંદ્ર**ને પ્રભુની સ્તુતિ કરતા તથા ડાબી બાજુએ એક સ્તુતિ કરતો ભવ્ય પુરુષ તથા તેના પગની નીચેના ભાગમાં પાણીમાં તરતી ચામડાની મશક રજુ કરીને ચિત્રકારે અહીંયાં પણ શ્લોકને અનુરૂપ ભાવ રજુ કરેલો સ્પષ્ટ જણાઈ આવે છે.

**यस्मिन् हरप्रभृतयोऽपि हतप्रभावाः**
**सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ।**
**विध्यापिता हुतभुजः पयसाऽथ येन**
**पीतं न किं तदपि दुर्धरवाडवेन? ॥ ११ ॥**

ભાવાર્થ:—જેમ જગત્માં પાણી વડે અગ્નિ બુઝાઈ જાય છે છતાં પણ વડવાનળ અગ્નિ તેનું પાન શું નથી કરતો? તેમ જે કામદેવની પાસે હરિહરાદિ દેવો પણ પ્રભાવ વગરના થયા છે, તે કામદેવને આપે ક્ષણવારમાં જીતેલો છે.—૧૧

**મન્ત્ર—ॐ नमो भगवती अग्निस्तम्भिनि ! पञ्चदिव्योत्तरणि ! श्रेयस्करि ! ज्वल ज्वल प्रज्वल प्रज्वल सर्वकामार्थसाधिनि ! ॐ अनलपिङ्गलोर्ध्वकेशिनि ! महाधिव्याधिपतये स्वाहा ॥**

**વિધિ**—આ મંત્ર કેસર અથવા હરતાલથી લખવાથી અગ્નિના ઉપદ્રવનો નાશ થાય છે. ॐ ह्रीं हुतभुग्भयनिवारकाय श्रीजिनाय नमः ॥ श्रीफलवर्द्धिपार्श्वस्वामिने नमः

આ ૧૧ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૪ ની જમણી બાજુના ઉપરના ભાગમાં પાર્શ્વનાથ પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ તથા પ્રભુની નીચેના ભાગમાં સર્પનું લાંછન તથા પ્રભુની જમણી બાજુએ સ્તોત્રકાર **કુમુદચંદ્ર** સ્તુતિ કરતા દેખાય છે. પ્રભુની ડાબી બાજુએ એક જ આસન ઉપર હરિ (કૃષ્ણ) **લક્ષ્મી** સહિત તથા તેઓની નીચે **કામદેવ** (પુષ્પધન્વા) ધનુષ્ય અને પુષ્પ બાણ હાથમાં પકડીને તથા **હર** (શંકર) **પાર્વતી** સહિત તથા વ્યાઘ્રચર્મ ઉપર અર્ધનારીશ્વરના સ્વરૂપમાં બેઠેલા ચીતરીને અને વળી ચિત્રની નીચેના ભાગમાં પાણીમાં સળગતો વડવાગ્નિ રજુ કરીને ચિત્રકારે શ્લોકના એકેએક ભાવ રજુ કર્યા છે.

**स्वामिन्ननल्पगरिमाणमपि प्रपन्ना-**
**स्त्वां जन्तवः कथमहो हृदये दधानाः ।**
**जन्मोदधिं लघु तरन्त्यतिलाघवेन**
**चिन्त्यो न हन्त महतां यदि वा प्रभावः ॥ १२ ॥**

ભાવાર્થ:—હે સ્વામી! તમોને સ્વામીપણે આશ્રિત થએલા પ્રાણીઓ અત્યંત ગુરુતાવાળા–ભારવાળા તમોને હૃદયમાં ધારણ કરતા છતાં પણ જલદીથી થોડો પણ ભાર નહિ લાગવાથી અત્યંત હળવાપણાએ કરીને તરી જાય છે. તમને મોટા ભારવાળાને ચિત્તમાં ધારણ કરતાં છતાં જાણે બિલકુલ ભાર જ નથી એવી રીતે સહેલાઇથી તરી જાય છે, તે આશ્ચર્ય છે; અથવા તો તે યોગ્ય જ છે, કારણ કે મહાપુરુષોનો પ્રભાવ અવર્ણનીય જ હોય છે; ભારવાળાં છતાં પણ ભાર રહિત થઈ બીજાને સહેલાઇથી તારવાની શક્તિ મહાત્માઓની જ હોય છે, કે જે સામાન્ય મનુષ્યના ચિતવનમાં પણ આવી શકે નહિ.–૧૨

મન્ત્ર—ॐ ह्राँ ह्रीँ ह्रूँ ह्रैँ ह्रौँ ह्रः असिआउसा वांछितं मे कुरु कुरु स्वाहा ॥

વિધિઃ–આ મંત્રનો સવાલાખ જાપ કરવાથી સર્વ મનોવાંછિત કાર્યની સિદ્ધિ થાય છે.

આ ૧૨ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૫ ની મધ્યમાં સર્પના લંછન સહિત પાર્શ્વનાથ પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. તેઓની જમણી બાજુએ સ્તુતિ કરતા સ્તોત્રકાર **કુમુદચંદ્ર** બેઠેલા છે, તથા ડાબી બાજુએ બે ગૃહસ્થ શ્રાવકો વસ્ત્રો પહેરીને બેઠેલા છે અને તે બંને જણા પોતાનો જમણો હાથ ઉંચો કરીને પ્રભુની સ્તુતિ કરતા દેખાય છે, તે ગૃહસ્થની પછળના ભાગમાં પર્વતની આકૃતિ ચીતરેલી છે તથા ચિત્રના નીચેના ભાગમાં સમુદ્રમાં તરતાં સાત કમળનાં ફુલો બતાવીને ચિત્રકારે શ્લોકનો આશય ધ્વનિત કરવા પ્રયત્ન કરેલો છે, જેવી રીતે હળવાપણાએ કરીને કમળનાં ફુલો સમુદ્ર તરી જાય છે, તેવી જ રીતે આપને હૃદયમાં ધારણ કરવાવાળા પ્રાણીઓ કર્મની નિર્જરા થવાથી અત્યંત હળવા કર્મી થવાથી સુખે કરીને ભવરુપી સમુદ્રને તરી જાય છે.

**क्रोधस्त्वया यदि विभो! प्रथमं निरस्तो**
**ध्वस्तास्तदा बत कथं किल कर्मचौराः?।**
**प्लोषत्यमुत्र यदिवा शिशिराऽपि लोके**
**नीलद्रुमाणि विपिनानि न किं हिमानी?॥ १३ ॥**

**ભાવાર્થ**:—હે પ્રભુ? જો તમોએ ક્રોધનો પ્રથમથી જ નાશ કર્યો છે, તો તે ક્રોધ વિના કર્મરૂપી ચોરોનો તમોએ શી રીતે નાશ કર્યો? એ મોટું આશ્ચર્ય છે. આ જગતમાં શીતળ એવો પણ હિમનો સમૂહ, નીલા વૃક્ષવાળા વનખંડોને શું નથી બાળતો? જેમ શીતળ એવો હિમનો સમૂહ નીલા વૃક્ષવાળા વનખંડોને બાળે છે, તેમ તમો પણ ક્રોધ વિના જ કર્મ રૂપી ચોરોનો નાશ કરો છો એ યુક્ત જ છે.—૧૩

મન્ત્ર—ॐ ह्रीँ असिआउसा सर्व दुष्टान् स्तंभय स्तंभय अंधय अंधय मुकय मुकय मोहय मोहय कुरु कुरु ह्रीँ दुष्टान् ठः ठः ठः स्वाहा ॥

**વિધિઃ**—પૂર્વદિશા સન્મુખ બેસીને આ મંત્રનો આઠ દિવસ અથવા એકવીશ

દિવસ સુધી મુષ્ટિ બંધ કરી રોજ ૧૧૦૦ અગિઆરસો જાપ કરે તો સર્વ જાતના દુષ્ટ વ્યંતરના કષ્ટથી મુક્ત થવાય છે. ॥ ॐ **कर्मचौरविध्वंसकाय श्रीजिनाय नमः** ॥

આ ૧૩મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૬ની મધ્યમાં સર્પના લંછન સહિત પ્રભુ પાર્શ્વનાથની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. તેઓશ્રીની જમણી બાજુએ બંને હાથની અંજલિ જોડીને પ્રભુની સ્તુતિ કરતા એવા સ્તોત્રકાર 'કુમુદચંદ્ર' બેઠેલા છે અને ડાબી બાજુએ નીલા વૃક્ષવાળા વનખંડો બતાવવાને માટે ચિત્રકારે વનખંડમાં ટેકરી ઉપર ઉગેલું એક નીલું વૃક્ષ બતાવીને શ્લોકને અનુરૂપ ભાવ દર્શાવવા પ્રયત્ન કરેલો છે.

**त्वां योगिनो जिन ! सदा परमात्मरूप-**
**मन्वेषयन्ति हृदयाम्बुजकोशदेशे ।**
**पूतस्य निर्मलरुचेर्यदिवा किमन्य-**
**दक्षस्य सम्भवि पदं ननु कर्णिकायाः ॥ १४ ॥**

**ભાવાર્થ:**—હે જિનેશ્વર ! યોગી પુરુષો પરમાત્માસ્વરુપ એવા આપને નિરંતર જ્ઞાનરૂપ ચક્ષુવડે જુએ છે-પોતાના હૃદયકમળની કર્ણિકાને વિષે આપને જ શોધે છે. અર્થાત્ કમળના બીજનું સ્થાન જેમ કર્ણિકા છે, તેમ તમે પણ કર્મમળનો નાશ થવાથી પવિત્ર એટલે ચિદાનંદ સ્વરૂપે પ્રગટ થએલા હોવાથી નિર્મળ કાંતિવાળા છો માટે યોગીઓના હૃદયકમળના મધ્યભાગ રૂપ કર્ણિકા એ જ આપનું યોગ્ય સ્થાન છે.-૧૪

મન્ત્ર—**ॐ नमो मेरु महामेरु, ॐ नमो गौरी महागौरी ॐ नमो काली महाकाली, ॐ [ नमो ] इंदे महाइंदे, ॐ [ नमो ] जये महाजये, [ ॐ नमो विजये महाविजये ], ॐ नमो पण्णसमणि महापण्णसमणि, अवतर अवतर देवि अवतर ( अवतर ) स्वाहा ॥**

[ -श्री भैरवपद्मावतीकल्पे. अ० ८. श्लो० ८. ]

**વિધિ:**—આ મન્ત્રનો આઠ હજાર જાપ કરીને આરીસો મંત્રીને વસ્ત્ર પર આરીસો મૂકી, તેની સન્મુખ કુંવારી કન્યાને સ્નાન કરાવી સફેદ વસ્ત્ર પહેરાવી બેસાડીને જે જે પ્રશ્ન પૂછીયે તેનો તે કન્યા સત્ય ઉત્તર આપે. ॐ ह्रीं हृदयाम्बुजान्वेषिताय [श्रीजिनाय] नमः॥

આ ૧૪મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૭ની મધ્યમાં સર્પનાં લંછનવાળી પદ્માસનસ્થ પાર્શ્વનાથની મૂર્તિ બિરાજમાન છે. તેઓની જમણી બાજુએ પ્રભુની સ્તુતિ કરતાં સ્તોત્રકાર **કુમુદચંદ્ર** અને ડાબી બાજુએ જમણા હાથમાં નવકારવાલી પકડીને ધ્યાન કરતો એક ભક્ત શ્રાવક તથા પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત થએલ એક યોગી કમળની ઉપર પદ્માસનસ્થ બેઠેલ છે અને તેની નજીકમાં બીજો એક ભક્તજન ઊભો રહેલો છે, ચિત્રકારે ચિત્રમાં ધ્યાન કરનાર ગૃહસ્થના ઉપરના ભાગમાં 'ध्यानात्' તથા યોગીના

ઉપરના ભાગમાં 'परमात्मदशा' શબ્દ લખીને તથા તે યોગીની બાજુમાં એક વિકસિત કમળ જેવી આકૃતિ ચીતરીને શ્લોકનો ભાવ દર્શાવવા પ્રયત્ન કરેલો સ્પષ્ટ જણાઈ આવે છે.

ध्यानाज्जिनेश ! भवतो भविनः क्षणेन
देहं विहाय परमात्मदशां व्रजन्ति ।
तीव्रानलादुपलभावमपास्य लोके
चामीकरत्वमचिरादिव धातुभेदाः ॥ १५ ॥

ભાવાર્થ:—હે જિનેશ્વર ! જેવી રીતે ધાતુઓના પ્રકારો તીવ્ર અગ્નિના સંયોગથી પત્થરપણાનો ત્યાગ કરી સુવર્ણપણાને પામે છે, તેવી જ રીતે ભવ્યપ્રાણીઓ તમારું ધ્યાન ધરવાથી ઔદારિક શરીરનો ત્યાગ કરીને પરમાત્મદશાને પામે છે.—૧૫

મન્ત્ર—ॐ नमो लोए सव्वसाहूणं, ॐ ह्रीं नमो उवज्झायाणं, ॐ ह्रीं नमो आयरियाणं, ॐ ह्रीं नमो सिद्धाणं, ॐ ह्रीं नमो अरिहंताणं, एकाहिक, द्व्यहिक, चातुर्थिक, महाज्वर, क्रोधज्वर, शोकज्वर, भयज्वर, कामज्वर, कलितरव, महावीरान्, बंध बंध ह्रीं ह्रीं फट् स्वाहा ॥

વિધિ:—આ મન્ત્રનું સ્મરણ કરીને નવા વસ્ત્રના છેડે ગાંઠ વાળી, તે ગાંઠને ગુગલ તથા ઘીનો ધૂપ દેવો, પછી તાવથી ગ્રસ્ત થએલા રોગીને તે મન્ત્રેલું વસ્ત્ર ઓઢાડવું, વસ્ત્રની ગાંઠ રોગીના મસ્તક તળે રાખવી, આ પ્રમાણે કરવાથી રોગીનો તાવ ઉતરી જાય છે અને તેને સુખે ઉંઘ આવે છે. ॐ ह्रीं जन्ममरणरोगहराय नमः ॥

अन्तः सदैव जिन ! यस्य विभाव्यसे त्वं
भव्यैः कथं तदपि नाशयसे शरीरम् ? ।
एतत् स्वरूपमथ मध्यविवर्तिनो हि
यद् विग्रहं प्रशमयन्ति महानुभावाः ॥ १६ ॥

ભાવાર્થ:—"હે જિનેશ્વરદેવ ! ભવ્ય પ્રાણીઓ પોતાના જે શરીરમાં આપનું નિરંતર ધ્યાન ધરે છે, તે જ તેમના શરીરનો આપ નાશ કરો છો ? અર્થાત્ તેમને મોક્ષ પમાડી દેહ રહિત કરો છો. જે સ્થાનમાં ભવ્ય પ્રાણીઓ આપનું ધ્યાન ધરે છે, તે જ સ્થાનનો નાશ કરવો તે આપને યોગ્ય નથી. આ વિરોધાભાસ અલંકાર છે, તેમાં 'વિગ્રહ' શબ્દના 'શરીર' અને 'કલહ' એવા બે અર્થ હોવાથી સ્તુતિકાર તે વિરોધનો પરિહાર કરે છે.—અથવા તો તે યોગ્ય જ છે. કારણ કે જેઓ મધ્યમાં–વચ્ચે રહેલા હોય તેઓનો સ્વભાવ જ એવો હોય છે કે તે મહાત્માઓ 'વિગ્રહ'નો એટલે બે જણ વચ્ચેના કજીઆનો નાશ કરે છે. તેમ અહીં આપ 'વિગ્રહ'નો એટલે મોક્ષ આપવાથી 'શરીર'નો નાશ કરો છો. કારણ કે આપ પણ શરીરની મધ્યમાં રહેલા છો.—૧૬

मंत्र—ॐ ह्रीं नमो अरिहंताणं पादौ रक्ष रक्ष, ॐ ह्रीं नमो सिद्धाणं कटिं रक्ष रक्ष, ॐ ह्रीं नमो आयरियाणं नाभिं रक्ष रक्ष, ॐ ह्रीं नमो उवज्झायाणं हृदयं रक्ष रक्ष, ॐ ह्रीं नमो लोए सव्वसाहूणं ब्रह्मांडं रक्ष रक्ष, ॐ ह्रीं एसो पंच नमुक्कारो शिखां रक्ष रक्ष, ॐ ह्रीं सव्वपावप्पणासणो आसनं रक्ष रक्ष, ॐ ह्रीं मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं, आत्मरक्षा पररक्षा हिलि हिलि मातंगिनि स्वाहा ॥

વિધિઃ—આ મંત્રનું સ્મરણ કરવાથી કાર્મણાદિ દોષનું નિવારણ થાય. ॐ ह्रीं विग्रहनिवारकाय श्रीजिनाय नमः ॥

આ ૧૬મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૮ની મધ્યમાં સર્પના લાંછન સહિત પાર્શ્વનાથ પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. પ્રભુની જમણી બાજુએ બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતા સ્તોત્રકાર કુમુદચંદ્ર બેઠેલા છે; અને ડાબી બાજુ જમણા હાથમાં નવકારવાલી પકડીને એક ભવ્ય શ્રાવક ધ્યાન ધરતો બેઠેલો છે અને શ્રાવકની બાજુમાં એક ગૃહસ્થ બીજી બે વ્યક્તિઓ કે જે કોઈ બાબતમાં ઝગડો કરીને મારામારી કરવાની તૈયારી કરતી હોય તેવી દેખાય છે, તે બંનેની વચ્ચે ઊભો રહીને ઝઘડો પતાવતો હોય તેમ બતાવીને મહાત્માઓ બે જણ વચ્ચેના કજીઆનો નાશ કરે છે, તેવી રીતનો ભાવ બતાવવા ચિત્રકારે પ્રયત્ન કરેલો છે.

आत्मा मनीषिभिरयं त्वदभेदबुद्धया
ध्यातो जिनेन्द्र ! भवतीह भवत्प्रभावः ।
पानीयमप्यमृतमित्यनुचिन्त्यमानं
किं नाम नो विषविकारमपाकरोति ? ॥ १७ ॥

ભાવાર્થઃ—હે જિનેશ્વર ! આ જગતમાં જેવી રીતે પાણીને વિષે અમૃતની ભાવના કરી હોય તે પાણી અથવા મણિ મંત્રથી અમૃતરૂપ કરેલું પાણી વિષના વિકારને દૂર કરે છે, તેવી જ રીતે જે પંડિત પુરુષો પોતાના આત્માને પરમાત્મ સ્વરૂપે ચિંતવે છે, તે પંડિત પુરુષો પરમાત્મ સ્વરૂપ જ થાય છે, અર્થાત્ પરમાત્મ પદને પ્રાપ્ત કરે છે.—૧૭

मंत्र—ॐ यः यः सः सः हः हः वः वः उरुरिल्लय रुहु ( हु ? ) रुहान्त ॐ ह्रीं पार्श्वनाथाय दह दह दुष्ट नागविषं क्षिप ॐ स्वाहा ॥

[ -श्री पार्श्वनाथस्तोत्रे गा० १६ मं० चिं० पृ० ७१ ]

વિધિઃ—આ મંત્રથી સાત વાર પાણી મંત્રીને જે જગ્યાએ સર્પની દાઢ બેઠી હોય તે જગ્યાએ છાંટવાથી અથવા મંત્રેલું પાણી પાવાથી સાપનું ઝેર ઉતરે અથવા સર્વ જાતનાં ઝેરનાં દોષનું નિવારણ થાય છે. ॐ ह्रीं आत्मस्वरुपध्येयाय श्रीजिनाय नमः ॥

त्वामेव वीततमसं परवादिनोऽपि
नूनं विभो ! हरिहरादिधिया प्रपन्नाः ।

किं काचकामलिभिरीश ! सितोऽपि शङ्खो
नो गृह्यते विविधवर्णविपर्ययेण ? ॥ १८ ॥

ભાવાર્થ:—હે પ્રભુ ! પર દર્શનીઓ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર વગેરેની બુદ્ધિથી વીતરાગ એવા આપને જ અંગિકાર કરે છે-આપનું જ બ્રહ્માદિક રૂપે ધ્યાન ધરે છે, તે યોગ્ય જ છે. જેવી રીતે શંખનો વર્ણ સફેદ છે તો પણ કાચકમળીના રોગવાળા મનુષ્યો તે શંખને રાતો, પીળો વગેરે જુદા જુદા વર્ણવાળો જુએ છે, તેવી જ રીતે પરતીર્થીઓ પણ આપનું આ હરિ છે, બ્રહ્મા છે, એવી બુદ્ધિથી આરાધન કરે છે.—૧૮

**મંત્ર—ॐ ह्रीं नमो अरिहंताणं, ॐ ह्रीं नमो सिद्धाणं, ॐ ह्रीं नमो आयरियाणं, ॐ ह्रीं नमो उवज्झायाणं, ॐ ह्रीं नमो लोए सव्वसाहूणं, ॐ नमो सुअदेवयाए, भगवईए सव्वसुअमए, बारसंगपवयण जणणीए, सरस्सइए, सव्ववाइणि, सुवण्णवणे, ॐ अवतर अवतर देवि, मम सरीरं, पविस पूव्वं, तस्स पविस, सव्वजणमयहरीए, अरहंत सिरीए स्वाहा ॥**

**વિધિ:**—આ મંત્રથી ખડી મંત્રીને મસ્તકે તિલક કરવું અને રાત્રિના વિષે સર્વ મનુષ્યો સૂઈ રહ્યા પછી હાથમાં પાણીની ભરેલી ઝારી લઇ, એકાંતે રહી, મનુષ્યની વાત સાંભળવી, જે વચન સાંભળવામાં આવે તે સત્ય જાણવું. મન ચિંતિત કાર્યનું શુભાશુભ ફલ આ રીતે જાણવું. ॐ ह्रीं परवादि देवरुपध्येयाय नमः ॥

આ ૧૮મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૭૯ની મધ્યમાં સર્પના લંછન સહિત પદ્માસનસ્થ પ્રભુ પાર્શ્વનાથની મૂર્તિ બિરાજમાન છે. પ્રભુની જમણી બાજુ સ્તુતિ કરતા સ્તોત્રકાર **કુમુદચંદ્ર** બેઠેલા છે, ડાબી બાજુએ બે હાથમાં શંખ પકડીને કાચકમળીના રોગવાળો એક મનુષ્ય ઊભેલો છે, જે પોતાના હાથમાં રહેલા શંખનો રંગ સફેદ હોવા છતાં રાતો, પીળો વગેરે વર્ણવાળો જુએ છે, તેની બાજુમાં ઉપરના ભાગમાં એક ઝાડની નીચે વાંસળી વગાડતા હરિ (કૃષ્ણ) બેઠેલા છે તથા નીચેના ભાગમાં વ્યાઘ્રચર્મ ઉપર બેઠેલા તથા જેઓના મસ્તકમાંથી ગંગા નદી વહી રહી છે તે અને પોતાની સન્મુખ ત્રિશૂળ રાખેલું છે એવા હર (શંકર)ની રજુઆત કરીને ચિત્રકારે શ્લોકનો આબેહૂબ ભાવ દર્શાવવા પ્રયત્ન કરેલો છે.

धर्मोपदेशसमये सविधानुभावा-
दास्तां जनो भवति ते तरुरप्यशोकः ।
अभ्युद्गते दिनपतौ समहीरुहोऽपि
किं वा विबोधमुपयाति न जीवलोकः ? ॥ १९ ॥

ભાવાર્થ:—હે પ્રભુ ! જે સમયે આપ ધર્મદેશના આપો છો તે સમયે માત્ર આપના

સમીપપણાના જ પ્રભાવથી વૃક્ષ પણ અશોક (શોક રહિત) થાય છે, તો પછી મનુષ્ય અશોક થાય તેમાં તો શું આશ્ચર્ય ? જેવી રીતે સૂર્યનો ઉદય થયે છતે કેવળ લોકો જ નિદ્રાનો ત્યાગ કરે છે એટલું જ નહિ, પરંતુ વૃક્ષો પણ પત્ર સંકોચાદિ નિદ્રા છોડીને વિકસ્વર થાય છે; તેવી જ રીતે સૂર્ય રૂપ આપની ધર્મ દેશનાથી મનુષ્ય અને વૃક્ષ પણ અશોક થાય તેમાં શું આશ્ચર્ય ?—૧૯

**મન્ત્ર—णंहूसाव्वसपलोमोन, णंयाज्झावउमोन, णंआरीयआमोन, णंद्धासिमोन, णंताहं-रिअमोन, हुलुहुलु, कुलुकुलु, चुलु चुलु स्वाहा ॥**

**વિધિઃ**—આ મંત્રના જાપથી મત્સ્યાદિક જીવોની હત્યાના બંધન છુટી જાય છે એટલે કે માછલી જાળમાં આવતી નથી.

આ ૧૯ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૦ ના મધ્યભાગમાં સર્પના લંછન સહિત પદ્માસનસ્થ પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ બિરાજમાન છે. તેઓશ્રીની બંને બાજુએ વિકસ્વર થએલ એકેક વૃક્ષ તથા જમણી બાજુએ સ્તુતિ કરતાં સ્તોત્રકાર **કુમુદચંદ્ર** બેઠેલા છે અને ડાબી બાજુએ બે શ્રાવકો ધર્મદેશના સાંભળતાં હોય તેવી રીતે ઊભેલાં છે, તેમાં પાછળ ઊભા રહેલા શ્રાવકના જમણા હાથમાં એક માળા છે. વળી ચિત્રની ઉપરના ભાગમાં આકાશ તથા આકાશની મધ્યમાં ઉગેલો એવો સૂર્ય રજુ કરીને શ્લોકાનુરૂપ ભાવ દર્શાવવામાં ચિત્રકારે પૂરેપૂરી સફળતા મેળવેલી જણાઈ આવે છે.

**चित्रं विभो ! कथमवाङ्मुखवृन्तमेव**
**विष्वक् पतत्यविरला सुरपुष्पवृष्टिः ? ।**
**त्वद्गोचरे सुमनसां यदि वा मुनीश !**
**गच्छन्ति नूनमध एव हि बन्धनानि ॥ २० ॥**

ભાવાર્થઃ—હે વિભુ ! આપ જ્યાં જ્યાં વિચરો છો, ત્યાં ત્યાં ચારે તરફ દેવતાઓ પંચવર્ણી સુગંધીદાર પુષ્પોની વૃષ્ટિ કરે છે, તેમાં સર્વ પુષ્પોના ડીંટાં નીચે રહે છે અને પાંખડીઓ ઉપર રહે એવી રીતે કેમ પડે છે ? તે આશ્ચર્ય છે. અથવા તો તે યોગ્ય જ છે કારણ કે તમારા પ્રત્યક્ષપણાને વિષે 'સુમનસ'ના એટલે સારા મનવાળાં ભવ્ય પ્રાણીઓના તથા દેવોના નિગડાદિક બાહ્ય બંધનો અને કર્મરૂપ અભ્યંતર બંધનો નીચે જ જાય છે. 'સુમનસ' એટલે પુષ્પો પણ કહેવાય છે, તેથી પુષ્પોનાં બંધનો એટલે ડીંટાં પણ નીચે હોય છે તે યોગ્ય જ છે.—૨૦

**મન્ત્ર—ॐ ह्रीं नमो भगवंओ ॐ (?) पासनाहस्स थंभयसव्वाओ ई ई ॐ जिणाणांप मा इह, अहि हवंतु, ॐ क्षाँ क्षीं क्षूँ क्षौं क्षः स्वाहा ॥**

**વિધિઃ**—આ મંત્રથી સફેદ ફૂલને ૧૦૮ વાર મંત્રીને રાજા પ્રમુખને સુંઘવા આપ-

વાથી તે વશ થાય છે. ગુનો માફ કરે છે. ॐ ह्रीं पुष्पवृष्टि प्रातिहार्योपशोभिताय श्रीजिनाय नमः ॥

આ ૨૦મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૧ ની મધ્યમાં સર્પના લંછન સહિત સિંહાસન ઉપર પદ્માસનસ્થ **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમાજી બિરાજમાન છે. તેઓની જમણી બાજુએ સ્તોત્રકાર **'કુમુદચંદ્ર'** સ્તુતિ કરતા બેઠેલા છે તથા ડાબી બાજુએ ઉપરના ભાગમાં વિમાનમાંથી દેવતા પંચવર્ણી પુષ્પોની વૃષ્ટિ કરતો દેખાય છે, વૃષ્ટિ કરાતાં પુષ્પોના ડીંટાં નીચે અને પાંખડીઓ ઉપર રહેલી સ્પષ્ટ બતાવીને ચિત્રકારે શ્લોકાનુરૂપ ભાવ બરાબર દર્શાવવામાં સફળતા પ્રાપ્ત કરેલી જણાઈ આવે છે.

**स्थाने गभीरहृदयोदधिसम्भवायाः**
**पीयूषतां तव गिरः समुदीरयन्ति ।**
**पीत्वा यतः परमसम्मदसङ्गभाजो**
**भव्या व्रजन्ति तरसाऽप्यजरामरत्वम् ॥ २१ ॥**

ભાવાર્થ:—હે સ્વામિન્! ગંભીર હૃદયરૂપ સમુદ્રથી ઉત્પન્ન થએલી તમારી વાણીને પંડિતો અમૃતરૂપ કહે છે, તે યોગ્ય જ છે. જેવી રીતે મનુષ્ય અમૃતનું પાન કરીને અજરામર થાય છે, તેવી જ રીતે તમારી વાણીનું શ્રોત્રેંદ્રિય વડે પાન કરીને—શ્રવણ કરીને ભવ્ય પ્રાણીઓ પરમાનંદના અનુભવને પામીને શીઘ્રપણે અજરામરપણાને—મોક્ષને પામે છે.—૨૧

મન્ત્ર—ॐ **अरिहंत सिद्ध आयरिय उवज्झाय सव्वसाहु [णं ?] सव्वधम्मतित्थयराणं, ॐ नमो भगवईए सुअदेवयाए शांतिदेवयाए सव्वपवयणदेवयाणं, दसण्हं दिसापालाणं चउण्हं लोगपालाणं, ॐ ह्रीं अरिहंतदेवाणं नमः ॥**

**વિધિઃ**—આ મંત્રનો ૧૦૮ વાર જાપ કરવાથી સર્વ સિદ્ધિઓની પ્રાપ્તિ થાય, જય થાય, વ્યાઘ્ર, સર્પ, ચૌરાદિ ભયનું નિવારણ થાય. ॐ ह्रीं अजरामर दिव्यध्वनि, प्रातिहार्योपशोभिताय [श्री]जिनाय नमः ॥

આ ૨૧ મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૨ ના મધ્ય ભાગમાં સર્પના લંછન સહિત પ્રભુ **પાર્શ્વનાથ**ની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. તેઓશ્રીની જમણી બાજુએ સ્તોત્રકાર **'કુમુદચંદ્ર'** સ્તુતિ કરતા બેઠેલા છે, તથા ડાબી બાજુએ ચાર ગૃહસ્થ શ્રાવકો, જેઓમાંથી બે ઊભા રહેલા છે અને બે બેઠેલા છે, તેઓ પોતાની શ્રોત્રેંદ્રિય વડે પ્રભુની અમૃતવાણી (ધર્મદેશના)નું પાન કરતા રજુ કરીને ચિત્રકારે શ્લોકને અનુરૂપ ભાવ દર્શાવવા પ્રયત્ન કરેલ છે.

**स्वामिन् ! सुदूरमवनम्य समुत्पतन्तो**
**मन्ये वदन्ति शुचयः सुरचामरौघाः ।**

येऽस्मै नतिं विदधते मुनिपुङ्गवाय
ते नूनमूर्ध्वगतयः खलु शुद्धभावाः ॥ २२ ॥

ભાવાર્થ:—હે સ્વામિન્! હું એમ માનું છું કે દેવોથી વિંઝાતા પવિત્ર—ઉજ્વળ ચામરોના સમૂહ અત્યંત નીચા નમીને ઉંચે ઉછળે છે તેઓ જાણે કે એમ કહેતા હોય કે જે પ્રાણીઓ મુનિઓને વિષે શ્રેષ્ટ એવા **શ્રીપાર્શ્વનાથ** પ્રભુને નીચા નમીને નમસ્કાર કરે છે તેઓ શુદ્ધ ભાવવાળા થઈને ઊર્ધ્વ ગતિમાં જાય છે—મોક્ષપદને પામે છે.—૨૨

**મન્ત્ર—ॐ हत्थुमले विणुमुहुमल (ले?) ॐ मलिय ॐ सतुहुमाणु, सीसघुणताजेगया, आयापायालगंत, ॐ अलिज्जरेस सव्वंजरे स्वाहा ॥**

**વિધિઃ**—આ મંત્રનો સાતવાર પાઠ કરીને પોતાના મુખ પર બંને હાથની હથેલીઓ મસલીને, ઉત્તમ જનને મલવા જવાથી લાભ થાય, રાજા તરફથી સન્માનની પ્રાપ્તિ થાય. ॐ ह्रीं चामरप्रातिहार्योपशोभिताय श्रीजिनाय नमः ॥

श्यामं गभीरगिरमुज्ज्वलहेमरत्न-
सिंहासनस्थमिह भव्यशिखण्डिनस्त्वाम् ।
आलोकयन्ति रभसेन नदन्तमुच्चै-
श्चामीकराद्रिशिरसीव नवाम्बुवाहम् ॥ २३ ॥

**ભાવાર્થ:**—હે પ્રભુ ! અહીં સમવસરણને વિષે નીલા વર્ણવાળા, ઉજ્જવળ દેદીપ્યમાન રત્નજડિત સુવર્ણના સિંહાસન પર બેઠેલા અને ગંભીર વાણીવાળા એવા તમોને ભવ્ય પ્રાણીઓ રૂપી મોરો મેરૂ પર્વતના શિખર પર રહેલા, મોટી ગર્જના કરતા, અને નવા મેઘની જેમ ઉત્સુકતાથી જુએ છે.—૨૩

**મન્ત્ર-ॐ नमो भगवति ! चण्डि ! कात्यायनि ! सुभगदुर्भगयुवतिजनाना[मा] कर्षय आकर्षय ह्रीं र र र्यूं संवौषट् देवदत्ताया हृदयं घे घे ॥**

**વિધિઃ**—આ મંત્ર સાતદિન સુધી ૧૦૮ વખત દરરોજ શુદ્ધ ચિત્તથી ગણવાથી ઈચ્છિત સ્ત્રીનું આકર્ષણ થાય છે. જાપ કરતી વખતે ઉપર મંત્રમાં 'देवदत्ताया' શબ્દ છે તેની જગ્યાએ ઇચ્છિત સ્ત્રીનું નામ બોલવું.

उद्गच्छता तव शितिद्युतिमण्डलेन
लुप्तच्छदच्छविरशोकतरुर्बभूव ।
सान्निध्यतोऽपि यदिवा तव वीतराग !
नीरागतां व्रजति को न सचेतनोऽपि ? ॥ २४ ॥

**ભાવાર્થ:**—હે પ્રભુ ! તમારૂં નીલવર્ણવાળું ભામંડળ ઉંચે ચોતરફ પ્રસરે છે તેથી

અશોક વૃક્ષના પાંદડાંની રાતી કાંતિ નષ્ટ થઇ ગઈ અને આખું વૃક્ષ નીલવર્ણવાળું થઈ ગયું, તે યોગ્ય જ થયું છે. કારણ કે હે વીતરાગ ! તમારૂં વચન શ્રવણ અથવા દર્શન તો દૂર રહો, પરંતુ તમારા સમીપપણા માત્રથી કયો પ્રાણી રાગ રહિતપણાને નથી પામતો? અર્થાત્ સર્વ સચેતન પ્રાણી પણ રાગ રહિત થઇ જાય છે, તો પછી અચેતન વૃક્ષ રાગ રહિત થાય તેમાં શું આશ્ચર્ય ? કેમકે અચેતનને તો ગમે તેવો મનુષ્ય બોધ કરી શકે છે ફેરવી શકે છે, પણ સચેતનને તો કોઈ જ્ઞાનવાન જ બોધ કરી શકે છે.—૨૪

મન્ત્ર—ॐ ह्रीं भैरवरूपधारिणि ! चण्डशूलिनि ! प्रतिपक्षसैन्यं चूर्णय चूर्णय घूर्मय घूर्मय भेदय भेदय ग्रस ग्रस पच पच खादय खादय मारय मारय हुं फट् स्वाहा ॥

[ श्री भैरव प० क० अ० ५. श्लो० १७ ]

**વિધિ**—આ મંત્ર ૧૦૮ વખત જપી ચારે તરફ લીટી કરવાથી દુશ્મનનું લશ્કર નાશી જાય, સર્વત્ર જય થાય અને પ્રતાપ વધે. ॐ ह्रीं भामंडलप्रातिहार्य प्रभास्वते [श्री] जिनाय नमः ॥

આ ૨૪મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૩ની મધ્યમાં સર્પના લંછન સહિત **પાર્શ્વનાથ** પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ સિંહાસન પર બિરાજમાન છે, તેઓશ્રીની જમણી બાજુએ સ્તોત્રકાર '**કુમુદચંદ્ર**' પ્રભુની સ્તુતિ કરતા બેઠેલા છે તથા ડાબી તરફ મસ્તક પાછળ ભામંડળ તથા બંને બાજુ અશોકવૃક્ષની આકૃતિઓ સહિત પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન કરીને તથા તે મૂર્તિની અને **પાર્શ્વનાથ**પ્રભુની મૂર્તિની વચમાં એક ભક્ત શ્રાવક જમણા હાથમાં નવકારવાલી રાખી ધ્યાન ધરતો ચીતરીને ચિત્રકારે શ્લોકાનુરૂપ ભાવ બરાબર પ્રદર્શિત કર્યો છે.

भो भोः प्रमादमवधूय भजध्वमेन-
मागत्य निर्वृतिपुरीं प्रति सार्थवाहम् ।
एतन्निवेदयति देव ! जगत्त्रयाय
मन्ये नदन्नभिनभः सुरदुन्दुभिस्ते ॥ २५ ॥

**ભાવાર્થ**:—હે દેવ ! હું એમ માનું છું કે—આકાશને વ્યાપીને શબ્દ કરતો એવો તમારો દેવદુંદુભિ ત્રણ જગત્‌ને આ પ્રકારે નિવેદન કરે છે કેઃ—હે ત્રણ જગત્‌ના લોકો ! તમે આળસનો ત્યાગ કરીને અહીં આવીને મોક્ષનગરીના સાર્થવાહ તુલ્ય આ **પાર્શ્વ**પ્રભુને ભજો !—૨૫

મન્ત્ર—ॐ नमो भगवति ! वृद्धगरुडाय सर्वविषविनाशिनि ! छिन्द छिन्द भिन्द भिन्द गृण्ह गृण्ह एहि एहि भगवति ! विद्ये हर हर हुं फट् स्वाहा ॥

[ -श्री भैरव० प० क० अ० १० श्लो० १९ ]

**વિધિઃ**—આ મંત્ર બોલીને ઝેર ચઢેલા માણસની પાસે જોરથી ઢોલ વગાડવાથી ઝેર ઉતરી જાય છે. ॐ ह्रीं दुंदुभिप्रातिहार्याय श्रीजिनाय नमः ॥

આ ૨૫મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૪ની મધ્યમાં સર્પના લંછન સહિત **પાર્શ્વનાથ** પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ સિંહાસન પર બિરાજમાન છે. તેઓશ્રીની જમણી બાજુએ સ્તોત્રકાર **'કુમુદચંદ્ર'** પોતાનો જમણો હાથ ઉંચો અને લાંબો કરીને પ્રભુની સ્તુતિ કરતા બેઠેલા છે. પ્રભુની ડાબી બાજુએ ઉપરના ભાગમાં દેવદુંદુભિ વગાડતો એક દેવ ચીતરીને તથા તે દુંદુભિનો અવાજ ત્રણે જગતના લોકોને **પાર્શ્વનાથ** પ્રભુને ભજવાનું નિવેદન કરતો બતાવવાને માટે ચિત્રકારે દુંદુભિની નીચે એક આકૃતિ ચિતરીને તેના ઉપર 'स्वर्ग्गः' શબ્દ લખીને તથા તે આકૃતિની નીચે એક ગૃહસ્થાકૃતિના ઉપર 'मर्त्यः' શબ્દ લખીને અને તે આકૃતિની પાછળના ભાગમાં એક કમલની આકૃતિ ચીતરીને જલાશય બતાવીને, તે જલાશયની પાછળ અડધું શરીર નાગનું હોય એવી એક પુરુષાકૃતિ (પાતાલ પુરુષ) ચીતરીને તેના ઉપરના ભાગમાં 'पाताल' શબ્દ લખીને તથા ચિત્રના ઉપરના ભાગમાં આકાશ બતાવીને ચિત્રકારે શ્લોકાનુરૂપ ભાવ બતાવવા પોતાની કલ્પના શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે.

उद्द्योतितेषु भवता भुवनेषु नाथ !
तारान्वितो विधुरयं विहताधिकारः ।
मुक्ताकलापकलितोच्छ्वसितातपत्र—
व्याजात् त्रिधा धृततनुर्ध्रुवमभ्युपेतः ॥ २६ ॥

**ભાવાર્થઃ**—હે નાથ! તમારા વડે ત્રિભુવન પ્રકાશિત થયે છતે તારામંડળ સહિત ચંદ્રમા, વિશેષે હણાયો છે અધિકાર (જગતને પ્રકાશ કરવા રૂપ) જેનો એવો છતો મોતીના સમૂહે કરીને સહિત અને ઉલ્લાસ પામતા એવા ત્રણ છત્રના મિષથી જાણે ત્રણ શરીર ધારણ કરીને તમારી સેવા કરવા આવ્યો હોય એમ જણાય છે—૨૬

**મન્ત્ર—ॐ ह्रीं श्रीं प्रत्यंगिरे महाविद्ये येन येन केनचित् मम पापं कृतं कारितं अनुमतं वा तत् पापं तस्यैव गच्छंतु ॐ ह्रीं श्रीं प्रत्यंगिरे महाविद्ये स्वाहा ॥**

**વિધિ**—આ મંત્રનો પ્રભાત સમયે ૧૦૮ વાર જાપ પૂર્વદિશા સન્મુખ રહીને કરવો, સંધ્યાએ પણ પશ્ચિમ દિશા સન્મુખ બે હાથ જોડી અંજલિમુદ્રાએ ગણવો. આ પ્રમાણે ગણવાથી પરવિદ્યાનો છેદ થાય છે. ॐ ह्रीं छत्त्रत्रय प्रातिहार्यविराजिताय श्रीजिनाय नमः ॥

આ ૨૬ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ થાટે જુઓ ચિત્ર ૨૮૫ ની લગભગ મધ્યમાં સર્પના લંછન સહિત પદ્માસનસ્થ **પાર્શ્વનાથ** પ્રભુની મૂર્તિ ઉપર ત્રણ છત્રની આકૃતિ બિરાજમાન છે. પ્રભુની જમણી બાજુ સ્તોત્રકાર **'કુમુદચંદ્ર'** સ્તુતિ કરતા બેઠેલા

છે અને ચિત્રકારે પ્રભુનું કૈવલ્ય સ્વરૂપ દર્શાવવા બંને બાજુ એકેક વૃક્ષની આકૃતિ ચીતરેલી છે. ચિત્રની છેક ઉપરના ભાગમાં આકાશની અંદર તારામંડળ સહિત ચંદ્રમા અને તેની નીચેના ભાગમાં તથા પ્રભુની ડાબી બાજુના ભાગમાં નક્ષત્ર મંડળ તેનાં દરેકનાં નામો સહિત રજુ કરીને ચિત્રકારે શ્લોકાનુરૂપ ભાવ દર્શાવવામાં જરાએ ખામી રાખી જણાતી નથી.

**स्वेन प्रपूरितजगत्त्रयपिण्डितेन**
**कान्ति-प्रताप-यशसामिव सञ्चयेन ।**
**माणिक्य-हेम-रजतप्रविनिर्मितेन**
**सालत्रयेण भगवन्नभितो विभासि ॥ २७ ॥**

**ભાવાર્થ**:—હે ભગવાન ! ત્રણ જગતને પૂર્ણ કરવાથી પિંડરૂપ થએલા તમારા પોતાના કાંતિ, પ્રતાપ અને યશના સમૂહ વડે જાણે બનાવ્યા હોય તેવા માણિક્ય—નીલમણિ, સુવર્ણ અને રૂપાના ત્રણ ગઢવડે તમે શોભો છો. તમારી કાંતિ, પ્રતાપ અને યશ ત્રણ જગતમાં નહીં માવાથી એક ઠેકાણે પિંડરૂપ થયા છે તે આ ત્રણ ગઢરૂપે ભાસે છે. તેમાં ભગવાનની કાંતિ નીલવર્ણની છે તે નીલરત્નનો ગઢ જાણવો, પ્રતાપ અગ્નિ જેવો હોય તે સુવર્ણનો ગઢ અને યશ ઉજ્વળ હોય તે રૂપાનો ગઢ જાણવો.—૨૭

**મન્ત્ર—ॐ ह्रीं नमो अरिहंताणं, ॐ ह्रीं नमो सिद्धाणं, ॐ ह्रीं नमो आयरियाणं, ॐ ह्रीं नमो उवज्झायाणं, ॐ ह्रीं नमो लोए सव्वसाहूण ॐ ह्रीं नमो नाणाय, ॐ ह्रीं नमो दंसणाय, ॐ ह्रीं नमो चारित्ताय, ॐ ह्रीं नमो तवाय, ॐ ह्रीं नमो त्रैलोक्यवशंकरी ह्रीं स्वाहा ॥**

**વિધિ**:—આ મંત્રથી પાણી મંત્રીને રોગીને પાવું તથા રોગીના શરીરે છાંટવું આ પ્રમાણે કરવાથી રોગીના શરીરની પીડા તથા નજર દોષનો નાશ થાય. **ॐ ह्रीं वप्रत्रय-विराजिताय श्रीजिनाय नमः**

આ ૨૭મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૬ ની મધ્યના ઉપરના ભાગમાં સર્પના લંછન સહિત **પાર્શ્વનાથ** પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે તથા તેઓની જમણી બાજુએ સ્તોત્રકાર **'કુમુદચંદ્ર'** સ્તુતિ કરતા બેઠેલા છે. ચિત્રની નીચેના ભાગમાં સમુદ્રની અંદર તરતું એક વહાણ તથા તેના બે ખલાસીઓ તથા પ્રભુની ડાબી બાજુએ ફાલ ભરીને મારવા ધસી જતો એવો વિકાળ વાઘ બતાવીને તથા તેની સન્મુખ જમણા હાથમાં માળા પકડીને પ્રભુનું ધ્યાન ધરતો એક ગૃહસ્થ ઊભો રાખીને ચિત્રકારનો કહેવાનો આશય એવો છે કે તારૂં ધ્યાન ધરનારને સમુદ્રનાં ગમેતેવાં તોફાનો તથા વિકરાળ એવા ભયંકર હિંસક પ્રાણીઓ પણ કાંઇ કરી શકતા નથી, આ આશય આ શ્લોકનો નથી પરંતુ ચિત્રકારની કલ્પના છે.

दिव्यस्रजो जिन ! नमत्त्रिदशाधिपाना-
मुत्सृज्य रत्नरचितानपि मौलिबन्धान् ।
पादौ श्रयन्ति भवतो यदि वा परत्र
त्वत्सङ्गमे सुमनसो न रमन्त एव ॥ २८ ॥

ભાવાર્થ:—હે જિનેશ્વર ! તમને નમસ્કાર કરતા દેવેન્દ્રોની દિવ્ય પુષ્પની માળાઓ વૈડૂર્ય રત્નાદિકથી રચેલા મુકુટોનો પણ ત્યાગ કરી તમારા ચરણનો જ આશ્રય કરે છે, તે યોગ્ય જ છે. કેમકે તમારો સંગમ થવાથી સુમનસ્ એટલે પંડિતો અને દેવો અન્યત્ર રમતા જ નથી. પુષ્પ પણ સુમનસ કહેવાય છે તેથી તેમને પણ તમારા ચરણનો આશ્રય યોગ્ય જ છે.—૨૮

મન્ત્ર—ॐ ह्रीं अरिहंत सिद्ध आयरिय उवज्झाय साहू चुलु चुलु हुलु हुलु कुलु कुलु मुलु मुलु इच्छियं मे कुरु कुरु स्वाहा ॥

વિધિ—આ મંત્રનો એક લાખ જાપ કરવાથી ત્રણ ભુવનમાં જય મળે છે, પ્રતાપ વધે છે, પરાધીનતા રહેતી નથી, મનના મનોરથ સર્વ પૂર્ણ થાય છે. ॐ ह्रीं पुष्पमाला-निषेवितचरणांबुजाय अर्हते नमः ॥

આ ૨૮મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૭ની મધ્યમાં સમવસરણની અંદર સર્પના લંછન સહિત પ્રભુ **પાર્શ્વનાથ**ની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. પ્રભુની જમણી બાજુએ પ્રતના હાંસીઆના ભાગમાં પ્રભુની સ્તુતિ કરતા સ્તોત્રકાર શ્રી **કુમુદચંદ્ર** બેઠેલા છે, જ્યારે ડાબી બાજુના હાંસીઆની નજીકના ભાગમાં એક ગૃહસ્થ શ્રાવક બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતો દેખાય છે. પ્રભુની આજુબાજુ ફરતા ચારે તરફ વૈડૂર્ય રત્નાદિકના ત્રણ ગઢ અને તે દરેક ગઢને ચાર ચાર દરવાજાઓ તથા ગઢની બહારના ભાગમાંથી સમવરણ તરફ આવતાં આ જન્મ વૈરવાળા પ્રાણીઓ જેવાં કે મોર અને સર્પ, હરણ અને સિંહ વગેરે પોતાનું વૈર ભૂલી જઈને પ્રભુની ધર્મદેશના સાંભળવા આવતાં હોય તેવી રીતે ચીતરીને સમવસરણનો આબેહૂબ ખ્યાલ આપવા ચિત્રકારે પ્રયત્ન કરેલો સ્પષ્ટ જણાઈ આવે છે.

त्वं नाथ ! जन्मजलधेर्विपराङ्मुखोऽपि
यत् तारयस्यसुमतो निजपृष्ठलग्नान् ।
युक्तं हि पार्थिवनिपस्य सतस्तवैव
चित्रं विभो ! यदसि कर्मविपाकशून्यः ॥ २९ ॥

ભાવાર્થ:—હે નાથ ! તમે ભવસમુદ્ર થકી વિશેષ પણ પરાઙ્મુખ થએલા હોવા છતાં પણ પોતાની પીઠે વળગેલા પ્રાણીઓ (જે જ્ઞાન, દર્શન ચારિત્રાદિ માર્ગવડે જિનેશ્વર મોક્ષે

ગયા છે તે માર્ગને અનુસરવાવાળા )ને જે કારણ માટે તારો છો તે વિશ્વના સ્વામી અને સુજ્ઞ એવા તમોને જ નિશ્ચે યુક્ત છે; પરંતુ હે પ્રભુ! અહીં આશ્ચર્ય એ છે કે જે કારણ માટે તમે કર્મના વિપાક (ફળ) રહિત છો.—૨૯

**મન્ત્ર—ॐ तेजोर्हं सोम सुधा हंस स्वाहा । ॐ अर्हं ह्रीं क्ष्वीं स्वाहा ॥**

**વિધિ**—આ મંત્ર ભોજપત્ર પર લખી મીણથી લપેટી કોરો કલશ–ઘડો પાણીથી ભરી તેમાં નાખીએ તો મહા દાહજ્વર મટે. ॐ ह्रीं संसार सागर तारकाय श्रीजिनाय ढथः ॥

આ ૨૯ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૮ ની બરાબર મધ્યમાં સર્પના લંછન સહિત પ્રભુ **પાર્શ્વનાથ**ની પદ્માસનસ્થ મૂર્તિ સિંહાસન ઉપર બિરાજમાન છે. પ્રભુની જમણી બાજુએ ઉપરના ભાગમાં જમણા હાથમાં મુહપત્તિ રાખીને તથા બગલમાં ઓઘો રાખીને ડાબો હાથ લાંબો કરીને સ્તોત્રકાર **'કુમુદચંદ્ર'** પ્રભુની સ્તુતિ કરતા દેખાય છે. જ્યારે બંને બાજુએ એકેક ભક્ત પુરુષ પોતાના બંને હાથમાં ફૂલની માળા પકડીને અંજલિ જોડીને મસ્તક નમાવી સ્તુતિ કરતા દેખાય છે, બંને પુરુષોની પાછળ એકેક વૃક્ષની આકૃતિ ચિત્રકારે કયા હેતુથી રજુ કરેલી છે તેનો બરાબર ખ્યાલ આવતો નથી, છતાં પણ મને લાગે છે ત્યાં સુધી પ્રભુની નિર્વાણ અવસ્થા બતાવવા માટે તેની રજુઆત કરી હશે એમ મારૂં માનવું છે.

**विश्वेश्वरोऽपि जनपालक! दुर्गतस्त्वं**
**किं वाऽक्षरप्रकृतिरप्यलिपिस्त्वमीश!।**
**अज्ञानवत्यपि सदैव कथञ्चिदेव**
**ज्ञानं त्वयि स्फुरति विश्वविकाशहेतुः ॥ ३० ॥**

ભાવાર્થ:—સર્વ જગતના પ્રાણીઓનું રક્ષણ કરનાર હે જિનેશ્વર ! તમે વિશ્વના સ્વામી છતાં દુર્ગત–દરિદ્રી છો. અહીં વિશ્વના સ્વામી છતાં દરિદ્રી કહ્યા તે વિરોધ આવ્યો, તેને દૂર કરવા માટે 'દુર્ગત' એટલે દુઃખે કરીને જાણી શકાય એવા તમે છો એમ અર્થ કરવો. વળી હે ઈશ ! તમે અક્ષરના સ્વભાવવાળા છતાં અલિપિ–લિપિ રહિત એટલે અક્ષર રહિત છો, આ અર્થમાં પણ વિરોધ આવે છે, તેથી અક્ષર એટલે મોક્ષના સ્વભાવવાળા અને અલિપિ એટલે કર્મના લેપ રહિત તમે છો એવો અર્થ ઘટાવવો–કરવો. તથા તમે અજ્ઞાનવાળા છતાં તમારામાં વિશ્વને પ્રકાશ કરવાના કારણરૂપ કેવળજ્ઞાન ભાસે છે. અહિંયાં પણ વિરોધ આવ્યો, તેથી અજ્ઞાની માણસોનું રક્ષણ કરતા એવા તમારે વિષે કેવળજ્ઞાન ભાસે છે એવો અર્થ કરવો.—૩૦

**મન્ત્ર—ॐ ह्रीं अर्हं नमो जिणाणं लोगुत्तमाणं, लोगनाहाणं, लोगहियाणं, लोगपईवाणं, लोगपज्जोअगराणं, मम शुभाशुभं दर्शय दर्शय ॐ ह्रीं कर्णपिशाचिनी मुण्डे स्वाहा ॥**

વિધિઃ—આ મંત્રનો શયન વેળાએ ૧૦૮ વખત જાપ કરવાથી સ્વપ્નમાં શુભાશુભ માલુમ પડે છે—સંભળાય છે. ॐ ह्रीं अर्हं अद्भूतगुणविराजितरूपाय श्रीजिनाय नमः ॥

આ ૩૦મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૮૯ની બરાબર મધ્યમાં સર્પના લંછન સહિત સિંહાસન ઉપર **પાર્શ્વનાથ** પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. પ્રભુની જમણી બાજુએ એક ઝાડની આકૃતિ તથા સહેજ ઉપરના ભાગમાં સ્તુતિ કર્તા સ્તોત્રકાર **કુમુદચંદ્ર** બેઠેલા છે; જ્યારે ડાબી બાજુએ એક ગૃહસ્થ શ્રાવક બંને હાથ લાંબા કરીને તથા બીજો તેની પાછળનો ગૃહસ્થ શ્રાવક જમણા હાથમાં કાંઇક ફૂલ જેવું પકડી રાખીને સ્તુતિ કરતો દેખાય છે. ચિત્રની નીચેના ભાગમાં પાણીની અંદર ઘડા નાખીને ત્રણ પુરુષો તરતા દેખાય છે, જે રજુ કરવાનો ચિત્રકારનો આશય 'જેવી રીતે પાણીમાં તરનાર મનુષ્ય ઘડાની મદદથી સમુદ્રને પોતે પાર ઉતરી શકે છે તેવી રીતે પ્રભુનું ધ્યાન ધરનાર માણુસ સંસાર સમુદ્રથી સુખેથી પાર ઉતરી શકે છે.' તેમ બતાવવાનો હોય એમ લાગે છે, જો કે આ શ્લોકમાં તે બાબતનો નિર્દેશ માત્ર પણ નથી.

प्राग्भारसम्भृतनभांसि रजांसि रोषा—
दुत्थापितानि कमठेन शठेन यानि ।
छायाऽपि तैस्तव न नाथ ! हता हताशो
ग्रस्तस्त्वमीभिरयमेव परं दुरात्मा ॥ ३१ ॥

ભાવાર્થઃ—હે નાથ ! મૂર્ખ કમઠાસુરે ક્રોધથી સમગ્ર આકાશ ભરાઈ જાય તેટલી જે રજ તમારા પર ઉડાડી, તે રજવડે તમારા શરીરનો પડછાયો કે કાંતિ પણ હણાઈ નહીં, પરંતુ કેવળ તેની આશા–ઇચ્છા હણાવા સાથે તે દુરાત્મા પોતે જ કર્મરૂપી રજવડે લેપાયો —હણાયો.—૩૧

મન્ત્ર—ॐ ह्रीं पार्श्वयक्ष दिव्यरूपाय महा [ घ ? ] र्षण एहि एहि आं क्रों ह्रीं नमः ॥
[ भै० प० क० अ० ३. श्लो० ३८ ]

**વિધિ**—આ મંત્ર દુષ્ટ વૈરીના સમૂહનો પરાજય કરે. સર્વ ઉપદ્રવનો નાશ કરે. ॐ ह्रीं रजोवृष्टिअक्षोभ्याय श्रीजिनाय नमः ॥

यद् गर्जदूर्जितघनौघमदभ्रभीमं
भ्रश्यत्तडिन्मुसलमांसलघोरधारम् ।
दैत्येन मुक्तमथ दुस्तरवारि दध्रे
तेनैव तस्य जिन ! दुस्तरवारिकृत्यम् ॥ ३२ ॥

ભાવાર્થઃ—હે જિનેશ્વર ! [રજની વૃષ્ટિ કર્યા પછી] તે કમઠાસુર ગર્જના કરતો પ્રબળ મેઘનો સમૂહ છે જેને વિષે એવું, ઘણું ભયંકર, આકાશ થકી પડતી વિજળી છે જેને

વિષે એવું સાંબેલા જેવી પુષ્ટ અને ઘોર ધારાઓવાળું તથા દુઃખે કરીને તરી શકાય એવું પાણી જે કારણ માટે વરસાવ્યું, તે જ પાણીએ તે અસુર પરત્વે દુષ્ટ તરવારનું કામ કર્યું. જેમ પોતાની પાસે રાખેલી દુષ્ટ તરવાર તેને રાખનારનું જ છેદન ભેદન કરે છે, તેમ આ જળની વૃષ્ટિએ કમઠાસુરને જ છેદન ભેદનરૂપ થઈ સંસાર વધાર્યો—૩૨

**मन्त्र—ॐ भ्रम भ्रम केशि भ्रम केशि भ्रम माते भ्रम माते भ्रम विभ्रम विभ्रम मुह्य मुह्य मोहय मोहय स्वाहा ॥**

વિધિઃ—આ મંત્ર જપીને જમીન પર નહીં પડેલા એવા સરસવના દાણા મંત્રીને ઘરના ઉંબરામાં નાખે છતે લોકો અકાલ નિદ્રાને પામે છે. **ॐ ह्रीं कमठदैत्य मुक्त वारिधाराअक्षोभ्याय श्रीजिनाय नमः ॥**

ध्वस्तोर्ध्वकेशविकृताकृतिमर्त्यमुण्ड-
प्रालम्बभृद्भयदवक्त्रविनिर्यदग्निः ।
प्रेतव्रजः प्रति भवन्तमपीरितो यः
सोऽस्याभवत् प्रतिभवं भवदुःखहेतुः ॥ ३३ ॥

ભાવાર્થઃ—[ત્યાર પછી] હે પ્રભુ! તે કમઠાસુરે ચોતરફ કેશ વિખરાએલા હોવાથી જેની આકૃતિ ભયંકર દેખાતી હતી એવા મનુષ્યના મસ્તકોની માળાને કંઠમાં ધારણ કરતો તથા જેના ભયંકર મુખમાંથી અગ્નિ નીકળતો હતો એવો જે પ્રેતનો સમૂહ ઉપદ્રવ કરવા માટે તમારા તરફ મૂકયો, તે જ પ્રેતનો સમૂહ કમઠાસુરને જ ભવોભવ પ્રત્યે સંસારના દુઃખના કારણરૂપ થયો.—૩૩

**मन्त्र—ॐ ह्रीं श्रीं क्लीं ग्रौं ग्रीं ग्रूँ ग्रः क्लीं क्लीं कलिकुंड पासनाह ॐ चुरु चुरु मुरु मुरु फुरु फुरु फर फर [फार फार] किलि किलि कल कल धम धम ध्यानाग्निना भस्मी कुरु कुरु पूरय पूरय प्रणतानां हितं कुरु कुरु हुं फट् स्वाहा ॥**

વિધિઃ—આ મંત્રના સ્મરણથી રાજભય, ભૂતભય, પિશાચભય, ડાકિની, શાકિની, હસ્તિ, સિંહ, સર્પ, વીંછી ભય અને બીજા પણ ઉપદ્રવાદિ ભય થતા નથી.

धन्यास्त एव भुवनाधिप! ये त्रिसन्ध्य-
माराधयन्ति विधिवद् विधुतान्यकृत्याः ।
भक्त्योल्लसत्पुलकपक्ष्मलदेहदेशाः
पादद्वयं तव विभो! भुवि जन्मभाजः ॥ ३४ ॥

ભાવાર્થઃ—હે ત્રણ જગતના અધિપતિ! હે પ્રભુ! વિશેષે કરીને ટાળ્યાં છે અન્ય કાર્યો જેણે એવા અને ભક્તિવડે ઉલ્લાસ પામતા રોમાંચ વડે વ્યાપ્ત છે શરીર જેનાં એવા

જે પ્રાણીઓ પૃથ્વીને વિષે તમારા ચરણ યુગલને વિધિપૂર્વક ત્રણે કાળ પૂજે છે-આરાધન કરે છે તેઓ જ ધન્ય છે-તેમનો જ જનમ સાર્થક છે.—૩૪

**મન્ત્ર—ॐ नमो अरिहंताणं ॐ नमो भगवइ महाविज्जाए सत्तट्ठाए मोर हुलु हुलु चुलु चुलु मयूरवाहिनीए स्वाहा ॥**

**વિધિઃ**—પોસ વદ ૧૦ (ગુજરાતી માગશર વદ ૧૦)ના દિવસે ઉપવાસ કરીને ૧૦૦૮ વાર આ મંત્રનો જાપ કરી સાધના કરી ગામમાં પ્રવેશ કરતાં, વ્યાપાર કરતાં, વસ્તુઓની લેવડદેવડ કરતાં, ૭ વાર જપવાથી, અન્ન-ધનનો લાભ થાય છે. **ॐ ह्रीं त्रिकालपूजनीयाय श्रीजिनाय नमः ॥**

**अस्मिन्नपारभववारिनिधौ मुनीश !**
**मन्ये न मे श्रवणगोचरतां गतोऽसि ।**
**आकर्णिते तु तव गोत्रपवित्रमन्त्रे**
**किं वा विपद्विषधरी सविधं समेति ? ॥ ३५ ॥**

ભાવાર્થ:—હે મુનીંદ્ર ! હું માનું છું કે-આ અપાર સંસારરૂપી સમુદ્રને વિષે ભ્રમણ કરતાં મેં કદાપિ તમારા નામનું શ્રવણ કર્યું નહિ હોય. કારણ કે જો તમારા નામરૂપ પવિત્ર મંત્ર સાંભળવામાં આવ્યો હોત, તો શું વિપત્તિરૂપી સર્પિણી કદાપિ પાસે આવી શકે ? ન જ આવે. હે પ્રભુ ! હજુ મારી સાંસારિક આપત્તિનો નાશ થયો નથી, તેથી હું ધારૂ છું કે-તમારૂં નામ અત્યારસુધી મેં કોઈ પણ ભવમાં સાંભળ્યું નહીં હોય જો સાંભળ્યું હોત તો આ સંસાર ભ્રમણરૂપ આપત્તિ મને પ્રાપ્ત થાત નહીં.—૩૫

**મન્ત્ર—ॐ नमो अरिहंताणं ज्म्ल्व्र्यूं नमः, ॐ नमो सिद्धाणं झ्म्ल्व्र्यूं नमः, ॐ नमो आयरियाणं स्म्ल्व्र्यूं नमः, ॐ नमो उवज्झायाणं ह्म्ल्व्र्यूं नमः, ॐ नमो लोए सव्वसाहूणं छ्म्ल्व्र्यूं नमः, देवदत्तस्य संकटमोक्षं कुरु कुरु स्वाहा ॥**

**વિધિઃ**—આ મંત્ર પાટલા ઉપર લખી શ્રીપાર્શ્વનાથજીની પ્રતિમા આગળ ધરી ૫૦૦ પાંચસો ચંબેલીના ફૂલથી ૫૦૦ વાર જાપ કરવો. ફૂલ પાટલા ઉપર રાખવા, જાપ ઊભા રહીને કરવો. સર્વ સંકટનો નાશ થાય અને જયજયકાર થાય. **ॐ ह्रीं आपन्निवारकाय श्रीजिनाय नमः ॥**

આ શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૦ ની મધ્યમાં સર્પના લંછન સહિત પ્રભુ પાર્શ્વનાથની પદ્માસનસ્થ પ્રતિમા સિંહાસન ઉપર બિરાજમાન છે. તેઓશ્રીની જમણી બાજુએ સ્તોત્રકાર **કુમુદચંદ્ર** પ્રભુની સ્તુતિ કરતા દેખાય છે. જ્યારે ડાબી બાજુએ ત્રણ ગૃહસ્થ શ્રાવકો પૂજનની સામગ્રી હાથમાં લઈને ઊભા રહેલા છે. તે ત્રણ ગૃહસ્થો પૈકી પ્રથમ શ્રાવકના જમણા ઉંચા કરેલા હાથમાં ધૂપદાની તથા ડાબા હાથમાં પ્રક્ષાલન કરવાનો કલશ છે, બીજા શ્રાવકના ઉંચા કરેલા જમણા હાથમાં કમલનું ડાંડી

સહિતનું ફૂલ છે તથા ડાબા હાથમાં નૈવેદ્ય ભરેલો થાળ છે અને ત્રીજા શ્રાવકના ઉંચા કરેલા જમણા હાથમાં આરતીનો થાળ છે, જેમાંની પાંચ જ્યોત સ્પષ્ટ દેખાય છે અને ડાબા હાથમાં આરતી વખતે વગાડવાની ઘંટડી છે.

जन्मान्तरेऽपि तव पादयुगं न देव !
मन्ये मया महितमीहितदानदक्षम् ।
तेनेह जन्मनि मुनीश ! पराभवानां
जातो निकेतनमहं मथिताशयानाम् ॥ ३६ ॥

ભાવાર્થ:—હે દેવ ! હું માનું છું કે-જનમાંતરને વિષે ભક્તજનોને વાંછિત ફળ આપવામાં નિપુણ એવા તમારા ચરણકમળને મેં પૂજ્યા નથી. તેથી જ હે મુનીશ્વર ! આ જનમને વિષે હું ચિત્તને પીડા કરનાર પરાભવોનું સ્થાન થયો છું. જો તમારા ચરણકમળની સેવા કરી હોત તો હું પરાભવનું સ્થાન થાત જ નહીં અર્થાત્ તમારા ચરણની પૂજા કરનાર પ્રાણી કદાપિ પરાભવ પામતો નથી.—૩૬

**મન્ત્ર—ॐ नमो भगवते चन्द्रप्रभाय चन्द्रेन्द्रमहिताय नयनमनोहराय ॐ चुलु चुलु गुलु गुलु नीलभ्रमरि नीलभ्रमरि मनोहरि सर्वजनवश्यं कुरु कुरु स्वाहा ॥**

**[ -श्री भै० प० क० अ० ९ श्लो० १९ ]**

વિધિ:—દીવાળીના દિવસે પીળી ગાયના ઘીનો દીવો સળગાવી નવા માટીના વાસણમાં કાજળ પાડી, પછી કાર્ય પડે તે કાજલને આંખમાં આંજવાથી સર્વજન વશ થાય છે. ॐ ह्रीं सर्वपराभवहरणाय श्रीजिनाय नमः ॥

नूनं न मोहतिमिरावृतलोचनेन
पूर्वं विभो ! सकृदपि प्रविलोकितोऽसि ।
मर्माविधो विधुरयन्ति हि मामनर्थाः
प्रोद्यत्प्रबन्धगतयः कथमन्यथैते ? ॥ ३७ ॥

ભાવાર્થ:—હે પ્રભુ ! મારાં નેત્રો મોહરૂપી અંધકારવડે ઢંકાએલાં હોવાથી મેં પ્રથમ કોઈ પણ વખત એક વાર પણ તમને જોયા નથી. અન્યથા-જો કદાચિત્ જોયા હોય તો મર્મસ્થાનને વીંધનારા અને કર્મબંધની પ્રવૃત્તિને પામેલા આ કષ્ટો મને કેમ પીડા કરે ? ન જ કરે. અર્થાત્ તમારૂં દર્શન કરનારને અનર્થની પ્રાપ્તિ થતી નથી.—૩૭

**મન્ત્ર—ॐ अमृते ! अमृतोद्भवे ! अमृतवर्षिणि ! अमृतं श्रावय श्रावय सं सं क्लीं क्लीं [ हूँ हूँ ? ] ब्लूँ ब्लूँ [ ह्रां ह्रां ? ] द्रां द्रीं [ ह्रीं ह्रीं ? ] द्रावय द्रावय ह्रीं स्वाहा ॥**

**[ -श्री भै० प० क० अ० २. श्लो० ८ ]**

વિધિ—આ મંત્રથી પાણી મંતરીને મુખે આચમન કરવાથી ભૂત, ગ્રહ, શાકિની આદિ ઉપદ્રવનો નાશ થાય. દુર્જન પણ સજ્જન થાય છે, ह्रीं सर्वम( सर्वा )नर्थ मथनाय श्रीजिनाय नमः ॥

आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि
नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या।
जातोऽस्मि तेन जनबान्धव ! दुःखपात्रं
यस्मात् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः ॥ ३८ ॥

ભાવાર્થ:—હે જનબંધુ–લોકના હિતકારક ! મેં પ્રથમ કોઈ પણ ભવમાં તમને સાંભળ્યા પણ છે, પૂજ્યા પણ છે અને જોયા પણ છે. પરંતુ ભક્તિ વડે ચિત્તમાં ધારણ તો કર્યા જ નથી. તેથી કરીને હું દુઃખનું ભાજન થયો છું. કારણ કે સાંભળવાની, પૂજ્યાની અને જોવાની વગેરે સર્વ ક્રિયાઓ ભાવ રહિત હોય તો તે ફળદાયક થતી જ નથી. તેથી મારી સર્વ ક્રિયાઓ નિષ્ફળ ગઇ.—૩૮

મન્ત્ર—ॐ ह्रीं श्रीं ऐं अर्हं क्लीं क्रों ब्लैं श्रौं यूं नमिऊण पासनाह दुरियारि विजयं कुरु कुरु स्वाहा ॥

વિધિ:—આ ચિંતામણિ મંત્રના ૧૨૫૦૦૦ સવા લાખ જાપ કરવાથી ચિંતિત કાર્યની તત્કાલ સિદ્ધિ થાય છે. ॐ ह्रीं सर्व दुःखहराय श्रीजिनाय नमः ॥

આ ૩૮ મા શ્લોકનો ભાવ દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૧ ની લગભગ મધ્યભાગમાં સર્પના લંછન સહિત પદ્માસનસ્થ પાર્શ્વનાથની મૂર્તિ સિંહાસન ઉપર બિરાજમાન છે. તેઓશ્રીની જમણી બાજુએ બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતા સ્તોત્રકાર **'કુમુદચંદ્ર'** બેઠેલા છે તથા ડાબી બાજુએ એક જૈનસાધુ પોતાની સમીપ ઊભા રહેલા ગૃહસ્થને કાંઇક ઉપદેશ આપતા ચિત્રકારે શા માટે અહીંયાં રજુ કરેલા છે, તે બાબતનો આશય આ શ્લોકમાંથી નીકળી શકતો નથી; પરંતુ મારી માન્યતા પ્રમાણે તેઓ તે ગૃહસ્થ બ્રાહ્મણ કે જેણે પોતાના ગળામાં જનોઈ પહેરેલી છે, તેને પ્રભુની ભક્તિ કરવા માટે ઉપદેશ આપતા હોય એમ લાગે છે.

त्वं नाथ दुःखिजनवत्सल ! हे शरण्य !
कारुण्यपुण्यवसते ! वशिनां वरेण्य ! ।
भक्त्या नते मयि महेश ! दयां विधाय
दुःखाङ्कुरोद्दलनतत्परतां विधेहि ॥ ३९ ॥

ભાવાર્થ:—હે નાથ ! હે દુઃખીજનો ઉપર કરૂણાવાળા ! હે શરણ કરવા યોગ્ય ! હે કરૂણાપણાના પવિત્ર સ્થાન ! (દયા અને ધર્મના સ્થાન !) હે જિતેંદ્રિયોને વિષે શ્રેષ્ઠ ! હે

મોટા ઈશ્વર ! તમે ભક્તિવડે નમેલા મારા પર દયા કરીને દુઃખની ઉત્પત્તિના કારણના ખંડનને વિષે તત્પરતા કરો ! અર્થાત્ મારાં દુઃખો ઉતાવળે નાશ કરો.—૩૯

**मन्त्र—क्ष्म्ल्व्र्यूं क्लीं जये विजये जयंते अपराजिते, ज्म्ल्व्र्यूं जंभे, म्म्ल्व्र्यूं मोहे, म्म्ल्व्र्यूं स्तंभे, ह्म्ल्व्र्यूं स्तंभिनि अमुकं मोहय मोहय मम वश्यं कुरु कुरु स्वाहा ॥**

વિધિઃ—આ મંત્રના જાપથી સ્ત્રીને પુરુષ વશ થાય, પુરુષ સાધે તો પુરુષને સ્ત્રી વશ થાય. ॐ ह्रीं जगज्जीवदयालवे श्रीजिनाय नमः ॥

આ ૩૯મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૨ની લગભગ મધ્યમાં રહેલી સર્પના લંછન સહિતની સિંહાસન ઉપર બિરાજમાન પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાની ડાબી બાજુએ ઊભો રહેલ એક ગૃહસ્થ હાથમાં પકડેલા કળશથી પ્રક્ષાલન કરતો દેખાય છે; પ્રક્ષાલન કરનાર ગૃહસ્થે મુખ ઉપર મુખકોશ બાંધેલો નથી તે ઉપરથી લાગે છે કે આ પ્રતના ચિત્ર દોરનાર ચિત્રકાર જૈનધર્મના રીતિરિવાજોથી અજ્ઞાત છે અને તે વાત આ પ્રતના છેલ્લા પત્ર પરના તેના નામ ઉપરથી તુરત જ જણાઈ આવે છે; કે આ ચિત્રો ચીતરનાર ચિત્રકાર પોતે જાતે બ્રાહ્મણ છે. પ્રક્ષાલન કરનારની પાછળ એક ગૃહસ્થે બે હાથની અંજલિ જોડી છે તથા બીજો એક ગૃહસ્થ પગના બે ઘુંટણ ઉપર બેઠેલો છે. જ્યારે પ્રભુની જમણી બાજુએ સ્તુતિ કર્તા સ્તોત્ર કર્તા **'શ્રીકુમુદચંદ્રાચાર્ય'** બિરાજમાન છે.

निःसङ्ख्यसारशरणं शरणं शरण्य-
मासाद्य सादितरिपुप्रथितावदातम् ।
त्वत्पादपङ्कजमपि प्रणिधानवन्ध्यो
वन्ध्योऽस्मि चेद् भुवनपावन ! हा हतोऽस्मि ॥ ४० ॥

ભાવાર્થઃ—હે ત્રણ ભુવનને પવિત્ર કરનારા ! અસંખ્ય બળનું ઘર, શરણ કરવા યોગ્ય, નાશ કર્યા છે શત્રુ જેણે એવા અને પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવા તમારા ચરણકમળનું પણ શરણ પામીને જો હું ધ્યાન રહિત થઈ રાગાદિક શત્રુ વડે વધ કરવા લાયક થાઉં તો ખેદની વાત છે કે હું દુર્દૈવથી હણાયો—મારૂં દૈવ જ વાંકું છે એમ હું માનું છું—૪૦

देवेन्द्रवन्द्य ! विदिताखिलवस्तुसार !
संसारतारक ! विभो ! भुवनाधिनाथ ।
त्रायस्व देव ! करुणाह्रद ! मां पुनीहि
सीदन्तमद्य भयदव्यसनाम्बुराशेः ॥ ४१ ॥

ભાવાર્થઃ—હે દેવેંદ્રો વડે વંદન કરવા યોગ્ય ! હે જાણ્યું છે સમસ્ત વસ્તુનું રહસ્ય જેણે એવા ! હે સંસાર સમુદ્ર થકી તારનાર ! હે વિભુ ! હે ત્રણ ભુવનના નાથ ! હે દેવ !

હે કરૂણાના દ્રહ–સમુદ્ર ! સીદાતા એવા મારૂં, ભયને આપનાર એવા સંકટના સમુદ્ર થકી હમણાં રક્ષણ કરો અને મને પવિત્ર કરો.—૪૧

यद्यस्ति नाथ ! भवदंह्रिसरोरुहाणां
भक्तेः फलं किमपि सन्ततिसञ्चितायाः ।
तन्मे त्वदेकशरणस्य शरण्य ! भूयाः
स्वामी त्वमेव भुवनेऽत्र भवान्तरेऽपि । ४२ ॥

ભાવાર્થઃ—હે નાથ ! જો પરંપરાથી–ઘણા કાળથી સંચિત કરેલી તમારા ચરણકમળની ભક્તિનું કાંઈ પણ ફળ હોય તો હે શરણ કરવા લાયક પ્રભુ ! માત્ર એક તમારા જ શરણવાળા એવા મારા આ ભવમાં અને બીજા ભવોમાં પણ તમે જ સ્વામી થજો. એટલું જ ફળ હું માંગું છું.—૪૨

इत्थं समाहितधियो विधिवज्जिनेन्द्र !
सान्द्रोल्लसत्पुलककञ्चुकिताङ्गभागाः ।
त्वद्बिम्बनिर्मलमुखाम्बुजबद्धलक्षा
ये संस्तवं तव विभो ! रचयन्ति भव्याः ॥
जननयन 'कुमुदचंद्र' !
प्रभास्वराः स्वर्गसम्पदो भुक्त्वा ।
ते विगलितमलनिचया
अचिरान्मोक्षं प्रपद्यन्ते ॥ ४३–४४ ॥–युग्मम्

**ભાવાર્થ**ઃ—હે જિનેંદ્ર ! હે પ્રભુ ! હે મનુષ્યના નેત્ર રૂપ પોયણા (ચંદ્ર વિકાસીકમળ) ને ચંદ્રમા તુલ્ય ! સમાધિવાળી (સ્થિર) બુદ્ધિ છે જેમની એવા અત્યંત ઉલ્લાસ પામતા રોમાંચવડે કંચુકિત છે શરીરના ભાગો જેમના એવા, તમારા બિંબના નિર્મળ મુખકમળને વિષે બાંધ્યું છે લક્ષ્ય જેમણે એવા જે ભવ્ય પ્રાણીઓ, એ પૂર્વોક્ત પ્રકારે વિધિ પૂર્વક તમારા સ્તોત્રને રચે (કરે) છે તેઓ, પ્રકર્ષે દેદીપ્યમાન સ્વર્ગ લક્ષ્મીને ભોગવીને તત્કાળ મોક્ષને પ્રાપ્ત કરે છે.–૪૩–૪૪

મન્ત્ર—ॐ नमो भगवति ! हिडिम्बवासिनि ! अल्लल्लमांसप्पिये नहयलमंडलपइट्ठिए तुह रणमत्ते पहरणदुट्ठे आयासमंडि ! पायालमंडि सिद्धमंडी जोइणिमंडि सव्वमुहमंडि कज्जल पडउ स्वाहा ॥ ४२ ॥ [ –श्री भै० प० क० अ० ९. श्लो० २२. ]

વિધિઃ—આ મંત્ર ઇશાનખૂણા સન્મુખ બેસી અંધારી આઠમના દિવસે ગણી પુરુષની ખોપરીના વિષે કાળા ધંતુરાના તેલથી કાજલ પાડી રાખવું, કાર્ય પડે તે કાજલથી

ત્રિશૂલ [કપાલમાં] કરે અથવા અંજન કીજે તો સર્વ જાતના ભય ન થાય, ચિત્ત સમાધિ થાય. ॐ ह्रीं चित्तसमाधिसंसेविताय श्रीजिनाय नमः ॥

મન્ત્ર—ॐ नट्ठट्ठमयट्ठाणे पणट्ठकम्मट्ठ नट्ठसंसारे ।
परमट्ठनिट्ठिअट्ठे अट्ठगुणाधीसरं वंदे ॥

**વિધિઃ**—આ મંત્રથી રાઇ, મીઠું, લીમડાનાં પાન, કટુ તેલ (કડવી તુબડીનું તેલ ?) અને ગુગલ એ પાંચ વસ્તુઓ એકઠી કરીને મંત્રી પાછલા પહોરે રોજ ૩૦૦ ત્રણસો હોમ કીજે તો રોગ, દુશ્મન તથા કષ્ટનો નાશ થાય છે.

આ છેલ્લા ૪૩—૪૪મા શ્લોકના ભાવને દર્શાવતી પ્રતિકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૩ ની મધ્યમાં સર્પના લંછન સહિત પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાજી બિરાજમાન છે. તેઓની જમણી બાજુએ સ્તોત્રકાર 'કુમુદચંદ્ર' સ્તુતિ કરતા બેઠેલા છે. ડાબી બાજુએ એક ગૃહસ્થ બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતો બેઠેલો છે.

ચિત્રની ડાબી બાજુના ઉપરના ભાગમાં ચિત્રકારે પોતાનું નામ તથા સ્થળ સ્પષ્ટ દર્શાવેલાં છે. આ પ્રત વિક્રમ સંવત ૧૯૨૫ના માગશર વદી અષ્ટમીના રોજ **અજમેર** મુકામે કવીશ્વર ચિરંજયલાલે ચીતરેલી છે, પ્રતના અક્ષરોના લેખક પણ તે પોતે જ છે. આ પ્રતનાં ચિત્રોમાં પુરુષોના મસ્તક ઉપર મોગલ સમયની પાઘડીઓ પહેરાવેલી છે, તે ઉપરથી એમ લાગે છે કે ચિત્રકારે મોગલ સમયની કોઇ બીજી પ્રત ઉપરથી આ પ્રતનાં ચિત્રોની નકલ કરી હશે. કળાની દૃષ્ટિએ જો કે આ ચિત્રો એટલાં બધાં સુંદર નથી પણ ચિત્રકાર કોઇ અજબ કલ્પનાશીલ છે તેમ તો ચિત્ર પ્રસંગો જોતાં જરૂર જણાઇ આવે છે. આ પ્રતનાં ચિત્રો શ્રીયુત **જસવંતરાય** જૈની **દિલ્હી** વાળાનાં સંગ્રહની પ્રત ઉપરથી લેવામાં આવ્યાં છે. દુર્ભાગ્યવશાત્ આ પ્રતનાં બાકીનાં ચિત્રો નાશ પામ્યાં છે એટલે જેટલાં મલ્યાં તેટલાં અહીંયાં આપવા યોગ્ય ધારીને આપ્યાં છે.



# કલ્યાણમંદિરના મન્ત્રામ્નાયો.

———(૦)———

શ્લોક ૧-૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो पासं पासं पासं फणं ॥ ॐ ह्रीं अर्हं णमो छुठंत्रकराए ॥ મન્ત્ર—ॐ नमो भगवते ममेप्सितं कार्यं सिद्धिं कुरु कुरु स्वाहा ॥

યંત્ર—પચીશ પાંખડીના કમલની મધ્ય કર્ણિકામાં क्लूं લખીને, પાંખડીઓમાં ઋદ્ધિ લખીને, યંત્રની ફરતાં મંત્ર લખવો, આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૪

१ प्रथमकाव्य प्रथमयंत्रं कमलरपपांखडि
२ द्वितीय



ચિત્ર ૨૯૪ કલ્યાણમંદિર કાવ્ય ૧-૨

વિધિ—ઋદ્ધિ મંત્રનો ૬૦ દિવસ સુધી હમેશાં ૧૦૮ વખત જાપ કરવો, પર્વત પર જાપ કરવો, રાતું આસન, રેશમની માલા, લાલ રેશમી વસ્ત્ર પહેરીને પૂર્વ દિશાએ મુખ રાખીને જાપ કરવો. કપૂર, ચંદન, કસ્તૂરી અને શિલારસનો ધૂપ દેવો.

ગુણ—આ પ્રમાણે કરવાથી લક્ષ્મીનો-ધનનો બહુ જ લાભ થાય છે.

શ્લોક ૩—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो धम्मराए जयतिए ॥ મન્ત્ર—ॐ नमो भगवति ॐ ह्रीं श्रीं क्लीं अर्हं नमः स्वाहा ॥

યંત્ર—સૂર્યાકાર યંત્રની મધ્યમાં ઋદ્ધિ લખીને, સૂર્યની ફરતો મંત્ર લખવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૫




ચિત્ર ૨૯૫ કલ્યાણમંદિર કાવ્ય ૩

વિધિ—એકાંતમાં દિન ૪૦ ચાલીશ સુધી, હમેશ ૧૦૦૦ ઋદ્ધિ મંત્રનો જાપ કરવો. પીળું દરિયાઈનું આસન, કમલની માલા, ગુગલ, કપૂર, ચંદન, અને ઘીનો ધૂપ કરવો, જાપ જેટલા દિવસ જપે તેટલા દિવસ ભૂમિશયન કરવું. નવ વરસ રવિવાર કરવા.

ગુણઃ—આ પ્રમાણે કરવાથી મૃતવત્સા દોષનો નાશ થાય, બાલક જીવે, છોકરો તથા છોકરી જે હોય તે જીવે.

શ્લોક ૪—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो समुद्दे भयं साम्यति वुद्धीणं ॥ મન્ત્ર—ॐ नमो भगवति पद्मगृहनिवासिनी नमः स्वाहा ॥

યંત્રઃ—વહાણની આકૃતિના મધ્યમાં म्ल्व्र्यूं લખીને, ફરતી ઋદ્ધિ લખવી અને વહાણની આકૃતિની બહારની બાજુ ફરતાં મંત્રના અક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૬.

काव्य ४ नावाकार यंत्र ३




ચિત્ર ૨૯૬ કલ્યાણમંદિર કાવ્ય ૪ પૃષ્ઠ ૫૮૧

**વિધિઃ**—યંત્ર પાસે રાખીને ૨૭ સતાવીસ દિવસ સુધી, હમેશાં ૧૦૦૦ ઋદ્ધિ મંત્રનો જાપ કરવો, સફેદ આસન, માલા રાતા સુતરની, પશ્ચિમ તરફ મુખ રાખવું. ગુગલ, ચંદન અને ઘીનો ધૂપ કરવો અને એકાંતમાં મંત્રનો જાપ કરવો.

**ગુણઃ**—આ પ્રમાણે કરવાથી પાણીનો ભય નાશ પામે છે, દરિઆમાં વહાણ ડૂબતું નથી.

**શ્લોક ૫—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो धणबुद्धि [बुद्धि ?] कराए ॥ —મન્ત્ર—ॐ ह्रीं पद्मे नमः ॥**

**યંત્ર**—ષટ્કોણાકૃતિની મધ્યમાં अम्ल्व्र्यूं લખીને, છ ખૂણામાં મંત્રાક્ષરો લખવા, યંત્રની ફરતી ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૭.

**વિધિ**—એકાંત સ્થાનમાં રહીને ૪૯ ઓગણપચાસ દિવસ સુધી, હમેશાં ૧૦૦૦ જાપ કરવો, સફેદ આસન, સ્ફટિકની માલા, પૂર્વદિશા તરફ મુખ રાખવું. ગુગલ, કંદરૂ, ચંદન, કપૂર અને ઇલાયચીનો ધૂપ કરવો.



ચિત્ર ૨૯૭ કલ્યાણમંદિર કાવ્ય ૫ પૃષ્ઠ ૫૮૨

ગુણ—ચોપદનો લાભ, લક્ષ્મી તથા ધનનો લાભ થાય.

શ્લોક ૬—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो पुत्तइच्छी [ च्छं ? ] कराए ॥ મન્ત્ર—ॐ नमो भगवति ह्रीं श्रीं व्रां व्रीं क्षां क्षीं प्रैं ह्रैं नमः ॥

યંત્ર—ચંદ્રાકૃતિની અંદર ઋદ્ધિ ભોજપત્ર પર લખીને ચંદ્રાકૃતિની ચારે બાજુ મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૮

વિધિ—[એકાંત સ્થાનમાં] ૪૦ ચાલીશ દિવસ સુધી, હમેશાં ૧૦૦૦ જાપ કરવો, લીલું આસન, કમલની માળા, દક્ષિણ દિશા તરફ મુખ રાખવું. ગુગલ, ઘી, ખોપરાં અને લવીંગનો ધૂપ કરવો. ગુણ—સંતાનની પ્રાપ્તિ થાય.

શ્લોક ૭—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो माहणे झाणाए ॥ મન્ત્ર—ॐ नमो भगवति शुभाशुभं कथयति [ यामि ? ] स्वाहा ॥

યંત્રઃ—ગોળાકાર ત્રણ કોઠા કરવા, પહેલા કોઠામાં ઋદ્ધિ લખવી, બીજામાં મંત્રાક્ષરો લખવા અને ત્રીજા કોઠામાં હૂંકાર ૧૪ ચઉદ લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૨૯૯

**વિધિ**—સત્તાવીશ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ, આસન જોગિઆનું, મૂંગાની (પરવાળાની) માળા, નૈઋત્ય ખૂણા તરફ મુખ રાખી જાપ કરવા. ગુગલ, લોહ, બાન, પ્રિયંગુ (રાયણ) અને લતાનો ધૂપ કરવો.

**ગુણ**—પરદેશમાં ગયેલા પતિ અથવા સ્વજનની સત્તાવીશ દિવસમાં ખબર મળે.

શ્લોક ૮—ઋદ્ધિ—ॐ **ह्रीं अर्हं णमो उन्हगदहारीए ॥** મન્ત્ર—ॐ **नमो भगवते मम सर्वांग पीडा शांति कुरु कुरु स्वाहा ॥**

**યંત્ર**—ચતુરસ્ત્ર કોઠા ૨૨ બાવીસની અંદર મંત્રાક્ષરો લખવા, ઉપર ઋદ્ધિના અક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૦




ચિત્ર ૩૦૦ કલ્યાણમંદિર કાવ્ય ૮

**વિધિ**—એકાંત સ્થાનમાં ચઉદ ૧૪ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા. ડાભનું

આસન, ચાંદીની માલા, ઈશાન ખૂણા તરફ મુખ; ગુગલ, કંદરૂ અને સફેદ ચંદનનો ધૂપ કરવો, જાપ કરીએ એટલા દિવસ ભૂમિશયન કરવું. ગુણ—ગરમી, પિતજ્વર તથા સર્વ જાતની ગરમીનો નાશ થાય.

**શ્લોક ૯—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो को पं हं सः ॥ મન્ત્ર—ॐ ह्रीं श्रीं ह्म्ल्रीं त्रिभुवन हूँ स्वाहा ॥**

**યંત્ર**—વૃક્ષાકૃતિમાં અગિઆર પાંદડામાં મંત્રના અક્ષરો લખવા અને ઋદ્ધિના અક્ષરો ઉપરના ભાગમાં લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૧

काव्य ९ वृक्षाकार यंत्र ८




ચિત્ર ૩૦૧ કલ્યાણમંદિર કાવ્ય ૯

**વિધિ**—[એકાંત સ્થાનમાં] ચઉદ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, આસન કાલી ઉનનું, માલા રૂદ્રાક્ષ, અગ્નિ ખૂણા તરફ મુખ રાખી પદ્માસને જાપ કરવો. ગુગલ, રાલ અને કંદરૂપનો ધૂપ કરવો.

ગુણ—સાપ, વીંછી, વગેરેનાં ઝેર ઉપર ૧૦૮ વખત ઋદ્ધિ મંત્ર બોલીને ઝાડવાથી ઝેરનો નાશ થાય છે.

શ્લોક ૧૦—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो तक्कर पणासए ॥ મંત્ર—ॐ नमो भगवति गुणवति स्वाहा ॥

યંત્ર—ખડ્ગાકાર યંત્રની મધ્યમાં મંત્ર લખવો, ઉપરના ભાગમાં ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૨




ચિત્ર ૩૦૨ કલ્યાણમંદિર કાવ્ય ૧૦

વિધિ—૧૮ અઢાર દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, પીળું આસન, સોનાની માલા, વાયવ્ય ખૂણા તરફ મુખ રાખવું. ગુગલ અને ચંદનનો ધૂપ દેવો.

ગુણ—ચોર, ઠગ વગેરેના ભયનો નાશ થાય.

શ્લોક ૧૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो वारि वालवुद्धीए [ वालवुद्धिए ] ॥ મન્ત્ર—ॐ नमो सरस्वति गुणवति स्वाहा ॥

યંત્ર—વટપત્રાકૃતિમાં તેર પાંખડીની મધ્યમાં ઋદ્ધિ લખીને, [ઉપરના ભાગમાં મંત્ર લખવો.] આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૩

વિધિ—૧૯ ઓગણીશ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, સફેદ આસન, સફેદ ચંદનની માલા, ઇશાન ખૂણા તરફ મુખ રાખવું. ચંદન, નાગરમોથ અને કપૂર કાચલીનો ધૂપ કરવો.

ગુણ—યંત્ર પાસે રાખવાથી પાણીમાં ડૂબાય નહિ.




ચિત્ર ૩૦૪ કલ્યાણમંદિર કાવ્ય ૧૨ પૃષ્ઠ ૫૮૯



ચિત્ર ૩૦૩ કલ્યાણમંદિર કાવ્ય ૧૧ પૃષ્ઠ ૫૮૭

શ્લોક ૧૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अग्गलवज्जणाए ॥ મન્ત્ર—ॐ नमो चंडिकायै नमः स्वाहा ॥

**યંત્ર**—ઝારીની આકૃતિની મધ્યમાં મંત્ર લખવો ઉપર ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૪

**વિધિ**—સાત દિન સુધી, દરરોજ ૧૦૮ એકસો આઠ વખત જાપ કરવાથી અગ્નિનો ભય જાય, સફેદ આસન, સ્ફટિકની માલા, નૈઋત્ય ખૂણા તરફ મુખ રાખવું. કપૂર, ખોપરા, ગુગલ અને ઘીનો ધૂપ કરવો.

**ગુણ**—મંત્ર ભણીને પાણી નાખવાથી અગ્નિ શાંત થઈ જાય છે.

काव्य१३ यंत्र१२वज्राकार




ચિત્ર ૩૦૫ કલ્યાણમંદિર કાવ્ય ૧૩ પૃષ્ઠ ૫૯૦

શ્લોક ૧૩—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो इक्खवज्जणाए ॥ મન્ત્ર—ॐ नमो चामुंडायै नमः स्वाहा ॥

યંત્ર—મૂઠ વાળી વજ્રાકૃતિની મધ્યમાં ઋદ્ધિ લખવી, ચારે બાજુ ફરતો મંત્ર લખવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૫

**વિધિ**—સત્તાવીશ દિવસ સુધી, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, લાલ આસન, જાયફલની માલા, પશ્ચિમ દિશા તરફ મુખ રાખવું. ગુગલ, ચંદન અને ઘીનો ધૂપ દેવો.

ગુણ—દરરોજ ૧૦૮ વાર પાણી મંત્રીને નાંખવાથી કુવામા ખારૂં પાણી આવતું હોય તે મીઠું જલ થઈ જાય.

શ્લોક ૧૪—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो तक्खर घण प [व ?] विषयाए ॥ મન્ત્ર—ॐ नमो गंधारि [यै] नम श्रीं क्लीं पे व्लूँ हूँ झूं स्वाहा ॥

યંત્ર—ષોડશ દલ કમલાકારે યંત્ર [મધ્ય કર્ણિકામાં ॐ લખવો], પાંખડીઓમાં મંત્રાક્ષરો લખવા, કમલાકૃતિને ફરતી ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૬



ચિત્ર ૩૦૬ કલ્યાણમંદિર કાવ્ય ૧૪

**વિધિ**—ચઉદ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, લીલું આસન, લાલ સુતરની માલા, ઉત્તર દિશા તરફ મુખ રાખવું. કંદરૂ અને ગુગલનો ધૂપ દેવો.

ગુણ—ચોરાઈ ગએલી વસ્તુ પાછી આવે, ધન મલે અને ખોવાયેલી-ગુમાવેલી વસ્તુ પાછી મલી આવે.

**શ્લોક ૧૫—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो झूसणझूसणाए ॥ मंत्र—ॐ नमो कालरात्रि [ यै ] नमः स्वाहा ॥**

યંત્ર—ત્રિશૂલાકૃતિની મધ્યમાં ઋદ્ધિ લખવી, ચારે બાજુ ફરતો મંત્ર લખવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૭




ચિત્ર ૩૦૭ કલ્યાણમંદિર કાવ્ય ૧૫

વિધિ—પચીશ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો. કાલું આસન, કાલા અરીઠાના બીજની માલા, દક્ષિણ દિશાએ મુખ રાખીને ગણવી. ગુગલ, ખોપરા, લાલ મરચાં અને નૂન (લૂણ ?)નો ધૂપ દેવો.

ગુણ—આ પ્રમાણે કરવાથી શત્રુ વૈરભાવ છોડે અને તેનો નાશ થાય.

શ્લોક ૧૬—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो णगभय पणासप ॥ મંત્ર—ॐ नमो गौरि इंद्रे वज्रे ह्रीं नमः ॥

યંત્ર—દ્વાદશ દલ કમલાકૃતિની બાર પાંખડીઓમાં મંત્ર લખવો, ચારે બાજુ ફરતી ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૮.




ચિત્ર ૩૦૮ કલ્યાણમંદિર કાવ્ય ૧૬

વિધિ—સાત દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, સફેદ આસન, સ્ફટિકની માલા, વાયવ્યખૂણા તરફ મુખ કરવું. ગુગલ, મેવા, ઘી અને ચંદનનો ધૂપ દેવો.

ગુણ—પર્વતપરનો ઉપસર્ગ અને વનના ભયનો નાશ થાય.

શ્લોક ૧૭—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो कुद्धवुद्ध [द्धि ?] णासप ॥ મંત્ર—ॐ नमो धृतिदेव्यै ह्रीं श्रीं क्लीं ब्लूं ऐं द्रां द्रीं नमः ॥

યંત્ર—ચોખંડા સોલ ખૂણામાં મંત્ર લખવો, ઉપરના ભાગમાં ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૦૯.

काव्य १७ यंत्र १६ चतुरस्र

ॐ ह्रीं अर्हं णमो ऋद्धि बुद्धि णासं ॥

| | | | |
|---|---|---|---|
| ॐ | न | मो | धू |
| [illegible] | ॐ | ॐ | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] |

ચિત્ર ૩૦૯ કલ્યાણમંદિર કાવ્ય ૧૭

વિધિ—ચઉદ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, સફેદ આસન, સ્ફટિકની માલા, નૈઋત્ય ખૂણા તરફ મુખ રાખવું. ચંદન, કપૂર, ઈલાયચી અને ઘીનો ધૂપ દેવો.

ગુણ—[યંત્ર પાસે રાખવાથી] વિગ્રહની શાંતિ થાય છે.

શ્લોક ૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो पासे सिद्धा सुणंति ॥ મંત્ર—ॐ नमो उ [सु?] मतिदेव्यै विषनिर्णाशिन्यै नमः स्वाहा ॥

યંત્ર—બે મુખવાળા સર્પની આકૃતિ કરીને ઉપરના ભાગમાં ઋદ્ધિ અને નીચેના ભાગમાં મંત્ર લખવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૦.

વિધિઃ—સાત દિવસ સુધી દરરોજ ૧૦૮ વખત જાપ કરવો, કાલું આસન, ચંદનની માલા, અગ્નિ દિશા તરફ મુખ રાખવું. ગુગલ, અને કંદરૂનો ધૂપ દેવો.

ગુણ—જે પુરુષ અગર સ્ત્રીને સર્પ કરડ્યો હોય તેને ગારુડિકિનાઈ (લીમડાનું ઝુમખું ?) ઝાડો દીજે સર્પનું ઝેર ઉતરી જાય.

काव्य १८ यंत्र १७ द्विमुखीसर्पाकार

ॐ ह्रीं अर्हं णमो पासे सिरुा सुणंति॥



ॐ नमो उमतिदव्यै विषनिर्णाशिन्यै नमः स्वाहा॥

ચિત્ર ૩૧૦ કલ્યાણમંદિર કાવ્ય ૧૮ પૃષ્ઠ ૫૯૩

શ્લોક ૧૯—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो पुप्फिगरुवत्ताए ॥ મંત્ર—ॐ नमो भगवति पुण्य-पल्लवकारिणि नमः ॥

યંત્ર—આંબાના ઝાડની આકૃતિએ સત્તર પાંદડાંવાળો યંત્ર બનાવીને, પાંદડાંની મધ્યમાં મંત્રના અક્ષરો લખવા, ઉપરની બાજુ પર ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૧.

વિધિ—બાગની અંદર ચઉદ દિવસ સુધી, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, ડાભનું આસન, તુલસીની માલા, રાલ, કંદરૂ, ગુગલ છાડછડીલો, ઘીનો ધૂપ દેવો.

ગુણ—બાગમાં ફૂલ ન ઉગતાં હોય તે નવપલ્લવિત થાય.

શ્લોક ૨૦—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो गिल्लबिल्लपासाए ॥ મંત્ર—ॐ नमो ब्रह्माणि नमः ॥

યંત્ર—ષટ્કોણ યંત્ર મધ્યે મંત્ર લખીને, ઉપર ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૨.

વિધિ—એકાંતસ્થાને ૪૯ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, આસન જોગિયાનું, માલા રૂદ્રાક્ષની, ઇશાન દિશા તરફ મુખ રાખવું. ગુગલ અને રાલનો ધૂપ દેવો. ભૂમિશયન કરવું તથા બ્રહ્મચર્ય પાલવું. ગુણ—ઉપર પ્રમાણે કરવાથી ઉચ્ચાટન થાય છે.

શ્લોક ૨૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो अक्खिगदेणासए ॥ મંત્ર—ॐ ह्रीं श्रीं क्लीं क्षां क्षीं नमः ॥




ચિત્ર ૩૧૨ કલ્યાણમંદિર કાવ્ય ૨૦ પૃષ્ઠ ૫૯૪




ચિત્ર ૩૧૧ કલ્યાણમંદિર કાવ્ય ૧૯ પૃષ્ઠ ૫૯૪

યંત્ર—અષ્ટદલ કમલની [મધ્ય કર્ણિકામાં ॐकार લખવો] આઠ પાંખડીઓમાં મંત્રાક્ષરો લખવા, ઉપર ઋદ્ધિના અક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૩




ચિત્ર ૩૧૩ કલ્યાણમંદિર કાવ્ય ૨૧

વિધિઃ—દરરોજનો ૧૦૮ વખત જાપ સાત દિવસ સુધી કરવો, યંત્ર જેવો છે તેવો લખી, લીલું આસન, માલા ચંદનની, નૈઋત્ય દિશા તરફ મુખ રાખવું. ચંદન અગર અને ઘીનો ધૂપ દેવો. ગુણ—નેત્રરોગની પીડાનો નાશ થાય છે.

શ્લોક ૨૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो तरुवत्तपणाए ॥ મંત્ર—ॐ नमो पद्मावत्यै झ्म्ल्र्व्यूं नमः ॥

યંત્ર—ચંપકવૃક્ષાકાર આકૃતિમાં દસ પાંદડાં બનાવીને તેની મધ્યમાં મંત્ર લખવો, ઉપરના ભાગમાં ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૪

વિધિઃ—એકવીશ દિવસ, દરરોજ ૧૦૮ જાપ કરવા, ડાભનું આસન, તુલસીની માલા, નૈઋત્ય દિશાએ મુખ રાખવું, રાલ, ગુગલ, છાડછડીલો, ઘીનો ધૂપ દેવો. ભૂમિશયન કરવું, એકાંતમાં જાપ કરવો. ગુણ—બાગમાં સારાં ફલ નીપજે-પેદા થાય.

काव्य२२ यंत्र२१ चंपकवृक्षाकार।।




ચિત્ર ૩૧૪ કલ્યાણમંદિર કાવ્ય ૨૨ પૃષ્ઠ ૫૯૬

શ્લોક ૨૩—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो वज्जपहरणाए ॥ મંત્ર—ॐ णमो श्रीं क्लीं झ्रां झ्रीं झ्रूँ झ्रः नमः ॥

યંત્ર—ગોલાકૃતિએ ત્રણ કોઠા કરવા, મધ્ય કોઠામાં झ्म्ल्व्र्यूँ લખવું, બીજા કોઠામાં ઋદ્ધિ લખવી, ત્રીજા કોઠામાં મંત્ર લખવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૫.

વિધિઃ—સત્તાવીશ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, લાલ આસન, લાલ રેશમની માલા, પૂર્વદિશા તરફ મુખ રાખવું. ચંદન, મૂષ્ક, સિલારસનો ધૂપ દેવો ભૂમિશયન કરવું, બ્રહ્મચર્ય પાળવું અને એકાંતસ્થાને જાપ કરવો. ગુણ—રાજદરબારમાં જયની પ્રાપ્તિ થાય.

શ્લોક ૨૪—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो आगासगामियाए ॥ મંત્ર—ॐ ह्रीं श्रां श्रीं पद्मे षोडशभुजे प्रों [ प्रैं ? ] हूँ हूँ नमः ॥

યંત્ર—સમચોરસ સોલ કોઠાના યંત્રમાં મંત્ર લખવો, ઉપરના ભાગમાં ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૬. વિધિ—સતાવીશ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો,




ચિત્ર ૩૧૫ કલ્યાણમંદિર કાવ્ય ૨૩ પૃષ્ઠ ૫૯૭

લાલ આસન, લાલ માલા, પૂર્વદિશામાં મુખ રાખવું, પચીશ શેર ખીર અને શીરો [બંને મલીને] બનાવરાવી, શ્રાવકની એકવીશ કન્યાને જમાડવી, કપૂર, મૂષ્ક, શિલારસ અને સફેદ ચંદનનો ધૂપ દેવો. એકાંત જંગલમાં અથવા અટવી અગર પર્વત પર આ જાપ કરવો. ગુણ—ગએલું રાજ્ય તથા સ્થાન પાછું મલે.

**શ્લોક ૨૫--ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो हिडकमलाणयाए ॥ મંત્ર—ॐ नमो धरणेन्द्र पद्मावत्यै नमः ॥**

યંત્ર—ત્રિકોણાકૃતિ યંત્રની મધ્યમાં क्ष्म्ल्व्र्यूं લખીને, યંત્રની અંદરના ભાગમાં ઉપર તથા નીચે ઋદ્ધિ લખવી તથા ચારે બાજુ ફરતા મન્ત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૭. વિધિ—૨૧ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, સફેદ આસન, સ્ફટિકની માલા, પશ્ચિમ દિશા તરફ મુખ કરવું. કપૂર, ચંદન, મુષ્ક તથા ઇલાયચીનો ધૂપ કરવો. ગુણ—રોગ, શોકની પીડાનો નાશ થાય, હર્ષ થાય અને સર્વ રોગનો નાશ થાય.

॥काव्य२४ यंत्र२३-चउरस्र

| | | | |
|---|---|---|---|
| ॐ | ह्रीं | श्रां | श्रीं |
| [illegible] | ह्रूं | ह्रूं | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] |

ॐ ह्रीं अर्हं णमो आगासगामियाए ॥

ચિત્ર ૩૧૬ કલ્યાણમંદિર કાવ્ય ૨૪ પૃષ્ઠ ૫૯૮

શ્લોક ૨૬—ઋદ્ધિ—ॐ **ह्रीं अर्हं णमो जयंदेयपासेवत्ताए ॥** મંત્ર—ॐ **ह्रीं पद्मे श्रां श्रीं श्रूं श्रः नमः ॥**

યંત્ર—છત્રાકૃતિમાં યંત્ર લખવો, છત્રની નીચેના ભાગમાં મંત્ર લખવો અને ઉપરના ભાગમાં ફરતી ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૮.

વિધિ—૨૭ દિવસ, દરરોજ ૧૦૮ જાપ કરવા, લાલ આસન, લાલ માલા, દક્ષિણ દિશા તરફ મુખ રાખવું. કસ્તુરી, અગર, હૌબેર (હીરાબોળ ?) છડીલોનો ધૂપ દેવો. ગુણ—રાજસભામાં બોલેલો બોલ માન્ય રહે, ઝગડાનો નિકાલ જે કરીએ તે માન્ય રહે.

શ્લોક ૨૭—ઋદ્ધિ—ॐ **ह्रीं खलदुट्ठणासए ॥** મંત્ર—ॐ **ह्रीं श्रीं धरणेन्द्रपद्मावती बल पराक्रमाय नमः ॥**




ચિત્ર ૩૧૭ કલ્યાણમંદિર કાવ્ય ૨૫ પૃષ્ઠ ૫૯૮




ચિત્ર ૩૧૮ કલ્યાણમંદિર કાવ્ય ૨૬ પૃષ્ઠ ૫૯૯

યંત્ર—સિંહાસનની આકૃતિની મધ્યમાં ઋદ્ધિ લખીને, ઉપરના ભાગમાંથી શરૂ કરીને ચારે તરફ ફરતા મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૧૯.




ચિત્ર ૩૧૯ કલ્યાણમંદિર કાવ્ય ૨૭

વિધિઃ—૨૧ દિવસ દરરોજ ૧૦૦૦ જાપ કરવા, કાલી ઊનનું આસન, કાલા સુતરની માલા, પૂર્વ દિશા તરફ મુખ રાખવું. ગુગલ, મીઠું, ઘી તથા ખોપરાનો ધૂપ દેવો. ૨૧ દિવસ પછી યંત્રને પંચામૃતમાં મેલવીને નદીના પ્રવાહમાં નાખી દેવો. ગુણ—દુશ્મન પરાજય પામે, શત્રુ શાંત હોય.

કાવ્ય ૨૮—ઋદ્ધિ— **ॐ ह्रीं अर्हं णमो उवयज्झणाए ॥** મન્ત્ર—**ॐ ह्रीं श्रीं ह्रीं क्रौं वषट् स्वाहा ॥**

યંત્ર—ગોલાકાર ત્રણ કોઠા કરવા, મધ્યમાં ॐકાર લખવો, બીજા કોઠામાં ઋદ્ધિ અને

ત્રીજા કોઠામાં મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૦.



ચિત્ર ૩૨૦ કલ્યાણમંદિર કાવ્ય ૨૮

વિધિઃ—૨૧ દિવસ, હમેશાં ૧૦૦૦ જાપ કરવા, પીળું આસન, પીળા સુતરની માલા, દક્ષિણ દિશા તરફ મુખ રાખવું. ચંદન, લવીંગ, ઘી, ઇલાયચી અને કપૂરનો ધૂપ દેવો. ગુણ—કીર્તિ યશ વધે, લોકોમાં જયજયકાર વર્તે.

કાવ્ય ૨૯—ઋદ્ધિ—ૐ **ह्रीं अर्हं णमो देवाणुप्पि ( पि ? ) याए ॥** મન્ત્ર—**ॐ ह्रीं क्रैं ( क्रों ) ह्रीं हूँ फट् स्वाहा ॥**

યંત્ર—વીણાકારે લખવો, વીણાની મધ્યમાં ઋદ્ધિ અને ઉપરના ભાગમાં મંત્ર લખવો. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૧.

વિધિ—૨૧ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવો, લાલ અસન, લાલ માલા, પૂર્વ દિશા તરફ મુખ રાખવું. કસ્તુરી, અગર, સિલારસ અને સફેદ ચંદનનો ધૂપ દેવો.




ચિત્ર ૩૨૧ કલ્યાણમંદિર કાવ્ય ૨૯ પૃષ્ઠ ૬૦૨

ભૂમિશયન કરવું, બ્રહ્મચર્ય પાળવું. ગુણ—સોપારી, ઇલાયચી અથવા લવીંગ, મંત્ર ભણીને જેને આપીએ તે પ્રત્યક્ષ હોય, સર્વ જનને પ્રિય હોય.

**કાવ્ય ૩૦—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो महाबलाए ॥ મન્ત્ર—ॐ ह्रीं श्रीं क्लीं व्लूं प्रां (प्रों ?) हूँ नमः स्वाहा ॥**

યંત્ર—સીસાના આકારે યંત્ર કરીને, મધ્યમાં ઋદ્ધિ લખવી અને ચારે બાજુ ફરતા મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૨.

વિધિઃ—૬૦ દિવસ, દરરોજ ૭૦૦ જાપ કરવા, કાલું આસન, રૂદ્રાક્ષની માલા, પૂર્વ દિશા તરફ મુખ રાખવું. ગુગલ, લોબાન અને ઘીનો ધૂપ દેવો. ગુણ—કાચા ઘડાથી કુવામાંથી પાણી નીકળે.

**કાવ્ય ૩૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो वीयाचणवत्ताए ॥ મન્ત્ર—ॐ नमो भगवति चक्रधारिणि भ्रामय भ्रामय मम शुभाशुभं दर्शय दर्शय स्वाहा ॥**

યંત્ર—દર્પણાકૃતિએ ચોખંડો કરવો, મધ્યમાં ઋદ્ધિ લખવી, ઉપરથી શરૂ કરીને ચારે તરફ ફરતા મંત્રાક્ષરો લખવા આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૩.

વિધિ—૧૪ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, અંગુલ ૧૨ નો હોમકુંડ કરવો,

હોમકુંડની અંદર અગર, ઘી, સરસવ, ગોરૂચંદનનો હોમ મંત્ર ભણીભણીને કરવો. સફેદ આસન, સફેદ માલા, પૂર્વ દિશા સન્મુખ મુખ રાખવું. ચંદન, અગર અને છાડછડીલાનો ધૂપ દેવો. પછી ખીર; શીરો અને તંદુલનું શ્રાવકોને ભોજન કરાવવું. ગુણ—શુભાશુભ પ્રશ્નનો જવાબ મલે.

કાવ્ય ૩૨—ઋદ્ધિ—**ॐ ह्रीं अर्हं णमो अट्ठमट्ठणासए ॥** મન્ત્ર—**ॐ नमो भगवति मम शत्रुन् बंधय बंधय ताडय ताडय उन्मूलय उन्मूलय छिन्द छिन्द भिन्द भिन्द स्वाहा ॥**

યંત્ર—મૃદંગાકારે લખવો, મધ્યમાં ઋદ્ધિ લખીને, ચારે બાજુ ફરતાં મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૪.

॥काव्य ३२ यंत्र ३१ मृदंगाकार

ॐ नमो भगवति मम शत्रून् बंधय बंधय ताडय ताडय उन्मूलय उन्मूलय छिन्द छिन्द भिन्द भिन्द स्वाहा ॥

॥ ॐ ह्रीं अर्हं णमो अट्ठमट्ठ ॥ ॥ णासए ॥

ચિત્ર ૩૨૪ કલ્યાણમંદિર કાવ્ય ૩૨

વિધિ—૨૭ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા. કાલું આસન, કમલકાકડીના બીજની માલા, નૈઋત્ય દિશા સન્મુખ મુખ રાખવું. ગુગલ, નાગરમોથ, તગર અને ઘીનો ધૂપ દેવો. ગુણ—દુષ્ટ માણસનું જોર ન ચાલે, દુષ્ટ મનુષ્યનો નાશ થાય.

કાવ્ય ૩૩—ઋદ્ધિ—**ॐ ह्रीं अर्हं णमो जविसापखिसाए ॥** મન્ત્ર—**ऋ असं असु पसु चंपु शीश्रे वावि अधशांकुं अममनने पाम ॥**

યંત્ર—ચોવીશ પાંખડીઓવાળા કમલની મધ્યમાં ॐ લખવો, ચોવીશ પાંખડીમાં મંત્રાક્ષરો લખવા. [ઉપરના ભાગમાં ઋદ્ધિ લખવી] આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૫.

॥काव्य३३ यंत्र३२ चौवीशपांखडीनो



ચિત્ર ૩૨૫ કલ્યાણમંદિર કાવ્ય ૩૩

વિધિ—૭ દિવસ, દરરોજ ૧૦૮ જાપ કરવા. જોગિયાનું આસન, રૂદ્રાક્ષની માલા, વાયવ્ય દિશા સન્મુખ મુખ રાખવું. કપૂર, ખોપરાં, ઘી, ચંદન અને ઇલાયચીનો ધૂપ દેવો. ગુણ—મેઘનો ભય, અતિવૃષ્ટિ, તીડ, કાતરા તથા ઉંદરનો ભય ખેતરમાં ન હોય.

**કાવ્ય ૩૪—ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो उंजिअस्सायतक्खणेणं ॥ મન્ત્ર—ॐ नमो भगवति भूत पिशाचराक्षसवेतालान् ताडय ताडय मारय मारय स्वाहा ॥**

યંત્ર—વૃક્ષાકાર યંત્ર ૯ પાંદડાં વાળો કરવો. જમણી બાજુના ત્રણ પાંદડામાં ह्रीं श्री क्ली તથા ડાબી બાજુના ત્રણ પાંદડાંમાં फ्रौं रौं ग्लौ લખવા, ઋદ્ધિ અને મંત્ર ચારે બાજુ ફરતા લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૬

વિધિ—૨૧ દિવસ, ૨૧ વાર સરસવ મંત્રીને પાણીમાં નાખવા, કાલું આસન વિંછી કાંટા ફલની માલા, વાયવ્ય દિશા સન્મુખ મુખ રાખવું. ગુગલ, મરચાં, ઘી તથા સરસવનો ધૂપ દેવો. ગુણ—શાકિની દોષ જાય. ભૂત, પિચાચ, રાક્ષસ તથા દુર્જન વૈરીનો નાશ થાય.

કાવ્ય ૩૫—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो मिज्जलिज्जणासए ॥ મન્ત્ર—ॐ नमो भगवति मिगियागदे अपस्मारे रोगे शांति कुरु कुरु स्वाहा ॥

યંત્ર—દુધીની બુટી માફક પત્ર ૨૬નો લખવો. પાંદડાંની મધ્યમાં મંત્રના અક્ષરો લખવા, ઉપરની બાજુએ ઋદ્ધિના અક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૭

વિધિ—૨૧ દિવસ, દરરોજ ૧૦૦૦ વાર મંત્ર જપવા, કેળના પાનનું લીલુ આસન હમેશાં લેવું, ચંદનની માલા, નૈઋત્ય દિશા સન્મુખ મુખ રાખવું. લોબાન અને ઘીનો ધૂપ દેવો. એકાંત સ્થાને જાપ કરવા, બ્રહ્મચર્ય પાળવું.

ગુણ—મૃગી, અપસ્માર અને બાવળાપણું જાય.

કાવ્ય ૩૬—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो ग्रा (ग्रां ?) हुं फट् विचक्काए ॥ મન્ત્ર—ॐ ह्रीं अष्टमहानागकुल विष शांतिकारिणि स्वाहा ॥

યંત્રઃ—હાથના પંજાના આકારે કરવો. હથેલીની મધ્યમાં સાત क्रौं કાર લખવા, પાંચ




ચિત્ર ૩૨૮ કલ્યાણમંદિર કાવ્ય ૩૬ પૃષ્ઠ ૬૦૯

આંગલીઓની મધ્યમાં સાત સાત ક્રોં કાર લખવા. ઉપરના ભાગમાં ઋદ્ધિ લખવી અને ચારે બાજુ પંજાને ફરતા મંત્રાક્ષરો લખવા આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૮

વિધિઃ—૭ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, લીલુ આસન, માલા પાટલની (લીલી) ઈશાન દિશા સન્મુખ મુખ રાખવું. ગુગલ, કંદરૂનો ધૂપ કરવો.

ગુણઃ—આ પ્રમાણે સિદ્ધ કર્યા પછી સર્પ પકડે તો સર્પ કરડે નહિ, મંત્ર ભણીને કાંકરી નાંખવાથી સર્પ થંભી જાય અને સર્પનું વિષ ચડે નહિ.

**કાવ્ય ૩૭- ઋદ્ધિ--ॐ ह्रीं अर्हं णमो ह्रीं खोभि ह्रीं खोभिप ॥ મન્ત્ર--ॐ नमो भगवति मम सर्वं राजाप्रजा वश्यकारिणि स्वाहा ॥**

યંત્ર—ફરસીની આકૃતિએ લખીને, ઉપર ઋદ્ધિ લખવી, પછી ચારે તરફ ફરતા મન્ત્રના અક્ષરો ઋદ્ધિની નીચે લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૨૯




ચિત્ર ૩૨૯ કલ્યાણમંદિર કાવ્ય ૩૭

વિધિઃ—૨૧ દિવસ, દરરોજ ૧૦૮ જાપ કરવા. લાલ આસન, કણેરનાં લાલ ફૂલથી

મંત્ર જપી જપીને ફૂલ રાખતા જવું, પૂર્વ દિશા સન્મુખ મુખ રાખવું. કપૂર અને કસ્તૂરીનો ધૂપ દેવો. ગુણ—મંત્ર ભણીને ૭ કાંકરી ક્ષીરવૃક્ષ નીચે ઉછાળીને અધર ઝીલી લઇને નગરના ચૌટામાં નાખવાથી રાજા વગેરે લોકો વશ થાય, રંકથી માંડી રાજા અને શાહૂકાર વગેરે સર્વ વશ થાય.

કાવ્ય ૩૮—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो इट्ठि मिट्ठि भक्खंकराए ॥ मन्त्र—ॐ नमो खङ्गारीदेव्यै, खङ्गारो कहां गयौ, खङ्गारो खैर काटि वा गयौ, खैर काटि कांइ करै, खैर काट सारका तीर घडावै, तीर घडाय पेटपीडा हृदयपीडा अमुकाकी छेदीस्यै जानवा न्हारवारी पीडा छेदीस्यै ॥

યંત્ર કટારીના આકારે લખવો, ઉપર ઋદ્ધિ લખવી, પછી ચારે તરફ ફરતા મંત્રના અક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૩૦

॥ काव्य ३८ यंत्रं ३७ कटारि




ચિત્ર ૩૩૦ કલ્યાણમંદિર કાવ્ય ૩૮

વિધિ—૧૪ દિવસ, હમેશાં ૧૦૦૦ જાપ કરવા, સફેદ આસન, ગુલાબના લાકડાની માલા, ચંદન, છાડછડીલો અને ઘી તથા કંદરૂપનો ધૂપ દેવો.

**કાવ્ય ૩૯—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो सत्तावरिए गणिज्जं ॥ મન્ત્ર—ॐ नमो भगवती अमुकस्य सर्व ज्वर शांति कुरु कुरु स्वाहा ॥**

યંત્ર—રકાબીની આકૃતિની મધ્યમાં ઋદ્ધિ લખીને, ઉપર ચારે તરફ મંત્રના અક્ષરો ફરતા લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૩૧




ચિત્ર ૩૩૧ કલ્યાણમંદિર કાવ્ય ૩૯

વિધિ—૭ દિવસ, દરરોજ ૧૦૮ જાપ કરવા, લીલું આસન, કમલ(કાકડી)ની માલા, ઇશાન દિશા સન્મુખ મુખ રાખવું, ગુગલ, ઘી તથા ખોપરાનો ધૂપ દેવો.

ગુણ—તાવવાલા માણસને અગર સ્ત્રીના ગળે ભોજપત્ર પર યંત્ર લખીને બાંધવાથી સર્વજવર તથા સંનિપાત જાય.

**કાવ્ય ૪૦—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो उग्घसीअणासए ॥ मन्त्र —ॐ नमो भगवते झ्म्ल्व्यूं नमः स्वाहा ॥**

યંત્ર—સાથીઆની આકૃતિના મધ્યમાં झ्म्ल्व्यूं લખીને દક્ષિણ બાજુએ સાત શ્રીંકાર લખવા, ઉત્તર બાજુએ સાત હ્રીંકાર લખવા, ઉપરની બાજુએ સાત ક્રોંકાર લખવા અને નીચેની બાજુએ સાત શ્રૌંકાર લખવા, આકૃતિના ઉપરના ભાગમાં ઋદ્ધિ લખીને, બાકીની ત્રણ બાજુમાં મંત્રના અક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૩૨



ચિત્ર ૩૩૨ કલ્યાણમંદિર કાવ્ય ૪૦

વિધિઃ—૧૪ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, લીલું આસન, રૂદ્રાક્ષની માલા, ઈશાન દિશા સન્મુખ મુખ અને ગુગલ, ઘી તથા ખોપરાનો ધૂપ દેવો.

ગુણ—એકાહિક, વેલાજ્વર, તૃતીય તથા ચોથીઆ જ્વરનો નાશ થાય.

**કાવ્ય ૪૧—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो वप्पलाहव्वण ॥ मन्त्र—ॐ नमो भगवते बंभयारी णमो ह्रीं श्रीं क्लीं ऐं ब्लूं नमः ॥**

યંત્ર—ચોખંડા વીશ કોઠાની અંદર મંત્રાક્ષરો લખવા અને ઉપર ઋદ્ધિ લખવી. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૩૩

यंत्रं ४० चउरस      काव्य ४१

ॐ ह्रीं अर्हं णमो बप्पजाइ बुए ॥ ॥

| | | | | |
|---|---|---|---|---|
| ॐ | न | मो | भ | ग |
| ह्रीं | श्रीं | क्लीं | ऐं | व |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

ચિત્ર ૩૩૩ કલ્યાણમંદિર કાવ્ય ૪૧

વિધિ—૨૧ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા. કાલું આસન, કાલા સુતરની માલા, દક્ષિણ દિશા સન્મુખ મુખ રાખવું. લૂણ, મરચાં, ગુગલ, ઘી અને રાલનો ધૂપ દેવો.

ગુણ—બીજાની ચલાવેલી ગોલી, તીર અથવા બીજાં શસ્ત્રો રણસંગ્રામમાં લાગે નહિ.

કાવ્ય ૪૨—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो इत्थिवत्थणासए ॥ મન્ત્ર—ॐ ह्रीं अर्हं णमो इत्थिरक्तार्शगदे शांति कुरु कुरु स्वाहा ॥

યંત્ર—ચોખંડા પાંચ કોઠાનો યંત્ર કરવો, મધ્યમાં ॐ पद्मे नमः લખીને, ઉપરના

ભાગમાં ઋદ્ધિ લખવી, બાકીના ત્રણ ભાગમાં ફરતા મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૩૪



ચિત્ર ૩૩૪. કલ્યાણમંદિર કાવ્ય ૪૨

વિધિ—૨૧ દિવસ, દરરોજ ૧૦૮ જાપ કરવા, આસન લૂંગીનું, માલા કાચા કેલાની, ઉત્તર દિશા સન્મુખ મુખ રાખવું. ચંદન, લવીંગ, કપૂર, ઇલાયચી, ઘી તથા સિલારસનો ધૂપ દેવો. પછી પદ્માવતીનું પૂજન કરાવવું, દીપ, નૈવેદ્ય, ધૂપ, ફલ અને લાલ વસ્ત્ર.

ગુણ—સ્ત્રીનો પ્રદર રોગ જાય, અધૂરો ગર્ભ સ્તંભન થાય એટલે કસુવાવડ થાય નહિ.

કાવ્ય ૪૩—ઋદ્ધિ—ॐ ह्रीं अर्हं णमो वंदि मोक्खयाए ॥ મંત્ર—ॐ नमो सिद्ध, महासिद्ध जगत्सिद्ध त्रैलोक्यसिद्ध मम रोगं छिन्द छिन्द स्तंभय स्तंभय जृंभय जृंभय मनोवांछित सिद्धिं कुरु कुरु स्वाहा ॥

યંત્ર—બાર પાંખડીના કમલની [મધ્ય કર્ણિકામાં ૐકાર લખવો] બાર પાંખડીઓમાં ઋદ્ધિ લખવી, ચારે તરફ ફરતા મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૩૫

વિધિ—૧૪ દિવસ, દરરોજ ૧૦૦૦ જાપ કરવા, કાલું આસન, કાલા સુતરની માલા, અગ્નિખૂણા સન્મુખ મુખ રાખવું. ચંદન, ગુગલ, મરચાં અને ઘીનો ધૂપ દેવો.

ગુણ—એકાંત લક્ષ્મીલાભ થાય, બંદીખાનેથી છૂટે.

**કાવ્ય ૪૪--ઋદ્ધિ—ॐ ह्रीं श्रीं क्लीं नमः ॥ મંત્ર--ॐ नमो धरणेन्द्रपद्मावतीसहिताय श्रीं क्लीं ऐं अर्हं नमः ॥**

યંત્ર—પાંચ પાંખડીવાળા ગુલાબના ફૂલ જેવો લખવો, કર્ણિકામાં ॐકાર, પાંચ પાંખડીઓમાં બાકીના ઋદ્ધિના અક્ષરો લખવા, ચારે બાજુ ફરતા મંત્રાક્ષરો લખવા. આકૃતિ માટે જુઓ ચિત્ર ૩૩૬

વિધિ—૪૦ દિવસ દરરોજ ૧૦૦૦ જાપ કરવા, લાલ આસન, મૂંગાની (પરવાલાની) માલા, પૂર્વ દિશા સન્મુખ મુખ કરવું, ભૂમિશયન કરવું, શીલ પાલવું.

ગુણ—લક્ષ્મીની પ્રાપ્તિ થાય.



# बृहच्छान्ति स्तोत्र ।

——(०)——

भो भो भव्याः शृणुत वचनं प्रस्तुतं सर्वमेतत्,
ये यात्रायां त्रिभुवनगुरोरार्हता भक्तिभाजः ।
तेषां शान्तिर्भवतु भवतामर्हदादिप्रभावा-
दारोग्यश्रीधृतिमतिकरी क्लेशविध्वंसहेतुः ॥ १ ॥

ભાવાર્થ:—હે ભવ્યજનો ! તમે અવસર ઉચિત મારૂં આ વચન સર્વ સાંભળોઃ—જે શ્રાવકો શ્રીજિનેશ્વરની યાત્રામાં ભક્તિવંત હોય છે, તેઓને શ્રીઅરિહંતાદિક [ પંચ પરમેષ્ઠી ]ના પ્રભાવથી આરોગ્યતા, લક્ષ્મી, સંતોષ અને બુદ્ધિને કરનારી તથા રાગદ્વેષાદિકથી ઉત્પન્ન થતા કલેશનો નાશ કરનારી શાંતિ પ્રાપ્ત થાઓ. [ તીર્થંકરને સ્નાત્ર કરનારા શ્રાવકોમાંથી જે અધિક ગુણવાન હોય તે શ્રાવક ઉભો થઈ આ પ્રમાણે બોલે ].

भो भो भव्यलोका ! इह हि भरतैरावतविदेहसंभवानां समस्ततीर्थकृतां जन्मन्यासनप्रकम्पानन्तरमवधिना विज्ञाय, सौधर्माधिपतिः सुघोषाघण्टाचालनानन्तरं सकलसुरासुरेन्द्रैः सह समागत्य सविनयमर्हद्भट्टारकं गृहीत्वा, गत्वा कनकाद्रिशृङ्गे, विहितजन्माभिषेकः शान्तिमुद्घोषयति यथा, ततोऽहं कृतानुकारमिति कृत्वा महाजनो येन गतः स पन्था इति भव्यजनैः सह समेत्य, स्नात्रपीठे स्नात्रं विधाय, शान्तिमुद्घोषयामि, तत्पूजायात्रास्नात्रादिमहोत्सवानन्तरमिति कृत्वा कर्णं दत्त्वा निशम्यतां निशम्यतां स्वाहा ॥

ભાવાર્થ:—હે ભવ્યજનો ! આ લોકમાં ભરત, ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રને વિષે જ્યારે જ્યારે તીર્થંકરનો જનમ થાય છે, ત્યારે ત્યારે સૌધર્મ દેવલોકના ઇંદ્રનું આસન કંપાયમાન થાય છે. તે વખતે અવધિજ્ઞાનવડે જિનેશ્વરનો જનમ થયો જાણી તે ઇંદ્ર પોતાના સેનાપતિ પાસે સુઘોષા ઘંટા વગડાવે. તેથી સર્વ વૈમાનિક દેવો તથા ભુવનપતિના અસુરો તેઓના ઇંદ્રો સહિત આવીને પૂજ્ય જિનેશ્વરને વિનયપૂર્વક બે હાથમાં લઈ મેરૂપર્વતના શિખર ઉપર આવે. ત્યાં જિનજનમનો સ્નાત્રાદિક મહોત્સવ કરી શાંતિની ઉદ્‌ઘોષણા કરે છે. તેથી કરીને હું પણ "કરેલાનું અનુકરણ કરવું" એમ ધારી વળી "મોટા પુરુષો જે માર્ગે ચાલે તે માર્ગ પ્રમાણ છે" એટલે ઇંદ્રાદિક દેવોએ જેમ કર્યું તેમ આપણે પણ કરવું જોઈએ. એમ જાણી ભવ્યજનો સહિત જિનમંદિરમાં આવી સ્નાત્રપીઠ ઉપર જિનેશ્વરનું સ્નાત્ર કરી તથા તેમની પૂજા, યાત્રા, સ્નાત્ર વગેરે મહોત્સવ કરી ઉંચે સ્વરે શાંતિની ઉદ્‌ઘોષણા કરૂં છું, તેથી તમે પણ કાન દઈ—સાવધાન થઈ સાંભળો.

ॐ पुण्याहं पुण्याहं प्रीयन्तां प्रीयन्तां भगवन्तोऽर्हन्तः सर्वज्ञाः सर्वदर्शिनस्त्रिलोकनाथा स्त्रिलोकमहितास्त्रिलोकपूज्यास्त्रिलोकेश्वरास्त्रिलोकोद्योतकराः ॥

ભાવાર્થ:—ૐ [શબ્દથી પંચપરમેષ્ઠીને નમસ્કાર કરી કહે છે કે-] આજનો દિવસ પરમ પવિત્ર છે. કેવળજ્ઞાની, કેવળદર્શની, ત્રિલોકના નાથ, ત્રિલોકથી પૂજિત ત્રિલોકને પૂજ્ય, ત્રિલોકના ઈશ્વર અને ત્રિલોકને ઉદ્યોત કરનાર ભગવાન તીર્થંકરો પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ.

ॐ ऋषभ-अजित-संभव-अभिनन्दन-सुमति-पद्मप्रभ-सुपार्श्व-चन्द्रप्रभ-सुविधि-शीतल-श्रेयांस-वासुपूज्य-विमल-अनन्त-धर्म-शान्ति-कुन्थु-अर-मल्लि-मुनिसुव्रत-नमि-नेमि-पार्श्व-वर्धमानान्ता जिनाः शान्ताः शान्तिकरा भवन्तु स्वाहा ॥

ભાવાર્થ:—ૐ ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન સ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભુ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ, શીતલનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્ય સ્વામી, વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત-સ્વામી, નમિનાથ, નેમનાથ, પાર્શ્વનાથ, અને વર્ધમાન સ્વામી પર્યંત ચોવીશે જિનેશ્વરો કે જેઓના કષાયાદિક ઉપશાંત થએલા છે, તે અમને પણ શાંતિ કરનારા થાઓ.

ॐ मुनयो मुनिप्रवरा रिपुविजयदुर्भिक्षकान्तारेषु दुर्गमार्गेषु रक्षन्तु वो नित्यं स्वाहा ॥

ભાવાર્થ:—ૐ મુનિઓ અને ગણધરાદિક શ્રેષ્ઠ મુનિઓ શત્રુના વિજયને વિષે, દુકાળને વિષે, મહા અટવી તથા વિકટ માર્ગને વિષે નિરંતર તમારૂં રક્ષણ કરો.

ॐ ह्रीं श्रीं धृति-मति-कीर्ति-कान्ति-बुद्धि-लक्ष्मी-मेधा-विद्या-साधन-प्रवेश-निवेशनेषु सुगृहीतनामानो जयन्तु ते जिनेन्द्राः ॥

ભાવાર્થ:—ૐ (પરમેષ્ઠીવાચક, પ્રણવબીજ) ह्रीं (માયાબીજ) श्रीं (લક્ષ્મીબીજ), ધૃતિ-સંતોષ અથવા ધીરજ, મતિ-દીર્ઘદૃષ્ટિ, કીર્તિ-નામના, કાન્તિ-તેજ, બુદ્ધિ-ડહાપણ, લક્ષ્મી, મેધા-ધારણા શક્તિ, વિદ્યા-સ્ત્રી અધિષ્ટિત મન્ત્ર, સાધન-સાધના, પ્રવેશ-નગરાદિ પ્રવેશ, અને નિવેશન-નિવેશ સ્થાનને વિષે સારી રીતે ગ્રહણ કરાય છે, નામ જેઓનાં એવાં તે જિનેશ્વરો જયવંતા વર્તે છે.

ॐ रोहिणि-प्रज्ञप्ति-वज्रश्रृङ्खला-वज्रांकुशी-अप्रतिचक्रा-पुरुषदत्ता-काली-महाकाली-गौरी-गान्धारी-सर्वास्त्रामहाज्वाला-मानवी-वैरोटया-अच्छुप्ता-मानसी-महामानसी षोडश विद्यादेव्यो रक्षन्तु वो नित्यं स्वाहा ॥

ભાવાર્થ:—ૐ રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશ્રૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા, પુરુષદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, સર્વાસ્ત્રામહાજવાલા, માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસી, મહામાનસી આ સોળ વિદ્યાદેવીઓ તમારૂં નિત્ય રક્ષણ કરો.

ॐ आचार्योपाध्यायप्रभृतिचातुर्वर्णस्य श्रीश्रमणसंघस्य शान्तिर्भवतु तुष्टिर्भवतु पुष्टिर्भवतु ॥

ભાવાર્થ:—ॐ આચાર્ય, ઉપાધ્યાય વગેરે ચાર પ્રકારના શ્રીશ્રમણસંઘની શાંતિ થાઓ, તુષ્ટિ થાઓ અને પુષ્ટિ થાઓ.

ॐ ग्रहाश्चन्द्रसूर्याङ्गारकबुधबृहस्पतिशुक्रशनैश्चरराहुकेतुसहिताः सलोकपालाः सोमयमवरुण-कुबेरवासवादित्यस्कन्दविनायकोपेता ये चान्येऽपि ग्रामनगरक्षेत्रदेवतादयस्ते सर्वे प्रीयन्तां, प्रीयन्तां अक्षीणकोशकोष्ठागारा नरपतयश्च भवन्तु स्वाहा ॥

ભાવાર્થ:—ॐ ચંદ્ર, સૂર્ય, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવગ્રહ સહિત, સોમ, યમ, વરુણ અને કુબેર એ ચાર લોકપાલ સહિત વાસવ–ઇંદ્ર, આદિત્ય–સૂર્ય, સ્કંદ–કાર્તિકેય તથા વિનાયક–ગણપતિ સહિત, વળી બીજા પણ જે ગ્રામદેવતા, નગરદેવતા અને ક્ષેત્રદેવતા વગેરે દેવો છે, તે સર્વે પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. રાજવીઓ અક્ષય ખજાનાવાળા તથા ધાન્યના અખૂટ કોઠારવાળા થાઓ.

ॐ पुत्र–मित्र–भ्रातृ-कलत्र–सुहृत्–स्वजन–संबन्धि–बन्धुवर्गसहिता नित्यं चामोदप्रमोद-कारिणः । अस्मिंश्च भूमण्डलायतननिवासिसाधुसाध्वीश्रावकश्राविकाणां रोगोपसर्गव्याधिदुःख-दुर्भिक्षदौर्मनस्योपशमनाय शान्तिर्भवतु ॥

ભાવાર્થ:—ॐ પુત્ર, મિત્ર, ભાઈ, સ્ત્રી, સુહૃદ–ગુપ્ત વાત કહેવાને યોગ્ય સંબંધી સ્વજન –પોતાનાં સગાં વહાલાં, સંબંધી–પુત્ર પૌત્રાદિકના શ્વસુર પક્ષ વગેરે, બંધુ વર્ગ–પિત્રાઈ ભાઈઓ સહિત સર્વ સંબંધીઓ નિરંતર આમોદ કરનારા થાઓ–હર્ષને આપવાવાળા થાઓ. આ લોકને વિષે પૃથ્વીમંડલ ઉપર પોતપોતાના સ્થાનમાં નિવાસ કરનાર સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓના જ્વરાદિક રોગ, દ્વિપદ, ચતુષ્પદ વગેરેના ઉપસર્ગ, કોઢ વગેરે વ્યાધિ, દુઃખ, દુષ્કાળ તથા વિષાદના ઉપશમ–નાશને માટે શાંતિ થાઓ.

ॐ तुष्टि–पुष्टि–ऋद्धि–वृद्धि–माङ्गल्योत्सवाः सदा प्रादुर्भूतानि पापानि शाम्यन्तु दुरितानि शत्रवः पराङ्मुखा भवन्तु स्वाहा ॥

ભાવાર્થ:—ॐ તુષ્ટિ, પુષ્ટિ, સમૃદ્ધિ, વૃદ્ધિ, માંગલિક ઉત્સવો નિરંતર થાઓ, ઉદયમાં આવેલાં પાપો શાંત થાઓ, બંધાયેલા પાપ કર્મો નાશ પામો અને શત્રુઓ પરાઙમુખ થાઓ.

श्रीमते शान्तिनाथाय, नमः शान्तिविधायिने ।
त्रैलोक्यस्यामराधीश–मुकुटाभ्यर्चिताङ्घ्रये ॥ १ ॥

ભાવાર્થ—જ્ઞાનાદિક લક્ષ્મીવાળા શ્રીશાંતિનાથ પ્રભુને નમસ્કાર થાઓ. તે પ્રભુ ત્રણ લોકની શાંતિને કરનારા છે, તથા તેઓના ચરણોને દેવેંદ્રોએ મસ્તક નમાવી પોતાના મુકુટોવડે પૂજ્યા છે.—૧

शान्तिः शान्तिकरः श्रीमान्, शान्तिं दिशतु मे गुरुः ।
शान्तिरेव सदा तेषां, येषां शान्तिर्गृहे गृहे ॥ २ ॥

ભાવાર્થ—જગતની શાંતિને કરનારા તત્વોનો ઉપદેશ કરનારા શ્રીમાન શાંતિનાથ પ્રભુ મને શાંતિ આપો. જેઓના ઘરમાં શ્રીશાંતિનાથ પ્રભુ પૂજાય છે, તેઓને સદા શાંતિ જ હોય છે.—૨

उन्मृष्टरिष्टदुष्टग्रहगतिदुःस्वप्नदुर्निमित्तादि ।
संपादितहितसंपन्नामग्रहणं जयति शान्तेः ॥ ३ ॥

ભાવાર્થ—શાંતિનાથ પ્રભુનું માત્ર નામ ગ્રહણ કરવાથી જ ઉપદ્રવ, દુષ્ટ ગ્રહનું નડવાપણું, ખરાબ સ્વપ્ન અને દુષ્ટ એવા શુકન નિમિત્તાદિક નાશ પામે છે અને હિતકારી સંપત્તિ પ્રાપ્ત થાય છે, તેથી જ તેમનું નામ જય પામે છે—૩

श्रीसंघजगज्जनपद—राजाधिपराजसन्निवेशानाम् ।
गोष्ठिकपुरमुख्यानां, व्याहरणैर्व्याहरेच्छान्तिम् ॥ ४ ॥

ભાવાર્થ—શ્રીસકલ સંઘ, જગત, જનપદ–દેશ, રાજાધિપ–રાજ્યના અધિકારીઓ, રાજાને રહેવાનાં સ્થાનો, ધર્મ સભાના મનુષ્યો અને નગરના મુખ્ય મુખ્ય પુરુષોનાં નામ બોલી તેઓના સંબંધી શાંતિની ઉદ્ઘોષણા કરવી.—૪

તે આ પ્રમાણેઃ—

श्रीश्रमणसंघस्य शान्तिर्भवतु । श्रीजनपदानां शान्तिर्भवतु ।
श्रीराजाधिपानां शान्तिर्भवतु । श्रीराजसन्निवेशानां शान्तिर्भवतु ।
श्रीगोष्ठिकानां शान्तिर्भवतु । श्रीपौरमुख्यानां शान्तिर्भवतु ।
श्रीपौरजनस्य शान्तिर्भवतु । श्रीब्रह्मलोकस्य शान्तिर्भवतु ।
ॐ स्वाहा ॐ स्वाहा ॐ श्रीपार्श्वनाथाय स्वाहा ॥

ભાવાર્થ—શ્રીશ્રમણ સંઘને શાંતિ થાઓ, દેશમાં શાંતિ થાઓ, રાજાના અધિકારીઓને શાંતિ થાઓ, રાજાઓના નિવાસ સ્થાનોમાં શાંતિ થાઓ, ધર્મની ગોષ્ટી કરનારાઓને શાંતિ થાઓ, નગરના મુખ્ય મુખ્ય આગેવાન પુરુષોને શાંતિ થાઓ, નગરના લોકોને શાંતિ થાઓ, સર્વ જીવોને શાંતિ થાઓ. ૐ સ્વાહા, ૐ સ્વાહા, ૐ શ્રીપાર્શ્વનાથાય સ્વાહા અર્થાત્ આ પુષ્પાદિકની પૂજા શ્રીપાર્શ્વનાથ પ્રભુને સંતુષ્ટ કરનારી થાઓ (અહીંયાં શ્રીપાર્શ્વનાથ પ્રભુની જગ્યાએ જે પ્રભુનું સ્નાત્ર હોય તે પ્રભુનું નામ દેવું, લોકોમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ મહાપ્રભાવિક હોવાથી સ્તોત્રકારે તેઓનું નામ અહીંયાં લીધું છે)

एषा शान्तिः प्रतिष्ठायात्रास्नात्राद्यवसानेषु शान्तिकलशं गृहीत्वा कुंकुमचन्दनकर्पूरागुरुधूपवासकुसुमाञ्जलिसमेतः स्नात्रचतुष्किकायां श्रीसंघसमेतः शुचिशुचिवपुः पुष्पवस्त्रचंदनाभरणालङ्कृतः पुष्पमालां कण्ठे कृत्वा, शान्तिमुद्‌घोषयित्वा शान्तिपानीयं मस्तके दातव्यमिति ॥

ભાવાર્થઃ—આ શાંતિપાઠ તીર્થંકરોની પ્રતિષ્ટા, યાત્રા અને સ્નાનાત્રાદિકની અંતમાં કરવાનો છે. તેની ઉદ્‌ઘોષણા આ પ્રમાણે કરવી—કોઇ વિશિષ્ટ ગુણવાન શ્રાવક ઊભો થઇ શાંતિકલશને ગ્રહણ કરી કેસર, સુખડ, કપૂર, અગુરુનો ધૂપ, વાસક્ષેપ અને કુસુમાંજલિ સહિત સ્નાત્રમંડપમાં શ્રીસંઘ સહિત અત્યંત પવિત્ર શરીરવાળો થઈ પુષ્પ, વસ્ત્ર, ચંદન અને આભરણોથી સુશોભિત થઈ પુષ્પની માળા કંઠમાં પહેરી શાંતિની ઉદ્‌ઘોષણા કરી તે શાંતિ કલશનું પાણી સર્વના મસ્તક પર છાંટે.

नृत्यन्ति नृत्यं मणिपुष्पवर्षं,
सृजन्ति गायन्ति च मङ्गलानि ।
स्तोत्राणि गोत्राणि पठन्ति मन्त्रान्,
कल्याणभाजो हि जिनाभिषेके ॥ १ ॥

ભાવાર્થ—કલ્યાણના ભાજન એવા ભવ્ય પ્રાણીઓ, શ્રીજિનેશ્વરદેવના સ્નાત્ર મહોત્સવને વિષે નૃત્ય કરે છે, રત્નો અને પુષ્પોની વૃષ્ટિ કરે છે, માંગલિક ગીતો ગાય છે, સ્તુતિ—સ્તોત્રથી પ્રભુના ગુણ ગાન કરે છે. તથા તેઓશ્રીના ગોત્ર તથા નામ અને મંત્રોને બોલે છે.—૧

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवन्तु लोकाः ॥ २ ॥

ભાવાર્થ—સર્વ જગતના જીવોનું કલ્યાણ થાઓ, પ્રાણી સમૂહ પરોપકાર કરવામાં તત્પર થાઓ, દોષો નાશ પામો અને સર્વ લોક સર્વત્ર સુખી થાઓ—૨

अहं तित्थयरमाया, सिवादेवी तुम्ह नयरनिवासिनी ।
अम्ह सिवं तुम्ह सिवं, असिवोवसमं सिवं भवतु ॥ ३ ॥ स्वाहा ॥

ભાવાર્થ—હું શ્રી નેમિનાથ તીર્થંકરની માતા શિવાદેવી નામની તમારા નગરમાં વસું છું; તેથી મારૂં અને તમારૂં કલ્યાણ થાઓ, તેમજ વિઘ્નની શાંતિ થાઓ.—૩

उपसर्गाः क्षयं यान्ति, छिद्यन्ते विघ्नवल्लयः ।
मनः प्रसन्नतामेति, पूज्यमाने जिनेश्वरे ॥ ४ ॥

ભાવાર્થ—શ્રીજિનેશ્વરદેવની પૂજા કરવાથી સર્વ ઉપદ્રવો નાશ પામે છે, વિઘ્નરુપી વેલડીઓ—લતાઓ છેદાઈ જાય છે અને ચિત્ત પ્રસન્ન થાય છે.—૪

सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।
प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥

ભાવાર્થ—સર્વ મંગલોમાં મંગલરુપ, સર્વ કલ્યાણોના કારણરુપ અને સર્વ ધર્મોને વિષે ઉત્તમ એવું આ જૈનશાસન–જિનેશ્વર દેવોનું શાસન જયવંતુ વર્તે છે–૫.

---

## परिशिष्ट १

# श्री ऋषिमंडलस्तोत्रम्

——(०)——

आद्यंताक्षरसंलक्ष्यमक्षरं व्याप्य यत्स्थितं ।
अग्निज्वालासमं नादं विंदुरेखासमन्वितं ॥ १ ॥
अग्निज्वालासमाक्रान्तं मनोमलविशोधनं ।
देदीप्यमानं हृत्पद्मे, तत्पदं नौमि निर्मलं ॥ २ ॥

અર્થાત્—શરૂઆતનો અક્ષર अ અને છેવટનો અક્ષર ह् લખવાથી, તે બંને અક્ષરોની મધ્યમાં બધા વર્ણાક્ષરો આવી જાય છે. અગ્નિજ્વાલા સમાન છેવટના નાદ અક્ષર (ह) ના મસ્તકના ભાગ ઉપર બિંદુ ( ं ) તથા રેખા ( રેફ ँ ) કરીને 'अर्हं' શબ્દ બનાવવો. આ પ્રમાણે બનાવેલો 'अर्हं' શબ્દ અગ્નિની જ્વાલા સમાન પ્રકાશમાન છે, મનના [ પાપરૂપી ] મલને ધોવાવાલો છે અને અત્યંત નિર્મલ છે. આવા પ્રકાશમાન 'अर्हं' પદને હૃદયરૂપી કમલમાં સ્થાપન કરીને, મન, વચન અને કાયાથી હું નમસ્કાર કરૂં છું–૧–૨

अर्हमित्यक्षरं ब्रह्म, वाचकं परमेष्ठिनः ।
सिद्धचक्रस्य सद्बीजं सर्वतः प्रणिदध्महे ॥ ३ ॥

અર્થાત્—'अर्हं' શબ્દ અરિહંતાદિક પંચ પરમેષ્ટિનો વાચક છે તથા સિદ્ધચક્રનું બીજ છે અને તેથી જ સર્વ માંગલિક કાર્યોમાં તેને પ્રણામ કરવામાં આવે છે.—૩

ॐ नमोऽर्हद्भ्य ईशेभ्यः, ॐ सिद्धेभ्यो नमोनमः ।
ॐ नमः सर्वसूरिभ्यः, उपाध्यायेभ्य ॐ नमः ॥ ४ ॥
ॐ नमः सर्वसाधुभ्यः, ॐ ज्ञानेभ्यो नमोनमः ।
ॐ नमस्तत्त्वदृष्टिभ्यश्चारित्रेभ्यस्तु ॐ नमः* ॥ ५ ॥

---

* ॐ नमः सर्वसाधुभ्यः तत्त्वदृष्टिभ्य ॐ नमः ।
ॐ नमः शुद्धबोधेभ्यश्चारित्रेभ्यो नमोनमः ॥५॥–આ પ્રમાણે પણ પાઠ મળી આવે છે.

અર્થાત્—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ચારિત્ર એ આઠેને ૐકાર સહિત વારંવાર નમસ્કાર હો.—૪, ૫

श्रेयसेऽस्तु श्रियेऽस्त्वेतदर्हदाद्यष्टकं शुभं ।
स्थानेष्वष्टसु विन्यस्तं पृथग्बीजसमन्वितं ॥ ६ ॥

અર્થાત્—કલ્યાણને તથા સંપત્તિને આપવાવાળા ઉપરોક્ત અરિહંતાદિક આઠે પદોની સ્થાપના બીજાક્ષર સહિત જુદી જુદી આઠે દિશાઓમાં કરવાથી તે સુખ તથા લક્ષ્મીને આપવાવાળા થાય છે.—૬

आद्यं पदं शिखां रक्षेत् परं रक्षतु मस्तकं ।
तृतीयं रक्षेन्नेत्रे द्वे तुर्यं रक्षेच्च नासिकां ॥ ७ ॥
पंचमं तु मुखं रक्षेत् षष्टं रक्षतु घंटिकां ।
सप्तमं रक्षेन्नाभ्यंतं पादांतं चाष्टमं पुनः ॥ ८ ॥

અર્થાતઃ—અરિહંતાદિક આઠ પદો પૈકી અનુક્રમે પહેલા અરિહંતપદથી શિખા (ચોટલી) ની રક્ષા કરવી, બીજા સિદ્ધ પદથી મસ્તકની, ત્રીજા આચાર્ય પદથી બંને નેત્રોની, ચોથા ઉપાધ્યાય પદથી નાસિકા (નાક) ની, પાંચમા સાધુપદથી મુખની, છઠ્ઠા પદથી ગળાની, સાતમા પદથી નાભિની અને આઠમા ચારિત્ર પદથી બંને પગોની રક્ષા કરવી. ૭—૮

पूर्वं प्रणवतः सांतः सरेफो द्व्यब्धि पंचषान् ।
सप्ताष्टादशसूर्यांकान् श्रितो विंदुस्वरान् पृथक् ॥ ९ ॥
पूज्यनामाक्षराद्यास्तु पंचातो ज्ञानदर्शनः ।
चारित्रेभ्यो नमो मध्ये ह्रीं सांतः समलंकृतः ॥ १० ॥

અર્થાતઃ—પ્રથમ પ્રણવ (ૐ) લખીને, પછી स કારનો અંત અક્ષર રેફ સહિત ह કાર (ह्र) ની સાથે બીજો સ્વર आ કાર, ચોથો સ્વર ई કાર, પાંચમો સ્વર उ કાર, છઠ્ઠો સ્વર ऊ કાર, સાતમો સ્વર ए કાર, આઠમો સ્વર ऐ કાર, દશમો સ્વર औकार અને બારમો સ્વર અઃ, ઉપર બિંદુ સહિત અલગ અલગ લગાવવાથી અનુક્રમે ह्रां, ह्रीं, ह्रुं, ह्रूं, ह्रें, ह्रैं, ह्रौं, ह्रः લખીને; પછી પૂજ્ય એવા પાંચ પરમેષ્ટિ પદોના શરૂઆતના પાંચ અક્ષર લેવા અર્થાત્ अ, सि, आ, उ, सा આ પ્રકારે લખીને, વળી सम्यग्ज्ञानदर्शनचारित्रेभ्यो (सम्यग्दर्शनज्ञानचारित्रेभ्यो) લખીને અંતમાં 'नमः' થી સુશોભિત એવો ह्रींકાર બંને પદોની વચમાં લખવાથી સત્તાવીશ અક્ષરનો મૂલમંત્ર તૈયાર થાય છે તે આ પ્રમાણેઃ—

૧ 'ह्रिम्रि' એવો પણ પાઠ છે. ૨. 'पंचदर्शनबोधकं' એવો પણ પાઠ છે.

મૂલમંત્રઃ— ॐ ह्रां ह्रीं (ह्रिं ?) ह्रुं ह्रूं ह्रें ह्र ह्रौं ह्रः अ सि आ उ सा सम्यग्दर्शनज्ञानचारित्रेभ्यो ह्रीं नमः । આ સત્તાવીશ અક્ષરના મૂલમંત્રમાં પ્રથમના નવ બીજાક્ષર છે અને પછીના અઢાર શુદ્ધાક્ષર છે, એ પ્રમાણે એકત્ર મલીને સત્તાવીશ અક્ષરરૂપ શ્રીઋષિમંડલ સ્તવના યંત્રનો આ મૂલમંત્ર આરાધકોને શુભ ફળનો આપનારો તથા મનોવાંછના પૂરી કરનારો છે. [આ મંત્રાક્ષરોમાં પહેલા નવ બીજાક્ષરોમાં ह्रौं કાર આવતો હોવાથી પાછળનો નમઃ પહેલાંનો ह्रीं કાર ગણતરીમાં લેવામાં આવતો નથી તેથી તે અઢાર અક્ષર ગણાય છે.] —૯–૧૦

जंबुवृक्षधरोद्वीपः, क्षारोदधिसमावृतः ।
अर्हदाद्यष्टकैरष्टकाष्ठाधिष्ठैरलंकृतः ॥ ११ ॥
तन्मध्ये संगतो मेरुः कूटलक्षैरलंकृतः ।
उच्चैरुच्चैस्तरस्तारतारामंडलमंडितः ॥ १२ ॥
तस्योपरि सकारांतं बीजमध्यस्य सर्वगं ।
नमामि बिंबमार्हंत्यं ललाटस्थं निरंजनं ॥ १३ ॥

અર્થાત્—જંબુવૃક્ષને ધારણ કરવાવાળા દ્વીપ એટલે કે જંબુદ્વીપની ચારે તરફ લવણ સમુદ્ર વીંટળાએલો છે. તે દ્વીપ આઠ દિશાઓના સ્વામી અરિહંત આદિ આઠ પદોથી શોભાયમાન છે. તેના મધ્યભાગમાં મેરુ નામનો પર્વત છે જે બહુ જ કૂટોથી અલંકૃત છે અને તેની ચારે તરફ એકના ઉપર એક જ્યોતિશ્ચક્રો પરિક્રમા દે છે, તેથી તે પર્વત બહુજ સુંદર દેખાય છે. આવા મેરુ પર્વત ઉપર સકારાંત બીજ (ह)ની સ્થાપના કરીને, તેમાં બેઠેલા ઘાતિકર્મરૂપી અંજન રહિત અરિહંત ભગવાનના બિંબની લલાટમાં સ્થાપના કરીને હું નમસ્કાર કરું છું. ૧૧–૧૨–૧૩

अक्षयं निर्मलं शांतं बहुलं जाड्यतोज्झितं ।
निरीहं निरहंकारं सारं सारतरं घनं ॥ १४ ॥
अनुद्धतं शुभं स्फीतं सात्विकं राजसं मतं ।
तामसं विरसं बुद्धं तैजसं शर्वरीसमं ॥ १५ ॥
साकारं च निराकारं सरसं विरसं परं ।
परापरं परातीतं परंपरपरापरं ॥ १६ ॥
सकलं निष्कलं तुष्टं निर्भृतं भ्रांतिवर्जितं ।
निरंजनं निराकांक्षं निर्लेपं वीतसंशयं ॥ १७ ॥
ब्रह्माणमीश्वरं बुद्धं शुद्धं सिद्धमभंगुरं ।
ज्योतिरूपं महादेवं लोकालोकप्रकाशकं ॥ १८ ॥

भुवनेन्द्र व्यंतरेन्द्र ज्योतिष्केंद्र कल्पेन्द्रेभ्यो नमः ।
श्रुतावधि देशावधि परमावधि सर्वावधि बुद्धिऋद्धिप्राप्त
सर्वौषधिप्राप्तानंतबलर्द्धिप्राप्त रसर्द्धिप्राप्त वैक्रियर्द्धिप्राप्त
क्षेत्रर्द्धिप्राप्ताक्षीणमहानसर्द्धिप्राप्ते नमः ॥ ६६-६७ ॥

ભાવાર્થ—ભવનપતિના ઇંદ્ર, વ્યંતરોના ઇંદ્ર, જ્યોતિષીના ઇંદ્ર તથા કલ્પવાસી દેવોના ઇંદ્રને નમસ્કાર હો. શ્રુતાવધિ, પરમાવધિ, સર્વઅવધિ, બુદ્ધિ, ઋદ્ધિને પ્રાપ્ત કરેલા, સર્વૌષધિ, અનંતબલ ઋદ્ધિને પ્રાપ્ત કરેલા, રસઋદ્ધિ, વૈક્રિયઋદ્ધિ, ક્ષેત્રઋદ્ધિ અને અક્ષીણ મહાનસ ઋદ્ધિને પ્રાપ્ત કરેલા [મુનીશ્વરો]ને નમસ્કાર હો. આ સોળે પદો યંત્રના કોઠામાં રહેલા છે.—૬૬, ૬૭.

ॐ श्रीह्रीश्च धृतिर्लक्ष्मी गौरी चंडी सरस्वती ।
जयाम्बा विजया क्लिन्नाऽजिता नित्या मदद्रवा ॥ ६८ ॥
कामांगा कामबाणा च सानंदा नंदमालिनी ।
माया मायाविनी रौद्री कला काली कलिप्रिया ॥ ६९ ॥
एताः सर्वा महादेव्यो वर्त्तते या जगत्त्रये ।
मम सर्वाः प्रयच्छंतु कांतिं लक्ष्मीं धृतिं मतिं ॥ ७० ॥

અર્થાત્—શ્રી ૧, હ્રી ૨, ધૃતિ ૩, લક્ષ્મી ૪, ગૌરી ૫, ચંડી ૬, સરસ્વતી ૭, જયા ૮, અંબિકા ૯, વિજયા ૧૦, ક્લિન્ના ૧૧, અજિતા ૧૨, નિત્યા ૧૩, મદદ્રવા ૧૪, કામાંગા ૧૫, કામબાણા ૧૬, નંદા ૧૭, નંદમાલિની ૧૮, માયા ૧૯, માયાવિની ૨૦, રૌદ્રી ૨૧, કલા ૨૨, કાલી ૨૩, અને કલિપ્રિયા ૨૪, આ સર્વ મોટી દેવિયો ત્રણ જગતને વિષે વિદ્યમાન છે, તે ચોવીશે દેવિયો મને કાંતિ, લક્ષ્મી, ધૈર્ય અને બુદ્ધિને આપનારી થાઓ.—૬૮, ૬૯, ૭૦.

दुर्जना भूतवेतालाः पिशाचा मुद्गलास्तथा ।
ते सर्वे उपशाम्यंतु देवदेवप्रभावतः ॥ ७१ ॥

અર્થાત્—દુર્જન લોકો, ભૂત, વૈતાલ, પિશાચ, મુદ્ગલ રાક્ષસ વગેરે સર્વ મિથ્યાત્વી અને રૌદ્ર પરિણામી જીવો દેવાધિદેવ શ્રીજિનેશ્વરદેવના પ્રભાવથી શાંત થાઓ.—૭૧

दिव्यो गोप्यः सुदुष्प्राप्यः श्रीऋषिमंडलस्तवः ।
भाषितस्तीर्थनाथेन जगत्त्राणकृतोऽनघः ॥ ७२ ॥

અર્થાત્—આ શ્રીઋષિમંડલ સ્તવ બહુ જ દિવ્ય પ્રભાવવાળું છે, તેની પ્રાપ્તિ થવી

બહુ જ દુર્લભ છે, જગતની રક્ષા કરવાને માટે નિર્દોષ એવું આ સ્તોત્ર શ્રીમહાવીર પ્રભુએ ભાખેલું-કહેલું છે અને તેથી જ તે ગુપ્ત રાખવા યોગ્ય છે.—૭૨

रणे राजकुले वन्हौ जले दुर्गे गजे हरौ ।
स्मशाने विपिने घोरे स्मृतो रक्षति मानवं ॥ ७३ ॥

અર્થાત્—યુદ્ધમાં, રાજદરબારમાં, અગ્નિના ઉપદ્રવ વખતે, જલમાં સંકટ ઉપસ્થિત થયે છતે, કિલ્લામાં, હાથી તથા સિંહ તરફથી ભય ઉપસ્થિત થયે છતે, સ્મશાન ભૂમિમાં તથા ઘોર વનમાં સંકટ ઉપસ્થિત થયે છતે, આ મંત્રનું સ્મરણ કરવાથી મનુષ્યની રક્ષા થાય છે.—૭૩.

राज्यभ्रष्टा निजं राज्यं पदभ्रष्टा निजं पदं ।
लक्ष्मीभ्रष्टा निजां लक्ष्मीं प्राप्नुवंति न संशयः ॥ ७४ ॥

અર્થાત્—રાજ્યથી ભ્રષ્ટ થએલ રાજા પોતાના રાજ્યને, મંત્રી વગેરે અધિકારીના પદેથી ભ્રષ્ટ થએલ પોતાના પદને, ધનથી રહિત થએલ પોતાના ધનને પાછું પ્રાપ્ત કરે છે, તે બાબતમાં કોઈ પણ જાતની શંકા કરવી નહિ.—૭૪

भार्यार्थी लभते भार्यां पुत्रार्थी लभते सुतं ।
धनार्थी लभते वित्तं नरः स्मरणमात्रतः ॥ ७५ ॥

અર્થાત્—આ સ્તોત્ર વગેરેના સ્મરણમાત્રથી પણ સ્ત્રીની ચાહનાવાળાને સ્ત્રીની પ્રાપ્તિ, પુત્રની ઇચ્છાવાળાને પુત્રની પ્રાપ્તિ અને ધનની ઇચ્છાવાળા મનુષ્યને ધનની પ્રાપ્તિ થાય છે.—૭૫

स्वर्णे रूप्येऽथवा कांस्ये लिखित्वा यस्तु पूजयेत् ।
तस्यैवेष्टमहासिद्धिर्गृहे वसति शाश्वती ॥ ७६ ॥

અર્થાત્—આ યંત્રને× સોનાના, ચાંદીના અથવા કાંસાના પતરા પર લખીને જે મનુષ્ય પોતાના ઘરમાં પૂજન કરે છે, તેના ઘરમાં હમેશાં આઠે મહા સિદ્ધિઓ વાસ કરે છે.–૭૬

भूर्जपत्रे लिखित्वेदं गलके मूर्ध्नि वा भुजे ।
धारितं सर्वदा दिव्यं सर्वभीतिविनाशनं ॥ ७७ ॥

અર્થાત્—આ દિવ્ય યંત્રને ભોજપત્ર પર [અષ્ટગંધથી] લખીને, [માદળીઆમાં ઘાલી] ગળામાં, મસ્તકમાં અથવા ભુજાએ ધારણ કરવાથી નિરંતર સર્વપ્રકારની ભીતિઓ નાશ થાય છે.—૭૭.

---

× યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર નંબર ૩૮૬, ૩૮૭.

भूतैः प्रेतैर्ग्रहैर्यक्षैः पिशाचैर्मुद्गलैस्तथा ।
वातपित्तकफोद्रेकैर्मुच्यते नात्र संशयः ॥ ७८ ॥

અર્થાત્—[ઉપર પ્રમાણે યંત્રને ધારણ કરનાર મનુષ્ય] ભૂત, પ્રેત, નવગ્રહ, યક્ષ, પિશાચ, મુદ્દ્ગલ રાક્ષસ અને વાત, પિત્ત તથા કફ જન્ય રોગોના ઉપદ્રવોથી મુક્ત થાય છે; આ બાબતમાં કોઈ પણ જાતની શંકા રાખવી નહિ.—૭૮

भूर्भुवःस्वस्त्रयीपीठवर्तिनः शाश्वता जिनाः ।
तैः स्तुतैर्वंदितैर्दृष्टैर्यत्फलं तत्फलं स्मृतेः ॥ ७९ ॥

અર્થાત્—પાતાલલોક, મનુષ્યલોક તથા દેવલોક એ ત્રણે લોકમાં રહેલા જે શાશ્વતા જિનેશ્વરો છે, તેની સ્તવના, વંદના અને દર્શન કરવાથી જે ફલની પ્રાપ્તિ થાય છે, તેટલા જ ફલની પ્રાપ્તિ આ સ્તોત્રનું સ્મરણ કરવાથી થાય છે.—૭૯

एतद्गोप्यं महास्तोत्रं न देयं यस्य कस्यचित् ।
मिथ्यात्ववासितो दत्ते बालहत्या पदेपदे ॥ ८० ॥

અર્થાત્—આ મહાસ્તોત્ર ગોપવી (ખાનગી) રાખવું જોઇએ, જેને તેને આપવું ન જોઇએ; મિથ્યાત્વથી વાસિત પ્રાણીઓને આપવાથી આપનારને પગલે પગલે બાલહત્યાનું પાપ લાગે છે.—૮૦

आचाम्लादि तपः कृत्वा पूजयित्वा जिनावलिम् ।
अष्टसाहस्रिको जापः कार्यस्तत्सिद्धिहेतवे ॥ ८१ ॥

અર્થાત્—આયંબિલ વગેરે તપ કરીને ચોવીશ જિનેશ્વરોની પૂજા કરીને, ઇચ્છિત કાર્યની સિદ્ધિ માટે આ મંત્રના ૮૦૦૦ આઠ હજાર જાપ કરવા જોઇએ.—૮૧

शतमष्टोत्तरं प्रातर्ये पठंति दिनेदिने ।
तेषां न व्याधयो देहे प्रभवंति च संपदः ॥ ८२ ॥

અર્થાત્—જે ભવ્યપુરુષ ! શુદ્ધ યોગથી દરરોજ સવારમાં ઉઠીને એકાગ્રચિત્તથી આ સ્તોત્રનો પાઠ કરીને મૂલમંત્રનો એકસોને આઠ વાર જાપ કરે છે, તેના શરીરમાં રોગ પેદા થતા નથી અને તેને દરેક પ્રકારની સંપદાઓ મલી આવે છે.—૮૨

अष्टमासावधिं यावत् प्रातः प्रातस्तु यः पठेत् ।
स्तोत्रमेतन्महातेजस्त्वर्हद्बिंबं स पश्यति ॥ ८३ ॥
दृष्टे सत्यार्हते बिंबे भवे सप्तमके ध्रुवं ।
पदं प्राप्नोति शुद्धात्मा परमानंदसंपदां ॥ ८४ ॥

અર્થાત્—મન, વચન અને કાયાની શુદ્ધિ કરીને એકાગ્રચિત્ત થઇને, નિરંતર સવારમાં આઠ મહિના સુધી આ સ્તોત્રનો પાઠ કરનાર મનુષ્ય અરિહંત ભગવાનનું તેજોમય એવું બિંબ જુએ છે; અને તે પ્રમાણે અરિહંત ભગવાનનું તેજોમય બિંબ દેખનાર ભવ્યપુરુષ! નિશ્ચયે કરીને સાતમા ભવે પરમ–અતીંદ્રિય આનંદનું સ્થાન એવા મોક્ષપદને પ્રાપ્ત કરે છે.*—૮૩, ૮૪.

**विश्ववंद्यो भवेद्ध्याता कल्याणानि च सोऽश्नुते ।**
**गत्वा स्थानं परं सोऽपि भूयस्तु न निवर्त्तते ॥ ८५ ॥**

અર્થાત્—આ પ્રમાણે ધ્યાન ધરનાર મનુષ્ય જગતને વંદન કરવા યોગ્ય થાય છે, કલ્યાણની પરંપરાને પામે છે; [અને] મોક્ષપદને પામીને ફરીથી તે સંસારમાં પાછો આવતો નથી–જનમ લેતો નથી—૮૫

**इदं स्तोत्रं महास्तोत्रं स्तवानामुत्तमं परं ।**
**पठनात् स्मरणाज्जापाल्लभ्यते पदमव्ययम् ॥ ८६ ॥**

અર્થાત્—આ સ્તોત્ર સ્તોત્રોને વિષે મહાસ્તોત્ર છે, સ્તવનોમાં ઉત્તમોત્તમ છે અને તેનો પાઠ, સ્મરણ અને જાપ કરવાથી અવ્યય એવા મોક્ષપદની પ્રાપ્તિ થાય છે.—૮૬



* અરિહંત ભગવાનનું તેજોમય એવું બિંબ ભવ્યપુરુષને દેખાય છે, એ વાત તદ્દન સત્ય છે. કારણ કે આ સ્તોત્રના પાઠથી મેં પોતે પણ અરિહંત ભગવાનનું મહાતેજસ્વી એવું બિંબ સ્વપ્નમાં જોએલું છે.

—સારાભાઈ નવાબ.

અર્થાત્:—[ અરિહંત ભગવાનના જે બિંબનું ધ્યાન ધરવાનું છે, તેના સ્વરૂપનું વર્ણન સ્તોત્રકાર આ પ્રમાણે કરે છે–] અરિહંત ભગવાનનું બિંબ જનમ મરણ રૂપ નાશ રહિત હોવાથી અક્ષય છે, કર્મરૂપી મલથી રહિત હોવાથી નિર્મલ છે, શાંત–મુદ્રાવાલું તથા વિસ્તૃત અને અજ્ઞાન રહિત છે, વળી કોઈપણ જાતની ઈચ્છા રહિત, અહંકાર રહિત છે, શ્રેષ્ટ છે, શ્રેષ્ટમાં પણ શ્રેષ્ટ અત્યંત શ્રેષ્ટ છે, ઘન છે.

ઉદ્ધતપણાથી રહિત, શુભ અને સ્વચ્છ છે. શાંતિ ગુણવાળું હોવાથી સાત્વિક છે. ત્રિલોકના નાથપણાએ કરીને રાજસ ગુણવાળું છે, આઠ કર્મોનો નાશ કરવાને માટે તામસ ગુણયુક્ત છે. શૃંગારાદિક રસોથી રહિત છે, જ્ઞાનવાન છે, તેજસ છે. પૂર્ણિમાની ચાંદની રાત સમાન આનંદકારી છે.

અરિહંતની અપેક્ષાએ શરીર સહિત હોવાથી 'સાકાર' છે અને સિદ્ધોની અપેક્ષાએ શરીર રહિત હોવાથી 'નિરાકાર' છે, જ્ઞાનરૂપી રસથી ભરેલા હોવાથી 'સરસ' હોવા છતાં પણ રસાદિ વિષયથી રહિત છે, ઉત્કૃષ્ટ છે, ક્રમાનુક્રમે ઉત્કૃષ્ટથી પણ ઉત્કૃષ્ટ છે.

અરિહંતની અપેક્ષાએ શરીર સહિત હોવાથી 'સકલ' છે અને સિદ્ધોની અપેક્ષાએ શરીર રહિત હોવાથી 'નિષ્કલ' છે. સંતોષ ઉત્પન્ન કરવાવાલા છે. સંસાર ભ્રમણથી રહિત છે, કર્મરૂપી અંજનથી મુક્ત છે, કોઇપણ જાતની આકાંક્ષા વગરના છે, કર્મરૂપી લેપથી રહિત હોવાથી નિર્લેપ છે અને સંશય રહિત છે.

સર્વ ભવ્યજીવોને હિતશિક્ષા દેવાવાલા હોવાથી ઈશ્વર છે, બ્રહ્મરૂપ છે, બુદ્ધરૂપ છે, અઢાર દોષોએ કરીને રહિત હોવાથી 'શુદ્ધ' છે. કૃતકૃત્યપણાને પ્રાપ્ત થએલા છે, સંસારમાં ફરીથી આવવાપણું નહીં હોવાથી ક્ષણભંગુરતાથી રહિત છે, જ્યોતિ સ્વરૂપ છે, દેવોને પણ પૂજનીક હોવાથી 'મહાદેવ' છે, લોક અને અલોકનું પણ સ્વરૂપ પોતાના જ્ઞાનથી પ્રકાશ કરવા વાલા છે, એવા સ્વરૂપ વાળા અરિહંત ભગવાનના બિંબનું ધ્યાન કરવું જોઇએ.—૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮.

**अर्हदाख्यः सवर्णांतः सरेफो बिंदुमंडितः ।**
**तुर्यस्वरसमायुक्तो बहुध्यानादिमालितः ॥ १९ ॥**
**एकवर्णं द्विवर्णं च त्रिवर्णं तुर्यवर्णकं ।**
**पंचवर्णं महावर्णं सपरं च परापरं ॥ २० ॥**

અર્થાત્—અર્હંતનો વાચક 'સવર્ણાંત' એટલે હકાર છે, તે રેફ અને બિંદુથી શોભાયમાન તથા ચોથા સ્વર ઈકારથી યુક્ત હોવાથી હ્રીં બીજવર્ણ છે, જે ધ્યાન કરવા યોગ્ય છે. આ બીજ અક્ષર એક ( સફેદ ) રંગવાલો છે, બીજા ( શ્યામ ) રંગવાલો છે, ત્રીજા (લાલ) વર્ણ વાલો છે, ચોથા (નીલા) રંગવાળો છે, અને પાંચમા (પીલા) વર્ણવાળો પણ છે. વળી તે હકાર પણ અત્યંત ઉત્કૃષ્ટ છે.—૧૯, ૨૦,

अस्मिन् बीजे स्थिताः सर्वे ऋषभाद्या जिनोत्तमाः ।
वर्णैर्निजैर्निजैर्युक्ता ध्यातव्यास्तत्र संगताः ॥ २१ ॥

અર્થાત્—આ ह्रीं બીજાક્ષરમાં ઋષભાદિ ચોવીસે તીર્થંકરો બિરાજમાન છે, તેઓનું પોતપોતાનાં વર્ણોએ કરીને સહિત ધ્યાન કરવું જોઇએ.–૨૧

नादश्चंद्रसमाकारो बिंदुर्नीलसमप्रभः ।
कलारुणसमा सांतः स्वर्णाभः सर्वतोमुखः ॥ २२ ॥
शिरः संलीन ईकारो विनीलो वर्णतः स्मृतः ।
वर्णानुसारसंलीनं तीर्थकृन्मंडलं स्तुमः ॥ २३ ॥

અર્થાત્—ह्रीं બીજાક્ષરની નાદકલા અર્ધચંદ્રમાની આકૃતિવાળી તથા સફેદ રંગવાળી છે, અર્ધચંદ્રાકૃતિની ઉપરના બિંદુનો રંગ કાલો છે; હકારની મસ્તકરૂપ કલા લાલ રંગની પ્રભાવાળી છે અને હકારનો બાકીનો ભાગ ચારે તરફ સુવર્ણ સમાન પીલા રંગવાળો છે, તથા મસ્તકના ભાગને મળેલો ઈકાર લીલા વર્ણવાળો છે. આવા ह्रींકારમાં પોતપોતાના વર્ણને અનુસરીને તીર્થંકરોના સમૂહની સ્થાપના કરવામાં આવી છે, આવા ह्रींકારને મારો નમસ્કાર છે–૨૨–૨૩.

चंद्रप्रभपुष्पदंतौ नादस्थितिसमाश्रितौ ।
बिंदुमध्यगतौ नेमिसुव्रतौ जिनसत्तमौ ॥ २४ ॥
पद्मप्रभवासुपूज्यौ कलापदमधिश्रितौ ।
शिर ईस्थितिसंलीनौ पार्श्वमल्लिजिनोत्तमौ ॥ २५ ॥

અર્થાત્—ચંદ્રપ્રભ અને પુષ્પદંત (સુવિધિનાથ)–એ બે તીર્થંકરોની અર્ધચંદ્રાકાર નાદકલામાં સ્થાપના કરવી, અર્ધચંદ્રાકારની ઉપરની બિંદીમાં નેમિનાથ અને મુનિસુવ્રત-સ્વામી–એ બે તીર્થંકરોની સ્થાપના, પદ્મપ્રભ અને વાસુપૂજ્ય–એ બે તીર્થંકરોની કલાની જગ્યા મસ્તકમાં સાથે મળેલા ઈકારમાં પાર્શ્વનાથ અને મલ્લિનાથ–એ બે તીર્થંકરોની સ્થાપના કરવી.–૨૪, ૨૫

शेषास्तीर्थंकराः सर्वे रहःस्थाने नियोजिताः ।
मायाबीजाक्षरं प्राप्ताश्चतुर्विंशतिरर्हतां ॥ २६ ॥
गतरागद्वेषमोहाः सर्वपापविवर्जिताः ।
सर्वदा सर्वलोकेषु ते भवंतु जिनोत्तमाः ॥ २७ ॥

અર્થાત્—બાકીના સોળ તીર્થંકરોની સ્થાપના રકાર તથા હકારના સ્થાનમાં કરવી. આ પ્રમાણે ચોવીશ તીર્થંકરોની સ્થાપના માયાબીજ (ह्रीं)માં છે. આ જિનેશ્વરદેવ રાગ,

દ્વેષ અને મોહથી રહિત છે અને પાપકર્મોથી મુક્ત છે, એવા ઉત્તમ તે જિનવરો સર્વલોકમાં સંપૂર્ણ સુખ આપવાવાળા હો-થાઓ.-૨૬, ૨૭.

**देवदेवस्य यच्चक्रं तस्य चक्रस्य या विभा।**
**तयाच्छादितसर्वांगं मां मा हिंसंतु पन्नगाः ॥ २८ ॥**

અર્થાત્-દેવોના દેવ શ્રીજિનેશ્વરદેવોના સમૂહની પ્રભાથી આચ્છાદિત થએલા મારા સર્વ અંગોને સર્પની જાતિના જીવો પીડા ન કરો.-૨૮

**देवदेवस्य यच्चक्रं तस्य चक्रस्य या विभा।**
**तयाच्छादितसर्वांगं मां मा हिंसंतु नागिनी ॥ २९ ॥**

અર્થાત્—પ્રથમના પદોના અર્થની બરાબર આનો પણ અર્થ સમજવો, ફક્ત 'સર્પની જાતિના જીવો'ની જગ્યાએ 'નાગિની જાતિના જીવો પીડા ન કરો.' આજ પ્રમાણે નીચેના શ્લોકોમાં પણ સમજવું.—૨૯

देवदेव० गोनसा ॥३०॥ ગોહ જાતિના જીવો પીડા ન કરો.-૩૦
देवदेव० वृश्चिकाः ॥३१॥ વિંછીની જાતિના જીવો પીડા ન કરો.-૩૧
देवदेव० काकिनी ॥३२॥ કાકિની જાતિના દેવો પીડા ન કરો.-૩૨
देवदेव० डाकिनी ॥३३॥ ડાકિની જાતિના દેવો પીડા ન કરો.-૩૩
देवदेव० याकिनी ॥३४॥ યાકિની જાતિના દેવો પીડા ન કરો.-૩૪
देवदेव० राकिनी ॥३५॥ રાકિની જાતિના દેવો પીડા ન કરો.-૩૫
देवदेव० लाकिनी ॥३६॥ લાકિની જાતિના દેવો પીડા ન કરો.-૩૬
देवदेव० शाकिनी ॥३७॥ શાકિની જાતિના દેવો પીડા ન કરો.-૩૭
देवदेव० हाकिनी ॥३८॥ હાકિની જાતિના દેવો પીડા ન કરો.-૩૮
देवदेव० राक्षसाः ॥३९॥ રાક્ષસ જાતિના દેવો પીડા ન કરો.-૩૯
देवदेव० भैरवाः ॥४०॥ ભૈરવ જાતિના દેવો પીડા ન કરો.-૪૦
देवदेव० भेकसाः ॥४१॥ ભેકસ જાતિના દેવો પીડા ન કરો.-૪૧
देवदेव० किन्नराः ॥४२॥ કિંનર જાતિના દેવો પીડા ન કરો.-૪૨
देवदेव० व्यंतराः ॥४३॥ વ્યંતર જાતિના દેવો પીડા ન કરો.-૪૩
देवदेव० देवताः ॥४४॥ સર્વ જાતિના દેવતાઓ પીડા ન કરો.-૪૪
देवदेव० तस्कराः ॥४५॥ ચોર લોકો પીડા ન કરો.-૪૫
देवदेव० वन्हयः ॥४६॥ અગ્નિ પીડા ન કરો.-૪૬
देवदेव० शृंगिणः ॥४७॥ શીંગડાવાળા જીવો પીડા ન કરો.-૪૭
देवदेव० दंष्ट्रिणः ॥४८॥ ડાઢથી કરડવાવાળા જીવો પીડા ન કરો.-૪૮

देवदेव० रेपलाः ॥४९॥ રેપલ જાતિના જીવો પીડા ન કરો.—૪૯
देवदेव० पक्षिणः ॥५०॥ પાંખવાલા પક્ષીઓ પીડા ન કરો.—૫૦
देवदेव० भंजकाः ॥५१॥ ભાંગફોડ કરવાવાળા પ્રાણીઓ પીડા ન કરો.—૫૧
देवदेव० जृंभकाः ॥५२॥ જૃંભક દેવતાઓ પીડા ન કરો.—૫૨
देवदेव० तोयदाः ॥५३॥ જલમાં રહેવાવાળા જીવો પીડા ન કરો.—૫૩
देवदेव० सिंहकाः ॥५४॥ સર્વ જાતિના સિંહો પીડા ન કરો.—૫૪
देवदेव० शूकराः ॥५५॥ સર્વ જાતિના સૂવરો પીડા ન કરો.—૫૫
देवदेव० चित्रकाः ॥५६॥ ચિત્તાની જાતિના જીવો પીડા ન કરો.—૫૬
देवदेव० हस्तिनः ॥५७॥ સર્વ જાતિના હસ્તિઓ પીડા ન કરો.—૫૭
देवदेव० भूमिपाः ॥५८॥ પૃથ્વીના સ્વામી એવા રાજાઓ પીડા ન કરો.૫૮
देवदेव० शत्रवः ॥५९॥ સર્વ શત્રુઓ પીડા ન કરો.—૫૯
देवदेव० ग्रामिणः ॥६०॥ ખેતરની રક્ષા કરવાવાળા દેવતા પીડા ન કરો.—૬૦
देवदेव० दुर्जनाः ॥६१॥ દુર્જન લોકો પીડા ન કરો.—૬૧

**देवदेवस्य यच्चक्रं तस्य चक्रस्य या विभा ।**
**तयाच्छादित सर्वांगं मां मा हिंसंतु व्याधयः ॥ ६२ ॥**

અર્થાત્—દેવોના દેવ શ્રીજિનેશ્વરદેવોના સમૂહની પ્રભાથી આચ્છાદિત થએલા મારા સર્વ અંગોને કોઈ પણ જાતના વ્યાધિઓ પીડા ન કરો.—૬૨

**श्रीगौतमस्य या मुद्रा तस्या या भुवि लब्धयः ।**
**ताभिरभ्यधिकं ज्योतिरर्हः (र्हं) सर्वनिधीश्वरः ॥ ६३ ॥**

અર્થાત્—શ્રી**ગૌતમસ્વામી** ગણધરદેવનું જે સ્વરૂપ અને તેની જે લબ્ધિ આ પૃથ્વીપર પથરાએલી છે, તે જ્યોતિથી પણ અધિક જ્યોતિ અરિહંત ભગવાનની છે, વળી તે ભગવાન સર્વ વિદ્યાઓના ખજાના રૂપ છે.—૬૩

**पातालवासिनो देवा देवा भूपीठवासिनः ।**
**स्वः स्वर्गवासिनो देवाः सर्वे रक्षंतु मामितः ॥ ६४ ॥**

અર્થાત્—પાતાલ નિવાસી ભૂવનપતિ દેવો, પૃથ્વીપર વસનાર વ્યંતરાદિક દેવો તથા સ્વર્ગમાં રહેલા કલ્પવાસી તથા વિમાનવાસી સર્વ દેવો મારી રક્ષા કરો.—૬૪

**येऽवधिलब्धयो ये तु परमावधिलब्धयः ।**
**ते सर्वे मुनयो दिव्याः मां संरक्षंतु सर्वतः ॥ ६५ ॥**

અર્થાત્—જેઓ અવધિજ્ઞાનની લબ્ધિવાલા અને જેઓ પરમાવધિજ્ઞાનની લબ્ધિવાલા બારમા ગુણસ્થાનવર્તી દિવ્ય મુનીશ્વરો છે, તેઓ મારી સર્વ તરફથી રક્ષા કરો.—૬૫

परिशिष्ट २

## ॥ श्रीनवग्रहमन्त्राक्षरस्तोत्रम् ॥

प्रथम प्रणव मायाबीजं श्रियं सु नत्वा थलपति श्रीगोडीपार्श्वनाथो प्रसन्नः ।
श्रीमद्वर्णं पउमादेवीमभ्यष्टसिद्धिः अट्टे मट्टे दुष्टसर्वशत्रुविघटं ॥ १ ॥

अथातः ग्रहसर्वाणि पार्श्वपादाब्जसेवितं ।
दासानां दुःखहर्त्ता च सर्वाभीष्टफलप्रदं ॥ २ ॥

અર્થાત્—શ્રીપાર્શ્વનાથ પ્રભુના ચરણકમલની સેવા કરનાર સર્વ ગ્રહો, શ્રીપાર્શ્વનાથ પ્રભુના સેવકોને સર્વ ઇચ્છિત ફલને આપવાવાળા તથા દુઃખોનો નાશ કરવાવાળા થાય છે.—૧-૨

धर्मकामार्थमोक्षांताः मनोवांछितदायकः ।
रविभौमशनिराहुः महाकष्टं तु घातकं ॥ ३ ॥

અર્થાત્—વળી તે પાર્શ્વનાથ પ્રભુ, ધર્મ, અર્થ, કામ અને મનોવાંછિત એવા મોક્ષપદને પણ છેવટે આપનારા છે; રવિ, મંગળ, શનિ અને રાહુ એ ચાર ગ્રહો મહાકષ્ટના આપવાવાળા તથા ઘાતક છે.—૩

नमस्कारं च मार्त्तंड ममोपरि कृपां कुरु ।
ॐ स्रां स्रीं स्रौं स्रः स सूर्यः मम तुष्टतु ॥ ४ ॥

અર્થાત્—ॐ સ્રાં સ્રીં સ્રૌં સ્રઃ મંત્રવાળો એવો સૂર્ય મારા ઉપર તુષ્ટમાન થાઓ. વળી હે સૂર્ય! તને નમસ્કાર થાઓ, તું મારા ઉપર કૃપા કર.—૪

ॐ श्रां श्रीं श्रौं श्रः शशिदेव नमोऽस्तु ते ।
अमृतां च सदामीयं स चंद्रः मम तुष्टये ॥ ५ ॥

અર્થાત્—ॐ શ્રાં શ્રીં શ્રૌં શ્રઃ મંત્રવાળા હે ચંદ્ર! તને નમસ્કાર થાઓ. નિરંતર અમૃતને વરસાવવાવાળો અને અમીને દેવાવાળો ચંદ્ર મારા ઉપર તુષ્ટિ માટે થાઓ.—૫

ॐ क्रां क्रीं क्रौं क्रः कुजदेव दयां कुरु ।
भूमिपुत्र भयच्छेद सर्वारीष्टहरो हरः ॥ ६ ॥

અર્થાત્—ॐ ક્રાં ક્રીં ક્રૌં ક્રઃ મંત્રવાળા હે મંગળ! તું મારા અત્યે દયા કર. ભયનો નાશ કરનાર હે પૃથ્વીપુત્ર! (મંગળ!) મારા સર્વ કષ્ટોનું હરણ કર.—૬

ॐ ब्रां ब्रीं ब्रौं ब्रः बुधो ज्ञः बहुसंपदः ।
शशिसुतो न रिष्टस्त्वं ऋद्धिवृद्धिप्रदो भव ॥ ७ ॥

અર્થાત્—ॐ ब्रां ब्रीं ब्रौं ब्रः મંત્રવાળા હે બુધ ! મને બહુ સંપદાને આપવાવાળો થા. ચંદ્રના પુત્ર હે બુધ ! તારી કૃપાથી મારે ત્યાં ઋદ્ધિની વૃદ્ધિ નિરંતર થાઓ.—૭

ॐ ज्रां ज्रीं ज्रौं ज्रः जीवदेवो बृहस्पतिः ।
गुर्भुर्बोधनदाता च मां स्वामिंस्तु कृपां कुरु ॥ ८ ॥

અર્થાત્—ॐ ज्रां ज्रीं ज्रौं ज्रः મંત્રાક્ષરવાળા ગુરૂ ! તું ધનનો આપવાવાળો હોવાથી મારા પ્રત્યે તું કૃપા કરીને ધનને આપવાવાળો થા.—૮

ॐ ह्रूं ह्रीं ह्रौं ह्रः स शुक्रः असुरोगुरुः ।
शुक्लवर्णं सौख्यकर्त्ता वर्णदुःखं तु चूरय ॥ ९ ॥

અર્થાત્ ॐ ह्रां ह्रीं ह्रौं ह्रः મંત્રાક્ષરવાળા, અસુરોના ગુરૂ, સફેદ વર્ણવાળા તથા સુખના દેવાવાળા એવા હે શુક્ર ! તું મારા દુઃખનો નાશ કર.—૯

ॐ ध्मां ध्मीं ध्मौं ध्मः शनिदेवो रविसुतः ।
तुष्टमानः ममानंदं ममशत्रुहरोद्भुतं ( भव ) ॥ १० ॥

અર્થાત્—ॐ ध्मां ध्मीं ध्मौं ध्मः મંત્રાક્ષરવાળા અને સૂર્યપુત્ર હે શનિદેવ ! તમે મારા ઉપર તુષ્ટમાન થયા થકા મને આનંદના આપવાવાળા અને મારા શત્રુઓનો નાશ કરનારા થાઓ.—૧૦

ॐ रां रीं रौं रः आसुरिः सिंहीकासुतः ।
रोगशोकदुःखहर्त्ता सर्वकोटिफलप्रदः ॥ ११ ॥

અર્થાત્—ॐ रां रीं रौं रः મંત્રાક્ષરવાળા સિંહીકાના પુત્ર હે રાહુ ! તું મારા રોગ, શોક અને દુઃખનો નાશ કરનારો થા અને કરોડો ઉત્તમ ફલોનો આપવાવાળો થા.—૧૧

ॐ भ्रां भ्रीं भ्रौं भ्रः केतुः कल्याणकारकः ।
स एव सुखदाता च दुःखसर्वनिवारकः ॥ १२ ॥

અર્થાત્—ॐ भ्रां भ्रीं भ्रौं भ्रः મંત્રાક્ષરોવાળો કેતુ કલ્યાણનો કરવાવાળો, વળી સુખનો દેવાવાળો અને દુઃખનું નિવારણ કરવાવાળો છે.—૧૨

श्रीपार्श्वचरणकमल-भक्तियुक्तनवग्रहाः ।
सदानंदमहार्थाय नित्यपाठं करिष्यति ॥
पार्श्वदेवप्रतापायः चिरंजीयाय शाश्वती ॥ १३ ॥

અર્થાત્—શ્રીપાર્શ્વનાથ ભગવાનના ચરણકમલને વિષે ભક્તિમાન્ એવા નવે ગ્રહો× આ સ્તોત્રનો પાઠ કરનારને નિરંતર આનંદના દેનારા અને મોટી લક્ષ્મીને આપનારા થાય છે અને પાર્શ્વનાથ પ્રભુની ભક્તિ કરનારાને ત્યાં ચિરકાલ લક્ષ્મી વાસો કરે છે.—૧૩

**નવગ્રહ પીડા નિવારણ વિધિ—**

આ પ્રમાણે નવગ્રહ મંત્રાક્ષર સ્તોત્રનો પવિત્ર થઇ, શુદ્ધ વસ્ત્ર પહેરી સવારમાં ઉઠીને પાઠ કરવાથી અને નીચેની વિધિએ પૂજન કરવાથી તે તે ગ્રહની પીડાનું નિવારણ થાય છે.—

સૂર્ય નડતો હોય તો પદ્મપ્રભુના અધિષ્ઠાયક દેવની રક્તવસ્ત્રથી તથા રક્તચંદનથી પૂજા કરવી.—૧

ચંદ્ર નડતો હોય તો ચંદ્રપ્રભુના અધિષ્ઠાયક દેવની શ્વેતવસ્ત્રથી તથા સુખડ અને બરાસથી પૂજા કરવી.—૨

મંગલ નડતો હોય તો વાસુપૂજ્યસ્વામીના અધિષ્ઠાયક દેવની રક્તચંદન તથા રક્ત સોપારીથી પૂજા કરવી.—૩

બુધ નડતો હોય તો વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, નમિનાથ, અથવા મહાવીરસ્વામિના અધિષ્ઠાયકદેવની દૂધ તથા ખાંડથી પૂજા કરવી.—૪

ગુરૂ નડતો હોય તો ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદનસ્વામી, સુમતિનાથ, સુપાર્શ્વનાથ, અથવા શીતલનાથના અધિષ્ઠાયકદેવની દહિંથી પૂજા કરવી.—૫

શુક્ર નડતો હોય તો સુવિધિનાથ પ્રભુના અધિષ્ઠાયક દેવની ધાતુ વગેરેથી પૂજા કરવી.—૬

શનિ નડતો હોય તો મુનિસુવ્રતસ્વામીના અધિષ્ઠાયક દેવની તેલના દીવાથી પૂજા કરવી.—૭

રાહુ નડતો હોય તો નેમીનાથ પ્રભુના અધિષ્ઠાયક દેવની નીલ વસ્ત્રથી પૂજા કરવી.—૮

કેતુ નડતો હોય તો મલ્લિનાથ તથા પાર્શ્વનાથના અધિષ્ઠાયક દેવની નીલવસ્ત્રથી પૂજા કરવી.—૯

॥ ઇતિ નવ ગ્રહ પીડા નિવારણ વિધિ સંપૂર્ણ ॥
સંવત ૧૮૮૨ના દિપોત્સવી દિને લિખિતં ॥

---

× શ્રીપાર્શ્વનાથ પ્રભુ તથા તેઓના ચરણકમલમાં રહેલાં નવે ગ્રહોના ચિત્ર માટે જુઓ ચિત્ર. નંબર ૩૮૮

## परिशिष्ट ३

# श्रीमहालक्ष्मी अष्टक

ૐ નીર નિરમલ સુગંધ ચંદન અખંડ અક્ષત પુષ્પજં ।
દીપ ધૂપ નૈવેદ્ય પય ઘૃત શર્કરાયુત ફલાદિકં ॥
પૂજા ભવ્ય શિવસુખદાયક દુરિત કલ્મષ ખંડણું ।
શ્રીમહાલક્ષ્મી મહામાયા પૂજાયાં પ્રતિગૃહ્યતાં ॥૧॥
ૐ નમોઽસ્તુ મહામાયે સુરાસુર પ્રપૂજ્યતે ।
શંખ ચક્રં ગદાહસ્તે મહાલક્ષ્મી નમોઽસ્તુતે ॥૨॥
જન્માદિરહિતો દેવી આદિ શક્તિ અગોચરે ।
યોગિની યોગ સંભૂતે મહાલક્ષ્મી નમોઽસ્તુતે ॥૩॥
પદ્મે વનારસિ દેવી પદ્મજિંહ્વા સરસ્વતી ।
પદ્મહસ્તે જગન્નાથો મહાલક્ષ્મી નમોઽસ્તુતે ॥૪॥
સર્વજ્ઞ સર્વદં દેવી સર્વદુઃખ નિવારિણી ।
સર્વ સિદ્ધિ કરો દેવી મહાલક્ષ્મી નમોઽસ્તુતે ॥૫॥
સ્થૂલો સૂક્ષ્મો મહારૂદ્રે સત્યે સત્ય મહોદરી ।
મહા પાપ હરો દેવી મહાલક્ષ્મી નમોઽસ્તુતે ॥૬॥
સિદ્ધિ બુદ્ધિ પ્રદો દેવી ભક્તિ મુક્તિ પ્રદાયિની
મિત્ર હસ્તે મહાદેવી મહાલક્ષ્મી નમોઽસ્તુતે ॥૭॥
લક્ષ્મી સ્તવનં પુન્યં, પ્રાતરુત્થાય યઃ પઠેત્ ।
દુઃખ દારિદ્રય ન પશ્યંતિ રાજ્યં પ્રાપ્નોતિ નિત્ય સ ॥૮॥
॥ ઈતિ મહાલક્ષ્મી અષ્ટક સંપૂર્ણ ॥

## परिशिष्ट ४

# શ્રી માણિભદ્રજીનો છંદ

સરસ વચન દ્યો સરસ્વતિ પૂજું ગુરૂ કે પાય.
ગુણ **માણિકનાં** ગાવતા સેવકને સુખ થાય. ૧
**માણિભદ્રને** પાંમીઓ સુરતરુ જેહવો સામ;
રોગ સોગ દૂરે હરે નમું ચરણ સિર નાંમ. ૨
તું પારસ તું પોરસો કામ કુંભ સુખકાર;
સાહબ વરદાઈ સદા આતમનો આધાર. ૩

તુંહી ચિંતામણિ રતન ચીત્રાવેલ વિચાર;
**માંણુક** સાહબ માહરે દોલતરો દાતાર. ૪
દેવ ઘણા દુનિયા નમેં સુતા કરે સનમાન;
**માણિભદ્ર** મોટો મર્દ દિયેં દેસ દીવાણ. ૫

## અડયલ છંદ

દીપંતો જગમાંહે દીપેં પીસુણ તણા દલ તુંહી જ જીપેં;
આઠે ભયથી તુંહી જ તુંહી ઉગારે નંધા કરતાં શત્રુ નિવારે. ૧
ગજમુખ દેવ મહા ઉપગારી એરાવણ જિણરે અસવારી;
**માંણીભદ્ર** મોટો મહારાજા વાજે સદા છત્રીસે વાજા. ૨
**હેમવિમલ**સૂરી સાહાઇ **ક્ષેત્રપાલ*** જિણેં કાઢ્યો જાઇ;
ઉણ વેલા **માંણિક** તું ઉઠ્યો **ભૈરવ**ને ગુરજાસું કૂટ્યો. ૩
માનોજી **માણિક** વચન હમારો થેં છોડો હું ચાકર થારો;
**માંણિભદ્રજી** વાચા માનિ કાલો ગોરો કીધો કાનિ. ૪
પાટ ભગત પણ વાચા પાલી વલતિ સાસગ્રી સહૂ વાલી;
જાલમ **માંણિક** બાંહેં ઝાલ્યો, દેશ અઢાર જ દી અજુવાલ્યો. ૫
કુમતિ રોગ કરે નિકંદન **માંણિભદ્ર** તપગચ્છ કેરો મંડણ;
ધ્યાન ધરી એકે મન ધારે સઘલા કારજ **માંણિક** સારે. ૬
બોલ સરેં રાખે દરબારે વસુધા અધિકી લાજ વધારે,
આઠમ ચૌદસ જે આરાધેં સઘલા જાપ દીવાલી સાધે. ૭
**માંણિભદ્ર** પૂજી જેં મોટો તિણરે કદીએ ન આવે તોટો;
ભાવ કરી જે તુઝનેં ભેટે **માણિક** તિણરા દાલિદ્ર મેટે. ૮
ધન અખુટ બહુ ધન પાવેં માણિક તતખિણ રોગ ગમાવેં,
સેવકને તું બાંહિ સાહિં મહિમા થાઈ જગ સહૂ માંહિં. ૯
જો મુજનેં સેવક કરી જાંણો **માણિભદ્ર** મુજ વિનતિ માનો,
દીલ ભરી દરીસણ મુજનેં દીજે કૃપા કરી સેવકને સુખ કીજે. ૧૦

## દૂહા

તું વાસી **ગુજરાત**કો નવખંડે તુજ નામ:
**મગરવાડે** મોટો મરદ કવિયાં [ના] સારે કાંમ. ૧

* જુઓ ચિત્ર નબર ૩૩૭

સેવકને તું સીખવે નાયક નાંમ નરેસ;
જિણ વિધ હું પૂજા કરૂં હૂકમ પ્રમાણે હમેસ. ૨

કરે અગાડી કવિઅણા **માણિભદ્ર** માબાપ;
દીલ ભરી દરિસણ દીજીઈ સેવક ટાલ સંતાપ. ૩

**માણિભદ્ર** મહારાજસૂં ઉદો કરે અરજ;
મૂલમંત્ર મોય દીજીઈ રાખો માહરી લાજ. ૪

## અડયલ છંદ

વસુધામાં મારી લાજ વધારો નાત ગોત્રમે કુજસ નીવારો;
દુઃખ દાલિદ્ર હરિજે દૂરે પુત્ર તણી વંછા તું પૂરે. ૧

સેતાનીને તું સમજાવે અવનિપતિ પણ ચરણે આવે;
વિઘન અનંતા રાજ નીવારે **માંણિભદ્ર** મુજ શત્રુ વારે. ૨

સઘલા નર નારી વસ થાઈ ડાકિણી સાકિણી નાસી જાઈ;
ભુત પ્રેત તુજ નાંમે ભાગે નાહર[1] ચોર કદીઈ નવી લાગે. ૩

મોટા દાનવ તુંહી મરોડે તાવ તેજારા તુંહી ત્રોડે;
હરી હર દેવ ઘણાઈ હોઈ કલીમે તુમ સરીખો નહીં કોઇ. ૪

ભાવે અડસઠ તિરથ ભેટો ભાવે **માંણિભદ્રને** ભેટો;
સુરપતિ માહરી અરજ સુણીજે કવીઅણને તતખીણ સુખીકીજે. ૫

તાહરી પાર ન પામે કોઇ જાલમ વીરરી જગમાં જોઈ;
ઘો વાંછીત **માણક** વરદાઈ સેવકને ગહગટ્ટ સવાઇ. ૬

## કલસ

ગુણગાયા ગહગટ્ટ અન્નધન કપડાં આવે,
ગુણગાયા ગહગટ્ટ પ્રગટ ઘરે સંપદ પાવે;
ગુણગાયા ગહગટ્ટ રાજમાન મોજ દેવરાવે,
ગુણગાયા ગહગટ્ટ લોક સહૂ પૂજા લાવે. ૧

**સુખકુસલ** આસા સફલ **ઉદયકુસલ** ઈણી પરે કહે;
ગુણ **માણિકરા** ગાવતાં લાખ લાખ રીઝાં તે લહે. ૨

**॥ ઇતિ શ્રી માણિભદ્રજીનો છંદ સંપૂર્ણ ॥**

---

૧ સિંહ.

परिशिष्ट ५

# भैरवाष्टकम् ।

—:(०):—

एकं खट्वाङ्गहस्तं पुनरपि भुजगं पाशमेकं त्रिशूलं
खङ्गं हस्ते कपालं डमरुकसहितं वामहस्ते पिनाकम् ।
चन्द्रार्कं केतुमालां विकृतनरशिरः सर्पयज्ञोपवीतं
कालं कालान्धकारं मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ १ ॥

नीलं जीमूतवर्णं सकलशतमयं भैरवं क्षेत्रपालं
रुद्रं रुद्रावतारं ज्वलितशिखशिखं रौद्रके शंखदंष्ट्रं ।
भीमाङ्गं भीमनादं कलितकलरवं वन्द्यपादं त्रिलोक्या
ज्वालामालाकरालं मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ २ ॥

कैलाशे मेरुशृंगे दिशिदिशिगहने दैत्यनैलानिवासे
पाताले मृत्युलोके जलनिधिपुलिने कानने सर्वतीर्थे ।
सौम्ये सूर्याधिवासे ग्रहफणिनिलये द्वीपद्वीपान्तरेषु
सर्वस्थानेषु पूज्यं मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ ३ ॥

सिद्धान्ते कूलमार्गे पथि कुलिकमते मन्त्रतन्त्रे समस्ते
देवे ब्रह्मावतारे विविधजिनमतं सर्वशास्त्रप्रसिद्धे ।
खङ्गं पातालहस्तं वररसगुटिकामञ्जनं पादलेपं
गर्वं कर्तुं समर्थं मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ ४ ॥

हुंकारैर्घोरनादैश्चलितवसुमती सागरं मेरुशृंगं
ब्रह्मांडं ब्रह्मखण्डं स्फुरितकहकहारावरौद्राट्टहासे ।
खङ्गंपातालमूलं चरुणकसहितं पाशखट्वाङ्गहस्तं
ह्रां ह्रीं ह्रूं मोहरूपं मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ ५ ॥

कंकालं कालरूपं कलकलसहितं भूतवैतालनाशं
ह्रां ह्रीं ह्रीं मूमूर्तितं घघघघघटितोद्गाररौद्रादिमन्त्रैः ।

भूतैः प्रेतैः प्रभूतैरुपशमतमहायक्षरक्षःपिशाचैः
हां हीं हूं सर्वपूज्यं मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ ६ ॥

ब्रह्मा विष्णुश्च रुद्रासुरसरिदमरासोमसूर्याग्निरूपा
आकाशे वायुभूमिर्जलमितिसकलं यस्य मूर्तिस्वरूपम् ।
बाल्येनंनाहवेत्तं सकलशिवमयं सर्वरूपं प्रशान्तं
सत्रं ज्ञानं प्रसिद्धं मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ ७ ॥

क्षेत्रे पीठे प्रपीठे त्रिभुवननिलये द्वीपचण्डे प्रचण्डे
चामुण्डाविघ्नहंत्रीगणपतिसहितैः प्रेतभूतैः प्रसिद्धैः ।
राज्ञो वश्यंकराणो च सकलकुशलैः मन्त्रतन्त्रैः समस्तैः
सर्वं कल्याणहेतुर्मम हरतु भयं भैरवः क्षेत्रपालः ॥ ८ ॥

सर्वपापहरं पुण्यं स्तोतव्यं भैरवाष्टकम् ।
ब्रह्मराक्षसनाशाय व्याध्युपसर्गनाशनम् ॥ ९ ॥

अपुत्रो लभते पुत्रान् बद्धो मुच्येत बन्धनात् ।
त्रिसन्ध्यं पठति यस्तु सर्वसिद्धिमवाप्नुयात् ॥ १० ॥

॥ ॐ ह्रीं वटुकाय आपदुद्धारणाय कुरु कुरु वटुकाय ह्रीं स्वाहा ॥



## परिशिष्ट ६

# परमेष्टि—नमस्कार स्तोत्र ।

अरिहाण नमो पुव्वं, अरहंताणं रहस्स—रहियाणं ।
पयओ परमिट्ठीणं, अरुहंताणं धुअ—रयाणं ॥ १ ॥

જે સુરેન્દ્ર, નરેન્દ્ર આદિથી પૂજાય છે, જેનાથી કોઈ વસ્તુ ગુપ્ત નથી, જે ફરીવાર ભવમાં ઉત્પન્ન થવાના નથી, જેણે કર્મરૂપી રજ દૂર કરી છે, જે પરમેષ્ઠિ–પદને પામેલા છે, એવા અરિહંત ભગવંતોને પ્રણિધાન–પૂર્વક પ્રથમ નમસ્કાર હો. ૧.

निद्दड्ढ—अट्ठ-कम्मिंधणाण वरनाण—दंसण—धराणं ।
मुत्ताण नमो सिद्धाणं परम—परमिट्ठि—भूयाणं ॥ २ ॥

જેમણે આઠ કર્મોરૂપી ઈંધનને બાળ્યાં છે, જેઓ સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનથી યુક્ત છે, જેઓ (સર્વ કર્મોથી) મુક્ત છે, જેઓ પરમ–પરમેષ્ઠિ–સ્વરૂપ છે, એવા સિદ્ધ–ભગવંતોને નમસ્કાર હો. ૨.

आयर—धराणं नमो, पंचविहायार—सुट्ठियाणं च ।
नाणीणायरियाणं, आयारुवएसयाण सया ॥ ३ ॥

જેઓ જિનેશ્વરની આજ્ઞા પ્રત્યે આદરવાળા છે, જેઓ જ્ઞાનાચારાદિ પાંચ પ્રકારનાં આચારમાં સુસ્થિત છે, જેઓ જ્ઞાની છે અને જેઓ સદા આચારનો ઉપદેશ કરનારા છે, એવા આચાર્ય ભગવંતોને નમસ્કાર હો. ૩

वारसविहं अपुव्वं, दिंताण सुअं नमो सुअहराणं ।
सययमुवज्झायाणं, सज्झाय—ज्झाण—जुत्ताणं ॥ ४ ॥

બાર પ્રકારના અપૂર્વ શ્રુતનો (શિષ્યોને) ઉપદેશ કરનારા, શ્રુતને ધરનારા તથા સ્વાધ્યાય અને ધ્યાનમાં તત્પર એવા ઉપાધ્યાયોને સતત નમસ્કાર હો. ૪.

सव्वेसिं साहूणं, नमो तिगुत्ताण सव्वलोए वि ।
तव—नियम—नाण—दंसण—जुत्ताणं बंभयारीणं ॥ ५ ॥

ત્રણ ગુપ્તિનું પાલન કરનારા, તપ, નિયમ, જ્ઞાન અને દર્શનથી યુક્ત તથા બ્રહ્મચારી, એવા સર્વ–ક્ષેત્રોમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર હો. ૫.

एसो परमिट्ठीणं, पंचण्हं वि भावओ णमुक्कारो ।
सव्वस्स कीरमाणो, पावस्स पणासणो होइ ॥ ६ ॥

આ પાંચેય પરમેષ્ઠિઓને ભાવથી કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર થાય છે. ૬.

भुवणे वि मंगलाणं, मणुयासुर-अमर-खयर-महियाणं ।
सव्वेसिसिमो पढमो, हवइ महामंगलं पढमं ॥ ७ ॥

ખરેખર ત્રિભુવનમાં મનુષ્ય, અસુર, દેવ અને ખેચરોવડે પૂજિત સર્વ મંગલોમાં આ નમસ્કાર પ્રથમ છે અને ઉત્કૃષ્ટ મહામંગલ છે. ૭.

चत्तारि मंगलं मे, हुंतुरहंता तहेव सिद्धा य ।
साहू अ सव्वकालं, धम्मो य तिलोय-मंगल्लो ॥ ८ ॥

અર્હંતો, સિદ્ધો, સાધુઓ અને ત્રણે લોકનું મંગલ કરનાર ધર્મ, એ ચારે મને સર્વ કાળને માટે મંગલ થાઓ. ૮.

चत्तारि चेव ससुरासुरस्स लोगस्स उत्तमा हुंति ।
अरहंत-सिद्ध-साहू, धम्मो जिण-देसिय उयारो ॥ ९ ॥

અર્હંત્, સિદ્ધ, સાધુ અને જિન-પ્રણીત ઉદાર ધર્મ, એ ચારે સુરલોક અને અસુરલોક સાથે લોકમાં તાત્પર્ય કે ત્રિલોકમાં ઉત્તમ છે. ૯.

चत्तारि वि अरहंते, सिद्धे साहू तहेव धम्मं च ।
संसार घोर-रक्खस-भएण सरणं पवज्जामि ॥ १० ॥

સંસારરૂપી ઘોર રાક્ષસના ભયથી અર્હંતો, સિદ્ધો, સાધુઓ અને ધર્મ એ ચારેયનું શરણ સ્વીકારું છું. ૧૦.

अह अरहओ भगवओ, महइ महावीर-वद्धमाणस्स ।
पणय-सुरेसर-सेहर-वियलिय-कुसुमच्चिय-कमस्स ॥ ११ ॥
जस्स वर-धम्मचक्कं, दिणयर-बिंबं व भासुरच्छायं ।
तेएण पज्जलंतं, गच्छइ पुरओ जिणिंदस्स ॥ १२ ॥
आयासं पायालं, सयलं महिमंडलं पयासंतं ।
मिच्छत्त-मोह-तिमिरं, हरेइ त्ति इहं वि लोयाणं ॥ १३ ॥

અત્યન્ત નમેલા સુરેશ્વરોના મુકુટોથી ખરેલાં કુસુમોવડે પૂજિત ચરણોવાળા—અર્હદ્ ભગવાન્ મહાવીર-વર્દ્ધમાન જિનેન્દ્રની આગળ દિનકરના બિંબ જેવું પ્રકાશથી ઝળહળતું અને તેજથી પ્રજ્વલિત ધર્મચક્ર ચાલે છે. તે આકાશ, પાતાળ અને સકલ મહી-મંડલરૂપ ત્રણે લોકને પ્રકાશ કરતું અહીં પણ લોકોના મિથ્યાત્વ અને મોહ-તિમિરનું હરણ કરે છે. ૧૧-૧૨-૧૩.

सयलंमि वि जियलोए, चितियमित्तो करेइ सत्ताणं ।
रक्खं रक्खस-डाइणि-पिसाय-गह-जक्ख-भूयाणं ॥ १४ ॥

આ (નવકાર-મંત્ર) ચિંતન માત્રથી રાક્ષસ, ડાકિની, પિશાચ, ગ્રહ, યક્ષ અને ભૂત-પ્રેતોથી બધાય જીવ-લોકમાં પ્રાણીઓની રક્ષા કરે છે. ૧૪.

लहइ विवाए वाए, ववहारे भावओ सरंतो य ।
जूए रणे व रायंगणे व विजयं विसुद्धप्पा ॥ १५ ॥

આનું સ્મરણ કરતો વિશુદ્ધાત્મા વિવાદમાં, વાદમાં. વ્યવહારમાં, જુગારમાં, રણમાં અને રાજાના આંગણે વિજય પ્રાપ્ત કરે છે. ૧૫.

पच्चूस-पओसेसुं, सययं भव्वो जणो सुह-ज्झाणो ।
एयं झाएमाणे, मुक्खं पइ साहगो होइ ॥ १६ ॥

શુભ ધ્યાનથી યુક્ત ભવ્યજન આ નમસ્કાર-મંત્રનું સવારે અને સાંજે નિરંતર ધ્યાન કરવાથી મોક્ષને સાધનારો થાય છે. ૧૬.

वेयाल-रुद्द-दाणव-नरिंद-कोहंडि- रेवईणं च ।
सव्वेसिं सत्ताणं, पुरिसो अपराजिओ होइ ॥ १७ ॥

(આ મંત્રનું સ્મરણ કરનાર) પુરુષ વેતાલ, રુદ્ર, રાક્ષસ, રાજા, કુષ્માંડી, રેવતી અને બધા પ્રાણીઓથી અપરાજિત થાય છે અર્થાત્ આ બધા તેનું કંઈ નુકશાન કરી શકતા નથી. ૧૭.

विज्जुव्व पज्जलंती, सव्वेसु वि अक्खरेसु मत्ताओ ।
पंच-नमुकार-पए, इक्किक्के उवरिमा जाव ॥ १८ ॥
ससि-धवल-सलिल-निम्मल-आयारसहं च वण्णियं बिंदु ।
जोयण-सय-प्पमाणं, जाला-सयसहस्स-दिप्पंतं ॥ १९ ॥

પંચ-નમસ્કારના પદમાં રહેલા સર્વ અક્ષરોમાં માત્રાઓ વીજળીની માફક પ્રકાશમાન છે. અને તે દરેક માત્રા પર ચન્દ્રની જેમ ધવલ, પાણીની જેમ નિર્મલ, આકાર સહિત, એકસો યોજન પ્રમાણવાળું લાખો જ્વાલાઓથી પ્રકાશમાન બિંદુ (શાસ્ત્રમાં) વર્ણિત છે. ૧૮-૧૯.

सोलससु अक्खरेसुं, इक्किक्कं अक्खरं जगुज्जोयं ।
भव-सयसहस्स-महणो, जंमि ठिओ पंच-नवकारो ॥ २० ॥

લાખો ભવ (જનમ-મરણ)નો નાશ કરનાર પંચ-નમસ્કાર જેમાં સ્થિત છે, તે સોળ અક્ષરોમાંનો દરેક અક્ષર જગતનો ઉદ્દ્યોત કરનારો છે. ૨૦.

जो थुणइ हु इक्कमणो, भविओ भावेण पंच-नवकारं ।
सो गच्छइ सिवलोयं, उज्जोयंतो दस-दिसाओ ॥ २१ ॥

જે ભવિક ભાવથી એકાગ્રચિત્ત થઈને આ પંચ-નમસ્કારની નિશ્ચયે સ્તુતિ કરે છે, તે દશે દિશાઓને પ્રકાશિત કરતો થકો મોક્ષમાં જાય છે. ૨૧.

तव-नियम-संजम-रहो, पंच-नमुक्कार-सारहि-निउत्तो ।
नाण-तुरंगम-जुत्तो, नेइ पुरं परम-निव्वाणं ॥ २२ ॥

પંચ-નમસ્કારરૂપી સારથિથી નિયુક્ત, જ્ઞાનરૂપી ઘોડાથી જોડાએલો, તપ, નિયમ અને સંયમરૂપી રથ પ્રગટપણે પરમ નિર્વાણ-પુરમાં લઈ જાય છે. ૨૨.

सुद्धप्पा सुद्धमणा, पंचसु समिईसु संजुय-तिगुत्तो ।
जेत्तंमि रहे लग्गो, सिग्घं गच्छइ[ स ]सिवलोयं ॥ २३ ॥

શુદ્ધ મનવાળો, ઈર્યાદિ પાંચે સમિતિઓથી યુક્ત તથા મન, વચન અને કાયગુપ્તિથી ગુપ્ત જે શુદ્ધાત્મા વિજયવન્ત આ રથમાં બેસે છે, તે તરત મોક્ષમાં જાય છે. ૨૩.

थंभेइ जलं जलणं, चिंतियमित्तो वि पंच-नवकारो ।
अरि-मारि-चोर-राउल-घोरुवसग्गं पणासेइ ॥ २४ ॥

આ પંચ-નમસ્કાર ચિન્તન માત્રથી જ જળ અને અગ્નિને થંભાવે છે, તથા શત્રુ, મહામારી, ચોર અને રાજકુલવડે થતા ઘોર ઉપદ્રવનો નાશ કરે છે ૨૪.

अट्ठेव य अट्ठसयं, अट्ठसहस्सं च अट्ठकोडीओ ।
रक्खंतु मे सरीरं, देवासुर-पणमिया सिद्धा ॥ २५ ॥

દેવતા અને અસુરોવડે પ્રણમાયેલા આઠ, આઠસો, આઠ હજાર કે આઠ કરોડ સિદ્ધો મારા શરીરની રક્ષા કરો. ૨૫.

नमो अरहंताणं तिलोय-पुज्जो य संथुओ भयवं ।
अमर-नरराय-महिओ, अणाइ-निहणो सिवं दिसउ ॥ २६ ॥

અર્હંતોને નમસ્કાર હો જે ભગવાન્ ત્રિલોકપૂજ્ય છે, સારી રીતે સ્તુતિ કરાએલા છે, ઇન્દ્ર અને રાજાઓવડે વંદાયેલા છે અને જનમ-મરણથી રહિત છે, તે અમને મોક્ષ આપો. ૨૬

निट्ठविय-अट्ठकम्मो, सुइ-भूय-निरंजणो सिवो सिद्धो।
अमर-नरराय-महिओ, अणाइ-निहणो सिवं दिसउ ॥ २७ ॥

આઠ કર્મોથી રહિત, પરમ-પવિત્ર, દોષ-રહિત, કલ્યાણમય, દેવેન્દ્ર અને નરેન્દ્રોવડે વંદાયેલા, જનમ અને મરણથી રહિત એવા સિદ્ધ અમને મોક્ષ આપો. ૨૭.

सव्वे पओस-मच्छर-आहिय-हियया पणासमुवजंति ।
दुगुणीकय-धणुसद्दं, सोउं पि महाधणुं सहसा ॥ २८ ॥

બેવડો કરાએલો ધણુ શબ્દ અને મહાધણુ શબ્દ અર્થાત્ "ॐ धणु धणु महाधणु (स्वाहा)" આ વિદ્યાને સાંભળીને સર્વે ઈર્ષા, દ્વેષ અને અદેખાઈથી ભરેલા હૈયાવાળા શીઘ્ર નાશ પામે છે. ૨૮.

इय तिहुयण-प्पमाणं, सोलस-पत्तं जलंत-दित्त-सरं।
अट्ठार-अट्ठवलयं, पंच-नमुक्कार-चक्कमिणं ॥ २९ ॥

સોળ પત્રવાળું, જ્વલંત અને દીપ્ત સ્વરવાળું તથા આઠ આરા અને આઠ વલયથી યુક્ત આ પંચ-નમસ્કાર-ચક્ર ત્રિભુવનમાં પ્રમાણભૂત છે. ૨૯.

सयलुज्जोइय-भुवणं, विद्दाविय-सेस-सत्तु-संघायं।
नासिय-मिच्छत्त-तमं, वियलिय-मोहं हय-तमोहं ॥ ३० ॥

(આ પંચ-નમસ્કાર-ચક્ર) બધા ભુવનોને પ્રકાશિત કરનારું, સર્વ શત્રુઓના સમૂહનું વિદ્રાવણ કરનારું, મિથ્યાત્વરૂપી અન્ધકારનો નાશ કરનારું, મોહને દૂર કરનારું અને અજ્ઞાનના સમૂહને હણનારું છે. ૩૦.

एयं सय मज्झत्थो, सम्मद्दिट्ठी विसुद्ध-चारित्तो।
नाणी पवयण-भत्तो, गुरुजण-सुस्सूसणा-परमो ॥ ३१ ॥

जो पंच-नमुक्कारं, परमो पुरिस पराइ भत्तीए।
परियत्तेइ पइदिणं, पयओ सुद्धप्पओ अप्पा ॥ ३२ ॥

अट्ठेव य अट्ठसयं, अट्ठसहस्सं च उभयकालं पि।
अट्ठेव य कोडीओ, सो तइय भवे लहइ सिद्धिं ॥ ३३ ॥

જે ઉત્તમ પુરુષ સદા મધ્યસ્થ, સમ્યગ્દૃષ્ટિ, વિશુદ્ધ ચારિત્રવાન્, જ્ઞાની, પ્રવચનભક્ત અને ગુરુજનની શુશ્રૂષામાં તત્પર છે, અને પ્રણિધાનથી આત્માને શુદ્ધ કરીને પ્રતિદિન બન્ને સંધ્યાએ ઉત્કૃષ્ટ ભક્તિપૂર્વક આઠ, આઠસો, આઠ હજાર કે આઠ કોડનો જાપ કરે છે, તે ત્રીજા ભવમાં સિદ્ધિને પામે છે. ૩૧-૩૨-૩૩.

एसो परमो मंतो, परम-रहस्स परंपरं तत्तं ।
नाणं परमं नेयं, सुद्धं झाणं परं झेयं ॥ ३४ ॥

આ પરમ-મંત્ર છે, પરમ રહસ્ય છે, સૌથી મોટામાં મોટું તત્ત્વ છે, જાણવા યોગ્ય ઉત્કૃષ્ટ જ્ઞાન છે, શુદ્ધ અને ધ્યાવા યોગ્ય ઉત્તમ ધ્યાન છે. ૩૪.

एयं कवयमभेयं, खाइ य सत्थं परा भवणरक्खा ।
जोई सुन्नं बिंदु, नाओ तारा लवो मत्ता ॥ ३५ ॥

આ (પંચ-નમસ્કાર) કોઈથી પણ તૂટે નહિ એવું કવચ છે. ખાઈ છે, શસ્ત્ર છે, ઉચ્ચ કોટિની ભવનરક્ષા છે, જ્યોતિ છે, શૂન્ય છે, નાદ છે, તારા છે, લવ છે અને માત્રા પણ એ જ છે. ૩૫.

सोलस-परमक्खर-बीय-बिंदु-गब्भो जगुत्तमो जोइ (जोउ) ।
सुय-बारसंग-सायर-(बाहिर)-महत्थ-पुव्वस्स-परमत्थो ॥ ३६ ॥

આ પંચ નમસ્કાર-ચક્રમાં આવેલ સોળ અક્ષરો-( **અરિહંત-સિદ્ધ-આયરિય-ઉવજ્ઝાય-સાહૂ** ) એ પરમાક્ષરો બીજ અને બિંદુથી ગર્ભિત છે, શ્રુતનાં બાર અંગોરૂપ સાગરના મહાર્થને ધારણ કરનાર પૂર્વોનું પરમ રહસ્ય છે. ૩૬.

नासेइ चोर-सावय-विसहर-जल-जलण-बंधण-सयाइं ।
चिंतिज्जंतो रक्खस-रण-राय-भयाइं भावेण ॥ ३७ ॥

ભાવ-પૂર્વક સ્મરાએલો આ મંત્ર ચોર, હિંસક પ્રાણીઓ, વિષધર (સર્પ), જલ, અગ્નિ, બંધન, રાક્ષસ, યુદ્ધ અને રાજના ભયનો નાશ કરે છે. ૩૭



# नवकार-सार-स्तवनं ।

भत्तिभर-अमर-पणयं, पणमिय परमिट्ठि-पंचयं सिरसा ।
"नवकार-सार-थवणं", भणामि भव्वाण भय-हरणं ॥ १ ॥

ભક્તિથી ભરેલા દેવોવડે પ્રણમાએલા પરમેષ્ઠિપંચકને મસ્તકવડે પ્રણામ કરીને ભવ્યજીવોના ભયનું હરણ કરનારા નમસ્કારના રહસ્યમય સ્તવનને હું કહું છું. ૧.

ससि-सुविही अरिहंता, सिद्धा पउमाभ-वासुपूज्ज-जिणा ।
धम्मायरिया सोलस, पासो मल्ली उवज्झाया ॥ २ ॥
सुव्वय-नेमी साहू, दुट्ठारिट्ठस्स नेमिणो धणियं ।
मुक्खं खेयर-पयविं, अरिहंता दिंतु पणयाणं ॥ ३ ॥

શ્રીચંદ્રપ્રભ અને શ્રીસુવિધિનાથ અરિહંતો (ઉજ્જવલ) છે. શ્રીપદ્મપ્રભ અને શ્રી વાસુપૂજ્ય સિદ્ધો (લાલ) છે. (૧) શ્રીઋષભદેવ, (૨) શ્રીઅજિતનાથ, (૩) શ્રીસંભવનાથ, (૪) શ્રીઅભિનંદન (૫) શ્રીસુમતિનાથ, (૬) શ્રીસુપાર્શ્વનાથ, (૭) શ્રીશીતલનાથ, (૮) શ્રી શ્રેયાંસનાથ, (૯) શ્રીવિમલનાથ (૧૦) શ્રીઅનંતનાથ, (૧૧) શ્રીધર્મનાથ, (૧૨) શ્રીશાન્તિનાથ, (૧૩) શ્રીકુંથુનાથ, (૧૪) શ્રીઅરનાથ, (૧૫) શ્રીનમિનાથ, અને (૧૬) શ્રીવર્ધમાન (મહાવીર સ્વામી) આચાર્યો (પીળા) છે. શ્રીપાર્શ્વનાથ અને શ્રીમલ્લિનાથ ઉપાધ્યાયો (નીલા) છે. શ્રી મુનિસુવ્રતસ્વામી અને શ્રીનેમિનાથ સાધુ (શ્યામ) છે. દુષ્ટ અરિષ્ટ-ક્રૂરગ્રહો તથા મારક રોગોની અસર દૂર કરવામાં ચક્રધારા સમાન આ અરિહંતો ભક્તિપૂર્વક નમન કરનારાઓને -(ધ્યાન કરનારાઓને) પ્રશંસનીય એવું મોક્ષ અને ખેચરત્વ આપો. ૨-૩.

तेलुक्क-वसीयरणं, मोहं सिद्धा कुणंतु भुवणस्स ।
जल-जलणाइ-सोलस-पयत्थं थंभंतु आयरिया ॥ ४ ॥
इहलोइय लाभकरा, उवज्झया हुंतु सव्वभयहरणा ।
पावुच्चाडण-ताडण-निउणा साहू सया सरह ॥ ५ ॥

સિદ્ધો ત્રૈલોક્યનું વશીકરણ અને જગતનું મોહન કરો. આચાર્યો જલ, અગ્નિ વગેરે સોલ પદાર્થોનું સ્તંભન કરો. ઉપાધ્યાયો ઈહલૌકિક લાભને કરનારા તથા સર્વ ભયોનું હરણ કરનારા થાઓ, અને પાપનું ઉચ્ચાટન તથા મારણ કરવામાં નિપુણ સાધુઓનું તમે સદા સ્મરણ કરો. ૪-૫.

महि–मंडलमरिहंता गयणं सिद्धा य सूरिणो जलणो ।
वर–संवरमुवज्झया, पवणो मुणिणो हरंतु दुहं ॥ ६ ॥

પૃથ્વીમંડળરૂપ અરિહંતો, આકાશમંડળરૂપ સિદ્ધો, અગ્નિમંડળરૂપ આચાર્યો, જલમંડળ રૂપ ઉપાધ્યાયો અને વાયુમંડળરૂપ મુનિઓ દુઃખનું હરણ કરો. ૬.

अरिहंता असरीरा, आयरिया तह उवज्झया मुणिणो ।
पंचक्खर–निप्फन्नो, ओँकारो पंच–परमिट्ठी ॥ ७ ॥

અરિહંતોનો પ્રથમાક્ષર अ, અશરીરી (સિદ્ધો)નો પ્રથમાક્ષર अ, આચાર્યોનો પ્રથમાક્ષર आ, ઉપાધ્યાયોનો પ્રથમાક્ષર उ અને મુનિઓનો પ્રથમાક્ષર म् એ પાંચ અક્ષરો વડે નિષ્પન્ન ૐકાર પંચ–પરમેષ્ઠિમય છે. ૭.

ससि–धवला अरिहंता, रत्ता सिद्धा य सूरिणोकणयं ।
मरगयभा उवज्झया, सामा साहू सुहं दिंतु ॥ ८ ॥

ચંદ્રમા જેવા ઉજ્જવલ અરિહંતો, રક્ત વર્ણવાળા સિદ્ધો, કનકવર્ણવાળા આચાર્યો, મરકત એટલે નીલવર્ણવાળા ઉપાધ્યાયો અને શ્યામવર્ણવાળા સાધુઓ સુખને આપો. ૮.

सीसत्था अरिहंता, सिद्धा वयणंमि सूरिणो कंठे ।
हिययम्मि उवज्झाया, चरणठिया साहुणो वंदे ॥ ९ ॥

મસ્તક પર સ્થપાએલા અરિહંતો, વદન પર સ્થપાએલા સિદ્ધો, કંઠ પર સ્થપાએલા આચાર્યો, હૃદય પર સ્થપાએલા ઉપાધ્યાયો અને ચરણ પર સ્થપાએલા સાધુઓને હું વંદુ છું. ૯.

वट्टकला अरिहंता, तिउणा सिद्धा य लोढकल सूरी ।
उवज्झया विसुद्धकला, दीहकला साहुणो सुहया ॥ १० ॥

વર્તુલકલારૂપ અરિહંતો, ત્રિકોણકલારૂપ સિદ્ધો, ઊર્ધ્વકલારૂપ આચાર્યો, વિશુદ્ધકલારૂપ ઉપાધ્યાયો અને દીર્ઘકલારૂપ સાધુઓ સુખ આપનારા થાઓ. ૧૦.

पुंसित्थि–नपुंसय-राय–पुरिस–बहु-[सद्]-वण्णणिज्झाणं ।
जिण–सिध्ध–सूरि–वायग–साहूण कमे नमंसामि ॥ ११ ॥

પુલિંગ, સ્ત્રીલિંગ, નપુંસકલિંગ, રાજપુરુષ અને બહુવર્ણોના સમૂહથી નિષ્પન્ન એવા અરિહંત, સિદ્ધ, સૂરિ, ઉપાધ્યાય અને સાધુઓને હું ક્રમસર નમું છું. ૧૧.

पढम–दुसराऽरिहंता, चउस्सरा सिद्ध–सूरि-उवज्झया ।
दुग–दुगसरा कमेण, नंदंतु मुणीसरा दुसरा ॥ १२ ॥

પ્રથમ બે સ્વર (अ-आ) રૂપ અરિહંતો, પછીના બબ્બે સ્વરના ક્રમ પ્રમાણે ચાર ચાર સ્વરરૂપ (इ-ई-उ-ऊ) સિદ્ધો, (ऋ-ॠ-ऌ-ॡ) આચાર્યો અને (ए-ऐ-ओ-औ) ઉપાધ્યાયો તથા તે પછીના બે સ્વર (अं अः)રૂપ મુનીશ્વરો (અમને) આનંદ પમાડો. ૧૨.

वण्ण-निवहो ककाई, जेसिं बीओ हकार-पज्जंतो।
निय-निय-सर-संजोगा, सरेमि चूडामणिं तेसिं ॥ १३ ॥

પોતપોતાના સ્વર-સંયોગથી (બનેલો) કકારથી હકાર સુધીનો વર્ણ-સમૂહ જેનું બીજ છે, તે ચૂડામણિ પંચ-પરમેષ્ઠિને હું સ્મરું છું. ૧૩.

सेयारुण-पीय-पियंगु वण्ण-कसिणाइ विडवि-पत्ताइं।
अंबिल-महु-तित्त-कसाय-कडुअ परमिट्ठिणो वंदे ॥ १४ ॥

શ્વેત, અરુણ, પીત, નીલ અને કૃષ્ણરંગવાળા વૃક્ષનાં પત્રો જેવાં તથા આમ્લ, મધુર, તિક્ત, કષાય, અને કટુરસરૂપ પરમેષ્ઠિઓને હું વંદુ છું. ૧૪.

नंदा-तिहि अरिहंता, भद्दा सिद्धा य सूरिणो य जया।
तिहि रित्तो उवज्झया, पुण्णा साहू सुहं दिंतु ॥ १५ ॥

નંદાતિથિરૂપ અરિહંતો, ભદ્રાતિથિરૂપ સિદ્ધો, જયા-તિથિરૂપ આચાર્યો, રિક્તાતિથિરૂપ ઉપાધ્યાયો અને પૂર્ણાતિથિરૂપ સાધુઓ સુખ આપો. ૧૫.

ससि-मंगलमरिहंता, बुहो य सिद्धा य सुरगुरू सूरी।
सुक्कोवज्झाय पुणो, साहू मंदो रहं भाणू ॥ १६ ॥

સોમ અને મંગળરૂપ અરિહંતો, બુધરૂપ સિદ્ધો, બૃહસ્પતિરૂપ આચાર્યો, શુક્રરૂપ ઉપાધ્યાયો અને શનિ તથા રવિરૂપ સાધુઓ શુભ છે. ૧૬.

कत्तिय-चित्तो अरिहा, वइसाहो मग्गमास सिद्धा य।
पोसो जिट्ठो भद्दव, आसोओ सूरिणो सुहया ॥ १७ ॥
माहासाढुज्झाया, फग्गुणमासो य सावणो साहू।
मह मंगलमरिहंता, अचिंत-चिंतामणी दिंतु ॥ १८ ॥

અરિહંતો કાર્તિક અને ચૈત્રસ્વરૂપ છે, સિદ્ધો માગશર અને વૈશાખસ્વરૂપ છે, આચાર્યો પોષ, જેઠ, ભાદ્રપદ અને આસો સ્વરૂપ છે, ઉપાધ્યાયો માહ અને આષાઢસ્વરૂપ છે તથા સાધુઓ ફાગણ અને શ્રાવણસ્વરૂપ છે. (તે) અચિંત્ય ચિંતામણિ એવા અરિહંતો મને મંગળ આપો. ૧૭-૧૮.

पुअसंग-मूल अरिहंता, तहा धणिट्ठाइ--पंचग--सिद्धा ।
दिय--रिक्खा आयरिया, नमामि सिरसा य भत्तीए ॥ १९ ॥

મૂળ જેના સાથમાં છે એવા પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજિત્ અને શ્રવણ નક્ષત્રરૂપ અરિહંતો, ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ અને રેવતી નક્ષત્રરૂપ સિદ્ધો અને આદિના નક્ષત્રો એટલે અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી અને મૃગશિર નક્ષત્રરૂપ આચાર્યોને ભક્તિથી શિર નમાવીને વંદું છું. ૧૯.

अद्दाइ जे रिक्खा, उवज्झया तेसि दिंतु फल--निवहं ।
चित्ता--साई साहू, सासय--सुक्खं महं दिंतु ॥ २० ॥

આર્દ્રાદિ એટલે આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની અને હસ્ત નક્ષત્રરૂપ ઉપાધ્યાયો ગુણનો સમૂહ આપો. ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા અને જયેષ્ઠા નક્ષત્રરૂપ સાધુઓ મને શાશ્વત સુખ આપો. ૨૦.

जमु कन्ना विस अरिहा, मेसो मयरो य अंतिणो सिद्धा ।
पंचाणण--अलि सूरी, धणू य मिहुणो उवज्झाया ॥ २१ ॥

कक्कड--तुला य साहू, दोदह रासी य पंच--परमिट्ठी ।
भावेणं थुणमाणो, पावइ सुक्खं च मुक्खं च ॥ २२ ॥

કુંભ, કન્યા અને વૃષભરાશિરૂપ અરિહંતો, મેષ, મકર અને મીન રાશિરૂપ સિદ્ધો, સિંહ અને વૃશ્ચિક રાશિરૂપ આચાર્યો, ધન અને મિથુન રાશિરૂપ ઉપાધ્યાયો તથા કર્ક અને તુલા રાશિરૂપ સાધુઓ, એમ બારે રાશિઓરૂપ પંચ-પરમેષ્ઠિને ભાવથી સ્તવનારા આ જગતના સુખ તથા (આધ્યાત્મિક ઉન્નતિના પરમ ફળરૂપ) મોક્ષને પામે છે. ૨૧-૨૨.

पुव्वाणपुव्विहिट्ठा, समयभेएण कुण जहा--जिट्ठं ।
उवरिम--तुल्लं पुरओ, निसेज्ज पुव्वक्कमो सेसे ॥ २३ ॥

પૂર્વાનુપૂર્વીક્રમથી મૂકેલા આંકડાની નીચે જ્યેષ્ઠના ક્રમ મુજબનો આંકડો સમયનો ભેદ કર્યા વિના મૂકવો. એની આગળ ઉપરની તુલ્ય આંકડા નીચે ઉતારવા અને એની પાછળ બાકી રહેલા આંકડા પૂર્વાનુપૂર્વીક્રમથી મૂકવા. ૨૩.

जंमि य निक्खित्ते, पुणरवि सो चेव अंक--विण्णासो ।
सो होइ समयभेओ, वज्जेयव्वो पयत्तेण ॥ २४ ॥

જ્યેષ્ઠ તરીકે જેને મૂકવા જતાં ફરીથી પણ જો એ જ અંક (આગળ માટે) ઉતારવો પડતો હોય તો તે 'સમય-ભેદ' કહેવાય; તેને ખાસ ચોકસાઈ રાખી વર્જવો. ૨૪.

इच्छिय-पय अंकाणं, नासब्भासो य भंग-परिमाणं।
अंतंक-भाग-लद्धं, ठवियंका पुण पुण धरियं ॥ २५ ॥

मूलिग-पंति दुए पुण, अंको नो ठविय दुन्नि जे अंका।
तेसि दुभंगे काउ, निसिज्ज कमउक्कमेणं तु ॥ २६ ॥

ઇચ્છિતપદોના આંકડાઓને સ્થાપી તેનો પરસ્પર ગુણાકાર કરતાં જે રકમ આવે તે ભાંગાનું પરિમાણ કહેવાય. (તે ભાંગાઓને રચવા માટે) ભાંગાના કુલ પરિમાણને અંતિમ આંકડાથી ભાંગતા જે રકમ મળે તેટલી તેટલીવાર તે સ્થાપિત અંકોને જમણા હાથની મૂળ પહેલી પંક્તિમાં (અર્થાત્ આમ છેલ્લી પંક્તિમાં) મૂકવા. પછી જોડેની બીજી પંક્તિમાં (એ જ હિસાબે, પણ) જે અંક ખેવડાય તે ન મૂકવા. (આમ કરતાં છેવટે બે પંક્તિ મૂકવાની રહે તેમાં બાકીના આંક) બબ્બે ભાંગે ક્રમ-ઉત્ક્રમથી મૂકવા. ૨૫-૨૬.

तं नत्थि जं न इत्थं, निमित्त-गह-गणिय-मंत-तंताइं।
जं पत्थिअं न यच्छइ, कहेइ जं पुच्छिअं सयलं ॥ २७ ॥

નિમિત્તશાસ્ત્ર, ગ્રહચાર, ગણિત, મંત્ર, તંત્ર આદિ કોઈપણ વિષય એવો નથી કે જે પંચ-પરમેષ્ઠી નમસ્કારમાં ન હોય. તેમજ કોઈ પ્રાર્થેલી વસ્તુ એવી નથી કે જે આ નમસ્કાર આપે નહિ, અથવા કોઈ પૂછેલી વસ્તુ એવી નથી કે જે સઘળીનો ઉત્તર આ નમસ્કાર કહે નહિ. ૨૭.

तिहुयण-सामिणि-विज्जा, महमंतो मूल-मंत-तंताइं।
इत्थ ठिअं पि न नज्जइ, गुरूवएसं विणा सम्मं ॥ २८ ॥

ત્રિભુવસ્વામિની વિદ્યા, મહામંત્ર, (अर्हं એ) મૂળમંત્ર અને તંત્રાદિ એ બધું આમાં રહેલું છે, પણ ગુરુના ઉપદેશ વગર (તે) સમ્યક્ પ્રકારે જાણી શકાતું નથી. ૨૮.

सुमिरिय-मित्तं पि इमं, तत्तं नासेइ सयल-दुरियाइं।
पारंपरेण नायं, तं नत्थि सुहं न जं कुणइ ॥ २९ ॥

(ગુરુ) પરંપરાથી જ્ઞાત (જાણેલુ) આ તત્ત્વ સ્મરણમાત્રથી સર્વ અનિષ્ટોનો નાશ કરે છે, અને એવું કોઈ પણ (લબ્ધિજન્ય) સુખ નથી કે જે પરંપરાએ આ નમસ્કાર કરે (આપે) નહિ. ૨૯.

पंच-नवकार-तत्तं, लेसेणं संसिअं अणुहवेणं।
'सिरिमाणतुंग'-माहिंदसुज्जलं सिवसुहं दिंतु ॥ ३० ॥

(આ) પંચ નવકાર-તત્ત્વ (સ્તોત્ર) અનુભવથી સંક્ષેપમાં કહ્યું છે. તે (આ સ્તવનના રચયિતા) શ્રીમાનતુંગસૂરિ તથા (આ સ્તવન રચવાની વિજ્ઞપ્તિ કરનાર સુશ્રાવક)

**શ્રીમહેન્દ્રને** ઉજ્જવલ શિવ-સુખ આપો. અથવા સર્વોચ્ચ શ્રી અને પ્રતિષ્ઠાવાળું તથા મહેન્દ્રાદિ દેવલોકથી પણ ઉજ્જવલ એવું શિવસુખ આપો. ૩૦.

**संभरह पढह झायह, णिच्चं घोसेह णवह अरिहाई।**
**सिद्धपयं जइ इच्छह, तस्सेव य अत्तणो णाणं ॥ ३१ ॥**

જો સ્વર્ગપદની ઈચ્છા હોય, તેમજ આત્મજ્ઞાનની અભિલાષા હોય તો આ સ્તવનને સંભારો, એનો પાઠ કરો, એનું ધ્યાન ધરો અને નિત્ય ઘોષ-પૂર્વક અર્હદાદિ પંચ-પરમેષ્ઠીને નમસ્કાર કરો. ૩૧.

**नन्नु उवसग्गे पीडा, क्रूरग्गह-दंसणं भओ संका।**
**जइ वि न हवंति एए, तहवि सगुज्झं भणिज्जासु ॥ ३२ ॥**

ખરેખર ઉપસર્ગ, પીડા, ક્રૂરગ્રહ-દર્શન, ભય, શંકા જો ન હોય તો પણ (આ મંત્રનો કે આ સ્તોત્રનો) શુભ-ધ્યાન-પૂર્વક પાઠ કરો. ૩૨.

**एसो परम-रहस्सो, परमो मंतो इमुत्ति भुवणंमि।**
**ता किमिह बहुविहेहिं, गहिएहिं पुत्थयसएहिं ॥ ३३ ॥**

ત્રિભુવનમાં આ પરમ રહસ્ય છે, આ પરમ મંત્ર છે, તો બહુ પ્રકારના પુસ્તકોના સમૂહને ભણવાથી શું? ૩૩.



परिशिष्ट ८

# पंच परमेष्ठि नमस्कार स्तोत्र ॥

परमिट्ठि-णमुक्कारं, थुणामि भत्तीइ नवपयाणं।
पत्थार – भंगसंखा – नट्ठुद्दिट्ठाइ – कहणेण ॥ १ ॥

હું પરમેષ્ઠિ નમસ્કારને-તેના નવપદોના પ્રસ્તાર, ભંગસંખ્યા, નષ્ટ, ઉદ્દિષ્ટ આદિના કહેવાવડે ભક્તિપૂર્વક સ્તવું છું. ૧.

एगाईण पयाणं, गण अंताणं परोप्परं गुणणो।
अणुपुव्विप्पमुहाणं, भंगाणं हुंति संखाओ ॥ २ ॥

(પ્રસ્તારનો વિષય ઘણો લાંબો હોવાથી પ્રથમ ભંગ-સંખ્યા સમજાવે છે.)

એક વગેરે પદોને ગણના અંત-સુધી ગુણવાથી આનુપૂર્વી વગેરે ભંગોની સંખ્યા થાય છે. ૨.

एगस्स एगभंगो, दोण्हं दो चेव तिण्ह छब्भंगा।
चउवीसं च चउण्हं, विसुत्तरसयं च पंचण्हं ॥ ३ ॥

એક ગણની ભંગ-સંખ્યા એક છે, બેની ભંગસંખ્યા બે છે, ત્રણની ભંગ-સંખ્યા છ છે, ચારની ભંગ-સંખ્યા ચોવીશ છે અને પાંચની ભંગ-સંખ્યા એકસોવીસ છે. ૩.

सत्त य सयाणि बीसा, छण्हं पणसहस्स चत्त सत्तण्हं।
चालीस-सहस्स तिसया, वीसुत्तरा हुंति अट्ठण्हं ॥ ४ ॥

लक्खतिगं बासट्ठी, सहस्स अट्ठय सयाणि तह असिई।
नवकार-नवपयाणं, भंगयसंखा उ सव्वा उ ॥ ५ ॥

છની ભંગ-સંખ્યા સાતસોવીસ છે, સાતની ભંગ-સંખ્યા પાંચહજાર ચાલીસ છે, આઠની ભંગ-સંખ્યા ચાલીસહજાર ત્રણસોવીસ છે. અને નવકારના નવપદોની ભંગ-સંખ્યા ત્રણલાખ બાસઠહજાર આઠસોએંસી છે. ૪-૫.

तत्थ पढमाणुपुव्वी, चरमा पच्छाणुपुव्विया नेया।
सेसा उ मज्झिमाओ, अणाणुपुव्वीओ सव्वाओ ॥ ६ ॥

આ ભંગો પૈકી પ્રથમ ભંગ-સંખ્યાને 'આનુપૂર્વી, છેલ્લી ભંગ-સંખ્યાને 'પશ્ચાનુપૂર્વી' અને બાકીની વચલી ભંગ-સંખ્યાઓને 'અનાનુપૂર્વી' જાણવી. ૬.

अणुपुव्वि-भंगहिट्ठा जिट्ठट्ठविअग्गओ उवरि सरिसं ।
पुव्वि जिट्ठाइकमा, सेसे मुत्तुं समयभेयं ॥ ७ ॥

આનુપૂર્વી ભાંગાની નીચે આગલી પંક્તિમાં જ્યેષ્ઠ અંકની સ્થાપના કરો, આગળ ઉપર સમાન અંકની સ્થાપના કરો અને સમય ભેદ (જેની વ્યાખ્યા આગળ આવશે) ને છોડીને બાકીના અંકોને ક્રમથી પહેલા મૂકો. (એટલે અનાનુપૂર્વીની સંખ્યા તૈયાર થશે.) ૭.

एगाईण पयाणं, उड्ढ अहो आययासु-पंतीसु ।
पत्थारकरणमवरं, भणामि परिवट्टअंकेहि ॥ ८ ॥

એક, બે, ત્રણ વગેરે પદોની ઉપર અને નીચે લાંબી પંક્તિઓમાં પરિવર્તાંકદ્વારા હું પ્રસ્તારની બીજી વિધિને કહું છું. ૮.

अंतंकेण विभत्तं गणगणिअं लद्धु अंकु सेसेहिं ।
भइअव्वो परिवट्टा, नेया नवमाइ—पंतीसु ॥ ९ ॥

ગણના ગણિતને છેલ્લા અંકે ભાગવાથી જે સંખ્યા ભાગમાં આવે તેને બાકીના અંકોનો ક્રમશઃ ભાગ દેવો જોઇએ. આ રીતે જે ભાગ આવે તેને નવમ આદિ પંક્તિઓનાં પરિવર્તાંક જાણવા. ૯.

पुव्वगण-भंगसंखा, अहवा उत्तरगणंमि परिवट्टो ।
नियनियसंखा नियनिय-गणअंतंकेण भत्ता वा ॥ १० ॥

અથવા પૂર્વગણની જે ભંગ-સંખ્યા છે, તે ઉત્તરગણમાં પરિવર્ત તરીકે જાણવી. અથવા પોતપોતાની ભંગ-સંખ્યામાં ગણના છેલ્લા અંકનો ભાગ દેવાથી પરિવર્ત-સંખ્યા પ્રાપ્ત થાય છે. ૧૦.

इग इग दु छ चउवीसं, विसुत्तरसयं च सत्त सयवीसा ।
पण सहस्स चालीसा, चत्त-सहस्सा तिसयवीसा ॥ ११ ॥

એક, એક, બે, છ, ચોવીસ, એકસોવીસ, સાતસોવીસ, પાંચહજાર ચાલીસ, તથા ચાલીસહજાર ત્રણસોવીસ (એ અનુક્રમ ગણની પરિવર્ત સંખ્યા છે.) ૧૧.

परिवट्टंकपमाणा, अहो अहो अंतिमाइपंतीसु ।
अंतिमपभिई अंका, ठविज्ज वज्जिअ समयभेयं ॥ १२ ॥

પોતપોતાના પરિવર્તાંક પ્રમાણે અર્થાત્ જેટલી તેમની સંખ્યા છે, તેટલીવાર પશ્ચાનુપૂર્વીવડે પ્રથમ પંક્તિમાં છેલ્લેથી લઇને અંકોને નીચે નીચે મૂકવા, પરંતુ તેમાં સમયભેદને છોડી દેવો. (અર્થાત્ એકસરખા બે અંકો પાસે પાસે ન મૂકવા.) ૧૨.

जा सयल भंगसंखा, नवरं पंतीसु दोसु पढमासु ।
कमउक्कमओ दुण्हवि, सेसे अंके ठविज्जासु ॥ १३ ॥

ઉપરના અંકોને ત્યાં સુધી મૂકવા કે જ્યાં સુધી બધા ભંગોની સંખ્યા પૂરી થઈ જાય. અહીં વિશેષતા એટલી સમજવી કે પ્રથમ બે પંક્તિઓમાં બાકીના બે અંકોને ક્રમ અને ઉત્ક્રમથી મૂકવા. ૧૩.

जंमि अ निक्खित्ते खलु, सो चेव हविज्ज अंक–विन्नासो ।
सो होइ समय--भेओ, वज्जेअव्वो पयत्तेण ॥ १४ ॥

જે અંકને મૂકવાથી તે જ અંક–રચના એટલે બન્ને સરખા અંકો પાસે પાસે આવી જાય તેને સમયભેદ સમજવો. તે અહીં પ્રયત્નપૂર્વક છોડી દેવો. ૧૪.

नट्ठंको भाइज्जइ, परिवट्टेहिं इहंतिमाईहिं ।
लद्धा अंताइगया, तयग्गिमं जाण नट्ठंतु ॥ १५ ॥

નષ્ટાંક અર્થાત્ નષ્ટરૂપનો જે સંખ્યાંક છે, તેમાં અંત્યાદિ (અંત્યથી શરૂ કરેલા) પરિવર્તાંકોનો ભાગ દેવામાં આવે છે, તેથી જે ભાગફળ આવે છે, તેની અંક સંખ્યા પ્રમાણે અંત્યાદિ અંકોને ગત (ગએલા) અને તેની આગળના અંકને નષ્ટ જાણવો. ૧૫.

इगसेसं सेसंका, ठाविज्ज कमेण सुन्न सेसंमि ।
लद्धं कुरु इगहीणं, उक्कमओ ठवसु सेसंके ॥ १६ ॥

એક શેષ રહેતાં બાકીના અંકોને પ્રથમ વગેરે પંક્તિઓમાં ક્રમથી મૂકવા અને શૂન્ય શેષ રહે તો તે ભાગ ફળમાંથી એક ઘટાડી નાખવો અને બાકીના અંકોને ક્રમભેદથી મૂકવા. ૧૬.

अंताइगया अंका, निय--निय--परिवट्टताडिया सव्वे ।
उद्दिट्ठभंगसंखा, इगेण सहिआ मुणेअव्वा ॥ १७ ॥

અંતિમથી માંડીને ગએલા બધા અંકોનો જ્યારે પોતપોતાના પરિવર્તાંકોથી ગુણાકાર કરવામાં આવે અને તેમાં એક જોડી દેવામાં આવે, ત્યારે ઉદ્દિષ્ટ ભંગની સંખ્યા પ્રાપ્ત થાય છે. ૧૭.

नट्ठुद्दिट्ठविहाणे, जे अंका अंतिमाइ--पंतीसु ।
पुव्वं ठविआ नहि ते, गयंकगणणे गणिज्जंति ॥ १८ ॥

નષ્ટ અને ઉદ્દિષ્ટાંક શોધવાના પ્રસંગે અંતિમ આદિ સ્થાનમાં જે અંકોની પૂર્વ સ્થાપના કરી છે, તેને ગતાંકો ગણવામાં આવતા નથી. ૧૮.

पढमाए इगकोट्ठो, उड्ढं अहो आययासु पंतीसु ।
एगेगवड्ढमाणा, कोट्ठा सेसासु सव्वासु ॥ १९ ॥

ઉપર અને નીચે લાંબી લીટીઓ ખેંચવાથી પહેલી પંક્તિમાં એક કોઠો થાય છે. અને બાકીની સર્વ પંક્તિઓમાં અનુક્રમે એક એક વધારે થાય છે. ૧૯.

इगुआइमपंतीए, सुन्ना अन्नासु आइ-कोट्ठेसु ।
परिवट्टा वीएसु, दुगाइ गुणिआय सेसेस ॥ २० ॥

પ્રથમ પંક્તિના પ્રથમ કોઠામાં એકની સ્થાપના કરવી, અને શેષ પંક્તિઓના પ્રથમ કોઠામાં શૂન્યની સ્થાપના કરવી. બીજા કોઠાઓમાં પરિવર્તાંકોની તથા શેષ કોઠાઓમાં બે આદિથી ગુણિત અંકની સ્થાપના કરવી. ૨૦.

पुव्वट्ठिअंके मुत्त, गणिअव्वा अंतिमाइ पंतीसु ।
कुट्ठाउ ऊवरिमाओ, आइं काउण लहु अंकं ॥ २१ ॥

પૂર્વ રહેલા અંકોને છોડીને તથા લઘુ અંકોથી લઇને ઉપરના કોઠાથી અંતિમ આદિ પંક્તિઓમાં ગણના કરવી જોઇએ. ૨૧.

अहवा जिट्ठं अंकं, काउग मुत्तु ठवि अंके ।
पंतीसु अंतिमाइसु, हिट्ठिम--कोट्ठाउ गणिअव्वं ॥ २२ ॥

અથવા જ્યેષ્ઠ અંકથી લઇને અને મૂકેલા અંકોને છોડીને, નીચેના કોઠાથી અંતિમથી લઇને પંક્તિઓમાં ગણના કરવી જોઇએ. ૨૨.

पइपंतिएगकोट्ठय--अंकग्ग णेण जेहिं जेहिं सिआ ।
मूलइगंकजुएहि, नट्ठंको तेसु खिव अक्खे ॥ २३ ॥

પ્રત્યેક પંક્તિમાં એક કોઠાના અંકને ગ્રહણ કરીને તેમાં એક ઉમેરવાથી જે જે કોઠાએના અંકો તથા મૂલ પંક્તિના અંકોથી નષ્ટાંક થઈ જાય તે કોઠાઓમાં અક્ષોને— કલ્પિતને મૂકો. ૨૩.

अक्खट्ठाण समाइं, पंतीसु अ तासु नट्ठरूवाइं ।
नेयाइ सुन्नकोट्ठय--संखा- सरिसाइं सेसासु ॥ २४ ॥

તે પંક્તિઓમાં અક્ષ-સ્થાનની સમાન નષ્ટરૂપ જાણવું જોઇએ, તથા બાકીની પંક્તિઓમાં શૂન્ય કોઠાની સંખ્યા પ્રમાણે નષ્ટરૂપ જાણવું જોઇએ. ૨૪.

उद्दिट्ठ--भंग- अंक--प्पमाण- कोट्ठेसु संति जे अंका ।
उद्दिट्ठ-भङ्ग -संखा, मिलिएहिं तेहिं कायव्वा ॥ २५ ॥

ઉદ્દિષ્ટ ભાંગાના અંકો પ્રમાણે કોઠાઓમાં જે આંકડાઓ રહેલા છે, તે બધાને મેળવીને ઉદ્દિષ્ટ ભાંગાની સંખ્યા બનાવવી જોઈએ. ૨૫.

इय अणुपूव्विप्पमुहे, भंगे सम्मं विआणिउं जोउ।
भावेण गुणइ निच्चं, सो सिद्धि-सुहाइं पावेइ ॥ २६ ॥

આવી જ રીતે આનુપૂર્વી, અનાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વીના ભાંગાઓને સારી રીતે જાણીને જે આને ભાવપૂર્વક પ્રતિદિન ગણે છે, તે મોક્ષના સુખોને પ્રાપ્ત કરે છે. ૨૬.

जं छम्मासिय--वरिसिअ--तवेण तिव्वेण झिज्झए पावं।
नमुक्कार--अणणुपुव्वीगुणणेण तयं खणद्धेण ॥ २७ ॥

જે પાપ છ મહિનાના કે વર્ષભરના ઉગ્રતપથી નાશ પામે છે, તે પાપ નમસ્કાર મંત્રની અનાનુપૂર્વીને ગણવાથી અડધા ક્ષણમાં વિલીન થાય છે. ૨૭.

जो गुणइ अणणुपुव्वी, भंगे सयले वि सावहाणमणो।
दढ-रोस-वेरिएहिं, बद्धो वि स मुच्चए सिग्घं ॥ २८ ॥

જે મનુષ્ય એકાગ્રચિત્તે અનાનુપૂર્વીના બધાય ભાંગાઓને ગણે છે, તે અતિરોષે ભરાએલા દુશ્મનોથી બંધાએલો હોવા છતાં પણ શીઘ્ર જ મુક્ત-દશાને પામે છે. ૨૮.

एएहिं अभिमंतिअ-वासेगं सिरिसिरिवित्तमित्तेण।
साइणि--भूअप्पमुहा, नासंति खणेण सव्वगहा ॥ २९ ॥

આનાથી અભિમંત્રિત વાસક્ષેપથી કે શ્રીવર્તથી શાકિની, ભૂત વગેરે તથા બધા ગ્રહો ક્ષણભરમાં નષ્ટ થઈ જાય છે. ૨૯.

अन्ने वि अ उवसग्गा, रायाइभयाइं दुट्ठरोगा य।
नव-पय-अणानुपुव्वी-गुणणेणं जंति उवसामं ॥ ३० ॥

નવ-પદોની અનાનુપૂર્વીને ગણવાથી બીજા પણ ઉપદ્રવો, રાજા વગેરેના ભય તથા દુષ્ટ રોગો શાન્ત થઈ જાય છે. ૩૦.

तवगच्छमंडणाणं, सीसो सिरिसोमसुंदरगुरूणं।
परमपयसंपयत्थी, जंपइ नवपयथुयं एयं ॥ ३१ ॥

તપગચ્છના આભૂષણ સમાન **શ્રીસોમસુંદર** ગુરુના શિષ્ય, પરમ-પદ (મોક્ષ)રૂપ સમ્પત્તિના અભિલાષી **શ્રીજિનકીર્તિસૂરી** આ નવ-પદ-સ્તોત્ર (પંચ-પરમેષ્ઠિ-નમસ્કાર-સ્તોત્ર)ને કહે છે. ૩૧.

'पंच--नमुक्कार-थुयं', एयं सेयकरं तिसंझमवि ।
जो झाएइ लहइ सो, 'जिनकित्ति' अमहिमसिद्धिसुहं ॥ ३२ ॥

સુખકર એવા આ પંચ-નમસ્કાર-સ્તોત્રનું જે ત્રણે વખત ધ્યાન કરે છે, તે જેનો મહિમા સ્વયં જિનેશ્વરોએ વર્ણવ્યો છે એવા મોક્ષ-સુખને પામે છે.

આ શ્લોકમાં "जिनकीर्ति" એ પ્રમાણે કર્તાએ પોતાનું નામ પણ સૂચિત કર્યું છે. ૩૨.

——:( ० ):——

परिशिष्ट ९

# नमस्कार फल स्तोत्र ।

घण–घाइकम्म–मुक्का, अरहंता तह य सव्व–सिद्धा य ।
आयरिय उवज्झाया, पवरा तह सव्व–साहू य ॥ १ ॥
एयाण नमुक्कारो, पंचण्ह वि पवर–लक्खण–धराणं ।
भवियाण होइ सरणं, संसारे संसरंताणं ॥ २ ॥

ઘનઘાતી કર્મોથી રહિત અરિહંતો, સર્વસિદ્ધો, પ્રવર એવા આચાર્યો, ઉપાધ્યાયો તેમજ સર્વ સાધુઓ શ્રેષ્ઠ લક્ષણને ધારણ કરનારા એ પાંચેય પરમેષ્ઠિઓને કરેલો નમસ્કાર સંસારમાં ભટકતા ભવ્ય-પ્રાણિઓને શરણરૂપ છે. ૧-૨.

उड्ढमहो–तिरियम्मि य, जिण–णवकारो पहाणवो नवरं ।
नर–सुर–सिव सुक्खाणं, कारणं (च) इत्थ भुवणम्मि ॥ ३ ॥

ઉર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્-લોકમાં શ્રીજિન (કથિત) નવકાર પ્રધાન છે. તથા મનુષ્યના સુખો, દેવના સુખો અને મોક્ષનાં સુખોનું પરમ કારણ છે. ૩.

तेण इमो निच्चं चिय, पढिज्ज सुतुट्ठि एहि अणवरयं ।
होइ च्चिय दुह–दलणो, सुह -जणणो भविय- लोयस्स ॥ ४ ॥

તે કારણે સૂતાં અને ઊઠતાં નિરંતર નવકાર (મંત્ર)ને ગણવો જોઈએ. તે નિશ્ચયપૂર્વક ભવ્ય-લોકોના દુઃખોને દળનારો અને સુખોને ઉત્પન્ન કરનારો છે. ૪.

जाए वि जो पढिज्जइ , जेण य जायस्स होइ वहुरिद्धि ।
अवसाणे वि पढिज्जइ, जेण मओ सुग्गइं जाइ ॥ ५ ॥

જનમ સમયે જો તે ભણુવામાં આવે તો જનમ લેનારને બહુ સંપત્તિ આપનારો થાય છે અને મૃત્યુ સમયે જો ભણુવામાં આવે તો મૃત્યુ પછી સુગતિને આપનારો થાય છે. ૫.

आवईहिं पि पढिज्जइ, जेण य लंघेइ आवइसयाइं ।
रिद्धीहिं पि पढिज्जइ, जेण य सा जाइ वित्थारं ॥ ६ ॥

આપત્તિના સમયે પણુ જો તેને ભણુવામાં આવે તો સેંકડો આપત્તિઓથી પાર પમાય છે અને સંપત્તિના સમયે ભણુવામાં આવે તો તે સંપત્તિઓ વિસ્તાર પામે છે. ૬.

नव सिरि हुंति सुराणं, विज्जाहर तेय नर वरिंदाणं ।
जेण इमा नवकारो, सासुव्व पइट्ठिओ कंठे ॥ ७ ॥

આ નવકારને શ્વાસની માફક જે કંઠને વિષે ધારણુ કરે છે, તે દેવતાઓ હોય તો નવ લક્ષ્મીને પ્રાપ્ત કરે છે. અને નરવરેંદ્રો હોય તો વિદ્યાધરના તેજને પ્રાપ્ત કરે છે. ૭.

जह अहिणा दट्ठाणं, गारुडमंतो विसं पणासेइ ।
तह नवकारो मंतो, पाव-विसं नासइ असेसं ॥ ८ ॥

જેમ ગારુડમંત્ર સર્પથી કરડાએલાના વિષનો નાશ કરે છે, તેમ નવકાર-મહામંત્ર સમગ્ર પાપરૂપી વિષનો નાશ કરે છે. ૮.

किं एस-महारयणं ? किं वा चिंतामणि व्व नवकारो ।
किं कप्पद्दुम-सरिसो ? नहु नहु ताणं पि अहिययरो ॥ ९ ॥

चिंतामणि-रयणाइं, कप्पतरू इक्क-जम्म-सुह-हेऊ ।
नवकारो पुण पवरो, सग्ग-पवग्गाण दायारो ॥ १० ॥

શું આ નવકાર મહારત્ન છે? અથવા ચિંતામણિ રત્ન કે કલ્પવૃક્ષ સમાન છે? નહિ, નહિ એ તો તેનાથી પણુ વધારે શ્રેષ્ઠ છે. કારણુ કે ચિંતામણિ રત્ન વગેરે અને કલ્પવૃક્ષ તો એક જનમમાં સુખના કારણુ છે, જ્યારે શ્રેષ્ઠ એવો નવકાર તો સ્વર્ગ અને મોક્ષને આપનારો છે. ૯-૧૦.

जं किंचि परमतत्तं, परमप्पय-कारणं च जं किंचि ।
तत्थ वि सो नवकारो, झाइज्जइ परमजोगीहिं ॥ ११ ॥

જે કાંઈ પરમતત્ત્વ છે અને જે કાંઈ પરમપદનું કારણુ છે, તેમાં પણુ તે નવકાર પરમયોગીઓવડે ચિંતવાય છે. ૧૧.

जो गुणइ लक्खमेगं, पूएइ विहीइ जिण-नमुक्कारो ।
तित्थयर-नाम गुत्तं, सो बंधइ नत्थि संदेहो ॥ १२ ॥

જે એક લાખ નવકારને ગણે છે અને વિધિપૂર્વક શ્રીજિનેશ્વરદેવને પૂજે છે, તે શ્રીતીર્થંકર-નામ-ગોત્રને બાંધે છે, એમાં સંદેહ નથી. ૧૨.

सट्ठिसयं विजयाणं, पवराणं जत्थ सासओ कालो।
तत्थ वि जिण-नवकारो, इय एस पढिज्जइ निच्चं ॥ १३ ॥

પાંચ મહાવિદેહક્ષેત્રના ઉત્તમ ૧૬૦ વિજયો છે કે જેમાં શાશ્વત (એક સરખો સુખનો) સમય છે. તેમાં પણ આ પ્રસિદ્ધ શ્રીજિન-નવકાર નિરંતર ભણાય છે. ૧૩.

एरावएहिं पंचहिं, पंचहिं भरएहिं सुच्चिय पढंति ।
जिण-नवकारो एसो, सासय-सिव-सुक्ख-दायारो ॥ १४ ॥

પાંચ ભરત અને પાંચ ઐરવત ક્ષેત્રમાં પણ શાશ્વત સુખને આપનારો આ જ નવકારમંત્ર ગણાય છે. ૧૪.

जेण मरंतेण इमो, नवकारो पाविओ कयत्थेण ।
सो देवलोइ गंतुं, परम-पयं तं पि पावेइ ॥ १५ ॥

મરતી વખતે જે કૃતાર્થ પુરુષે આ નવકાર-મંત્રને પ્રાપ્ત કર્યો છે, તે દેવલોકમાં જાય છે અને પરમ-પદને પણ પામે છે. ૧૫.

एसो अणाइकालो, अणाइ जीवो अणाइ जिणधम्मो ।
तइया वि ते पढंता, एसु च्चिय जिण-नमुक्कारं ॥ १६ ॥

આ કાળ અનાદિ છે, આ જીવ અનાદિ છે અને આ જિન-ધર્મ પણ અનાદિ છે, ત્યારથી લઈને (અનાદિ કાળથી) આ નવકાર તે ભવ્ય-જીવો વડે ભણાય છે. ૧૬.

जे केइ गया मुक्खं, गच्छंति य के वि कम्ममलमुक्का ।
ते सव्वे च्चिय जाणसु, जिण-नवकारप्पभावेणं ॥ १७ ॥

જે કોઈ મોક્ષમાં ગયા છે, અને જે કોઈ કર્મ-મલથી રહિત બનીને મોક્ષમાં જાય છે, તે સર્વે શ્રીનવકારના પ્રભાવથી ગયા છે, એમ નિશ્ચય-પૂર્વક સમજો. ૧૭.

न हु तस्स किं चि पहवइ, डाइणि-वेयाल-रक्ख-मारिभयं ।
नवकार-पभावेणं, नासंति सयल-दुरियाइं ॥ १८ ॥

નવકારના પ્રભાવથી ડાકિની, વેતાલ, રાક્ષસ અને મરકી વગેરેનો ભય કંઈ કરી શકતો નથી, તથા બધા પાપો નાશ પામે છે. ૧૮.

वाहि-जल-जलण-तक्कर-हरि-करि-संगाम-विसहर-भयाइं ।
नासंति तक्खणेणं, जिण-नवकार-प्पभावेणं ॥ १९ ॥

શ્રીનવકારના પ્રભાવથી વ્યાધિ, પાણી, અગ્નિ, ચોર, સિંહ, હાથી, સંગ્રામ અને સર્પ આદિના ભયો તત્કાળ નાશ પામે છે. ૧૯.

इय एसो नवकारो, भणिओ सुर–सिद्ध–खयर–पमुहेहिं ।
जो पढइ भत्ति–जुत्तो, सो पावइ परम–निव्वाणं ॥ २० ॥

દેવતાઓ, સિદ્ધો અને વિદ્યાધરોએ આ નવકારને ગણ્યો છે. જે કોઈ ભક્તિપૂર્વક આને ભણે છે, તે પરમ–નિર્વાણ (મોક્ષ)ને પામે છે. ૨૦.

अडवि–गिरिरन्न–मज्झे, भयं पणासेइ सुमरिओ मंतो ।
रक्खइ भविय–सयाइं, माया जह पुत्त–भंडाइं ॥ २१ ॥

જંગલ, પર્વત કે અરણ્યની મધ્યમાં સ્મરણ કરાએલો આ નવકાર ભયનો નાશ કરે છે અને માતા જેમ પુત્ર–દોહિત્રોનું રક્ષણ કરે છે તેમ આ સેંકડો ભવ્યોનું રક્ષણ કરે છે. ૨૧.

थंभेइ जलं जलणं, चिंतियमित्तो वि पंच-नवकारो ।
अरि–मारि–चोर–राउल, –घोरुवसग्गं पणासेइ ॥ २२ ॥

આ પંચ–નમસ્કાર ચિંતવવા માત્રથી પણ પાણી અને અગ્નિને થંભાવી દે છે, તથા શત્રુ, મરકી, ચોર અને રાજાઓના ઘોર ઉપસર્ગોનો નાશ કરે છે. ૨૨.

हियय–गुहाए नवकार–केसरी जाण संठिओ निच्चं ।
कम्मट्ठ–गंठि–दोघट्ट–घट्टयं ताण परिनट्ठं ॥ २३ ॥

જેઓની હૃદયરૂપી ગુફામાં નમસ્કારરૂપી કેસરીસિંહ સદા રહેલો છે, તેઓના આઠ કર્મની ગાંઠરૂપ હાથીના સમૂહ સમસ્ત પ્રકારે નાશ પામેલા છે. ૨૩.

तव–संजम–दाण–रहो, पंच-नमुक्कार-सारहि–निउत्तो ।
नाण–तुरंगम–जुत्तो, नेइ फुडं परम–निव्वाणं ॥ २४ ॥

પાંચ–નમસ્કારરૂપી સારથિથી નિયુક્ત અને જ્ઞાનરૂપી ઘોડાથી જોડાએલો; તપ, સંયમ અને દાનરૂપી રથ પ્રગટપણે પરમ નિર્વાણ (મોક્ષ)ને વિષે લઈ જાય છે. ૨૪.

जिण–सासणस्स सारो, चउदस–पुव्वाण जो समुद्धारो ।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ ? ॥ २५ ॥

જે શ્રીજિન શાસનનો સાર છે, ચૌદ પૂર્વનો સમ્યગ્ ઉદ્ધાર છે, તે નવકાર–મંત્ર જેના મનને વિષે સ્થિર છે, તેને સંસાર શું કરે ? અર્થાત્ કાંઈ પણ કરવા સમર્થ નથી. ૨૫.



# અમારાં અભૂતપૂર્વ પ્રકાશનો

ગણિતજ્યોતિઃ શાસ્ત્રી, વિદ્યારત્ન, સામુદ્રિકશાસ્ત્રરત્ન, જ્યોતિઃશાસ્ત્રમાર્તંડ, જ્યોતિષાચાર્ય ઈત્યાદિપદવીધર, પંચાંગકર્તા તથા જાતકચંદ્રિકા, સર્વાર્થ ચિંતામણિ, સામુદ્રિકરહસ્ય આદિ અનેક જ્યોતિષ ગ્રંથોના કર્તા

**શ્રી હિમ્મતરામ મહાશંકર જાનીએ સંપાદિત કરેલા**

## જૈન સામુદ્રિકશાસ્ત્રના પાંચ ગ્રંથ

ત્રિરંગી તથા સાદાં ઘણાં ચિત્રો સહિત એક જ વૉલ્યુમમાં

**કિંમત રૂ. ~~૧૬-૦-૦~~ ૩૦-૦૦**

આ એક અમૂલ્ય સંગ્રહ છે. જેમાં (૧) શ્રી મેઘવિજય ઉપાધ્યાયકૃત **હસ્ત સંજીવનમ્** (૨) નર-તુરગ-હસ્તિ પરીક્ષાશાસ્ત્રના પ્રણેતા પ્રાગ્વાટ કુલભૂષણ કવિવર દુર્લભરાજ પ્રણીત **સામુદ્રિકતિલક** (૩) પ્રાચીન જૈનાચાર્ય પ્રણીત **સામુદ્રિકશાસ્ત્ર** (૪) શ્રી પાર્શ્વચંદ્રસૂરિ કૃત **હસ્તકાંડ** અને (૫) વસંતરાજ શાકુન ઇત્યાદિ અનેક ગ્રંથોએ પ્રમાણ માનેલા ચૂડામણિશાસ્ત્રનો સારગ્રંથ **અર્હચ્ચૂડામણિસાર** એમ પાંચ ગ્રંથોનો સમાવેશ કરેલો છે.

પાંચે ગ્રંથો પોતપોતાના નામથી પ્રખ્યાત જ છે. પરંતુ અત્યાર પહેલાં તેમના વાસ્તવિક તત્ત્વને સમજાવી શકે તેવી રીતનું ટીકાટિપ્પણી ભાષાન્તર આદિ કોઇ જ સંપાદન થએલું ન હતું. શ્રી હિમ્મતરામ જાની કે જેઓ જ્યોતિષશાસ્ત્રના સિદ્ધાન્ત, સંહિતા અને હોરા એમ ત્રણે સ્કંધના નિષ્ણાત વિદ્વાન છે, તેમજ જ્યોતિષી તરીકે છેલ્લા વીશ વર્ષથી જ્યોતિષ તથા સામુદ્રિકશાસ્ત્રનો ઘણો ઊંડો અનુભવ ધરાવે છે. તેમણે છ વર્ષના લાગલાગટ પરિશ્રમથી અષ્ટાંગનિમિત્તશાસ્ત્ર ઉપર ઊંડો અભ્યાસ કરી ભંડારોની પ્રતો મેળવી હસ્તસંજીવન આદિ ઉપરોક્ત પાંચે ગ્રંથોનું સંશોધન, ભાષાન્તર તથા સંપાદન કરેલું છે. તેમજ નિમિત્તશાસ્ત્ર સંબંધી વિસ્તૃત નિબંધ યોજ્યો છે. જેથી સોનામાં સુગંધ જેવું થયું છે.

સરલ ભાષાન્તર, શુદ્ધ સંપાદન, વિષયને સ્પષ્ટ કરનારાં સામુદ્રિક લક્ષણ સૂચક ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ પ્રણીત એકરંગી તથા ત્રિરંગી ચિત્રો સાથે ઊંચા આર્ટ પેપર ઉપર આ ગ્રંથસંપુટ છાપવામાં આવેલો છે.

સામુદ્રિકશાસ્ત્રનો અભ્યાસ કરવા ઈચ્છતા જિજ્ઞાસુને શાસ્ત્રીયજ્ઞાન, પોતાની મેળે પોતાનાં અંગલક્ષણોની પરીક્ષા કરવા ઇચ્છનારને સાચો સહાયક અને સામુદ્રિકશાસ્ત્રના રસિકોને સાચું રસદર્શન ત્રણે વસ્તુ આ એક જ સંગ્રહ આપી શકશે.

તમારી લાયબ્રેરી આ સંગ્રહ વગર અધૂરી લાગશે.

**પ્રાપ્તિસ્થાન**

**સારાભાઈ મણિલાલ નવાબ.** છીપા માવજીની પોળ. **અમદાવાદ-૧**

